पिपर्ति सर्वदा सर्वकामितानि स्मृतोऽपि यः ।
स कल्पद्रुमजित्पार्श्वो स्यात्प्राणिप्रियंकरः ॥ २ ॥
पार्श्वक्रमनखाः पान्तु दीप्रदीपांकुरश्रियः ।
प्रत्यूहशलभाः सर्वभावावभासिनः ॥ ३ ॥
जयन्ति व्यञ्जिताशेषवस्तवोन्तस्तमोद्रुहः ।
गिरः सुधाकिरस्तीर्थकृतामद्भुतदीपिकाः ॥ ४ ॥
कृपाकटाक्षनिक्षेपनिपुणीकृतसेवकाः ।
भक्तव्यक्तसवित्री सा जयति श्रुतदेवता ॥ ५ ॥
जीयाज्जगद्गुरुर्विश्वजीवातुवचनामृतः ।
श्रीहीरविजयः सूरिर्मदीयस्य गुरोर्गुरुः ॥ ६ ॥
श्रीकीर्तिविजयान् सूते श्रीकीर्तिविजयाभिधः ।
शतकृत्वोऽनुभूतोऽयं मन्त्रः स्यादिष्टसिद्धिदः ॥ ७ ॥
अस्ति लोकस्वरूपं यद्विप्रकीर्णं श्रुताम्बुधौ ।
परोपकारिभिः पूर्वपण्डितैः पिण्ड्यते स्म तत् ॥ ८ ॥

---

સ્મરણમાત્રથી સર્વ મનકામના પૂર્ણ કરનારા, કલ્પવૃક્ષ કરતાં પણ અધિક–શ્રેષ્ઠ એવા શ્રીપાર્શ્વપ્રભુ સર્વદા સર્વ પ્રાણીઓનું ભલું કરો. ૨.

તેજસ્વી દીપકની શિખાની જેમ ઝગઝગાટ કરી રહેલા, વસ્તુમાત્રના સ્વરૂપને વ્યક્ત કરનારા, વિઘ્નહર શ્રીપાર્શ્વજિનના ચરણના નખ સર્વનું રક્ષણ કરો. ૩.

અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરી સર્વ પદાર્થોને પ્રકટ કરતી અદ્‌ભુત દીપિકા જેવી, જિનપ્રભુની અમૃતઝરતી વાણી સર્વત્ર વિજય પામે છે. ૪.

કૃપામૃતના છાંટા નાખીને જેણે પોતાના આરાધક–વર્ગને સચેતન કર્યા છે એવી ભક્તવત્સળ શ્રુતદેવી નિરન્તર જયશાળી વર્તે છે. ૫.

પોતાની ઉપદેશાત્મક વાણીવડે સકળ જગતના લોકોને ધર્મને વિષે જાગ્રત રાખનારા મારા ગુરૂના ગુરૂ જગતગુરૂ હીરવિજયસૂરિનો સદા વિજય થાઓ. ૬.

શ્રી ( લક્ષ્મી ), કીર્તિ અને વિજય પ્રાપ્ત કરાવનારો 'શ્રીકીર્તિવિજય' મંત્ર જે મેં અનેક વખત અનુભવ્યો છે તે સર્વ મનવાંછિત પૂર્ણ કરો. ૭.

દ્રવ્યલોક, ક્ષેત્રલોક, કાળલોક, અને ભાવલોક–એમ ચારે પ્રકારના 'લોક' નું સ્વરૂપ શાસ્ત્રસમુદ્રમાં છૂટું છવાયું પડયું છે–ભિન્નભિન્ન સ્થળે વર્ણવેલું છે. એને, પૂર્વે થઈ ગયેલા પરોપકારી પંડિતોએ એકસ્થળે સામટું એકત્ર કરેલ છે. ૮.

ततः सं[illegible]प्य नि[illegible]न्तमाम्नायैः करणादिभिः ।
संग्रहण्यादिसूत्रेषु भूयिष्ठार्थं [illegible]म् ॥ ९ ॥

साम्प्रतं च क्रमात्प्रायः प्राणिनो मन्दमेधसः ।
असुबोधमतस्तैस्त[illegible] कवित्वमिव बालकैः ॥ १० ॥

ततस्तदुपकृत्यै [illegible]न्मया किञ्चिद्वितन्यते ।
करणोक्त्यादिकाठिन्यमपाकृत्य यथामतिः ॥ ११ ॥

अयि प्रसन्नास्ते सन्तु सन्तः सर्वोपकारिणः ।
मयि प्रवृत्ते पुण्यार्थमावे[illegible]श्य स्वशक्यताम् ॥ १२ ॥

शि[illegible]क्रीडागृहप्राया ममेयं वचसां कला ।
निवेशनीयास्तत्रामी कथमर्था द्विपोपमाः ॥ १३ ॥

श्रीगुरूणां प्रसन्नानामचिन्त्यो महिमाथवा ।
तेजःप्रभावादादर्शे किं न मान्ति धराधराः ॥ १४ ॥

---

ત્યાંથી, એને સંક્ષિપ્ત કરીને ‘ કરણ ’ આદિ આમ્નાય[1] પ્રમાણે ‘ સંગ્રહણી[2] ’ આદિ-સૂત્રોમાં દાખલ કર્યું છે. એ સંક્ષેપમાં છે છતાં એમાંથી અર્થ બહોળો–વિસ્તારવંત નીકળે છે. ૯.

સાંપ્રતકાળમાં પ્રાય: પ્રાણીઓની બુદ્ધિ ક્રમેક્રમે મંદ થતી જાય છે તેથી, બાળકોને જેમ કવિતા સહેલાઇથી સમજાતી નથી એમ, એ ( લોકસ્વરૂપ ) એમને ( મંદબુદ્ધિવાળાઓને ) સહેલાઈથી સમજાતું નથી. માટે હું એમના ઉપકારાર્થે ‘ કરણ આમ્નાય ’ માં રહેલી કઠિનતા દૂર કરી એના વિષે કંઇક યથામતિ લખું છું. ૧૦–૧૧.

આ પ્રવૃત્તિ મેં પુણ્યાર્થે જ આદરી છે. મારામાં એ પ્રવૃત્તિને અંગે જોઈએ એટલું સામર્થ્ય નથી. માટે સર્વપર ઉપકારદૃષ્ટિથી જોનારા સંતપુરૂષો મારાપર પણ પ્રસન્ન થઇ એ જ દૃષ્ટિએ જોજો. ૧૨.

મારૂં લેખનસામર્થ્ય–ભંડોળ બાળકોના ક્રીડાગૃહ જેવું અલ્પપ્રમાણ છે. એની અંદર હસ્તિપ્રમાણ વિસ્તારવંત અર્થોનો[3] કેવી રીતે સમાવેશ કરી શકાશે એનો મને વિચાર થાય છે. પરંતુ મારા સદાકૃપાળુ ગુરૂરાજનો અચિન્ત્ય પ્રભાવ છે તેથી બધું થઈ શકશે. ન્હાનાશા દર્પણમાં મહાન પર્વતો સમાઇ જાય છે–એ એ દર્પણના સહાયક તેજના પ્રભાવથી થતું જોઇએ જ છીએ ને. ૧૩–૧૪.

---

૧. લેખિત કે પરંપરાગત સાંભળેલા ધર્માનુશાસનો પ્રમાણે. (કરણ=લેખિત સાબીતી. આમ્નાય–ઉક્તિ–પરંપરાગત દંતકથા. ૨. લઘુ સંગ્રહણી ’ અને ‘ બૃહત્ સંગ્રહણી ’ એમ બે પ્રકરણો છે એમાં યે ‘ લોક ’ સંબંધી હકીકત છે. ૩. (૧) ભાવાર્થ Sense, (૨) વસ્તુ, ચીજ.

संक्षिप्ताः संग्रहाः प्राच्या यथा ते सुपठा मुखे ।
तथासविस्तरत्वेन सुबोधो भवतादयम् ॥ १५ ॥

लोकप्रकाशनामानं ग्रन्थमेनं विचक्षणाः ।
आद्रियध्वं जिनप्रोक्तविश्वरूपानेरूपकम् ॥ १६ ॥

प्राप्यानुशासनमिदं समुपक्रमेहमैदंयुगीनविहरद्गुरुगौतमस्य ।
श्रीमत्तपागणपतेर्विजयादिदेवसूरीशितुर्विजयसिंहमुनीशितुश्च ॥ १७ ॥

मानैरंगुलयोजनरज्जूनां सागरस्य पल्यस्य ।
संख्यासंख्यानन्तैरुपयोगोऽस्तीह यद् भूयान् ॥ १८ ॥

ततः प्रथमस्तेषां स्वरूपं किञ्चिदुच्यते ।
तत्राप्यादावंगुलानां मानं वक्ष्ये त्रिधा च तत् ॥ १९ ॥

उत्सेधाख्यं प्रमाणाख्यमात्माख्यं चेति तत्र च ।
उत्सेधात्क्रमतो वृद्धेर्जातमुत्सेधमंगुलम् ॥ २० ॥

---

પૂર્વાચાર્યોએ અનેક સંગ્રહો સંક્ષેપમાં લખ્યા છે એ જેમ અલ્પપ્રયાસે મુખપાઠે થઈ શકે છે એજ પ્રમાણે આ મારૂં સંક્ષિપ્ત લખાણ પણ શીઘ્રબોધદાયક થાઓ. ૧૫.

જિનભાષિત જગત્સ્વરૂપનું, હું જેનેવિષે નિરૂપણ કરનારો છું એ આ 'લોકપ્રકાશ' ગ્રંથ સર્વ વિચક્ષણ સજ્જનોનો સત્કાર પામો. ૧૬.

જાણે ગૌતમગણધર પોતે આ યુગમાં વિચરવા આવ્યા હોયની એવા તપગચ્છાધિપતિ શ્રીમાન વિજયદેવસૂરિની તેમજ વિજયસિંહસૂરિની અનુજ્ઞા લઈને હું આ ગ્રંથ રચું છું. ૧૭.

## ગ્રંથારંભ.

આ ગ્રંથમાં સંખ્યાત-અસંખ્યાત-અને-અનન્ત, **આંગળ-યોજન-રજ્જુ-સાગરોપમ-અને પલ્યોપમ** એ નામના ( ક્ષેત્ર અને કાળનાં ) માપોની વારંવાર વાત આવ્યા જ કરશે માટે પ્રથમ એમની થોડી માહિતી આપું છું. ૧૮.

પહેલું **આંગળ.** આંગળ ત્રણ પ્રકારનાં છે. ( ૧ ) ઉત્સેધ-આંગળ, ( ૨ ) પ્રમાણ-આંગળ અને ( ૩ ) આત્મ-આંગળ. ૧૯-૨૦.

तथा हि—द्विविधः परमाणुः स्यात्सूक्ष्मश्च व्यावहारिकः ।
अनन्तैरणुभिः सूक्ष्मैरेकोऽणुर्व्यावहारिकः ॥ २१ ॥

सोऽपि तीव्रेण शस्त्रेण द्विधाकर्तुं न शक्यते ।
एनं सर्वप्रमाणानामादिमाहुर्मुनीश्वराः ॥ २२ ॥

व्यवहारनयेनैव परमाणुरयं भवेत् ।
स्कन्धोऽनन्ताणुको जातसूक्ष्मत्वो निश्चयात्पुनः ॥ २३ ॥

अनन्तव्यवहाराणुनिष्पन्नोत्श्लक्ष्णश्लक्ष्णिका ।
निष्पद्यते पुनः श्लक्ष्णश्लक्ष्णिका ताभिरष्टभिः ॥ २४ ॥

ताभिरष्टाभिरेकः स्यादूर्ध्वरेणुर्जिनोदितः ।
अष्टोर्ध्वरेणुनिष्पन्नस्त्रसरेणुरुदीरितः ॥ २५ ॥

त्रसरेणुभिरष्टाभिरेकः स्याद्रथरेणुकः ।
अष्टभिस्तैर्भवेदेकं केशाग्रं कुरुयुग्मिनाम् ॥ २६ ॥

ततोऽष्टघ्नं हरिवर्षरम्यकक्षेत्रभूस्पृशाम् ।
ततोऽष्टघ्नं हैमवतहैरण्यवतयुग्मिनाम् ॥ २७ ॥

तस्मादष्टगुणस्थूलं वालस्याग्रमुदीरितम् ।
पूर्वापरविदेहेषु नृणां क्षेत्रानुभावतः ॥ २८ ॥

---

( १ ) उत्सेध—આંગળ. સૂક્ષ્મ અને વ્યવહારિક એમ બે પ્રકારનાં પરમાણુ હોય છે. અનન્ત સૂક્ષ્મ પરમાણુઓનો એક વ્યવહારિક પરમાણુ થાય છે. ( એ પણ એટલો સૂક્ષ્મ હોય છે કે ) એનાં, તીવ્ર શસ્ત્રવડે પણ બે ટુકડા થઈ શકતા નથી. શ્રીજિનભગવાને આ પરમાણુને (માપના કોષ્ટકમાં) સૌથી પહેલું માપ કહ્યું છે. વળી એ વ્યવહારનયે[1] જ પરમાણુ કહેવાય છે. નિશ્ચયનયે અનન્ત સૂક્ષ્મ પરમાણુઓવાળો તે એક સ્કંધ કહેવાય છે. અનન્ત વ્યવહારિક પરમાણુઓની એક 'ઉત્શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા' થાય છે. આઠ ઉત્શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાઓની એક 'શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા' થાય છે.[2] આઠ શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાનો એક 'ઉર્ધ્વરેણુ' થાય. આઠ ઉર્ધ્વરેણુનો એક 'ત્રસરેણુ' થાય. આઠ ત્રસરેણુનો એક 'રથરેણુ.' આઠ રથરેણુનો કુરૂક્ષેત્રના યુગલિયાનો એક 'કેશાગ્ર.' એવા આઠ કેશાગ્રોનો હરિવર્ષ ક્ષેત્ર અને રમ્યકક્ષેત્રના યુગલિયાઓનો એક કેશાગ્ર થાય. આવા

---

१ વ્યવહારમાં; ( નિશ્ચયનયે—નિશ્ચયથી નહિં ). ૨. આ અભિપ્રાય ભગવતીઆદિ સૂત્રોનો છે. 'જીવસમાસ' સૂત્રમાં તો એમ કહ્યું છે કે અનન્ત ઉત્શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકાઓની એક શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા થાય છે.

स्थूलमष्टगुणं चास्माद्भरतैरवतानृणाम् ।
अष्टभिस्तैश्च वालाग्रैर्लिक्षामानं भवेदिह ॥ २९ ॥

लिक्षाष्टकमिता यूका भवेद्यूकाभिरष्टभिः ।
यवमध्यं ततोऽष्टाभिस्तैः स्यादुत्सेधमंगुलम् ॥ ३० ॥

चत्वार्युत्सेधांगुलानां शतान्यायामतो मतम् ।
त[illegible]गुलव्यासं प्रमाणांगुलमिष्यते ॥ ३१ ॥

प्रमाणं भरतश्चक्री युगादौ वादिमो जिनः ।
तदंगुलमिदं यत्तत् प्रमाणांगुलमुच्यते ॥ ३२ ॥

यदुत्सेधांगुलैः पञ्चधनुःशतसमुच्छ्रितः ।
आत्मांगुलेन चाद्योऽर्हन् विंशांगुलशतोन्मितः ॥ ३३ ॥

ततः षण्णवतिघ्नेषु धनुःशतेषु पञ्चसु ।
शतेन विंशत्याढ्येन भक्तेष्वाप्ता चतुःशती ॥ ३४ ॥

આઠ કેશાગ્રોનો હૈમવત અને હૈરણ્યવત ક્ષેત્રોના યુગલિયાઓનો એક કેશાગ્ર થાય. વળી એવા આઠ કેશાગ્રોનો પૂર્વવિદેહ અને પશ્ચિમવિદેહના માણસોનો એક કેશાગ્ર થાય. એથી આઠગણો સ્થૂળ ભરતક્ષેત્ર અને ઐરવતક્ષેત્રના માણસોનો એક કેશાગ્ર થાય. આવા આઠ કેશાગ્રોવડે એક 'લીખ'નું માન થાય.[1] આઠ લીખના માનવડે એક 'જૂ,' અને આઠ જૂ પ્રમાણે 'યવનો મધ્યભાગ' થાય છે. આવા આઠ માપપ્રમાણ એક **ઉત્સેધ** આંગળ થાય. ૨૧–૩૦.

( ૨ ) **પ્રમાણ–અંગુલ** ( આંગળ ). એક 'ઉત્સેધ' આંગળથી ચારસોગણો લાંબો અને અઢીગણો જાડો ( પહોળો ) એક **પ્રમાણ**–અંગુલ થાય. યુગાદિપ્રભુ શ્રી ઋષભદેવ અથવા ભરતચક્રવર્તી બેઉ પ્રમાણભૂત છે અને એમનું અંગુલ પ્રમાણાંગુલ કહેવાય છે. યુગાદિજિન 'ઉત્સેધ' આંગળના માપે પાંચસો ધનુષ્ય ઉંચા હતા, અને આત્માંગુલના માપે એકસોવીશ આંગળ ઉંચા હતા. તે પરથી પાંચસો ધનુષ્યને છન્નુવડે ગુણવાથી અડતાળીશ હજાર આંગળ થાય અને એને એકસોવીશ વડે ભાગવાથી ચારસો થાય. કોઇ સ્થળે એમ કહ્યું છે કે 'ઉત્સેધ' આંગળથી એક હજારગણો હોય તે 'આત્માંગુલ'—એ એક આંગળની પહોળાઇવાળી દીર્ઘ

---

૧. આ અભિપ્રાય 'સંગ્રહણીબૃહદ્‌વૃત્તિ, તથા 'પ્રવચનસારોદ્ધારવૃત્તિ' આદિનો છે. 'જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્ર'ની વૃત્તિ આદિમાં તો એમ કહ્યું છે કે પૂર્વપશ્ચિમવિદેહના મનુષ્યના આઠ કેશાગ્રોવડે જ એક લીખનું માન થાય. હરિવર્ષ, રમ્યક, હૈમવત, હૈરણ્યવત, પૂર્વવિદેહ, પશ્ચિમવિદેહ, ભરત અને ઐરવત—એ જમ્બૂદ્વીપના આઠ ભાગ છે.

यच्च क्वाप्युक्तमौत्सेधात्सहस्रगुणमेव तत् ।
तदेकांगुलविष्कम्भदीर्घश्रेणिविवक्षया ॥ ३५ ॥

यच्चतुःशतदीर्घायाः सार्द्धद्व्यंगुलविस्तृतेः ।
स्यादेकांगुलविस्तारा सहस्रांगुलदीर्घता ॥ ३६ ॥

दृष्टान्तश्चात्र— चतुरंगुलदीर्घायाः सार्द्धद्व्यंगुलविस्तृतेः ।
पट्या यथांगुलव्यासश्चीरो दैर्घ्ये दशांगुलः ॥ ३७ ॥

वस्तुतः पुनरौत्सेधात्सार्द्धद्विगुणविस्तृतम् ।
चतुःशतगुणं दैर्घ्ये प्रमाणांगुलमास्थितम् ॥ ३८ ॥

एतच्च भरतादीनामात्मांगुलतया मतम् ।
अन्यकाले त्वनियतमानमात्मांगुलं भवेत् ॥ ३९ ॥

यस्मिन्काले पुमांसो ये स्वकीयांगुलमानतः ।
अष्टोत्तरशतोत्तुंगा आत्मांगुलं तदंगुलम् ॥ ४० ॥

एतत्प्रमाणतो न्यूनाधिकानां तु यदंगुलम् ।
तत्स्यादात्मांगुलाभासं न पुनः पारमार्थिकम् ॥ ४१ ॥

શ્રેણિની વિવક્ષાએ કહેલું છે. કારણકે ચારસો આંગળ લાંબી અને અઢી આંગળ પહોળા શ્રેણિ હોય એની, એક-આંગળ-પહોળાઇવાળી-લંબાઈ એકહજાર આંગળ થાય. ૩૧-૩૬.

જેવી રીતે કે, ચાર આંગળ લાંબો અને અઢી આંગળ પહોળો પાટો હોય એના એક એક આંગળ પહોળા લીરા કરીએ તો તે દશ આંગળ લંબાઈમાં થાય. ૩૭.

એટલે કે વસ્તુતઃ ઉત્સેધાંગુલથી અઢીગણું પહોળું અને ચારસોગણું લાંબુ પ્રમાણાંગુલનું માપ આવી રહ્યું. ૩૮.

( ૩ ) **આત્માંગુલ.** જે કાળે જે માણુસો પોતાના આંગળનાં માપે એકસોને આઠ આંગળ ઉંચા હોય, એવાઓનું આંગળ 'આત્માંગુલ' કહેવાય. આ પ્રમાણુ 'ભરત' આદિના કાળના મનુષ્યોના આત્માંગુલના માપે માનેલું છે. કારણ કે અન્યકાળે આત્માંગુળનું પ્રમાણ અચોકસ હોય. આ એકસોને આઠ આંગળના માપ કરતાં જેમનું માપ ન્યૂન હોય કે અધિક હોય એમનું અંગુલ-આંગળ 'આત્માંગુલાભાસ' કહેવાય, પારમાર્થિક આત્માંગુલ નહિં.[૧] ૩૯-૪૧.

---

૧. આ કથન 'પ્રવચનસારોદ્ધાર'નું છે. 'પન્નવણા' સૂત્રની વૃત્તિમાં તો એમ કહ્યું છે કે "જે કાળમાં જે મનુષ્યો હોય એમનું માન-તેજ આત્માંગુલ." પરન્તુ એ માન અનિયમિત છે, માટે એનું ખરૂં સ્વરૂપ આ પ્રમાણેઃ—પરમાણુ, રથરેણુ, ત્રસરેણુ, કેશાગ્ર, લીખ, જૂ અને જવ-આમને અનુક્રમે આઠઆઠગણા કરતા

उत्सेधांगुलमानेन ज्ञेयं सर्वाङ्गिनां वपुः ।
प्रमाणांगुलमानेन नगपृथ्व्यादिशाश्वतम् ॥ ४२ ॥

तत्रापि— तस्यांगुलस्य दैर्घ्येण मीयते वसुधादिकम् ।
इत्याहुः केचिदन्ये च तत्क्षेत्रगणितेन वै ॥ ४३ ॥

तद्विष्कम्भेण केऽप्यन्ये पक्षेष्वेतेषु च त्रिषु ।
ईष्टे प्रामाणिकं पक्षं निश्चेतुं जगदीश्वरः ॥ ४४ ॥

वापीकूपतडागादि पुरदुर्गगृहादिकम् ।
वस्त्रपात्रभूषादि शय्या शस्त्रादि कृत्रिमम् ॥ ४५ ॥

इन्द्रियाणां च विषयाः सर्वं मेयमिदं किल ।
आत्मांगुलैर्यथामानमुचितैः स्वस्ववारके ॥ ४६ ॥ युग्मम्

---

સર્વ પ્રાણીઓનાં શરીર 'ઉત્સેધ' અંગુલના માપે મપાય; અને પર્વત તથા પૃથ્વી આદિ જે શાશ્વત પદાર્થો છે એઓ, 'પ્રમાણુ' આંગળના માપે મપાય. એમાં પણ પૃથ્વી વગેરે એ આંગળની લંબાઈ વડે મપાય એમ કેટલાકનો મત છે, જ્યારે બીજાઓ એમ કહે છે કે એનું ક્ષેત્રફળ કઢાય. વળી એમ પણ કહેનારા છે કે એની પહોળાઇ–એજ એનું માપ. આમ ત્રણ પક્ષ છે. એ ત્રણમાં પ્રમાણિક પક્ષ કયો એનો નિશ્ચય તો પરમાત્મા કરી શકે.[2] ૪૨–૪૪.

વાવ, કુવા, તળાવ વગેરે; નગર, દુર્ગ, ઘર વગેરે; વસ્ત્ર, પાત્ર, આભૂષણ વગેરે તથા શસ્ત્ર વગેરે,—આ બધા કૃત્રિમ પદાર્થો અને એ ઉપરાંત બધા ઇન્દ્રિયોના વિષયો—એ સર્વનું માપ 'આત્માંગુલ' વડે કાઢવું, અને તે પણ યથાસ્થિત માનપૂર્વક અને એમને યથોચિત વારે જ કાઢવું. ૪૫–૪૬.

---

જવા–એટલે ઉત્સેધાંગુલનું માપ આવશે. પછી ઉત્સેધાંગુલને હજારગણાકરવાથી 'પ્રમાણાંગુલ' આવશે, અને એને જ બમણું કરવાથી વીરપ્રભુનું 'આત્માંગુલ' આવશે.

૨. અહિં પહેલો પક્ષ સ્વીકારીએ તો એક યોજનમાં 'ઉત્સેધ' આંગળના માપે ચારસો યોજન થાય છે; બીજો પક્ષ સ્વીકારીએ તો હજાર યોજન થાય છે; અને ત્રીજો પક્ષ સ્વીકારતાં દશ કોશ થાય છે. 'અનુયોગદ્વાર'ની ચૂર્ણીમાં ત્રીજો જ પક્ષ સ્વીકારેલ છે: એમાં કહ્યું છે કે પૃથ્વી આદિનું માન પ્રમાણાંગુલોથી કઢાય છે; અને એ માન, જેટલા પ્રમાણાંગુળ એની પહોળાઇ હોય એજ સમજવું. મુનિચંદ્રસૂરિ પોતાની 'આંગુલસપ્તતિકા'માં કહે છે કે "પૃથ્વી આદિકનું ક્ષેત્રફળ–એ એનું માન એમ કેટલાકનું માનવું છે; બીજાઓ 'લંબાઇ–એજ માન' એમ માને છે. પરન્તુ સૂત્રમાં એમ નથી કહ્યું." આની વિસ્તારયુક્ત ચર્ચા માટે એમનો એ 'અંગુલસપ્તતિકા' ગ્રંથ જોવો.

आत्मोत्सेधप्रमाणाख्यं त्रैधमप्यंगुलं त्रिधा ।
सूच्यंगुलं च प्रतरांगुलं चापि घनांगुलम् ॥ ४७ ॥
एकप्रदेशबाहल्यव्यासैकांगुलदैर्घ्ययुक् ।
नभःप्रदेशश्रेणिर्या सा सूच्यंगुलमुच्यते ॥ ४८ ॥
वस्तुतस्तदसंख्येयप्रदेशमपि कल्प्यते ।
प्रदेशत्रयमानेऽत्पन्नं सुखावगतये नृणाम् ॥ ४९ ॥
सूची सूच्यैव गुणिता भवति प्रतरांगुलम् ।
नवप्रादेशिकं कल्प्यं तद्दैर्घ्यव्यासयोः समम् ॥ ५० ॥
प्रतरे सूचीगुणिते सप्तविंशतिखांशकम् ।
दैर्घ्यविष्कम्भबाहल्यैः समानं स्याद् घनांगुलम् ॥ ५१ ॥

तत्र गुणनविधिश्चैवम्—

अंकोऽन्तिमो गुण्यराशेर्गुण्यो गुणकराशिना ।
पुनरुत्सारितेनोपान्त्यादयोऽप्येवमेव च ॥ ५२ ॥

પૂર્વકથિત ઉત્સેધાંગુલ, પ્રમાણાંગુલ અને આત્માંગુલ—એ પ્રત્યેકના વળી ત્રણ ત્રણ પ્રકાર છે. ( ૧ ) સૂચ્યંગુલ, ( ૨ ) પ્રતરાંગુલ અને ( ૩ ) ઘનાંગુલ. ૪૭.

( ૧ ) **સૂચ્યંગુલ.** એક પ્રદેશ જાડીપહોળી તથા એક આંગળ લાંબી—એવી 'આકાશ પ્રદેશની શ્રેણિ' ને સૂચ્યંગુલ કહે છે. ખરી રીતે તો એના અસંખ્ય પ્રદેશ કલ્પાય; પરન્તુ સૌ કોઇ એ સહેલાઇથી સમજી શકે માટે એના ત્રણ પ્રદેશ કહ્યા છે. ૪૮–૪૯.

( ૨ ) **પ્રતરાંગુલ.** સૂચ્યંગુલને સૂચ્યંગુલ વડે ગુણવાથી 'પ્રતરાંગુલ' થાય છે. એના, સમાનલંબાઇપહોળાઇવાળા નવ પ્રદેશો છે. ૫૦.

( ૩ ) **ઘનાંગુલ.** પ્રતરાંગુલને સૂચ્યંગુલવડે ગુણવાથી 'ઘનાંગુલ'[1] થાય છે. એના સત્યાવીશ પ્રદેશો છે. એમની લંબાઇ, પહોળાઇ, જાડાઇ, એક સરખી જ હોય. ૫૧.

ઉપર, ગુણાકાર કરવાનો કહ્યો તે ગુણાકારની રીત આ પ્રમાણે:—જે રકમનો ગુણાકાર કરવો હોય તે રકમના છેલ્લા આંકડાને, જે રકમે ગુણવાનું હોય તેના છેલ્લા આંકડાએ ગુણવો; અને એવી જ રીતે પુન: પુન: ઉપાન્ત્ય ઉપાન્ત્ય આંકડાએ ગુણ્યે જવું. ગુણક અને ગુણ્યની રકમના પહેલા અને છેલ્લા આંકડાને, બે બારણાની સંધિની પેઠે ઉપર નીચે મૂકવા. આંકડાનો

૧. ઉપરા ઉપર ત્રણ પ્રતર સ્થાપવા—એ ઘનાંગુલની સ્થાપના ( એ ઘનાંગુલ થયો કહેવાય ).

उपर्यधश्चादिमान्त्यौ राश्योर्गुणकगुण्ययोः।
पाटसान्धवस्स्थाप्यौ विधिरेवमनेकधा ॥ ५३ ॥
स्थानाधिक्येन संस्थाप्यं गुणितेऽके फलं च यत्।
यथास्थानकमंकानां कार्या संकलना ततः ॥ ५४ ॥

अंकस्थानानि चैवम्—

एकं दशशतसहस्त्रायुतलक्षप्रयुतकोटयः क्रमतः।
अर्बुदमब्जं खर्वं निखर्वमहापद्मशङ्कवस्तस्मात् ॥ ५५ ॥
जलधिश्चान्त्यं मध्यं परार्ध्यमिति दशगुणोत्तरं संज्ञाः ॥ इति ॥

अत्रोदाहरणम्—

पञ्चत्र्येकमितो राशिर्दिवाकरगुणीकृतः।
स्याद्विंशा षोडशशती क्रमोऽकानां च वामतः ॥ ५६ ॥

अथ प्रसंगादुपयोगित्वाच्च भागहारविधिरुच्यते—

यद्गुणो भाजकः शुद्ध्येदन्त्यादेर्भाज्यराशितः।
तत्फलं भागहारे स्यात् भागाप्राप्तौ च खं फलम् ॥ ५७ ॥
अग्रे यथाप्यते भागः पूर्वमंकं तथा भजेत्।
षड्भिर्भागे यथा षष्टेः प्राप्यन्ते केवलं दश ॥ ५८ ॥

ગુણાકાર કરતાં જે 'ફળ' આવે એને એના અધિકઅધિક સ્થાન પ્રમાણે અનુક્રમે સ્થાપવા-મૂકવા. પછી યથાસ્થાનક આંકડાઓનો સરવાળો કરવો. ૫૨-૫૪.

અંકના સ્થાનકો આ પ્રમાણે છે:—એક, દશ, સો, હજાર, દશહજાર, લાખ, દશલાખ, ક્રોડ, દશક્રોડ, અબજ, ખર્વ, નિખર્વ, મહાપદ્મ, શંકુ, જલધિ, અન્ત્ય, મધ્ય અને પરાર્ધ્ય. આ સર્વ સંજ્ઞા ઉત્તરોત્તર દશગણી સમજવી. ગુણાકારનું એક દૃષ્ટાન્ત લ્યો. ધારો કે ૧૩૫ ને ૧૨ વડે ગુણવા છે. તો ઉપર દર્શાવેલ રીતિ પ્રમાણે ગણી આંકડા માંડી સરવાળો કરતાં ૧૬૨૦ આવશે. ૫૫-૫૬.

ગુણાકારની વિધિ કહી ત્યારે પ્રસંગોપાત્ત ભાગાકારની વિધિ-રીત પણ ઉપયોગી હોવાથી તે કહીએ છીએ:—અન્ત્યાદિક ભાજ્યરાશિથી જેટલાગણો ભાજક થાય તેટલું ભાગાકારમાં 'ફળ' થાય; જ્યારે ભાગ ન ચાલે ત્યારે 'ફળ' માં શૂન્ય મૂકવું. જેમ જેમ આગળ ભાગ ચાલે તેમ તેમ પૂર્વના આંકડાને ભાગતા જવું. દૃષ્ટાન્ત:—૬૦ ને ૬ એ ભાગવાથી 'ફળ' માં ૧૦ આવે છે. ૫૭-૫૮.

अथ प्रकृतम्—पादः स्यादंगुलैः षड्भि र्वितस्तिः पादयोर्द्वयम् ।
वितस्तिद्वितयं हस्तौ द्वौ हस्तौ कुक्षिरुच्यते ॥ ५९ ॥
कुक्षिद्वयेन दण्डः स्यात्तावन्मानं धनुर्भवेत् ।
युगं वा मुसलं वापि नालिका वा समाः समे ॥ ६० ॥
अंगुलैः षण्णवत्यैव सर्वेऽपि प्रमिता अमी ।
सहस्रद्वितयेनाथ क्रोशः स्याद्धनुषामिह ॥ ६१ ॥
चतुष्टयेन क्रोशानां योजनं तत्पुनस्त्रिधा ।
उत्सेधात्मप्रमाणाख्यैरंगुलैर्जायते पृथक् ॥ ६२ ॥
एवं पादादिमानानां सर्वेषां त्रिप्रकारताम् ।
विभाव्य विनियुञ्जीत स्वस्वस्थाने यथायथम् ॥ ६३ ॥
प्रमाणांगुलनिष्पन्नयोजनानां प्रमाणतः ।
असंख्यकोटाकोटीभिरेका रज्जुः प्रकीर्तिता ॥ ६४ ॥
स्वयम्भूरमणाब्धेर्ये पूर्वपश्चिमवेदिके ।
तयोः परान्तान्तरालं रज्जुमानमिदं भवेत् ॥ ६५ ॥
लोकेषु च—यवोदरैरंगुलमष्टसंख्यैः हस्तोऽङ्गुलैः षड्गुणितैश्चतुर्भिः ।
तीह दण्डः क्रोशः सहस्रद्वितयेन तेषाम् ॥ ६६ ॥

હવે પ્રસ્તુત બાબત વિષે.

છ અંગુલનો એક 'પાદ' થાય. બે પાદની એક 'વેંત' થાય. બે વેંતનો એક 'હાથ,' અને બે હાથની એક 'કુક્ષિ' થાય છે. બે કુક્ષિનો એક 'દંડ' થાય. 'ધનુષ્ય,' 'યુગ' એટલે મુસળ, અને 'નાલિકા'—એ ત્રણે દંડ જેવડા જ છે. આ ગણત્રીએ ધનુષ્યના ૯૬ આંગળ થયા. વળી બે હજાર ધનુષ્યનો એક 'કોસ' થાય છે, અને ચાર કોસનો એક 'યોજન' કહેવાય છે. આ 'યોજન,' ઉત્સેધાંગુલ, આત્માંગુલ અને પ્રમાણાંગુલ—આ ત્રણ માપને માટે ભિન્નભિન્ન ત્રણ પ્રકારનો છે. 'પાદ' આદિક સર્વના પણ એજ રીતે ત્રણ ત્રણ પ્રકાર છે; એમને યોગ્યરીતે પોતપોતાને સ્થાનકે યોજવા. ૫૯—૬૩.

'પ્રમાણાંગુલ' ને માપે જે યોજન (નિષ્પન્ન) થાય—એવા અસંખ્યાત કોડાકોડી યોજનોનો એક 'રજ્જુ' એટલે રાજલોક થાય છે. 'સ્વયંભૂરમણ' સમુદ્રની, પૂર્વ અને પશ્ચિમ (બે) વેદિકાઓ વચ્ચે જે અન્તર છે તેટલું એક 'રજ્જુ' નું માન થાય છે. ૬૪—૬૫.

લોકોમાં જે માપ પ્રવર્તે છે તે આ પ્રમાણે:—આઠ યવ' નો એક આંગળ. ચોવીશ

स्याद्योजनं क्रोशचतुष्टयेन तथा कराणां दशकेन वंशः ।
निवर्त्तनं विंशतिवंशसंख्यैः क्षेत्रं चतुर्भिश्च भुजैर्निबद्धम् ॥६७॥

इत्याद्यभिधीयते ।

मानं पल्योपमस्याथ तत्सागरोपमस्य च ।
वक्ष्ये विस्तरतः किञ्चित् श्रुत्वा श्रीगुरुसन्निधौ ॥ ६८ ॥

आद्यमुद्धारपल्यं स्यादद्धापल्यं द्वितीयकम् ।
तृतीयं क्षेत्रपल्यं स्यादिति पल्योपमं त्रिधा ॥ ६९ ॥

एकैकं द्विप्रकारं स्यात् सूक्ष्मबादरभेदतः ।
त्रैधस्यैवं सागरस्याप्येवं ज्ञेया द्विभेदता ॥ ७० ॥

उत्सेधांगुलसिद्धैकयोजनप्रमितोऽवटः ।
उण्डत्वायामविष्कम्भैरेष पल्य इति स्मृतः ॥ ७१ ॥

परिधिस्तस्य वृत्तस्य योजनत्रितयं भवेत् ।
एकस्य योजनस्योनषष्टभागेन संयुतम् ॥ ७२ ॥

स पूर्य उत्तरकुरुनृणां शिरसि मुण्डिते ।
दिनैरेकादिसप्तान्तैरूढकेशाग्रराशिभिः ॥ ७३ ॥

त्रयस्त्रिंशत्कोटयः स्युः सप्तलक्षाणि चोपरि ।
द्वाषष्टिश्च सहस्राणि शतं च चतुरुत्तरम् ॥ ७४ ॥

આંગળનો એક 'હાથ;' ચાર હાથનો એક 'દંડ;' બે હજાર દંડનો એક 'કોશ' અને ચાર કોશનો એક 'યોજન.' વળી દશ 'હાથ'નો એક 'વંશ' કહેવાય છે, વીશ વંશનું એક 'નિવર્તન' કહેવાય છે અને ચાર હાથનું એક 'ક્ષેત્ર' કહેવાય છે. ૬૬-૬૭.

હવે 'પલ્યોપમ' તથા 'સાગરોપમ' વિષે.

એ બેઊનાં સંબંધમાં ગુરૂરાજ પાસેથી જે કંઇ સાંભળ્યું છે તે કહીએ છીએ:—

'પલ્યોપમ' ત્રણ પ્રકારે છે; ઉદ્ધારપલ્યોપમ, અદ્ધાપલ્યોપમ અને ક્ષેત્રપલ્યોપમ. આ પ્રત્યેકના વળી 'સૂક્ષ્મ' અને 'બાદર' એમ બબ્બે ભેદ છે. 'સાગરોપમ'ના પણ એવા જ ત્રણ પ્રકાર છે અને એ ત્રણે પ્રકારના વળી એવા જ બબ્બે ભેદ છે. ૬૮-૭૦.

ઉત્સેધાંગુલના માપે માપતાં જે યોજન થાય તે યોજનપ્રમાણ ઊંડાઇ, પહોળાઈ અને લંબાઇવાળો કુવો-તે 'પલ્ય' કહેવાય છે. એ કુવાની પરિધિ એટલે ઘેરાવો $3\frac{1}{6}$ યોજન લગ-

एतावत्यः कोटिकोटिकोटाकोट्यः स्मृता अथ ।
चतुर्विंशतिलक्षाणि पञ्चषष्टिः सहस्रकाः ॥ ७५ ॥

पञ्चविंशाः शताः षट् च स्युः कोटाकोटिकोटयः ।
कोटाकोटीनां च लक्षा द्विचत्वारिंशदित्यथ ॥ ७६ ॥

एकोनविंशतिरपि सहस्राणि शता नव ।
षष्टिश्चोपरिकोटीनां मानमेवं निरूपितम् ॥ ७७ ॥

लक्षाणि सप्तनवतिस्त्रिपञ्चाशत्सहस्रकः ।
षट् शतानि च पल्येऽस्मिन् स्युः सर्वे रोमखण्डकाः ॥ ७८ ॥

पञ्चभिः कलापकम् ॥

त्रित्रिखाश्वरसाक्ष्याशावार्ध्यक्ष्यब्धिरसेन्द्रियम् ।
षट्द्विपञ्चचतुर्द्व्येकांकांकषट्खांकवाजिनः ॥ ७९ ॥

पञ्च त्रीणि च षट् किञ्च नव खानि ततः परम् ।
आदितः पल्यरोमांशराशिसंख्यांकसंग्रहः ॥ ८० ॥ युग्मम् ॥

ભગ છે. એ કુવામાં, ઉત્તરકુરૂક્ષેત્રના યુગલીયાના મસ્તકના એક દિવસથી આરંભી સાત દિવસ સુધીના વધેલા વાળ ( કાંઠા સુધી દાબી દાબીને ) ભરવા.[1] એવી રીતે ભરેલા એ કેશાગ્રોની સંખ્યા તેત્રીશક્રોડ સાતલાખ બાસઠહજાર અને એકસોનેચાર–એટલી ' કોટીકોટી કોટાકોટી, ' ચોવીશ લાખ પાંસઠહજાર અને છસોપચીશ–એટલી ' કોટાકોટીકોટી, ' બેંતાળીશ લાખ

---

૧ આ અભિપ્રાય ' ક્ષેત્રસમાસબૃહદ્‌વૃત્તિ' અને જંબૂદ્વીપપન્નતિ ' માં છે. પરન્તુ 'પ્રવચનસારોદ્ધારવૃત્તિ' અને સંગૃહણીબૃહદ્‌વૃત્તિ ' માં ' ઉત્તરકુરૂક્ષેત્રના યુગળીઆઓના કેશાગ્રો' એમ નથી કહ્યું. સામાન્યરૂપે 'કેશાગ્રો' એટલું જ કહેલું છે. ' વીરંજયસેહર ક્ષેત્રવિચાર ' ની સ્વોપજ્ઞ ટીકામાં વળી એમ કહ્યું છે કે ' દેવકુરૂ અને ઉત્તરકુરૂ ક્ષેત્રમાં જન્મેલા સાત દિવસના ઘેટાના વાળના, ઉત્સેધાંગુલના પ્રમાણના, સાત રોમ કરીને એ રોમને ખાંડતાં વીશલાખ સતાણુંહજાર એકસોબાવન ટુકડા થાય છે. એવી રીતના રોમખંડો–કેશાગ્રો–વડે આ કુવાને ભરવો. આવા વાળના ટુકડા એક ' હાથ ' માં ચોવીશગણા સમાય છે, તેથી ચોગણા એક ' ધનુષ્ય ' માં સમાય છે, અને એથી વળી બેહજારગણા એક ' કોશ ' માં સમાય છે.

૭૯–૮૦ એક જબરી સંખ્યા બતાવવા માટે કર્તાએ નવ ' અંક ' તથા ' શૂન્ય ' માટે જૂદા જૂદા શબ્દો વાપરી ૭૯–૮૦ શ્લોકોની અજાયબીભરી રચના કરવામાં બહુ ખુબી કરી છે. ખ=૦ કારણ કે ખ ( આકાશ ) ખાલી શૂન્ય છે; अश्व અને वाजिन्=૭ કારણ કે (સૂર્યના) वाजि ( અશ્વો ) ૭ છે; रस (૭ હોવાથી) =૬; अक्षि ( આંખ બે હોવાથી )=૨; आशा (દિશા) દશ હોવાથી=૧૦; अब्धि, वार्धि ( સમુદ્ર )=૪; इन्द्रिय=૫; अंक=૯ કારણ કે એ નવ છે ( એકથી તે નવ સુધી. )

तथा निबिडमाकण्ठं भ्रियते स यथा हि तत् ।
नाग्निर्दहति वालाग्रं सलिलं च न कोथयेत् ॥ ८१ ॥

यथा च चक्रिसैन्येन तमाक्रम्य प्रसर्पता ।
न मनाक् क्रियते नीचैरेवं निबिडतां गतात् ॥ ८२ ॥

समये समये तस्मात् वालखण्डे समुद्धृते ।
कालेन यावता पल्यः स भवेन्निष्ठितोऽखिलः ॥ ८३ ॥

कालस्य तावतः संज्ञा पल्योपममिति स्मृता ।
तत्राप्युद्धारमुख्यत्वादिदमुद्धारसंज्ञितम् ॥ ८४ ॥ त्रिभिर्विशेषकम् ॥

इदं बादरमुद्धारपल्योपममुदीरितम् ।
प्रमाणमस्य संख्याताः समयाः कथिता जिनैः ॥ ८५ ॥

अस्मिन्निरूपे सूक्ष्मं सुबोधमबुधैरपि ।
अतो निरूपितं नान्यत्किञ्चिदस्य प्रयोजनम् ॥ ८६ ॥

एतेषामथ पल्यानां दशभिः कोटिकोटिभिः ।
भवेद्बादरमुद्धारसंज्ञकं सागरोपमम् ॥ ८७ ॥

---

'કોટાકોટી,' ઓગણીશહજાર નવસો ને સાઠ 'કોટી,' તથા સતાણું લાખ ત્રેપન હજાર ને છસો છે. આ સંખ્યા આંકડામાં લખીએ તો તે આંકડા નીચે મુજબ આવે—૩૩૦૭૬૨૧૦૪૨૪૬૫૬૨૫૪૨૧૯૯૬૦૯૭૫૩૬૦૦૦૦૦૦૦૦૦. આ કુવાને કાંઠાસુધી એવો તો દાબીને ભરવો કે જેથી અગ્નિ એમાં રહેલા વાળને બાળી શકે નહિં તેમ પાણી કોહવરાવી શકે નહિં; તેમ વળી એના પર ચક્રવર્તીની આખી સેના ખુંદતી–કચરતી ચાલી જાય તોયે એ વાળ કાંઠાથી લેશમાત્ર નીચે જાય નહિં. આવી રીતે ભરેલા એ કુવામાંથી પ્રત્યેક સમયે એક એક કેશાગ્ર કાઢતાં જેટલે કાળે એ આખો કુવો ખાલી થાય એટલા કાળનું નામ 'પલ્યોપમ.' વળી આ કાળમાં કેશ ( કુવામાંથી ) બહાર કાઢવાના હોવાથી–કેશોનો ઉદ્ધાર કરવાનો હોવાથી, એને–એ કાળને 'ઉદ્ધારપલ્યોપમ' કહે છે. એનું પ્રમાણ 'સંખ્યાત' સમયનું છે. આ બધી વાત 'બાદર' પલ્યોપમ સંબંધી કહી છે, 'સૂક્ષ્મ' સંબંધી નહિં. 'બાદર' નું નિરૂપણ પહેલું એટલા માટે કર્યું છે કે એમ કર્યાથી વળતો 'સૂક્ષ્મ' નો બોધ ઓછી સમજણવાળાને પણ શીઘ્ર–સહેલાઇથી થાય. ૭૧–૮૬.

દશ કોટાકોટિ પલ્યોપમનું એક 'સાગરોપમ' થાય છે. એક બાદર ઉદ્ધારસાગરોપમ, તે જ પ્રમાણે, દશ કોટાકોટિ બાદર ઉદ્ધારપલ્યોપમનું થાય. ૮૭.

આ સર્વ કહ્યું તે 'બાદર' પલ્યોપમ–સાગરોપમ વિષે કહ્યું.

अथैकैकस्य पूर्वोक्तवालाग्रस्य मनीषया ।
असंख्येयानि खण्डानि कल्पनीयानि धीधनैः ॥ ८८ ॥

यत्सूक्ष्मं पुद्गलद्रव्यं छद्मस्थश्चक्षुषेक्षते ।
तदसंख्यांशमानानि तानि स्युर्द्रव्यमानतः ॥ ८९ ॥

सूक्ष्मपनकजीवांगावगाढक्षेत्रतोऽधिके ।
असंख्येयगुणे क्षेत्रेऽवगाहन्त इमानि च ॥ ९० ॥

व्याचक्षतेऽथ वृद्धास्तु मानमेषां बहुश्रुताः ।
पर्याप्तबादरक्षोणीकायिकांगेन सम्मितम् ॥ ९१ ॥

समानान्येव सर्वाणि तानि च स्युः परस्परम् ।
अनन्तप्रादेशिकानि प्रत्येकमखिलान्यपि ॥ ९२ ॥

ततस्तैः पूर्यते प्राग्वत् पल्यः पूर्वोक्तमानकः ।
समये समये चैकं खण्डमुद्ध्रियते ततः ॥ ९३ ॥

निःशेषं निष्ठिते चास्मिन् सूक्ष्ममुद्धारपल्यकम् ।
संख्येयवर्षकोटीभिर्मितमेतदुदाहृतम् ॥ ९४ ॥

सुसूक्ष्मोद्धारपल्यानां दशभिः कोटिकोटिभिः ।
सूक्ष्मं भवति चोद्धाराभिधानं सागरोपमम् ॥ ९५ ॥

હવે 'સૂક્ષ્મ' સંબંધી:—

પૂર્વે કહેલા એકેક રોમના, બુદ્ધિવાનોએ, બુદ્ધિપૂર્વક 'અસંખ્યાત' ખંડ કલ્પવા. આવો પ્રત્યેક રોમખંડ, '**છદ્મસ્થ**' માણસ નરી આંખવડે જોઇ શકે એવા સૂક્ષ્મપુદ્ગળદ્રવ્યના અસંખ્યાતમા ભાગ જેવડો હોય છે; એઓ વળી સૂક્ષ્મનિગોદના જીવના શરીરથી વ્યાપ્ત એવા ક્ષેત્ર કરતાં અસંખ્યગણા અધિક ક્ષેત્રમાં બરાબર સમાઇ રહે છે; બહુશ્રુતવૃદ્ધો એમનું પ્રમાણ પર્યાપ્તબાદરપૃથ્વીકાયના અંગ જેવડું કહે છે; અને એમનામાંના પ્રત્યેકના ઘણું કરીને અનન્ત પ્રદેશો છે. આ તરેહના જે રોમખંડો કહ્યા—એ રોમખંડો પૂર્વે કહેલા પ્રમાણવાળા કુવામાં પૂર્વોક્તરીતે ભરવા. પછી સમયે સમયે એમાંથી એકેક બહાર કાઢવો. જેટલા વખતમાં કુવામાંથી બધા બહાર નીકળી રહે ( અને કુવો ખાલી થાય ) તેટલા વખતને 'સૂક્ષ્મ' ઉદ્ધાર પલ્યોપમ કહે છે. એનું માન સંખ્યાત ક્રોડો વર્ષોનું છે. ૮૮–૯૪.

દશ કોટાકોટિ સૂક્ષ્મ ઉદ્ધાર 'પલ્યોપમો' નું એક સૂક્ષ્મઉદ્ધાર 'સાગરોપમ' થાય છે. ૯૫.

आभ्यां सागरपल्याभ्यां मीयन्ते द्वीपसागराः ।
अस्याः सार्द्धद्विसागर्याः समयैः प्रमिता हि ते ॥ ९६ ॥
यद्वैतासु पल्यकोटाकोटीषु पञ्चविंशतौ ।
यावन्ति वालखण्डानि तावन्तो द्वीपसागराः ॥ ९७ ॥
एकादिसप्तान्तदिनोद्गतैः केशाग्रराशिभिः ।
भृतादुक्तप्रकारेण पल्यात्पूर्वोक्तमानतः ॥ ९८ ॥
प्रतिवर्षशतं खण्डमेकमेकं समुद्धरेत् ।
निशेषं निष्ठिते चास्मिन्नद्धापल्यं हि बादरम् ॥ ९९ ॥ युग्मम् ॥
एतेषामथ पल्यानां दशभिः कोटिकोटिभिः ।
भवेद्बादरमद्धाख्यं जिनोक्तं सागरोपमम् ॥ १०० ॥
पूर्वरीत्याथ वालाग्रैः खण्डीभूतैरसंख्यशः ।
पूर्णात्पल्यात्तथा खण्डं प्रतिवर्षशतं हरेत् ॥ १०१ ॥
कालेन यावता पल्यः स्यान्निर्लेपोऽखिलोऽपि सः ।
तावान्कालो भवेत्सूक्ष्ममद्धापल्योपमं किल ॥ १०२ ॥
एतेषामथ पल्यानां दशभिः कोटिकोटिभिः ।
सूक्ष्ममद्धाभिधं ज्ञानसागराः सागरं जगुः ॥ १०३ ॥

આ સાગરોપમ અને પલ્યોપમ બેઊ માન સર્વ દ્વીપો અને સર્વ સમુદ્રોના માન માટે છે. કેમકે અઢી સૂક્ષ્મ ઉદ્ધાર સાગરોપમના જેટલા 'સમયો' છે તેટલી જ સંખ્યા દ્વીપસમુદ્રોની છે; અથવા એમ પણ કહેવાય કે પચીશ કોટાકોટિ સૂક્ષ્મઉદ્ધાર 'પલ્યો' માં જેટલા રોમખંડો ( સમય ) છે તેટલી સંખ્યા દ્વીપસમુદ્રોની છે. ૯૬–૯૭.

હવે, એકથી આરંભી સાત દિવસોના ઉગેલા મસ્તકના કેશ પૂર્વોક્ત કુવામાં પૂર્વોક્તરીતે ભરી, પછી તેમાંથી દર સો વર્ષે એકેક કેશ બહાર કાઢતાં જેટલો વખત લાગે તેટલા વખતને એક બાદર 'અદ્ધા પલ્યોપમ' કહે છે. એવા દશ કોટાકોટિ બાદર અદ્ધા પલ્યોપમોનું એક 'બાદર અદ્ધા સાગરોપમ' થાય, તેમજ પૂર્વે કહેલા કેશાગ્રોના અસંખ્યાત ટુકડા કરી પૂર્વોકત પ્રકારે જ પૂર્વોકતમાનવાળા પલ્ય એટલે કુવામાં ભરી પછી એમાંથી દર સો વર્ષે એકેક ટુકડો કાઢી કુવો ખાલી કરતાં જે વખત લાગે તે 'સૂક્ષ્મ' અદ્ધા પલ્યોપમ કહેવાય. અને એવા દશ કોટાકોટિ પલ્યોપમનું એક 'સૂક્ષ્મ' અદ્ધા સાગરોપમ કહેવાય. ૯૮–૧૦૩.

सूक्ष्माद्धापल्यवार्द्धिभ्यामाभ्यां मीयन्त आर्हतैः ।
आयूंषि नारकादीनां कर्मकायस्थिती तथा ॥ १०४ ॥

एतेषामेव वार्द्धीनां दशभिः कोटिकोटिभिः ।
उत्सर्पिणी भवेदेका तावत्येवावसर्पिणी ॥ १०५ ॥

एकादिसप्तान्तघस्त्ररूढकेशाग्रराशिभिः ।
भृतादुक्तप्रकारेण पल्यात्पूर्वोक्तमानतः ॥ १०६ ॥

तत्तद्वालाग्रसंस्पृष्टखप्रदेशापकर्षणे ।
समये समये तस्मिन् प्राप्ते निःशेषतां तथा ॥ १०७ ॥

कालचक्रैरसंख्यातैर्मितं तत्क्षेत्रनामकम् ।
बादरं जायते पल्योपममेवं जिनैर्मतम् ॥१०८॥ त्रिभिर्विशेषकम् ॥

कोटाकोट्यो दशैषां च बादरं क्षेत्रसागरम् ।
सुबोधतायै सूक्ष्मस्य कृतमेतन्निरूपणम् ॥ १०९ ॥

छिन्नैरसंख्यशः प्राग्वत् केशाग्रैः पल्यतो भृतात् ।
समये समये चैकः खप्रदेशोऽपकृष्यते ॥ ११० ॥

---

જૈનો નારકી આદિનાં આયુષ્યો તથા કર્મોની સ્થિતિ તથા પૃથ્વી આદિ જીવોની કાયસ્થિતિ વગેરે (જીવનકાળ) આ ' સૂક્ષ્મ અદ્ધા ' પલ્યોપમ અને સાગરોપમ વડે માપે છે. ૧૦૪.

એવા દશકોટાકોટિ સાગરોપમોના કાળને એક ' ઉત્સર્પિણી '–એવું નામ આપેલું છે. એક ' અવસર્પિણી ' પણ એવડી જ છે. ૧૦૫.

આમ પલ્યોપમ અને સાગરોપમના ત્રણ પ્રકારમાંથી ' ઉદ્ધાર ' અને ' અદ્ધા ' વિષે સમજુતિ આપી હવે ત્રીજા પ્રકાર ' ક્ષેત્ર ' વિષે કહે છે—

મસ્તકપર ઉગેલા એકથી સાત દિવસના વાળ પૂર્વોક્ત માનવાળા કુવામાં પૂર્વોક્ત રીતે જ ભરી પછી એમને સ્પર્શીને રહેલા આકાશ પ્રદેશોનું સમયે સમયે આકર્ષણ કરવું. એમ કરતાં કુવો ખાલી થતાં જે અસંખ્યાત કાળચક્રો વીતે છે તેને જિનપ્રભુએ બાદર ક્ષેત્ર પલ્યોપમ કહ્યું છે. એવા ' દશ કોટાકોટિ ' પલ્યોપમ થાય ત્યારે એક બાદર ક્ષેત્ર સાગરોપમ થાય છે. વળી પૂર્વની રીતે જ અસંખ્યાત ટુકડા કરેલા કેશાગ્રો એવાજ કુવામાં ભરી પછી એ કેશાગ્રોને

एवं केशांशसंस्पृष्टासंस्पृष्टाभ्रांशकर्षणात् ।
तस्मिन्निःशेषिते सूक्ष्मं क्षेत्रपल्योपमं भवेत् ॥ १११ ॥

नन्वेवं निचिते पल्ये वालाग्रैः सम्भवन्ति किम् ।
नभःप्रदेशा अस्पृष्टास्तदुद्धारो यदीरितः ॥ ११२ ॥

उच्यते सम्भवत्येवास्पृष्टास्ते सूक्ष्मभावतः ।
नभोंऽशकानां वालाग्रखण्डौघात्तादृशादपि ॥ ११३ ॥

यथा कूष्माण्डभरिते मातुलिंगानि मञ्चके ।
मान्ति तैश्च भृते धात्रीफलानि बदराण्यपि ॥ ११४ ॥

तत्रापि मान्ति चणकादयः सूक्ष्मा यथाक्रमम् ।
एवं वालाग्रपूर्णेऽपि तत्रास्पृष्टा नभोंऽशकाः ॥ ११५ ॥

यद्वा—यतो घनेऽपि स्तम्भादौ शतशो मान्ति कीलकाः ।
ज्ञायन्तेऽस्पृष्टखांशानां ततस्तत्रापि सम्भवः ॥ ११६ ॥

एवं वालाग्रखण्डौघैरत्यन्त निचितेऽपि हि ।
युक्तैव पल्ये खांशानामस्पृष्टानां निरूपणा ॥ ११७ ॥

સ્પર્શેલા અને નહિંસ્પર્શેલા એમ બેઉ જાતના આકાશપ્રદેશોને આકર્ષતાં કુવો ખાલી થતાં જેટલો વખત લાગે એટલા વખતને એક 'સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમ' કહ્યું છે.[1] १०९–१११.

( એવા દશકોટાકોટિ પલ્યોપમોનું એક સૂક્ષ્મ ક્ષેત્ર સાગરોપમ થાય. )

અહિં કોઈ એવી શંકા ઉઠાવે કે એવી રીતે 'દાબીને' કેશાગ્રો ભર્યા હોય એવા કુવામાં, એ કેશાગ્રોને નહિંસ્પર્શેલા આકાશ પ્રદેશોનો 'સંભવ' જ કયાંથી? પછી ઉદ્ધાર કોનો? આવી જાતની શંકાનું સમાધાન એ કે–કેશાગ્રોના ખંડોના સમૂહ કરતાં પણ આકાશપ્રદેશો સૂક્ષ્મ છે; એટલે નહિંસ્પર્શેલા આકાશપ્રદેશોનો એમાં સંભવ છે જ. દષ્ટાંત તરીકે: બીજોરાંથી ભરેલા પટારામાં ( વચ્ચે વચ્ચે ખાલી જગ્યા રહે એમાં, એના કરતાં કદમાં નહાના હોઇને ) આમળા કે બોર સમાઈ શકે છે; અને એવી જ રીતે આમળા કે બોરથી ભરેલા વાસણમાં ચણા સમાઇ શકે છે. વળી બીજું દષ્ટાન્ત: કઠણમાં કઠણ નકર કાષ્ટસ્તંભમાં સેંકડો ખીલાઓ સમાઇ જાય છે જ. તો તે જ પ્રમાણે એવા કુવામાં અણસ્પર્શેલા આકાશપ્રદેશો શા માટે ન સમાય? માટે જે નિરૂપણ કર્યું છે તે યુક્તજ છે. ११२–११७.

१. અહિં કેશાગ્રના ખંડને સ્પર્શેલા અને અણસ્પર્શેલા એમ બેઉ પ્રકારના આકાશપ્રદેશોના આકર્ષણની વાત કહી ત્યારે પછી એકેક કેશાગ્રના અસંખ્ય ભાગો કરવાની કશી જરૂર નહોતી કેમકે એ બેઉ સમાન છે. પણ 'પ્રવચનસારોદ્ધારવૃત્તિ' આદિ પૂર્વગ્રંથોમાં એવો ઉલ્લેખ છે, તેથી અહિં અમે પણ એમ કહ્યું છે.

एतेषामथ पल्यानां दशभिः कोटिकोटिभिः ।
सूक्ष्मं सूक्ष्मेक्षिभिः क्षेत्रं सागरोपममीक्षितम् ॥ ११८ ॥
बादरक्षेत्रपल्याम्भोनिधिभ्यां सूक्ष्मके इमे ।
असंख्यगुणमाने स्तः कालतः पल्यसागरे ॥ ११९ ॥
क्षेत्रसागरपल्याभ्यामाभ्यां प्रायः प्रयोजनम् ।
द्रव्यप्रमाणचिन्तायां दृष्टिवादे क्वचिद् भवेत् ॥ १२० ॥
पल्यं पल्योपमं चापि ऋषिभिः परिभाषितम् ।
सारं वारिधिपर्यायं सागरं सागरोपमम् ॥ १२१ ॥
अथ संख्यातादिकानां स्वरूपं किञ्चिदुच्यते ।
श्रोतव्यं तत्सावधानैर्जनैस्तत्त्वबुभुत्सुभिः ॥ १२२ ॥
त्रिधा संख्यातं जघन्यमध्यमोत्कृष्टभेदतः ।
असंख्यातानन्तयोस्तु भेदा नवनवोदिताः ॥ १२३ ॥
परित्तासंख्यातमाद्यं युक्तासंख्यातकं परम् ।
तार्तीयिकमसंख्यातासंख्यातं परिकीर्तितम् ॥ १२४ ॥

---

એકસો અગ્યારમા શ્લોકમાં જે ' સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમ ' ની વાત કહી એવા દશકોટાકોટિ હોય ત્યારે એક ' સૂક્ષ્મક્ષેત્રસાગરોપમ ' થાય. ૧૧૮.

' સૂક્ષ્મ'ક્ષેત્રપલ્યોપમ અને ' સૂક્ષ્મ ' ક્ષેત્રસાગરોપમનો કાળ ' બાદર ' ક્ષેત્રપલ્યોપમ અને ' બાદર ' ક્ષેત્રસાગરોપમના કાળ કરતા અસંખ્યગણો છે. ૧૧૯.

આ ' ક્ષેત્ર ' પલ્યોપમ–સાગરોપમનું દ્રવ્યપ્રમાણ સંબંધી વિચારણાને પ્રસંગે દૃષ્ટિવાદમાં ક્યાંઇ ક્યાંઇ કામ પડે છે. ૧૨૦.

પૂર્વાચાર્યોએ ' પલ્ય ' અને ' પલ્યોપમ ' એઉને પર્યાય એટલે સમાનાર્થવાચક કહ્યો છે. તેમ ' સાગરોપમ ' ને સ્થળે ' સાર ', ' વારિધિ ' અને ' સાગર ' શબ્દો વાપરી એ ચારેને પર્યાય ગણ્યા છે. ૧૨૧.

હવે ' સંખ્યાત ', ' અસંખ્યાત ' અને ' અનન્ત ' નું કંઇક સ્વરૂપ કહીએ છીએ. તે તત્વજિજ્ઞાસુ જનો એક ચિત્તે સાંભળો— ૧૨૨.

' સંખ્યાત ' ના ' જઘન્ય ', ' મધ્યમ ' અને ' ઉત્કૃષ્ટ ' એમ ત્રણ ભેદ છે. ૧૨૩.

' અસંખ્યાત ' ના પણ ત્રણ ભેદ છે: ' પરીત્ત ', ' યુક્ત ' અને ' અસંખ્યાત. ' પરન્તુ આ ત્રણ્યે પાછાં જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ પ્રકારે છે. એ ગણત્રીએ આ ' અસંખ્યાત ' ના ૩×૩=૯ નવ ભેદ થયા. ૧૨૩–૧૨૪.

परित्तानन्तमाद्यं स्याद्युक्तानन्तं द्वितीयकम् ।
अनन्तानन्तकं तार्तीयीकं च गदितं जिनैः ॥ १२५ ॥
षडप्येते स्युर्जघन्यमध्यमोत्कृष्टभेदतः ।
अष्टादशाथ संख्यातैस्त्रिभिः सहैकविंशतिः ॥ १२६ ॥
द्वावेव लघुसंख्यातं त्र्यादिकं मध्यमं ततः ।
अर्वागुत्कृष्टसंख्यातात् नैकस्तु गणनां भजेत् ॥ १२७ ॥
यत्तु संख्यातमुत्कृष्टं तत्तु ज्ञेयं विवेकिभिः ।
चतुष्पल्याद्युपायेन सर्षपोत्करमानतः ॥ १२८ ॥

तच्चैवम्—जम्बूद्वीपसमायामविष्कम्भपरिवेषकाः ।
सहस्रयोजनोद्वेधाः पल्याश्चत्वार ईरिताः ॥ १२९ ॥

---

'અનન્ત'ના, 'પરીત્ત', 'યુક્ત' અને 'અનન્ત' એમ ત્રણ ભેદ છે. એ ત્રણેયે વળી જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ—એમ ત્રણ પ્રકારે છે. એટલે આ 'અનન્ત'ના પણ 'અસંખ્યાત'ની પેઠે નવ ભેદ થયા. ૧૨૪–૧૨૫.

એ રીતે ૩+૯+૯=૨૧ એકવીશ ભેદ થયા.[1] ૧૨૬.

આમ 'બે'—એજ સંખ્યા 'જઘન્ય' સંખ્યાત છે; ઉત્કૃષ્ટ સંખ્યાતની પહેલાનું 'ત્રણ' આદિ સંખ્યાવાળું—એ 'મધ્યમ સંખ્યાત' છે; 'એક'ની સંખ્યાની ગણના જ નથી. ૧૨૭.

'સંખ્યાત'નો ત્રીજો પ્રકાર જે 'ઉત્કૃષ્ટ સંખ્યાત' છે તે સમજવા માટે 'ચાર પાલા અને સરસવ'ની રહસ્યપૂર્ણ હકીકત નીચે મુજબ આપીએ છીએ:—

જંબુદ્વીપ જેવડા ( લાખ યોજન ) લાંબા પહોળા અને ઘેરાવાવાળા તથા એક હજાર

---

૧

| સંખ્યાત ૩ | અસંખ્યાત ૯ | અનન્ત ૯ |
|---|---|---|
| ૧ જઘન્ય સંખ્યાત | ૧ જઘન્ય પરીત્ત અસંખ્યાત | ૧ જઘન્ય પરીત્ત અનન્ત |
| ૨ મધ્યમ ,, | ૨ મધ્યમ પરીત્ત ,, | ૨ મધ્યમ પરીત્ત ,, |
| ૩ ઉત્કૃષ્ટ ,, | ૩ ઉત્કૃષ્ટ પરીત્ત ,, | ૩ ઉત્કૃષ્ટ પરીત્ત ,, |
| | ૪ જઘન્ય યુક્ત ,, | ૪ જઘન્ય યુક્ત ,, |
| | ૫ મધ્યમ યુક્ત ,, | ૫ મધ્યમ યુક્ત ,, |
| | ૬ ઉત્કૃષ્ટ યુક્ત ,, | ૬ ઉત્કૃષ્ટ યુક્ત ,, |
| | ૭ જઘન્ય અસંખ્ય ,, | ૭ જઘન્ય અનન્ત ,, |
| | ૮ મધ્યમ અસંખ્ય ,, | ૮ મધ્યમ અનન્ત ,, |
| | ૯ ઉત્કૃષ્ટ અસંખ્ય ,, | ૯ ઉત્કૃષ્ટ અનન્ત ,, |

उच्छ्रया योजनान्यष्टौ जगत्या ते विराजिताः ।
जगत्युपरि च क्रोशद्वयोच्चवेदिकाश्रिताः ॥ १३० ॥
दिदृक्षवो द्वीपवार्धीन् स्वीकृतोद्ग्रीविका इव ।
ध्यायन्तो ज्येष्ठसंख्यातं योगपट्टभृतोऽथवा ॥१३१॥ त्रिभिर्विशेषकम् ॥
आद्योऽनवस्थिताख्यः स्याच्छलाकाख्यो द्वितीयकः ।
तृतीयः प्रतिशलाकस्तुर्यो महाशलाककः ॥ १३२ ॥
आवेदिकान्तं सशिखस्तत्र पल्योऽनवस्थितः ।
मायादेकोऽपि न यथा सर्षपैर्भ्रियते तथा ॥ १३३ ॥
असत्कल्पनया कश्चिद्देवस्तमनवस्थितम् ।
कृत्वा वामकरे तस्मात्सर्षपं परपाणिना ॥ १३४ ॥
जम्बूद्वीपे क्षिपेदेकं द्वितीयं लवणोदधौ ।
तृतीयं धातकीखण्डे तुर्यं कालोदवारिधौ ॥ १३५ ॥
एवं द्वीपे समुद्रे वा स पल्यो यत्र निष्ठितः ।
तत्समायामविष्कम्भपरिधिः कल्प्यते पुनः ॥ १३६ ॥
उद्वेधतोत्सेधतः प्राग्वद् भ्रियते सर्षपैश्च सः ।
क्रमाद्द्वीपे समुद्रे च पूर्ववन्न्यस्यते कणः ॥ १३७ ॥

---

યોજન ઉંડા ચાર પાલા કહ્યા છે. એ પ્રત્યેકને આઠ યોજન ઉંચી શોભાયમાન ' **જગતી** '[1] છે, અને એ જગતી ઉપર બે કોશ ઉંચી સુંદર વેદિકાઓ છે. એને લીધે એ ( પાલા ) જાણે દ્વીપો અને સમુદ્રોને, ઉંચી ડોક કરીને, જોઈ રહ્યા હોયની ! અથવા ' ઉત્કૃષ્ટ સંખ્યાત ' ની વિચારણા કરતા ' **યોગપટ્ટધારી** '[2] હોયની એવા વિરાજી રહ્યા છે. આ ચાર પાલાઓનાં અનુક્રમે ' અનવસ્થિત ', ' શલાક ', ' પ્રતિશલાક ' અને ' મહાશલાક '—એવાં નામ છે. એમાંના પહેલા ' અનવસ્થિત ' નામના પાલામાં છેક વેદિકાસુધી, ઉપર શગ પણ ચઢાવીને, એવી રીતે સરસવ ભરવા કે પછી એમાં એક પણ વધારે દાણો સમાય નહિં. હવે એવી કંઇ કલ્પના કરો કે કોઈ દેવ એ પાલાને ડાબા હાથમાં ઉપાડી તેમાંનો એક કણ

---

૧ દિવાલ. ૨ યોગપટ્ટ—એકાગ્ર ધ્યાનમાં હોય ત્યારે પૃષ્ટ ભાગથી ઘુંટણ પર્યન્ત યોગીજને પહેરેલું વસ્ત્ર. યોગપટ્ટધારી—ધ્યાનસ્થ યોગી.

एवं द्वितीयवारं च रिक्तीभूतेऽनवस्थिते ।
मुच्यते सर्षपः साक्षी शलाकाभिधपल्यके ॥ १३८ ॥

पूर्यमाणै रिच्यमानैरेवं भूयोऽनवस्थितैः ।
शलाकाख्योऽपि सशिखं पूर्यते साक्षिसर्षपैः ॥ १३९ ॥

अत्रेदं ज्ञेयम्—आद्येऽनवस्थिते रिक्तीभूते साक्षी न मुच्यते ।
सर्वैः पल्यैः समानत्वान्नानवस्थितताऽस्य तत् ॥ १४० ॥

यास्याऽनवस्थितेत्याह्वा ज्ञेया योग्यतया तु सा ।
घृतयोग्यो घटो यद्वद् घृतकुम्भोऽभिधीयते ॥ १४१ ॥

साक्षी च सर्षपकणो मुच्यते यः शलाकके ।
अनवस्थितसत्कं तं जगुरेके परे परम् ॥ १४२ ॥

पूर्णीभूते शलाकेऽथ स्थाप्यस्तत्राऽनवस्थितः ।
क्रमागतद्वीपवार्धिसमानः सर्षपैर्भृतः ॥ १४३ ॥

अथोत्पाट्य शलाकाख्यं प्राग्वत्तस्य कणान् क्षिपेत् ।
अनवस्थान्तिमकणाक्रान्तद्वीपाम्बुधेः पुरः ॥ १४४ ॥

---

જમણા હાથે જંબૂદ્વીપમાં ફેંકે છે, બીજો એક કણ લવણ સમુદ્રમાં ત્રીજો એક કણ ધાતકીખંડમાં અને ચોથો એક 'કાલોદધિ' સમુદ્રમાં ફેંકે છે–એવી રીતે ફેંકતા ફેંકતા જે દ્વીપ કે સમુદ્રમાં એ પાલો ખાલી થાય એ દ્વીપ કે સમુદ્ર જેવડો ફરીને પાલો કલ્પો. જેની ઉંડાઇ અને ઉંચાઇ પૂર્વે કહી છે–એવા એ પાલામાં પૂર્વની પેઠે ફરી સરસવ ભરવા અને પુનઃ એમાંનો એકેક કણ ઉપર કહેલા દ્વીપસમુદ્રોમાં ફેંકવો. આમ કરતાં બીજી વખત પણ જ્યારે એ પાલો ખાલી થાય ત્યારે બીજા ' શલાકા ' નામના પાલામાં સરસવનો એક દાણો એંધાણ કે સાક્ષી તરીકે નાખવો. એવી રીતે એ ' અનવસ્થિત ' પાલો વારંવાર ભરાતાં અને ખાલી થતાં, ' શલાકા ' પાલો પણ શાક્ષીરૂપ કણોવડે શગ ચઢે એટલો ભરાઈ જાય ત્યારે ત્યાં પુનઃ અનુક્રમે (ક્રમવાર) દ્વીપ અથવા સમુદ્ર જેવડો અને સરસવ ભરેલો ' અનવસ્થિત ' પાલો સ્થાપવો. પછી ' શલાક ' પાલાને ઉપાડીને એના કણોને ' અનવસ્થિત ' પાલાના છેલ્લા કણવાળા દ્વીપ અથવા સમુદ્રની આગળ આગળ ફેંકવા. એમ કરતાં એ ' શલાક ' પાલો પણ ખાલી થાય ત્યારે સાક્ષી માટે સરસવનો એક કણ ત્રીજા ' પ્રતિશલાક ' પાલામાં ' નાખવો. પછી વળી એ પૂર્ણ ભરેલા ' અનવસ્થિત ' પાલાને ઉપાડીને ' શલાક ' ના છેલ્લા કણવાળા દ્વીપસમુદ્રથી આગળના દ્વીપ-સમુદ્રોમાં પૂર્વની રીતિએ સરસવના કણ ફેંકવા. એવી રીતે વારંવાર ' અનવસ્થિત ' પાલા

रिक्तीभूते शलाकेऽथ पल्ये प्रतिशलाकके ।
क्षिप्यते सर्षपस्तस्य साक्षीभूतस्तृतीयके ॥ १४५ ॥
अथ तत्र स्थितं पूर्णं तं गृहीत्वाऽनवस्थितम् ।
शलाकान्त्यकणाक्रान्तादग्रे प्राग्वत् कणान् क्षिपेत् ॥ १४६ ॥
पूर्यमाणै रिच्यमानै र्भूयोभूयोऽनवस्थितैः ।
पुनः शलाको भ्रियते प्राग्वत्तथानवस्थितः ॥ १४७ ॥
प्राग्वत् शलाकमुत्पाट्य परतो द्वीपवार्धिषु ।
रिक्तीकृत्य च तत्साक्षी स्थाप्यः प्रतिशलाकके ॥ १४८ ॥
एवं प्रतिशलाकेऽपि सशिखं सम्भृते सति ।
अनवस्थशलाकाख्यौ स्वयमेव भृतौ स्थितौ ॥ १४९ ॥
शलाकसाक्षिणः स्थानाभावात्स रिच्यते कथम् ।
आद्यस्यापि तदभावात् कथं सोऽपि हि रिच्यते ॥ १५० ॥
ततः प्रतिशलाकाख्यमुत्पाट्य तस्य सर्षपान ।
क्षिपेत् पूर्वोक्तया रीत्या परतो द्वीपवार्धिषु ॥ १५१ ॥
एवं प्रतिशलाकेऽपि निखिलं निष्ठिते सति ।
साक्षीभूतं कणमेकं क्षिपेन्महाशलाकके ॥ १५२ ॥

---

ભરાતાં અને ખાલી થતાં પૂર્વની પેઠે ' શલાક ' પાલો ભરાય છે. વળી પૂર્વની પેઠે ' શલાકા ' પાલાને ઉપાડીને તથા એની આગળ આગળના દ્વીપસમુદ્રોમાં ખાલી કરીને, એના સાક્ષીરૂપી કણો ત્રીજા ' પ્રતિશલાક ' પાલામાં નાખવા. આ ' પ્રતિશલાક ' પવાલું પણ જ્યારે શિખા એટલે શગ સુધી ભરાઇ જાય ત્યારે 'અનવસ્થિત' અને ' શલાક ' બેઉ પોતાની મેળેજ ભરેલા રાખી મૂકવા. કેમકે એના સાક્ષીરૂપ કણ શામાં નાખવા ? ' શલાક ' માં સાક્ષીરૂપ નાખેલા સરસવો ભરેલા છે એ નાખવાનું અન્ય સ્થાન નથી. તેમ પહેલા ' અનવસ્થિત ' ના સાક્ષીરૂપ કણને નાખવાનું પણ સ્થાન નથી. પછી ' પ્રતિશલાક ' પાલાને ઉપાડીને, પૂર્વપ્રમાણે, એમાંથી સરસવના કણોને, આગળઆગળના દ્વીપસમુદ્રોમાં ફેંકવા. એમ કરતાં કરતાં જ્યારે એ આખો ખાલી થાય ત્યારે એના સાક્ષીભૂત પ્રત્યેક કણને ચોથા ' મહાશલાક ' પાલામાં નાખવો. પછી ' શલાક ' પાલાને ઉપાડીને એના સરસવોને એની આગળના દ્વીપસમુદ્રોમાં નાખીને, એના સાક્ષીકણોને ' પ્રતિશલાક ' પાલામાં નાખવા. પછી અનુક્રમે વૃદ્ધિપામતા વિસ્તારવાળા ' અનવસ્થિત ' પાલાને ઉપાડીને એના કણોને આગળઆગળના દ્વીપસમુદ્રોમાં

ततः शलाकमुत्पाट्य द्वीपाब्धिषु तदग्रतः ।
सर्षपान्न्यस्य तत्साक्षी स्थाप्यः प्रतिशलाकके ॥ १५३ ॥
ततः क्रमाद्वर्द्धमानविस्तारमनवस्थितम् ।
उत्पाट्य परतो द्वीपपाथोधिषु कणान् क्षिपेत् ॥ १५४ ॥
प्राग्वदेतत्साक्षिकणैः शलाकाख्यः प्रपूर्यते ।
तमप्यनेकशः प्राग्वत् संरिच्यैतस्य साक्षिभिः ॥ १५५ ॥
तृतीयः परिपूर्येतासकृदेतस्य साक्षिभिः ।
पल्यो महाशलाकोऽपि सशिखं पूर्यते ततः ॥ १५६ ॥ युग्मम् ॥
यथोत्तरमथो साक्षिस्थानाऽभावादिमे समे ।
भृताः स्थिता दिक्कनीनां क्रीडासमुद्गका इव ॥ १५७ ॥
यत्रान्तिमायां वेलायां रिक्तीभूतोऽनवस्थितः ।
तावन्मानस्तदास्त्येष त्रयस्त्वन्ये यथोदिताः ॥ १५८ ॥
अथैतांश्चतुरः पल्यान् सावकाशे स्थले क्वचित् ।
उद्वम्य तत्सर्षपाणां निचयं रचयेद्धिया ॥ १५९ ॥
ततश्च जम्बूद्वीपादिद्वीपवार्धिषु सर्षपान् ।
उच्चित्य पूर्वनिक्षिप्तांस्तत्रैव निचये क्षिपेत् ॥ १६० ॥
एकसर्षपरूपेण न्यूनोऽयं निचयोऽखिलः ।
भवेदुत्कृष्टसंख्यातमानमित्युदितं जिनैः ॥ १६१ ॥

---

ફેંકવા. પૂર્વનીપેઠે એના સાક્ષીરૂપ કણોથી ‘ શલાક ’ પાલો ભરાઈ જશે એને પણ અગાઉની જેમ વારંવાર ખાલી કરીને એના સાક્ષીકણોવડે ત્રીજો પાલો ભરવો. એને પૂર્વોક્ત રીતિએ ખાલી કરતાં એના સાક્ષીકણોથી ‘ મહાશલાક ’ પાલો પણ શગ સુધી ભરાઇ જાય છે. આમ ઉત્તરોત્તર સાક્ષીકણોને નાખવાનું સ્થાન નહિં રહેવાથી ચારે પાલા ભરેલા રહ્યા એઓ સર્વ જાણે દિક્કન્યાઓના રમવાના ડાબલા હોયની એવા સુંદર શોભી રહે છે. આ વખતે અનવસ્થિત પાલાનું માન, એ છેલ્લી વખતે ખાલી થયો ત્યારે જેટલું હતું તેટલું રહે છે. બીજાં ત્રણ્યેના માન પૂર્વવત્ હોય છે. હવે એ ચારે પાલાને કોઈ અવકાશવાળે સ્થળે ખાલી કરવા-એમાંના સરસવોનો એક ઢગલો કરવો. વળી પછી જંબૂદ્વીપ આદિમાં પૂર્વે ફેંકેલા કણોને એકઠા કરીને એ પણ એ ઢગલામાં નાખવા. પછી આ સમસ્ત ઢગલામાંથી એક કણ ઓછો કરવો. એ એકકણન્યૂન ઢગલાનું માન ‘ઉત્કૃષ્ટસંખ્યાત’ થાય-એમ શ્રી જિનપ્રભુનું કહેવું છે. ૧૨૮-૧૬૧.

एतदुत्कृष्टसंख्यातमेकरूपेण संयुतम् ।
भवेत्परीत्तासंख्यातं जघन्यमिति तद्विदः ॥ १६२ ॥

ज्येष्ठात्परीत्तासंख्यातादर्वाग् जघन्यतः परम् ।
मध्यं परीत्तासंख्यातं भवेदिति जिनैः स्मृतम् ॥ १६३ ॥

जघन्ययुक्तासंख्यातमेकरूपविवर्जितम् ।
भवेत्परीत्तासंख्यातमुत्कृष्टमिति तद्विदः ॥ १६४ ॥

जघन्ययुक्तासंख्यप्रकारश्चायम्—

यावत्प्रमाणो यो राशिर्भवेत्स्वरूपसंख्यया ।
स न्यस्य तावतो वारान् गुणितोऽभ्यास उच्यते ॥ १६५ ॥

यथा पञ्चात्मको राशिः पञ्चवारान् प्रतिष्ठितः ।
मिथः संगुणितो जातः प्रथमं पञ्चविंशतिः ॥ १६६ ॥

शतं सपादं सञ्जातो गुणितः सोऽपि पञ्चभिः ।
पुनः संगुणितः पञ्चविंशानि स्युः शतानि षट् ॥ १६७ ॥

जातश्चतुर्थवेलायामेकत्रिंशच्छतानि सः ।
पञ्चविंशत्युपचितान्यभ्यासगुणितं ह्यदः ॥ १६८ ॥

---

'ઉત્કૃષ્ટ સંખ્યાત' માં એક સરસવ ભેળવવાથી 'જઘન્યપરીત્તઅસંખ્યાત' થાય. 'ઉત્કૃષ્ટપરીત્તઅસંખ્યાત' ની પહેલાનું અને 'જઘન્યપરીત્તઅસંખ્યાત' થી આગળનું 'મધ્યમપરીત્તઅસંખ્યાત'. કહેવાય છે. વળી એકરૂપહીન 'જઘન્ય યુક્ત અસંખ્યાત' 'ઉત્કૃષ્ટ-પરીત્તઅસંખ્યાત' કહેવાય છે. ૧૬૨-૧૬૪.

'જઘન્યયુક્તઅસંખ્યાત' નો પ્રકાર આ પ્રમાણેઃ—

સ્વરૂપની સંખ્યાએ જે રાશિ જેટલા પ્રમાણનો હોય તેટલો સ્થાપીને, એને એટલી વાર એટલાગણો કરવાથી જે રાશિ આવે એ રાશિ 'અભ્યાસ' કહેવાય. દૃષ્ટાન્ત તરિકે ૫ ( પાંચ ) નો રાશિ એટલે આંકડો લ્યો. એ પાંચને પાંચે ગુણો એટલે પચીશ થાય. એ પચીશને વળી પાંચે ગુણો એટલે એકસોપચીશ થાય. એ એકસોપચીશને પાછા પાંચે ગુણો એટલે છસો પચીશ થાય. આ છસો પચીશની રકમને ( છેલ્લે ) પાંચે ગુણવાથી ત્રણહજાર એકસોને પચીશ થાય. એનું નામ 'અભ્યાસગુણિત'. હવે પૂર્વે કહેલા સરસવના ઢગલામાં જેટલા સરસવો

ततश्च—प्रागुक्ते सार्षपे पुञ्जे यावन्तः किल सर्षपाः ।
तत्संख्यान् मुख्यनिचयतुल्यान् राशीन् पृथक्पृथक् ॥ १६९ ॥
कृत्वा मिथस्तद्गुणने यो राशिर्जायतेऽन्तिमः ।
जघन्ययुक्तासंख्यं तदावलीसमयैः समम् ॥ १७० ॥ युग्मम् ॥

इयमत्र भावना—स सर्षपाणां निकरः कल्प्यते चेद्दशात्मकः ।
प्राग्वदभ्यासगुणितः सहस्रकोटिको भवेत् ॥ १७१ ॥
गरिष्टयुक्तासंख्यातादर्वाग् जघन्यतः परम् ।
मध्यमं जायते युक्तासंख्यातमिति तद्विदः ॥ १७२ ॥
जघन्य[illegible]क्तासंख्यातं प्राग्वदभ्यासताडितम् ।
हीनमेकेन रूपेण युक्तासंख्यातकं गुरु ॥ १७३ ॥
एतदेव रूप[illegible]क्तमसंख्यासंख्यकं लघु ।
मध्यासंख्यातासंख्यातमस्मादुत्कृष्टतावधि ॥ १७४ ॥
जघन[illegible]संख्यासंख्यातं भवेदभ्यासताडितम् ।
एकरूपोनितं ज्येष्टासंख्यासंख्यातकं स्फुटम् ॥ १७५ ॥
अत्रैकरूपक्षेपे च परीत्तानन्तकं लघु ।
मध्यं चास्मात्समुत्कृष्टपरीत्तानन्तकावधि ॥ १७६ ॥

---

હોય, તેટલા, મુખ્યઢગલાજેવડા–જૂદા જૂદા ઢગલા કરીને એઓને પરસ્પર ગુણવાથી જે છેલ્લો રાશિ આવે તે 'જઘન્યયુક્તઅસંખ્યાત' કહેવાય. ( અને તે એક 'આવળિ' ના સમયો જેટલો છે. ) ૧૬૫–૧૭૦.

અહિં ભાવાર્થ એવો છે કે–ધારો કે એ ઢગલામાં દશ કણ છે, તો ઉપર બતાવ્યા પ્રમાણે 'અભ્યાસ ગુણાકાર' કરવાથી, એ ઢગલો એકહજારક્રોડનો થાય ). ૧૭૧.

હવે 'ઉત્કૃષ્ટ અસંખ્યાત'થી પહેલાનું, અને 'જઘન્ય અસંખ્યાત'થી આગળનું–તે 'મધ્યમ યુકત અસંખ્યાત' થાય. વળી અભ્યાસગુણિત અને એકરૂપહીન એવું 'જઘન્ય યુકત અસંખ્યાત' 'ઉત્કૃષ્ટ યુકત અસંખ્યાત' કહેવાય છે. વળી તે એકરૂપયુકત હોય તો તે 'જઘન્ય અસંખ્ય અસંખ્યાત' કહેવાય. અને એથી તે છેક ઉત્કૃષ્ટ સુધીનું 'મધ્યમ અસંખ્યાત અસંખ્યાત' કહેવાય. વળી 'જઘન્ય અસંખ્યાત અસંખ્યાત' ને અભ્યાસગુણિત કરતાં 'ઉત્કૃષ્ટ અસંખ્યાત અસંખ્યાત' થાય, જો તે એક રૂપહીન હોય તો. વળી ( એકરૂપહીનને

ह्रस्वं परीत्तानन्तं च प्राग्वदभ्याससंगुणम् ।
परीत्तानन्तकं ज्येष्ठमेकरूपोनितं भवेत् ॥ १७७ ॥
सैकरूपं तज्जघन्ययुक्तानन्तकमीरितम् ।
परमस्मात्पराच्चार्वाग् युक्तानन्तं हि मध्यमम् ॥ १७८ ॥
युक्तानन्तं तज्जघन्यमभ्यासपरिताडितम् ।
निरेकरूपमुत्कृष्टयुक्तानन्तकमाहितम् ॥ १७९ ॥
अत्रैकरूपक्षेपे स्यादनन्तानन्तकं लघु ।
अस्माद्यदधिकं मध्यानन्तानन्तं च तत्समम् ॥ १८० ॥
उत्कृष्टानन्तानन्तं तु नास्ति सिद्धान्तिनां मते ।
अनुयोगद्वारसूत्रे यदुक्तं गणधारिभिः ॥ १८१ ॥
अभिप्रायः समग्रोऽयं प्रोक्तः सूत्रानुसारतः ।
अथ कार्मग्रन्थिकानां मतमत्र प्रपंच्यते ॥ १८२ ॥
समद्विघातो वर्गः स्यात् इति वर्गस्य लक्षणम् ।
पञ्चानां वर्गकरणे यथा स्युः पंचविंशतिः ॥ १८३ ॥

બદલે ) એકરૂપયુક્ત હોય તો તે ' જઘન્ય પરીત્ત અનંત ' થાય. અને ત્યાંથી તે છેક ' ઉત્કૃષ્ટ પરીત્તાનંત ' સુધીનું ' મધ્યમ પરીત્ત અનંત ' થાય. હવે એકરૂપહીન ' જઘન્યપરીત્તઅનંત ' ને પૂર્વની જેમ અભ્યાસગુણિત કરતાં ' ઉત્કૃષ્ટ પરીત્ત અનંત ' થાય છે. અને એમાં જ્યારે એકરૂપ ઉમેરવામાં આવે છે ત્યારે જઘન્યયુકતઅનંત થાય. તેના પછીનું અને ' ઉત્કૃષ્ટયુકતઅનન્ત 'ની પહેલાનું–તે ' મધ્યમયુકતઅનન્ત ' થાય. એકરૂપરહિત ' જઘન્યયુકતઅનંત ' ને અભ્યાસગુણિત કરવાથી ઉત્કૃષ્ટયુક્તઅનંત થાય છે. અને એમાં જો એકરૂપ ભેળવીએ તો ' જઘન્યઅનંતાનંત ' થાય છે. એનાથી અધિક હોય એ સઘળું ' મધ્યમઅનન્તાનન્ત ' છે. અને ' ઉત્કૃષ્ટ અનન્ત અનન્ત ' તો સિદ્ધાન્તીઓને મતે છે જ નહિં. ગણધરોએ પણ અનુયોગદ્વારસૂત્રમાં એમ જ કહ્યું છે. ૧૭૨–૧૮૧.

ઉપરનો સર્વ અભિપ્રાય સૂત્રોને અનુસારે કહ્યો છે. હવે કર્મગ્રંથવાળાઓ શું કહે છે તે જુઓ. કોઇ પણ સંખ્યાને એજ સંખ્યાએ ગુણતાં જે ( સંખ્યા ) આવે એ એનો ' વર્ગ ' કહેવાય છે. જેમકે પાંચને પાંચે ગુણતાં પચીસ આવે–એ ( પચીસ ) પાંચનો વર્ગ કહેવાય. સૂત્રો અને કર્મગ્રંથ–બેઉ મતમાં ' જઘન્ય યુકત અસંખ્યાત ' સુધી તો બધું સરખું છે. ત્યારપછી મતભેદ છે. એ આ પ્રમાણે:—

जघन्ययुक्तासंख्यातावधि तुल्यं मतद्वये ।
अतःपरं विशेषोऽस्ति स चायं परिभाष्यते ॥ १८४ ॥

जघन्ययुक्तासंख्यातादारभ्योत्कृष्टतावधि ।
मध्यमं युक्तासंख्यातं स्यादुत्कृष्टमथोच्यते ॥ १८५ ॥

जघन्ययुक्तासंख्यातं वर्गितं रूपवर्जितम् ।
उत्कृष्टयुक्तासंख्यातं प्राप्तरूपैः प्ररूपितम् ॥ १८६ ॥

एकरूपेण युक्तं तदसंख्यासंख्यकं लघु ।
अर्वागुत्कृष्टतो मध्यमथोत्कृष्टं निरूप्यते ॥ १८७ ॥

जघन्यासंख्यासंख्यातं यत्ततो वर्गितं त्रिशः ।
अमीभिर्दशभिः क्षेपैर्वक्ष्यमाणैर्विमिश्रितम् ॥ १८८ ॥

तत्रैवम्—त्रिंशत्कोटाकोटिसारा ज्ञानावरणकर्मणः ।
स्थितिरुत्कर्षतो ज्ञेया जघन्यान्तर्मुहूर्तकी ॥ १८९ ॥

अनयोरन्तराले च मध्यमाः स्युरसंख्यशः ।
आसां बन्धहेतुभूताध्यवसाया असंख्यकाः ॥ १९० ॥

एवमेवाध्यवसाया अपरेष्वपि कर्मसु ।
स्युरसंख्येयलोकाभ्रप्रदेशप्रमिता इमे ॥ १९१ ॥

---

" જઘન્ય યુક્ત અસંખ્યાત ' થી શરૂ કરીને છેક ' ઉત્કૃષ્ટયુક્તઅસંખ્યાત ' સુધીનું ' મધ્યમયુક્તઅસંખ્યાત ' કહેવાય. વળી એકરૂપહીન ' જઘન્યયુક્તઅસંખ્યાત ' નો ' વર્ગ ' કરવાથી ' ઉત્કૃષ્ટયુક્તઅસંખ્યાત ' થાય છે, પણ જો એ એકરૂપયુક્ત હોય તો ' જઘન્યઅસંખ્ય અસંખ્યાત ' થાય. ઉત્કૃષ્ટની પૂર્વનું-તે ' મધ્યમ ' ( અસંખ્ય અસંખ્યાત ) થાય. ૧૮૨-૧૮૭.

હવે ' ઉત્કૃષ્ટઅસંખ્યઅસંખ્યાત ' વિષે.

' જઘન્ય અસંખ્ય અસંખ્યાત ' નો ત્રણવાર ' વર્ગ ' કરવો; અને એમાં નીચે કહેલા દશ ' અસંખ્યાતો ' ભેળવવાં:—

( જ્ઞાનાવરણી કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ કોટાકોટી સાગરોપમની, અને જઘન્ય સ્થિતિ અન્તર્ મુહૂર્તની છે. એ બેઉ વચ્ચે અસંખ્ય મધ્યમ સ્થિતિ છે અને એના બન્ધના હેતુભૂત ' અસંખ્ય ' અધ્યવસાયો છે. એજ પ્રમાણે અન્ય ' કર્મો ' માં પણ અધ્યવસાયો અસંખ્ય

जघन्यादिभेदवन्तोऽनुभागाः कर्मणां रसाः ।
तेऽप्यसंख्येयलोकाभ्रप्रदेशप्रमिताः किल ॥ १९२ ॥

ततश्च—लोकाभ्रधर्माधर्मैकजीवानां ये प्रदेशकाः ।
अध्यवसायस्थानानि स्थितिबन्धानुभागयोः ॥ १९३ ॥

मनोवचःकाययोगविभागा निर्विभागकाः ।
कालचक्रस्य समयास्तथा प्रत्येकजन्तवः ॥ १९४ ॥

अनन्तांगिदेहरूपा निगोदाश्च दशाप्यमून् ।
त्रिवर्गिते लघ्वसंख्यासंख्येऽसंख्याम्नियोजयेत् ॥ १९५ ॥

त्रिशः पुनर्वर्गयेत्त भवेदेवंकृते सति ।
असंख्यासंख्यमुत्कृष्टमेकरूपविनाकृतम् ॥१९६॥ चतुर्भिः कलापकम्

तत्रैकरूपप्रक्षेपे परीत्तानन्तकं लघु ।
परीत्तानन्तकाज्ज्येष्टाद्यदर्वाक् तच्च मध्यमम् ॥ १९७ ॥

---

લોકાકાશના પ્રદેશો જેટલાજ છે. આમ જેમ કર્મના સ્થિતિબંધ અસંખ્ય છે તેમ એના 'અનુભાગ' રૂપ રસના બન્ધ પણ અસંખ્ય છે ).

૧. લોકાકાશના પ્રદેશો. ૨. ધર્માસ્તિકાયના પ્રદેશો. ૩. અધર્માસ્તિકાયના પ્રદેશો. ૪. એકજીવના પ્રદેશો. ૫.[1]સ્થિતિબંધના અધ્યવસાયના સ્થાનો ૬. અનુભાગબંધના અધ્યવસાયના સ્થાનો. ૭. મનઃયોગના, વચનયોગના અને કાયયોગના અવિભાજ્ય વિભાગો. ૮. કાળચક્રના[2] સમયો. ૯. પ્રત્યેક ( શરીરી ) જંતુઓ. ૧૦. અનન્તકાયના જીવો ( નિગોદના ) ના શરીરો.

( આ બધાં 'અસંખ્યાત' ) ભેળવ્યા પછી પુનઃ એનો ત્રણ વખત 'વર્ગ' કરવો પછી એમાંથી એકરૂપ ઓછું કરવું. એટલે 'ઉત્કૃષ્ટ અસંખ્યઅસંખ્યાત' થાય છે. ૧૮૮–૧૯૬.

'ઉત્કૃષ્ટ અસંખ્યઅસંખ્યાત' માં એકરૂપ ઉમેરીએ તો 'જઘન્ય પરીત્તઅનન્ત' થાય. એની પછીનું અને 'ઉત્કૃષ્ટપરીત્તઅનન્ત 'થી પહેલાનું તે મધ્યમપરીત્તઅનન્ત. વળી અગાઉ પ્રમાણે 'જઘન્યપરીત્તઅનન્ત' નો 'અભ્યાસ' ગુણાકાર કરી એકરૂપ બાદ કરતાં 'ઉત્કૃષ્ટપરીત્તઅનન્ત' થાય; અને એકરૂપ વધારવામાં આવે તો 'જઘન્યયુકતઅનન્ત'

૧ અમુક કર્મ અમુક કાળ કે મુદત સુધી રહે એ એ કર્મનો 'સ્થીતિબંધ' કહેવાય. કર્મના શુભાશુભ ફળ એ કર્મનો અનુભાગ કે રસ કહેવાય; એનો નિશ્ચય તે 'અનુભાગ બંધ.'

૨ દશ કોટાકોટી સાગરોપમના એક 'ઉત્સર્પિણી' કહેવાય છે. અવસર્પિણી પણ એટલી જ. અવસર્પિણી અને ઉત્સર્પિણી બેઉ થઇને એક 'કાળચક્ર' કહેવાય.

अभ्यासगुणिते प्राग्वत्परीत्तानन्तके लघौ ।
परीत्तानन्तमुत्कृष्टमेकरूपोज्झितं भवेत् ॥ १९८ ॥
सैकरूपे पुनस्तस्मिन् युक्तानन्तं जघन्यकम् ।
अभव्यजीवैस्तुलितं मध्यं तूत्कृष्टकावधि ॥ १९९ ॥
जघन्ययुक्तानन्ते च वर्गिते रूपवर्जिते ।
स्याद्युक्तानन्तमुत्कृष्टमित्युक्तं पूर्वसूरिभिः ॥ २०० ॥
अत्रैकरूपप्रक्षेपादनन्तानन्तकं लघु ।
प्राग्वदेतदपि ज्ञेयं मध्यमुत्कृष्टकावधि ॥ २०१ ॥
जघन्यानन्तानन्तं तत् वर्गयित्वा त्रिशस्ततः ।
क्षेपानमूननन्तान् षट् वक्ष्यमाणान्नियोजयेत् ॥ २०२ ॥
ते चामी—वनस्पतीन्निगोदानां जीवान् सिद्धांश्च पुद्गलान् ।
सर्वकालस्य समयान् सर्वालोकनभोंशकान् ॥ २०३ ॥
पुनस्त्रिवर्गिते जातराशौ तस्मिन् विनिक्षिपेत् ।
पर्यायान् केवलज्ञानदर्शनानामनन्तकान् ॥ २०४ ॥
अनन्तानन्तमुत्कृष्टं भवेदेवंकृते सति ।
मेयाभावादस्य मध्ये नैव व्यवहृतिः पुनः ॥ २०५ ॥

---

થાય. ત્યારપછીનું છેક ‘ ઉત્કૃષ્ટ ’ સુધીનું ‘ મધ્યમયુકતઅનન્ત. ’ વળી ‘ જઘન્યયુકતઅનન્ત ’ નો વર્ગ કરી એમાંથી એકરૂપ બાદ કરીએ તો ‘ઉત્કૃષ્ટયુકતઅનન્ત ’ થાય; અને એક ઉમેરીએ તો ‘ જઘન્ય અનન્તઅનન્ત ’ થાય. ત્યારપછીનું છેક ‘ ઉત્કૃષ્ટ ’ સુધીનું ‘ મધ્યમ અનન્ત અનન્ત. ’ ૧૯૭–૨૦૧.

હવે ઉત્કૃષ્ટઅનન્તઅનન્ત વિષે.

‘ જઘન્યઅનન્તઅનન્ત ’ નો ત્રણ વખત ‘ વર્ગ ’ કરી તેમાં નીચે દર્શાવેલાં છ ‘ અનન્ત ’ ઉમેરવાઃ—

૧ વનસ્પતિ કાયના જીવો. ૨ નિગોદના જીવ. ૩ સિદ્ધ. ૪ પુદ્ગળના પરમાણું ૫ સર્વકાળના સમયો. ૬ સર્વ અલોકાકાશના પ્રદેશો.

એ ઉમેરવાથી જે રાશિ થાય તેનો પુનઃ ત્રણવાર ‘ વર્ગ ’ કરવો; અને એમાં કેવળજ્ઞાનના અને કેવળદર્શનના અનન્ત પર્યાય ભેળવવા. એ રાશિ થયો તે ‘ ઉત્કૃષ્ટઅનન્તઅનન્ત. ’ પરન્તુ એ માનના પદાર્થના અભાવથી એ સંખ્યા વ્યવહારમાં નથી. ૨૦૨–૨૦૫.

एवं च नवधानन्तं कर्मग्रन्थमते भवेत् ।
भवत्यष्टविधं किञ्च सिद्धान्ताश्रयिणां मते ॥ २०६ ॥
सर्वेषां रूपमेकैकमेषां ज्येष्ठकनीयसाम् ।
मध्यमानां तु रूपाणि भवन्ति बहुधा किल ॥ २०७ ॥
संख्यातभेदं संख्यातमसंख्यातविधं पुनः ।
असंख्यातमनन्तं चानन्तभेदं प्रकीर्तितम् ॥ २०८ ॥

प्रयोजनं त्वेतेषाम्—अभविअ चउत्थणंते पंचम्मि सम्माइपरिवडिअ सिद्धा ।
सेसा अट्ठमणंते पज्जथूलवणाइ बावीसम् ॥ २०९ ॥

ते चामी—बायरपज्जत्तवणा बायरपज्ज अपज्जबायरवणा य ।
बायरअपज्ज बायर सुहुमापज्जवण सुहुमअपज्जा ॥ २१० ॥
सुहुमवणापज्जत्ता पज्जसुहुमा सुहुम भव्वय निगोया ।
वण एगिंदिय तिरिया मिथ्थदिट्ठी अविरया य ॥ २११ ॥

---

આમ ' અનન્ત ' ના, સિદ્ધાન્ત પ્રમાણે આઠ, અને કર્મગ્રંથને અનુસારે નવ પ્રકાર થયા. ૨૦૬.

સર્વ ' જઘન્યો ' નું અને સર્વ ' ઉત્કૃષ્ટો ' નું એકેક જ રૂપ થાય. ' મધ્યમો ' નાં ઘણાં થાય. ૨૦૭.

જે ' પ્રકાર ' ની, સંખ્યાથી ગણત્રી થઇ શકે એ પ્રકાર ' સંખ્યાત ' કહેવાય, અને જે પ્રકારની એવી રીતે ગણત્રી ન થઇ શકે એ ' અસંખ્યાત ' કહેવાય. વળી જે ' પ્રકાર ' નો અન્ત જ નથી તે પ્રકાર ' અનન્ત ' કહેવાય છે. ૨૦૮.

' અનન્ત ' નું પ્રયોજન આ પ્રમાણે છે:—

અભવિઓ ચોથે ' અનન્તે ' હોય છે, સમકિતભ્રષ્ટ થયેલા જીવો અને સિદ્ધો પાંચમે ' અનન્તે ' હોય છે, અને બાદર પર્યાપ્ત વનસ્પતિ વગેરે શેષ બાવીશ–તે આઠમે ' અનન્તે ' હોય છે. આ બાવીશનાં નામ:—

( ૧ ) બાદર પર્યાપ્ત વનસ્પતિ ( ૨ ) બાદર પર્યાપ્ત ( ૩ ) અપર્યાપ્ત બાદર વનસ્પતિ ( ૪ ) બાદર અપર્યાપ્ત ( ૫ ) બાદર ( ૬ ) સૂક્ષ્મ અપર્યાપ્ત વનસ્પતિ ( ૭ ) સૂક્ષ્મ અપર્યાપ્ત ( ૮ ) સૂક્ષ્મપર્યાપ્ત વનસ્પતિ ( ૯ ) સૂક્ષ્મ પર્યાપ્ત ( ૧૦ ) સૂક્ષ્મ ( ૧૧ ) ભવિ ( ૧૨ ) નિ-ગોદ ( ૧૩ ) વનસ્પતિ ( ૧૪ ) એકેન્દ્રિ ( ૧૫ ) તિર્યંચ ( ૧૬ ) મિથ્યાદષ્ટિ ( ૧૭ )

सकसाइणो य छउमा सजोगि संसारि सव्वजीवा य ।
जहसंभवमप्भहिया बावीसं अट्ठमेऽणंते ॥ २१२ ॥

इत्यादि यथास्थानं ज्ञेयम् ॥

इत्यंगुलादिप्रकृतोपयोगिमानं मयाप्तोक्तिमपेक्ष्य दृब्धम् ।
अथो यथास्थानमिदं नियोज्यं कोशस्थितं द्रव्यमिवागमज्ञैः ॥२१३॥

विश्वाश्चर्यदकीर्तिकीर्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे
सर्गो निर्गलितार्थसार्थसुभगो पूर्णः सुखेनादिमः ॥ २१४ ॥



---

અવિરતિ ( ૧૮ ) સકષાયી ( ૧૯ ) છદ્મસ્થ ( ૨૦ ) સયોગી ( ૨૧ ) સંસારી ( ૨૨ ) સર્વ જીવો. આ બાવીશે આઠમે 'અનન્તે' છે અને તેઓ એક બીજાથી અધિક અધિક છે. ૨૦૯–૨૧૨.

આ પ્રમાણે મેં આ પ્રકૃત ગ્રંથમાં ઉપયોગી એવું–અંગુલાદિકના માનનું, આપ્ત પુરૂષોના વચનોની અપેક્ષાએ, વર્ણન આપ્યું છે. એનો શાસ્ત્રજ્ઞોએ નિધિમાંના દ્રવ્યની જેમ યથાસ્થાને ઉપયોગ કરવો. ૨૧૩.

સકળ જગતને આશ્ચર્ય પમાડનારી છે કીર્તિ જેની એવા શ્રી કીર્તિવિજય ઉપાધ્યાયના શિષ્ય, અને માતા–રાજશ્રી અને પિતા–તેજપાળના પુત્ર વિનયવિજયઉપાધ્યાયે આ કાવ્યગ્રંથની રચના કરી છે. જગતના નિશ્ચિત તત્વોપર અજવાળું પાડવામાં દીપક સમાન એવા આ ગ્રંથનો, એમાંથી નીકળતા અર્થસમૂહથી સુભગ–એવો, પ્રથમ સર્ગ નિર્વિઘ્ને સમાપ્ત થયો. ૨૧૪.



# अथ द्वितीयः सर्गः ।



स्तुमः शंखेश्वरं पार्श्वं मध्यलोके प्रतिष्ठितम् ।
देहलीदीपकन्यायाद् भुवनत्रयदीपकम् ॥ १ ॥
प्रस्तूयतेऽथ प्रकृतं स्वरूपं लोकगोचरम् ।
द्रव्यतः क्षेत्रतः कालभावतस्तच्चतुर्विधम् ॥ २ ॥
एकः पंचास्तिकायात्मा द्रव्यतो लोक इष्यते ।
योजनानामसंख्येयाः कोटयः क्षेत्रतोऽमितः ॥ ३ ॥
कालतो भूच्च भाव्यस्ति भावतोऽनन्तपर्यवः ।
लोकशब्दप्ररूप्यास्तिकायस्थगुणपर्यवैः ॥ ४ ॥

---

## સર્ગ બીજો.



[1] ' મધ્ય ' લોકમાં રહ્યા છતાં, ' દેહલીદીપક ' ન્યાયે ' ત્રણે ' લોકને પ્રકાશિત કરતા એવા શ્રી શંખેશ્વર પાર્શ્વનાથની અમે સ્તુતિ કરીએ છીએ. ૧

આ ગ્રંથનું નામાભિધાન ' લોકપ્રકાશ ' છે. તો એ ' લોક ' શું એ વિષયપરત્વે અર્થાત્ એનું સ્વરૂપ કહીએ છીએ:—

લોકસ્વરૂપ ( ૧ ) દ્રવ્યપરત્વે, ( ૨ ) ક્ષેત્રપરત્વે, ( ૩ ) કાળપરત્વે અને ( ૪ ) ભાવપરત્વે—એમ ચાર પ્રકારે છે. ' લોક ' પંચાસ્તિકાયાત્મક[2] છે—એ પહેલો પ્રકાર. ' લોક ' અસંખ્યાત કોટિ યોજન વિસ્તૃત છે—એનો એટલો વિસ્તાર છે—એનું એટલું ક્ષેત્રફળ છે—એ બીજો પ્રકાર. ' લોક ' ( ભૂતકાળમાં ) હતો, ( ભવિષ્યમાં ) રહેશે અને અત્યારે વર્તમાન છે—એ ત્રીજો પ્રકાર. વળી ' લોક ' માં ( પાંચ ) અસ્તિકાયો છે એ અસ્તિકાયોમાં ' ગુણ ' અને ' પર્યાય[3] ' રહેલા છે એને લીધે ' લોક ' અનન્તપર્યાયી છે—એ ચોથો પ્રકાર. ૨–૪. અથવા,

---

૧. રહે ફક્ત મધ્યલોકમાં, અને પ્રકાશિત કરે ત્રણે ( ઉર્ધ્વ, અધઃ અને મધ્ય ) લોકને,—એ વિરોધ. ' દેહલી દીપક ન્યાયે '—આ શબ્દો મૂક્યા છે એટલે એ વિરોધ શમે છે. દેહલી દીપક=ઘરના ઉંબરા ઉપર મુકેલો દીવો. એ દીવો જેમ બેઉ બાજુના ઓરડામાં સુદ્ધાં પ્રકાશ પાડે છે તેમ પ્રભુ પણ પોતાના મધ્ય લોક ઉપરાંત બેઉ બાજુના ( ઉર્ધ્વ અને અધઃ ) લોકમાં પણ પ્રકાશ પાડે છે. ( પ્રકાશ=અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરી જ્ઞાનરૂપી પ્રકાશ આપવો તે). ૨. જુઓ શ્લોક ૧૨ મો. ૩. Qualifications and modifications.

अथवा—जीवाजीवस्वरूपाणि नित्यानित्यत्ववन्ति च ।
द्रव्याणि षट् प्रतीतानि द्रव्यलोकः स उच्यते ॥ ५ ॥

तथोक्तं स्थानांगवृत्तौ—

जीवमजीवे रुवमरुवि सपएसमप्पएसे अ ।
जाणाहि दव्वलोगं निच्चमनिच्चं च जं दव्वं ॥ ६ ॥

ये संस्थानविशेषेण तिर्यगूर्ध्वमधःस्थिताः ।
आकाशस्य प्रदेशास्तं क्षेत्रलोकं जिनाः जगुः ॥ ७ ॥
समयावलिकादिश्च काललोको जिनैः स्मृतः ।
भावलोकस्तु विज्ञेयो भावा औदयिकादयः ॥ ८ ॥

यदाहुः स्थानांगवृत्तौ—

उदईए उवसमिए खइए अ तहा खओवसमिए अ ।
परिणामसन्निवाए छव्विहो भावलोओत्ति ॥ ९ ॥

જીવ-અજીવ રૂપ [૪]છ નિત્યાનિત્ય ( પ્રસિદ્ધ ) દ્રવ્યો છે એ દ્રવ્યલોક ( ૧ ). ૫.

સ્થાનાંગ ( ઠાણાંગ ) સૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે—રૂપી-અરૂપી, સપ્રદેશી-અપ્રદેશી, તથા નિત્યાનિત્ય જીવઅજીવરૂપ ( છ ) દ્રવ્યને ' દ્રવ્યલોક ' કહે છે.

ઊર્ધ્વ, અધઃ અને તીર્છા-એમ વિશિષ્ટ સંસ્થાનો-સ્થાનોવાળા આકાશના પ્રદેશો છે-એને ' ક્ષેત્રલોક ' કહે છે. ( ૨ )

[૧]સમયો અને ' [૨]આવળિ ' વગેરેને[૩] ' કાળલોક ' કહે છે. ( ૩ )

અને ઔદયિક વગેરે અમુક [૪]ભાવો છે એને ' ભાવલોક ' કહે છે. ( ૪ )

ભાવલોકના, ઠાણાંગસૂત્રવૃત્તિમાં છ પ્રકાર આ પ્રમાણે છે:—ઔદયિક, ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, પરિણામી, સન્નિપાતિ. ૬-૯.

---

૪. આને માટે જુઓ શ્લોક ૧૧ મો.

૧. અતિ સૂક્ષ્મ કાળ તે ' સમય ' કહેવાય. ( આંખ મીચીને ઉઘાડીએ એટલી વારમાં અસંખ્યાત ' સમય ' થઇ જાય છે ). ૨. અસંખ્યાત સમય થાય ત્યારે એક ' આવળી ' થાય છે. એક ક્રોડ સડસઠ લાખ શિત્તેર હજાર બસો ને સોળ-એટલી ' આવળી ' નું એક મુહૂર્ત ( બે ઘડી ) થાય છે. ૩. વગેરે-આ શબ્દથી નીચે પ્રમાણે કાળ-Time સમજવો:-૨ ઘડી=૧ અંતર્મુહૂર્ત. ૨૩ મુહૂર્ત=૧ દિવસ. ૧૫ અહોરાત્રી=૧ પખવાડીયું. ૨ પખવાડીઆ=૧ માસ. ૧૨ માસ=૧ વર્ષ. અસંખ્યાત વર્ષ=૧ પલ્યોપમ. દશ કોટાકોટી પલ્યોપમ=સાગરોપમ. દશ કોટાકોટી સાગરોપમ=૧ ઉત્સર્પિણી. એક ' અવસર્પિણી ' પણ એવડી જ. એક ઉત્સર્પિણી અને એક અવસર્પિણી બેઉ મળી એક ' કાળચક્ર ' કહેવાય છે. અનન્ત કાળચક્રે એક 'પુદ્દગળપરાવર્તન' થાય છે. ( આ સર્વનો ' કાળલોક ' માં સમાવેશ થાય ). ૪. વસ્તુસ્વભાવ Innate properties.

तत्र प्रथमतो द्रव्यलोकः किंचिद्वितन्यते.।
मया श्रीकीर्तिविजयप्रसादप्राप्तबुद्धिना ॥ १० ॥
धर्मास्तिकायाधर्मास्तिकायावाकाश एव च ।
जीवपुद्गलकालाश्च षड् द्रव्याणि जिनागमे ॥ ११ ॥
धर्माधर्माभ्रजीवाख्याः पुद्गलेन समन्विताः ।
पंचामी अस्तिकायाः स्युः प्रदेशप्रकरात्मकाः ॥ १२ ॥
अनागतस्यानुपत्तेरुत्पन्नस्य च नाशतः ।
प्रदेशप्रचयाभावात् काले नैवास्तिकायता ॥ १३ ॥
विना जीवेन पंचामी अजीवा कथिताः श्रुते ।
पुद्गलेन विना चामी जिनैरुक्ता अरूपिणः ॥ १४ ॥
धर्मास्तिकायं तत्राह पंचधा परमेश्वरः ।
द्रव्यतः क्षेत्रतः कालभावाभ्यां गुणतस्तथा ॥ १५ ॥
द्रव्यतो द्रव्यमेकं स्यात् क्षेत्रतो लोकसम्मितः ।
कालतः शाश्वतो यस्मादभूद्भाव्यस्ति चानिशम् ॥ १६ ॥

---

શ્રીમાન કીર્તિવિજય ગુરૂની કૃપાથી બુદ્ધિમાન થયેલો હું હવે પ્રથમતઃ ' દ્રવ્યલોક ' સંબંધી કંઇ વિવેચન કરૂં છું,--

જૈનશાસ્ત્રમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાળ—એ છ દ્રવ્યો ગણાવ્યાં છે. એમાં ધર્મ, અધર્મ, આકાશ, જીવ અને પુદ્ગળ એ પાંચના વિસ્તારવંત ( ઘણા ) પ્રદેશો હોવાથી એમને ' અસ્તિકાય ' કહ્યાં છે. કાળ ' અસ્તિકાય ' નહિં; કેમકે [1]અનાગતને ઉત્પત્તિ ન હોવાથી, અને ' ઉત્પન્ન ' નો નાશ થવાથી એને ( કાળને ) પ્રદેશસમૂહ નથી. ૧૧-૧૩.

જીવ શિવાયના પાંચે ' દ્રવ્યો ' ને શાસ્ત્રમાં ' અજીવ ' કહ્યા છે. અને પુદ્ગળ શિવાયના પાંચેને ' અરૂપી " કહ્યા છે. ૧૪.

ધર્માસ્તિકાય ( ૧ ) દ્રવ્યપરત્વે, ( ૨ ) ક્ષેત્રપરત્વે, ( ૩ ) કાળપરત્વે, ( ૪ ) ભાવપરત્વે અને ( ૫ ) ગુણપરત્વે—એમ પાંચ પ્રકારનો છે. દ્રવ્ય પરત્વે એક દ્રવ્યરૂપ છે; ક્ષેત્રપરત્વે

---

૧. અનાગત=અનાગત-ભવિષ્ય કાળ. ૨. ઉત્પન્ન=ઉત્પન્ન કાળ.

वर्णरूपरसैर्गंधस्पर्शैः शून्यश्च भावतः ।
गत्युपष्टम्भधर्मश्च गुणतः स प्रकीर्तितः ॥ १७ ॥

स्वभावतः संचरतां लोकेऽस्मिन् पुद्गलात्मनाम् ।
पानीयमिव मीनानां साहाय्यं कुरुते ह्यसौ ॥ १८ ॥

जीवानामेष चेष्टासु गमनागमनादिषु ।
भाषामनःवचोकाययोगादिष्वेति हेतुताम् ॥ १९ ॥

अस्यासत्त्वादलोके हि नात्मपुद्गलयोर्गतिः ।
लोकालोकव्यवस्थापि नाभावेऽस्योपपद्यते ॥ २० ॥

द्रव्यक्षेत्रकालभावैर्धर्मभ्रातेव युग्मजः ।
स्यादधर्मास्तिकायोऽपि गुणतः किन्तु भिद्यते ॥ २१ ॥

स्थित्युपष्टम्भकर्त्ता हि जीवपुद्गलयोरयम् ।
मीनानां स्थलवद्येनालोके नासौ न तत्स्थितिः ॥ २२ ॥

अयं निषदनस्थानशयनालम्बनादिषु ।
प्रयाति हेतुतां चित्तस्थैर्यादिस्थिरतासु च ॥ २३ ॥

---

લોકાકાશસુધી છે; કાળપરત્વે શાશ્વત છે. ( કારણ કે ભૂતકાળમાં એ હતો, વર્તમાનમાં પણ છે, અને ભવિષ્યમાં પણ રહેવાનો ), અને ભાવપરત્વે વર્ણ–રૂપ–રસ–ગંધ–સ્પર્શ—એ પાંચેથી રહિત છે. વળી ગુણપરત્વે એ 'ગતિમાં સહાયક' છે; કેમકે પુદ્ગળોને અને આત્માઓને એ સંચારમાં સહાય કરે છે, જેમ જળ મત્સ્યને સહાય કરે છે એમ. ૧૫–૧૮

વળી સર્વ જીવો ગમન, આગમન આદિ કરી શકે છે એમાં પણ એ હેતુરૂપ છે, તેમજ એઓ ભાષા અને મનવચનકાયના યોગ—આદિ ચેષ્ટાઓ કરી શકે છે એનું પણ એજ કારણ છે. અલોકમાં એ ( ધર્માસ્તિકાય ) ન હોવાથી ત્યાં આત્માની કે પુદ્ગળની ગતિ થતી નથી. વળી એના અભાવે 'લોક' અને 'અલોક' એવી વ્યવસ્થાજ ન હોય. ૧૯–૨૦

અધર્માસ્તિકાય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ–એ ચારપરત્વે તો જાણે ધર્માસ્તિકાયનો યુગ્મજ બન્ધુ હોયની એવો છે. ફક્ત ગુણપરત્વે ભિન્ન છે. સ્થળપર જેમ મત્સ્યો સ્થિર થઇ જાય છે, તેમ અધર્માસ્તિકાયને લીધે જીવ અને પુદ્ગળ બેઉ સ્થિરતામાં આવી જાય છે. એ અધર્માસ્તિકાય અલોકમાં નથી. માટે ત્યાં જીવ કે પુદ્ગળની સ્થિતિ નથી. બેસવામાં, ઉભા થવામાં, સુવામાં, આલમ્બનમાં તથા ચિત્તની સ્થિરતામાં પણ એ અધર્માસ્તિકાય જ હેતુભૂત

गतिस्थितिपरिणामे सत्येवैतौ सहायकौ ।
जीवाजीनां न चेत्तेषां प्रसज्येते सदापि ते ॥ २४ ॥

भवेदभ्रास्तिकायस्तु लोकालोकभिदा द्विधा ।
लोकाकाशास्तिकायः स्यात्तत्रासंख्यप्रदेशकः ॥ २५ ॥

स भात्यलोकाकाशेन परीतोऽतिगरीयसा ।
गोलकं मध्यशुषिरं महान्तमनुकुर्वता ॥ २६ ॥

असौ च धर्माधर्माभ्यां स्वतुल्याभ्यां सदान्वितः ।
भूपाल इव मन्त्रिभ्यां बिभर्ति सकलं जगत् ॥ २७ ॥

अलोकाभ्रं तु धर्माद्यैर्भावैः पंचभिरुज्झितः ।
अनेनैव विशेषेण लोकाभ्रात् पृथगीरितम् ॥ २८ ॥

अनन्तस्याप्यस्य पूज्यैर्म[illegible]तायां निदर्शनम् ।
असद्भावस्थापनया पंचमांगे प्रकीर्तितम् ॥ २९ ॥

---

છે. ગતિ અને સ્થીતિનો પરિણામ હોતે છતે જ એ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય-બેઉ જીવને અને પુદ્ગળ-બન્નેને સહાયકર્તા છે. જો એમ ન હોય તો જીવ અને પુદ્ગળ ગતિમાં હોય એ હમેશાં ગતિમાંજ રહે અને સ્થિર હોય એ સદા સ્થિરજ રહે. ૨૧-૨૪.

આકાશાસ્તિકાય ( ૧ ) લોકાકાશ અને ( ૨ ) અલોકાકાશ—એમ બે પ્રકારનો છે. એમાં લોકાકાશ અસંખ્ય પ્રદેશોનો છે, અને અંદરથી એકદમ પોકળ એક મ્હોટો ગોળો[1] હોય એવા ચોમેર આવેલા અત્યન્ત વિસ્તૃત અલોકાકાશવડે શોભી રહ્યો છે. ૨૫-૨૬.

આકાશાસ્તિકાય, વળી પોતાના જ જેવા ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયની સહાયવડે અખિલ જગતને ધારણ કરી રહ્યો છે; એક રાજા પોતાના બે મંત્રીઓની સહાયવડે જગતને ધારણ કરે છે એમ. ૨૭.

અલોકાકાશ તો ધર્માસ્તિકાય આદિ પાંચે દ્રવ્યોથી રહિત છે, અને એજ ભેદને લીધે એ લોકાકાશથી ભિન્ન છે. ૨૮.

આવા અનન્ત અલોકાકાશના વિસ્તૃતપણા ઉપર પ્રભુએ પાંચમા ' અંગ ' માં એક કાલ્પનિક દૃષ્ટાન્ત આપ્યું છે. ૨૯. તે આ પ્રમાણે:—

---

૧. ભગવતીસૂત્રના ૧૧મા શતકના ૧૧મા ઉદ્દેશમાં ગૌતમના પ્રશ્નના ઉત્તરમાં શ્રીવીર કહે છે કે—હે ગૌતમ ! અલોકાકાશ પોકળ ગોળા જેવો છે.

तथा हि सुदर्शनं स्वर्गिरे परितो निर्जरा दश ।
केऽपि कौतुकिनः सन्ति स्थिता दिक्षु दशस्वपि ॥ ३० ॥
मानुषोत्तरपर्यन्तेऽष्टासु दिक्षु बहिर्मुखाः ।
बलिपिंडान् दिक्कुमार्यः किरन्त्यष्टौ स्वदिक्ष्वथ ॥ ३१ ॥
विकीर्णान् युगपत्ताभिस्तान् पिंडानगतान् क्षितिम् ।
यया गत्या सुरस्तेषामेकः कोप्याहरेद्द्रयात् ॥ ३२ ॥
तया गत्याथ ते देवा अलोकान्तदिदृक्षया ।
गन्तुं प्रवृत्ता युगपद्यदा दिक्षु दशस्वपि ॥ ३३ ॥
तदा च वर्षलक्षायुः पुत्रोऽभूत्कोऽपि कस्यचित् ।
तस्यापि तादृशः पुत्रः पुनस्तस्यापि तादृशः ॥ ३४ ॥
कालेन तादृशाः सप्त पुरुषाः प्रलयं गताः ।
ततस्तदस्थिमज्जादि तन्नामापि गतं क्रमात् ॥ ३५ ॥
अस्मिंश्च समये कश्चित्सर्वज्ञं यदि पृच्छति ।
स्वामिंस्तेषां किमगतं क्षेत्रं किं वा गतं बहु ॥ ३६ ॥
तदा वदति सर्वज्ञो गतमल्पं परं बहु ।
अगतस्यानन्ततमो भागो गतमिहोह्यताम् ॥ ३७ ॥

---

ધારો કે—મેરૂ પર્વતની આસપાસ દશે દિશામાં કોઇ દશ દેવો કૌતુકને લઇને આવી ઉભા છે. એ વખતે માનુષોત્તર પર્વતને છેડે રહીને આઠ દિક્ કુમારીઓ પોતપોતાની દિશાઓમાં બળિપિંડો ફેંકે છે. દિક્ કુમારીઓએ એવી રીતે એકી વખતે ફેંકેલા એ આઠે બળિપિંડોને પૃથ્વીપર પડવા ન દેતાં, પેલા દેવોમાંનો એક જે ગતિવડે એકદમ ઝીલી લે છે તેજ ગતિ વડે જ્યારે એ દેવો અલોકના અન્તભાગને જોવાની ઇચ્છાને લઇને, સૌ સાથે દશે દિશાઓમાં ચાલી નીકળે છે તે વખતે કોઈ એક મનુષ્યને લાખવર્ષના આયુષ્યવાળો એક પુત્ર થયો. વળી પછી એ પુત્રને પણ એટલાજ આયુષ્યવાળો એક પુત્ર થયો. આ 'પુત્રના પુત્ર'ને પણ એટલાજ આયુષ્યવાળો એક પુત્ર થયો. એમ કાળ વહી જતાં સાત પેઢી થઈ ગઇ. અનુક્રમે એમનાં અસ્થિ, રક્ષા, મજ્જા આદિ પણ નષ્ટ થયાં, એમનાં નામ પણ નષ્ટ થયાં. ૩૦–૩૫.

આ સમયે કોઇક જો સર્વજ્ઞને પ્રશ્ન કરે કે 'હે સ્વામી, એ દેવોએ જેટલું ક્ષેત્ર પસાર કર્યું એ વધારે છે કે પસાર કરવું હજુ બાકી રહ્યું એ વધારે છે?' ત્યારે પ્રભુ કહે કે પસાર કર્યું એ તો અલ્પ છે, હજુ તો એથી વિશેષ પસાર કરવું રહ્યું. એમ સમજો કે એક (પસાર કર્યું તે) અન્યના અનન્તમા ભાગ જેટલું છે. ૩૬–૩૭.

स्थित्वा सुरोऽपि लोकान्ते नालोके स्वकरादिकम् ।
ईष्टे लम्बयितुं गत्यभावात्पुद्गलजीवयोः ॥ ३८ ॥

तदुक्तम्—वस्तुतस्तु नभोद्रव्यमेकमेवास्ति सर्वगम् ।
धर्मादिसाहचर्येण द्विधाजातमुपाधिना ॥ ३९ ॥

लोकालोकप्रमाणत्वात् क्षेत्रतोऽनन्तमेव तत् ।
असंख्येयप्रमाणं च परं लोकविवक्षया ॥ ४० ॥

कालतः शाश्वतं वर्णादिभिर्मुक्तं च भावतः ।
अवगाहगुणं तच्च गुणतो गदितं जिनैः ॥ ४१ ॥

अवकाशे पदार्थानां सर्वेषां हेतुतां दधत् ।
शर्कराणां दुग्धमिव वह्नेर्लोहादिगोलवत् ॥ ४२ ॥ युग्मम् ॥

यतः—परमाण्वादिना द्रव्येणैकेनापि प्रपूर्यते ।
खप्रदेशस्तथा द्वाभ्यामपि ताभ्यां तथा त्रिभिः ॥ ४३ ॥

अपि द्रव्यशतं मायात्तत्रैवैकप्रदेशके ।
मायात् कोटिशतं मायादपि कोटिसहस्रकम् ॥ ४४ ॥

---

વળી પુદ્ગળ અને જીવ અલોકમાં ગમન કરી શકતા નથી, એટલે લોકાંતે રહેલો કોઇ દેવ પણ એ અલોકમાં પોતાનો હસ્તપાદાદિ લંબાવી શકતો નથી. ૩૮.

વસ્તુતઃ તો આ સર્વવ્યાપક આકાશદ્રવ્ય એક જ છે. ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના સાહચર્યને લીધે જ એના બે ભેદ થયા છે. એનું ક્ષેત્ર લોકાલોક જેટલું વિસ્તૃત છે એટલે 'અનન્ત' છે; પરન્તુ લોકાકાશની વિવક્ષાએ એનું પ્રમાણ 'અસંખ્યાત' છે. કાળપરત્વે એ (આકાશ) શાશ્વત છે. ભાવપરત્વે વર્ણ–રૂપ–રસ–સ્પર્શ–ગંધ–થી મુક્ત છે. ગુણપરત્વે અવગાહગુણવાળું છે. જેમ દુધમાં સાકરને માટે અવકાશ છે, અને લોખંડ આદિના ગોળામાં અગ્નિ માટે અવકાશ છે એટલે કે એક અન્યમાં સમાઇ શકે છે તેવી રીતે આકાશમાં સર્વ પદાર્થોને માટે અવકાશ છે–અર્થાત્ એમાં એઓ સમાઈ જાય છે. ૩૯–૪૨.

કહ્યું છે કે પરમાણુ આદિ એક દ્રવ્યવડે એક આકાશપ્રદેશ પૂરાઇ જાય છે તેમ બે કે ત્રણ દ્રવ્યવડે પણ તે જ પ્રદેશ પૂરાઇ જાય છે. તેમ વળી એકસો દ્રવ્યો પણ એ જ આકાશ-

---

* આ વાતનું ભગવતીસૂત્રના ૧૬ મા શતકના આઠમા ઉદ્દેશમાં શ્રીવીર અને ગૌતમના પ્રશ્નોત્તર સમર્થન કરે છે.

अवगाहस्वभावत्वादन्तरिक्षस्य तत्समम् ।
चित्रत्वात् पुद्गलानां परिणामस्य युक्तिमत् ॥ ४५ ॥

द्वयोरपि क्रमात् दृष्टान्तौ—

दीप्रदीपप्रकाशेन यथापवरकोदरम् ।
एकेनापि पूर्यते तत् शतमप्यत्र माति च ॥ ४६ ॥

तथा—विशल्यौषधसामर्थ्यात् पारदस्यैककर्षके ।
सुवर्णस्य कर्षशतं तौल्ये कर्षाधिकं न तत् ॥ ४७ ॥

पुनरौषधसामर्थ्यात्तद्द्वयं जायते पृथक् ।
सुवर्णस्य कर्षशतं पारदस्यैककर्षकः ॥ ४८ ॥

इत्यर्थतो भगवतीशतक १३ उ० ४ वृत्तौ ।

किं च— धर्मास्तिकायस्तद्देशस्तत्प्रदेश इति त्रयम् ।
एवं त्रयं त्रयं ज्ञेयमधर्माभ्रास्तिकाययोः ॥ ४९ ॥

तत्रास्तिकायः सकलस्वप्रदेशात्मको भवेत् ।
कियन्मात्रांशरूपाश्च तस्य देशाः प्रकीर्तिताः ॥ ५० ॥

---

પ્રદેશમાં સમાઇ જાય, સો ક્રોડ પણ સમાય અને સહસ્રક્રોડ પણ સમાય. ( યાવત્ સંખ્યાત અસંખ્યાત અને અનન્તા પરમાણુઓ પણ સમાય છે ) આકાશનો અવગાહ સ્વભાવ હોવાથી એને એ સર્વ સમાન છે; અને પુદ્ગળના પરિણામ વિચિત્ર હોવાથી, એમ થવું યુક્તિવાળું પણ છે. ૪૩--૪૫.

ઉપરની બેઉ વાતોના સમર્થનમાં ભગવતીસૂત્રના તેરમા શતકના ચોથા ઉદ્દેશમાં એકેક દૃષ્ટાન્ત આપેલું છે: (૧) એક ઓરડાની અંદરના ભાગમાં 'એક' તેજસ્વી દીપકનો પ્રકાશ સમાઇ રહે છે, તેમ 'એકસો " દીપકનો પ્રકાશ પણ સમાઇ શકે છે. (૨) વળી ઔષધીના સામર્થ્યથી એક 'કર્ષ' પ્રમાણ પારામાં સો 'કર્ષ' પ્રમાણ સુવર્ણ સમાય છે, અને છતાં એનું વજન એક 'કર્ષ' થી વધારે થતું નથી. ઔષધના સામર્થ્યથી પુન: જુદા પાડતાં સુવર્ણ સો 'કર્ષ' અને પારો એક 'કર્ષ' અર્થાત્ બેઊ મૂળ હતાં તેટલાં થઈ રહે છે. ૪૬--૪૮.

ધર્માસ્તિકાયના (૧) અસ્તિકાય (સ્કંધ) (૨) એના દેશો અને (૩) એના પ્રદેશો--એમ ત્રણ ભેદ છે. એવીજ રીતે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયના પણ એજ પ્રમાણે ત્રણત્રણ ભેદ છે. ૪૯.

પોતાના સર્વ પ્રદેશરૂપ અર્થાત્ સ્કંધ એ 'અસ્તિકાય'; અને અલ્પપ્રદેશરૂપ એ 'દેશ'. ૫૦.

× સ્કંધ (આખો પદાર્થ), દેશ (કટલોક ભાગ) અને પ્રદેશ (સૂક્ષ્મમાં સૂક્ષ્મ અવિભાજ્ય ભાગ)--આમ ત્રણ પ્રકાર.

स्कन्दन्ति शुष्यन्ति पुद्गलाविचटनेन धीयन्ते च पुष्यन्ते पुद्गलचटनेनेति स्कन्धाः । पृषोदरादयः इति रूपनिष्पत्तिः । इति प्रज्ञापनावृत्तौ व्युत्पादितत्वादेते स्कन्धव्यपदेशं नार्हन्ति । अत एव सूत्रे प्रायः धम्मत्थिकाए धम्मत्थिकायस्स देसे इत्याद्येव श्रूयते ॥ नवतत्त्वावचूरौ तु चतुर्दशरज्ज्वात्मके लोके सकलोऽपि यो धर्मास्तिकायः स सर्वः स्कन्धः कथ्यते इत्युक्तमिति ज्ञेयम् ॥

निर्विभागा विभागाश्च प्रदेशा इत्युदाहृताः ।
ते चानन्तास्तृतीयस्यासंख्येया आद्ययोर्द्वयोः ॥ ५१ ॥

अनन्तैश्चागुरुलघुपर्यायैः संश्रिता इमे ।
त्रयोऽपि यदमूर्तेषु संभवन्त्येत एव हि ॥ ५२ ॥

अथ जीवास्तिकायस्य स्वरूपं वच्मि तस्य च ।
चेतनालक्षणो जीव इति सामान्यलक्षणम् ॥ ५३ ॥

---

પુદ્ગળનો પૂરણગલન સ્વભાવ છે, તેથી ઘટવા વધવાથી સુકાય યા પોષાય એ સ્કંધ. પ્રજ્ઞાપના સૂત્રની વૃત્તિમાં આ પ્રમાણે ' સ્કંધ ' શબ્દની વ્યુત્પત્તિ ' પૃષોદરાદય: ' એ વ્યાકરણ-સૂત્રને આધારે કરેલી છે. આમ વ્યુત્પત્તિ કરેલી હોવાથી એ ' સ્કંધ ' નામને લાયક નથી. એથી જ સૂત્રમાં પ્રાય: ધર્માસ્તિકાય, ધર્માસ્તિકાયના દેશો ઈત્યાદિ પાઠ જ દેખાય છે. જો કે ' નવતત્ત્વ 'ની અવચૂરી-ટીકા-માં તો ચૌદ રાજલોકમાં જેટલો ધર્માસ્તિકાય છે તેટલો બધો ' સ્કંધ ' કહેવાય છે એમ કહ્યું છે.

ઉપર ' અસ્તિકાય ' અને ' દેશ ' વિષે સમજણ આપી. હવે (૩) ' પ્રદેશ ' વિષે.

જેના બીલકુલ ભાગ ન થઇ શકે એવો જે વિભાગ-તે ' પ્રદેશ. '

આવા પ્રદેશો ' આકાશાસ્તિકાય ' ના ' અનન્ત ' છે; અને ' ધર્માધર્માસ્તિકાય ' ના ' અસંખ્યાત ' છે. ૫૧.

વળી આ ત્રણ્યે ( ધર્મ-અધર્મ-આકાશ અસ્તિકાય ) અનન્ત અગુરુલઘુપર્યાયોથી સંશ્રિત છે. કેમકે ' અમૂર્તો ' માં એઓ જ સંભવે છે. ૫૨.

હવે ' જીવાસ્તિકાય ' ના સ્વરૂપ વિષે કંઇક:—

ચેતનાલક્ષણવાળો- એ ' જીવ '. આ ' જીવ ' ની સામાન્ય વ્યાખ્યા-લક્ષણ છે. ૫૩.

मतिश्रुतावधिमनःपर्यायकेवलान्यपि ।
मत्यज्ञानं श्रुताज्ञानं विभंगज्ञानमित्यपि ॥ ५४ ॥
अचक्षुश्चक्षुरवधिकेवलदर्शनानि च ।
द्वादशामी उपयोगा विशेषाज्जीवलक्षणम् ॥ ५५ ॥ युग्मम् ॥
उपयोगं विना कोऽपि जीवो नास्ति जगत्त्रये ।
अक्षरानन्तभागो यद्व्यक्तो निगोदिनामपि ॥ ५६ ॥
तं चाक्षरानन्तभागमपि त्रैलोक्यवर्तिनः ।
न शक्नुवन्त्यावरितुं पुद्गलाः कर्मतां गताः ॥ ५७ ॥
एषोऽप्याव्रियते चेत्तत् स्याज्जीवाजीवयोर्न भित् ।
अक्षरं त्विह साकारेतरोपयोगलक्षणम् ॥ ५८ ॥
खेर्यथातिसान्द्राभ्रच्छन्नस्यापि भवेत्प्रभा ।
कियत्यनावृता रात्रिदिनाभेदोऽन्यथा भवेत् ॥ ५९ ॥
इयं चाल्पीयसी ज्ञानमात्राद्यसमये भवेत् ।
अपर्याप्तनिगोदानां सूक्ष्माणां क्रमतस्ततः ॥ ६० ॥

---

અને (૧) મતિજ્ઞાન (૨) શ્રુતજ્ઞાન (૩) અવધિજ્ઞાન (૪) મનઃપર્યવજ્ઞાન (૫) કેવળજ્ઞાન* (૬) મતિઅજ્ઞાન (૭) શ્રુતઅજ્ઞાન (૮) વિભંગજ્ઞાન† (૯) અચક્ષુદર્શન (૧૦) ચક્ષુદર્શન (૧૧) અવધિદર્શન તથા (૧૨) કેવળદર્શન—આ બાર પ્રકારનો જેને 'ઉપયોગ' છે એ 'જીવ'. આ 'જીવ' નું વિશેષ લક્ષણ. ૫૪–૫૫.

ત્રણે જગતમાં 'ઉપયોગ' વિનાનો કોઇ પણ જીવ નથી. કેમકે અક્ષરનો અનન્તમો ભાગ 'નિગોદ' ના જીવોને પણ વ્યક્ત છે. ૫૬.

ત્રણે લોકમાં રહેલા કર્મપુદ્ગળો (પોતાના એકત્ર–સંયુક્ત બળે પણ) એ અક્ષરના અનન્તમા ભાગને પણ આવરવાને શક્તિમાન નથી. ૫૭.

ધારો કે આવરવામાં આવે. તો પછી 'જીવ', 'અજીવ' એવો ભેદ રહે નહિં. અને અક્ષરનું (જ્ઞાનનું) તો સાકારનિરાકારના 'ઉપયોગ' રૂપ 'લક્ષણ' છે. ૫૮.

જેમકે (દૃષ્ટાન્ત લ્યો): સૂર્ય અત્યન્ત ઘાટાં વાદળાંઓથી છવાયલો હોય તો યે એની કંઇક પ્રભા તો અણુછવાયલી હોય જ. નહિં તો રાત્રી કે દિવસ પરખાય નહિં. ૫૯.

આ જ્ઞાનમાત્રા સૂક્ષ્મ 'અપર્યાપ્ત' નિગોદોને આદ્ય ક્ષણે અત્યન્ત અલ્પ હોય છે;

---

*. આ પાંચ જ્ઞાન સમ્યક્ત્વને આશ્રયીને કહ્યાં છે. † આ ત્રણયે (૬–૭–૮) મિથ્યાત્વ આશ્રયી છે.

शेषैकाक्षद्वित्रिचतुष्पंचाक्षादिषु मात्रया ।
वर्धमानेन्द्रिययोगलब्धि वृद्ध्यपेक्षया ॥ ६१ ॥

क्षयोपशमवैचित्र्यान्नानारूपाणि बिभ्रती ।
सर्वज्ञेयग्राहिणी स्याद् घातिकर्मक्षयेण सा ॥ ६२ ॥ विशेषकम् ॥

नन्वेवमात्मनो ज्ञानं यदि लक्षणमुच्यते ।
अभेदः स्यात्तदनयोः सास्नावृषभयोरिव ॥ ६३ ॥

एवं चास्य सदा ज्ञानमिष्यतेऽखिलवस्तुगम् ।
ज्ञानरूपो न जानातीतेतद्युक्तिसहं न यत् ॥ ६४ ॥

कथं च ज्ञानरूपस्यात्मनः स्युः संशयस्तथा ।
अव्यक्तबोधाबोधौ च किंचिद्बोधविपर्ययाः ॥ ६५ ॥

अत्रोच्यते—सत्यप्यस्य चिदात्मत्वे नोपयोगो निरन्तरम् ।
भवत्यावरणीयानां कर्मणां वशतः खलु ॥ ६६ ॥

---

અને પછી ક્રમે ક્રમે શેષ એકેન્દ્રિ, બેંદ્રિ, ત્રેંદ્રિ, ચૌરિન્દ્રિય, અને પંચેન્દ્રિય જીવોને વિષે વૃદ્ધિ પામતી પામતી ઇન્દ્રિયોના યોગની પ્રાપ્તિ અને વૃદ્ધિની અપેક્ષાએ, ક્ષયોપશમના વિચિત્ર-પણાને લઇને વિવિધરૂપ ધારણ કરતી, ઘાતિકર્મનો ક્ષય થયે, સર્વજ્ઞપણાને ગ્રહણ કરાવનારી થાય છે. ૬૦–૬૨.

અહિં કોઇ એવી શંકા કરે કે જ્યારે 'જ્ઞાન' એ આત્માનું લક્ષણ છે એમ કહેશો તો 'ગલકંબળ * અને વૃષભ'ની જેમ આત્મા અને જ્ઞાનનો' અભેદ થશે. આમ આત્માને 'સર્વવ-સ્તુના સદા જ્ઞાનવાળો' કહો અને જ્ઞાનરૂપ એવો આત્મા એ જાણે નહિં–એ વાત યુક્તિયુક્ત નથી–'ન બને એવી' છે. વળી 'જ્ઞાનરૂપ આત્મા' કહીએ ત્યારે પછી એને સંશય કે અપ્રકટ જ્ઞાન કે અજ્ઞાન કે કિંચત્ જ્ઞાન કે વિપરીત જ્ઞાન–કેમ હોય ? ૬૩–૬૫.

એ શંકાનું નિવારણ આ રીતેઃ—આત્મા જ્ઞાનરૂપ હોવા છતાં પણ એ આવરણીય કર્મોને વશ હોવાથી એને નિરંતર 'ઉપયોગ' હોતો નથીઃ જુઓ કે–એ આત્મા તો મધ્યના આઠ

---

* વૃષભ–બળદ વગેરે પશુઓને ગળા નીચે લટકતો ભાગ કંબળ કે 'કામળો' કહેવાય છે.

* આઠ પ્રકારનાં કર્મોમાં ( ૧ ) જ્ઞાનાવરણીય ( ૨ ) દર્શનાવરણીય ( ૩ ) મોહનીય અને ( ૪ ) અન્તરાય આ ચાર 'ઘાતિ' કહેવાય છે; કેમકે એઓ આત્માના જ્ઞાન–દર્શન આદિ ગુણોનો ઘાત–નાશ કરનારા છે.

तथाहि—आत्मा सर्वप्रदेशेषु त्यक्त्वांशानष्ट मध्यगान् ।
प्रक्वथ्यमानोदकवत् सदा विपरिवर्तते ॥ ६७ ॥

ततः स चिरमेकस्मिन्न वस्तुन्युपयुज्यते ।
अर्थान्तरोपयुक्तः स्याच्चपलः कृकलासवत् ॥ ६८ ॥

उत्कर्षेणोपयोगस्य कालोप्यान्तर्मुहूर्तिकः ।
उपयोगान्तरं याति स्वभावात्तदनन्तरम् ॥ ६९ ॥

न सर्वमपि वेत्त्येष प्राणी कर्मावृतो यथा ।
नार्कस्याभ्राभिभूतस्य प्रसरन्त्यभितः प्रभाः ॥ ७० ॥

संशयाव्यक्तबोधाद्या अप्यस्य कर्मणां वशात् ।
कुर्वतां ज्ञानवैचित्र्यं क्षयोपशमभेदतः ॥ ७१ ॥

किं च—आभोगानाभोगोद्भववीर्यवतो यदा क्षयोपशमः ॥
लब्धिकरणानुरूपं तदात्मनो ज्ञानमुद्भवति ॥ ७२ ॥

वीर्यापगमे च पुनस्तदेव कर्मावृणोत्यपाकीर्णम् ।
शैवलजालमिवाम्भो दर्पणमिव विमलितं पंकः ॥ ७३ ॥

---

પ્રદેશો શિવાયના અન્ય સર્વ પ્રદેશોને વિષે, ઉકળતા જળની માફક :ઉથલ પાથલ થયા કરે છે. અને એથી એને ચિરકાળ પર્યન્ત એક વસ્તુમાં 'ઉપયોગ' રહેતો નથી, પરંતુ કાકીડાની જેમ ચપળ થઇ અન્ય અન્ય પદાર્થોને વિષે 'ઉપયુકત' થાય છે. જો કે એ 'ઉપયોગ' એટલે 'ઉપયુકતપણા'નો ઉત્કૃષ્ટ કાળ અન્તર્મુહૂર્તનો છે અને ત્યારપછી તો એ (આત્મા) પુનઃ અન્ય વિષયમાં 'ઉપયુકત' થાય છે. જેમ વાદળાથી આચ્છાદિત થયેલા સૂર્યની કાન્તિ સર્વતઃ ફેલાતી નથી તેમ કર્મોથી આચ્છાદિત થયેલ પ્રાણી સર્વ વાત જાણી શકતો નથી. ૬૬–૭૦.

વળી આત્માને સંશય, અપ્રકટ બોધ, અજ્ઞાન, કિંચિત્ જ્ઞાન વગેરે થાય છે એ પણ ક્ષયોપશમના ભેદથી વિચિત્ર જ્ઞાન ઉત્પન્ન કરતા કર્મોને એ (આત્મા) વશ છે એથી થાય છે. વળી આભોગ કે અનાભોગથી ઉદ્ભવેલું વીર્ય એ આત્માને વિષે 'આવે છે અને એને ક્ષયોપશમ થાય છે ત્યારે જ એનામાં લબ્ધિ (શકિત) અને કરણ (કાર્ય) ને અનુરૂપ જ્ઞાન ઉત્પન્ન થાય છે; પણ એ વીર્ય જ્યારે ગયું ત્યારે સમજવું કે એજ કર્મ આત્માને આવરી મૂકે છે; શેવાળ જેમ જળને અને કાદવ જેમ નિર્મળ દર્પણને આવરે છે એમ. ૭૧–૭૩. (ઇતિ શંકાનિવારણમ્)

હવે પ્રસ્તુત વિષય:

अथ प्रकृतम्– द्विधा भवन्ति ते जीवाः सिद्धसंसारिभेदतः ।
सिद्धाः पंचदशविधास्तीर्थातीर्थादिभेदतः ॥ ७४ ॥

यदाहुः— जिणअजिणतित्थतित्थागिहिअन्नसलिंगथीनरनपुंसा ।
पत्तेयसयंबुद्धा बुद्धबोहिक्कणिक्का य ॥

जीवन्तीति स्मृता जीवा जीवनं प्राणधारणम् ।
ते च प्राणा द्विधा प्रोक्ता द्रव्यभावविभेदतः ॥ ७५ ॥

सिद्धानामिन्द्रियोच्छ्वासादयः प्राणा न यद्यपि ।
ज्ञानादिभावप्राणानां योगाज्जीवास्तथाप्यमी ॥ ७६ ॥

---

' જીવ 'ના બે પ્રકાર છે: ( ૧ ) સિદ્ધ અને ( ૨ ) સંસારી.

( ૧ ) ' સિદ્ધ ' વળી પંદર પ્રકારના છે. તે આ પ્રમાણે: ( ૧ ) જિનસિદ્ધ ( ૨ ) અ-જિનસિદ્ધ ( ૩ ) તીર્થસિદ્ધ ( ૪ ) અતીર્થસિદ્ધ ( ૫ ) ગૃહિલિંગસિદ્ધ ( ૬ ) અન્યલિંગસિદ્ધ ( ૭ ) સ્વલિંગસિદ્ધ ( ૮ ) સ્રીસિદ્ધ ( ૯ ) પુરૂષસિદ્ધ ( ૧૦ ) નપુંસકસિદ્ધ ( ૧૧ ) પ્રત્યેકબુ-દ્ધસિદ્ધ ( ૧૨ ) સ્વયંબુદ્ધસિદ્ધ ( ૧૩ ) બોધબોધિતસિદ્ધ ( ૧૪ ) એકસિદ્ધ અને ( ૧૫ ) અનેકસિદ્ધ. ૭૪.×

જીવે છે એઓ જીવ. જીવવું એટલે પ્રાણ હોવા–ધારણ કરવા.

દ્રવ્યપ્રાણ અને ભાવપ્રાણ–એમ બે પ્રકારના પ્રાણ છે. ૭૫.

સિદ્ધોને જો કે ઇન્દ્રિયો અને શ્વાસોશ્વાસરૂપ પ્રાણ નથી અર્થાત્ દ્રવ્યપ્રાણ નથી તોપણ એમને જ્ઞાન આદિ ભાવપ્રાણ છે એટલે એઓ પણ જીવ કહેવાય. ૭૬.

---

× ( ૧ ) તીર્થંકર પદવી પામીને મોક્ષે જાય તે ( ૨ ) સામાન્ય કેવળી મોક્ષે જાય તે ( ૩ ) તીર્થંકરને કેવળજ્ઞાનની પ્રાપ્તિ પછી મોક્ષે ગયેલા ( ૪ ) તીર્થંકરને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પહેલાં મોક્ષે ગયા એવા ( ૫ ) ગૃહસ્થપણામાંથી મોક્ષે જાય એ ( ૬ ) સન્યાસી–તાપસ વગેરેમાંથી મોક્ષે જાય તે ( ૭ ) સાધુપણામાંથી મોક્ષે જાય એ ( ૮ ) સ્રીવેદવાળા મોક્ષે જાય એ ( ૯ ) પુરૂષવેદવાળા જીવ મોક્ષે જાય એ ( ૧૦ ) નપુંસકો મોક્ષે જાય એ ( ૧૧ ) કોઇ પદાર્થ દેખીને પ્રતિબોધ પામી ચારિત્ર લઇ મોક્ષે જાય તે ( ૧૨ ) ગુરૂના ઉપદેશ વિના પોતાની મેળે જાતિસ્મરણ આદિથી પ્રતિબુદ્ધ થઇ મોક્ષે જાય તે ( ૧૩ ) ગુરૂના ઉપદેશથી વૈરાગ્ય પામી મોક્ષે જાય એ ( ૧૪ ) એક સમયે એકજ મોક્ષે જાય એ ( ૧૫ ) એક સમયમાં ઘણા મોક્ષે જાય એ. દ્રષ્ટાન્ત: (૨ ) પુંડરીક ગણધર ( ૩ ) સામાન્ય કેવળી ગણધર ( ૪ ) મરૂદેવી માતા ( ૫ ) ભરતચક્રી ( ૬ ) વલ્કલચીરિ તાપસ આદિ ( ૮ ) ચંદનબાલા–વગેરે. ( ૯ ) ગૌતમ આદિ ( ૧૦ ) ગાંગેય વિગેરે ( ૧૧ ) કરકંડુ ( ૧૨ ) કપિલ ( ૧૪ ) શ્રી મહાવીર ( ૧૫ ) શ્રી ઋષભની સાથે ૧૦૮ સિદ્ધ થયા એ.

अलोकस्खलिताः सिद्धा लोकाग्रे च प्रतिष्ठिताः ।
इह संत्यज्य देहादि स्थितास्तत्रैव शाश्वताः ॥ ७७ ॥
ते ज्ञानावरणीयाद्यैर्मुक्ताः कर्मभिरष्टभिः ।
ज्ञानदर्शनचारित्राद्यनन्ताष्टकसंयुताः ॥ ७८ ॥

तथोक्तं गुणस्थानक्रमारोहे—

अनन्तं केवलज्ञानं ज्ञानावरणसंक्षयात् ।
अनन्तं दर्शनं चापि दर्शनावरणक्षयात् ॥ ७९ ॥
क्षायिके शुद्धसम्यक्त्वचारित्रे मोहनिग्रहात् ।
अनन्ते सुखवीर्ये च वेद्यविघ्नक्षयात्क्रमात् ॥ ८० ॥
आयुषः क्षीणभावत्वात् सिद्धानामक्षया स्थितिः ।
नामगोत्राक्षयादेवामूर्त्तानन्तावगाहना ॥ ८१ ॥ इति ॥
रोगमृत्युजराद्यार्त्तिहीना अपुनरुद्भवाः ।
अभावात्कर्महेतूनां दग्धे बीजे हि नांकुरः ॥ ८२ ॥
यावन्मात्रं नरक्षेत्रं तावन्मात्रं शिवास्पदम् ।
यो यत्र म्रियते तत्रैवोर्ध्वं गत्वा स सिद्ध्यति ॥ ८३ ॥

---

અલોકથી સ્ખલિત હોવાથી અર્થાત્ અલોકમાં ગતિ–ગમન ન હોવાથી એઓ લોકને અગ્રભાગે રહેલા છે. શરીરાદિને અહિં ત્યજીને એઓ શાશ્વત ત્યાંજ રહેલા છે. ૭૭.

એઓ 'જ્ઞાનાવરણીય' આદિ આઠે કર્મોએ રહિત છે; અને જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ આઠ અનન્ત વસ્તુએ યુકત છે. ૭૮

'ગુણસ્થાન ક્રમારોહ' નામના ગ્રંથમાં કહ્યું છે કે–જ્ઞાનના આવરણના ક્ષયથી અનંત કેવળજ્ઞાન, અને દર્શનના આવરણના ક્ષયથી અનંત દર્શન થાય છે. મોહના વિનાશથી ક્ષાયિક શુદ્ધસમ્યકત્વ અને ચારિત્ર પ્રાપ્ત થાય છે. 'વેદનીય' અને 'અંતરાય' કર્મોના ક્ષયથી અનુક્રમે અનંત સુખ અને અનંત વીર્ય પ્રાપ્ત થાય છે. આયુકર્મ ક્ષીણ થવાથી અક્ષય સ્થિતિ પ્રાપ્ત થાય છે, તથા નામકર્મ અને ગોત્રકર્મના ક્ષયથી અમૂર્ત્ત–અનંત અવગાહના થાય છે. કર્મના હેતુ-ઓના અભાવથી જન્મ–જરા–મરણ આદિનાં દુઃખ ટળી જાય છે. એટલે એમને પુનઃ જન્મ ધારણ કરવો પડતો નથી. કેમકે બીજ બળી જાય એટલે અંકુરની ઉત્પત્તિ રહી નહિં. ૭૯–૮૨

જેટલો વિસ્તાર આ મનુષ્યક્ષેત્રનો છે તેટલો જ ( એટલે કે પીસતાલીશ લાખ યોજન ) મોક્ષના સ્થાનનો છે. જે જ્યાં મૃત્યુ પામે છે તે ત્યાંથી સમશ્રેણિએ ઉંચે જઈ સિદ્ધ થાય છે.

उत्पत्योर्ध्वं समश्रेण्या लोकान्तस्तैरलंकृतः ।
यत्रैकस्तत्र तेऽनन्ता निर्बाधा सुखमासते ॥ ८४ ॥ युग्मम् ॥

तथोक्तं तत्त्वार्थभाष्ये—

कृत्स्नकर्मक्षयादूर्ध्वं निर्वाणमधिगच्छति ।
यथा दग्धेन्धनो वह्निः निरुपादानसन्ततिः ॥ ८५ ॥

तदनन्तरमेवोर्ध्वमालोकान्तात्स गच्छति ।
पूर्वप्रयोगासंगत्वबन्धच्छेदोर्ध्वगौरवैः ॥ ८६ ॥

कुलालचक्रे दोलायामिषौ चापि यथेष्यते ।
पूर्वप्रयोगात्कर्मेह तथा सिद्धगतिः स्मृता ॥ ८७ ॥

मृल्लेपसंगनिर्मोक्षाद्यथा दृष्टाप्स्वलाबुनः ।
कर्मसंगविनिर्मोक्षात्तथा सिद्धगतिः स्मृता ॥ ८८ ॥

एरंडयन्त्रपेडासु बन्धच्छेदाद्यथा गतिः ।
कर्मबन्धनविच्छेदात् सिद्धस्यापि तथेष्यते ॥ ८९ ॥

व्याघ्रपादबीजबन्धनच्छेदात् यन्त्रबन्धनच्छेदात् पेडाबन्धनच्छेदात् च गतिर्दृष्टा मिंजाकाष्ठपेडापुटानाम् एवं कर्मबन्धनविच्छेदात् सिद्धस्य गतिः इति भावः ॥

---

એ સિદ્ધોથી જ ' લોક ' નો અગ્રભાગ શોભી રહ્યો છે. જેટલામાં એક રહી શકે એટલામાં એ અનંત પણ બાધાવિના સુખે રહી શકે છે. ૮૩–૮૪

' તત્ત્વાર્થભાષ્ય ' માં કહ્યું છે કે–ઈંધન બળી જવાથી, ઉપાદાન કારણ ગયું એટલે અગ્નિ જેમ નિર્વાણ પામે છે–ઠરી જાય છે તેમ કર્મ સર્વે બળી જવાથી–ક્ષીણ થવાથી આત્મા નિર્વાણ પામે છે અને તે પછી જ એ ( આત્મા ) ( ૧ ) પૂર્વ પ્રયોગવડે, ( ૨ ) આસંગ ત્યજી દેવા વડે, ( ૩ ) બંધન છેદી નાખવા વડે અને ( ૪ ) પોતાના ઉર્ધ્વગામી સ્વભાવવડે છેક લોકાન્ત સુધી ઊંચે જાય છે. ૮૫–૮૬.

( ૧ ) પૂર્વ પ્રયોગવડે કુંભારના ચક્રની, હિંડોળાની અને બાણની જેવી ગતિ–તેવી જ ગતિ સિદ્ધોની સમજવી. ( ૨ ) માટીના લેપનો સંગ મૂકાવાથી જેવી તુંબડાની પાણી ઉપર તરી આવવા રૂપ ગતિ–તેવી જ કર્મોનો સંગ મૂકાવાથી સિદ્ધોની ગતિ સમજવી. ( ૩ ) એરંડામાં, યંત્રમાં અને પેડાપુટમાં બન્ધનના છેદાવાથી જેવી ગતિ–તેવી જ કર્મબન્ધનના છેદાવાથી સિદ્ધની ગતિ સમજવી. એટલે કે એરંડાના બીજના બન્ધનના છેદથી, યંત્રના બન્ધનના

ऊर्ध्वगौरवधर्माणो जीवा इति जिनोत्तमैः ।
अधोगौरवधर्माणः पुद्गला इति चोदितम् ॥ ९० ॥

ऊर्ध्वगमन एव गौरवं धर्मः स्वभावो जीवानाम् । पुद्गलास्तु अधोगमनधर्माण इति सर्वज्ञवचनम् इति भावः ॥

यथाधस्तीर्यगूर्ध्वं च लोष्टवाय्वग्निवीतयः ।
स्वभावतः प्रवर्तन्ते तथोर्ध्वगतिरात्मनः ॥ ९१ ॥

अतस्तु गतिवैकृत्यमेषां यदुपलभ्यते ।
कर्मणः प्रतिघाताच्च प्रयोगाच्च तदिष्यते ॥ ९२ ॥

अधस्तिर्यगथोर्ध्वं च जीवानां कर्मजा गतिः ।
ऊर्ध्वमेव तु तद्धर्मा भवति क्षीणकर्मणाम् ॥ ९३ ॥

तत्रापि गच्छतः सिद्धिं संयतस्य महात्मनः ।
सर्वैरंगैर्विनिर्याति चेतनस्तनुपंजरात् ॥ ९४ ॥

तदुक्तं स्थानांगपंचमस्थानके—

पंचविहे जीवस्स णिज्जाणमग्गे पन्नत्ते । पाएहिं ऊरूहिं उरेणं सिरेणं सव्वंगेहिं ॥ पाएहिं निज्जायमाणे निरयगामी भवति । ऊरूहिं निज्जायमाणे तिरियगामी भवति । उरेणं निज्जायमाणे मणुयगामी

---

છેદથી તથા પેડાના બન્ધનના છેદાવાથી, મીંજ, કાષ્ટ અને પેડાપુટની જેવી ઉછળીને ઉંચે જવા રૂપ ગતિ થાય છે તેવી જ કર્મબન્ધનના છેદથી સિદ્ધોની ગતિ સમજવી. ( ૪ ) જિન ભગવાનનાં વચન છે કે જીવ ઊર્ધ્વગતિપરિણામવાળા છે અને પુદ્ગળ અધોગતિપરિણામવાળા છે; અર્થાત્ ઊર્ધ્વ ગમન કરવું એ જ જીવોનો સ્વભાવ છે અને અધોગમન—એ પુદ્ગળોનો સ્વભાવ છે એવું સર્વજ્ઞનું વચન છે. પત્થર આદિ વજનદાર વસ્તુઓનો સ્વભાવ અધોગમન છે, વાયુનો સ્વભાવ તિર્યગ્ ગમન છે અને અગ્નિની જ્વાળાનો સ્વભાવ ઊર્ધ્વગમન છે એમ આત્માનો પણ અનાદિ સ્વભાવ ઊર્ધ્વગમન છે. માટે કદાચ કોઈ વખતે એના એ સ્વભાવમાં વિકાર માલમ પડે તો એ કર્મના પ્રતિઘાતથી અને પ્રયોગથી સમજવો. જીવની તીર્છી, ઊર્ધ્વ કે અધોગતિ એનાં તે તે કર્મોને જ આભારી છે. સ્વાભાવિક ઊર્ધ્વ ગતિ તો જેમનાં કર્મો ક્ષીણ થયાં હોય છે એમની જ થાય છે. ૮૭–૯૩.

હવે, સિદ્ધની ગતિ પ્રાપ્ત કરનાર સંયમી મહાત્માના પ્રાણ નીકળે છે તે એનાં સર્વ અંગોમાંથી નીકળે છે. ૯૪

भवति। सिरेणं निज्जायमाणे देवगामी भवति। सव्वंगेहिं निज्जायमाणे सिद्धिगतिपज्जवसाणे पण्णत्ते॥

भवोपग्राहिकर्मान्तक्षण एव स सिद्ध्यति।
उद्गच्छन्नस्पृशद्गत्या ह्यचिन्त्या शक्तिरात्मनः॥

अत्र च अस्पृशन्ती सिद्ध्यन्तरालप्रदेशान् गतिर्यस्य सः अस्पृशद्गतिः। अन्तरालप्रदेशस्पर्शने हि नैकेन समयेन सिद्धिरिष्यते। तत्र च एक एव समयः अतः अन्तराले समयान्तरस्याभावात् अन्तरालप्रदेशानाम् असंस्पर्शनम् इति औपपातिकसूत्रवृत्तौ॥ अवगाढप्रदेशेभ्यः अपराकाशप्रदेशान् तु अस्पृशन् गच्छति इति महाभाष्यवृत्तौ॥ यावत्सु आकाशप्रदेशेषु इह अवगाढः तावतः एव प्रदेशान् ऊर्ध्वमपि अवगाहमानः गच्छति इति पंचसंग्रहवृत्तौ॥ तत्त्वं तु केवलिगम्यम्।

एकस्मिन्समये चोर्ध्वलोके चत्वार एव ते।
सिद्ध्यन्त्युत्कर्षतो दृष्टमधोलोके मतत्रयम्॥ ९५॥

---

સ્થાનાંગ સૂત્રના પાંચમા સ્થાનમાં કહ્યું છે કે—

જીવને નીકળવાના પાંચ દ્વાર છે: જીવ પગેથી, ઉરૂએથી, હૃદયેથી, મસ્તકેથી કે સર્વ અંગોથી નીકળે છે. પગેથી નીકળે તો નરકગામી, ઉરૂએથી નીકળે તો તિર્યંચ, હૃદયેથી નીકળે તો મનુષ્ય, મસ્તકેથી નીકળે તો દેવ અને સર્વાંગેથી નીકળે તો સિદ્ધિગામી થાય.

સંસારમાં જકડી રાખનારા કર્મોનો જે ક્ષણે અંત આવે છે તેજ ક્ષણે એ **વચ્ચે રહેલા પ્રદેશોને સ્પર્શ્યા વિના** ઉંચે ચઢી સિદ્ધ થાય છે; કેમકે આત્માની અચિન્ત્ય શકિત છે.

સિદ્ધિએ પહોંચવાના માર્ગમાં જે પ્રદેશો આવે એને સ્પર્શ કર્યા વિના ચાલ્યો જાય એ 'અસ્પૃશત્ગતિ' કહેવાય. વચ્ચેના પ્રદેશોને સ્પર્શ કરતો જાય તો એ સિદ્ધિએ એક સમયમાં પહોંચે નહિં. અને અહિં તો ફક્ત એકજ સમય છે—વચ્ચે બીજા સમયનો અભાવ છે. માટેજ કહ્યું છે કે વચ્ચેના પ્રદેશોને સ્પર્શે નહિં. આ વાત ઉવ્વાયી સૂત્રની વૃત્તિમાં કહી છે. મહાભાષ્યની વૃત્તિમાં 'જીવ અવગાઢ કરેલા પ્રદેશો શિવાયના બીજા આકાશપ્રદેશોને સ્પર્શ્યા વિના જાય છે' એવા શબ્દો છે. પંચસંગ્રહની વૃત્તિમાં વળી એમ કહ્યું છે કે 'જેટલા આકાશપ્રદેશોને અવગાહીને જીવ અહિં રહેલ છે તેટલા જ આકાશપ્રદેશોને, ઊર્ધ્વ જતાં અવગાહતો જાય છે.' તત્વ કેવળીગમ્ય છે.

એક સમયમાં, ઊર્ધ્વલોકમાંથી ઉત્કૃષ્ટ ચાર જ સિદ્ધ થાય છે. અધોલોક માટે ત્રણ ભિન્નભિન્ન

विंशतिर्विंशतिश्च चत्वारिंशदिति स्फुटम् ।
उत्तराध्ययने संग्रहण्यां च सिद्धप्राभृते ॥ ९६ ॥

वीस अहे तहेव इति उत्तराध्ययने जीवाजीवविभक्त्यध्ययने ॥ उड्ढहोतिरियलोए चउबावीसट्ठसयं इति संग्रहण्याम् ॥ वीसं पुहुत्तं अहोलोए इति सिद्धप्राभृते । तट्टीकायां विंशतिपृथक्त्वं द्वे विंशती इति ॥

अष्टोत्तरशतं तिर्यग्लोके च द्वौ पयोनिधौ ।
नदीनदादिके शेषजले चोत्कर्षतस्त्रयः ॥ ९७ ॥

विंशतिश्चैकविजये चत्वारो नन्दने वने ।
पंडके द्वावष्टशतं प्रत्येकं कर्मभूमिषु ॥ ९८ ॥

प्रत्येकं संहरणतो दशाकर्ममहीष्वपि ।
पंचचापशतोच्चौ द्वौ चत्वारो द्विकरांगकः ॥ ९९ ॥

जघन्योत्कृष्टदेहानां मानमेतन्निरूपितम् ।
मध्यांगास्त्वेकसमये सिद्ध्यन्त्यष्टोत्तरं शतम् ॥ १०० ॥

---

મત છે. ઉત્તરાધ્યયનસૂત્રમાં ' વીશ ' ની સંખ્યા કહી છે, ' સંગ્રહણી ' માં બાવીશ કહ્યા છે અને ' સિદ્ધપ્રાભૃત ' માં ચાળીશ કહ્યા છે. ૯૫-૯૬.

वीस अहे तहेव ( અધોલોકમાંથી વીશ ) એમ ' ઉત્તરાધ્યયન ' ના ' જીવાજીવવિભક્તિ ' નામના અધ્યયનમાં પાઠ છે. उड्ढहोतिरियलोए चउबावीसट्ठसयं ( ઊર્ધ્વલોકમાંથી ચાર, અધોલોકમાંથી બાવીશ અને તિર્યક્લોકમાંથી એકસો ને આઠ ) એમ ' સંગ્રહણી ' માં પાઠ છે. वीसं पुहुत्तं अहोलोए ( અધોલોકમાંથી બે વીશ ) એમ ' સિદ્ધપ્રાભૃત ' માં પાઠ છે. [ वीसं पुहुत्तं=विंशति-पृथक्त्वम्=द्वे विंशती ( વીશ પૃથક્ત્વ એટલે બે વીશ-ચાલીશ ) એમ એની ટીકામાં છે ].

ઉત્કૃષ્ટ, તિર્યક્લોકમાંથી ૧૦૮, સમુદ્રમાંથી બે અને નદીનદાદિક શેષ જળાશયમાંથી ત્રણ સિદ્ધ થાય. ઉત્કૃષ્ટ, એક વિજયમાંથી વીશ, નંદનવનમાંથી ચાર, પંડકવનમાંથી બે અને પ્રત્યેક કર્મભૂમિમાંથી ૧૦૮ સિદ્ધિ પામે. ( દેવતા આદિના ) સંહરણને લીધે દરેક અકર્મભૂમિમાંથી પણ દશ સિદ્ધ થાય. પાંચસો ધનુષ્યની કાયાવાળા ઉત્કૃષ્ટ બેજ સિદ્ધિ પામે. બે હાથની કાયાવાળા ઉત્કૃષ્ટ ચાર સિદ્ધગતિએ જાય. આ બધું, ઉત્કૃષ્ટ અને જઘન્ય શરીરવાળાઓ વિષે સમજવું. મધ્યમ શરીરમાનવાળાઓ તો એક સમયે એકસોને આઠ સિદ્ધિપદ વરે. ૯૭-૧૦૦.

उत्सर्पिण्यवसर्पिण्योस्तार्तीयीकतुरीययोः ।
अरयोरष्टसहितं सिद्ध्यन्त्युत्कर्षतः शतम् ॥ १०१ ॥

यत्तु अस्याः अवसर्पिण्याः तृतीयारकप्रान्ते श्रीऋषभदेवेन सहाष्टोत्तरं शतं सिद्धाः तदाश्चर्यमध्ये अन्तर्भवतीति समाधेयम् ॥

विंशतिश्चावसर्पिण्याः सिद्ध्यन्ति पंचमेऽरके ।
उत्सर्पिण्यवसर्पिण्योः शेषेषु दश संहृताः ॥ १०२ ॥

पुंवेदेभ्यः सुरादिभ्यश्च्युत्वा जन्मन्यनन्तरे ।
भवन्ति पुरुषाः केचित् स्त्रियः केचिन्नपुंसकाः ॥ १०३ ॥

स्त्रीभ्योऽपि देव्यादिभ्यः स्युरेवं त्रेधा महीस्पृशः ।
क्लीबेभ्यो नारकादिभ्योऽप्येवं स्युर्मनुजास्त्रिधा ॥ १०४ ॥

नवस्वेतेषु भंगेषु पुंभ्यः स्युः पुरुषा हि ये ।
सिद्ध्यन्त्यष्टोत्तरशतं तेऽन्ये दशदशाखिलाः ॥ १०५ ॥

दशान्यभिक्षुनेपथ्याश्चत्वारो गृहिवेषकाः ।
सिद्ध्यन्त्यष्टोत्तरशतं मुनिनेपथ्यधारिणः ॥ १०६ ॥

---

ઉત્સર્પિણીના ત્રીજા અને અવસર્પિણીના ચોથા આરામાં ઉત્કૃષ્ટ એકસોને આઠ સિદ્ધ થાય. આ અવસર્પિણીના ત્રીજા આરાને છેડે શ્રીઋષભદેવની સંગાથે એકસોને આઠ સિદ્ધયા છે એ બાબત એક આશ્ચર્યભૂત થઈ છે એમ સમાધાન કરવું. અવસર્પિણીના પાંચમા આરામાં વીશ અને બેઉના શેષ આરાઓમાં દશ સિદ્ધ થાય. ૧૦૧–૧૦૨

પુરૂષવેદવાળા દેવ આદિથી ચ્યવીને અન્ય જન્મ લે એમાં કેટલાક પુરૂષો થાય, કેટલાક સ્ત્રી થાય અને કેટલાક વળી નપુંસકો પણ થાય†. સ્ત્રીવેદવાળી દેવી આદિકથી તથા નપુંસક વેદવાળા નારકી આદિથી પણ એજ પ્રમાણેત્રણ પ્રકારના મનુષ્યો થાય. ૧૦૩–૧૦૪

આમ નવ ભાંગા થયા—એમાં જેઓ પુરૂષવેદથી પુરૂષો થાય છે એવા એકસોને આઠ સિદ્ધ થાય છે અને શેષ સર્વ દશ દશ સિદ્ધિ પામે. ૧૦૫

એકસોને આઠ સ્વલિંગે, દશ અન્યભિક્ષુલિંગે અને ચાર ગૃહસ્થલિંગે, સિદ્ધ થાય વળી

---

† જન્મનપુંસકો સિદ્ધિપદને પામતા નથી.

विंशतिर्योषितः किं च पुमांसोऽष्टोत्तरं शतम् ।
एकस्मिन्समये क्लीबाः सिध्यन्ति दश नाधिकाः ॥ १०७ ॥

एकसमये अष्टोत्तरशतसिद्धियोग्यतासंग्रहश्चैवम्—

तिर्यग्लोके क्षपितकलुषाः कर्मभूमिस्थलेषु
जाता वैमानिकपुरुषतो मध्यमांगप्रमाणाः ।
सिध्यन्त्यष्टाधिकमपि शतं साधुवेषाः पुमांसः
तार्तीयीके नियतमरके चिन्त्यतां वा तुरीये ॥ १०८ ॥

यत्रैको निर्वृतः सिद्धस्तत्रान्ये परिनिर्वृताः ।
अनन्ता नियमाल्लोकपर्यन्तस्पर्शिनः समे ॥ १०९ ॥

अयमर्थः—सम्पूर्णमेकसिद्धस्यावगाहक्षेत्रमाश्रिताः ।
अनन्ताः पुनरन्ये च तस्यैकैकं प्रदेशकम् ॥ ११० ॥

समाक्रम्यावगाढाः स्युः प्रत्येकं तेऽप्यनन्तकाः ।
एवं परे द्वित्रिचतुःपंचाद्यंशाभिवृद्धितः ॥ १११ ॥ युग्मम् ॥

---

એક સમયે સ્રીલિંગે વીશ, પુરૂષલિંગે એકસોને આઠ, તથા નપુંસકલિંગે ઉત્કૃષ્ટ દશ સિદ્ધિ પામે. એથી અધિક નહિ. ૧૦૬–૧૦૭.

એક સમયે એકસોને આઠ કોણુ કોણુ સિદ્ધિને યોગ્ય હોય એ બધાંનો સંગ્રહ નીચે મુજબ:—

તિર્યક્ લોકમાં અને કર્મભૂમિઓમાં પ્રત્યેકમાં એકસોને આઠ સિદ્ધિને યોગ્ય હોય. વૈમાનિક પુરૂષવેદથી ઉત્પન્ન થયેલા, મધ્યમ અંગપ્રમાણુવાળા તથા સાધુવેષધારી–એ ત્રણ્યેમાંથી પણ પ્રત્યેકમાંથી એકસોને આઠ સિદ્ધિને યોગ્ય હોય. તથા (ઉત્સર્પિણીના) ત્રીજા આરામાં અને ( અવસર્પિણીના ) ચોથા આરામાં પણ એટલી સંખ્યાના સિદ્ધિને યોગ્ય હોય. ૧૦૮

જ્યાં એક સિદ્ધ રહેલ છે ત્યાં ( તેટલી જ અવગાહનામાં ) અન્ય પણ અનંત સિદ્ધ રહેલા છે; અને એ સર્વ ' લોક ' ના અગ્ર ભાગને સ્પર્શીને રહેલા છે. એટલે કે એક સિદ્ધે સંપૂર્ણ અવગાઢ કરેલા ક્ષેત્રને વિષે અનંત સિદ્ધો રહી શકે છે–રહેલા છે; અને ઉપરાંત બીજાઓ પણ એના ( ઓછાવત્તા ) એકેક પ્રદેશને આશ્રયીને રહેલા છે એઓ પણ ' અનન્ત ' છે. એવી જ રીતે બીજાઓ પણ બે, ત્રણ, ચાર, પાંચ આદિક વધતા વધતા અંશોને આશ્રયીને રહેલા અનન્તા છે. ૧૦૯–૧૧૧.

तथा—सिद्धावगाहक्षेत्रस्य तस्यैकैकं प्रदेशकम् ।
त्यक्त्वा स्थितास्तेऽप्यनन्ता एवं द्व्यादिप्रदेशकान् ॥ ११२ ॥

एवं च—प्रदेशवृद्धिहानिभ्यां येऽवगाढा अनन्तकाः ।
पूर्णक्षेत्रावगाढेभ्यः स्युस्तेऽसंख्यगुणाधिकाः ॥ ११३ ॥

ततश्च—एकः सिद्धः प्रदेशैः स्वैः समग्रैरतिनिर्मलैः ।
सिद्धाननन्तान् स्पृशति व्यवगाढैः परस्परम् ॥ ११४ ॥
तेभ्योऽसंख्यगुणान् देशप्रदेशैः स्पृशति ध्रुवम् ।
क्षेत्रावगाहनाभेदैरन्योऽन्यैः पूर्वदर्शितैः ॥ ११५ ॥

तथोक्तं प्रज्ञापनायां औपपातिके आवश्यके च—

फुसइ अणन्ते सिद्धे सव्वपएसेहिं नियमसो सिद्धो ।
तेवि असंखेज्जगुणा देसपएसेहिं जे पुट्ठा ॥

अशरीरा जीवघना ज्ञानदर्शनशालिनः ।
साकारेण निराकारेणोपयोगेन लक्षिताः ॥ ११६ ॥

---

વળી સિદ્ધના અવગાહક્ષેત્રના એકેકા પ્રદેશને છોડીને જેઓ રહેલા છે એઓ પણ અનંત એ જ પ્રમાણે બે, ત્રણ વિગેરે પ્રદેશો છોડીને રહેલા છે એઓ પણ અનન્ત છે. ૧૧૨.

એવી રીતે પ્રદેશો ઓછા કરીને કે વધારીને જે અનન્ત ( સિદ્ધો ) અવગાહીને રહેલા છે એઓ, પૂર્ણક્ષેત્રે અવગાહીને રહેલા (સિદ્ધો) કરતાં અસંખ્યગણા ( અધિક ) છે. ૧૧૩.

આમ બાબત હોવાથી એક સિદ્ધ પોતાના અત્યન્ત નિર્મળ અને પરસ્પર અવગાહેલા સર્વ પ્રદેશોવડે 'અનંત' સિદ્ધોને સ્પર્શ કરી રહે છે. અને એ કરતાં અસંખ્યગણાઓને, પૂર્વદર્શિત અન્ય અન્ય ( ઓછાવત્તા ) ક્ષેત્રાવગાહનાના ભેદોને લઇને, દેશપ્રદેશોવડે સ્પર્શ કરે છે. ૧૧૪–૧૧૫.

પ્રજ્ઞાપનાસૂત્રમાં, ઉવ્વાઇસૂત્રમાં તથા આવશ્યકસૂત્રમાં પણ આ વાતનું સમર્થન છે:— સિદ્ધનો જીવ નિશ્ચયે કરીને સર્વ પ્રદેશોવડે અનંત સિદ્ધોને સ્પર્શ કરે છે અને એઓ પણ, દેશપ્રદેશોવડે જેઓએ સ્પર્શ કર્યો છે એવા અસંખ્ય સિદ્ધોને સ્પર્શ કરે છે.

આ સિદ્ધના જીવો અશરીરી ( શરીર વિનાના ) છે; ફક્ત જીવરૂપ છે; જ્ઞાન અને દર્શને યુક્ત, સાકાર-નિરાકાર* ' ઉપયોગ ' વડે લક્ષિત છે. એઓ ત્રણે જગતને કેવળજ્ઞાને

*:સાકાર ઉપયોગ=જ્ઞાન. નિરાકાર ઉપયોગ=દર્શન.

ज्ञानेन केवलेनैते कलयन्ति जगत्त्रयीम् ।
दर्शनेन च पश्यन्ति केवलेनैव केवलाः ॥ ११७ ॥ युग्मम् ॥

पूर्वभवाकारस्यान्यथाव्यवस्थापनाच्छुषिरपूर्त्या ।
संस्थानमनित्थंस्थं स्यादेषामनियताकारम् ॥ ११८ ॥

केनचिदलौकिकेन स्थितं प्रकारेण निगदितुमशक्यम् ।
अत एव व्यपदेशो नैषां दीर्घादिगुणवचनैः ॥ ११९ ॥

तथाहुः—से न दीहे । से न हस्से । से न वट्टे । इत्यादि ॥

ननु—संस्थानं ह्याकारः स कथममूर्त्तस्य भवति सिद्धस्य ।
अत्रोच्यते—परिणामवत्यमूर्त्तेऽप्यसौ घटकुम्भनभसीव ॥ १२० ॥

पूर्वभवभाविदेहाकारमपेक्ष्यैव सिद्धजीवस्य ।
संस्थानं स्यादौपाधिकमेव न वास्तवं किंचित् ॥ १२१ ॥

तथा चावश्यकनिर्युक्तिकृतः—

ओगाहणाइ सिद्धा भवति भागेण हुंति परिहीणा ।
संठाणमणित्थंत्थं जरामरणविप्पमुक्काणं ॥

કરીને જાણે છે અને કેવળદર્શનવડે જાૂએ છે. પોકળ ભાગ પૂરવાથી એમનો પૂર્વભવનો આકાર બદલાઇ, એમનું ભિન્નપ્રકારનું અચોક્કસ આકૃતિવાળું 'સંસ્થાન' થાય છે. એ 'સંસ્થાન' કોઈ એવા અલૌકિક પ્રકારે રહેલું છે કે તે વાણીવડે વર્ણવી શકાતું નથી; અને એથી જ એમનું દીર્ઘ-હ્રસ્વ આદિ ગુણવાચક શબ્દોવડે બ્યાન આપી શકાતું નથી. ૧૧૬-૧૧૯.

આગમમાંયે કહ્યું છે કે—એ સિદ્ધના જીવ દીર્ઘ નથી, હ્રસ્વ નથી, વૃદ્ધિ પણ પામતા નથી. ઇત્યાદિ.

અહિં કોઇ એવી શંકા ઉપસ્થિત કરે કે-'સંસ્થાન' એટલે તો આકાર-એ આકાર અમૂર્ત-અશરીરી એવા સિદ્ધના જીવને કયાંથી હોય ? આ શંકાનું સમાધાન એમ કરવું કે—એક કુંભમાંના આકાશમાં (ઘટાકાશમાં) જેમ આકાર છે તેમ, પરિણામી એવા એ અમૂર્તમાં પણ આકાર સંભવે છે. પૂર્વભવના દેહાકારને અપેક્ષીને જ સિદ્ધના જીવોનું ઔપાધિક સંસ્થાન થાય, વાસ્તવિક કંઈ થાય નહિં. ૧૨૦-૧૨૧

આ સંબંધમાં આવશ્યકસૂત્રની નિર્યુક્તિ-ટીકામાં કહ્યું છે કે—

સિદ્ધના જીવોની અવગાહના કરતાં પૂર્વભવની કરતાં ત્રીજે ભાગે ઉણી હોયઅર્થાત્ પૂર્વભવની

उत्ताणओ व पासिल्लओ व अहवा निसन्नओ चेव ।
जो जह करेइ कालं सो तह उववज्जए सिद्धो ॥
इहभवभिन्नागारो कम्मवसाओ भवंतरे होइ ।
न य तं सिद्धस्स तओ तंमीतो से तयागारो ॥
जं संठाणं तु इहं भवं चयंतस्स चरमसमयम्मि ।
आसीअ पएसघणं तं संठाणं तहिं तस्स ॥

शतानि त्रीणि धनुषां त्रयस्त्रिंशद्धनूंषि च
धनुस्त्रिभागश्च परा सिद्धानामवगाहना ॥ १२२ ॥
जघन्याष्टांगुलोपेतहस्तमाना प्ररूपिता ।
जघन्योत्कृष्टयोरन्तराले मध्या त्वनेकधा ॥ १२३ ॥
षोडशांगुलयुक्ता या मध्या करचतुष्टयी ।
आगमे गीयते सर्वमध्यानां सोपलक्षणम् ॥ १२४ ॥
प्राच्ये जन्मनि जीवानां या भवेदवगाहना ।
तृतीयभागन्यूना सा सिद्धानामवगाहना ॥ १२५ ॥

---

બે તૃતીયાંશ હોય. આવું જરામૃત્યુથી મુક્ત એવા સિદ્ધોનું સંસ્થાન હોય. જીવ સૂતેલો ઉભેલો કે બેઠેલો–જેવી સ્થિતિએ રહ્યો કાળ કરે એવી જ સ્થિતિએ સિદ્ધપણે ઉત્પન્ન થાય. અહિં પણ પુનઃ કોઇ એમ શંકા ઉઠાવે કે જીવનો આ ભવમાં જેવો આકાર હોય તેથી ભિન્ન આકાર ભવાન્તરમાં થાય એ કર્મના વશે થાય, પણ સિદ્ધને તો કોઈ કર્મો જ રહ્યાં નથી તો પછી સિદ્ધને તેવો કોઇ આકાર જ શાનો હોય ? તેનો ઉત્તર એ કે–આ ભવમાં ચ્યવતી વખતના ચરમ સમયે જે સંસ્થાન હોય છે તેવું પ્રદેશઘન સંસ્થાન તેમનું ત્યાં પણ હોય છે.

સિદ્ધોના જીવની ઉત્કૃષ્ટ અવગાહના ૩૩૩$\frac{1}{3}$ ધનુષ્યપ્રમાણ હોય. જઘન્ય ( અવગાહના ) એક હાથ અને આઠ આંગળ હોય. મધ્યમ એટલે ' ઉત્કૃષ્ટ અને જઘન્ય વચ્ચેની ' (અવગાહના) અનેક પ્રકારની હોય. આગમમાં મધ્યમ અવગાહના ચાર હાથ અને સોળ આંગળની કહેલી છે તે સર્વ મધ્યમોના ઉપલક્ષણથી એટલે કે તીર્થંકરની જઘન્ય અવગાહનાને અપેક્ષીને છે. ૧૨૨–૧૨૪

છેલ્લા મનુષ્ય ભવમાં જીવની જે અવગાહના હોય તેનો બે તૃતીયાંશ સિદ્ધની અવગાહના હોય. પૂર્વભવમાં તે ઉત્કૃષ્ટ પાંચસો ધનુષ્યની હોય, મધ્યમ અનેક પ્રકારની હોય અને જઘન્ય બે હા-

उत्कृष्टा च भवे प्राच्ये धनुःपंचशतीमिता ।
मध्यमा च बहुविधा जघन्या हस्तयोर्द्वयम् ॥ १२६ ॥
जघन्या सप्तहस्तैव जिनेन्द्राणामपेक्षया ।
त्र्यंशोनत्वे किलैतासां ताः स्युः सिद्धावगाहनाः ॥१२७॥युग्मम्॥

एतदभिप्रेत्यैव औपपातिकोपांगे उक्तम्—

जीवाणं भंते सिज्झमाणा कयरंमि उच्चत्ते सिज्झन्ति। गोअम जहण्णेणं सत्तरयणीए उक्कोसेणं पंचधणुसइए सिज्झन्ति ॥

मरुदेवा कथं सिद्धा नन्वेवं जननी विभोः ।
साग्रपंचचापशतोत्तुंगा नाभिसमोच्छ्रया ॥ १२८ ॥

संघयणं संठाणं उच्चत्तं चेव कुलगरेहिं समम्–इति वचनात् ॥

अत्र उच्यते—स्त्रियो ह्युत्तमसंस्थानाः पुंसः कायार्हसंस्थितेः ।
किंचिदूनप्रमाणाः स्युर्नाभेरूनोच्छ्रयेति सा ॥ १२९ ॥
गजस्कन्धाधिरूढत्वान्मनाक्संकुचितेति वा ।
पंचशापशतोच्चैव सेति किंचिन्न दूषणम् ॥ १३० ॥

अयं च भाष्यकृदभिप्रायः ॥ संग्रहणीवृत्त्यभिप्रायस्त्वयम्—

થની હોય કે જિનેશ્વરોની અપેક્ષાએ જઘન્ય સાત હાથની હોય–એ અવગાહનાઓનો એ તૃતીયાંશજ તે સિદ્ધોની અવગાહના હોય. આ અભિપ્રાય 'ઉવ્વાઇ' ઉપાંગનો છે. ૧૨૫–૧૨૭.

અહિં કોઇ એવી શંકા લાવે કે—જ્યારે ઉત્કૃષ્ટ પાંચસો ધનુષ્યની કાયાવાળા સિદ્ધિ પ્રાપ્ત કરે એમ કહો છો ત્યારે પ્રથમ તીર્થંકરની માતા મારૂદેવી જે નાભિરાજા જેટલા એટલે પાંચસો ધનુષ્ય કરતાં વધારે ઊંચા હતા તે કેવીરીતે સિદ્ધ થયા ? 'સંહનન, સંસ્થાન તથા ઉંચાઇ કુલકરો જેટલી હોય છે.'–એ શાસ્ત્રવચન પ્રમાણે એ ચોક્કસ નાભિરાજા જેટલા ઉંચા હતા. આ શંકાના નિવારણમાં એમ કહેવાનું કે–એ નાભિરાજાથી ઓછા ઉંચા હતા. કેમકે સ્ત્રીઓની ગમે એટલી ઉંચાઇ હોય પણ તે પુરૂષોની વધારેમાં વધારે ઉંચાઇ કરતાં ઓછી જ હોય. અથવા હસ્તિના સ્કંધપર ચઢવાથી તે જરા સંકોચાયલા હતા માટે એનું વધારે માન ન હોતાં પાંચસો ધનુષ્ય જ હતું એમ સમજવું. આ અભિપ્રાય ભાષ્યકારનો છે. ૧૨૮–૧૩૦.

એ સંબંધમાં 'સંગ્રહણી'† ની વૃત્તિ–ટીકામાં તો એમ કહ્યું છે કે—

† પર્વતો, નદીઓ, ક્ષેત્રો, વિજયો, દ્રહો, શ્રેણિઓ, શિખરો, તીર્થો, ખાંડવા અને યોજન–આ દશ દ્વારોનો 'સંગ્રહ' જે ગ્રંથમાં કરેલો છે અર્થાત્ એમનું વર્ણન–હકીકત જેમાં આપેલી છે એ ગ્રંથનું નામ 'સંગ્રહણી.' એકલા જંબૂદ્વીપમાં આવેલા એ પર્વતો વગેરેનો સંગ્રહ એ 'લઘુસંગ્રહણી;' અને અઢીદ્વીપમાં આવેલાનો સંગ્રહ એ 'બૃહત સંગ્રહણી.'

यदिदमागमे पंचधनुःशतान्युत्कृष्टं मानमुक्तं तद्बाहुल्यात् । अन्यथा एतद् धनुःपृथक्त्वैः अधिकमपि स्यात् तच्च पंचविंशत्यधिक-पंचधनुःशतरूपं बोद्धव्यम् ॥ सिद्धप्राभृतेऽपि उक्तम्—

ओगा.णा जहण्णा रयणिदुगं अह पुणाइ उक्कोसा ।
पंचेव धणुसयाइं धणुअपुहुत्तेण अहियाइंति ॥

एतद्वृत्तिश्च—

प्रथक्त्वशब्दः अत्र बहुत्ववाची । बहुत्वं चेह पंचविंशतिरूपं द्रष्टव्यमिति ।

आद्यसंहनना एवं सिद्ध्यन्ति न पुनः परे ।
संस्थानानां त्वनियमस्तेषु षट्स्वपि निर्वृतिः ॥ १३१ ॥
पूर्वकोट्यायुरुत्कर्षात् सिद्ध्येन्नाधिकजीविनः ।
जघन्यान्नववर्षायुः सिद्ध्येन्न न्यूनजीविनः ॥ १३२ ॥

આગમમાં જે આ પાંચસો ધનુષ્યનું ઉત્કૃષ્ટ માન કહેલું છે તે બહોળે ભાગે એટલે 'પ્રાય: એમ હોય ' એમ કહેલું છે. એમ ન હોય તો એ માન કદાચ ધનુષ્યનાં પ્રથક્ત્વપણાને લઈને પાંચસોથી અધિક એટલે દૃષ્ટાન્ત તરીકે પાંચસોને પચવીશ ધનુષ્ય પણ થાય. ટીકામાં વળી એમ કહેલ છે કે પૃથક્ત્વ શબ્દ બહુત્વવાચી છે, અને એ બહુત્વ એટલે 'પચવીશ ધનુષ્ય' એમ સમજવું.

પહેલા સંઘયણવાળા એટલે વજ્રઋષભનારાચસંઘયણ+ વાળા જ એ રીતે સિદ્ધે છે, બીજા નહિં. *સંસ્થાનોના સંબંધમાં કંઇ નિયમ નથી: છએ સંસ્થાનોમાં સિદ્ધિપ્રાપ્તિ છે. ૧૩૧.

આયુષ્યના સંબંધમાં બોલીએ તો ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વના આયુષ્યવાળા હોય તે સિદ્ધિ પામે છે; અધિક આયુષ્યવાળો સિદ્ધિ પામતો નથી. જઘન્ય નવ વર્ષના આયુષ્યવાળો સિદ્ધ થાય, ઓછા આયુષ્યવાળો ન થાય. ૧૩૨.

+ સંહનન એટલે સંઘયણ એટલે શરીરનો બાંધો–બંધ–કાઠું છ પ્રકારનું છે. ( ૧ ) વજ્રૠષભનારાચ (૨) ઋષભનારાચ ( ૩ ) નારાચ ( ૪ ) અર્ધનારાચ ( ૫ ) કીલિકા ( ૬ ) સેવાર્ત. પહેલું સર્વથી શ્રેષ્ઠ અને છેલ્લું સૌથી અવકૃષ્ટ છે. *સંસ્થાન=શરીરની આકૃતિ. એ, દેવતાઓની 'સમચતુરસ્ર' ચારે ખુણે સમાન હોય. 'સમચતુરસ્ર' શિવાય બીજી આકૃતિઓ ( ૧ ) હુંડક ( વાઘ–મેષ ), ( ૨ ) ધ્વજા, ( ૩ ) સોય, ( ૪ ) પરપોટો, ( ૫ ) મસુરની દાળ અને ( ૬ ) ચંદ્રમા જેવી હોય છે. દેવતા શિવાય અન્ય સર્વ જીવોની આ છમાંથી એક આકૃતિ હોય.

द्वात्रिंशदंता एकाद्याश्चेत् सिद्ध्यन्ति निरन्तरम् ।
तदाष्टसमया- यावन्नवमे त्वन्तरं ध्रुवम् ॥ १३३ ॥

अष्टचत्वारिंशदन्तास्त्रयस्त्रिंशन्मुखा यदि ।
सि[illegible]ध्यान्ति समयान् सप्त ध्रुवमन्तरमष्टमे ॥ १३४ ॥

एकोनपंचाशदाद्याः षष्ट्यन्ता यदि देहिनः ।
सिद्ध्यन्ति समयान् षट् वै सप्तमे त्वन्तरं भवेत् ॥ १३५ ॥

एकषष्टिप्रभृतयो यावद् द्वासप्ततिप्रमाः ।
सिद्ध्यन्ति समयान् पंच षष्ठे त्ववश्यमन्तरम् ॥ १३६ ॥

त्रिसप्ततिप्रभृतयश्चतुरशीतिसीमकाः ।
चतुरः समयान् यावत् सिद्ध्यन्त्यग्रेतनेऽन्तरम् ॥ १३७ ॥

पंचाशीत्याद्याः त्वर्णांस्त्रीन् यान्त्याषण्णवतिं शिवम् ।
त्वर्णौ सप्तनवत्याद्या द्वौ च द्व्याद्यशतावधि ॥ १३८ ॥

त्र्याधिकशताद्याश्चेत् यावदष्टोत्तरं शतम् ।
सिद्ध्यन्ति चैकसमयं द्वितीयेऽवश्यमन्तरम् ॥ १३९ ॥

---

એકથી આરંભીને બત્રીશ સુધી જો આંતરો પડયા વિના સિદ્ધ થાય તો આઠ સમય સુધીમાં થાય. નવમે સમયે તો આંતરો પડે જ. ૧૩૩.

તેત્રીશથી માંડીને અડતાળીશ સુધી સિદ્ધ થાય તો સાત સમય સુધીમાં થાય. આઠમે સમયે આંતરો પડે. ૧૩૪.

ઓગણપચાસથી સાઠની સંખ્યા સુધી સિદ્ધ થાય તો છ સમય સુધીમાં થાય. સાતમે સમયે આંતરો પડે. ૧૩૫.

એકસઠથી બ્હોંતેર સુધી પાંચ સમય સુધીમાં સિદ્ધ થાય. છઠ્ઠે સમયે અવશ્ય આંતરો પડે. ૧૩૬.

તોંતેરથી શરૂ કરી ચોર્યાસી સુધી સિદ્ધ થાય એ ચાર સમયમાં થાય. પછી આંતરો પડે. ૧૩૭.

પંચાશીથી માંડીને છન્નું સુધી સિદ્ધ થાય ત્યારે ત્રણ સમયમાં, અને સતાણુંથી એકસોને બે સુધી બે સમયમાં સિદ્ધ થાય. ૧૩૮.

એકસોને ત્રણથી એકસોઆઠ સુધી એક સમયમાં સિદ્ધ થાય. બીજે સમયે અવશ્ય આંતરો પડે. ૧૩૯.

जघन्यमन्तरं त्वेकसमयं परमं पुनः ।
षण्मासान्नास्ति सिद्धानां च्यवनं शाश्वता हि ते ॥ १४० ॥

सर्वस्तोका क्लीबसिद्धास्तेभ्यः संख्यगुणाधिकाः ।
स्त्रीसिद्धा पुनरेभ्यः पुंसिद्धाः संख्यगुणाधिकाः ॥ १४१ ॥

सर्वस्तोका दक्षिणस्यामुदीच्यां च मिथः समाः ।
प्राच्यां संख्यगुणाः पश्चिमायां विशेषतोऽधिकाः ॥ १४२ ॥

न तत्सुखं मनुष्याणां देवानामपि नैव तत् ।
यत्सुखं सिद्धजीवानां प्राप्तानां पदमव्ययम् ॥ १४३ ॥

त्रैकालिकानुत्तरान्तनिर्जराणां त्रिकालजम् ।
भुक्तं भोग्यं भुज्यमानमनन्तं नाम यत्सुखम् ॥ १४४ ॥

पिण्डीकृतं तदेकत्रानन्तैर्वर्गैश्च वर्गितम् ।
शिवसौख्यस्य समतां लभते न कदाचन ॥ १४५ ॥ युग्मम् ॥

सर्वाग्रं पिण्डितः सिद्धसुखराशिर्विकल्पतः ।
अनन्तवर्गभक्तोऽपि न मायाद् भुवनत्रये ॥ १४६ ॥

સિદ્ધના જીવોને સિદ્ધપણે ઉપજવામાં જઘન્ય અંતર—આંતરો એક સમયનો છે. ઉત્કૃષ્ટ છ માસ સુધીનો હોય છે. સિદ્ધોને ચ્યવવાનું હોતું નથી. કેમકે એઓ શાશ્વત છે. ૧૪૦

નપુંસકસિદ્ધો સર્વથી ઓછા છે; સ્ત્રીલિંગે સિદ્ધ થયેલા એ કરતાં સંખ્યાતગણા છે; અને પુરૂષલિંગસિદ્ધો એ કરતાં યે સંખ્યાતગણા છે. ૧૪૧

દક્ષિણ દિશામાં સર્વથી અલ્પસંખ્યા સિદ્ધ થાય છે; ઉત્તરમાં દક્ષિણ જેટલા જ સિદ્ધ થાય છે; પૂર્વ દિશામાં એથી સંખ્યાતગણા, અને પશ્ચિમમાં એથી યે વિશેષ સિદ્ધ થાય છે. ૧૪૨

અવ્યયપદને પામેલા આ સિદ્ધના જીવોને જે સુખ હોય છે તે મનુષ્યોને કે દેવોને કોઇને હોતું નથી. છેક અનુત્તરવિમાન સુધીના ત્રણે કાળના દેવોનું ભોગવેલું, ભોગવાતું અને ભવિષ્યમાં ભોગવવાનું જે ત્રિકાળિક અનન્ત સુખ છે તેને એકસ્થળે એકત્ર કરી અનન્ત 'વર્ગ' કરીએ તો યે એ મોક્ષના સુખને તોલે આવે નહીં. અથવા—વિકલ્પે સિદ્ધના સર્વસુખોને એકત્ર કરી એનો અનંત 'વર્ગમૂળ' કાઢવામાં આવે તે પણ ત્રણ્યે જગતમાં પણ સમાઇ શકે નહીં. ૧૪૩–૧૪૬.

वर्गविभागश्चैवम्—

स्युः षोडश चतुर्भक्ताश्चत्वारो वर्गभागतः ।
द्वावेव परिशिष्येते चत्वारोऽपि द्विभाजिताः ॥ १४७ ॥

सुखस्य तस्य माधुर्यं कलयन्नपि केवली ।
वक्तुं शक्नोति नो जग्धगुडादेर्मूकदेहिवत् ॥ १४८ ॥

यथेप्सितान्नपानादिभोजनानन्तरं पुमान् ।
तृप्तः सन् मन्यते सौख्यं तृप्तास्ते सर्वदा तथा ॥ १४९ ॥

एवमापातमात्रेण दर्श्यते तन्निदर्शनम् ।
वस्तुतस्तु तदाह्लादोपमानं नास्ति विष्टपे ॥ १५० ॥

औपम्यस्याप्यविषयस्ततः सिद्धसुखं खलु ।
यथा पुरसुखं जज्ञे म्लेच्छवाचामगोचरः ॥ १५१ ॥

तथा चाहुः—म्लेच्छः कोऽपि महारण्ये वसति स्म निराकुलः ।
अन्यदा तत्र भूपालो दुष्टाश्वेन प्रवेशितः ॥ १५२ ॥

म्लेच्छेनासौ नृपो दृष्टः सत्कृतश्च यथोचितम् ।
प्रापितश्च निजं देशं सोऽपि राज्ञा निजं पुरम् ॥ १५३ ॥

આ સિદ્ધના સુખની મીઠાશ કેવળીપ્રભુ પોતે જાણતા છતાં પણ મિષ્ટ પદાર્થ પ્રાશન કરનારા મુંગા માણસની જેમ, બીજાની આગળ વર્ણવી શકતા નથી. મનવાંછિત ભોજનથી તૃપ્ત થયેલ પુરૂષ જે સુખ માને છે તેવું જ સુખ સિદ્ધના જીવો માને છે. મોક્ષના સુખનું આ કિંચિત્ માત્ર દિગ્દર્શન છે. વસ્તુતઃ તો એના આહ્લાદનું અખિલ જગતમાં કોઈ ઉપનામ જ નથી. ખરેખર સિદ્ધનાં સુખનું તો, એક નગરનાં સુખનું જેમ એક પ્રાકૃત સામાન્ય માણસથી વર્ણન થઇ શકયું નહોતું તેમ કોઇથી વર્ણન થઇ શકેજ નહિં. ૧૪૮–૧૫૧.

એ દૃષ્ટાન્ત આ પ્રમાણે:—

કોઇ પ્રાકૃત ( સાધારણ ) પુરૂષ સુખે અરણ્યમાં રહેતો હતો. એકદા કોઇ રાજાને એનો અવળી ચાલનો અશ્વ એ વનમાં લઇ આવ્યો. રાજાને જોઇને પેલાએ એનો યથોચિત સત્કાર કર્યો; અને એને પાછો એને નગર પહોંચાડયો. રાજાએ પણ એને પ્રત્યુપકારાર્થે પોતાના નગરમાં રાખ્યો, એને પોતાનો ઉપકારી સમજીને એનું સન્માન કર્યું અને ઉત્તમ પ્રકારના

ममायमुपकारीति कृतो राज्ञातिगौरवात् ।
विशिष्टभोगभूतीनां भाजनं जनपूजितः ॥ १५४ ॥

तुंगप्रासादश्रृंगेषु रम्येषु काननेषु च ।
वृतो विलासिनीवृन्दैर्भुंक्ते भोगसुखान्यसौ ॥ १५५ ॥

अन्यदा प्रावृषः प्राप्तौ मेघाडम्बरमम्बरे ।
दृष्ट्वा मृदंगमधुरैर्गर्जितैः केकिनर्तनम् ॥ १५६ ॥

जातोत्कंठो दृढं जातोऽरण्यवासगमं प्रति ।
विसर्जितश्च राज्ञापि प्राप्तोऽरण्यमसौ ततः ॥ १५७ ॥ युग्मम् ॥

पृच्छन्त्यरण्यवासास्तं नगरं तात कीदृशम् ।
परं नगरवस्तूनामुपमाया अभावतः ॥ १५८ ॥

न शशाकतमां तेषां गदितुं स कृतोद्यमः ।
एवमत्रोपमाभावात् वक्तुं शक्यं न तत्सुखम् ॥ १५९ ॥ युग्मम् ॥

सिद्धा बुद्धा गताः पारं परं पारंगता अपि ।
सर्वामनागतामद्धां तिष्टन्ति सुखलीलया ॥ १६० ॥

ભોજન આદિ વૈભવથી એને સંતુષ્ટ કર્યો. નાગરિકોએ સુદ્ધાં એનો સત્કાર કર્યો. ત્યાં રહીને એ તો આ પ્રમાણે રાજમહેલની અટારીઓમાં અને મનહર ઉદ્યાનોમાં વિલાસિની સ્ત્રીઓની સંગાથે સુખ ભોગવતો રહેવા લાગ્યો. એકદા વર્ષાઋતુના દિવસો આવ્યા. એમાં આકાશને વિષે મેઘાડમ્બર, તથા મૃદંગના સરખી મધુર કેકારવ કરતા મયૂરોને નૃત્ય કરતા જોઇને એને પોતાના પૂર્વના અરણ્યમાં જવાની દૃઢ ઉત્કંઠા થઇ. એટલે રાજાએ પણ એને જવાની રજા આપી. પોતાના વનમાં ગયો ત્યાં વનવાસીઓએ એને પૂછયું—ભાઇ, નગર કેવું હોય ? પરન્તુ એને નગરની વસ્તુઓનું કોઇ પણ ઉપમાન અરણ્યમાં ન દેખાવાથી, કોઇ પણ રીતે નગરનું વર્ણન આપી શકયો નહિં. ૧૫૨-૧૫૯.

એવી જ રીતે ઉપમાનના અભાવથી સિદ્ધનાં સુખોનું પણ વર્ણન કરવું અશકય છે.

બુદ્ધ એટલે જ્ઞાની અને પારંગત એવા સિદ્ધના જીવો પરંપરાથી સર્વ ભવિષ્યકાળમાં પણ સુખ અને આનંદમાં રહે છે. ૧૬૦

अरूपा अपि प्राप्तरूपप्रकृष्टा
अनंगा स्वयं ये त्वनंगद्रुहोऽपि ।
अनन्ताक्षराश्चोज्झिताशेषवर्णाः
स्तुमस्तान् वचोऽगोचरान् सिद्धजीवान् ॥ १६१ ॥

इति सिद्धाः ॥

विश्वाश्चर्यदकीर्तिकीर्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे
सर्गो निर्गलितार्थसार्थसुभगः पूर्णो द्वितीयः सुखम् ॥ १६२ ॥



† અરૂપી છતાં પણ ઉત્કૃષ્ટ રૂપવાળા‡, અશરીરી છતાં અશરીરી–અનંગ–નો દ્રોહ કરનારા અને અનન્તાક્ષર× છતાં પણ સર્વ વર્ણથી રહિત, એવા, અવર્ણનીય સિદ્ધના જીવોની અમે સ્તુતિ કરીએ છીએ. ૧૬૧.

( એ પ્રમાણે સિદ્ધનું સ્વરૂપ કહ્યું. )

સર્વ જગતને આશ્ચર્યમાં ગરકાવ કરનારી કીર્તિવાળા કીર્તિવિજય ઉપાધ્યાયના અન્તેવાસી–શિષ્ય, માતા રાજબા અને પિતા તેજપાળના સુપુત્ર વિનયવિજયજીએ આ, જગતના તત્ત્વોને પ્રકાશિત કરવામાં દીપક સમાન, કાવ્યગ્રંથ રચ્યો છે તેનો, અંદરથી પ્રકટ થતા અનેક અર્થોને લીધે મન હરણ કરનારો બીજો સર્ગ નિર્વિઘ્ને;સમાપ્ત થયો. ૧૬૨.



† કારણ કે સિદ્ધના જીવોને રૂપ હોય નહીં. ‡ ઉત્કૃષ્ટ દશા–મોક્ષપદવી પામેલા. × અન્–અંત અને અ–ક્ષર છતાં, અથવા અનંત અક્ષર–જ્ઞાન વાળા છતાં, સર્વ વર્ણ–અક્ષરથી રહિત એ વિરોધ. પણ 'વર્ણ' નો અર્થ 'રૂપરંગ' લેવાથી એ વિરોધ શમે. અહિં બધે વિરોધાભાસ અલંકાર છે.

## अथ तृतीयः सर्गः ।

अथ संसारिजीवानां स्वरूपं वर्णयाम्यहम् ।
द्वारैः सप्तत्रिंशता तान्यमूनि स्युर्यथाक्रमम् ॥ १ ॥

भेदाः स्थानानि पर्याप्तिः संख्ये योनिकुलाश्रिते ।
योनीनां संवृतत्वादि स्थिती च भवकाययोः ॥ २ ॥
देहसंस्थानांगमानसमुद्घाता गतागती ।
अनन्तराप्तिः समये सिद्धिर्लेश्या दिगाहृतौ ॥
संहननानि कषायाः संज्ञेन्द्रियसंज्ञितास्तथा वेदाः ।
दृष्टिर्ज्ञानं दर्शनमुपयोगाहारगुणयोगाः ॥ ४ ॥
मानं लघ्वल्पबहुता सैवान्या दिगपेक्षया ।
अन्तरं भवसंवेधो महाल्पबहुतापि च ॥ ५ ॥

भेदा इह प्रकाराः स्युर्जीवानां स्वस्वजातिषु ।
समुद्घातनिजस्थानोपपातैः स्थानकं त्रिधा ॥ ६ ॥

---

## સર્ગ ત્રીજો.

હવે હું સંસારી જીવોના સ્વરૂપનું સાડત્રીશ દ્વાર વડે વર્ણન કરૂં છું. એ સાડત્રીશ દ્વાર અનુક્રમે નીચે પ્રમાણે:—

( ૧ ) ભેદ, ( ૨ ) સ્થાન, ( ૩ ) પર્યાપ્તિ, ( ૪ ) યોનિસંખ્યા, ( ૫ ) કુળસંખ્યા ( ૬ ) યોનિઓનું સંવૃતત્વ વગેરે, ( ૭ ) ભવસ્થિતિ, ( ૮ ) કાયસ્થિતિ, ( ૯ ) દેહ, ( ૧૦ ) સંસ્થાન, ( ૧૧ ) અંગમાન, ( ૧૨ ) સમુદ્‌ઘાત, ( ૧૩ ) ગતિ, ( ૧૪ ) આગતિ, ( ૧૫ ) અનન્તરાપ્તિ, ( ૧૬ ) સમયસિદ્ધિ, ( ૧૭ ) લેશ્યા ( ૧૮ ) દિગાહાર, ( ૧૯ ) સંઘયણ, (૨૦) કષાય, ( ૨૧ ) સંજ્ઞા, ( ૨૨ ) ઇન્દ્રિય, ( ૨૩ ) સંજ્ઞિત, ( ૨૪ ) વેદ, ( ૨૫ ) દૃષ્ટિ, ( ૨૬ ) જ્ઞાન, ( ૨૭ ) દર્શન, ( ૨૮ ) ઉપયોગ, ( ૨૯ ) આહાર, ( ૩૦ ) ગુણ, ( ૩૧ ) યોગ, ( ૩૨ ) માન, ( ૩૩ ) લઘુ અલ્પબહુતા, ( ૩૪ ) દિગાશ્રી અલ્પબહુતા, ( ૩૫ ) અન્તર, ( ૩૬ ) સંવેધ, ( ૩૭ ) મહા અલ્પબહુતા. ૧–૫.

**પહેલું દ્વાર** 'ભેદ'. પોતપોતાની જાતિને વિષે જીવના જે 'પ્રકાર' છે એનું નામ ભેદ.

**બીજું દ્વાર** 'સ્થાન'. સમુદ્‌ઘાત, નિજસ્થિતિ, અને ઉત્પત્તિ—એમ ત્રણ પ્રકારના સ્થાન કહેવાય છે. ૬.

पर्याप्ता व्यपदिश्यन्ते याभिः पर्याप्तयस्तु ताः ।
पर्याप्तापर्याप्तभेदादत एव द्विधांगिनः ॥ ७ ॥

पर्याप्तयः स्वयोग्या यैः सकलाः साधिताः सुखम् ।
पर्याप्तिनामकर्मानुभावात्पर्याप्तकास्तु ते ॥ ८ ॥

द्विधामी लब्धिकरणभेदात्तत्रादिमास्तु ये ।
समाप्य स्वार्हपर्याप्तीर्म्रियन्ते नान्यथा ध्रुवम् ॥ ९ ॥

करणानि शरीराक्षादीनि निर्वर्त्तितानि यैः ।
ते स्युः करणपर्याप्ताः करणानां समर्थनात् ॥ १० ॥

अपर्याप्ता द्विधाः प्रोक्ता लब्ध्या च करणेन च ।
द्वयोर्विशेषं शृणुत भाषितं गणधारिभिः ॥ ११ ॥

असमाप्य स्वपर्याप्तीर्म्रियन्ते येऽल्पजीविताः ।
लब्ध्या ते स्युरपर्याप्ता यथा निःस्वमनोरथाः ॥ १२ ॥

निर्वर्त्तितानि नाद्यापि प्राणिभिः करणानि यैः ।
देहाक्षादीनि करणापर्याप्तास्ते प्रकीर्तिताः ॥ १३ ॥

---

**ત્રીજું દ્વાર** ' પર્યાપ્તિ '. જેને લઈને જીવ ' પર્યાપ્ત ' કહેવાય, તેનું નામ પર્યાપ્તિ. આને લીધે જ પ્રાણિના ' પર્યાપ્ત ' અને ' અપર્યાપ્ત '—એવા બે ભેદ પડે છે. ૭.

જેઓએ પોતપોતાને યોગ્ય સર્વ પર્યાપ્તિઓ સાધેલી છે એઓ પર્યાપ્તિનામકર્મના અનુભાવથી પર્યાપ્ત ( સંપૂર્ણપર્યાપ્તિવાળા ) કહેવાય છે. ૮.

' પર્યાપ્ત ' વળી બે પ્રકારના છેઃ લબ્ધિપર્યાપ્ત અને કરણપર્યાપ્ત.

પોતાને યોગ્ય પર્યાપ્તિઓને સંપૂર્ણ કરીને મરે, સંપૂર્ણ કર્યા શિવાય નહિં, એઓ ' લબ્ધિપર્યાપ્ત '; જેઓએ પોતાના શરીર, ઇન્દ્રિય વગેરે ' કરણ ' નિર્વર્ત્તન કર્યા છે અર્થાત્ સંપૂર્ણપણે સમર્થ કર્યા છે એઓ ' કરણપર્યાપ્ત '. ૯–૧૦

' અપર્યાપ્ત ' પણ બે પ્રકારના છેઃ લબ્ધિઅપર્યાપ્ત અને કરણઅપર્યાપ્ત.

આ બેનો તફાવત આ પ્રમાણેઃ—જેઓ અલ્પઆયુષ્યવાળા હોઇને નિર્ધનના મનોરથોની જેમ પોતાની પર્યાપ્તિ પૂર્ણ કર્યા વિના મૃત્યુ પામે એઓ ' લબ્ધિઅપર્યાપ્ત ' કહેવાય; અને જેઓ પોતાનાં શરીર તથા ઇન્દ્રિય આદિ કરણ સંપૂર્ણ ખીલવા પામ્યા શિવાય મૃત્યુ પામે છે એઓ ' કરણઅપર્યાપ્ત ' કહેવાય. ૧૧–૧૩.

म्रियन्तेऽल्पायुषो लब्धपर्याप्ता इह येऽङ्गिनः ।
तेऽपि भूत्वैव करणपर्याप्ता नान्यथा पुनः ॥ १४ ॥
याहारादिपुद्गलानामादानपरिणामयोः ।
जन्तोः पर्याप्तिनामोत्था शक्तिः पर्याप्तिरत्र सा ॥ १५ ॥
पुद्गलोपचयादेव भवेत्सा सा च षड्विधा ।
आहारांगेन्द्रियश्वासोच्छ्वासभाषामनोऽभिधाः ॥ १६ ॥
तत्रैषाहारपर्याप्तिर्ययादाय निजोचितम् ।
पृथक्खलरसत्वेनाहारं परिणतिं नयेत् ॥ १७ ॥
वैक्रियाहारकौदारिकांगयोग्यं यथोचितम् ।
तं रसीभूतमाहारं यया शक्त्या पुनर्भवी ॥ १८ ॥
रसासृग्मांसमेदोऽस्थिमज्जशुक्रादिधातुताम् ।
नयेद्यथासम्भवं सा देहपर्याप्तिरुच्यते ॥ १९ ॥ युग्मम् ॥
धातुत्वेन परिणतादाहारादिन्द्रियोचितात् ।
आदाय पुद्गलांस्तानि यथास्थं प्रविधाय च ॥ २० ॥

---

' લબ્ધિઅપર્યાપ્ત ' અલ્પાયુ પ્રાણીઓ મૃત્યુ પામે છે એ પણ ' કરણપર્યાપ્ત ' થઇનેજ ( અર્થાત્ શરીર ઇન્દ્રિયાદિ સંપૂર્ણ સમર્થ થયા પછી જ ) મૃત્યુ પામે છે. ૧૪.

પર્યાપ્તિ એટલે શું ? **પ્રાણીની આહારાદિક પુદ્ગળોને ગ્રહણ કરવાની—અને ગ્રહણ કરીને પાછી તે પરિણમાવવાની—જે શક્તિ—એનું નામ પર્યાપ્તિ.** ૧૫.

આ ' પર્યાપ્તિ ' પુદ્ગળોના સંચયથી જ થાય છે. તે વળી છ પ્રકારની છેઃ—( ૧ ) આહારપર્યાપ્તિ, ( ૨ ) શરીરપર્યાપ્તિ, ( ૩ ) ઈન્દ્રિયપર્યાપ્તિ, ( ૪ ) શ્વાસોશ્વાસપર્યાપ્તિ, ( ૫ ) ભાષાપર્યાપ્તિ અને ( ૬ ) મનઃપર્યાપ્તિ. ૧૬.

પ્રાણી પોતાની જે શક્તિવડે ઉચિત આહાર ગ્રહણ કરીને પછી એમાંથી મળ અને રસ બેઉ જૂદાં પરિણમાવે એ ' આહારપર્યાપ્તિ. ' ૧૭.

પ્રાણી પોતાની જે શક્તિવડે પોતાનાં વૈક્રિય, આહારક કે ઔદારિક શરીરને ઉચિત એવો આહાર લઈ, તે આહાર રસરૂપ થયે, એમાંથી રૂધિર, માંસ, મજ્જા, મેદ, શુક્ર આદિ ધાતુઓ પરિણમાવે ( પરિણામરૂપે ઉત્પન્ન કરે ) એ શક્તિનું નામ ' શરીરપર્યાપ્તિ. ' ૧૮–૧૯.

આમ ઇન્દ્રિયોની ઉચિતતા પ્રમાણે લેવાયલા આહારની ધાતુ બની એ ધાતુમાંથી, પુદ્-

इष्टे तद्विषयज्ञप्तौ यया शक्त्या शरीरवान् ।
पर्याप्तिः सेन्द्रियाव्हाना दर्शिता सर्वदर्शिभिः ॥२१॥ युग्मम् ॥

इति संगृहणीवृत्त्यभिप्रायः ॥

प्रज्ञापनाजीवाभिगमप्रवचनसारोद्धारवृत्यादिषु तु यया धातुतया परिणामितमाहारमिन्द्रियतया परिणमयति सा इन्द्रियपर्याप्तिः इति एतावदेव दृश्यते ॥

यथोच्छ्वासार्हमादाय दलं परिणमय्य च ।
तत्तयालम्ब्य मुंचेत्सोच्छ्वासपर्याप्तिरुच्यते ॥ २२ ॥

ननु देहोच्छ्वासनामकर्मभ्यामेव सिद्ध्यतः ।
देहोच्छ्वासौ किमेताभ्यां पर्याप्तिभ्यां प्रयोजनम् ॥ २३ ॥

अत्रोच्यते पुद्गलानां गृहीतानामिहात्मना ।
साध्या परिणतिर्देहतया तन्नामकर्मणा ॥ २४ ॥

आरब्धांगसमाप्तिस्तु तत्पर्याप्त्या प्रसाध्यते ।
एवं भेदः साध्यभेदाद्देहपर्याप्तिकर्मणोः ॥ २५ ॥

ગળોને લઇને, એમને યથાસ્થિત કરી, પ્રાણી પોતાની જે શકિતવડે એમના સંબંધી જ્ઞાન–જાણપણું પામે એ શકિત ' ઇન્દ્રિયપર્યાપ્તિ ' કહેવાય છે. ૨૦–૨૧.

એ અભિપ્રાય કહ્યો એ ' સંગ્રહણીકાર ' ના છે.

પન્નવણા, જીવાભિગમ અને પ્રવચનસારોદ્ધારની વૃત્તિ વગેરે ગ્રંથોમાં તો એટલા જ શબ્દો છે કે ' આહારમાંથી ધાતુ બન્યા પછી એમાંથી ઇન્દ્રિયો પરિણમે એવી પ્રાણીની શકિતને ' ઇન્દ્રિયપર્યાપ્તિ ' કહેવાય.

એ ' ધાતુ 'માંથી વળી, પ્રાણી જે શકિતવડે ઉચ્છ્વાસને ઉચિત એવાં ' દળ ' લઇ, પરિણમાવી, એનું આલમ્બન લઇ એને મૂકે એ ' ઉચ્છ્વાસપર્યાપ્તિ. ' ૨૨.

અહિં એવી શંકા ઉપસ્થિત થાય છે કે દેહ અને ઉચ્છ્વાસ બેઉ જ્યારે ' દેહનામકર્મ ' અને 'ઉચ્છ્વાસનામકર્મ' થી જ સિદ્ધ થાય છે ત્યારે એ બે પર્યાપ્તિઓનું શું પ્રયોજન છે? ૨૩.

એ શંકાનું સમાધાન આ પ્રમાણે:—

આત્માએ ગ્રહણકરેલા પુદ્ગળોનું જે દેહરૂપ પરિણામ છે એ એના ' નામકર્મ ' વડે સાધ્યો છે. અને આરંભેલા અંગની સમાપ્તિ એની પર્યાપ્તિવડે સધાય છે. આમ સાધ્યભેદને

एवमुच्छ्वासलब्धिः स्यात्साध्या तन्नामकर्मणः ।
साध्यमुच्छ्वासपर्याप्तेस्तस्या व्यापारणं पुनः ॥ २६ ॥

सतीमप्युच्छ्वासलब्धिमुच्छ्वासनामकर्मजाम् ।
व्यापारयितुमीशः स्यात्तत्पर्याप्त्यैव नान्यथा ॥ २७ ॥

सतीमपि शरक्षेपशक्तिं नैव भटोऽपि हि ।
विना चापादानशक्तिं सफलीकर्तुमीश्वरः ॥ २८ ॥

भाषार्हं दलमादाय गीस्त्वं नीत्वावलम्ब्य च ।
यया शक्त्या त्यजेत्प्राणी भाषापर्याप्तिरित्यसौ ॥ २९ ॥

दलं लात्वा मनोयोग्यं तत्तां नीत्वावलम्ब्य च ।
यया मननशक्तः स्यान्मनःपर्याप्तिरत्र सा ॥ ३० ॥

म्रियन्ते येऽप्यपर्याप्ताः पर्याप्तित्रयमादिमम् ।
पूर्णीकृत्यैव न पुनरन्यथा सम्भवेन्मृतिः ॥ ३१ ॥

---

લીધે દેહનામકર્મ અને પર્યાપ્તિનામકર્મ (બેઉ) ભિન્ન છે. ૨૪-૨૫. એ જ પ્રમાણે ઉચ્છ્વાસ લબ્ધિ પણ 'ઉચ્છ્વાસનામકર્મ' થી સાધ્ય થાય છે. અને એ લબ્ધિનો 'વ્યાપાર' ઉચ્છ્વાસપર્યાપ્તિથી થાય છે. ૨૬. આમ ઉચ્છ્વાસલબ્ધિ જો કે 'ઉચ્છ્વાસનામકર્મ'થી થયેલી જ છે તો યે એને વ્યાપૃત કરવાને તો 'ઉચ્છ્વાસપર્યાપ્તિ' જ જોઇએ, બીજું નહિં. ૨૭. કારણકે (દૃષ્ટાન્ત તરીકે લ્યો કે) એક સુભટમાં તીર ફેંકવાની શક્તિ તો છે; પરન્તુ તે છતાં, અપાદાન શક્તિ એટલે એ તીરને પહેલાં જ ગ્રહણ કરવાની શક્તિ જોઇએ એ શક્તિ ન હોય તો એ સુભટનું એ કાર્ય સફળ ન જ થાય. ૨૮.

'ધાતુ' માંથી ભાષાને યોગ્ય 'દળ' લઈ એને વચન રૂપે પરિણમાવી અને અવલંબી, જે શક્તિવડે પ્રાણી એને (પાછું) મૂકે એ શક્તિ 'ભાષાપર્યાપ્તિ' કહેવાય. ૨૯.

(એજ આહારમાંથી પરિણમેલી ધાતુમાંથી વળી) મનને યોગ્ય 'દળ' લઇ એને એ રૂપે પરિણમાવી, અવલંબી પ્રાણી મનન કરવાને શકિતમાન થાય છે. આ શકિતનું નામ 'મનઃપર્યાપ્તિ.' ૩૦

પ્રાણી મૃત્યુ પામે એ હમેશાં ઉપર વર્ણવેલી 'છ' એ પર્યાપ્તિ પૂરી કરીને જ મૃત્યુ પામે એમ તો ન જ કહેવાય. પણ એણે પહેલી ત્રણ પર્યાપ્તિ તો પૂર્ણ કરેલી જ હોય; તે પછી જ મૃત્યુ સંભવે. ૩૧.

तथाहि—पर्याप्तित्रययुक्तोऽन्तर्मुहूर्तेनायुरग्रिमम् ।
बद्धा ततोऽन्तर्मुहूर्तमबाधान्तस्य जीवति ॥ ३२ ॥
ततो निबद्धायुर्योग्यां याति तां गतिमन्यथा ।
अबद्धायुरनापूर्णतदाबाधो व्रजेत्क्व सः ॥ ३३ ॥

तथोक्तं प्रज्ञापनावृत्तौ—

यस्मादागामिभवायुर्बध्वा म्रियन्ते सर्वदेहिनो नाबध्वा। तच्च शरीरेन्द्रियपर्याप्तिभ्यां पर्याप्तानां बन्धमायाति नापर्याप्तानाम् ॥

समयेभ्यो नवभ्यः स्यात्प्रभृत्यन्तर्मुहूर्त्तकम् ।
समयोनमुहूर्त्तान्तमसंख्यातविधं यतः ॥ ३४ ॥
ततः सूक्ष्मक्ष्मादीनामन्तर्मुहूर्त्तजीविनाम् ।
अन्तर्मुहूर्तानेकत्वमिदं संगतिमंगति ॥ ३५ ॥ युग्मम् ॥
उत्पत्तिक्षण एवैता स्वाः स्वा युगपदात्मना ।
आरभ्यन्ते संविधातुं समाप्यन्ते त्वनुक्रमात् ॥ ३६ ॥

तद्यथा—आदावाहारपर्याप्तिस्ततः शरीरसंज्ञिता ।
तत इन्द्रियपर्याप्तिरेवं सर्वा अपि क्रमात् ॥ ३७ ॥

---

કારણ કે ત્રણ પર્યાપ્તિઓ પૂર્ણ કરી હોય તો જ પ્રાણી ( અન્તર્મુહૂર્તમાં ) આગામિ ભવનું આયુષ્ય બાંધે અને અન્તર્મુહૂર્ત લગી અબાધાકાળ સુધી જીવે. ૩૨.

આમ આયુષ્ય બાંધીને જ ( મૃત્યુ પામી ) પ્રાણી યોગ્ય ગતિએ જાય. આયુષ્ય બંધાયા વિના અને અબાધાકાળ પૂરો થયા સિવાય જાય પણ ક્યાં? ૩૩.

પ્રજ્ઞાપનાસૂત્ર–પન્નવણા–માં પણ કહ્યું છે કે–સર્વ પ્રાણીઓ આગામી ભવનું આયુષ્ય બાંધીને જ મૃત્યુ પામે છે. તે વિના નહિં. એ આયુષ્યબંધ પણ શરીર–અને ઇન્દ્રિય–પર્યાપ્તિ પૂર્ણ કરેલી હોય એને જ પ્રાપ્ત થાય છે; અન્યને નહિં.

ઓછામાં ઓછા નવ ' સમય ' એટલે ' અન્તર્મુહૂર્ત '. એમાં એક ' સમય ' જ્યાંસુધી ઓછો હોય ત્યાં સુધીમાં એ ' અન્તર્મુહૂર્ત ' અસંખ્ય પ્રકારનું છે. અને તેથી ફક્ત અન્તર્મુહૂર્ત સુધી જીવતા સૂક્ષ્મપૃથ્વીકાયોનું અન્તર્મુહૂર્તપર્યંત અનેકત્વ કહેવાય છે એ યોગ્ય છે. ૩૪–૩૫

આત્મા પોતપોતાની આ સર્વ પર્યાપ્તિઓને એકી વખતે ઉત્પત્તિ સમયે જ બનાવવા માંડે છે, અને પછી અનુક્રમે સમાપ્ત કરે છેઃ—પહેલી આહારપર્યાપ્તિ સમાપ્ત કરે, પછી શરીરપર્યાપ્તિ સમાપ્ત કરે, પછી વળી ઇન્દ્રિયસંજ્ઞિતા એટલે ઇન્દ્રિયપર્યાપ્તિ સમાપ્ત કરે એમ અનુક્રમે છયે પર્યાપ્તિ સમાપ્ત કરે. ૩૬–૩૭,

तत्रैकाहारपर्याप्तिः समाप्येतादिमे क्षणे ।
शेषा असंख्यसमयप्रमाणान्तर्मुहूर्त्ततः ॥ ३८ ॥

अनुक्रमोऽयं विज्ञेय औदारिकशरीरिणाम् ।
वैक्रियाहारकवतां ज्ञातव्योऽयं पुनः क्रमः ॥ ३९ ॥

एका शरीरपर्याप्तिर्जायतेऽन्तर्मुहूर्त्ततः ।
एकैकक्षणवृद्ध्यातः समाप्यन्ते पराः पुनः ॥ ४० ॥

निष्पत्तिकालः सर्वासां पुनरान्तर्मुहूर्त्तिकः ।
आरम्भसमयाद्यान्ति निष्टां ह्यन्तर्मुहूर्त्ततः ॥ ४१ ॥

आहारपर्याप्तिस्त्वत्रापि प्राग्वत् ॥

मनोवचःकायबलान्यक्षाणि पंच जीवितम् ।
श्वासश्चेति दश प्राणा द्वारेऽस्मिन्नेव वक्ष्यते ॥ ४२ ॥

इति पर्याप्तिस्वरूपम् ॥ ३ ॥

अथ योनिसंख्यास्वरूपम्—

'આહારપર્યાપ્તિ' પ્રાણી પહેલા ક્ષણમાં જ સમાપ્ત કરે. શેષ પાંચ રહી એ અસંખ્યાત-સમયપ્રમાણ અન્તર્મુહૂર્તમાં સમાપ્ત કરે. ૩૮.

આ અનુક્રમ ઔદારિકશરીરવાળાઓનો સમજવો.

વૈક્રિય અને આહારક શરીરવાળાઓની તો ફક્ત શરીરપર્યાપ્તિ અન્ત મુહૂર્તમાં થાય. બાકીની પાંચ એકેક ક્ષણ મોડી સમાપ્ત થાય. ૩૯–૪૦

છયેનો નિષ્પત્તિકાળ તો અન્તર્મુહૂર્તનો જ છે. કેમકે એઓ આરંભના સમયથી શરૂ કરીને અંતર્મુહૂર્તમાં જ સંપૂર્ણ થાય છે. ૪૧

આહારપર્યાપ્તિ તો અહિં પણ પૂર્વ પ્રમાણે જ સમજવી.

મનોબળ, કાયબળ, વચનબળ, પાંચ ઇન્દ્રિયો, આયુષ્ય અને શ્વાસોશ્વાસ–આમ દશ પ્રાણ છે, એનું વિવેચન પણ આ જ 'દ્વાર'ના પ્રકરણમાં આગળ કરીશું. ૪૨

આ પ્રમાણે સંસારી જીવોના સ્વરૂપના સાડત્રીશ દ્વારોમાંના 'પર્યાપ્તિ' નામના ત્રીજા દ્વારનું સ્વરૂપ સમજાવ્યું.

હવે ચોથાદ્વાર–યોનિસંખ્યા–વિષે.

तैजसकार्मणवन्तो युज्यन्त यत्र जन्तवः स्कन्धैः ।
औदारिकादियोग्यैः स्थानं तद्योनिरित्याहुः ॥ ४३ ॥

तथा च-व्यक्तितोऽसंख्यभेदास्ताः संख्यार्हा नैव यद्यपि ।
तथापि समवर्णादिजातिभिर्गणनां गताः ॥ ४४ ॥

तथोक्तं प्रज्ञापनावृत्तौ—

केवलमेव विशिष्टवर्णादियुक्ताः संख्यातीताः स्वस्थाने व्यक्तिभेदेन योनयः । जातिं अधिकृत्य एकैव योनिर्गण्यते ।

लक्षाश्चतुरशीतिश्च सामान्येन भवन्ति ताः ।
विशेषात्तु यथास्थानं वक्ष्यन्ते स्वामिभावतः ॥ ४५ ॥

किं च संवृता विवृता चैव योनिर्विवृतसंवृता ।
दिव्यशय्यादिवद्वस्त्राद्यावृता तत्र संवृता ॥ ४६ ॥

---

તેજસશરીરવાળા અને કાર્મણ શરીરવાળા જન્તુઓ ઔદારિક આદિ શરીરને યોગ્ય એવા 'સ્કંધો'વડે જ્યાં જોડાય છે તે સ્થાનને 'યોનિ' કહે છે. ૪૩

આ યોનિ વ્યકિતપરત્વે અસંખ્યાત ભેદોવાળી હોઇ, એની સંખ્યા બંધાઇ શકે નહિં; પરન્તુ સમાન વર્ણ આદિની જાતિને લઇને એની ગણત્રી થઇ શકે. ૪૪

પ્રજ્ઞાપના સૂત્રની વૃત્તિ–ટીકા–માં કહ્યું છે કે—

વિશિષ્ટ વર્ણ આદિથી યુકત હોવાથી યોનિઓ 'નિજસ્થાન'માં વ્યકિતભેદને લઇને અસંખ્યાત કહેવાય છે, પરંતુ જાતિની અપેક્ષાએ એક જ યોનિ ગણાય.

એકંદર યોનિઓ ચોરાશી લાખ છે. એ વિષે વિશેષ વિસ્તાર [1]સ્વામિભાવથી. યથાસ્થળે કહેશું. ૪૫

યોનિના ( ૧ ) સંવૃત, ( ૨ ) વિવૃત અને ( ૩ ) વિવૃતસંવૃત–એમ ત્રણ પ્રકાર પણ પડી શકે.

દિવ્ય શય્યા વગેરેની જેમ વસ્ત્રાદિથી આચ્છાદિત થયેલી હોય એ ( ૧ ) સંવૃત યોનિ. ૪૬

---

૧. કોની કોની કેટલી કેટલી યોનિઓ છે એ સંબંધે. જેમકે સાત લાખ પૃથ્વીકાયની, સાત લાખ અપકાયની, સાત લાખ તેઉકાયની, સાત લાખ વાઉકાયની, દશ લાખ પ્રત્યેક વનસ્પતિ કાયની, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાયની, બે લાખ બેન્દ્રિયોની, બે લાખ તેન્દ્રિયોની, બે લાખ ચૌરિન્દ્રિયોની, ચાર લાખ દેવતાની, ચાર લાખ નારકીની, ચાર લાખ તિર્યંચપંચેન્દ્રિયોની અને ચૌદલાખ મનુષ્યોની મળીને એકંદર ૮૪ લાખ.

तथा विस्पष्टमनुपलक्ष्यमाणापि संवृता ।
विवृता तु स्पष्टमुपलक्ष्या जलाशयादिवत् ॥ ४७ ॥

उक्तोभयस्वभावा तु योनिर्विवृतसंवृता ।
बहिर्दृश्याऽदृश्यमध्या नारीगर्भाशयादिवत् ॥ ४८ ॥

तृतीययोनिजाः स्तोकास्ततो द्वितीययोनयः
असंख्यघ्नास्ततोऽनन्तगुणिताः स्युरयोनयः ॥ ४९ ॥

तेभ्योऽप्यनन्तगुणिताः ख्याताः प्रथमयोनयः ।
एवं शीतसचित्तादिष्वप्यल्पबहुतोह्यताम् ॥ ५० ॥

शीता चोष्णा च शीतोष्णा तत्तत्स्पर्शान्वयात् त्रिधा ।
सचित्ताचित्तमिश्रेति भेदतोऽपि त्रिधा भवेत् ॥ ५१ ॥

जीवप्रदेशैरन्योऽन्यानुगमेनोररीकृता ।
जीवद्देहादिः सचित्ता शुष्ककाष्ठादिवत् परा ॥ ५२ ॥

अत एवांगिभिः सूक्ष्मैस्त्रैलोक्ये निचितेऽपि हि ।
न तत्प्रदेशैर्योनीनामचित्तानां सचित्तता ॥ ५३ ॥

---

સ્પષ્ટ રીતે ન જણાતી હોય એ પણ આ 'સંવૃત'ના પેટામાં આવે.
જળાશયાદિની પેઠે સ્પષ્ટપણે જણાય તે ( ૨ ) 'વિવૃત યોનિ' ૪૭.

કંઇક સ્પષ્ટ જણાતી હોય અને કંઇક અસ્પષ્ટ જણાતી હોય એ ( ૩ ) વિવૃતસંવૃતા અથાત્ મિશ્ર કહેવાય; એનો સ્રીના ગર્ભાશયની પેઠે બહારનો ભાગ દેખાતો હોય, અંદરનો અદૃશ્ય હોય. ૪૮.

ત્રીજી યોનીથી ઉત્પન્ન થયેલા થોડા હોય છે. બીજા પ્રકારની યોનીથી ઉત્પન્ન થયેલા એ કરતાં અસંખ્યગણા હોય છે. એનાથી અનન્તગણા અયોનિજ એટલે 'યોનીથી નહિ ઉત્પન્ન થયેલા' હોય છે. એથી પણ અનન્તગણા પ્રથમ પ્રકારની યોનીથી ઉત્પન્ન થયેલા હોય છે. એવી જ રીતે 'શીત' આદિક તથા 'સચિત્ત' આદિક યોનીઓને વિષે ઉત્પન્ન થયેલાઓની સંખ્યા પણ અલ્પ–અનલ્પ સમજી લેવી. ૪૮–૫૦

સ્પર્શપરત્વે જોઇએ તો યે યોનીના અમુક ત્રણ પ્રકાર થાય છે: શીત, ઉષ્ણ અને શીતોષ્ણ ( મિશ્ર ). વળી સચિત્ત, અચિત્ત અને મિશ્ર–એમ પણ એના ત્રણ ભેદ થાય છે. ૫૧.

પરસ્પર અનુગમન કરીને જીવપ્રદેશોએ સ્વીકારેલી અને જીવતાં શરીર વગેરે જેનાં હોય એવી યોનિ 'સચિત્ત' કહેવાય. સુક્કાં કાષ્ટ જેવી 'અચિત્ત' કહેવાય છે. ૫૨.

આમ છે માટે જ ( સુક્કાં કાષ્ટ જેવી હોવાને લીધે ) ત્રણે લોકોમાં સૂક્ષ્મ જંતુઓ ભરેલા છે છતાં એના પ્રદેશોએ કરીને, અચિત્ત યોનિ સચિત્ત થતી નથી. ૫૩.

सचित्ताचित्तरूपा तु मिश्रा योनिः प्रकीर्तिता ।
नृतिरश्चां यथा योनौ शुक्रशोणितपुद्गलाः ॥ ५४ ॥

आत्मसाद्विहिता येऽस्युस्ते सचित्ताः परेऽन्यथा ।
सचित्ताचित्तयोगे तद्योनेर्मिश्रत्वमाहितम् ॥ ५५ ॥ युग्मम् ॥

योषितां किल नाभेरधस्तात् शिराद्वयं पुष्पमालावैकक्षकाकारमस्ति। तस्याधस्तात् अधोमुखसंस्थितकोशाकारा योनिः। तस्याश्चबहिः चूतकलिकाकृतयो मांसमंजर्यो जायन्ते । ताः किल असृक्स्यन्दित्वात् ऋतौ स्रवन्ति । तत्र केचित् असृजः लवाः कोशाकारकां योनिं अनुप्रविश्य सन्तिष्टन्ते पश्चात् शुक्रसंमिश्रान् तान् आहारयन् जीवः तत्र उत्पद्यते । तत्र ये योन्या आत्मसात् कृताः ते सचित्ताः कदाचित् मिश्रा इति । ये तु न स्वरूपतामापादिताः ते अचित्ताः । अपरे वर्णयन्ति असृक् सचेतनं शुक्रमचेतनं इति। अन्ये ब्रुवते शुक्रशोणितम् अचित्तं योनिप्रदेशाः सचित्ताः इत्यतः योनिः मिश्रा । इति तु तत्त्वार्थवृत्तौ द्वितीये अध्याये ॥

સચિત્તઅચિત્તરૂપ હોય એ યોનિ 'મિશ્ર યોનિ' કહેવાય. દૃષ્ટાન્ત તરીકે; મનુષ્ય અને તિર્યંચની યોનિમાં શુક્ર તથા રૂધિરના પુદ્‌ગળો હોય છે તેમાંથી જે પુદ્‌ગળો આત્મા સાથે જોડાયેલા છે તે 'સચિત્ત' છે અને બીજા 'અચિત્ત' છે—આ સચિત્તઅચિત્તનો યોગ જેમાં હોય એવી યોનિ 'મિશ્રયોનિ' કહેવાય. ૫૪–૫૫

સ્ત્રીઓને નાભિની નીચે વિકસ્વર પુષ્પોની માળા જેવી બે નાડી હોય છે, એની હેઠળ અધોમુખ રહેલા કોશ એટલે ડોડાના આકારની યોનિ હોય છે. એની આસપાસ, આંબાની મંજરી હોય એવી માંસની માંજર થાય છે. તે માંજરોમાંથી સ્વાભાવિકપણે ઋતુકાળે રૂધિર ઝરે છે. એ રૂધિરના કોઇ કોઇ કણ યોનિમાં દાખલ થાય છે, અને એમાં જ્યારે પુરૂષનું વીર્ય ભળે છે ત્યારે એ મિશ્રણમાંથી જીવ ઉત્પન્ન થાય છે જે એ કણોનો આહાર લે છે. એ કણોમાંથી જે યોનિમાં યોનિરૂપ થઈ જાય છે એ 'સચિત્ત' છે અથવા સચિત્તઅચિત્ત–મિશ્ર છે, અને જેઓ યોનિમાં રહેલા છતાં યોનિરૂપ થતા નથી એઓ અચિત્ત છે. આ વિષયપરત્વે કેટલાકનો મત એવો છે કે રૂધિર સચિત્ત છે અને વીર્ય અચિત્ત છે, કેટલાકના મતે બેઉ અચિત્ત છે, પણ યોનિના પ્રદેશો સચિત્ત હોઈ, એમાં દાખલ થવાથી મિશ્રભાવને પામ્યા કહેવાય છે. આ પ્રમાણે 'તત્ત્વાર્થવૃત્તિ'ના બીજા અધ્યાયમાં કહ્યું છે.

योनिस्त्रिधा मनुष्याणां शंखावर्त्तादिभेदतः ।
यस्यां शंख इवावर्त्तः शंखावर्त्ता तु तत्र सा ॥ ५६ ॥
कूर्मोन्नता भवेद्योनिः कूर्मपृष्टमिवोन्नता ।
वंशीपत्रा तु संयुक्तवंशीपत्रद्वयाकृतिः ॥ ५७ ॥
स्त्रीरत्नस्य भवेच्छंखावर्त्ता सा गर्भवर्जिता ।
व्युत्क्रामन्ति तत्र गर्भा निष्पद्यन्ते न ते यतः ॥ ५८ ॥
अतिप्रबलकामाग्नेर्विलीयन्ते हि ते यथा ।
कुरुमत्या करस्पृष्टोऽप्यद्रवल्लोहपुत्रकः ॥ ५९ ॥

तथा च प्रज्ञापनायाम् । संखावत्ताणं जोणी इत्थिरयणस्स ॥

अर्हच्चक्रिविष्णुबलदेवाम्बानां द्वितीयिका ।
तृतीया पुनरन्यासां स्त्रीणां योनिः प्रकीर्तिता ॥ ६० ॥

इदं च योनीनां त्रिधा त्रैविध्यं स्थानांगतृतीयस्थाने ॥ आचारांगवृत्तौ तु शुभाशुभभेदेन योनीनामनेकत्वमेवं गाथाभिः प्रदर्शितम्—

---

મનુષ્યોની યોનિ ત્રણ પ્રકારની છે. જેમાં શંખની પેઠે ' આવર્ત્ત ' હોય એ ( ૧ ) શંખાવર્ત્તા; જે કૂર્મ–કાચબાની પીઠની જેમ ઉન્નત–ઉંચી હોય એ ( ૨ ) કૂર્મોન્નત; અને જેની વાંસના બે સંયુકત પત્રો જેવી આકૃતિ હોય એ ( ૩ ) વંશીપત્રા. ૫૬–૫૭.

સ્ત્રીરત્નની યોનિ ' શંખાવર્ત્ત ' હોય. અને એ ગર્ભવર્જિત હોય એટલે કે એમાં ગર્ભ રહેજ નહિં, નષ્ટ થઇ જાય. કેમકે એવા સ્ત્રીરત્નોનો કામાગ્નિ અત્યંત પ્રબળ હોય છે એટલે ગર્ભ ભસ્મસાત્ થઇ જાય. કહે છે કે કુરૂમતિ જે એક ' સ્ત્રીરત્ન ' હતી–એના હાથનો સ્પર્શ થતાંજ કોઈ લોહનું પુતળું હશે એ પણ દ્રવવા લાગ્યું હતું. ૫૮–૫૯.

પ્રજ્ઞાપના સૂત્ર પણ સાક્ષી પૂરે છે કે સ્ત્રીરત્નની શંખાવર્ત્ત યોનિ હોય.

અરિહંત, ચક્રવર્તી, વાસુદેવ તથા બળદેવ—એટલાની માતાઓની યોનિ બીજા પ્રકારની એટલે' કૂર્મોન્નત ' હોય શેષ સર્વ સ્ત્રીઓની ત્રીજા પ્રકારની અર્થાત્ ' વંશીપત્રા '(યોનિ) હોય. ૬૦.

આવી, યોનિના ત્રણ પ્રકારની અને અકેક પ્રકારના પાછા ત્રણ ત્રણ ભેદની વાત સ્થાનાંગ સૂત્રના ત્રીજા ' સ્થાન ' માં કહી છે.

આચારાંગ સૂત્રની વૃત્તિમાં તો યોનીઓનું શુભાશુભ ભેદે કરીને અનેકત્વ બતાવ્યું છે. એ આ પ્રમાણે:—

सीआदीजोणीओ चउरासीती अ सयसहस्सेहिं ।
असुहाओ य सुहाओ तत्थ सुहाओ इमा जाण ॥ ६१ ॥

असंखाउ मणुस्सा राइसर संखमादिआऊणं ।
तित्थयरनामगोअं सव्वसुहं होइ नायव्वं ॥ ६२ ॥

तत्थवि य जाइसंपन्नयाइ सेसाओ होंति असुहाओ ।
देवेसु किव्विसाइ सेसाओ होंति उ सुहाओ ॥ ६३ ॥

पंचेंदियतिरिएसु हयगयरयणा हवंति उ सुहाओ ।
सेसाओ असुहाओ सुहवन्नेगिंदियादीया ॥ ६४ ॥

देविंदचक्कवट्टित्तणाइं मोत्तुं च तित्थयरभावं ।
अणगारभावियाविय सेसाओ अणंतसो पत्ता ॥ ६५ ॥

इति योनिस्वरूपम् ॥ ४ ॥

कुलानि योनिप्रभवान्याहुस्तानि बहून्यपि ।
भवन्ति योनावेकस्यां नानाजातीयदेहिनाम् ॥ ६६ ॥

कृमिवृश्चिककीटादिनानाक्षुद्रांगिनां यथा ।
एकगोमयपिंडान्तः कुलानि स्युरनेकशः ॥ ६७ ॥

ચોરાશીલાખ 'શીત' આદિ શુભઅશુભ યોનિઓ છે. એમાં અસંખ્યાતઆયુષ્યવાળા મનુષ્યોની અને સંખ્યાતઆદિઆયુષ્યવાળા ચક્રવર્તીની તથા તીર્થંકરનામગોત્રવાળાની 'શુભ' (યોનિ) જાણવી. એમાં પણ 'જાતિસંપન્ન'ની શુભ અને બીજાઓની 'અશુભ' સમજવી. દેવોમાં 'કિલ્બિષ' આદિની 'અશુભ' અને બાકીનાઓની 'શુભ' જાણવી. પંચેન્દ્રિય તિર્યંચોમાં અશ્વરત્નની તથા ગજરત્નની 'શુભ', અને બીજાઓના 'અશુભ' છે. ઉત્તમ વર્ણવાળા એકેન્દ્રિયો–રત્ન વગેરે–ની 'શુભ' છે. ૬૧–૬૪

દેવેન્દ્ર, ચક્રવર્તી, તથા તીર્થંકર અને અણગાર–આટલા સિવાય બાકીના–બીજાઓ અનન્તવાર સંસારયોનિમાં પતિત થયા છે.

એ પ્રમાણે 'યોનિ'નું વર્ણન કર્યું. ૬૫.

હવે પાંચમા દ્વાર 'કુળ સંખ્યા' વિષે:—

યોનિમાં ઉત્પન્ન થાય એ 'કુળ'. એક યોનિને વિષે નાનાપ્રકારની જાતિવાળા પ્રાણીના અનેક કુળો હોય છે. દૃષ્ટાન્ત તરીકે—છાણના પિંડમાં કૃમિ, વીંછી, કીડા આદિ અનેક પ્રકારના

कोट्येका सप्तनवतिर्लक्षाः सार्धा भवन्ति हि ।
सामान्यात्कुलकोटीनां विशेषो वक्ष्यतेऽग्रतः ॥ ६८ ॥

इति योनिकुलस्य रूपं तत्संवृतत्वादि च ॥ ५ ॥ ६ ॥

भवस्थितिस्तद्भवायुर्द्विविधं तच्च कीर्तितम् ।
सोपक्रमं स्यात्तत्राद्यं द्वितीयं निरुपक्रमम् ॥ ६९ ॥
कालेन बहुना वेद्यमप्यायुर्यत्तु भुज्यते ।
अल्पेनाध्यवसानाद्यैरागमोक्तैरुपक्रमैः ॥ ७० ॥
आयुः सोपक्रमं तत्स्यादन्यद्वा कर्म तादृशम् ॥
यद्बंधसमये बद्धं श्लथं शक्यापवर्तनम् ॥ ७१ ॥ युग्मम् ॥
दत्ताग्निरेकतो रज्जुर्यथा दीर्घीकृता क्रमात् ।
दह्यते संपिण्डिता तु सा झटित्येकहेलया ॥ ७२ ॥
यत्पुनर्बन्धसमये बद्धं गाढनिकाचनात् ।
क्रमवेद्यफलं तद्धि न शक्यमपवर्त्तितुम् ॥ ७३ ॥

ક્ષુદ્ર પ્રાણીઓના અનેક કુળ હોય છે. એકંદર એવાં કુળ એક કોટી ને સાડીસત્તાણું લાખ હોય છે. આ સંબંધમાં આગળ વિશેષ કહેશું. ૬૬-૬૮.

આમ ' કુળ ' વિષે સમજણ આપી.

**છઠ્ઠું દ્વાર** ' યોનિનું સંવૃતત્વ આદિ '—એને વિષે પણ કહેવાઈ ગયું.

હવે **સાતમા દ્વાર** ' ભવસ્થિતિ ' વિષે.

ભવસ્થિતિ એટલે ' તે ભવનું આયુષ્ય '. તે બે પ્રકારનું છે:—( ૧ ) સોપક્રમ અને ( ૨ ) નિરૂપક્રમ. ૬૯.

ઘણે કાળે વેદાય એવું છતાં પણ, શાસ્ત્રોક્ત અધ્યવસાયાદિ ઉપક્રમોવડે અલ્પકાળમાં ભોગવાઈ જાય—એવું જે આયુષ્ય તે ' સોપક્રમ આયુષ્ય '. ૭૦.

અથવા, ઢીલું અને નિવર્તન થઇ શકે એવું બાંધેલું જે ' કર્મ ' તે પણ ' સોપક્રમ ' કહેવાય. જેમ છૂટી મૂકેલી—લાંબી કરેલી દોરી એક છેડેથી સળગાવતાં ' અનુક્રમે ' બળે છે, પણ તેજ દોરીનું ગુંછળું વાળી અગ્નિમાં નાખતાં, ' એકદમ—એકીવખતે ' બળી જાય છે. ૭૧-૭૨.

પણ જે કર્મ ગાઢ નિકાચિત બાંધ્યું હોય એનું ફળ અનુક્રમે ભોગવવું પડે છે અને એનું અપવર્તન કરી શકાતું નથી. ૭૩.

क्षीयतेऽध्यवसानाद्यैर्यैः स्वोत्थैः स्वस्य जीवितम् ।
परैश्च विषशस्त्राद्यैस्ते स्युः सर्वेऽप्युपक्रमाः ॥ ७४ ॥

यदाहुः—अज्झवसाणनिमित्ते आहारे वेयणापराघाए ।
फासे आणापाणू सत्तविहं जिज्झए आउं ॥ ७५ ॥

त्रिधा तत्राध्यवसानं रागस्नेहभयोद्भवम् ।
व्यापादयन्ति रागाद्या अप्यत्यन्तविकल्पिताः ॥ ७६ ॥

यथा प्रपालिकाया युवानमनुरागतः ।
पश्यन्त्याः क्षीणमायुर्यत्कामस्यान्त्या दशा मृतिः ॥ ७७ ॥

यतः—चिंते दट्ठुमिच्छइ दीहं नीससइ तह जरे दाहे ।
भत्तअरोयण मुच्छा उम्माय न याणई मरणं ॥ ७८ ॥

कस्याश्चित् सार्थवाह्याश्च विदेशादागते प्रिये ।
मित्रैः स्नेहपरीक्षार्थं विपन्ने कथितेऽथ सा ॥ ७९ ॥

ઉપક્રમ એટલે શું ? આપણા પોતાથી ઉત્પન્ન થયેલા અધ્યવસાયો વગેરે, તથા બીજાઓએ પ્રેરેલા વિષ શસ્ત્ર વગેરે જે આયુષ્યનો નાશ કરનારા છે તે સર્વ 'ઉપક્રમ' કહેવાય. ૭૪.

કહ્યું છે કે અધ્યવસાય, નિમિત્ત, આહાર, વેદના, પરાઘાત, સ્પર્શ અને શ્વાસોશ્વાસ—એ સાત પ્રકારે આયુષ્ય નષ્ટ થાય છે. ૭૫.

અધ્યવસાય ત્રણ પ્રકારના કહ્યા છે: (૧) રાગથી થયેલો, (૨) સ્નેહથી થયેલો અને (૩) ભયથી થયેલો. અત્યન્ત સંકલ્પવિકલ્પયુકત રાગ વગેરે પણ મૃત્યુના કારણ બને છે, ૭૬.

દૃષ્ટાન્ત તરિકે:—એક યુવાન પુરૂષને વિષે 'રાગનેલીધે' આસકત થયેલી એક સ્રી મૃત્યુ પામે છે. કેમકે કામની દશ દશા ગણાવી છે એમાં છેલ્લી દશા મૃત્યુ છે. ૭૭.

(૧) ચિન્તવન થવું, (૨) સ્નેહના ભાજનને જોવા ઇચ્છવું, (૩) દીર્ઘનિઃશ્વાસ મૂકવો, (૪) જ્વર ચઢવો, (૫) દાહ થવો, (૬) ભોજનપર અરૂચિ થવી, (૭) મૂર્ચ્છા આવવી, (૮) ઉન્માદ થવો, (૯) ભાન જતું રહેવું, (૧૦) મૃત્યુ—આ દશ કામની દશા છે ૭૮.

કોઇ સાર્થવાહ પરદેશથી ઘેર આવતો હતો. એ અવસરે એના મિત્રોએ, એના ઘેર પહોંચ્યા પહેલાં એની સ્રીના પ્રેમની પરીક્ષા કરવા માટે તેણીને જઇને ખબર આપ્યા કે એનો સ્વામી મૃત્યુ પામ્યો છે. એ સાંભળતાં જ એ સ્રી પતિપ્રેમને લીધે મૃત્યુ પામી. સાર્થવાહે

सार्थवाही विपन्नैव सार्थवाहोऽपि तां मृताम् ।
श्रुत्वा तत्संगमायेव तूर्णं स्नेहाद्व्यपद्यत ॥ ८० ॥ युग्मम् ।
भयाद्यथा वासुदेवदर्शनात् सोमिलो द्विजः ।
हत्वा गजसुकुमारं नगरीमाविशन् मृतः ॥ ८१ ॥
निमित्ताद्विषशस्त्रादेराहाराद्बहुतोऽल्पतः ।
स्निग्धतश्चास्निग्धतश्च विकृतादहितावहात् ॥ ८२ ॥
शूलादेर्वेदनायाश्च गर्त्ताप्रपतनादिकात् ।
पराघातात्स्पर्शतश्च त्वग्विषादिसमुद्भवात् ॥ ८३ ॥
श्वासोच्छ्वासाच्च विकृतत्वेनात्यन्तं प्रसर्पतः ।
निरुद्धाद्वा म्रियेतांगी तस्मादेते उपक्रमाः ॥८४॥ विशेषकम् ॥
स्युः केषांचिद्यदप्येतेऽनुपक्रमायुषामपि ।
स्कंदकाचार्यशिष्याणामिव यंत्रनिपीलना ॥ ८५ ॥
तथापि कष्टदास्तेषां न त्वायुःक्षयहेतवः ।
सोपक्रमायुष इव भासन्ते तेऽपि तैर्मृताः ॥८६॥ युग्मम् ॥

---

પણ ઘેર આવી એવું જોઇ ' સ્નેહને લીધે ' પોતે જાણે એને મળવા જતો હોયની એમ પ્રાણ-ત્યાગ કર્યો. ૭૯–૮૦.

ગજસુકુમારનો ઘાત કરી નગરમાં આવતો સોમિલ બ્રાહ્મણ શ્રીકૃષ્ણને જોઇને, ' ભયને લીધે ' મૃત્યુ પામ્યો. ૮૧.

(એમ 'રાગ','સ્નેહ'ને 'ભય'થી મૃત્યુ પામેલાના અનુક્રમે એ ત્રણ દૃષ્ટાન્ત સમજવા ).

'નિમિત્ત'થી એટલે વિષપાનથી કે શસ્ત્રઘાતથી મૃત્યુ થાય છે; 'આહાર'થી એટલે અતિ અલ્પ, અતિ ઘણા, બહુ ભારે, છેક લુખા, વિકારી કે અહિતકારી ભોજનથી મૃત્યુ થાય છે; 'વેદના'થી એટલે શૂળિ વગેરેથી મૃત્યુ થાય છે; 'પરાઘાત'થી એટલે કોઇનું કંઈ અનિષ્ટ કર્યું હોય એના આઘાતથી મૃત્યુ થાય છે; 'સ્પર્શ'થી એટલે ત્વચા આદિને કોઈ આકરા વિષનો સ્પર્શ થવાથી મૃત્યુ થાય છે; 'શ્વાસોશ્વાસ'થી એટલે કોઇ એવા વ્યાધિને લઇને જોસબંધ શ્વાસોશ્વાસ ચાલવા લાગે એથી મૃત્યુ થાય છે, અથવા શ્વાસોશ્વાસ રોકવાથી પણ મૃત્યુ થાય છે:—આ સર્વ 'ઉપક્રમ' જાણવા. ૮૨–૮૪.

એ ઉપક્રમ કેટલાક અનુપક્રમી આયુષ્યવાળાને પણ જો કે લાગે છે, ( જેમકે સ્કંધકાચાર્યના શિષ્યોને યંત્રમાં પીલાવું પડયું હતું ) તો પણ એ (ઉપક્રમો) એમને ફક્ત કષ્ટ આ-

अथ प्रकृतम्– सोपक्रमायुषः केऽप्यनुपक्रमायुषः परे ।
इति स्युर्द्विविधा जीवास्तत्र सोपक्रमायुषः ॥ ८७ ॥
तृतीये नवमे सप्तविंशे भागे निजायुषः ।
बध्नन्ति परजन्मायुरन्त्ये वान्तर्मुहूर्तके ॥ ८८ ॥ युग्मम् ॥

यदाहुः श्यामाचार्याः । सियतिभागे सियतिभागतिभागे सियतिभागतिभागतिभागे इति ॥

केचित्तु सप्तविंशादप्यूर्ध्वं विकल्पयन्ति वै ।
त्रिभागकल्पनां यावदन्त्यमन्तर्मुहूर्तकम् ॥ ८९ ॥
असंख्यायुर्नृतिर्यंचश्चरमांगाश्च नारकाः ।
सुराः शलाकापुमांसोऽनुपक्रमायुषः स्मृताः ॥ ९० ॥

अपरे वर्णयन्ति । तीर्थकरौपपातिकानां नोपक्रमतो मृत्युः । शेषाणामुभयथा । इति तत्वार्थवृत्तौ ॥ कर्मप्रकृतिवृत्तावपि अद्धाजोगुक्कसं इति गाथाव्याख्यानेऽभोगभूमिजेषु तिर्यक्षु मनुष्येषु च त्रिपल्योपमस्थितिषूत्पन्नः पश्चादाशु सर्वाल्पजीवितमन्तर्मुहूर्त्तं विहाय शेषमायुः त्रिपल्योपमस्थितिकं अपवर्त्तयन्ति अन्तर्मूहूर्त्तोनम् इति ॥

---

પનારા જ હોય, નહિં કે આયુષ્યને અંત લાવનારા. તેથી સોપક્રમી આયુષ્યવાળાઓની પેઠે એઓ પણ એ ઉપક્રમોને લીધે મૃત્યુ પામ્યા છે એવો ભાસ થાય છે. ૮૫–૮૬.

હવે પાછી પ્રસ્તુત બાબતઃ—

કેટલાક જીવોનું આયુષ્ય 'સોપક્રમી', અને કેટલાકનું 'નિરૂપક્રમી' હોય. એમાં સોપક્રમી આયુષ્યવાળા પોતાના આયુષ્યના ત્રીજે, નવમે કે સત્યાવીશમે ભાગે અથવા છેવટને અન્તર્મુહૂર્તે પરભવનું આયુષ્ય બાંધે છે. [શ્યામાચાર્યજી પણ એમ જ કહે છે]. કેટલાક વળી સત્યાવીશથી પણ આગળ છેક છેલ્લા અન્તર્મુહૂર્ત સુધી એ ત્રિભાગની કલ્પના કરે છે. ૮૭–૮૯.

અસંખ્યાત આયુષ્યવાળા મનુષ્યો અને તિર્યંચો, ચરમશરીરવાળાઓ, નારકીના જીવો, દેવો તથા (ત્રેસઠ) 'શલાકાપુરૂષો' કહેવાય છે એઓ–સર્વ નિરૂપક્રમી આયુષ્યવાળા સમજવા. ૯૦.

કેટલાકોનો એવો મત છે કે તીર્થંકરોનું તથા દેવતાઓનું મૃત્યુ 'ઉપક્રમ' થી થતું

**सुरनैरयिकाऽसंख्यजीवितिर्यग्मनुष्यकाः ।**
**बध्नन्ति षण्मासशेषायुषोऽन्यभवजीवितम् ॥ ९१ ॥**

**मतान्तरेण उत्कर्षतः षण्मासावशेषे जघन्यतश्च अन्तर्मुहूर्त्तशेषे नारकाः परभवायुर्बध्नन्ति इति भगवतीसूत्रे ( शतक १४ उद्देश १ )॥**

**निजायुषस्तृतीयेंऽशे शेषेऽनुपक्रमायुषः ।**
**नियमादन्यजन्मायुर्निबध्नन्ति परे पुनः ॥ ९२ ॥**

**यावत्यायुष्यवशिष्टे परजन्मायुरर्ज्यते ।**
**कालस्तावानबाधाख्यस्ततः परमुदेति तत् ॥ ९३ ॥**

**इति भवस्थितिः ॥ ७ ॥**

---

નથી. તે શિવાયના બીજાઓનું મૃત્યુ ઉભય પ્રકારનું એટલે સોપક્રમી અને નિરૂપક્રમી હોય છે–એમ 'તત્ત્વાર્થવૃત્તિ' ના કર્ત્તા કહે છે. 'કર્મપ્રકૃતિ' ની વૃત્તિ–ટીકામાં વળી 'અદ્ધાજોગુક્કસ' એ ગાથાના વ્યાખ્યાનમાં કહ્યું છે કે 'અકર્મભૂમિ' માં થયેલા તિર્યંચો તથા મનુષ્યોને વિષે ત્રણ 'પલ્યોપમ' ના આયુષ્યવાળો જીવ, પાછળથી તુરત, અલ્પિષ્ટ અન્તર્મુહૂર્તના આયુષ્યને છોડીને, બાકીનું અન્તર્મુહૂર્તન્યૂન એવું ત્રણ 'પલ્યોપમ' ની સ્થિતિવાળું આયુષ્ય સંક્ષેપી શકે છે.

દેવતા, નારકીના જીવો તથા અસંખ્યાત આયુષ્યવાળા તિર્યંચો અને મનુષ્યો, જ્યારે છ માસ આયુ બાકી રહે ત્યારે આગામી ભવનું આયુ બાંધે છે. ૯૧.

બીજો મત એવો છે કે:—

ઉત્કૃષ્ટ છ માસ બાકી રહે ત્યારે, અને જઘન્ય અન્તર્મુહૂર્ત બાકી રહે ત્યારે, નારકીના જીવો, પરભવનું આયુષ્ય બાંધે છે–એમ ભગવતીસૂત્રના ચૌદમા 'શતક' ના પહેલા 'ઉદ્દેશ' માં કહ્યું છે.

વળી બાકીના નિરૂપક્રમી આયુષ્યવાળાઓ પોતાના આયુષ્યનો ત્રીજો ભાગ શેષ રહે ત્યારે નિશ્ચયે પરભવાયુ બાંધે છે. ૯૨.

જેટલું આયુષ્ય બાકી રહ્યે પરભવાયુષ્ય બાંધવામાં આવે તેટલા કાળને 'અબાધકાળ' કહે છે; અને ત્યારપછી તે 'ઉદય' માં આવે છે. ૯૩.

આ પ્રમાણે સાતમા દ્વાર—'ભવસ્થિતિ'—નું સ્વરૂપ કહ્યું.

कायस्थितिस्तु पृथिवीकायिकादिशरीरिणाम् ।
तत्रैव कायेऽवस्थानं विपद्योत्पद्य चासकृत् ॥ ९४ ॥

इति कायस्थितिस्वरूपम् ॥ ८ ॥

औदारिकं वैक्रियं च देहमाहारकं तथा ।
तैजसं कार्मणं चेति देहाः पंचोदिता जिनैः ॥ ९५ ॥
उदारैः पुद्गलैर्जातं जिनदेहाद्यपेक्षया ।
उदारं सर्वतस्तुंगमिति चौदारिकं भवेत् ॥ ९६ ॥
क्रिया विशिष्टा नाना वा विक्रिया तत्रसंभवम् ।
स्वाभाविकं लब्धिजं च द्विविधं वैक्रियं भवेत् ॥ ९७ ॥
यत्तदेकमनेकं वा दीर्घं ह्रस्वं महल्लघु ।
भवेत् दृश्यमदृश्यं वा भूचरं वापि खेचरम् ॥ ९८ ॥
आकाशस्फटिकस्वच्छं श्रुतकेवलिना कृतम् ।
अनुत्तरामरेभ्योऽपि कान्तमाहारकं भवेत् ॥ ९९ ॥

પૃથ્વીકાય આદિ જીવો, મૃત્યુ પામીને તથા પુનઃ ઉત્પન્ન થઇને, એક સાથે જ એ જ 'કાય' માં રહે—એ 'કાયસ્થિતિ' કહેવાય. ૯૪.

એટલું **આઠમા દ્વાર** 'કાયસ્થિતિ' વિષે.

હવે **નવમા દ્વાર**—'દેહ' અથવા 'શરીર' વિષે :—

જિનેશ્વરોએ પાંચ પ્રકારના શરીર કહ્યાં છે : (૧) ઔદારિક, (૨) વૈક્રિય, (૩) આહારક, (૪) તૈજસ અને (૫) કાર્મણ. ૯૫.

જિનેશ્વરના શરીર આદિની અપેક્ષાએ મનહર પુદ્‌ગલનું બનેલું સર્વોત્તમ શરીર 'ઔદારિક' શરીર કહેવાય (૧). ૯૬.

નાનાવિધ વિશિષ્ટ ક્રિયા એનું નામ વિક્રિયા—એથી થયેલું તે વૈક્રિય. (૨). આના બે પ્રકાર છે. સ્વભાવિક અને 'લબ્ધિ' થી થયેલું. આ વૈક્રિય શરીર એકનાં અનેક થઇ શકે, હ્રસ્વદીર્ઘ થઇ શકે, ન્હાનાં મ્હોટાં થઇ શકે, દૃશ્ય અદૃશ્ય થઈ શકે, તેમ ભૂમિપરથી આકાશમાં કે આકાશમાંથી ભૂમિપર સંચાર કરી શકે. ૯૭–૯૮.

ત્રીજું આહારક શરીર:—આકાશ અને સ્ફટિકરત્નના સમાન સ્વચ્છ—નિર્મળ તથા અનુત્તર વિમાનના દેવોથી પણ અધિક કાન્તિવાળું શ્રુતકેવળીકૃત શરીર 'આહારક' કહેવાય. (૩).

श्रुतावगाहात्तामर्षौषध्याद्यृद्धिः करोत्यदः ।
मनोज्ञानी चारणो वोत्पन्नाहारकलब्धिकः ॥ १०० ॥
तैजसं चोष्णतालिंगं तेजोलेश्यादिसाधनम् ।
कार्मणानुगमाहारपरिपाकसमर्थकम् ॥ १०१ ॥
अस्मात्तपोविशेषोत्थलब्धियुक्तस्य भूस्पृशः ।
तेजोलेश्यानिर्गमः स्यादुत्पन्ने हि प्रयोजने ॥ १०२ ॥

तथोक्तं जीवाभिगमवृत्तौ—

सव्वस्स उन्हसिद्धं रसाइआहारपागजणगं च ।
तेअगलद्धिनिमित्तं च तेअगं होइ नायव्वम् ॥ १०३ ॥
अस्मादेव भवत्येवं शीतलेश्याविनिर्गमः ।
स्यातां च रोषतोषाभ्यां निग्रहानुग्रहावितः ॥ १०४ ॥

तथोक्तं तत्त्वार्थवृत्तौ—

यदा उत्तरगुणप्रत्यया लब्धिः उत्पन्ना भवति तदा परं प्रति दाहाय विसृजति रोषविषाध्मातो गोशालादिवत् । प्रसन्नस्तु शीततेजसा अनुगृह्णाते इति ॥

---

શાસ્ત્રોના અભ્યાસથી આમર્ષૌષધિઆદિની ઋદ્ધિ પ્રાપ્ત થવાથી, અથવા આહારક લબ્ધિ પ્રાપ્ત થવાથી, મનઃપર્યવજ્ઞાની અથવા ચારણમુનિ એવું આહારક શરીર કરી શકે છે. ૯૯-૧૦૦

ચોથું 'તેજસ' શરીર : 'તેજસ' એટલે ઉષ્ણતાવાળું-ઉષ્ણ. એ, તેજોલેશ્યા આદિને સાધનારૂં છે અને 'કાર્મણ' શરીરના અનુગામી આહારને પચાવવામાં સમર્થ છે. જે પ્રાણીને કોઈ વિશિષ્ટ તપશ્ચર્યાથી લબ્ધિ પ્રાપ્ત થઈ હોય એને, કાર્ય પડયે, એના તેજસ શરીરમાંથી તેજોલેશ્યા નીકળીને એનું એવા પ્રકારનું કાર્ય સાધી આપે છે. ૧૦૧-૧૦૨.

'જીવાભિગમસૂત્ર'ની વૃત્તિ-ટીકામાં કહ્યું છે કે-ઉષ્ણતાથી સિદ્ધથયેલું, રસાદિક આહારને પચાવનારૂં અને તેજોલેશ્યાની લબ્ધિના નિમિત્તરૂપ આ 'તેજસશરીર' સર્વને છે એમ સમજવું. ૧૦૩.

વળી એવી રીતે તેજસ શરીરમાંથી શીતલેશ્યા પણ નીકળે છે. એ શીતલેશ્યાને લીધે પ્રાણી, તુષ્ટમાન થયો હોય તો, અનુગ્રહ કરી શકે છે; જ્યારે ઉપર કહી એ તેજોલેશ્યાવડે, રોષે ભરાયલો પ્રાણી નિગ્રહ કરી શકે છે. ૧૦૪.

क्षीरनीरवदन्योऽन्यं श्लिष्टा जीवप्रदेशकैः ।
कर्मप्रदेशा येऽनन्ताः कार्मणं स्यात्तदात्मकम् ॥ १०५ ॥

सर्वेषामपि देहानां हेतुभूतमिदं भवेत् ।
भवान्तरगतौ जीवसहायं च सतैजसम् ॥ १०६ ॥

नन्वेताभ्यां शरीराभ्यां सहात्मायाति याति चेत् ।
प्रविशन्निरयन्वापि कुतोऽसौ तर्हि नेक्ष्यते ॥ १०७ ॥

अत्रोच्यते—न चक्षुर्गोचरः सूक्ष्मतया तैजसकार्मणे ।
ततो नोत्पद्यमानोऽपि म्रियमाणोऽप्यसौ स्फुटः ॥ १०८ ॥

परैरप्युक्तम्—अन्तराभवदेहोऽपि सूक्ष्मत्वान्नोपलभ्यते ।
निष्क्रामन्प्रविशन्वापि नाऽभावोऽनीक्षणादपि ॥ १०९ ॥

स्वरूपमेवं पंचानां देहानां प्रतिपादितम् ।
कारणादिकृतांस्तेषां विशेषान् दर्शयाम्यथ ॥ ११० ॥

---

'तत्त्वार्थवृत्ति' માં કહ્યું છે કે—

જ્યારે ઉત્તરગુણની પ્રતીતિવાળી લબ્ધિ ઉત્પન્ન થાય છે ત્યારે રોષરૂપી વિષથી ધમધમાયમાન થયેલો માણસ 'ગોશાળા'ની જેમ શત્રુને બાળી નાખવાને માટે તેજોલેશ્યા મૂકે છે અથવા તો પ્રસન્ન-તુષ્ટમાન થયો હોય તો શીતલેશ્યા-શીતળતેજ-થી અનુગ્રહ કરે છે.

હવે પાંચમું અને છેલ્લું 'કાર્મણ' શરીરઃ જીવપ્રદેશોની સાથે ક્ષીરનીરની પેઠે પરસ્પર ભળી ગયેલા કર્મપ્રદેશોરૂપ 'કાર્મણ શરીર' હોય. આ કાર્મણ શરીર સર્વ શરીરોનું હેતુભૂત છે; અને તેજસ તથા કાર્મણ-બેઉ સાથે મળીને, જીવને ભવાન્તરમાં જવા માટે સહાયકર્તા થઈ પડે છે. ૧૦૫-૧૦૬.

અહિં એવી શંકા ઉપસ્થિત થાય કે—જ્યારે આત્મા આ બેઉ શરીર સહિત આવ-જા કરે છે ત્યારે આવતો-પ્રવેશ કરતો અને જતો-નીકળતો કેમ દેખાતો નથી? એ શંકાનું નિવારણ આમ કરવું:—આત્મા સૂક્ષ્મ છે તેથી દૃષ્ટિગોચર થાય નહિં, તેથી એ ઉત્પન્ન થતો કે મૃત્યુ પામતો ( આવતો જતો ) પણ સ્ફુટ દેખાય નહિં. ૧૦૭-૧૦૮

અન્ય દર્શનમાં પણ કહ્યું છે કે—અંતરંગ આત્મશરીર સૂક્ષ્મ હોવાથી નીકળતું કે પ્રવેશ કરતું જણાતું નથી. પણ એ પરથી 'એની હયાતિ નથી' એમ ન જાણવું. ૧૦૯.

આ પ્રમાણે પાંચે પ્રકારના શરીરનું સ્વરૂપ સમજાવ્યું.

હવે એ શરીરો સંબંધી કારણ આદિ કૃત 'વિશેષ' ( તફાવત ) કહું છું:—૧૧૦

संजातं पुद्गलैः स्थूलैर्देहमौदारिकं भवेत् ।
सूक्ष्मपुद्गलजातानि ततोऽन्यानि यथोत्तरम् ॥ १११ ॥

इति कारणकृतो विशेषः ॥

यथोत्तरं प्रदेशैः स्युरसंख्येयगुणानि च ।
आतृतीयं ततोऽनन्तगुणे तैजसकार्मणे ॥ ११२ ॥

इति प्रदेशसंख्याकृतो विशेषः ॥

आद्यं तिर्यग्मनुष्याणां देवनारकयोः परम् ।
केषांचिल्लब्धिमद्वायुसंज्ञितिर्यग्नृणामपि ॥ ११३ ॥

आहारकं सलब्धीनां स्याच्चतुदर्शपूर्विणाम् ।
सर्वसंसारिजीवानां ध्रुवे तैजसकार्मणे ॥ ११४ ॥

तत्वार्थभाष्ये तु उक्तम्—

एके तु आचार्याः नयवादापेक्षं व्याचक्षते कार्मणमेवैकमनादिसम्बन्धम् । तेनैवेकेन जीवस्य अनादिः सम्बन्धः भवति इति । तैजसं तु लब्ध्यपेक्षं भवति । सा च तैजसलब्धिः न सर्वस्य भवति कस्यचिदेव भवति ॥ एतट्टीकालेशः अपि—एवं एकीयमतेन प्रत्याख्यातमेव तैजसं शरीरं अनादिसम्बन्धतया सर्वस्य च इति । या पुनः अभ्यवहृताहारं प्रति पाचकशक्तिः विनाऽपि लब्ध्या सा तु कार्मणस्यैव भविष्यति कर्मोष्णत्वात् । कार्मणं हि इदं शरीरं अनेकशक्ति-

ઔદારિક શરીર સ્થૂળ પુદ્ગલોનું બનેલું હોય, એની પછીના બીજા ઉત્તરોત્તર સૂક્ષ્મ પુદ્ગલોનાં બનેલાં હોય. ( એ કારણકૃત વિશેષ–તફાવત ) ૧૧૧

પહેલા શરીરથી લઇને ત્રીજા શરીર સુધીના ઉત્તરોત્તર અસંખ્યપ્રદેશવાળા હોય, અને ચોથું અને પાંચમું એથી અનન્તગણુ પ્રદેશવાળા હોય. ( એ પ્રદેશસંખ્યાકૃત વિશેષ–તફાવત ) ૧૧૨.

પહેલું એટલે 'ઔદારિક' શરીર તિર્યંચોને અને મનુષ્યોને હોય. બીજું એટલે 'વૈક્રિય' શરીર દેવોને અને નારકીના જીવોને, કેટલાક લબ્ધિવાનોને, વાયુને, સંજ્ઞિ તિર્યંચોને અને મનુષ્યોને પણ હોય. ત્રીજું—' આહારક ' શરીર લબ્ધિવંત ' ચૌદ પૂર્વ ' ધારીઓને હોય; અને ચોથું પાંચમું સર્વ સંસારીઓને હોય. ૧૧૩–૧૧૪.

गर्भत्वात् अ-करोति विश्वकर्म ः । तदेव हि तथासमासादितपारे· णतिः व्यपदिश्यते यदि तैजस रीरतया ततो न कश्चिद्दोष इति ॥ अत्र भूयान् विस्तरोऽस्ति । स तु तत्त्वार्थवृत्तेः अवसेयः ॥

गपच्चैकजीवस्य द्वयं त्रयं चतुष्टयम् ।
स्याद्देहानां न तु पंच नाप्येकं भववर्तिनः ॥ ११५ ॥

वैक्रियस्याहारकस्याऽसत्त्वादेकस्य चैकदा ।
न पंच स्युः सदा सत्त्वादन्त्ययोर्नैकमप्यदः ॥ ११६ ॥

स्यादेकमपि वोक्तमतान्तरव्यपेक्षया ।
भवान्तरं गच्छतस्तन्मते स्यात्कार्मणं परम् ॥ ११७ ॥

इति स्वामिकृतो विशेषः ॥

आद्यस्य तिर्यगुत्कृष्टा गतिरारुचकाचलात् ।
जंघाचारणनिर्ग्रंथानाश्रित्य कलयन्तु ताम् ॥ ११८ ॥

તત્ત્વાર્થભાષ્યમાં તો એમ કહ્યું છે કે—

કેટલાક આચાર્યો ‘ નયવાદ ’ ની અપેક્ષાએ એમ કહે છે કે “ એક ‘ કાર્મણ ’ શરીરનેજ ( જીવસાથે ) અનાદિ સંબંધ છે, ‘ તેજસ ’ શરીર તો લબ્ધિને અપેક્ષીને થાય છે. એ લબ્ધિ કંઈ સૌ કોઇને હોતી નથી. ” આ ટીકાનો ભાવાર્થ આ પ્રમાણે—કેટલાકને મતે તેજસ શરીરને ને જીવને અનાદિ સંબંધ નથી. લબ્ધિ વિના પણ આહારને પાચન કરવાની જે શક્તિ દેખાય છે તે કાર્મણ શરીરને લઇને જ છે; કેમકે શરીર કર્મોને લીધે ઉષ્ણ છે. વળી કાર્મણ શરીરમાં અનેક શક્તિઓ છે તેથી એ વિશ્વકર્માનું અનુકરણ કરે છે. અને એવી રીતે પરિણતિ પ્રાપ્ત કરી હોવાને લીધે જો કાર્મણ શરીરને તેજસ શરીર કહેવામાં આવે તો કંઇ દૂષણ નથી. ( અહિં ટીકામાં ઘણો વિસ્તાર છે તે ‘ તત્ત્વાર્થ ’ ની વૃત્તિ–ટીકા–માં જોઈ લેવો. )

એક સંસારી જીવને એકસાથે બે, ત્રણ અથવા ચાર ‘ શરીર ’ હોય; પાંચ ન હોય, તેમ એક ન હોય. કેમકે ‘ વૈક્રિય ’ અને ‘ આહારક ’ બેઉ એકસાથે એક જીવને ન હોય તેથી પાંચેપાંચ શરીરો ન હોય; તેમ ‘ તેજસ ’ તથા ‘ કાર્મણ ’ બન્ને હંમેશાં હોવાથી એક ( શરીર ) પણ ન હોય. પણ પૂર્વે જે મન્તાતર કહ્યો એની અપેક્ષાએ એક (તે એકલું ‘કાર્મણ’) હોય કેમકે ભવાન્તરમાં જતા જીવને ‘ તેજસ ’ તથા ‘ કાર્મણ ’ બેઉ ન હોતાં એક ફક્ત કાર્મણ હોય. ( આ પ્રમાણે સ્વામિકૃત વિશેષ છે ). ૧૧૫–૧૧૭.

પહેલા–ઔદારિક શરીરની ઉત્કૃષ્ટ ‘તીર્છી’ ગતિ છેક ‘રૂચક’ પર્વત સુધી હોય; અને એ

आनन्दीश्वरमाश्रित्य विद्याचारणखेचरा- ।
ऊर्ध्वं चापंडकवनं तत्रयापेक्षया भवेत् ॥ ११९ ॥

विषयो वैक्रियांगस्याऽसंख्येया द्वीपवार्धयः ।
महाविदेहा विषयो ज्ञेय आहारकस्य च ॥ १२० ॥

लोकः सर्वोऽपि विषयस्तुर्यपंचमयोर्भवेत् ।
भवाद्भवान्तरं येन गच्छतामनुगे इमे ॥ १२१ ॥

इति विषयकृतो भेदः ॥

धर्माधर्मार्जनं सौख्यदुःखानुभव एव च ।
केवलज्ञानमुक्त्यादिप्राप्तिश्चाद्यप्रयोजनम् ॥ १२२ ॥

एकानेकत्वसूक्ष्मत्वस्थूलत्वादि नभोगतिः ।
संघसाहाय्यमित्यादि वैक्रियस्य प्रयोजनम् ॥ १२३ ॥

सूक्ष्मार्थसंशयच्छेदे जिनेन्द्रर्द्धिविलोकनम् ।
ज्ञेयमाहारकस्यापि प्रयोजनमनेकधा ॥ १२४ ॥

यदाहुः— तित्थयररिद्धिसंदंसणत्थसुहुमपयत्थावगाहेउं वा ।
संसयवोच्छेअत्थं गमणं जिणपायमूलंमि ॥ १२५ ॥

'જંઘાચારણ' મુનિઓને હોય. વિદ્યાચારણ તથા વિદ્યાધરોની એ ગતિ છેક 'નંદીશ્વર' દ્વીપ સુધી હોય, સીધી 'ઉર્ધ્વ' ગતિ તો ત્રણેની 'પંડક' વન સુધી હોય. ૧૧૮-૧૧૯.

'વૈક્રિય' શરીરવાળાની ગતિ અસંખ્યાત દ્વીપ સમુદ્રો સુધી જાણવી. 'આહારક'ની 'મહાવિદેહ' ક્ષેત્રો સુધી. ચોથા અને પાંચમા-'તેજસ' અને 'કાર્મણ' શરીરવાળાની ગતિ સર્વ લોકમાં હોય; કેમકે એક ભવમાંથી બીજા ભવમાં જતા સર્વ પ્રાણીઓને એ બેઉ 'શરીરો' હોય છે. ( આ પ્રમાણે વિષયકૃત વિશેષ-ભેદ છે ). ૧૨૦-૧૨૧.

પહેલા—'ઔદારિક' શરીરનું પ્રયોજન ધર્માધર્મોપાર્જન, સુખદુઃખાનુભવ, કેવળજ્ઞાન-પ્રાપ્તિ, મોક્ષપ્રાપ્તિ—એ છે. 'વૈક્રિય' શરીરનું પ્રયોજન એકત્વ, અનેકત્વ, સૂક્ષ્મત્વ, સ્થૂલત્વ આદિ, આકાશગમન અને સંઘને સહાય ઇત્યાદિ છે. 'આહારક' શરીરનું પ્રયોજન સૂક્ષ્માર્થ શંકાઓનું નિવારણ, જિનેન્દ્રઋદ્ધિદર્શન, ઇત્યાદિ છે. ૧૨૨-૧૨૪.

શાસ્ત્રના વચનો છે કે તીર્થંકરપ્રભુની સમૃદ્ધિ અવલોકવા માટે, સૂક્ષ્મપદોના અર્થના બોધને માટે અને સંશયના ઉચ્છેદને માટે જિનેશ્વરપ્રભુના ચરણ પાસે ગમન કરવું. ૧૨૫.

शापानुग्रहयोः शक्तिर्भुक्तिपाकः प्रयोजनम् ।
तैजसस्य कार्मणस्य पुनरन्यभवे गतिः ॥ १२६ ॥

इति प्रयोजनकृतो विशेषः ॥

उत्कर्षतः सातिरेकसहस्रयोजनप्रमम् ।
औदारिकं वैक्रियं साधिकैकलक्षयोजनम् ॥ १२७ ॥

आहारकं हस्तमानं लोकाकाशमिते उभे ।
समुद्घाते केवलिनः स्यातां तैजसकार्मणे ॥ १२८ ॥

अवगाढं प्रदेशेषु स्वल्पेष्वाहारकं किल ।
ततः संख्यगुणांशस्थमुत्कृष्टौदारिकं स्मृतम् ॥ १२९ ॥

ततोऽपि संख्यगुणितदेशस्थं गुरु वैक्रियम् ।
समुद्घातेऽर्हतोऽन्त्ये द्वे सर्वलोकावगाहके ॥ १३० ॥

दीर्घे मृत्युसमुद्घाते तूत्पत्तिस्थानकावधि ।
अन्यदा तु यथास्थानं स्वस्वदेहावगाहिनी ॥ १३१ ॥

मरणान्तसमुद्घातं गतानां देहिनां भवेत् ।
यावत्येकेन्द्रियादीनां तैजसस्यावगाहना ॥ १३२ ॥

' તૈજસ ' શરીરનું પ્રયોજન ' શાપ ' અને ' અનુગ્રહ ' ની શક્તિ, તથા ભોજન કર્યું હોય એને પચાવવાની શક્તિ પ્રાપ્ત કરવી એ છે. ' કાર્મણ ' શરીરનું પ્રયોજન અન્ય ભવમાં ગમન કરવા માટે છે. ( એ પ્રમાણે પ્રયોજનકૃત ' વિશેષ ' છે. ) ૧૨૬.

' ઔદારિક ' શરીરનું ઉત્કૃષ્ટ પ્રમાણ એક સહસ્ર યોજનથી કંઇક અધિક છે; ' વૈક્રિય ' નું એકલક્ષ યોજનથી સહેજ વધારે છે. ' આહારક ' નું એક હાથનું પ્રમાણ છે. ' તૈજસ ' તથા ' કાર્મણ ' શરીરો કેવળીપ્રભુના સમુદ્ઘાત વખતે ' લોકાકાશ ' જેવડાં હોય છે. ૧૨૭–૧૨૮.

' આહારક ' શરીર સર્વથી અલ્પ પ્રદેશોમાં અવગાહેલું હોય છે. 'ઔદારિક' ઉત્કૃષ્ટ એથી સંખ્યાતગણા પ્રદેશોમાં અવગાહેલું હોય છે. ૧૨૯.

તેથી પણ ઉત્કૃષ્ટ સંખ્યાતગણા પ્રદેશોમાં ' વૈક્રિય ' શરીર અવગાહેલું હોય છે; અને અર્હત્પ્રભુના સમુદ્ઘાત વખતે તો છેલ્લાં બેઉ શરીરો સર્વ લોકને અવગાહેલા હોય છે. ૧૩૦.

મૃત્યુસમુદ્ઘાત વખતે તો બેઉ શરીરો છેક ઉત્પત્તિસ્થાન સુધી લાંબા હોય છે, અન્યદા

अब्रवीमि तां जिनप्रोक्तस्वरूपां सोपपत्तिकम् ।
भाव्यैवं कार्मणस्यापि सोभयोः साहचर्यतः ॥१३३॥ युग्मम् ॥

स्वस्वदेहमिता व्यासस्थौल्याभ्यां सर्वदेहिनाम् ।
मरणान्तसमुद्घाते स्यात्तैजसावगाहना ॥ १३४ ॥

आयामतो विशिष्येत तत्रैकेन्द्रियदेहिनाम् ।
अंगुलासंख्येयभागप्रमाणा सा जघन्यतः ॥ १३५ ॥

उत्कर्षतश्च लोकान्ताल्लोकान्तं यावदाहिता ।
एकेन्द्रियाणां जीवानामेवमुत्पत्तिसंभवात् ॥ १३६ ॥ युग्मम् ॥

सामान्यतोऽपि जीवानां विभाव्यैतदपेक्षया ।
लोकान्तावधि लोकान्तात्तैजसस्यावगाहना ॥ १३७ ॥

अंगुलासंख्यभागेन प्रमिताथ जघन्यतः ।
निर्दिष्टा विकलाक्षाणां तैजसस्यावगाहना ॥ १३८ ॥

तिर्यग्लोकाच्च लोकान्तावधि तेषां गरीयसी ।
संभवो विकलाक्षाणां यत्तिर्यग्लोक एव हि ॥ १३९ ॥

---

યથાસ્થાને પોતપોતાનાં શરીર જેવડાં હોય છે. વળી મરણાન્તસમયે, સમુદ્ઘાતને પ્રાપ્ત થયેલા એકેન્દ્રિયાદિ પ્રાણીઓના તેજસ શરીરની જેવડી અવગાહના હોય છે—તેવડી જ 'કાર્મણ' શરીરની પણ હોય છે. કેમકે જિનવચન પ્રમાણે એ બેઉ શરીરો સહચારી છે. ૧૩૧–૧૩૩.

મરણાંત સમુદ્ઘાત વખતે સર્વ પ્રાણીઓની તેજસ શરીરની અવગાહના પોતપોતાના શરીરની જાડાઇ પહોળાઇ પ્રમાણે હોય છે. ૧૩૪.

એમાં, એકેન્દ્રિય પ્રાણીઓની અવગાહનાની લંબાઇમાં ફેર છે. કેમકે તે જઘન્યપણે અંગુલના અસંખ્યાત ભાગ જેવડી છે, અને ઉત્કૃષ્ટપણે 'લોક' ના એક છેડાથી બીજા છેડા સુધી છે. કેમકે એકેન્દ્રિય જીવોનો એવાજ પ્રકારનો ઉત્પત્તિસંભવ છે. ૧૩૫–૧૩૬.

વળી આ અપેક્ષાને લઇને સામાન્યપણે પણ જીવોની તેજસ શરીરની અવગાહના 'લોક' ના એક છેડાથી બીજા છેડા સુધી છે. ૧૩૭

વિકલેન્દ્રિય જીવોના તેજસ શરીરની અવગાહના જઘન્યપણે અંગુલના અસંખ્ય ભાગ જેટલી કહેલી છે, અને ઉત્કૃષ્ટપણે તિર્યંચલોકથી લોકાંત સુધીની છે. કેમકે વિકલેન્દ્રિયોનો સંભવ ફક્ત તિર્યગ્લોકમાં જ છે. ૧૩૮–૧૩૯

अधोलोकेऽप्यधोलोकग्रामेषु दीर्घिकादिषु ।
ऊर्ध्वं च पांडकवनवर्त्तिवापीह्रदादिषु ॥ १४० ॥

सम्भवो विकलाक्षाणां यद्यप्यस्ति तथापि हि ।
सूत्रे स्वस्थानमाश्रित्य तिर्यग्लोको निरूपितः ॥१४१॥ युग्मम् ॥

तत उक्तातिरिक्तापि विकलानां भवत्यसौ ।
अधोग्रामात्पांडकाच्च लोकाग्रान्ता गरीयसी ॥ १४२ ॥

सातिरेकं योजनानां सहस्रं स्याज्जघन्यतः ।
नारकाणां तैजसावगाहना साथ भाव्यते ॥ १४३ ॥

सन्ति पातालकलशाश्चत्वारोऽब्धौ चतुर्दिशम् ।
अधो लक्षं योजनानामवगाढा इह क्षितौ ॥ १४४ ॥

सहस्रयोजनस्थूलकुड्यास्तेषां च निश्चिते ।
अधस्तने तृतीयांशे वायुर्वर्वर्त्ति केवलम् ॥ १४५ ॥

मध्यमे च तृतीयांशे मिश्रितौ सलिलानिलौ ।
तथोपरितने भागे तृतीये केवलं जलम् ॥ १४६ ॥

---

જો કે અધોલોકમાં પણ અધોલોકગ્રામોની વાવડીઓને વિષે, તથા ઊર્ધ્વલોકમાં પાંડકવન-મધ્યે આવેલી વાવો તથા દ્રહ વગેરેમાં વિકલેન્દ્રિયોનો સંભવ છે તોપણ સૂત્રમાં સ્વસ્થાનને આશ્રીને તિર્યગ્લોક કહ્યો છે. ૧૪૦–૧૪૧.

તેથી, એ કહી એથી અધિક પણ અવગાહના વિકલેન્દ્રિયોની હોય છે. એટલે કે ઉત્કૃષ્ટ, અધોગ્રામ અને પાંડકવનથી તે લોકાગ્રના અંત સુધીની હોય છે. ૧૪૨.

નારકીના જીવોની જઘન્ય તેજસ અવગાહના એક સહસ્ર યોજનથી કંઇક વધારે હોય. ૧૪૩

એ વિષે નીચે મુજબ:—

સમુદ્રની અંદર ચોદિશ ચાર પાતાળકળશ છે. એ કળશ પૃથ્વીની અંદર એક લાખ યોજન અવગાહીને રહેલા છે. એક હજાર યોજન જાડાં તળીયાંને લીધે નિશ્ચળ રહેલા એ કળશોમાં એકદમ નીચલા ત્રીજાભાગમાં ફક્ત વાયુ જ છે, વચલા ત્રીજા ભાગમાં જળ અને વાયુ મિશ્ર રહેલા છે અને છેક ઉપલા ત્રીજા ભાગમાં ફક્ત જળ જ રહેલું છે. ૧૪૪–૧૪૬

ततश्च—सीमन्तकादिनरकवर्ती कश्चन नारकः ।
पातालकलशासन्नो मरणान्तसमुद्धतः ॥ १४७ ॥
कुडयं पातालकुम्भानां विभिद्योत्पद्यते यतः ।
मत्स्यत्वेन तृतीयांशे मध्यमे चरमेऽपि वा ॥ १४८ ॥ युग्मम् ॥
तस्मादर्वाक् तु नैवास्ति तिर्यग्मनुजसम्भवः ।
उत्पत्तिर्नारकाणां च न तिर्यग्मनुजौ विना ॥ १४९ ॥
उत्कर्षतस्त्वधो यावत्सप्तमीं नरकावनीम् ।
नारकाणामेतदन्तं स्वस्थानस्थितिसम्भवात् ॥ १५० ॥
तिर्यक् स्वयम्भूरमणसमुद्रावधि सा भवेत् ।
नारकाणां तत्र मत्स्यादित्वेनोत्पत्तिसम्भवात् ॥ १५१ ॥
ऊर्ध्वं च पंडकवनस्थायितोयाश्रयावधि ।
अत ऊर्ध्वं तु कुत्रापि नृतिर्यक्सम्भवोऽस्ति न ॥ १५२ ॥
पंचेन्द्रियतिरश्चां च जघन्या परमापि च ।
विकलेन्द्रियवत् ज्ञेया तैजसस्यावगाहना ॥ १५३ ॥

---

તેથી, સીમંતક આદિ નરકમાં રહેલો કોઇ પણ નારકી એક પાતાળકળશની નજીકમાં મરણાંત સમુદ્ઘાત કરે તો એ પાતાળકળશના તળીઆને ભેદીને ( એ નારકીનો જીવ ) કળશના વચલા અથવા છેક ઉપરના ભાગમાં મત્સ્ય ( ઉત્પન્ન ) થાય. કેમકે એથી આગળ તિર્યંચ કે મનુષ્યનો સંભવ જ નથી અને નારકીઓની ઉત્પત્તિ તિર્યંચ અથવા મનુષ્ય શિવાયની છે નહિં. ૧૪૭-૧૪૯.

હવે નારકીના જીવોની ' ઉત્કૃષ્ટ ' તેજસ અવગાહના વિષે.

એ અવગાહના ' નીચે ' છેક સાતમી નરક સુધી હોય કેમકે એઓનો ' પોતાના સ્થાનોને વિષે ' રહેવાનો સંભવ છે અને એ સ્થાનોનો ત્યાંજ છેડો આવે છે; ' તીર્છી ' છેક સ્વયંભૂરમણ સમુદ્ર સુધી હોય કેમકે ત્યાં તેઓનો મત્સ્યાદિકપણે ઉત્પન્ન થવાનો સંભવ છે; અને ' ઉંચે ' છેક પાંડકવનના જળાશયો સુધી હોય કેમકે એથી ઉપર તિર્યંચ કે મનુષ્યની હયાતિનો ક્યાંય સંભવ નથી. ૧૫૦-૧૫૨

પંચેન્દ્રિય તિર્યંચોના તેજસ શરીરની અવગાહના જઘન્યપણે અને ઉત્કૃષ્ટપણે પણ વિકલેન્દ્રિય સમાન જાણવી.

अंगुलासंख्येयभागमात्रा नृणां जघन्यतः ।
उत्कर्षतश्च नृक्षेत्राल्लोकान्तावधि कीर्तिता ॥ १५४ ॥

भवनव्यन्तरज्योतिष्काद्यद्विसर्गनाकिनाम् ।
अंगुलासंख्येयभागमाना ज्ञेया जघन्यतः ॥ १५५ ॥

ममत्वाभिनिविष्टानां स्वरत्नाभरणादिषु ।
पृथिव्यादितया तेषां तत्रैवोत्पत्तिसम्भवात् ॥१५६॥ युग्मम् ॥

उत्कर्षतस्त्वधः शैलानरकद्मातलावधि ।
गतानां तत्र केषांचित्तेषां मरणसम्भवात् ॥ १५७ ॥

तिर्यकु स्वयंभूरमणापरान्तवेदिकावधि ।
ऊर्ध्वं तथेषत्प्राग्भारापृथिव्यूर्ध्वतलावधि ॥ १५८ ॥

एतावन्तं पृथिवीकायत्वेन समुद्भवात् ।
ततः परं च पृथिवीकायादीनामसम्भवात् ॥ १५९ ॥

सनत्कुमारकल्पादिदेवानां स्याज्जघन्यतः ।
अंगुलासंख्येयभागमाना सैवं विभाव्यते ॥ १६० ॥

મનુષ્યોના તૈજસ શરીરની અવગાહના જઘન્યપણે અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી અને ઉત્કૃષ્ટપણે છેક મનુષ્યક્ષેત્રથી લોકાંત સુધીની જાણવી. ૧૫૩-૧૫૪.

ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને પહેલા બે દેવલોકના દેવોની તૈજસ અવગાહના જઘન્યપણે અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી જાણવી; કેમકે એમનાં રત્નાભરણો વગેરેમાં મારાપણું સમજતા દેવોનો એઓમાં જ પૃથ્વીકાયાદિકપણે ઉપજવાનો સંભવ છે. વળી એ ઉત્કૃષ્ટપણે 'નીચે' છેક 'શૈલા' નરકના તળીયાં સુધીની જાણવી; કેમકે ત્યાં ગયેલા—એઓ-માંના કેટલાકનું ત્યાં મરણ નીપજવાનો સંભવ રહે છે. 'તીર્છી' છેક 'સ્વયંભૂરમણ' સમુદ્રની અન્તિમ છેડાની વેદિકા સુધી જાણવી; અને ઊર્ધ્વ છેક સિદ્ધશિલાની પૃથ્વીના ઉર્ધ્વ તળીઆ સુધી જાણવી; કેમકે તેટલે સુધી એઓ પૃથ્વીકાયપણે ઉપજે છે, ત્યાંથી આઘે પૃથ્વીકાયાદિકની ઉત્પત્તિનો સંભવ નથી. ૧૫૫-૧૫૯.

સનત્કુમાર આદિ દેવલોકના દેવોની જઘન્ય તૈજસ અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગ જેવડી હોય. ૧૬૦

देवा सनत्कुमाराद्या उत्पद्यन्ते स्वभावतः ।
गर्भजेषु नृतिर्यक्षु ध्रुवं नैकेन्द्रियादिषु ॥ १६१ ॥

यदा सनत्कुमारादिसुधाभुग्मन्दरादिषु ।
दीर्घिकादौ जलक्रीडां कुर्वाणः स्वायुषः क्षयात् ॥ १६२ ॥

उत्पद्यते मत्स्यतया स्वात्यासन्नप्रदेशके ।
तदा जघन्या स्यादस्य यद्वैवं सम्भवत्यसौ ॥ १६३ ॥ युग्मम् ॥

पूर्वसम्बन्धिनीं नारीमुपभुक्तां महीस्पृशा ।
कश्चित्सनत्कुमारादिर्देवः प्रेमवशीकृतः ॥ १६४ ॥

तदवाच्यप्रदेशे स्वमवाच्यांशं विनिक्षिपन् ।
परिष्वज्य मृतस्तस्या एव गर्भे समुद्भवेत् ॥ १६५ ॥ युग्मम् ॥

उत्कर्षतस्त्वधो यावत्पातालकलशाश्रितम् ।
मध्यमीयं तृतीयांशं तत्र मत्स्यादिसम्भवात् ॥ १६६ ॥

तिर्यक् स्वयंभूरमणपर्यन्तावधि सा भवेत् ।
अच्युतस्वर्गपर्यन्तमूर्ध्वं सा चेति भाव्यते ॥ १६७ ॥

---

એ આ પ્રમાણે:—સનત્કુમાર આદિ દેવો સ્વાભાવિક રીતે ગર્ભજ મનુષ્યો અને તિર્યંચોમાં ઉત્પન્ન થાય છે. એકેન્દ્રિય આદિમાં તેઓ ઉપજતાજ નથી. ૧૬૧. એવો એક દેવ જ્યારે 'મન્દરાચળ' પર્વત વગેરેમાં વાવડીઓ, દ્રહો ઈત્યાદિને વિષે જળક્રીડા કરતો છેવટ, આયુષ્યના ક્ષયથી પોતાથી અતિ નજીકના પ્રદેશમાં મત્સ્યપણે ઉત્પન્ન થાય ત્યારે તેની જઘન્ય તૈજસ અવગાહના થાય. ૧૬૨–૧૬૩.

અથવા તે નીચે પ્રમાણે સંભવે છે–ઉત્પન્ન થાય છે—

કોઇક સનત્કુમારાદિક દેવ, પોતાની પૂર્વ સંબંધવાળી, મનુષ્યે ભોગવેલી, સ્ત્રી પ્રત્યે પ્રેમાતુર થઇ, એના અવાચ્ય પ્રદેશમાં પોતાના અવાચ્ય અંશને નાખી, આલિંગન દેતાં મૃત્યુ પામી એના જ ગર્ભમાં ઉત્પન્ન થાય. ૧૬૪–૧૬૫.

હવે એઓની ઉત્કૃષ્ટી અવગાહના 'નીચે' પાતાળ કળશના વચલા ત્રીજા ભાગ સુધી હોય; કેમકે ત્યાં મત્સ્યાદિનો સંભવ છે. 'તીર્છી' વળી 'સ્વયંભૂરમણ' સમુદ્રના છેડા સુધી હોય, અને 'ઊર્ધ્વ' છેક અચ્યુત દેવલોક સુધી હોય અને એની ભાવના નીચે પ્રમાણે:—૧૬૬–૧૬૭

कश्चिदच्युतनाकस्थसु देवस्य निश्रया ।
देवः सनत्कुमारादिर्गतस्तत्र म्रियेत यत् ॥ १६८ ॥

स स्त्रारान्तदेवानां भावनीयानया दिशा ।
कनिष्टा च गरिष्टा च तैजसस्यावगाहना ॥ १६९ ॥

आनताद्यच्युतान्तानां देवानां स्याज्जघन्यतः ।
अंगुलासंख्येयभागपरिमाणावगाहना ॥ १७० ॥

उत्पद्यन्ते नरेष्वेव देवा नन्वानतादयः ।
नराश्च नृक्षेत्र एव तदियं घटते कथम् ॥ १७१ ॥

अत्रोच्यते—उपभुक्तां मनुष्येण मानुषीं पूर्ववल्लभाम् ।
उपलभ्यावधिज्ञानात्प्रेमपाशनियन्त्रितः ॥ १७२ ॥

इहागत्यासन्नमृत्युतया बुद्धिविपर्ययात् ।
मलिनत्वाच्च कामानां वैचित्र्यात्कर्ममर्मणाम् ॥ १७३ ॥

गाढानुरागादालिंग्य तदवाच्यप्रदेशके ।
परिक्षिप्य निजावाच्यं म्रियते स्वायुषः क्षयात् ॥१७४॥ विशेषकम् ॥

---

કોઇક સનત્કુમારાદિક દેવ, અચ્યુત દેવલોકમાં રહેલા કોઇ મિત્ર–દેવની નિશ્રાથી ત્યાં ગયેલો હોય ત્યાં મૃત્યુ પામે. ૧૬૮.

'સહસ્રાર' દેવલોક સુધીના દેવોની જઘન્ય અને ઉત્કૃષ્ટ તૈજસ અવગાહના આવી રીતે ભાવી લેવી. ૧૬૯.

'આનત' દેવલોકથી તે 'અચ્યુત' દેવલોક સુધીના દેવોની જઘન્ય તૈજસ અવગાહના એક અંગુલના અસંખ્યાતમા ભાગ જેવડી હોય, ૧૭૦

અહિં કોઇ એવી શંકા ઉઠાવે છે કે 'આનત' દેવલોક વગેરેના દેવો તો ચ્યવીને મનુષ્યલોકને વિષે જ ઉત્પન્ન થાય છે અને મનુષ્યો તો મનુષ્યક્ષેત્રને વિષેજ હોય. એમ હોઇને આ જઘન્ય અવગાહના શી રીતે ઘટે ? ૧૭૧

આ આશંકાનું નિવારણ આ રીતે:—મનુષ્યે ભોગવેલી પોતાની પૂર્વભવના સ્નેહવાળી મનુષ્યણીને અવધિજ્ઞાનથી જાણીને, કોઈ 'આનત' આદિનો દેવ સ્નેહાકૃષ્ટ થઇ, અહિં આવીને, મૃત્યુ નજદીક હોવાને સબબે બુદ્ધિમાં વિપર્યય થવાથી, કામની દુષ્ટ વાસનાથી, કર્મોની વિચિત્રતાથી, ગાઢ આલિંગન દઇને એ સ્રીના અવાચ્ય પ્રદેશમાં પોતાના અવાચ્ય અંશને ક્ષે-

गर्भेऽस्या एव ज्त्वायं यद्युत्पद्येत निर्जरः ।
आनतादिक्रतुभुजस्तदेयमुपपद्यते ॥ १७५ ॥

आनतादिक्रतुभुजां मनोविषयसेविनाम् ।
कायेनास्पृशतां देवीमपि क्षीणमनोभुवाम् ॥ १७६ ॥

मनुष्यस्त्रियमाश्रित्य यद्येवं स्याद्विडम्बना ।
तर्हि को नाम दुर्वारं कन्दर्पं जेतुमीश्वरः ॥१७७॥ युग्मम् ।

अधो यावदधोग्रामास्तिर्यग् क्षेत्रमेव च ।
ततः परं मनुष्याणामुत्पत्तिस्थित्यसम्भवात् ॥ १७८ ॥

ऊर्ध्वमच्युतनाकान्तं गतानां मित्रनिश्रया ।
आनतादिक्रतुभुजामच्युते मृत्युसम्भवात् ॥ १७९ ॥

ऊर्ध्वमच्युतजानां तु स्वविमानशिरोऽवधि ।
स्वैरं तत्र गतानां यत् केषांचित् सम्भवेन्मृतिः ॥ १८० ॥

ग्रैवेयकानुत्तरस्थसुराणां सावगाहना ।
यावद्विद्याधरश्रेणीमास्वस्थानाज्जघन्यतः ॥ १८१ ॥

પીને, પોતાના આયુષ્યના ક્ષયને લીધે મૃત્યુ પામે છે. એવીરીતે મૃત્યુ પામેલો એ દેવ જો એજ સ્ત્રીના ગર્ભમાં ઉપજે તો એની એ જઘન્ય તૈજસ અવગાહના (સુખેથી) ઘટી શકે છે. ૧૭૨-૧૭૫

ફક્ત મનવડેજ વિષય સેવનારા, દેવીનો પણ શરીરસ્પર્શ નહિ કરનારા અને વળી ક્ષીણ કામી, એવા, ' આનત ' આદિ દેવલોકના દેવની, મનુષ્યણીને આશ્રીને આવી વિડંબના થાય છે ત્યારે એવા દુર્વાર કામદેવને અન્ય કોણ જીતી શકે ? ૧૭૬–૧૭૭

એમની ( આનતાદિકના દેવોનો ) નીચી અવગાહના અધોગ્રામ સુધીની હોય છે, અને તિર્યગ્ અવગાહના મનુષ્યક્ષેત્ર સુધી જ હોય છે કેમકે એથી આગળ મનુષ્યની ઉત્પત્તિ–સ્થિતિનો અસંભવ છે. ૧૭૮

એમની ઉર્ધ્વ અવગાહના ' અચ્યુત ' દેવલોક સુધી હોય છે કેમકે મિત્રની નિશ્રાથી ત્યાં ગયેલાનું ત્યાં મરણ સંભવે છે.

' અચ્યુત ' દેવલોકના દેવોની ઉર્ધ્વ અવગાહના પોતાના વિમાનના શિખરપર્યન્ત હોય છે. કેમકે સ્વચ્છંદપણે ત્યાં ગયેલા ઘણાનું મૃત્યુ સંભવે છે. ૧૮૦

' ગ્રૈવેયક ' અને ' અનુત્તર ' વિમાનના દેવોની તૈજસ અવગાહના જઘન્યપણે પોતાના

खेचरश्रेणिपरता मनुष्याणामसम्भवात् ।
ग्रैवेयकादिदेवानामप्यत्रागत्यसम्भवात् ॥ १८२ ॥

अधो यावदधोग्रामानूर्ध्वं च स्वाश्रयावधि ।
तिर्यक् पुनर्नरक्षेत्रपर्यन्तं सा प्रकीर्तिता ॥ १८३ ॥

यावन्नन्दीश्वरं खेटाः सस्त्रीका यान्ति यद्यपि ।
सभोगमपि कुर्वन्ति तत्र कामेषुनिर्जिताः ॥ १८४ ॥

परं नोत्पद्यते गर्भे नरो नृक्षेत्रतो बहिः ।
ततः उत्कर्षतस्तिर्यग् नृक्षेत्रावधि सोदिता ॥ १८५ ॥

इत्यर्थतः प्रज्ञापनायामेकविंशतितमपदे ॥

इति प्रमाणावगाहकृतः विशेषः ॥

स्थितिरौदारिकस्यान्तर्मुहूर्तं स्याज्जघन्यतः ।
उत्कृष्टा त्रीणि पल्यानि सा तु युग्मिव्यपेक्षया ॥ १८६ ॥

दशवर्षसहस्राणि जघन्याजन्म वैक्रिये ।
त्रयस्त्रिंशत्सागराणि स्थितिरुत्कर्षतः पुनः ॥ १८७ ॥

સ્થાનથી તે વિદ્યાધરોની શ્રેણિપર્યન્ત હોય છે. કેમકે વિદ્યાધરોની શ્રેણિથી આગળ મનુષ્યોનો અસંભવ છે અને ગ્રૈવેયક આદિકના દેવોને પણ અહીં આવવાનો અસંભવ છે. ૧૮૧–૧૮૨.

એમની 'નીચી' અવગાહના અધોગ્રામ સુધીની છે, 'ઉર્ધ્વ' પોતાના સ્થાન સુધીની છે અને 'તિર્યક્' મનુષ્યક્ષેત્ર સુધીની છે. ૧૮૩.

અગર જો કે વિદ્યાધરો સ્ત્રીસહવર્તમાન નન્દીશ્વરદ્વીપ સુધી આવે છે અને કામના બાણુથી પરાજીત થઇ ત્યાં સંભોગ પણ કરે છે; પરન્તુ મનુષ્યક્ષેત્રથી બહાર, ગર્ભમાં મનુષ્ય ઉત્પન્ન થતો નથી માટે એમનો તિર્યક્ અવગાહના ઉત્કૃષ્ટપણે મનુષ્ય ક્ષેત્ર સુધી કહી છે. ૧૮૪–૧૮૫. આમ 'પન્નવણા' સૂત્રના એકવીશમા પદમાં અર્થ કહ્યો છે. (આમ પ્રમાણાવગાહકૃત 'વિશેષ' જણાવ્યો.)

'ઔદારિક' શરીરની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્તની હોય છે, અને 'ઉત્કૃષ્ટ' ત્રણ પલ્યોપમની હોય છે અને એ યુગલીયાઓની અપેક્ષાએ છે. ૧૮૬.

'વૈક્રિય' શરીરની જઘન્ય સ્થિતિ જન્મથી માંડીને દશહજાર વર્ષોની હોય છે અને ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમની હોય છે. ૧૮૭

वैक्रियस्य कृतस्यापि जघन्यान्तर्मुहूर्त्तिकी ।
ज्येष्टा तु जीवाभिगमे गदिता गाथयानया ॥ १८८ ॥

अंतमुहुत्तं नरएसु होइ चत्तारि तिरियमणुएसु ।
देवेसु अद्धमासो उक्कोस विउवणाकालो ॥ १८९ ॥

पंचमांगे तु वायूनां संज्ञितिर्यग्नृणामपि ।
ज्येष्टाप्येकान्तर्मुहूर्ता प्रोक्ता वैकुर्विकस्थितिः ॥ १९० ॥

श्रीसूत्रकृतांगे तु—

वेयालिए नाम महप्भियावे एगायए पव्वतमंतरिक्खे ।
हम्मंति तत्था बहुकूरकम्मा परं सहस्सा उ मुहुत्तयाणं ॥१९१॥

[ नामेति संभावने । एतन्नरकेषु यथाऽन्तरिक्षे महाभितापे महादुःखे एकशिलाघटितः दीर्घः वेयालिएति वैक्रियः परमाधार्मिकनिष्पादितः पर्वतः । तत्र हस्तस्पर्शिकया समारुहन्तो नारका बहुक्रूरकर्माणो घ्नन्त पीड्यन्ते । सहस्रसंख्यानां मुहूर्त्तानां परं प्रकृष्टं प्रभूतं कालं हन्यन्ते । इत्यर्थः ]

'કૃત્રિમ' વૈક્રિય શરીરની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્તની છે. 'ઉત્કૃષ્ટ' સ્થિતિ 'જીવાભિગમ' સૂત્રમાં નીચે પ્રમાણે બતાવી છેઃ—૧૮૮.

કૃત્રિમ વૈક્રિયનો ઉત્કૃષ્ટ કાળ નારકીઓમાં અન્તર્મુહૂર્તનો, તિર્યંચ અને મનુષ્યોમાં ચાર અન્તર્મુહૂર્તનો અને દેવોમાં અર્ધમાસનો હોય છે. ૧૮૯.

પાંચમા અંગમાં તો વાયુની તથા સંજ્ઞિ તિર્યંચ અને મનુષ્યોની પણ કૃત્રિમ વૈક્રિય સ્થિતિ ઉત્કૃષ્ટપણે એક અન્તર્મુહૂર્તની કહી છે. ૧૯૦

શ્રી સૂત્રકૃતાંગ ( સૂયગડાંગ ) સૂત્રમાં તો કહ્યું છે કે—

આકાશમાં શિલાનો ઘડેલો જે વૈક્રિય પર્વત છે ત્યાં બહુ ક્રૂરતાથી, નારકીઓને હજારો મુહૂર્તોના ઘણા કાળ સુધી હણવામાં આવે છે. ૧૯૧

[ અહિં 'નામ' શબ્દ 'સંભાવના' અર્થમાં છે. આ નરકોમાં, અન્તરિક્ષની જેમ, મહા દુઃખદાયક એક શિલાનો ઘડેલો, લાંબો, વૈક્રિય એટલે ધાર્યારૂપ કરાવી શકીએ એવો—પરમાધામીનો બનાવેલો પર્વત છે. તેની ઉપર હાથ ટેકવી ટેકવીને ચઢતા નારકીના હજારો જીવોને બહુ ક્રૂરતા પૂર્વક હણવામાં આવે છે. ]

( अत्र परमाधार्मिकदेवविकुर्वितस्य पर्वतस्य अर्धमासाधिकापि स्थितिरुक्ता इति ज्ञेयम् । तत्वं तु जिनो जानीते । )

अन्तर्मुहूर्तं द्वेधापि स्थितिराहारकस्य च ।
अनादिके प्रवाहेण सर्वतैजसकार्मणे ॥ १९२ ॥

सावसाने तु भव्यानां सिद्धत्वे तदभावतः ।
अभव्यानां निरन्ते च पंगूनां मुक्तिवर्त्मनि ॥ १९३ ॥

इति स्थितिकृतः विशेषः ।

आहारकं सर्वतोऽल्पं यत्कदाचिद्भवेदिदम् ।
भवेद्यदि तदाप्येतदेकं द्वे वा जघन्यतः ॥ १९४ ॥

सहस्राणि नवोत्कर्षादसत्तास्य जघन्यतः ।
एकं समयमुत्कृष्टा षण्मासावधि विष्टपे ॥ १९५ ॥ युग्मम् ॥

उक्तं च—आहारगाइं लोगे छम्मासा जा न होंति विकयाइ ।
उक्कोसेणं नियमा एक्कं समयं जहन्नेणं ॥ १९६ ॥

आहारकादसंख्येयगुणानि वैक्रियाणि च ।
तत्स्वामिनामसंख्यत्वान्नारकांगिसुपर्वणाम् ॥ १९७ ॥

---

( અહિં પરમાધામીઓએ વિકુર્વેલા પર્વતની અર્ધમાસથી અધિક સ્થિતિ પણ કહી છે. ખરૂં શું તે પરમાત્મા જાણે. )

'આહારક' શરીરની બેઉ સ્થિતિ ( જઘન્ય અને ઉત્કૃષ્ટ ) અન્તર્મુહૂર્તની છે. તૈજસ અને કાર્મણ શરીરની વળી પ્રવાહે કરીને અનાદિ છે. ભવ્ય જનોને તો સિદ્ધપણામાં એ બેઉનો અભાવ હોવાથી 'સાન્ત'–નાશવંત છે. જ્યારે મોક્ષમાર્ગે જવાને અશક્ત એવા અભવ્ય જીવોને એ બેઉ 'અનન્ત' છે. (આ પ્રમાણે સ્થિતિસંબંધી 'વિશેષ' જણાવ્યો.) ૧૯૨–૧૯૩.

આહારક શરીર સર્વથી અલ્પ છે. કેમકે એ કદાચિત જ થાય છે. અને જ્યારે થાય છે ત્યારે પણ જઘન્યથી એક અથવા બે થાય છે અને ઉત્કૃષ્ટ નવ હજાર થાય છે. એની જગતને વિષે 'અસત્તા' જઘન્ય એક સમય પર્યન્તની છે, અને ઉત્કૃષ્ટ છ માસ પર્યન્તની છે. ૧૯૪–૧૯૫.

કહ્યું છે કે–આ લોકમાં નિશ્ચયે આહારક શરીર ઉત્કૃષ્ટ છમાસપર્યન્ત વિકુર્વાય નહિં, અને જઘન્યથી એક સમય સુધી એનો અભાવ રહે ૧૯૬.

આહારક શરીરથી અસંખ્યાતગણા વૈક્રિય શરીરો હોય છે; કેમકે વૈક્રિય શરીરના કરનારા નારકીના જીવો, મનુષ્યો અને દેવો અસંખ્ય છે. ૧૯૭.

अप्यौदारिकदेहाः स्युस्तदसंख्यगुणाधिकाः ।
आनन्त्येऽपि तदीशानामसंख्या एव ते यतः ॥ १९८ ॥
प्रत्यंगं प्राणिनो यत्स्युः साधारणवनस्पतौ ।
अनन्तास्तानि चासंख्यान्येवांगानि भवन्ति हि ॥ १९९ ॥
तेभ्योऽनन्तगुणास्तुल्या मिथस्तैजसकार्मणाः ।
यत्प्रत्येकमिमे स्यातां द्वे देहे सर्वदेहिनाम् ॥ २०० ॥

इति अल्पबहुत्वकृतो विशेषः ॥

एकजीवापेक्षया स्याज्ज्येष्टमौदारिकान्तरम् ।
अन्तर्मुहूर्ताभ्यधिकात्रयस्त्रिंशत्पयोधयः ॥ २०१ ॥

तथोक्तं जीवाभिगमवृत्तौ—

उत्कर्षतस्त्रयास्त्रिंशत्सागरोपमाणि अन्तर्मुहूर्ताभ्यधिकानि ॥ तानि चैवम् । कश्चिच्चारित्री वैक्रियशरीरं कृत्वान्तर्मुहूर्तं जीवित्वा स्थितिक्षयादविग्रहेणा-त्तरसुरेषु जायत इति ॥

वैक्रियस्यान्तरं कायस्थितिकालो वनस्पतेः ।
अर्धस्य पुद्गलपरावर्त्त आहारकान्तरम् ॥ २०२ ॥

ઔદારિક શરીરો પણ ' વૈક્રિય ' થી અસંખ્યાતગણા છે. ( વળી ) ઔદારિક શરીરવાળા જીવો ' અનન્ત ' છે તોપણ શરીરો તો અસંખ્યાત છે, કેમકે દૃષ્ટાન્ત તરિકે ' સાધારણ ' વનસ્પતિમાં દરેક અંગે જીવો અનન્ત છે પણ શરીરો અસંખ્યાત જ હોય છે. ' ઔદારિક ' થી અનન્તગણા ' તૈજસ ' અને ' કાર્મણ ' શરીરો હોય છે. એ બેઉની સંખ્યા સમાન છે. કેમકે બેઉ દરેક પ્રાણીને હોય છે. ( આ પ્રમાણે અલ્પબહુત્વ કૃત ' વિશેષ ' જણાવ્યો ) ૧૯૮–૨૦૦

એક જીવની અપેક્ષાએ ઔદારિક શરીરનો આંતરો ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમ ને એક અન્તર્મુહૂર્તનો હોય. ૨૦૧.

' જીવાભિગમ ' સૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે ઔદારિક શરીરનો આંતરો ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમ ને એક અન્તર્મુહૂર્ત્તનો છે. એવી રીતે કે–કોઈક ચારિત્રવંત જીવ વૈક્રિય શરીર કરી, સ્થિતિક્ષયને લીધે ફક્ત અન્તર્મુહૂર્ત્ત જીવી, ( ત્યાંથી ) વગર શરીરે અનુત્તર વિમાનના દેવોમાં ઉત્પન્ન થાય છે.

વૈક્રિયશરીરનો ઉત્કૃષ્ટ આંતરો વનસ્પતિકાયના સ્થીતિકાળ જેટલો છે, અને આહારક શરીરનો ઉત્કૃષ્ટ અર્ધપુદ્ગલપરાવર્તન જેટલો છે. ૨૦૨.

लघु चाद्यस्य समयोऽन्तर्मुहूर्त्तं तदन्ययोः ।
न सम्भवत्यन्तरं च देहयोरुक्तशेषयोः ॥ २०३ ॥

त्यन्तरकृतो विशेषः ।

इति देहस्वरूपम् ॥ ९ ॥

सदसल्लक्षणोपेतप्रतीकसन्निवेशजम् ।
शुभाशुभाकाररूपं षोढा संस्थानमांगिनाम् ॥ २०४ ॥

समचतुरस्रं न्यग्रोधसादिवामनककुब्जहुंडानि ।
संस्थानान्यंगे स्युः प्राक्कर्मविपाकतोऽसुमताम् ॥ २०५ ॥

तत्र चाद्यं चतुरस्रं संस्थानं सर्वतः शुभम् ।
न्यग्रोधमूर्ध्वं नाभेः सत् सादि नाभेरधः शुभम् ॥ २०६ ॥

इदं साचीति केऽप्याहुः साचीति शाल्मलीतरुः ।
मूले स्याद्वृत्तपुष्टोऽसौ न च शाखासु तादृशः ॥ २०७ ॥

तथोक्तं पंचसंग्रहवृत्तौ—

---

પહેલા એટલે ઔદારિક શરીરનો આંતરો જઘન્યથી 'એક સમયનો' છે. પછીના બે (વૈક્રિય અને આહારક) નો જઘન્ય આંતરો 'અન્તર્મુહૂર્ત'નો છે. શેષ બે–'કાર્મણ' અને 'તેજસ'–નો આંતરો સંભવતો નથી. (આમ અન્તર એટલે આંતરા સંબંધી ભેદપ્રભેદ–તફાવત સમજાવ્યો. ૨૦૩.

આ પ્રમાણે 'દેહ' નામના નવમા દ્વારનું સ્વરૂપ સંપૂર્ણ.

શુભાશુભલક્ષણોવાળું, સારી નરસી આકૃતિરૂપ પ્રાણીનું 'સંસ્થાન', એના અવયવોના સન્નિવેશને લઈને છ પ્રકારનું હોય છે. ૨૦૪.

પૂર્વકર્મના વિપાકથી પ્રાણીને સમચતુરસ્ર, ન્યગ્રોધ, સાદિ, વામન, કુબ્જ અને હુંડક એ છ જાતના, શરીરના 'સંસ્થાન' હોય છે. ૨૦૫.

પહેલું સમચતુરસ્ર સંસ્થાન સર્વપ્રકારે શુભ હોય છે. બીજું એટલે ન્યગ્રોધસંસ્થાન નાભિથી ઉપરના ભાગમાં શુભ હોય છે અને ત્રીજું (સાદિ) સંસ્થાન નાભિથી નીચેના ભાગમાં શુભ હોય છે. ૨૦૬.

આ 'સાદિ' સંસ્થાનને કેટલાક 'સાચિ' કહે છે. 'સાચિ' એટલે શાલ્મલી નામનું વૃક્ષ; જે મૂળમાં ગોળ અને પુષ્ટ હોય છે પણ જેની શાખાઓ એવી નથી. ૨૦૭.

'પંચસંગ્રહ'ની વૃત્તિ–ટીકામાં કહ્યું છે કે—

अपरे तु सा ीति पठन्ति तत्र साचीति प्रवचनवेदिनः शाल्मलीत ाचक्षते । ततः साचीव यस्संस्थानं तत्साचीति । एवं च न्यग्रोधसाचिनोरन्वितार्थता भवतीति ज्ञेयम् ॥

मौलिग्रीवापाणिपादे कमनीयं च वामनम् ।
लक्षितं लक्षणैर्दुष्टैः शेषेष्ववयवेषु च ॥ २०८ ॥

रम्यं शेषप्रतीकेषु कुब्जं संस्थानमिष्यते ।
दुष्टं किन्तु शिरोग्रीवापाणिपादे भवेदिदम् ॥ २०९ ॥

हुंडं तु सर्वतो दुष्टं केचिद्वामनकुब्जयोः ।
विपर्यासमामनन्ति लक्षणे तलक्षणाः ॥ २१० ॥

इति संस्थानस्वरूप ॥ १० ॥

अंगमानं तु तुंगत्वमानमंगस्य देहिनाम् ।
स्थूलतापृथुताद्यं तु ज्ञेयमौचित्यतः स्वयम् ॥ २११ ॥

इति अंगमानस्वरूपम् ॥ ११ ॥

समित्येकीभावयोगाद् नादेभिरात्मनः ।
उत्प्राबल्येन कर्मा घातो यः स तथोच्यते ॥ २१२ ॥

બીજાઓ 'સાદિ'ની જગ્યાએ 'સાચિ' કહે છે. સિદ્ધાન્તના જ્ઞાનવાળા 'સાચિ'નો 'શાલ્મલીવૃક્ષ' એવો અર્થ કહે છે. માટે સાચિ વૃક્ષ જેવું સંસ્થાન તે સાચિસંસ્થાન. આમ સાચિ અને ન્યગ્રોધનું અર્થનું મળતાપણું કહેવાય.

મસ્તક, ગ્રીવા, હસ્ત અને ચરણ—આટલાં વાનાં સુંદર–મનહર હોય, અને શેષ અવયવોના દુષ્ટ લક્ષણો હોય—એવા 'સંસ્થાન'ને વામન સંસ્થાન કહે છે. ૨૦૮.

મસ્તક, ગ્રીવા, હસ્ત અને ચરણ—આટલાં ચાર દુષ્ટલક્ષણવાળાં હોય અને શેષ અવયવો સુંદર હોય–એવા સંસ્થાનને કુબ્જ સંસ્થાન કહે છે. ૨૦૯.

અવયવમાત્ર દુષ્ટ હોય એવું સંસ્થાન 'હુંડક' સંસ્થાન કહેવાય. કેટલાક લક્ષણશાસ્ત્રીઓ 'વામન' અને 'કુબ્જ' સંસ્થાનોના ઉપર જણાવ્યા તે કરતાં વિપરીત લક્ષણો કહે છે. ૨૧૦.

આ પ્રમાણે **દશમા દ્વાર** 'સંસ્થાન'નું સ્વરૂપ સંપૂર્ણ.

અંગમાન એટલે પ્રાણીના શરીરની ઉંચાઈનું પ્રમાણ. એની જાડાઇ અને પહોળાઇ આદિ તો એને ઉચિતપણે સ્વયમેવ સમજી લેવી. ૨૧૨.

આ પ્રમાણે **અગીયારમા દ્વાર** 'અંગમાન'નું સ્વરૂપ કહ્યું.

यतः— समुद्‌घातगतो जीवः प्रसह्य कर्मपुद्‌गलान् ।
कालान्तरानुभवार्हानपि क्षपयति द्रुतम् ॥ २१३ ॥

तथैवम् । कालान्तरवेद्यानयमाकृष्योदीरणेन कर्मांशान् ।
उदयावलिकायां च प्रवेश्य परिभुज्य शातयति ॥ २१४ ॥

ते चैवम् । वेदनोत्थः कषायोत्थो मरणान्तिकवैक्रियौ ।
आहारकस्तैजसश्च छद्मस्थानां षडप्यमी ॥ २१५ ॥

स्यात्केवलिसमुद्‌घातः सप्तमः सर्ववेदिनाम् ।
अष्टसामायिकश्चायमान्तर्मुहूर्त्तिकाः परे ॥ २१६ ॥

तथा हि— करालितो वेदनाभिरात्मा स्वीयप्रदेशकान् ।
विक्षिप्यानन्तपरमाणुवेष्टितान् देहतो बहिः ॥ २१७ ॥

आपूर्यासाद्यन्तराणि मुखादि शुषिराणि च ।
विस्तारायामतः क्षेत्रं व्याप्य देहप्रमाणकम् ॥ २१८ ॥

---

**सम्** એટલે એકીભાવ. એના યોગથી, વેદના આદિ ભોગવાઇને, આત્માના કર્મોનો **उद्घात** ( પ્રથમ સંહાર ) થાય–એનું નામ **समुद्घात**. ૨૧૨.

કારણકે સમુદ્‌ઘાતગત જીવ, ઘણા કાળ પછી ભોગવવાનાં હોય એવાં કર્મપુદ્‌ગળોને પણ ‘ તુરત ’ બળ વાપરીને ખપાવી નાખે છે. ૨૧૩.

તે આ પ્રમાણે. આત્મા કાળાંતરે વેદવાલાયક કર્મના પુદ્‌ગળોને ઉદીરણાવડે આકર્ષીને ઉદયમાં લાવી, ભોગવી, ખેરવી નાંખે છે. ૨૧૪.

સાતમાંથી છ પ્રકારના સમુદ્‌ઘાત ( ૧ ) વેદનાથી થયેલ, ( ૨ ) કષાયથી થયેલ, ( ૩ ) મરણાન્તિક, ( ૪ ) વૈક્રિય, ( ૫ ) આહારક અને ( ૬ ) તૈજસ—એ ‘ છદ્મસ્થ ’ જીવોને હોય છે. ૨૧૫.

સાતમો ‘ કેવળિ ’ સમુદ્‌ઘાત સર્વજ્ઞોને હોય છે અને એ આઠ સમય સુધીનો હોય છે. જ્યારે પહેલા છ એક અન્તર્મુહૂર્ત્તના હોય છે. ૨૧૬.

તે આ પ્રમાણે:—

( ૧ ). વેદનાથી દુઃખિત થયેલ આત્મા, અનન્તકર્મપરમાણુઓવડે વીંટાયલા એવા પોતાના આત્મપ્રદેશોને, શરીરથી બહાર કાઢી, ખભા વગેરેના અન્તરોને તથા મુખ વગેરે પોકળ ભાગોને પૂરીને, લંબાઇ-પહોળાઇએ શરીરપ્રમાણ ક્ષેત્રમાં વ્યાપી, અન્તર્મુહૂર્ત સુધી રહે; અને

तिष्ठेदन्तर्मुहूर्त्तं च तत्र चान्तर्मुहूर्त्तके ।
असातवेदनीयांशान् शातयत्येव भूरिशः ॥२१९॥ विशेषकम् ॥

इति वेदनासमुद्घातः ।

समाकुलः कषायेन जीवः स्वीयप्रदेशकैः ।
मुखादिरंध्राण्यापूर्य तान् विक्षिप्य च पूर्ववत् ॥ २२० ॥
विस्तारायामतः क्षेत्रं व्याप्य देहप्रमाणकम् ।
कषायमोहनीयाख्यकर्मांशान् शातयेद्बहून् ॥२२१॥ युग्मम् ॥
शातयंश्चापरान् भूरीन् समादत्ते स्वहेतुभिः ।
ज्ञेयं सर्वत्र नैवं चेदस्मात् मुक्तिः प्रसज्यते ॥ २२२ ॥
कषायस्य समुद्घातश्चतुर्द्धायं प्रकीर्तितः ।
क्रोधमानमायालोभैर्हेतुभिः परमार्थतः ॥ २२३ ॥

इति कषायसमुद्घातः ।

अन्तर्मुहूर्तशेषायुर्मरणान्तकरालितः ।
मुखादिरन्ध्राण्यापूर्य शरीरी स्वप्रदेशकैः ॥ २२४ ॥
स्वांगविष्कम्भबाहल्यं स्वशरीरातिरेकतः ।
जघन्यतोऽगुलासंख्येयांशमुत्कर्षतः पुनः ॥ २२५ ॥

એ અન્તર્મુહૂર્તમાં એ ( આત્મા ) અશાતાવેદનીય કર્મના ઘણા અંશોને ખેરવી નાંખે છે. ( આનું નામ વેદનાસમુદ્દ્ઘાત ) ૨૧૭–૨૧૯.

( ૨ ). કષાયવ્યાકુળ પ્રાણી આત્મપ્રદેશોવડે મુખ વિગેરે પોકળ ભાગો પૂરીને, અને તેમને પૂર્વવત્ વિક્ષેપીને લાંબાપ્હોળા, શરીરપ્રમાણક્ષેત્રમાં વ્યાપી 'કષાયમોહનીય' નામના કર્મના ઘણા અંશોને ખેરવે છે, અને ખેરવતાં ખેરવતાં, હેતુપૂર્વક અન્ય અનેક અંશોને ગ્રહણ કરે છે ( એમ સર્વત્ર સમજવું ). ( જો એમ ન હોય તો પછી એને મોક્ષપ્રાપ્તિનો પ્રસંગ આવી જાય ). આ કષાયસમુદ્દ્ઘાત ક્રોધ, માન, માયા અને લોભ–રૂપ હેતુઓવડે કરીને ચાર પ્રકારનો કહ્યો છે. આનું નામ કષાયસમુદ્દ્ઘાત ). ૨૨૦–૨૨૩.

( ૩ ) મરણાંતથી દુ:ખિત થયેલા જીવનું જ્યારે અન્તર્મુહૂર્ત આયુષ્ય બાકી રહ્યું હોય ત્યારે એ જીવ આત્મપ્રદેશોવડે મુખાદિ છિદ્રભાગોને પૂરી, જાડાઈપ્હોળાઈમાં પોતાના શરીર જેટલો, તથા લંબાઈમાં જઘન્યપણે અંગુળના અસંખ્યાત ભાગ જેટલો અને ઉત્કૃષ્ટપણે

असंख्ययोजनान्यैकदिश्युत्पत्तिस्थलावधि ।
आयामतोऽपि व्याप्यान्तर्मुहूर्त्तान्म्रियते ततः॥२२६॥ विशेषकम्॥

मरणान्तसमुद्घातं गतो जीवश्च शातयेत् ।
आयुषः पुद्गलान् भूरीनादत्ते च नवान्न तान् ॥ २२७ ॥

अत्रायं विशेषः । कश्चिज्जीवः एकेनैव मरणान्तिकसमुद्घातेन नरकादिषूत्पद्यते तत्राहारं करोति शरीरं च बध्नाति । कश्चित्तु समुद्घातान्निवृत्य स्वशरीरमागत्य पुनः समुद्घातं कृत्वा तत्रोपपद्यते । अयमर्थो भगवतीषष्टशतकषष्टोद्देशके नरकादिषु अनुत्तरान्तेषु सर्वस्थानेषु भावितोऽस्तीति ज्ञेयम् ॥

इति मरणान्तिकसमुद्घातः ।

वैकुर्विकसमुद्घातं प्राप्तो वैक्रियशक्तिमान् ।
कर्मावृतानामात्मीयप्रदेशानां तनोर्बहिः ॥ २२८ ॥

निसृज्य दंडं विष्कम्भबाहल्याभ्यां तनुप्रमम् ।
आयामतस्तु संख्यातयोजनप्रमितं ततः ॥ २२९ ॥

એકદિશામાં છેક ઉત્પત્તિસ્થાન સુધી અસંખ્યાત યોજન જેટલો, વ્યાપીને અન્તર્મુહૂર્તમાં મૃત્યુ પામે છે. આ જીવ ઘણા આયુપુદ્દગલોને ખેરવી નાખે છે, પણ નવાંને ગ્રહણ કરતો નથી. ૨૨૪-૨૨૭.

આ બાબતમાં નીચે પ્રમાણે વિશિષ્ટતા છે:—

કોઇક જીવ એક જ મરણાન્તિક સમુદ્દ્ઘાતે કરીને નરકાદિમાં ઉત્પન્ન થાય છે, ત્યાં આહાર કરે છે અને શરીર પણ બાંધે છે. વળી કોઇક તો સમુદ્દ્ઘાતથી નિવૃત્ત થઇ પાછો પોતાના શરીરમાં આવી પુનઃ સમુદ્દ્ઘાત કરી ત્યાં ઉત્પન્ન થાય છે. ( આ અર્થ 'ભગવતીસૂત્ર' ના છઠ્ઠા શતકના છઠ્ઠા ઉદ્દેશમાં, 'નરકાદિ'થી અનુત્તરના અન્તભાગ સુધીના સર્વ સ્થાનોમાં કહેલો છે.

આ પ્રમાણે ( ૩ ) મરણાન્તિક સમુદ્દ્ઘાત.

( ૪ ). વૈક્રિય સમુદ્દ્ઘાતને પ્રાપ્ત થયેલો વૈક્રિયશક્તિવાળો જીવ કર્મોથી વીંટાયલા આત્મપ્રદેશોને શરીરથી બહાર કાઢીને, જાડાઇ પહોલાઇમાં પોતાના શરીર પ્રમાણે તથા લંબાઇમાં સંખ્યાત યોજન જેવડો દંડ બનાવીને, પછી પૂર્વોપાર્જિત વૈક્રિયશરીરનામકર્મના અંશોને

वैक्रियांगाभिधनामकर्मांशान् पूर्वमर्जितान् ।
शातयन् वैक्रियांगार्हान् स्कन्धाँल्लात्वा करोति तत् ॥ २३० ॥

इति वैक्रियसमुद्घातः । [ विशेषकम् ॥

समुद्धतस्तैजसेन तेजोलेश्याख्यशक्तिमान् ।
कर्मावृतात्मप्रदेशराशेर्वैक्रियवद्बहिः ॥ २३१ ॥

देहविस्तारबाहल्यं संख्येययोजनायतम् ।
निसृज्य दंडं प्राग्बद्धान् शातयेत्तैजसाणुकान् ॥२३२॥ युग्मम् ॥

अन्यानादाय तद्योग्यान् तेजोलेश्यां विमुंचति ।
तैजसोऽयं समुद्घातः प्रज्ञप्तस्तत्त्वपारगैः ॥ २३३ ॥

इति तैजससमुद्घातः ।

चतुर्दशानां पूर्वाणां धर्त्ताहारकलब्धिमान् ।
जिनर्द्धिदर्शनादीनां मध्ये केनापि हेतुना ॥ २३४ ॥

आहारकसमुद्घातं कुर्वन्नात्मप्रदेशकैः ।
दंडं स्वांगप्रथुस्थूलं संख्येययोजनायतम् ॥ २३५ ॥

निसृज्य पुद्गलानाहारकनाम्नः पुरातनान् ।
विकीर्यादाय तद्योग्यान् देहमाहारकं सृजेत् ॥२३६॥ विशेषकम् ॥

ખેરવતો અને વૈક્રિયશરીરને યોગ્ય સ્કન્ધોને લેતો સમુદ્ઘાત કરે છે. આનું નામ વૈક્રિયસમુદ્ઘાત. ૨૨૮–૨૩૦.

( ૫ ) તૈજસસમુદ્ઘાતને પ્રાપ્ત થયેલો 'તેજોલેશ્યા' નામની શક્તિ–વાળો જીવ, 'વૈક્રિય'ની પેઠે, કર્મોથી વીંટાયલા આત્મપ્રદેશોને બહાર કાઢીને તેમનો, સ્વશરીરપ્રમાણ જાડો-પહોળો અને સંખ્યાત યોજન લાંબો દંડ કરીને પૂર્વબદ્ધ તૈજસ અંશોને ખેરવે છે; અને અન્ય યોગ્ય અંશોને લેઇને તેજોલેશ્યા મૂકે છે. આનું નામ તૈજસસમુદ્ઘાત. ૨૩૧–૨૩૩.

( ૬ ). આહારકલબ્ધિવાળા ચૌદપૂર્વધારી, જિનપ્રભુની સમૃદ્ધિ નીરખવા વગેરેના કોઇક હેતુથી, આત્મપ્રદેશોવડે શરીરપ્રમાણ જાડો પહોળો અને સંખ્યાતયોજન લાંબો દંડ કરીને પુરાતન આહારકપુદ્ગળોને વિખેરીને તથા તેને યોગ્ય પુદ્ગળોને ગ્રહણ કરીને આહારક શરીર સરજે–એનું નામ આહારકસમુદ્ઘાત. ૨૩૪–૨૩૬.

इति आहारकसमुद्घातः ।

यस्यायुषोऽतिरिक्तानि कर्माणि सर्ववेदिनः ।
वेद्याख्यनामगोत्राणि समुद्घातं करोति सः ॥ २३७ ॥

आन्तर्मुहूर्त्तिकं पूर्वमावर्जीकरणं सृजेत् ।
अन्तर्मुहूर्त्तशेषायुः समुद्घातं ततो व्रजेत् ॥ २३८ ॥

आवर्जीकरणं शस्तयोगव्यापारणं मतम् ।
इदं त्ववश्यं कर्तव्यं सर्वेषां मुक्तिगामिनाम् ॥ २३९ ॥

आत्मप्रदेशैर्लोकान्तस्पृशमूर्ध्वमधोऽपि च ।
कुर्यादाद्यक्षणे दंडं स्वदेहस्थूलविस्तृतम् ॥ २४० ॥

द्वितीये समये तस्य कुर्यात्पूर्वापरायतम् ।
कपाटं पाटवोपेतः समयेऽथ तृतीयके ॥ २४१ ॥

ततो विस्तार्य प्रदेशानुदीचीदक्षिणायतम् ।
मंथानं कुरुते तुर्ये ततोऽन्तराणि पूरयेत् ॥ २४२ ॥ युग्मम् ॥

स्वप्रदेशैस्तदा सर्वान् लोकाकाशप्रदेशकान् ।
स व्याप्नोति समा ह्येते लोकाकाशैकजीवयोः ॥ २४३ ॥

---

( ७ ). હવે સાતમા અને છેલ્લા ‘ કેવલિસમુદ્ઘાત ’ વિષે.

જે સર્વજ્ઞ કેવળીને આયુથી વધારે, વેદનીય–નામ–અને ગોત્ર–કર્મો હોય છે, તે કેવળી સમુદ્ઘાત કરે છે. ૨૩૭.

પ્રથમ અન્તર્મુહૂર્ત પર્યન્ત ‘ આવર્જીકરણ ’ કરે, અને પછી જ્યારે આયુષ્ય અન્તર્મુહૂર્ત શેષ રહે ત્યારે સમુદ્ઘાત કરે. ૨૩૮.

‘ આવર્જીકરણ ’ એટલે શુભયોગોનો વ્યાપાર. તે સર્વ મોક્ષગામીઓને અવશ્ય કરવો પડે છે. ૨૩૯.

પહેલા ક્ષણમાં એ કેવળી, આત્મપ્રદેશોવડે, સ્વશરીરપ્રમાણ જાડો પહોળો, ઉંચે અને નીચે સુદ્ધાં લોકાન્તને સ્પર્શ કરનારો દંડ સરજે. ૨૪૦.

બીજે ક્ષણે એ કેવળી ચાતુર્યપૂર્વક એ દંડનો પૂર્વપશ્ચિમ લાંબો કપાટ કરે. પછી ત્રીજે ક્ષણે એમાંથી પ્રદેશોને ઉત્તરદક્ષિણ લાંબા વિસ્તારીને મંથાન કરે; અને ચોથે ક્ષણે એના અન્તરો પૂરે. ૨૪૧–૨૪૨.

તે સમયે તે આત્મપ્રદેશોવડે લોકાકાશના સર્વ પ્રદેશોમાં વ્યાપી જાય છે. કેમકે લોકાકાશ અને એકજીવના સમાનપ્રદેશો છે. ૨૪૩.

संहरेत् पंचमे चासौ समयेऽन्तरपूरणम् ।
षष्टे संहृत्य मन्थानं संहरेत्सप्तमेऽररिम् ॥ २४४ ॥

संहरेदष्टमे दंडं शरीरस्थस्ततो भवेत् ।
अन्तमुहूर्तं जीवित्वा योगरोधाच्छिवं व्रजेत् ॥ २४५ ॥

यदाहुः— यस्य पुनः केवलिनः कर्म भवत्यायुषोऽतिरिक्ततरम् ।
स समुद्घातं भगवानुपगच्छति तत्समीकर्तुम् ॥ २४६ ॥

दंडं प्रथमे समये कपाटमथ चोत्तरे तथा समये ।
मन्थानमथ तृतीये विश्वव्यापी चतुर्थे तु ॥ २४७ ॥

संहरति पंचमे त्वन्तराणि मन्थानमथ पुनः षष्ठे ।
सप्तमके तु कपाटं संहरति ततोऽष्टमे दंडम् ॥ २४८ ॥

औदारिकप्रयोक्ता प्रथमाष्टमसमयोरसाविष्टः ।
मिश्रौदारिकयोक्ता सप्तमषष्ठद्वितीयेषु ॥ २४९ ॥

---

પછી પાંચમે સમયે તે આંતરા સંહરી લે, છઠ્ઠે સમયે મંથાન સંહરે અને સાતમે સમયે કપાટને સંહરી લે. ૨૪૪.

આઠમે સમયે દંડને સંહરી લે અને શરીરસ્થ થાય. પછી અન્તર્મુહૂર્ત જીવીને યોગ-શોધન કરી મોક્ષે જાય. ૨૪૫.

કહ્યું છે કે :—

આયુષ્ય કરતાં અધિક કર્મ જે કેવળી મહારાજને હોય છે તે બેઉને સમાન કરવાને ' સમુદ્ઘાત ' કરવાનું નામ લે છે. ૨૪૬.

( અને એ માટે ) પહેલે સમયે દંડ કરે, બીજે સમયે કપાટ કરે, ત્રીજે સમયે મંથાન કરે, ચોથે સમયે વિશ્વવ્યાપી થાય. ૨૪૭.

પાંચમે સમયે અન્તર સંહરે, છઠ્ઠે સમયે મન્થાન સંહરે, સાતમે કપાટ સંહરે અને પછી આઠમે સમયે દંડ સંહરે. ૨૪૮.

પહેલા અને આઠમા સમયમાં એને ઔદારિક શરીર હોય છે. જ્યારે સાતમા, છઠ્ઠા અને બીજા સમયમાં મિશ્રઔદારિકકાયનો યોગ હોય છે. ૨૪૯.

कार्मणशरी याक्ता चतुर्थके पंचमे तृतीये च ।
समयत्रयेऽपि तास्मि  भवत्यना रका नियमात् ॥ २५० ॥

किंच । समुद्  नि  सौ त्रिधा योगान् युनक्त्यपि ।
सत्यासत्यामृषाभिख्यौ योगौ मानसवाचिकौ ॥ २५१ ॥

पृष्टेषु मनसार्थेषु तत्रानुत्तरनाकिभिः ।
दातुं तदुत्तरं चेतोयोगयुग्मं युनक्ति सः ॥ २५२ ॥

तथा मनुष्यादिना च पृष्टोऽपृष्टोऽपि स प्रभुः ।
प्रयोजनविशषे  युनक्त्येतौ च वाचिकौ ॥ २५३ ॥

काययोगं प्र  जानो गमनागमनादिषु ।
चेष्टेत पीठप  द्यमर्पयेत्प्रातिहारिकम् ॥ २५४ ॥

एवं च—केश्चिद्  च्यते यत्तु  षषण्मासजीवितः ।
जिनः कुर्यात्समुद्घातं तदसत्यत्तथासति ॥ २५५ ॥

प्रा त  रिकपीठादेरादानमपि सम्भवेत् ।
श्रुते तु केवलं प्रोक्तं तत्प्रत्यप  मेव हि ॥२५६॥ युग्मम् ॥

---

ચોથા, પાંચમા અને ત્રીજા સમયમાં એનું કાર્મણ શરીર હોય છે. આ ત્રણ સમયોમાં વળી એ નિશ્ચયે અનાહારક હોય છે. ૨૫૦.

વળી,

સમુદ્ઘાતથી નિવૃત્ત થઈને આ કેવળી ભગવાન ત્રણે પ્રકારના યોગને પણ જોડે છે. એમાં, ( ૧ ) સત્ય અને ( ૨ ) નહિં સત્ય કે નહિં અસત્ય અર્થાત્ વ્યવહાર—એ નામના બે યોગ તે ' મનોયોગ ' અને ' વચનયોગ '. ૨૫૧.

અનુત્તરવિમાનના દેવો મન વડે કંઈ પણ પ્રશ્ન કરે અને એમને કેવલી મન વડે જ ઉત્તર આપે—એ (૧) મનોયોગ. વળી મનુષ્ય આદિના પૃષ્ટાપૃષ્ટ સંશયો ટાળવા માટે કેવલીને, વિશિષ્ટ પ્રયોજન હોવાથી, બોલવું જ પડે એ ( ૨ ) વચન યોગ. અને ગમનાગમનાદિ કરવામાં તથા પીઠપટ્ટ આદિ પાછું સોંપવું હોય ત્યારે ( ૩ ) કાયયોગ થાય. ૨૫૨–૨૫૪.

એમ હોવાથી છ માસ શેષ આયુ રહે છે ત્યારે કેવળીભગવાન સમુદ્ઘાત કરે છે એમ જે કેટલાક કહે છે—એ અસત્ય છે, કેમકે જો તેમ હોય તો ( સોંપેલા ) પીઠપટ્ટનું પુનઃગ્રહણ પણ સંભવે. પરન્તુ સિદ્ધાન્તમાં તો કેવળ એમને સોંપવાની જ વાત કરી છે. ૨૫૫–૨૫૬.

इत्याद्यधिकं प्रज्ञापनान्तिमपदवृत्तितोऽवसेयम् ॥

ततश्च—पर्याप्तसंज्ञिपंचाक्षमनोयोगाज्जघन्यतः ।

असंख्यगुणहीनं तं निरुंधानः क्षणे क्षणे ॥ २५७ ॥

असंख्येयैः क्षणैरेवं साकल्येन रुणद्धि तम् ।

ततः पर्याप्तक[illegible]वचोयोगाज्जघन्यतः ॥ २५८ ॥

असंख्यगुणहीनं तं निरुंधानः क्षणे क्षणे ।

एवं क्षणैरसंख्येयैः साकल्येन रुणद्धि सः ॥ २५९ ॥ विशेषकम् ॥

ततः पर्याप्तसूक्ष्मस्य [illegible]

असंख्यगुणहीनं तं निरुंधानः क्षणे क्षणे ॥ २६० ॥

असंख्यैः समयैरेवं साकल्येन रुणद्धि सः ।

योगान् रुधंश्च स ध्यायेत् शुक्लध्यानतृतीयकम् ॥ २६१ ॥ युग्मम् ॥

एतेन स उपायेन सर्वयोगनिरोधतः ।

अयोगतां समासाद्य शैलेशीं प्रतिपद्यते ॥ २६२ ॥

पंचानां ह्रस्ववर्णानामुच्चारप्रमितां च ताम् ।

प्राप्तः शैलेशनिष्कम्पः स्वी[illegible]तोत्कृष्टसंवरः ॥ २६३ ॥

---

આ કહ્યું એથી વિશેષ વિસ્તાર જોવો હોય તો 'પન્નવણા' સૂત્રના છેલ્લાં પદની ટીકામાં છે ત્યાંથી જાણી લેવો.

પછી, પર્યાપ્ત-સંજ્ઞી-પંચેન્દ્રિયના મનોયોગથી અસંખ્યગણા હીન-ઓછા એવા એ મનોયોગને ક્ષણે ક્ષણે રૂંધતા રૂંધતા અસંખ્યાત ક્ષણોમાં સર્વ મનોયોગોને રૂંધે છે. પછી જઘન્યથી પર્યાપ્ત બેઇન્દ્રિના વચનયોગથી અસંખ્યગણા ઓછા એવા એ વચનયોગને ક્ષણે ક્ષણે રૂંધતા રૂંધતા, અસંખ્યાત ક્ષણોમાં સર્વવચનયોગને રૂંધે છે. ૨૫૭-૨૫૯.

પછી સૂક્ષ્મપર્યાપ્તના કાયયોગથી જઘન્યતઃ અસંખ્યગણા ઓછા એવા તે કાયયોગને ક્ષણેક્ષણે રૂંધતા થકા, અસંખ્યાત ક્ષણોમાં સર્વકાયયોગને રૂંધે છે. આવી રીતે યોગોને રૂંધતા શુક્લધ્યાનના ત્રીજા પાયાને ધ્યાવતા હોય છે. ૨૬૦-૨૬૧

આવી રીતના ઉપાયથી સર્વયોગોને રૂંધી અયોગીપણું પામી 'શૈલેશી' અવસ્થા પ્રાપ્ત કરે છે. ૨૬૨.

પાંચ હ્રસ્વ અક્ષરોનો ઉચ્ચાર જેટલા વખતમાં થઇ શકે એટલો કાળ રહેનારી એ શૈલેશી

शुक्लध्यानं चतुर्थं च ध्यायन् युगपदंजसा ।
वेद्यायुर्नामगोत्राणि क्षपयित्वा स सिद्धयति ॥ २६४ ॥ युग्मम्॥

अगत्वापि समुद्घातमनन्ता निर्वृता जिनाः ।
अवाप्यापि समुद्घातमनन्ता निर्वृता जिनाः ॥ २६५ ॥

अत्रायं विशेषः ।

यः षण्मासाधिकायुष्को लभते केवलोद्गमम् ।
करोत्यसौ समुद्घातमन्ये कुर्वन्ति वा न वा ॥

इति गुणस्थानक्रमारोहे ॥

छम्मासाउसेसे उप्पण्णं जेसि केवलं नाणम् ।
ते नियमा समुघाइय सेसा समुघाय भइयव्वा ॥ इत्यस्य वृत्तौ ॥

इति केवलिसमुद्घातः ॥

आद्याः पंच समुद्घाताः सर्वेषामपि देहिनाम् ।
अनुभूता अनन्ताः स्युर्यथास्वं सर्वजातिषु ॥ २६६ ॥

---

અવસ્થા પામીને મેરૂપર્વત સમાન નિષ્કંપ રહી, ઉત્કૃષ્ટ સંવરતત્વ સ્વીકારી શુકલ ધ્યાનના ચોથા પાયાને ધ્યાવતા એકદમ વેદનીય, આયુ, નામ અને ગોત્ર—કર્મો ખપાવીને તે સિદ્ધ થાય છે. ૨૬૩–૨૬૪.

અનન્ત કેવળિઓ સમુદ્ઘાત વિના પણ મોક્ષે ગયેલા છે અને અનન્ત સમુદ્ઘાતવડે મોક્ષે ગયા છે. ૨૬૫.

અહિં વિશેષ એટલું કે:—

છ માસ શેષ આયુષ્ય રહ્યું હોય ત્યારે જે કેવળજ્ઞાન પામે છે તે સમુદ્ઘાત કરે છે. બીજાઓ કરે અથવા ન પણ કરે.

એવી રીતે 'ગુણસ્થાન ક્રમારોહ' ગ્રંથમાં કહ્યું છે.

વળી એ ગ્રંથની વૃત્તિમાં આમ શબ્દો છે:—છમાસ આયુષ્ય બાકી રહે તે વખતે જેઓને કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે એઓ નિશ્ચયે સમુદ્ઘાત કરે છે. બાકીનાઓના સમુદ્ઘાતની 'ભજના' જાણવી–અર્થાત્ એઓ 'સમુદ્ઘાત' કરે યા ન કરે.

એ પ્રમાણે સાતમા 'કેવલીસમુદ્ઘાત' વિષે કહ્યું.

પહેલા પાંચ એટલે કે (૧) વેદનાથી નીપજેલો (૨) કષાયથી નીપજેલો (૩) મરણાન્તિક (૪) વૈક્રિય અને (૫) આહારક–આ સમુદ્ઘાતો સર્વ પ્રાણીઓએ સર્વજાતિઓમાં અનન્તવાર અનુભવ્યા હોય છે. ૨૬૬.

भावेन... न सन्त्येव केषांचित् लघुकर्मणाम् ।
केषां... त्वंगिनामेकद्व्याद्... स्युरनेकशः ॥ २६७ ॥

यावद् गणया अगणया वा स्युः केषांचिदनन्तकाः ।
यथास्वं सर्वजातित्वे विज्ञेया बहुकर्मणाम् ॥ २६८ ॥

नवरम्– सूक्ष्मानादिनिगोदैस्तु निगोदे त्रय एव ते ।
अनुभूता अनन्ताः स्युर्भाविनस्ते तु सर्ववत् ॥ २६९ ॥

आहारका नरान्येषां केषांचिन्नृभवे त्रयः ।
अतीताः स्युर्भाविनस्तु ते चत्वारो न चाधिकाः ॥ २७० ॥

सम्भवेयुश्चत्वारोऽनुभूता नृभवे नृणाम् ।
भविष्यन्तोऽपि विज्ञेया स्तावन्तो नृभवे नृणाम् ॥ २७१ ॥

चत्वारोऽपि व्यतीतास्तु ना... ... नृन् विना यतः ।
आ...रकं तुर्यवारं कृत्वा सिध्यति तद्भवे ॥ २७२ ॥

तथोक्तं प्रज्ञा... —

इह यश्चतुर्थवेलमाहारकं करोति स नियमात्तद्भव एव मुक्तिमा...दयति न गत्यन्त मिति ।

કેટલાક લઘુકર્મી જીવોને એ સમુદ્‌ઘાત થનારા હોતા જ નથી. જ્યારે કેટલાકને એ એક બે–એમ અનેક થાય છે. ૨૬૭.

વળી કેટલાક બહુકર્મી જીવોને સંખ્યાત સમુદ્‌ઘાત થાય છે, કેટલાક બહુકર્મીને અસંખ્યાત થાય છે અને કેટલાકને તો અનન્ત થાય છે. ૨૬૮

ફેરમાં એટલું કે—સૂક્ષ્મઅનાદિક નિગોદના જીવોએ નિગોદમાં ભૂતકાળમાં એ ત્રણ જ સમુદ્‌ઘાત અનન્તવાર અનુભવેલા હોય છે. ભવિષ્યકાળમાં તો સર્વની પેઠે. ૨૬૯.

મનુષ્ય શિવાય કેટલાક અન્ય પ્રાણીઓને મનુષ્યભવમાં ત્રણ આહારક સમુદ્‌ઘાત થયેલા હોય છે અને થવાનાં ચાર જ હોય છે. અધિક નહિં. ૨૭૦.

મનુષ્યોને મનુષ્યભવમાં અનુભવેલા આહારક સમુદ્‌ઘાતો ચાર જ સંભવે છે. મનુષ્ય ભવમાં થવાના પણ તેટલા જ હોય. ૨૭૧.

કેમકે મનુષ્ય શિવાય બીજાઓને ચારે આહારક સમુદ્‌ઘાતો વ્યતીત થયેલા ન હોય, કારણ એ કે એઓ ચોથો આહારક સમુદ્‌ઘાત કરીને તે જ ભવમાં સિદ્ધ થાય છે. ૨૭૨.

'પ્રજ્ઞાપ્તસૂત્ર' માં પણ કહ્યું છે કે—

सप्तमस्तु न कस्यापि स्यादतीतो नरं विना ।
भाव्यप्येकोऽन्यजन्तूनां केषांचिन्नृत्व एव सः ॥ २७३ ॥

समुद्घातोत्तीर्णजिनं प्रतीत्यैको निषेवितः ।
मनुष्यस्य मनुष्यत्वेऽनागतोऽप्येक एव सः ॥ २७४ ॥

असद्वेद्यादिश्रितश्चाद्यो मोहनीयाश्रितः परः ।
अन्तर्मुहूर्त्तशेषायुःसंश्रितः स्यात्तृतीयकः ॥ २७५ ॥

तुर्यपंचमषष्टाश्च नामकर्मसमाश्रिताः ।
नामगोत्रवेद्यकर्मसंश्रितः सप्तमो भवेत् ॥ २७६ ॥

इति जीवसमुद्घाताः ॥

योऽप्यचित्तमहास्कन्धः समुद्घातोऽस्त्यजीवजः ।
अष्टसामयिकः सोऽपि ज्ञेयः सप्तमवत्सदा ॥ २७७ ॥

पुद्गलानां परीणामाद्विश्रसोत्थात्स जायते ।
अष्टभिः समयैर्जातसमाप्तो जिनसत्कवत् ॥ २७८ ॥

અહિં જે ચોથીવાર આહારક સમુદ્ઘાત કરે છે તે તેજ ભવમાં ‘મોક્ષ’ પામે છે, બીજી ગતિમાં એને જવાનું હોય નહિં.

સાતમો સમુદ્ઘાત મનુષ્યભવ શિવાય અતીત થયેલો હોતો નથી. જે કોઇ પ્રાણીને એ સમુદ્ઘાત થવાનો હોય તે મનુષ્યભવમાં જ, અને તે યે વળી એક જ થાય છે. ૨૭૩.

સમુદ્ઘાતથી ઉત્તીર્ણ થયેલા કેવળીએ તો એક સાતમો જ સવેલો હોય છે; અને મનુષ્ય પણામાં મનુષ્યને, અનાગત એવો તે સમુદ્ઘાત પણ એક જ હોય છે. ૨૭૪.

પહેલો સમુદ્ઘાત ‘અસાતાવેદનીય’કર્મના આશ્રયવાળો છે; બીજો ‘મોહનીય’ કર્મના આશ્રયવાળો અને ત્રીજો ‘ અન્તરર્મુહૂર્તશેષ આયુકર્મના ’ આશ્રયવાળો છે. ૨૭૫.

ચોથો, પાંચમો અને છઠ્ઠો—એ ત્રણ સમુદ્ઘાત નામકર્મના આશ્રયવાળા છે; અને સાતમો નામકર્મ, ગોત્રકર્મ અને વેદનીયકર્મ એ ત્રણેના આશ્રયવાળો છે. ૨૭૬.

એવી રીતે જીવોના સમુદ્ઘાતના સંબંધમાં જાણવું.

વળી અચિત્ત મહા સ્કંધરૂપ, અજીવથી થયેલો જે સમુદ્ઘાત છે તેનો કાળ સાતમા સમુદ્ઘાતની પેઠે આઠ સમયનો છે. ૨૭૭.

સ્વભાવથી ઉત્પન્ન થયેલા પુદ્ગળોના પરિણામથી, તે, કેવળિસમુદ્ઘાતની પેઠે આઠ સમયમાં સમાપ્ત થાય છે. ૨૭૮.

इति समुद्घातः ॥ १२ ॥

विवक्षितभवादन्यभवे गमनयोग्यता ।
या भवेदेहिनां सात्र गतिर्गतं च कथ्यते ॥ २७९ ॥

इति गतिस्वरूपम् ॥ १३ ॥

विवक्षिते भवेऽन्येभ्यो भवेभ्यो या च देहिनाम् ।
उत्पत्तौ योग्यता सात्रागतिरित्युपदर्शिता ॥ २८० ॥

एकसामयिकीसंख्या मृत्यूत्पत्त्योस्तथान्तरम् ।
द्वारेऽस्मिन्नेव वक्ष्यन्ते तद्द्वाराणि पृथग् न तत् ॥ २८१ ॥

इति आगतिस्वरूपम् ॥ १४ ॥

विवक्षितभवान्मृत्वोत्पद्य चानन्तरे भवे ।
यत्सम्यक्त्वाद्यश्नुतेंऽगी सानन्तराप्तिरुच्यते ॥ २८२ ॥

इति अनन्तराप्तिस्वरूपम् ॥ १५ ॥

लब्ध्वा नृत्वादिसामग्रीं यावन्तोऽधिकृतांगिनः ।
सिद्ध्यन्त्येकक्षणे सैकसमयेसिद्धिरुच्यते ॥ २८३ ॥

આ પ્રમાણે ' સમુદ્‌ઘાત ' નામના **બારમા ' દ્વાર '** નું સ્વરૂપ સંપૂર્ણ.

વિવક્ષિત ભવથી અન્ય ભવમાં ' જવાની યોગ્યતા ' પ્રાણીઓમાં આવે એ ગતિ કે ગત કહેવાય. ૨૭૯.

એ ' ગતિ ' નામના **તેરમા દ્વાર**નું સ્વરૂપ.

અન્ય ભવોથી વિવક્ષિત ભવમાં ' આવવાની યોગ્યતા ' પ્રાણીઓમાં આવે એ 'આગતિ' કહેવાય. ૨૮૦.

એકસમયવાળી સંખ્યા તથા મૃત્યુ અને ઉત્પત્તિનું અન્તર–એ સર્વ આ જ ' દ્વાર ' માં કહેશું. એનાં જૂદાં જૂદાં દ્વારો નથી કર્યાં. ૨૮૧.

એ પ્રમાણે ' આગતિ ' નામના **ચૌદમા દ્વાર** નું સ્વરૂપ.

વિવક્ષિત ભવથી મૃત્યુ પામીને અને બીજા ભવમાં ઉત્પન્ન થઇને પ્રાણી સમક્તિ આદિને ફરસે છે એને ' અનન્તરાપ્તિ ' કહે છે. ૨૮૨.

એ પ્રમાણે એ **પંદરમું ' દ્વાર '** સમજાવ્યું.

મનુષ્યપણા–આદિની સામગ્રી પામીને લાયકાતવાળાં થયેલાં પ્રાણીઓ જેટલાં એક સમયમાં સિદ્ધિ પામે છે એને ' એકસમયેસિદ્ધિ ' કહે છે. ૨૮૩.

इति एकसमयसिद्धिस्वरूपम् ॥ १६ ॥

कृष्णादिद्रव्यसाचिव्यात्परिणामो य आत्मनः ।
स्फटिकस्येव तत्रायं लेश्याशब्दः प्रवर्त्तते ॥ २८४ ॥
द्रव्याण्येतानि योगान्तर्गतानीति विचिन्त्यताम् ।
सयोगत्वेन लेश्यानामन्वयव्यतिरेकतः ॥ २८५ ॥
यावत्कषायसद्भावस्तावत्तेषामपि स्फुटम् ।
अमून्युपबृंहकाणि स्युः साहायककृत्तथा ॥ २८६ ॥
दृष्टं योगान्तर्गतेषु द्रव्येषु च परेष्वपि ।
उपबृंहणसामर्थ्यं कषायोदयगोचरम् ॥ २८७ ॥
यथा योगान्तर्गतस्य पित्तद्रव्यस्य लक्ष्यते ।
क्रोधोदयोद्दीपकत्वं स्याच्चण्डोऽतिपित्तकः ॥ २८८ ॥
द्रव्येषु बाह्येष्वप्येवं कर्मणामुदयादिषु ।
सामर्थ्यं दृश्यते तत्किं न योगान्तर्गतेषु तत् ॥ २८९ ॥

એ સોળમું દ્વાર.

હવે 'લેશ્યા' નામના **સત્તરમા 'દ્વાર'** નું સ્વરૂપ નીચે પ્રમાણે:—

કૃષ્ણ આદિક દ્રવ્યના સંયોગથી સ્ફટિકરત્નનું જેમ બીજું નવું પરિણામ થાય છે તેમ કર્મોના સંયોગથી આત્માનું પરિણામ થાય છે તેને 'લેશ્યા' કહે છે. ૨૮૪.

'અન્વય' અને 'વ્યતિરેક' થી 'લેશ્યા' ના સયોગપણાને લીધે આ દ્રવ્યો યોગને વિષે અન્તર્ગત છે—એમ સમજવું. ૨૮૫.

જેટલા પ્રમાણમાં કષાયનો સદ્ભાવ હોય તેટલા પ્રમાણમાં એ કષાયોને, આ દ્રવ્યો, સહાયકારક થઇ, પ્રકટ કરે છે. ૨૮૬.

કેમકે યોગાન્તર્ગત અન્ય દ્રવ્યોમાં પણ, કષાયના ઉદયમાં જે પ્રકટનસામર્થ્ય છે તે સામર્થ્ય દેખાઇ આવે છે. ૨૮૭

જેમકે યોગાન્તર્ગત પિત્તદ્રવ્યમાં ક્રોધના ઉદયને ઉદ્દીપન કરવાનો ગુણ દેખાય છે. કેમકે ક્રોધાતુર માણસની અતિ પિત્ત પ્રકૃતિ હોય છે. ૨૮૮.

એવી રીતે કર્મના ઉદયાદિકરૂપ 'બાહ્ય' દ્રવ્યોમાં પણ જ્યારે એવું સામર્થ્ય દૃષ્ટિગોચર થાય છે ત્યારે યોગના 'અન્તર્ગત' દ્રવ્યોમાં એ સામર્થ્ય કેમ ન હોય ? ૨૮૯.

सुरादध्यादिकं ज्ञानदर्शनावरणोदये ।
तत्क्षयोपशमे हेतुर्भवेद्ब्राह्मीवचादिकम् ॥ २९० ॥

एवं च । कषायोद्दीपकत्वेऽपि लेश्यानां न तदात्मता ।
तथात्वे ह्यकषायाणां लेश्याभावः प्रसज्यते ॥ २९१ ॥

लेश्याः स्युः कर्मनिष्यन्द इति यत्कैश्चिदुच्यते ।
तदप्यसारं निष्यन्दो यदि तत्कस्य कर्मणः ॥ २९२ ॥

चेद्यथायोगमष्टानामप्यसौ कर्मणामिति ।
तच्चतुःकर्मणामेताः प्रसज्यन्तेऽप्ययोगिनाम् ॥ २९३ ॥

न यद्ययोगिनामेता घातिकर्मक्षयान्मता ।
तत एव तदा न स्युर्योगिकेवलिनामपि ॥ २९४ ॥

ननु च । योगस्य परिणामत्वे लेश्यानां हेतुता भवेत् ।
प्रदेशबन्धं प्रत्येव न पुनः कर्मणां स्थितौ ॥ २९५ ॥

"जोगा पयडिपएसं । ठिइअणुभागं कसायओ कुणइ" इति वचनात् ।

જેમકે; મદિરા, દહીં આદિક જ્ઞાનાવરણી અને દર્શનાવરણીના ઉદયના હેતુરૂપ છે અને બ્રાહ્મી, વજ આદિક એઓના ક્ષયોપશમના હેતુરૂપ છે. ૨૯૦.

વળી એવી રીતે કષાયોની ઉદ્દીપકતા થયા છતાં પણ લેશ્યાઓની તદાત્મકતા થતી નથી. કેમકે જો એમ થાય એમ કહીએ તો અકષાયોને લેશ્યાના અભાવનો પ્રસંગ આવે. ૨૯૧.

વળી લેશ્યા—એ કર્મનો નિષ્યંદ છે એમ કેટલાક કહે છે તે પણ યોગ્ય નથી; કેમકે નિષ્યંદ હોય તો ક્યા કર્મનો નિષ્યંદ હોય ? ( એ કહો ). ૨૯૨.

જો એમ કહેતા હો કે એ આઠે કર્મોનો નિષ્યંદ છે, તો ચાર કર્મોવાળા અયોગીઓને પણ તેઓનો પ્રસંગ આવે. પણ ઘાતીકર્મોનો ક્ષય થયેલો હોઇને, એ લેશ્યાઓ અયોગીઓને ન હોય; અને તેથીજ સયોગી કેવળીને પણ ન હોય. ૨૯૩–૨૯૪.

અહિં કોઇ એવો પક્ષ માંડે કે " યોગનું પરિણામપણું કબુલ કરીએ તો લેશ્યાઓ પ્રદેશબંધની જ હેતુભૂત થાય, પણ કર્મની સ્થિતિની હેતુભૂત ન થાય; કેમકે એમ કહ્યું છે કે– યોગો પ્રકૃતિપ્રદેશબંધને અને કષાયો સ્થિતિઅનુભાગબંધને કરે છે. " ૨૯૫.

अत्रोच्यते। न कर्मस्थितिहेतुत्वं लेश्यानां कोऽपि मन्यते ।
कषाया एव निर्दिष्टा यत्कर्मस्थितिहेतवः ॥ २९६ ॥

लेश्याः पुनः कषायान्तर्गतास्तत्पुष्टिकृत्तया ।
तत्स्वरूपा एव सत्योऽनुभागं प्रति हेतवः ॥ २९७ ॥

एतेन । यत्क्वचिल्लेश्यानामनुभागहेतुत्वमुच्यते शिवशर्माचार्यकृत-शतकग्रन्थे च कषायाणामनुभागहेतुत्वमुक्तम् तदुभयमपि उपपन्नम् । कषायोदयोपबृंहिकाणां लेश्यानामपि उपचारनयेन कषायस्वरूपत्वात् ॥ त्याद्याधिकं प्रज्ञापनालेश्यापदवृत्तितः अवसेयम् ॥

सा च षोढा कृष्णानीलकापोतसंज्ञितास्तथा ।
तेजोलेश्यापद्मलेश्याशुक्ललेश्येति नामतः ॥ २९८ ॥

खंजनांजनजीमूतभ्रमद्भ्रमरसन्निभा ।
कोकिलाकलभीकल्पा कृष्णलेश्या स्ववर्णतः ॥ २९९ ॥

पिच्छतः शुकचाषानां केकिकापोतकंठतः ।
नीलाब्जवनतो नीला नीललेश्या स्ववर्णतः ॥ ३०० ॥

---

તો એનું સમાધાન એમ કરવું કે લેશ્યાઓ કર્મસ્થિતિનું કારણ છે એમ કોઇ પણ માનતું નથી. કર્મસ્થિતિના કારણભૂત તો કષાયો જ છે. લેશ્યાઓ તો એ કષાયોમાં અન્તર્ગત થઇને એની પુષ્ટિ કરનારી હોઇને તત્સ્વરૂપ થઇ અનુભાગબંધની હેતુભૂત થાય છે. ૨૯૬-૨૯૭.

આમ હોવાથી જ, ક્વચિત્ લેશ્યાઓ ' અનુભાગ ' ની હેતુરૂપ કહી છે એ વાત, અને શિવશર્મા આચાર્યે પોતાના ' શતક ' ગ્રંથમાં કષાયોને અનુભાગહેતુ ઠરાવ્યા છે એ વાત— બેઉ યોગ્ય જ છે. કેમકે કષાયોના ઉદયને સહાય કરનારી લેશ્યાઓ ઉપચારનયે કષાયસ્વરૂપ જ કહેવાય. આથી અધિક ખુલાસો, ' પ્રજ્ઞાપના ' સૂત્રમાં ' લેશ્યાપદ ' ઉપર વૃત્તિ-ટીકા આપી છે તે પરથી મેળવવો.

લેશ્યા છ પ્રકારની છે: (૧) કૃષ્ણલેશ્યા (૨) નીલલેશ્યા (૩) કાપોતલેશ્યા (૪) તેજોલેશ્યા (૫) પદ્મલેશ્યા અને (૬) શુકલલેશ્યા. ૨૯૮.

(૧) કૃષ્ણલેશ્યા ખંજનપક્ષી, અંજન ( મસી ), મેઘ, ભ્રમર, કોકિલ અને હાથણીના રંગની છે. ૨૯૯.

(૨) નીલલેશ્યા પોપટ અને ચાષપક્ષીના પિચ્છ, મયૂર અને કપોતના કંઠ, તથા નીલ કમળના વનના રંગની છે. ૩૦૦.

जैत्रा खा[illegible]मतसीपुष्पसोदरा ।
कापोतलेश्या वर्णेन वृन्ताक[illegible]सुमौघजित् ॥ ३०१ ॥

पद्मरागनवादित्यसंध्यागुंजार्धतोऽधिका ।
तेजोलेश्या स्ववर्णेन विद्रुमांकुरजित्वरी ॥ ३०२ ॥

सुवर्णयूथिकास्वर्णकर्णिकारौघचम्पकान् ।
पराभवन्ती वर्णेन पद्मलेश्या प्रकीर्तिता ॥ ३०३ ॥

गोक्षीरदधिडिंडीरपिंडादधिकपांडुरा ।
वर्णतः शरदभ्राणां शुक्ललेश्याभिभाविनी ॥ ३०४ ॥

किराततिक्तत्रपुषी कटुतुम्बीफलानि च ।
त्वचः फलानि निम्बानां [illegible]लेश्या रसैर्जयेत् ॥ ३०५ ॥

पिप्पलीशृंगबेराणि मरीचानि च राजिकाम् ।
हस्तिपिप्पलिकां जेतुं नीललेश्या रसैः प्रभुः ॥ ३०६ ॥

आमानि मातुलिंगानि कपित्थबदराणि च ।
फणसा मलकानीष्टे रसैर्जेतुं तृतीयिका ॥ ३०७ ॥

(૩) કાપોતલેશ્યા ખદિરવૃક્ષનો સાર, શણના પુષ્પ અને વૃન્તાકના પુષ્પના રંગની છે. ૩૦૧.

( ૪ ) તેજોલેશ્યા પદ્મરાગમણિ, ઉગતા સૂર્ય, સંધ્યા, ચણોઠીનો અર્ધભાગ અને પરવાળાના રંગની છે. ૩૦૨.

( ૫ ) પદ્મલેશ્યા સુવર્ણ, યુથિકા પુષ્પ, કરેણના પુષ્પ અને ચમ્પાના પુષ્પના રંગની છે. ૩૦૩

( ૬ ) શુક્લલેશ્યા ગાયના દુધ, દહિં, સમુદ્રફીણ અને શરદઋતુના વાદળાના વર્ણની છે. ૩૦૪.

હવે એ લેશ્યાઓ ‘ રસ ’ પરત્વે કેવી છે તે કહે છે—

( ૧ ) કૃષ્ણલેશ્યા રસમાં, લીંબડો, કડવી ત્રપુષી, કડવી તુંબડી અને લીંબડાની છાલ તથા લીંબોળી જેવી છે. ૩૦૫

( ૨ ) નીલલેશ્યા રસમાં પીપર, આદુ, મરચાં, રાજિકા, તથા ગજપીપર જેવી છે. ૩૦૬

( ૩ ) કાપોતલેશ્યા રસમાં કાચાંબીજોરાં, કપિત્થ, બોર, ફણસ અને આમળા જેવી છે. ૩૦૭

वर्णगन्धरसापन्नपक्वाम्रादिसमुद्भवान् ।
रसानधिकमाधुर्या तुर्या धिक्कुरुते रसैः ॥ ३०८ ॥

द्राक्षाखर्जूरमाध्वीकवारुणीनामनेकधा ।
चन्द्रप्रभादिसीधूनां जयिनी पंचमी रसैः ॥ ३०९ ॥

शर्करागुडमत्स्यन्डीखन्डाखन्डादिकानि च ।
माधुर्यधुर्यवस्तूनि शुक्ला विजयते रसैः ॥ ३१० ॥

आद्यास्तिस्रोऽतिदुर्गन्धा अप्रशस्ता मलीमसाः ।
स्पर्शतः शीतरुक्षाश्च संक्लिष्टा दुर्गतिप्रदाः ॥ ३११ ॥

अन्त्यास्तिस्रोऽतिसौगन्ध्याः प्रशस्ता अतिनिर्मलाः ।
स्निग्धोष्णाः स्पर्शगुणतोऽसंक्लिष्टाः सुगतिप्रदाः ॥ ३१२ ॥

परस्परमिमाः प्राप्य यान्ति तद्रूपतामपि ।
वैदूर्यरक्तपटयोर्ज्ञेये तत्र निदर्शने ॥ ३१३ ॥

तत्रापि देवनारकलेश्यासु वैदूर्यस्य निदर्शनम् ।
तिर्यग्मनुजलेश्यासु रक्तवस्त्रनिदर्शनम् ॥ ३१४ ॥

( ४ ) तेजो लेश्या रसमां वर्णगन्धरसयुकत आम्रफळ जेवी छे. ३०८

( ५ ) पद्मलेश्या रसमां द्राक्ष, खजुर, महुडा वगेरेना आसव अने चन्द्रप्रभा आदि मदिरा जेवी छे. ३०९

( ६ ) शुकल लेश्या रसमां साकर, गोळ, खांड, शेरडी वगेरे अति मधुर वस्तुओ जेवी छे. ३१०

हवे ए छओनुं गन्ध अने स्पर्श परत्वे वर्णन—

पहेली त्रण लेश्याओ अति दुर्गन्धथी भरेली, अप्रशस्त अने मलिन छे. एमनो स्पर्श शीत अने रुक्ष छे. एओ वळी क्लेश करावनारी अने दुर्गतिमां लइ जनारी छे. ३११.

छेल्ली त्रण अत्यन्त सुवासित, प्रशस्त अने निर्मळ छे. एमनो स्पर्श स्निग्धोष्ण छे. एओ वळी शान्ति पमाडनारी अने सद्गतिए लइ जनारी छे. ३१२

आ लेश्याओ वळी परस्पर मळी जाय छे त्यारे तद्रूप पण थई जाय छे. ए उपर वैडूर्य मणिनुं अने रकतवस्त्रनुं—एम बे दृष्टांत कह्यां छे. ३१३

एमां पण देवोनी अने नारकीओनी लेश्या परत्वे वैडूर्यमणिनुं तथा मनुष्य अने तिर्यंचोनी लेश्या परत्वे रक्तवस्त्रनुं दृष्टांत छे. ३१४.

तथाहि । देवनारकयोर्लेश्या आभवान्तभवस्थिताः ।
नानाकृतिं यान्ति किन्तु द्रव्यान्तरोपधानतः ॥ ३१५ ॥

न तु सर्वात्मना स्वीयं स्वरूपं संत्यजन्ति ताः ।
सद्वैदूर्यमणिर्यद्वन्नानासूत्रप्रयोगतः ॥ ३१६ ॥

जपापुष्पादिसान्निध्याद्यथा वादर्शमंडलम् ।
नानावर्णा- दधदपि स्वरूपं नोज्झति स्वकम् ॥ ३१७ ॥

अत एव भावपरावृत्त्या नारकनाकिनोः ।
भवन्ति लेश्याः षडपि तदुक्तं पूर्वसूरिभिः ॥ ३१८ ॥

सुरनारयाण ताओ दव्वलेसा अवट्ठिया भणिया ।
भावपरावत्तीए पुण एसु हुन्ति छल्लेसा ॥ ३१९ ॥

दुष्टलेश्यावतां नारकाणामप्यत एव च ।
सम्यक्त्वलाभो घटते तेजोलेश्यादिसम्भवी ॥ ३२० ॥

તે આ પ્રમાણે—

દેવતા અને નારકીના જીવોની લેશ્યા છેક ભવાન્ત સુધી અવસ્થિત રહે છે; ફક્ત અન્ય દ્રવ્યોના ઉપધાન–સંસર્ગથી નાના પ્રકારની આકૃતિ ધારણ કરે છે. ૩૧૫.

જેમ ઉત્તમ સ્ફટિકરત્ન વિવિધ સૂત્રના સંસર્ગથી પણ પોતાનું સ્વરૂપ બદલતું નથી તેમ એ બેઉ જીવોની લેશ્યાઓ પોતાનું સ્વરૂપ બદલતી નથી. ૩૧૬.

જેમ જપા પુષ્પ વગેરેના સાન્નિધ્યથી દર્પણ વિવિધ વર્ણોને ધારણ કરતું છતાં પણ પોતાના સ્વરૂપને ત્યજતું નથી તેમ એ લેશ્યાઓ પણ નિજ સ્વરૂપ ત્યજતી નથી. ૩૧૭.

આમ છે માટેજ ભાવના પરાવર્તનને લીધે દેવતાઓ અને નારકીના જીવોને છ એ લેશ્યાઓ છે.

પૂર્વાચાર્યો કહી ગયા છે કે—

દેવતા અને નારકીઓને દ્રવ્ય લેશ્યાઓ જ કહેલી છે. પણ ભાવના પરાવર્તનથી છ લેશ્યા થાય છે. ૩૧૯.

આમ હોવાથી જ દુષ્ટ લેશ્યાવાળા નારકીના જીવોને, તેજોલેશ્યા આદિથી ઉત્પન્ન થતા સમકિતની પ્રાપ્તિ ઘટી શકે છે. ૩૨૦.

यदाहुः । सम्मत्त स्स य तिसु उवरिमासु पडिवज्जमाणओ होइ ।
पुव्वपडिवन्नओ पुण अन्नयरीए उ लेसाए ॥

तथैव तेजोलेश्याढ्ये घटते संगमामरे ।
वीरोपसर्गकर्तृत्वं कृष्णालेश्यादिसम्भवि ॥ ३२१ ॥

स्वरूपत्यागतः सर्वात्मना तिर्यग्मनुष्ययोः ।
लेश्यास्तद्रूपतां यान्ति रागक्षिप्तपटादिवत् ॥ ३२२ ॥

अत एवोत्कर्षतोऽप्यन्तर्मुहूर्तमवस्थिताः ।
तिर्यग्नृणां परावर्त्त यान्ति लेश्यास्ततः परम् ॥ ३२३ ॥

बहुधासां परीणामस्त्रिधा वा नवधा भवेत् ।
सप्तविंशतिधा चैकाशीतिधा त्रिगुणास्तथा ॥ ३२४ ॥

जघन्यमध्यमोत्कृष्टभेदात्त्रिविधो भवेत् ।
प्रत्येकमेषां स्वस्थानतारतम्यविचिन्तया ॥ ३२५ ॥

भवेन्नवविधस्तेषामपि भेदविवक्षया ।
सप्तविंशतिधाख्याऽप्येवं भेदैस्त्रिभिस्त्रिभिः ॥३२६॥ युग्मम्॥

કહ્યું છે કે—

ઉપલી એટલે પહેલી ત્રણ લેશ્યાઓમાં સમ્યક્ત્વની પ્રતિપત્તિ થાય છે. અને પૂર્વે જેને એ સમ્યક્ત્વની પ્રતિપત્તિ થયેલી હોય છે એઓ બાકીની ત્રણ લેશ્યાઓમાં હોય છે.

એજ રીતે તેજોલેશ્યાવાળા સંગમદેવે વીરપ્રભુને ઉપસર્ગ કર્યા તે કૃષ્ણાદ લેશ્યાના સંભવને લઇને સમજવા. ૩૨૧.

મનુષ્ય અને તિર્યંચની લેશ્યાઓ સ્વરૂપના સર્વતઃ ત્યાગથી રંગમાં ઝબોળેલાં વસ્ત્રની પેઠે તદ્રૂપ થઈ જાય છે. ૩૨૨.

આથી કરીને જ તિર્યંચ અને મનુષ્યની લેશ્યાઓ ઉત્કૃષ્ટપણે અન્તર્મુહૂર્ત સુધી રહે છે, અને પછી એકદમ બદલાઇ જાય છે. ૩૨૩.

આ લેશ્યાઓનો પરિણામ બહુધા ત્રણ પ્રકારે, નવ પ્રકારે, સત્યાવીશ પ્રકારે, એકાશી પ્રકારે-એમ ત્રણ ત્રણ ગણો હોય છે. ૩૨૪.

જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ-એમ ત્રણ પ્રકાર;

એ પ્રત્યેકના નિજસ્થાનના તારતમ્યની અપેક્ષાએ નવ પ્રકાર;

तथाहुः प्रज्ञापनायाम्—

कराहलेसाणं भंते कतिविहं परिणामं परिणमति । गोतम तिविहं वा गावविहं वा सत्तावीसतिविहं वा एक्कासीतिविहं वा तेश्रालदुसयविहं वा बहुं वा बहुविहं वा परिणामं परिणमति ॥

लेश्यापरिणामस्यादिमान्त्ययोर्नांगिनां मृतिः क्षणयोः ।
अन्तर्मुहूर्त्तकेऽन्त्ये शेषे वाद्ये गते सा स्यात् ॥
तत्राप्यन्तर्मुहूर्त्तेन्त्ये शेषे नारकनाकिनः ।
म्रियन्ते नरतिर्यंचश्चाद्येऽतीत इति स्थितिः ॥

कृष्णायाः स्थितिरुत्कृष्टा त्रयस्त्रिंशत्पयोधयः ।
प्राच्याग्र्यभवसम्बन्ध्यन्तर्मुहूर्त्तद्वयाधिका ॥ ३२७ ॥
पल्यासंख्येयभागाढ्या नीलायाः सा दशाब्धयः ।
पल्यासंख्यांशसंयुक्ता कापोत्यास्तु त्रयोऽब्धयः ॥ ३२८ ॥

---

અને એમના પણ ત્રણ ત્રણ ગણા કરતાં જતાં સત્યાવીશ, એકાશી, બસો ને તેંતાળીશ ઇત્યાદિ ભેદો થાય. ૩૨૫–૩૨૬.

એ સંબંધી પ્રજ્ઞાપના સુત્રમાં કહ્યું છે કે—

ગૌતમ પ્રશ્ન કરે છે—હે ભગવાન, કૃષ્ણલેશ્યા કેટલા પ્રકારે પરિણમે ? એનો પ્રભુ ઉત્તર આપે છે—હે ગૌતમ, કૃષ્ણલેશ્યા ત્રણ પ્રકારે પરિણમે, નવ પ્રકારે પરિણમે, સત્યાવીશ પ્રકારે પરિણમે, એકાશી પ્રકારે પરિણમે, બસો ને તેતાળીશ પ્રકારે પરિણમે, એમ ત્રણ ત્રણ ગણા કરતાં ઘણે ઘણે પ્રકારે પરિણમે.

લેશ્યાપરિણામના પહેલા અને છેલ્લા ક્ષણમાં પ્રાણીનું મૃત્યુ થતું નથી; છેલ્લું અન્તર્મુહૂર્ત્ત શેષ રહ્યું હોય ત્યારે અથવા પહેલું અન્તર્મુહૂર્ત વ્યતીત થયું હોય ત્યારે થાય છે. એમાં પણ છેલ્લું અન્તર્મુહૂર્ત્ત શેષ રહ્યું હોય ત્યારે નારકી અને દેવતાઓનું મૃત્યુ થાય અને પહેલું વીત્યે મનુષ્ય અને તિર્યંચનું મૃત્યુ થાય.

કૃષ્ણલેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમ અને બે અન્તર્મુહૂર્તની છે. ( એક અન્તર્મુહૂર્ત પૂર્વના ભવ સંબંધીનું, અને એક અન્તર્મુહૂર્ત આગળના ભવ સંબંધીનું—એમ બે ). ૩૨૭.

નીલલેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ દશ સાગરોપમ અને ઉપર એક પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ—એટલી છે. કાપોત લેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ સાગરોપમ અને ઉપર એક પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ—એટલી છે. ૩૨૮.

प्राच्याग्र्यभवसत्कान्तर्मुहूर्तद्वयमेतयोः ।
पल्यासंख्यांश एवान्तर्भूतं नेत्युच्यते पृथक् ॥ ३२९ ॥

एवं तैजस्यामपि भाव्यम् ।

तैजस्या द्वौ पयोराशी पल्यासंख्यलवाधिकौ ।
द्व्यन्तर्मुहूर्ताभ्यधिकाः पद्माया दश वार्धयः ॥ ३३० ॥
द्व्यन्तर्मुहूर्ताः शुक्लायास्त्रयस्त्रिंशत्पयोधयः ।
अन्तर्मुहूर्तं सर्वासां जघन्यतः स्थितिर्भवेत् ॥ ३३१ ॥
आद्यात्र सप्तममहीगरिष्ठस्थित्यपेक्षया ।
धूमप्रभाद्यप्रतरोत्कृष्टायुश्चिन्तया परा ॥ ३३२ ॥
शैलाद्यप्रतरे ज्येष्ठमपेक्ष्यायुस्तृतीयिका ।
तुर्या चैशानदेवानामुत्कृष्टस्थित्यपेक्षया ॥ ३३३ ॥
पंचमी ब्रह्मलोकस्थगरिष्ठायुरपेक्षया ।
षष्ठी चानुत्तरसुरपरमायुरपेक्षया ॥ ३३४ ॥

ઉપરની બેઉ ( નીલ અને કાપોત ) લેશ્યાઓના, પૂર્વના અને આગળના ભવસંબંધી બન્ને અન્તર્મુહૂર્તો પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં અન્તર્ગત થઇ જતા હોવાથી, જુદા નથી કહ્યા. ૩૨૯.

એવી રીતે તૈજસ લેશ્યામાં પણ સમજવું.

તૈજસ લેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ બે સાગરોપમ અને પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ–એટલી જાણવી અને પદ્મલેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ દશ સાગરોપમ અને બે અન્તર્મુહૂર્તની સમજવી. ૩૩૦.

શુકલલેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમ અને બે અન્તર્મુહૂર્તની જાણવી. સઘળી છ એ લેશ્યાઓની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્તની સમજવી. ૩૩૧.

પહેલી લેશ્યાની સ્થિતિ સાતમી નરકની ઉત્કૃષ્ટ સ્થિતિની અપેક્ષાએ છે; અને બીજી લેશ્યાની સ્થિતિ ‘ ધૂમપ્રભા ’ નારકીના પહેલા પ્રસ્તરના ઉત્કૃષ્ટ આયુષ્યની અપેક્ષાએ છે. ૩૩૨.

ત્રીજી લેશ્યાની સ્થિતિ ‘ શૈલા ’ ના પહેલા પ્રસ્તરના ઉત્કૃષ્ટ આયુષ્યની અપેક્ષાએ છે; અને ચોથી લેશ્યાની સ્થિતિ ઈશાનદેવલોકના દેવોના ઉત્કૃષ્ટ આયુષ્યની અપેક્ષાએ છે. ૩૩૩.

પાંચમી લેશ્યાની સ્થિતિ બ્રહ્મદેવલોકના ઉત્કૃષ્ટ આયુષ્યની અપેક્ષાએ અને છઠ્ઠીની સ્થિતિ અનુત્તરવિમાનના દેવોના ઉત્કૃષ્ટ આયુષ્યની અપેક્ષાએ છે. ૩૩૪.

अत्र यद्यपि पंकप्रभाशैलाद्यप्रस्तटयोः पूर्वोक्तादधिकापि स्थितिरस्ति परं प्रस्तुतलेश्यावतामियमेवोत्कृष्टा स्थितिरिति ज्ञेयम् । यत्तु प्रज्ञापनोत्तराध्ययनसूत्रादौ कृष्णादीनामन्तर्मुहुर्त्ताभ्यधिकत्वमुच्यते तत् प्राच्याग्यभवसत्कान्तर्मुहूर्त्तयोरेकस्मिन्नन्तमुहूर्ते समावेशात् । इत्थं च एतत् अन्तर्मुहूर्त्तस्य असंख्यातभेदत्वात् उपपद्यते इत्यादिप्रज्ञापनावृत्तौ ॥

इति सामान्यतः लेश्यास्थितिः ॥

स्थितिं वक्ष्येऽथ लेश्यानां नारकस्वर्गि[illegible]णाम् ।
तिरश्चां च जघन्येनोत्कर्षेण च यथागमम् ॥ ३३५ ॥

दशवर्षसहस्राणि कापोत्याः स्याल्लघुः स्थितिः ।
उत्कृष्टा त्रीण्यतराणि पल्यासंख्यलवस्तथा ॥ ३३६ ॥

जघन्या तत्र घर्माद्यप्रस्तटापेक्षया भवेत् ।
उत्कृष्टा च तृतीयाद्यप्रस्तटापेक्षयोदिता ॥ ३३७ ॥

'પંકપ્રભા' અને 'શૈલા' ના પહેલાપહેલા પ્રસ્તરોની, પૂર્વોક્ત કરતાં અધિક પણ સ્થિતિ છે તોપણ આ–પ્રસ્તુત લેશ્યાવાળાઓની તો આટલી જ ઉત્કૃષ્ટ સ્થિતિ સમજવી. પન્નવણા–અને ઉત્તરાધ્યયન–સૂત્રોમાં કૃષ્ણલેશ્યા વગેરેનું એક અન્તર્મુહૂર્ત જેટલું અધિકપણું કહ્યું છે તે, પૂર્વના તથા આગળના ભવના–એમ બન્ને અન્તર્મુહૂર્તોનો એક જ અન્તર્મુહૂર્તમાં સમાવેશ કરવાથી કહ્યું છે. વળી અન્તર્મુહૂર્તના અસંખ્ય ભેદો હોવાથી આ ઘટી શકે છે. આમ પન્નવણાસૂત્રની વૃત્તિમાં કહ્યું છે.

( આ પ્રમાણે લેશ્યાઓની સામાન્યતઃ સ્થિતિ કહી. ) ( સ્થિતિ=સ્થિતિકાળ. )

હવે નારકી, દેવતા, મનુષ્ય અને તિર્યંચોની લેશ્યાઓની આગમમાં કહેલી જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિ વિષે કંઈ કહીએ. ૩૩૫.

(૧) નારકોની લેશ્યાની સ્થિતિ વિષે.

કાપોતલેશ્યાની જઘન્ય સ્થિતિ દશહજાર વર્ષોની, અને ઉત્કૃષ્ટ ત્રણ સાગરોપમ ને પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી છે. ૩૩૬.

એમાં પણ જઘન્ય સ્થિતિ પહેલી નારકીના પહેલા પ્રસ્તરની અપેક્ષાએ, અને ઉત્કૃષ્ટ ત્રીજી નારકીના પ્રથમ પ્રસ્તરની અપેક્ષાએ સમજવી. ૩૩૭.

नीलाया लघुरेषैवोत्कृष्टा च दश वार्धयः ।
पल्यासंख्येयभागाढ्याः कृष्णायाः स्यादसौ लघुः ॥ ३३८ ॥

स्थितिर्जघन्या नीलायाः शैलाद्यप्रस्तटे भवेत् ।
रिष्टाद्यप्रस्तटे स्वस्या ज्येष्टा कृष्णास्थितिर्लघुः ॥ ३३९ ॥

कृष्णायाः पुनरुत्कृष्टा त्रयस्त्रिंशत्पयोधयः ।
इयं माघवतीवर्त्तिज्येष्टायुष्कव्यपेक्षया ॥ ३४० ॥

इत्थं नारकलेश्यानां स्थितिः प्रकटिता मया ।
अथ निर्जरलेश्यानां स्थितिं वक्ष्ये यथाश्रुतम् ॥ ३४१ ॥

दशवर्षसहस्राणि कृष्णायाः स्याल्लघुः स्थितिः ।
एतस्याः पुनरुत्कृष्टा पल्यासंख्यांशसंमिता ॥ ३४२ ॥

इयमेवैकसमयाधिका नीलास्थितिर्लघुः ।
पल्यासंख्येयभागश्च नीलोत्कृष्टस्थितिर्भवेत् ॥ ३४३ ॥

पल्यासंख्येयभागोऽयं पूर्वोक्तासंख्यभागतः ।
बृहत्तरो भवेदेवं ज्ञेयमग्रेऽपि धीधनैः ॥ ३४४ ॥

---

નીલલેશ્યાની જઘન્ય સ્થિતિ ઉપર કહી એટલી જ હોય; અને ઉત્કૃષ્ટ દશ સાગરોપમ અને પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી હોય. એટલી જ કૃષ્ણલેશ્યાની જઘન્ય સ્થિતિ હોય. ૩૩૮.

નીલલેશ્યાની જઘન્ય સ્થિતિ 'શૈલા' નારકીના પ્રથમ પ્રસ્તરમાં હોય; અને ઉત્કૃષ્ટ 'રિષ્ટા' નારકીના પ્રથમ પ્રસ્તરમાં હોય. અહિં જ કૃષ્ણલેશ્યાની જઘન્ય સ્થિતિ હોય. ૩૩૯.

કૃષ્ણલેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમની હોય અને એ સ્થિતિ 'માઘવતી' ના નારકોના ઉત્કૃષ્ટ આયુની અપેક્ષાએ હોય. ૩૪૦.

(૨) દેવોની લેશ્યાની સ્થિતિ વિષે. ૩૪૧.

કૃષ્ણલેશ્યાની સ્થિતિ ઓછામાં ઓછી દશસહસ્ર વર્ષોની હોય, અને વધારેમાં વધારે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી હોય. ૩૪૨.

નીલલેશ્યાની સ્થિતિ, ઓછામાં ઓછી, ઉપરની કરતાં એક સમય અધિક હોય, અને ઉત્કૃષ્ટપણે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી હોય. ૩૪૩.

પલ્યોપમનો આ અસંખ્યાતમો ભાગ પૂર્વોક્ત અસંખ્યાતમા ભાગથી મ્હોટો હોય. એવી જ રીતે આગળ પણ જાણવું. ૩૪૪.

या नीलायाः स्थितिर्ज्येष्ठा समयाभ्यधिका च सा ।
कापोत्या लघुरस्याः स्यात्पल्यासंख्यभवो गुरुः ॥ ३४५ ॥
लेश्यानां तिसृणामासां स्थितिर्याऽदर्शि सा भवेत् ।
भवनेशव्यन्तरेषु नान्येषु तदसम्भवात् ॥ ३४६ ॥
एवं वक्ष्यमाणतेजोलेश्याया अप्यसौ स्थितिः ।
भवनव्यन्तरज्योतिराद्यकल्पद्वयाश्रये ॥ ३४७ ॥
पद्मायाश्च स्थितिर्ब्रह्मावधीशानादनन्तरम् ।
लान्तकात्परतः शुक्ललेश्याया भाव्यतामिति ॥ ३४८ ॥
अथ प्रकृतम् । दशवर्षसहस्राणि तेजोलेश्यालघुस्थितिः ।
भवनेशव्यन्तराणां प्रज्ञप्ता ज्ञानभानुभिः ॥ ३४९ ॥
उत्कृष्टा भवनेशानां साधिकं सागरोपमम् ।
व्यन्तराणां समुत्कृष्टा पल्योपममुदीरिता ॥ ३५० ॥
स्यात्पल्यस्याष्टमो भागो ज्योतिषां सा लघीयसी ।
उत्कृष्टा वर्षलक्षेणाधिकं पल्योपमं भवेत् ॥ ३५१ ॥

---

નીલલેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ કરતાં એક સમય વધારે, કાપોતલેશ્યાની જઘન્ય સ્થિતિ હોય અને ઉત્કૃષ્ટ સ્થિતિ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી હોય. ૩૪૫.

ત્રણ લેશ્યાઓની આ સ્થિતિ કહી એ 'ભવનપતિ' અને 'વ્યન્તર' ના સંબંધમાં સમજવી. બીજા દેવોમાં એ લેશ્યાઓનો સંભવજ નથી એટલે પછી સ્થિતિ જ કોની? ૩૪૬.

જેના વિષે હવે કહેવામાં આવશે એવી તેજોલેશ્યાની સ્થિતિ ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષી તથા પહેલા બે દેવલોક સંબંધી જ સમજવી. ૩૪૭.

પદ્મલેશ્યાની સ્થિતિ ઇશાન દેવલોકથી તે બ્રહ્મદેવલોકસુધીની જાણવી. અને 'લાન્તક' દેવલોકથી અનન્તર શુકલલેશ્યાની સ્થિતિ જાણવી. ૩૪૮.

હવે પાછા પ્રસ્તુત બાબત પર આવીએ.

ભુવનપતિ અને વ્યન્તરદેવોની તેજોલેશ્યાની સ્થિતિ ઓછામાં ઓછી દશસહસ્ર વર્ષની કહી છે. ભુવનપતિની વધારેમાં વધારે એક સાગરોપમથી કંઈક અધિક છે. વ્યન્તરોની વળી ઉત્કૃષ્ટપણે એક પલ્યોપમની હોય. ૩૪૯-૩૫૦.

જ્યોતિષીદેવોની તેજોલેશ્યાની સ્થિતિ, જઘન્ય, પલ્યોપમના અષ્ટમાંશ જેટલી હોય, અને ઉત્કૃષ્ટતઃ એક પલ્યોપમ ઉપર એક લક્ષ વર્ષની હોય. ૩૫૧.

सा लघुर्वैमानिकानामेकं पल्योपमं मता ।
उत्कृष्टा द्वौ पयोराशी पल्यासंख्यलवाधिकौ ॥ ३५२ ॥

समयाभ्यधिकैवात्र पद्मायाः स्याल्लघुः स्थितिः ।
उत्कृष्टा पुनरेतस्या स्थितिर्दशपयोधयः ॥ ३५३ ॥

इयमेव च शुक्लायाः स्थितिर्लघ्वी क्षणाधिका ।
उत्कृष्टा पुनरेतस्यास्त्रयस्त्रिंशत्पयोधयः ॥ ३५४ ॥

इत्थं नारकदेवानां लेश्यास्थितिरुदीरिता ।
अथ तिर्यग्मनुष्याणां लेश्यास्थितिरुदीर्यते ॥ ३५५ ॥

या या लेश्या येषु येषु नृषु तिर्यक्षु वक्ष्यते ।
आन्तर्मुहूर्त्तिकी सा सा शुक्ललेश्यां विना नृषु ॥ ३५६ ॥

शुक्ललेश्यास्थितिर्नृणां जघन्यान्तर्मुहूर्त्तिकी ।
उत्कृष्टा नववर्षोना पूर्वकोटी प्रकीर्तिता ॥ ३५७ ॥

यद्यप्यष्टवर्षवयाः कश्चिद्दीक्षामवाप्नुयात् ।
तथापि तादृग्वयसः पर्यायं वार्षिकं विना ॥ ३५८ ॥

---

વૈમાનિક દેવોની તેજોલેશ્યાની સ્થિતિ જઘન્યપણે પલ્યોપમની કહેલી છે, અને ઉત્કૃષ્ટતઃ બે સાગરોપમ ઉપર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ હોય. ૩૫૨.

પદ્મલેશ્યાની જઘન્ય સ્થિતિ, ઉપર કહેલા કરતાં એક સમય અદકી હોય; અને ઉત્કૃષ્ટ દશ સાગરોપમની હોય. ૩૫૩.

એનાં કરતાં એક ક્ષણ અદકી, શુક્લલેશ્યાની જઘન્ય સ્થિતિ હોય; અને ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમની હોય. ૩૫૪.

આ પ્રમાણે ( ૧ ) નારકો અને ( ૨ ) દેવો સંબંધી લેશ્યાઓની સ્થિતિ વિષે કહ્યું. હવે ( ૩ ) મનુષ્યની અને ( ૪ ) તિર્યંચની લેશ્યાઓની સ્થિતિ વિષે કહેશું. ૩૫૫.

મનુષ્યોને વિષે રહેલી શુક્લલેશ્યા શિવાયના, જે જે, મનુષ્યની કે તિર્યંચની, લેશ્યાની વાત કરશું તે સર્વ લેશ્યા અન્તર્મુહૂર્તની સમજવી. ૩૫૬.

મનુષ્યની શુક્લલેશ્યાની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્તની જાણવી; અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વ ( વર્ષ ) થી નવ વર્ષ ઓછી કહી છે. ૩૫૭

આઠવર્ષની વયનો કોઈ માણસ દીક્ષા લે તોપણ દીક્ષા લીધાને એક વર્ષ ન થયું હોય

नोदेति केवलज्ञानमतो युक्तमुदीरिता ।
पूर्वकोटी नवाब्दोना शुक्ललेश्यागुरुस्थितिः ॥३५९॥ युग्मम् ॥

इति उत्तराध्ययनसूत्रवृत्तिप्रज्ञापनावृत्त्यभिप्रायः ॥

तथैव संग्रहण्यामपि उक्तम्—चरमा नराण पुण नववासूणा पुव्वकोडीवि इति ॥ संग्रहणीवृत्तौ प्रवचनसारोद्धारवृत्तौ च नराणां पुनश्चरमा शुक्ललेश्या उत्कर्षतः किंचिन्न्यूननववर्षोनपूर्वकोटीप्रमाणापि ॥ इयं च पूर्वकोटेरूर्ध्वं संयमावाप्तेरभावात्पूर्वकोट्यायुषः किंचित्समधिकवर्षाष्टकादूर्ध्वमुत्पादितकेवलज्ञानस्य केवलिनोऽवसेया इत्युक्तम् ॥ अत्र च पूर्वकोट्या नववर्षोनत्वं किंचिन्न्यूननववर्षोनत्वं किंचित्समधिकाष्टवर्षोनत्वं इति त्रयं मिथो यथा न विरुध्यते तथा बहुश्रुतेभ्यो भावनीयम् ॥

प्रत्येकं सर्वलेश्यानामनन्ता वर्गणाः स्मृताः ।
प्रत्येकं निखिला लेश्यास्तथानन्तप्रदेशिकाः ॥ ३६० ॥

असंख्यातप्रदेशावगाढाः सर्वा उदाहृताः ।
स्थानान्यध्यवसायस्य तासां संख्यातिगानि च ॥ ३६१ ॥

---

ત્યાં સુધી એટલા ન્હાનાને કેવળજ્ઞાન પ્રાપ્ત થતું નથી. માટે શુકલલેશ્યાની સ્થિતિ ઉત્કૃષ્ટપણે ક્રોડપૂર્વથી નવ વર્ષ ઓછી કહી છે એ યુક્ત જ છે. ૩૫૮–૩૫૯.

એ પ્રમાણે ઉત્તરાધ્યયનસૂત્રની વૃત્તિનો તથા પન્નવણા–પ્રજ્ઞાપના સૂત્રની વૃત્તિનો અભિપ્રાય છે.

'સંગ્રહણી' માં પણ કહ્યું છે કે ચરમશરીરી મનુષ્યોની શુકલલેશ્યાની સ્થિતિ ક્રોડપૂર્વ વર્ષમાંથી નવ વર્ષ ઓછાં–એટલી છે. 'સંગ્રહણી' ની વૃત્તિમાં અને 'પ્રવચન સારોદ્ધાર' ની વૃત્તિમાં કહ્યું છે કે મનુષ્યની છેલ્લી શુકલલેશ્યા ઉત્કર્ષતઃ પૂર્વકોટિ વર્ષથી લગભગ નવવર્ષ ઓછાની છે. આ પ્રમાણ પૂર્વકોટિ પછી સંયમપ્રાપ્તિ ન હોવાથી પૂર્વકોટિના આયુષ્યવાળા, અને આઠવર્ષથી કંઇક અધિક કાળ વીત્યા પછી કેવળજ્ઞાન ઉપાર્જન કર્યું હોય એવા, કેવળીસંબંધી છે. વળી અહિં, પૂર્વક્રોડમાં ( ૧ ) નવ વર્ષ ઓછાં, ( ૨ ) લગભગ નવ વર્ષ ઓછાં તથા ( ૩ ) આઠ ઉપરાંત વર્ષ ઓછાં–એમ ત્રણ વાત જણાવી એ પરત્વે, પરસ્પર વિરોધ ન આવે એમ બહુશ્રુત–શાસ્ત્રજ્ઞ પાસે સમજી લેવું.

હવે, સર્વ લેશ્યાઓમાં પ્રત્યેકની અનન્ત 'વર્ગણા' કહી છે, અને વળી અનન્ત 'પ્રદેશ' કહ્યા છે. ૩૬૦.

વળી સર્વ લેશ્યાઓને અવગાહવાના 'અનન્ત' પ્રદેશો કહ્યા છે તેમ એમનાં 'અધ્યવસાય' નાં 'અસંખ્ય' સ્થાનો કહ્યાં છે. ૩૬૧.

क्षेत्रतस्तान्यसंख्येयलोकनभ्रांशसमाने वै ।
कालतोऽसंख्यकालचक्रक्षणमितानि च ॥ ३६२ ॥

यदुक्तम्—

असंखेज्जाण उस्सप्पिणीण ओसप्पिणीण जे समया ।
संखाइया लोगा लेस्साणं हुंति ठाणाइं ॥ १ ॥

अभिप्रायो यादृशः स्यात् सतीष्वेतासु देहिनाम् ।
स मया समयोक्ताभ्यां दृष्टान्ताभ्यां प्रदर्श्यते ॥ ३६३ ॥

यथा पथःपरिभ्रष्टाः पुरुषाः षण्महाटवीम् ।
प्राप्ताः समन्तादैक्षन्त भक्ष्यं दिक्षु बुभुक्षिताः ॥ ३६४ ॥

जम्बूवृक्षं क्वचित्तत्र ददृशुः फलभंगुरम् ।
आह्वयन्तमिवाध्वन्यान् मरुच्चपलपल्लवैः ॥ ३६५ ॥

एकस्तत्राह वृक्षोऽयं मूलादुन्मूल्यते ततः ।
सुखासीनाः फलास्वादं कुर्मः श्रमविवर्जिताः ॥ ३६६ ॥

अन्यः प्राह किमेतावान् पात्यते प्रौढपादपः ।
शाखा महत्यश्छिद्यन्ते सन्ति तासु फलानि यत् ॥ ३६७ ॥

એ સ્થાન, 'ક્ષેત્ર' પરત્વે અસંખ્યાત લોકાકાશના પ્રદેશો જેટલા છે, અને 'કાળ' પરત્વે અસંખ્ય કાળચક્રોના જેટલા 'સમયો' થાય એટલા છે. ૩૬૨.

કહ્યું છે કે—

અસંખ્ય ઉત્સર્પિણી અને અવસર્પિણીના જેટલા 'સમયો' થાય તેટલા, અને અસંખ્યાત લોકાકાશના જેટલા 'પ્રદેશો' થાય એટલા, લેશ્યાઓનાં 'સ્થાન' છે. ૧.

પ્રાણીઓમાં આ લેશ્યાઓના સદ્ભાવથી કેવી કેવી જાતનો અભિપ્રાય થાય છે એ હું સિદ્ધાન્તમાં આપેલા બે દૃષ્ટાન્તોથી સમજાવું છું. ૩૬૩.

( ૧ ) દૃષ્ટાન્ત પહેલું—જંબૂવૃક્ષનું–આ પ્રમાણે છે—

કોઇ છ માણસો માર્ગ ભૂલ્યા એટલે કોઇ અટવીમાં જઈ ચઢ્યા. ત્યાં એમને ક્ષુધા લાગવાથી ચોદિશ ખાવાનું શોધવા લાગ્યા. એવામાં એકસ્થળે કોઈ રૂપદ્રુપ જંબૂવૃક્ષ હતું એ એમની દૃષ્ટિએ પડ્યું. એ જાણે પવનથી હાલતાં પલ્લવોવડે એમને પોતા તરફ આવવાનું કહેતું હોયની એમ જણાતું હતું. એ વૃક્ષ જોઇને છમાંથી એક માણસ કહેવા લાગ્યો–આ વૃક્ષને ઉન્મૂલન કરીએ અને સુખે વિનાશ્રમે એનાં ફળ–જાંબુડાં ખાઇએ. વળી બીજો બોલ્યો–આવું પ્રૌઢ વૃક્ષ શા માટે પાડી નાખવું ? એની મોટી શાખાઓ છે એ કાપીએ–એમાં જ ફળો છે.

तृतीयोऽथावदत् शाखा भविष्यन्ति कदेदृशः ।
प्रशाखा एव पात्यन्ते यत एताः फलैर्भृताः ॥ ३६८ ॥
उवाच वाचं तुर्योऽथ तिष्ठन्त्वेता वराकिकाः ।
यथेच्छं गुच्छसंदोहं छिन्मो येषु फलोद्गमः ॥ ३६९ ॥
न नः प्रयोजनं गुच्छैः फलैः किन्तु प्रयोजनम् ।
तान्येव भुवि कीर्यन्ते पंचमः प्रोचिवानिति ॥ ३७० ॥
षष्ठेन शिष्टमतिना समादिष्टमिदं ततः ।
पतितानि फलान्यद्मो माभूत्पातनपातकम् ॥ ३७१ ॥
भाव्याः षण्णामप्यमीषां लेश्याः कृष्णादिकाः क्रमात् ।
दर्श्यतेऽन्योऽपि दृष्टान्तो दृष्टः श्रीश्रुतसागरे ॥ ३७२ ॥
केचन ग्रामघाताय चौराः कू[illegible]माः ।
क्रामन्तो मार्गमन्योऽन्यं विचारमिति चक्रिरे ॥ ३७३ ॥
एकस्तत्राह दुष्टात्मा यः कश्चिद्दृष्टिमेति नः ।
हन्तव्यः सोऽद्य सर्वोऽपि द्विपदो वा चतुष्पदः ॥ ३७४ ॥

એટલે વળી ત્રીજો કહેવા લાગ્યો–આવી મોટી ડાળીઓ ફરી નહિં થાય માટે નાની નાની છે તેજ નીચે પાડીએ. ફળો એમાં છે. વળી ચોથાએ સૂચવ્યું કે બધી શાખાઓનું આપણે શું કામ છે ? આપણે એનાં ગુચ્છા–લુંબ છે એ જ તોડીએ. એમાં ફળ ભરેલાં છે. તે વખતે પાંચમાએ પોતાનો વિચાર જણાવ્યો–આપણે ગુચ્છાની શી આવશ્યક્તા છે ? ફળોને જ હેઠાં પાડીએ. છેવટ સુબુદ્ધિ છઠ્ઠો કહેવા લાગ્યો—આપણે આ ભૂમિપર પડ્યાં છે એ જ ચાલોને ખાઇએ. પાડવાનું પાપ આપણે શા માટે વહોરવું પડે. ૩૬૪–૩૭૧.

આ દૃષ્ટાન્તમાં છ માણસો કહ્યાં એમાં છએની ' જૂદી જૂદી લેશ્યા ' હતી. પહેલાની ' કૃષ્ણ ', બીજાની ' નીલ '–એમ અનુક્રમે છઠ્ઠાની ' શુકલલેશ્યા ' સમજવી. ૩૭૨.

હવે (૨) બીજું દૃષ્ટાન્ત–ચોરી કરવા નીકળેલા છ ચોરનું—

કોઇક દુષ્ટ ચોર લોકો એકદા કોઇ ગામ ભાંગવાનો મનસુબો કરતા કરતા જતા હતા. એમનામાંથી એક દુષ્ટ ચોર બોલ્યો—આજે તો જે કોઇ પ્રાણી નજરે પડે એને મારવું–ભલે બે પગું હોય કે ચારપગું હોય ( મનુષ્ય હોય કે ઢોર હોય ). બીજો બોલ્યો–ચોપગાંઓએ આપણો શો અપરાધ કર્યો છે ? કંઇ નહિં–માટે આપણે તો જે મનુષ્ય હાથ આવે એને મારવો. ત્રીજાએ કહ્યું—એમ ઠીક ન કહેવાય. મનુષ્ય સર્વમાંથી આપણે સ્ત્રીઓને બાતલ કરવી; કેમકે સ્ત્રીહત્યા નિન્દિત છે. ચોથો વિશેષ ચતુર હતો એ બોલ્યો—જેમની પાસે શસ્ત્રો ન

अन्यः प्राह चतुष्पाद्भिरपराद्धं न किंचन ।
मनुष्या एव हन्तव्या विरोधो यैः सहात्मनाम् ॥ ३७५ ॥
तृतीयः प्राह न स्त्रीणां हत्या कार्यातिनिन्दिता ।
पुरुषा एव हन्तव्या यतस्ते क्रूरचेतसः ॥ ३७६ ॥
निरायुधैर्वराकैस्तैर्हतैः किं नः प्रयोजनम् ।
घात्याः सशस्त्रा एवेति तुर्यश्चातुर्यवान् जगौ ॥ ३७७ ॥
सशस्त्रैरपि नश्यद्भिर्हतैः किं नः फलं भवेत् ।
सायुधो युध्यते यः स वध्य इत्याह पंचमः ॥ ३७८ ॥
परद्रव्यापहरणमेकं पापमिदं महत् ।
प्राणापहरणं चान्यच्चेत्कुर्मस्तर्हि का गतिः ॥ ३७९ ॥
धनमेव तदादेयं मारणीयो न कश्चन ।
षष्टः स्पष्टमभाषिष्ट प्राग्वदत्रापि भावना ॥ ३८० ॥

सर्वस्तोकाः शुक्ललेश्या जीवास्तेभ्यो यथोत्तरम् ।
पद्मलेश्यास्तेजोलेश्या असंख्येयगुणाः क्रमात् ॥ ३८१ ॥
अनन्तघ्नास्ततो लेश्याः कापोत्याद्यास्ततस्तथा ।
तेभ्यो नीलकृष्णलेश्याः क्रमाद्विशेषतोऽधिकाः ॥ ३८२ ॥

---

હોય એવા બિચારા રાંકને મારવા નહિં. શસ્ત્રવાળા હોય એમને જ મારવા. એટલે પાંચમાએ પોતાનો મત આપ્યો—શસ્ત્રસજ્જ હોય પણ જો એઓ નાસી જતા હોય તો મારવા નહિં. આપણી સામે યુદ્ધમાં ઉતરે એમને જ મારવા. છેવટે બુદ્ધિમાન છઠ્ઠો બોલ્યો—આપણે પારકું દ્રવ્ય ઉઠાવી લઇએ છીએ એ એક પાપ તો સદા કર્યા કરીએ છીએ, ત્યાં વળી પરના પ્રાણ શા માટે લેવાનો વિચાર સરખોએ મનમાં લાવવો ? એમ કરવા જઇએ તો આપણી પછી શી ગતિ થાય ? માટે આપણે ફક્ત ધન લેવું. કોઇના પ્રાણ લેવા નહિં. ૩૭૩–૩૮૦.

જંબૂવૃક્ષના દૃષ્ટાન્તમાં જેમ છ જણની કૃષ્ણલેશ્યાથી માંડીને છેક શુકલલેશ્યા સુધીની લેશ્યા બતાવી તેમ આ દૃષ્ટાંતમાં પણ છએ ચોરોની છ જાતિની ચઢતી ચઢતી લેશ્યા સમજવી.

શુકલલેશ્યાવાળા પ્રાણીઓ સર્વથી ઓછાં છે. એમનાથી ઉત્તરોત્તર અસંખ્યગણા અનુક્રમે પદ્મલેશ્યાવાળા અને તેજોલેશ્યાવાળા જીવો છે. એથી અનન્તગણા કાપોતલેશ્યાવાળા જીવો છે અને આમનાથી પણ વિશેષતઃ અધિક અનુક્રમે નીલલેશ્યાવાળા અને કૃષ્ણલેશ્યાવાળા જીવો છે. ૩૮૧–૩૮૨.

इति लेश्यास्वरूपम् ॥ १७ ॥

निर्व्याघातं प्रतीत्य स्यादाहारः षड्दिगुद्भवः ।
व्याघाते त्वेष जीवानां त्रिचतुष्पंचदिग्भवः ॥ ३८३ ॥
अलोकवियताहारद्रव्याणां स्खलनं हि यत् ।
स व्याघातस्तदभावो निर्व्याघातमिहोच्यते ॥ ३८४ ॥

भावनात्वेवम्—

सर्वाधस्तादधोलोकानिष्कुटस्याग्निकोणके ।
स्थितो भवेद्यदैकाक्षस्तदासौ त्रिदिगुद्भवः ॥ ३८५ ॥
पूर्वस्यां च दक्षिणस्यामधस्तादिति दिक्त्रये ।
संस्थितत्वादलोकस्य ततो नाहारसम्भवः ॥ ३८६ ॥
अपरस्या उत्तरस्या ऊर्ध्वतश्चेति दिक्त्रयात् ।
पुद्गलानाहरत्येवं सूक्ष्माः पंचानिलोऽनणुः ॥ ३८७ ॥

तथोक्तम्—

---

આ પ્રમાણે ' લેશ્યા ' નામના સત્તરમા દ્વારનું સ્વરૂપ સંપૂર્ણ.

હવે અઢારમા દ્વાર ' આહારદિગ્ ' એટલે આહારની દિશા વિષે.

કોઈપણ પ્રકારનો વ્યાઘાત ન થાય તો ( સર્વ ) જીવોને છ દિશાનો આહાર હોય. અને વ્યાઘાત થાય તો ત્રણ, ચાર કે પાંચ દિશાનો આહાર હોય. ૩૮૩.

અલોકાકાશે કરીને આહારના દ્રવ્યો–વસ્તુઓની સ્ખલના થાય એનું નામ ' વ્યાઘાત ' એવી કોઇ સ્ખલનાનો અભાવ હોય એ નિર્વ્યાઘાત–વ્યાઘાતનું ન હોવાપણું. ૩૮૪.

એની ભાવના નીચે પ્રમાણે:—

સર્વથી નીચે આવેલા અધોલોકના નિષ્કૂટના અગ્નિખુણામાં જે કોઇ એકેન્દ્રિય જીવ રહેલો હોય એ ત્રણ દિશાએથી આહાર લે. ૩૮૫.

કેમકે પૂર્વ દિશામાં, દક્ષિણ દિશામાં અને અધઃ એટલે નીચે–એમ ત્રણ દિશાઓમાં અલોક હોવાથી, ત્યાંથી એને આહારનો સંભવ હોતો નથી. ૩૮૬.

એટલે પશ્ચિમ દિશામાંથી, ઉત્તર દિશામાંથી અને ઉર્ધ્વ એટલે ઉંચેથી, સૂક્ષ્મ પાંચ એકેન્દ્રિયો અને બાદર વાયુ પુદ્ગળોને આહરે છે. ૩૮૭.

इहलोकचरमान्ते बादरपृथिवीकायिकाप्कायिकतेजोवनस्पतयो न सन्ति । सूक्ष्मास्तु पंचापि सन्ति बादरा वायुकायिकाश्चेति । पर्याप्तापर्याप्तकभेदेन द्वादशस्थानान्यनुसर्त्तव्यानीति भगवतीसूत्र शतक ३४ उद्देश १ वृत्तौ ।

द्वयोर्दिशोस्तथैकस्या अलोकव्याहतौ बुधैः ।
चतुःपंचदिगुत्पन्नोऽप्येषामेव विभाव्यताम् ॥ ३८८ ॥

तथाहि— सर्वाधस्तादधोलोक एव चेत्पश्चिमां दिशम् ।
स्थितोऽनुसृत्यैकाक्षः स्यात् प्राच्यां न व्याहतिस्तदा ॥ ३८९ ॥
अधस्तनी दक्षिणा च द्वे एव व्याहते इति ।
दिग्भ्योऽन्याभ्यश्चतसृभ्यः पुद्गलानाहरत्यसौ ॥ ३९० ॥ युग्मम् ॥
द्वितीयादिप्रतरेषु यदोर्ध्वं पश्चिमां दिशम् ।
स्थितोऽनुसृत्यैकाक्षः स्यान्न व्याहतिरधोऽपि तत् ॥ ३९१ ॥
व्याहता दक्षिणैवैका ततः पंच दिगागतान् ।
पुद्गलानाहरत्येष एवं सर्वत्र भावना ॥ ३९२ ॥ युग्मम् ॥

---

કહ્યું છે કે આ લોકના ચરમ એટલે છેલ્લા અન્તભાગમાં બાદર પૃથ્વીકાય–અપ્પકાય–તેજસ્કાય અને વનસ્પતિકાય હોતાં નથી, સૂક્ષ્મ અસ્તિકાયો પાંચે છે, અને બાદર વાયુકાય છે. એ છના પાછા પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે ભેદ કરતાં બાર સ્થાનકો થયા. ( ભગવતી સૂત્ર શતક ૩૪–ઉદ્દેશ ૧ ).

વળી એમને પણ, જો બે દિશાઓમાં અલોકનો વ્યાઘાત હોય તો (બાકીની) ચાર દિશાએથી, અને એક દિશામાં અલોકનો વ્યાઘાત હોય તો ( બાકીની ) પાંચ દિશાએથી આહાર હોય. ૩૮૮.

તે આ રીતેઃ—જો એકેન્દ્રિય જીવ એકદમ નીચે અધોલોકમાંજ પશ્ચિમ દિશાને અનુસરીને રહ્યો હોય તો પછી એને પૂર્વદિશામાં વ્યાઘાત ન થાય, તેથી ફક્ત અધોદિશા અને દક્ષિણ દિશા–બે દિશાથી જ વ્યાઘાત થવો રહ્યો. એટલે બાકીની ચારે દિશાએથી એને ( પુદ્‌ગળોનો ) આહાર મળે. ૨૮૯–૯૦

વળી જ્યારે એકેન્દ્રિય જીવ બીજા ત્રીજા વગેરે પ્રસ્તરમાં ઊર્ધ્વદિશા કે પશ્ચિમ દિશાને અનુસરીને રહ્યો હોય ત્યારે એને અધોદિશાએથી પણ વ્યાઘાત ન હોય; એટલે ફક્ત દક્ષિણ દિશાનો જ વ્યાઘાત રહ્યો. તેથી બાકીની પાંચે દિશાઓમાંથી આવેલા પુદ્‌ગલોનો આહાર એને હોય. એવી રીતે સર્વત્ર સમજવું. ૩૯૧–૯૨.

द्रव्यतश्च स आहारः स्यादनन्तप्रदेशकः ।
संख्यासंख्यप्रदेशो हि नात्मग्रहणगोचरः ॥ ३९३ ॥
असंख्याभ्रप्रदेशानां क्षेत्रतः सोऽवगाहकः ।
जघन्यमध्यमोत्कृष्टस्थितिकः कालतः पुनः ॥ ३९४ ॥
भावतः पंचधा वर्णरसैर्गन्धैर्द्विधाष्टधा ।
स्पर्शैरेकगुणत्वादिभेदैः पुनरनेकधा ॥ ३९५ ॥
किंच— अनन्तरावगाढानि स्वगोचरगतानि च ।
द्रव्याण्यभ्यवहार्याण्यणूनि वा बादराणि च ॥ ३९६ ॥
आहरन्ति वर्णगन्धरसस्पर्शान्पुरातनान् ।
विनाश्यान्यांस्तथोत्पाद्यापूर्वान् जीवाः स्वभावतः॥३९७॥युग्मम्॥
इत्याहारदिक् । प्रसंगात् किंचिदाहारस्वरूपं च ॥ १८ ॥
अस्थिसम्बन्धरूपाणि तत्र संहननानि तु ।
षोढा खलु विभिद्यन्ते दार्ढ्यादितारतम्यतः ॥ ३९८ ॥

---

એ આહારના, દ્રવ્યની અપેક્ષાએ, અનન્ત પ્રદેશ હોય. કારણકે આત્માને સંખ્ય-અસંખ્ય પ્રદેશો ગ્રહણગોચર નથી. ૩૯૩.

ક્ષેત્રની અપેક્ષાએ વળી, એ ( આહાર ) અસંખ્ય આકાશપ્રદેશને અવગાહનારો છે. અને કાળની અપેક્ષાએ, એની સ્થિતિ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ છે. ૩૯૪.

( છેલ્લી ) ભાવની અપેક્ષાએ, એ ( આહાર ) ના પાંચ પાંચ વર્ણ અને રસ છે, બે પ્રકારના ગંધ છે અને આઠ પ્રકારના સ્પર્શ છે. વળી એકગણો, બમણો, ત્રણગણો એમ ભેદ પાડીએ તો એના અનેક ભેદ પડે. ૩૯૫.

વળી એ જીવો લેશપણ અન્તર વિના અવગાહી રહેલા, આહારને યોગ્ય, સૂક્ષ્મ કે સ્થૂલ-સ્વગોચર પદાર્થોનો, એમના 'પુરાતન' વર્ણ-રસ-ગંધ અને સ્પર્શ દૂર કરીને એની જગ્યાએ અપૂર્વ ( બીજા ) વર્ણ-રસ-સ્પર્શ અને ગંધ ઉત્પન્ન કરીને, આહાર કરે છે. ૩૯૬-૯૭.

આ પ્રમાણે અઢારમા દ્વાર-આહારની દિશાઓ-નું સ્વરૂપ સંપૂર્ણ.

હવે ઓગણીશમા દ્વાર 'સંહનન' વિષે:—

સંહનન ( સંઘયણ ) એટલે અસ્થિઓના સંબંધથી સંયુક્ત એવું શરીર-અંગ.

ન્યૂનાધિક દૃઢતા આદિ વિશિષ્ટતાને લઇને, 'સંહનન' ના છ પ્રકાર કહેવાય છે. ૩૯૮.

तथाहुः ।

वज्जरिसहनारायं पढमं बीयं च रिसहनारायं ।
नारायमद्धनारायकीलिया तहय छेवट्ठं ॥ १ ॥

कीलिका वज्रमृषभः पट्टोऽस्थिद्वयवेष्टकः ।
अस्थ्नोर्मर्कटबन्धो यः स नाराच इति स्मृतः ॥ ३९९ ॥

ततश्च— बद्धे मर्कटबन्धेन सन्धौ सन्धौ यदस्थिनी ।
अस्थ्ना च पट्टाकृतिना भवतः परिवेष्टिते ॥ ४०० ॥
तदस्थित्रय[illegible] स्थितेनास्थ्ना दृढीकृतम् ।
कीलिकाकृतिना वज्रर्षभनाराचकं स्मृतम् ॥ ४०१ ॥ युग्मम् ॥

अन्यदृषभनाराचं कीलिकारहितं हि तत् ।
केचित्तु वज्रनाराचं पट्टोज्झितमिदं जगुः ॥ ४०२ ॥

अस्थ्नोर्मर्कटबन्धेन केवलेन दृढीकृतम् ।
आहुः संहननं पूज्या नाराचाख्यं तृतीयकम् ॥ ४०३ ॥

बद्धं मर्कटबन्धेन यद्भवेदेकपार्श्वतः ।
अन्यतः कीलिकानद्धमर्धनाराचकं हि तत् ॥ ४०४ ॥

( १ ) વજ્રઋષભનારાચ, ( २ ) ઋષભનારાચ, ( ३ ) નારાચ, ( ४ ) અર્ધનારાચ, ( ५ ) કીલિકા અને ( ६ ) સેવાર્ત.

' વજ્ર ' એટલે ખીલી; ' ઋષભ ' એટલે બે અસ્થિ-હાડકા પર લપેટેલો પાટો; ' નારાચ ' એટલે એ અસ્થિઓનો મર્કટબંધ. ૩૯૯.

એ પરથી,

( ૧ ) સાંધે સાંધે મર્કટબંધે બાંધેલા હાડકાપર એક ત્રીજું પટ્ટાના આકારનું હાડકું વીંટાયલું હોય અને એ ત્રણે હાડકા એક ખીલીના આકારવાળા હાડકા વડે વીંધાઇ દૃઢ થયેલા હોય-આવું સંહનન-શરીર-અંગ ' વજ્રઋષભનારાચ ' કહેવાય. ૪૦૦-૪૦૧.

( ૨ ) ઉપર કહ્યું તેમાંથી ' ખીલી ' ન હોય તે ' વજ્રઋષભ.' જો કે કેટલાકો આ બીજા પ્રકારમાં ' વજ્રઋષભ ' નહિં, પણ ' વજ્રનારાચ ' કહે છે. ત્યાં વજ્રનારાચ એટલે ઉપર જણાવ્યામાંથી ' પટ્ટો ' ઓછો થયો હોય એવું. ૪૦૨.

( ૩ ) બે હાડકા પરસ્પર મર્કટબંધે દૃઢ કરેલાં હોય ( ' ખીલી ' કે ' પટ્ટો ' કંઈ ન હોય ) એવું ' સંહનન ' ' નારાચ ' કહેવાય. ૪૦૩.

तत्कीलिताख्यं यत्रास्थ्नां केवलं कीलिकाबलम् ।
अस्थ्नां पर्यन्तसम्बन्धरूपं सेवार्त्तमुच्यते ॥ ४०५ ॥

सेवयाभ्यंगाद्यया वा रुतं व्याप्तं ततस्तथा ।
छेदैः खंडैर्मिथःस्पृष्टं छेदस्पृष्टमतोऽथवा ॥ ४०६ ॥

यद्यपि स्युरनस्थीनामेतान्यस्थ्यात्मकानि न ।
तद्गतः शक्तिविशेषस्तथाप्येषूपचर्यते ॥ ४०७ ॥

एकेन्द्रियाणां सेवार्त्तं तमपेक्ष्यैव कथ्यते ।
जीवाभिगमानुसृतैः कैश्चिद्याद्यं सुधाभुजाम् ॥ ४०८ ॥

संग्रणीकारैस्तु

छ गब्भतिरिनराणं समुच्छिमपणिंदिविगलछेवट्ठम् ।
सुरनेरइया एगिन्दियाय सव्वे असंघयणा ॥ १ ॥

इत्युक्तम् ॥

इति संहननानि ॥ १९ ॥

( ४ ) એક તરફ ' મર્કટબંધ ' હોય ને બીજી બાજુએ ' ખીલી ' હોય એવી રીતે રહેલાં હાડકાંવાળું સંહનન ' અર્ધનારાચ ' કહેવાય. ૪૦૪.

( ૫ ) જે સંહનનમાં ફક્ત ખીલીઓથી હાડકાનું જોડાણ હોય એ ' કીલિકા ' સંહનન.

( ૬ ) જેમાં હાડકાઓના છેડેછેડા ફક્ત મેળવેલા હોય એને ' સેવાર્ત ' સંહનન કહે છે. ૪૦૫.

સેવા એટલે જોડાણ; લેપ આદિ વડે હાડકાનું જોડાણ. આર્ત એટલે વ્યાપ્ત. તેથી, 'સેવાર્ત' એટલે જેમાં હાડકાં ફક્ત ખાલી જોડાયલાં હોય એવું. ' સેવાર્ત ' ને બદલે 'છેદસ્પૃષ્ટ' પણ કહે છે. એ વખતે એનો અર્થ, છેદ એટલે ખંડ એક બીજા પરસ્પર સ્પર્શ કરીને–ખાલી વળગીને જેમાં રહ્યા હોય એવું ( સંહનન ). ૪૦૬.

અસ્થિરહિત જીવોને સંહનન–શરીર–અંગ–માં અસ્થિ નથી હોતાં–હોય જ નહિં. તોયે એમનામાં રહેલી અમુક વિશિષ્ટ શક્તિને લીધે, ઉપચારને ખાતર હાડકાં છે એમ કહેવાય. અને એ અપેક્ષાએ જ એકેન્દ્રિ જીવોનું સંહનન ' સેવાર્ત ' કહેવાય. કેટલાકોએ જીવાભિગમસૂત્રને આધારે, દેવોને પણ પહેલા પ્રકારનું ' સંહનન ' કહ્યું છે એ પણ એ જ અપેક્ષાને લઇને. ૪૦૭–૮

' સંગ્રહણી ગ્રંથ ' ના કર્તા તો વળી એમ કહે છે કે ગર્ભજ તિર્યંચ–અને–મનુષ્યોને છયે સંહનન હોય છે; સંમુર્છિમ પંચેન્દ્રિ અને વિકલેન્દ્રિયોને 'સેવાર્ત' સંહનન હોય છે; અને દેવતા, નારકીના જીવો અને એકેન્દ્રિયો–આ ત્રણે–ને ' સંહનન ' હોતું જ નથી. ૧.

આ પ્રમાણે ઓગણીશમા દ્વાર–સંહનન–સંઘયણ–નું સ્વરૂપ સંપૂર્ણ.

कथं संसारकान्तारमयन्ते यान्ति येऽजनाः ।
ते कषायाः क्रोधमानमायालोभा इति श्रुताः ॥ ४०९ ॥

तत्र च क्रोधोऽप्रीत्यात्मको मानोन्येऽर्ष्यास्वोत्कर्षलक्षणः ।
मायान्यवंचनारूपा लोभस्तृष्णाभिगृध्नुता ॥ ४१० ॥

चत्वारोऽन्तर्भवन्त्येते उभयोर्द्वेषरागयोः ।
आदिमौ द्वौ भवेद्द्वेषो रागः स्यादन्तिमौ च तौ ॥ ४११ ॥

केचिच्च स्वपक्षपातरूपत्वान्मानोऽपि राग एव यत् ।
ततस्त्रयात्मको रागो द्वेषः क्रोधस्तु केवलम् ॥ ४१२ ॥

चत्वारोऽपि चतुर्भेदाः स्युस्तेऽनन्तानुबन्धिनः ।
अप्रत्याख्यानकाः प्रत्याख्यानाः संज्वलना इति ॥ ४१३ ॥

तल्लक्षणानि च श्रीहेमचन्द्रसूरिभिरित्थमूचिरे—

पक्षं संज्वलनः प्रत्याख्यानो मासचतुष्टयम् ।
अप्रत्याख्यानको वर्षं जन्मानन्तानुबन्धिकः ॥ ४१४ ॥

હવે વીશમા દ્વાર–' કષાય ' વિષે.

જેને લીધે, મનુષ્યને ' કષ ' એટલે ' સંસારાટવી ' માં ' આય ' એટલે ' આવાગમન ' કરવું પડે–ભટકવું પડે–જન્મમરણના ફેરા ખાવા પડે, એનું નામ કષ+આય, કષાય. એવા કષાય ચાર છે–(૧) ક્રોધ, (૨) માન, (૩) માયા અને (૪) લોભ. ૪૦૯.

એમાં ક્રોધ નિઃસ્નેહાત્મક છે. એટલે કે ક્રોધ થાય એટલે સ્નેહ–પ્રેમ જતો રહે છે. અન્યની ઇર્ષ્યા કરવી અને પોતાનો ઉત્કર્ષ બતાવવો એ માનનું લક્ષણ છે. અન્યજનોને છેતરવા એનું નામ માયા. અને તૃષ્ણાની અતિશયતા એ લોભ. ૪૧૦.

એ ચારે કષાયોનો વળી, દ્વેષ અને રાગ–એ બે કષાયોમાં સમાવેશ કરાય: પહેલા બેનો ' દ્વેષ ' માં અને છેલ્લા બેનો ' રાગ ' માં. ૪૧૧.

કેટલાકો વળી, પોતાને વિષે પક્ષપાત એ જ માન, એમ કહી ' માન ' ને પણ ' રાગ ' માં અન્તર્ગત કરે છે. અને તે પરથી માન–માયા–અને–લોભની ત્રિપુટીને ' રાગ ' કહે છે. અને ફક્ત ' ક્રોધ ' ને જ ' દ્વેષ ' માં ગણે છે. ૪૧૨.

એ ચારે કષાયોના વળી ચાર ચાર ભેદ છે:–(૧) અનન્તાનુબન્ધી, (૨) અપ્રત્યાખ્યાની, (૩) પ્રત્યાખ્યાની અને (૪) સંજ્વલન. ૪૧૩.

એમનાં લક્ષણ શ્રી હેમચંદ્ર આચાર્યે આ પ્રમાણે કહ્યાં છે—સંજ્વલન (કષાય) એક પક્ષ–

वीतरागयतिश्राद्धसम्यग्दृष्टित्वघातकाः ।
ते देवत्वमनुष्यत्वतिर्यक्त्वनरकप्रदाः ॥ ४१५ ॥

प्रज्ञापनावृत्तौ च—

अनन्तान्यनुबध्नन्ति यतो जन्मानि भूत्रये ।
तेनानन्तानुबन्ध्याख्या क्रोधाद्येषु नियोजिता ॥ ४१६ ॥

एषां संयोजना इति द्वितीयमपि नाम ॥

संयोजयन्ति यन्नरमनन्तसंख्यैर्भवैः कषायास्ते ।
संयोजनतानन्तानुबन्धिता वाप्यतस्तेषाम् ॥ ४१७ ॥

नाल्पमप्युल्लसेदेषां प्रत्याख्यानमिहोदयात् ।
अप्रत्याख्यानसंज्ञातो द्वितीयेषु नियोजिता ॥ ४१८ ॥

सर्वसावद्यविरतिः प्रत्याख्यानमिहोदितम् ।
तदावरणतः संज्ञा सा तृतीयेषु योजिता ॥ ४१९ ॥

પખવાડીયા સુધી રહે; પ્રત્યાખ્યાની ચાર માસ પર્યન્ત રહે; અપ્રત્યાખ્યાની એક વર્ષ સુધી ટકે અને અનન્તાનુબન્ધિ યાવજ્જીવ ટકે. ૪૧૪.

પહેલો વીતરાગપણાનો, બીજો સાધુપણાનો, ત્રીજો શ્રાવકપણાનો અને ચોથો સમ્યકત્વનો નાશ કરે છે. વળી એઓ ચારે અનુક્રમે દેવત્વ, મનુષ્યત્વ, તિર્યંચપણું, અને નરકવાસ–ને આપનારા છે. ૪૧૫.

(૧) પ્રજ્ઞાપના–પન્નવણા સૂત્રની વૃત્તિમાં એમ કહ્યું છે કે ક્રોધ વગેરે ચારે કષાયો પ્રાણીને 'અનન્త 'જન્મ 'એક પછી એક બંધાવે છે' માટે અનન્ત–અનુબન્ધિ, અનન્તાનુબન્ધિ નામ પડ્યું.' અનન્તાનુબન્ધિ ' ને બદલે ' સંયોજન ' એવું બીજું નામ પણ છે; કારણકે એઓ માણસને ' અનન્ત જન્મો–ભવો સાથે સંયોજે છે–જોડે છે. માટે એમને સંયોજનતા છે અથવા અનન્તાનુબન્ધિતા પણ છે. ૪૧૬–૪૧૭.

( ૨ ) બીજો પ્રકાર ' અપ્રત્યાખ્યાની.'એ નામ એટલા પરથી પડ્યું કે એમના ઉદયથી આ જગતમાં લેશ પણ પ્રત્યાખ્યાન+ ઉલ્લસતું નથી. ૪૧૮

(૩) સર્વ પ્રકારના અનિષ્ટ–નિંદ્ય–પાપમય કાર્યોથી વિરમવું–અટકી જવું–એનું નામ 'પ્રત્યાખ્યાન.' એવું 'પ્રત્યાખ્યાન' કરાવે એ ત્રીજો પ્રકાર–પ્રત્યાખ્યાની. ૪૧૯.

+ વિરામ–નિરાદર.

सम् ज्वलयन्ति यतिं यत्संविग्नं सर्वपापविरतमपि ।
तस्मात् संज्वलना इत्यप्रशमकरा निरुच्यन्ते ॥ ४२० ॥

अन्यत्रापि उक्तम्—

शब्दादीन् विषयान्प्राप्य संज्वलन्ति यतो मुहुः ।
ततः संज्वलनाह्वानं चतुर्थानामिहोच्यते ॥ ४२१ ॥

स्युः प्रत्येकं चतुर्भेदा भेदाः संज्वलनादयः ।
एवं षोडशधैकैकश्चतुःषष्टिर्विधा इति ॥ ४२२ ॥

यथा कदाचिच्छिष्टोऽपि क्रोधादेर्याति दुष्टताम् ।
एवं संज्वलनोऽप्येति क्वाप्यनन्तानुबन्धिताम् ॥ ४२३ ॥

एवं सर्वेष्वपि भाव्यं ॥

तत एवोपपद्येत नन्तानुबन्धिभाविनी ।
कृष्णादेर्दुर्गतिर्नूनं क्षीणानन्तानुबन्धिनः ॥ ४२४ ॥

एवं च वर्षावस्थायिमानस्य श्रीबाहुबलिनो मुनेः ।
कैवल्यहेतुश्चारित्रं ज्ञेयं संज्वलनोचितम् ॥ ४२५ ॥

( ४ ) કેટલાક કષાયો વળી સર્વ પાપકાર્યોથી વિરકત સંવિગ્ન મુનિને પણ 'સમ્' એટલે સારી રીતે 'જળાવે છે'–ઉત્તેજિત કરે છે. એવા કષાયોનો પ્રકાર તે 'સંજ્વલન' કહેવાય છે. ૪૨૦.

અન્યત્ર પણ કહ્યું છે કે—

'શબ્દ' વગેરે વિષયોને લઇને જે વારંવાર સંજ્વલિત–ઉદ્દીપ્ત થાય છે એવા ચોથા પ્રકારના કષાયોને 'સંજ્વલન' કહે છે. ૪૨૧.

એ ચારે પ્રકારમાંના પ્રત્યેક પ્રકારને વળી ચાર ચાર ઉપપ્રકાર છે. એટલે ચાર પ્રકારના સોળ ( ૧૬ ) પ્રકાર થયા. અને વળી કષાય 'ચાર', એટલે એના ( કષાયના ) એકંદર ચોસઠ પ્રકાર થયા. ૪૨૨.

જેવી રીતે કોઇ શિષ્ટ માણુસ પણ કદાચિત ક્રોધને લઇને અશિષ્ટ–દુષ્ટ થઇ જાય છે તેવી રીતે સંજ્વલન ( કષાય ) પણ કોઇ વખતે અનન્તાનુબન્ધિ થઈ પડે છે. ૪૨૩.

( એ પ્રમાણે સર્વ કષાયો વિષે સમજવું. )

અને એમ હોવાથી જ, અનન્તાનુબન્ધિ ક્ષીણ થઇ ગયેલાં છે જેનાં એવા કૃષ્ણ વગેરેની અનન્તાનુબન્ધિથી થનારી દુર્ગતિ ઘટી શકે છે. ૪૨૪.

कर्मग्रन्थकारैश्च सदृष्टान्ता एवमेते जगदिरे—

जलरेणुपुढवीपव्वयराईसरिसो चउव्विहो कोहो ।
तिणिसलयाकट्ठठियसेलत्थंभोवमो माणो ॥ ४२६ ॥
माया वलेहिगोमुत्तिमिंढसिंगघणवंसिमूलसमा ।
लोहो हलिद्दखंजणकद्दमकिमिरागसारित्थो ॥ ४२७ ॥

तथा प्रज्ञापनायां प्रज्ञप्ताः स्वान्योभयप्रतिष्ठिताः ।
अप्रतिष्ठितकाश्चैवं चत्वारोऽपि चतुर्विधाः ॥ ४२८ ॥

तथाहि । स्वदुश्चेष्टिततः कश्चित् प्रत्यपायमवेक्ष्य यत् ।
कुर्यादात्मोपरि क्रोधं स एषः स्वप्रतिष्ठितः ॥ ४२९ ॥
उदीरयेद्यदा क्रोधं परः सन्तर्जनादिभिः ।
तदा तद्विषयक्रोधो भवेदन्यप्रतिष्ठितः ॥ ४३० ॥

---

બાહુબલિ મુનિને બારબાર માસ પર્યન્ત ' માન ' રહ્યું તોયે છેવટે એને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું—એ પણ ' સંજ્વલન ' ની એવી ઉચિતતાને લઇને સમજવું. ૪૨૫.

' કર્મગ્રંથ ' ના કર્ત્તાએ આ કષાયોને દૃષ્ટાન્તો આપીને સમજાવ્યા છે તે આ પ્રમાણે:-

**ક્રોધ** ચાર પ્રકારનો હોય છે ( પ્રત્યેક પ્રકાર પૂર્વાપર વિશેષ વિશેષ ટકાઉ છે. )–(૧) જળની ઉપર પડેલી રેખા સરખો ( ૨ ) ધૂળપર રેખા પડી હોય એવો. ( ૩ ) માટીપર રેખા પડી હોય એવો અને (૪) પત્થરપર રેખા પડી હોય એવો. **માન** (૧) નેતરની શલાકા સમાન ( ૨ ) કાષ્ટસ્તંભ સમાન ( ૩ ) અસ્થિસ્તંભ સમાન અને (૪) પત્થરના સ્તંભ જેવો ( એમ ઉત્તરોત્તર વિશેષ વિશેષ દૃઢ ) છે. **માયા**ને પણ પૂર્વાપર વિશેષ વિશેષ વક્ર એવી ચાર વસ્તુઓ સાથે સરખાવી છે–(૧) વાંસની છોઈ, (૨) ગોમૂત્ર (૩) ઘેટાના શૃંગ–શીંગડા અને (૪) વાંસના મૂળ. **લોભ** પણ (૧) હળદર, (૨) સરાવળાંનો મેલ (૩) ગાડાના પૈડાનો મેલ અને (૪) કીરમજ–એ ચાર વસ્તુના રંગની જેવો છે; એટલે કે પૂર્વાપર વિશેષ વિશેષ પાકો–દૃઢતાવાળો છે. ૪૨૬-૪૨૭.

પ્રજ્ઞાપના સૂત્રમાં વળી એ ચારે કષાયોના એક બીજી રીતે ચાર પ્રકાર કહ્યા છે:— (૧) સ્વપ્રતિષ્ઠિત, (૨) અન્યપ્રતિષ્ઠિત, (૩) ઉભયપ્રતિષ્ઠિત અને (૪) અપ્રતિષ્ઠિત. ૪૨૮.

ચાર કષાયમાંથી એક ' ક્રોધ ' ની વાત કરીએ. તો

( ૧ ) એક માણુસ પોતાનો દોષ જાણી દુ:ખ પામી પોતાની જાતપર ક્રોધ કરે એ સ્વપ્રતિષ્ઠિત ક્રોધ. ૪૨૯.

(૨ ) કોઈ અન્ય માણુસ આપણો તિરસ્કાર આદિ કરે તેથી આપણુને જે ક્રોધ ચઢે તે ' અન્યપ્રતિષ્ઠિત ' ક્રોધ. ૪૩૦.

एतच्च नैगमनयदर्शनं चिन्त्यतां यतः ।
स ता॰ षयतामात्रान्मन्यते तत्प्रतिष्ठितम् ॥ ४३१ ॥

यश्चात्मपरयोस्तादृगपराधकृतो भवेत् ।
क्रोधः परस्मिन् स्वस्मिंश्च स स्यादुभयसंश्रितः ॥ ४३२ ॥

विना पराक्रोशनादि विना च स्वकुचेष्टितम् ।
निरालम्बन एव स्यात् केवलं क्रोधमोहतः ॥ ४३३ ॥

स चाप्रतिष्टितः क्रोधो दृश्यतेऽयं च कस्यचित् ।
क्रोधमोहोदयात्क्रोधः कर्हिचित्कारणं विना ॥ ४३४ ॥ युग्मम् ॥

अत एवोक्तं पूर्वमहर्षिभिः—

सापेक्षाणि च निरपेक्षाणि च कर्माणि फलविपाकेषु ।
सोपक्रमं च निरुपक्रमं च दृष्टं यथायुष्कम् ॥ ४३५ ॥

इत्यादि अर्थतः प्रज्ञापनातृतीयपदे ॥

एवमन्येऽपि त्रयः कषाया भाव्याः ॥

चतुर्भिः कारणैरेते प्रायः प्रादुर्भवन्ति च ।
क्षेत्रं वास्तु शरीरं च प्रतीत्योपधिमंगिनाम् ॥ ४३६ ॥

---

( આ વિચાર 'નૈગમનય' ની અપેક્ષાએ છે. કારણ કે ક્રોધ તો આપણને થયો છે પણ એનું કારણ 'અન્ય' જન છે તેથી માત્ર અન્યવિષયતાને લઇને એને 'અન્યપ્રતિષ્ઠિત' કહ્યો છે.) ૪૩૧.

(૩) એવાજ દોષના સંબંધમાં, માણસને પરપ્રત્યે તેમજ પોતાપ્રત્યે ક્રોધ ઉત્પન્ન થાય એ 'ઉભયપ્રતિષ્ઠિત' ક્રોધ. ૪૩૨.

(૪) અન્યજનના આક્રોશ વિના તેમજ પોતાનો પણ કંઇ દોષ ન હોવા છતાં—એમ આલંબન વિના જ, કોઇને ક્રોધ ચઢે તે 'અપ્રતિષ્ઠિત' ક્રોધ. એવો ક્રોધ કોઇને 'ક્રોધ-મોહનીય' ના ઉદયથી અને કોઇને વગરકારણે પણ થાય છે. ૪૩૩–૩૪.

આમ હોવાથીજ પૂર્વાચાર્યોએ પ્રજ્ઞાપનાસૂત્રમાં ત્રીજા પદમાં કહ્યું છે કે—

આયુષ્ય જેમ 'સોપક્રમી' અને 'નિરૂપક્રમી' છે તેમ કર્મફળવિપાક પણ 'સાપેક્ષ, તેમજ 'નિરપેક્ષ' છે. ૪૩૫.

આ 'ક્રોધ' વિષયક ચાર પ્રકાર સમજાવ્યા તેવીજ રીતે બીજા ત્રણ કષાયોના સંબંધમાં એવા જ ચાર પ્રકાર સમજી લેવા.

માણસોને આ ચાર કષાયો પ્રાયઃ ક્ષેત્ર, ઇમારત, શરીર અને માલેકીની વસ્તુ—એ ચાર કારણોને લઇને જ ઉત્પન્ન થાય છે. ૪૩૬.

सर्वस्तोका निष्कषाया मानिनोऽनन्तकास्ततः ।
क्रुद्धमायाविलुब्धाश्च स्युर्विशेषाधिकाः क्रमात् ॥ ४३७ ॥
एकेन्द्रियाणां चत्वारोऽप्यनाभोगाद्भवन्त्यमी ।
अदर्शितबहिर्देहविकारा अस्फुटात्मकाः ॥ ४३८ ॥
सर्वदा सहचारित्वात्कषायाऽव्यभिचारिणः ।
नोकषाया नव प्रोक्ताः स्तवनीयक्रमाम्बुजैः ॥ ४३९ ॥

तदुक्तं प्रज्ञापनावृत्तौ—

कषायसहवर्त्तित्वात्कषायप्रेरणादपि ।
हास्यादिनवकस्योक्ता नोकषायकषायता ॥ ४४० ॥
हासो रत्यरती भीतिर्जुगुप्सा शोक एव च ।
पुंस्त्रीक्लीबाभिधा वेदाः नोकषाया अमी मताः ॥ ४४१ ॥

इति कषायाः ॥ २० ॥

संज्ञा स्यात् ज्ञानरूपैका द्वितीयानुभवात्मिका ।
तत्राद्या पंचधाज्ञानमन्या च स्यात् स्वरूपतः ॥ ४४२ ॥

સર્વથી ઓછા કષાયવિનાના પ્રાણીઓ છે. એથી અનન્ત ગણા 'માની' છે. એથી ઘણા વધારે ક્રોધી, એથી વિશેષ માયાકપટી, અને એથી યે વિશેષ લોભી છે. ૪૩૭.

એકેન્દ્રિય જીવોને એ ચારે કષાયો વગરભોગે થાય છે. અને તેથી બહારથી એમના શરીરનો વિકાર ન દેખાતાં અપ્રકટ રહે છે. ૪૩૮.

કષાયોની સાથે સર્વદા અવ્યભિચારપણે ( જાથુકના અનુકુળ સંબંધથી ) રહેનારા નવ નોકષાયો છે. ૪૩૯.

એ સંબંધમાં 'પ્રજ્ઞાપનાવૃત્તિ' માં કહ્યું છે કે—

કષાયનું સહચારત્વ તેમજ એની પ્રેરણાને લીધે, હાસ્ય વગેરે 'નવ' ને 'નોકષાય' એવું નામ આપેલું છે. ૪૪૦

(૧) હાસ્ય, (૨) રતિ, (૩) અરતિ, (૪) ભય, (૫) જુગુપ્સા, (૬) શોક, (૭) પુંવેદ, (૮) સ્ત્રીવેદ અને (૯) નપુંસકવેદ—આ નવ નોકષાયો છે. ૪૪૧.

આ પ્રમાણે વીશમા દ્વાર–કષાય–નું સ્વરૂપ સંપૂર્ણ.

હવે એકવીશમા દ્વાર–સંજ્ઞા વિષે.

(૧) જ્ઞાનરૂપ અને (૨) અનુભવરૂપ—એમ બે પ્રકારની સંજ્ઞા છે. પહેલી જ્ઞાનરૂપ–એ

असातवेदनीयादिकर्मोदयसमुद्भवा ।
आहारादिपरीणामभेदात्सा च चतुर्विधा ॥ ४४३ ॥ युग्मम् ॥

तथाहुः । चत्तारि सण्णाओ पण्णत्ते । आहारसण्णा भयसण्णा मेहुसण्णा पॅरिग्गहसण्णा । इति स्थानांगे ॥

आहारे योभिलाषः स्याज्जन्तोः क्षुद्वेदनीयतः ।
आहारसंज्ञा सा ज्ञेया शेषाः स्युर्मोहनीयजाः ॥ ४४४ ॥

भयसंज्ञा भयं त्रासरूपं यदनुभूयते ।
मैथुनेच्छात्मिका वेदोदयजा मैथुनाभिधा ॥ ४४५ ॥

स्यात्परिग्रहसंज्ञा च लोभोदयसमुद्भवा ।
अनाभोगाव्यक्तरूपा एताश्चैकेन्द्रियांगिनाम् ॥ ४४६ ॥

भगवतीसप्तमशतकाष्टमोद्देशके तु

आहारभयपरिग्गहमेहुण तह कोह माण माया च ।
लोभो लोगो ओहो सन्ना दस सव्वजीवाणं ॥ ४४७ ॥ इति ॥

एताश्च वृक्षोपलक्षणेन सर्वैकेन्द्रियाणां साक्षादेवं दर्शिताः । तद्यथा–

---

પાંચ પ્રકારના જ્ઞાનરૂપ છે. બીજી અનુભવરૂપ–એ 'અસાતવેદનીય' આદિ કર્મોના ઉદય-થી ઉત્પન્ન થયેલી છે અને, આહાર વગેરે ભિન્નભિન્નરૂપે પરિણમવાને લીધે એના ચાર પ્રકાર થાય છે. ૪૪૨–૪૪૩.

સ્થાનાંગ–ઠાણુંગ સૂત્રમાં કહ્યું છે કે (૧) આહારસંજ્ઞા, (૨) ભયસંજ્ઞા, (૩) મૈથુનસંજ્ઞા અને (૪) પરિગ્રહસંજ્ઞા–એમ (પ્રાણીમાત્રને) ચાર સંજ્ઞાઓ છે.

(૧) ક્ષુધા લાગવાથી જીવને આહારની અભિલાષા થાય એ આહારસંજ્ઞા. શેષ સંજ્ઞાઓ 'મોહનીય' (કર્મ) ને લઈને થાય છે. ૪૪૪.

(૨) ત્રાસરૂપ ભયનો અનુભવ થાય–એ ભયસંજ્ઞા. (૩) 'વેદોદય'ને લીધે (પ્રાણીમાત્રને સ્વાભાવિક એવો જે હવસ–એને લઈને) મૈથુનની ઇચ્છા થાય એ મૈથુનસંજ્ઞા. ૪૪૫.

(૪) લોભના ઉદયથી ઉત્પન્ન થાય એ પરિગ્રહસંજ્ઞા. આ સંજ્ઞા એકેન્દ્રિય પ્રાણીઓમાં ઉપભોગરહિતપણે અને અપ્રકટરૂપે હોય છે. ૪૪૬.

ભગવતી સૂત્રમાં સાતમા શતકના આઠમા ઉદ્દેશમાં, સર્વ જીવોને (૧) આહાર, (૨) ભય, (૩) પરિગ્રહ, (૪) મૈથુન, (૫) ક્રોધ, (૬) માન, (૭) માયા, (૮) લોભ, (૯) લોક અને (૧૦) ઓઘ–એમ દશ સંજ્ઞાઓ કહેલી છે. ૪૪૭.

रुक्खा॥ जलाहारा संकोअणिआ भयेण संकुइयं ।
निअतन्तुएहिं वेढइ वल्ली रुक्खे परिग्गहेइ ॥ ४४८ ॥

इत्थिपरिरंभणेणं कुरुबगतरुणो फलंति मेहुणे ।
तह कोनदस्स कंदे हुंकारे मुअइ कोहेणं ॥ ४४९ ॥

माणे झरइ रुअंती छायइ वल्ली फलाइं मायाए ।
लोभे बिल्लपलासा खिवंति मूले निहाणुवरिं ॥ ४५० ॥

रयणीए संकोओ कमलाणं होइ लोगसन्नाए ।
ओहे चइत्तु मग्गं चडंति रुक्खेसु वल्लीओ ॥ ४५१ ॥

अन्यैरपि वृक्षाणां मैथुनसंज्ञाभिधीयते । तथोक्तं शृंगारतिलके ।

सुभग कुरुबकस्त्वं नो किमालिंगनोत्कः
किमु मुखमदिरेच्छुः केसरो नो हृदिस्थः ।
त्वयि नियतमशोके युज्यते पादघातः
प्रियमितिपरिहासात्पेशलं काचिदूचे ॥ ४५२ ॥

અને એકેન્દ્રિય જીવોમાં પણ એ હોય છે એમ, વૃક્ષોનાં દૃષ્ટાન્ત આપીને, એ સિદ્ધ કર્યું છે: આ પ્રમાણે—

(૧) વૃક્ષોને જલાહાર હોય છે. (૨) વૃક્ષોને ભય હોય છે કેમકે એઓ પણ સંકોચ પામે છે એ ભયવિના હોય નહિં. (૩) લતાઓ–વેલાઓ તંતુઓ વડે વૃક્ષોને વીંટી વળે છે એ પરિગ્રહસંજ્ઞા નહિં તો બીજું શું ? (૪) વળી સ્ત્રી આલિંગન દે છે એટલે કુરબકવૃક્ષ ફળે છે. એટલે વૃક્ષમાં મૈથુનસંજ્ઞા પણ સિદ્ધ થાય છે. (૫) કોકનદ એટલે રક્ત જળકમળ હુંકાર શબ્દ કરે છે એ એનામાં ક્રોધસંજ્ઞા છે એમ પૂરવાર કરે છે. (૬ ) રૂદંતી નામની વેલી ઝરે છે–એ માન સૂચવે છે. (૭) લતાઓ પોતાનાં ફળ ઢાંકી રાખે છે–એ માયા જ. (૮) પૃથ્વીમાં કોઇ સ્થળે નિધિ હોય છે એની ઉપર બિલપલાશ વૃક્ષ પોતાનાં મૂળ ઘાલે છે એ એનામાં લોભ પ્રકૃતિ છે એમ દેખાડી આપે છે. (૯) રાત્રી પડે છે ત્યારે સકળ કમળપુષ્પો સંકોચાઇ જાય છે એનું કારણ લોકસંજ્ઞાનો સદ્ભાવ. અને (૧૦) વેલાઓ સર્વ માર્ગ શોધતાં વૃક્ષપર ચઢે છે એ એમનામાં ઓઘસંજ્ઞા પૂરવાર કરે છે. ૪૪૮–૪૫૧.

નીચેના ' શૃંગારતિલક ગ્રંથ ' ના ફકરા ઉપરથી વૃક્ષોમાં મૈથુનસંજ્ઞા છે એમ અન્યજનો પણ કહે છે:—

કોઇ સ્ત્રી પોતાના પતિને હાસ્યયુક્ત વચનો કહે છે કે—હે સુંદર, તું તો મારો ' કુરબક ' છે, છતાં મને કેમ આલિંગન કરતો નથી ? તું મારો હૃદયસ્થ કેસર ( વૃક્ષ ) છો છતાં મારા

तथा पारदोऽपि स्फारशृंगारया स्त्रियावलोकितः कूपादुच्छलतीति लोके श्रूयते । इति ॥

स्तोका मैथुनसंज्ञोपयुक्ता नैरयिकाः क्रमात् ।
संख्येयघ्ना जग्धिपरिग्रहत्रासोपयुक्तकाः ॥ ४५३ ॥

स्युः परिग्रहसंज्ञाढ्यास्तिर्यंचोऽल्पास्ततः क्रमात् ।
ते मैथुनभयाहारसंज्ञाः संख्यगुणाधिकाः ॥ ४५४ ॥

भयसंज्ञान्विताः स्तोका मनुष्या स्युर्यथाक्रमम् ।
संख्ययघ्ना भुक्तिपरिग्रहमैथुनसंज्ञकाः ॥ ४५५ ॥

आहारसंज्ञाः स्युः स्तोका देवाः संख्यगुणाधिकाः ।
संत्रासमैथुनपरिग्रहसंज्ञा यथाक्रमम् ॥ ४५६ ॥

प्रवचनसारोद्धारवृत्तौ तु एवं लिखितम् । तथा मतिज्ञानावरणकर्मक्षयोपशमात् शब्दार्थगोचरा सामान्यावबोधक्रिया ओघसंज्ञा । तद्विशेषावबोधक्रिया लोकसंज्ञा । एवं चेदमापतितम्—दर्शनोपयोगः ओघसंज्ञा

---

મુખમદિરાની ઈચ્છા કેમ કરતો નથી ? તું મારે મન અશોકવૃક્ષ છે તો તને તો હું પાદપ્રહાર કરીશ જ. ૪૬૨.

વળી સુંદરશૃંગારમાં સજ્જ થયેલી સ્ત્રી દૃષ્ટિ કરે તો કુવામાંથી પારો ઉછાળા મારે છે એમ પણ લોકોક્તિ છે.

નારકીના જીવોમાં મૈથુનસંજ્ઞાવાળા સર્વથી ઓછા છે; એથી આહારસંજ્ઞાવાળા, પરિગ્રહસંજ્ઞાવાળા અને ભયસંજ્ઞાવાળા અનુક્રમે પૂર્વાપર સંખ્યાત સંખ્યાતગણા છે. ૪૫૩.

તિર્યંચોમાં પરિગ્રહસંજ્ઞાવાળા સર્વથી ઓછા છે; એથી મૈથુનસંજ્ઞાવાળા, ભયસંજ્ઞાવાળા અને આહારસંજ્ઞાવાળા અનુક્રમે પૂર્વાપર સંખ્યાત સંખ્યાતગણા છે. ૪૫૪.

મનુષ્યોમાં ભયસંજ્ઞાવાળા સર્વથી ઓછા છે; એથી આહારસંજ્ઞાવાળા, પરિગ્રહસંજ્ઞાવાળા અને મૈથુનસંજ્ઞાવાળા અનુક્રમે પૂર્વાપર સંખ્યાત સંખ્યાતગણા છે. ૪૫૫.

દેવતાઓમાં આહારસંજ્ઞાવાળા સર્વથી ઓછા છે; એથી ભયસંજ્ઞાવાળા, મૈથુનસંજ્ઞાવાળા અને પરિગ્રહસંજ્ઞાવાળા અનુક્રમે પૂર્વાપર સંખ્યાત સંખ્યાતગણા છે. ૪૫૬.

"પ્રવચનસારોદ્ધાર ગ્રંથ" માં એમ લખ્યું છે કે મતિજ્ઞાનને આવરનારા કર્મોના ક્ષયોપશમથી શબ્દને અને અર્થને ગોચર એવી સામાન્ય અવબોધક્રિયા—એનું નામ 'ઓઘસંજ્ઞા'. એ કરતાં સવિશેષ અવબોધ થાય એવી ક્રિયા—તે 'લોકસંજ્ઞા'. આ પરથી એવો સાર નીકળે

ज्ञानोपयोगः लोकसंज्ञा । एषः स्थानांगटीकाभिप्रायः ॥ आचारांगटीकायां पुनरभिहितं–ओघसंज्ञा तु अव्यक्तोपयोगरूपा वल्लीवितानारोहणादिसंज्ञा । लोकसंज्ञा स्वच्छन्दघटितविकल्परूपा लोकोपचरिता । यथा न सन्ति अनपत्यस्य लोकाः श्वानो यक्षाः विप्राः देवाः काकाः पितामहाः बर्हिणां पक्षवातेन गर्भ इत्यादिका । इति ॥ आचारांगे तु

मोहधर्मसुखदुःखजुगुप्साशोकनामभिः ।
दश ता षड्भिरेताभिः सह षोडश वर्णिताः ॥ ४५७ ॥

अथवा त्रिविधाः संज्ञाः प्रथमा दीर्घकालिकी ।
द्वितीया हेतुवादाख्या दृष्टिवादाभिधा परा ॥ ४५८ ॥

सुदीर्घमप्यतीतार्थं स्मरत्यथ विचिन्तयेत् ।
कथं नु नाम कर्त्तव्यमित्यागामिनमाद्यया ॥ ४५९ ॥

तथा विचिन्त्येष्टानिष्टच्छायातपादिवस्तुषु ।
द्वितीयया स्वसौख्यार्थं स्यात्प्रवृत्तिनिवृत्तिमान् ॥ ४६० ॥

કે દર્શનનો ઉપયોગ–એ 'ઓઘસંજ્ઞા', અને જ્ઞાનનો ઉપયોગ–એ 'લોકસંજ્ઞા'. આવો જ સ્થાનાંગ સૂત્રપરની ટીકાનો અભિપ્રાય છે.

આચારાંગસૂત્રની ટીકામાં વળી એમ છે કે લતાઓની આરોહણાદિ સંજ્ઞાની જેમ જેનો ઉપયોગ અવ્યક્ત–અપ્રકટ હોય એવી જાતની સંજ્ઞા–તે ઓઘસંજ્ઞા; અને લોકોએ પોતપોતાના છંદ પ્રમાણે વિકલ્પો ઘડ્યા હોય એના જેવી–તે લોકસંજ્ઞા. અપુત્રવાનની સદ્‌ગતિ નથી થતી, શ્વાનો યક્ષરૂપ છે, વિપ્રો સર્વે દેવસમાન છે, કાક સર્વે પિતૃઓ છે, મયૂરોમાં પાંખના વાયુથી ગર્ભ રહે છે–આ બધાં 'લોકસંજ્ઞા' ના દૃષ્ટાન્ત છે.

આચારાંગસૂત્રમાં, અહિં આપણે ગણાવેલી દશ સંજ્ઞામાં અન્ય છ ઉમેરીને એકંદર સોળ સંજ્ઞા ગણી છે. એ 'અન્ય છ' આ પ્રમાણેઃ—( ૧ ) મોહ, ( ૨ ) ધર્મ, ( ૩ ) સુખ, ( ૪ ) દુઃખ, ( ૫ ) શોક અને ( ૬ ) જુગુપ્સા. ૪૫૭.

અથવા ( ૧ ) દીર્ઘકાલિકી ( ૨ ) હેતુવાદા અને ( ૩ ) દૃષ્ટિવાદા–એમ પણ, સંજ્ઞાના ત્રણ પ્રકાર છે. ૪૫૮.

( ૧ ) 'દીર્ઘકાલિકી સંજ્ઞા' થી માણસને બહુબહુ સમય પહેલા બની ગયેલા બનાવો સ્મરણમાં તાજા થાય છે, અને ભવિષ્યમાં શું કરવાનું છે એ વાતનું ચિન્તવન થાય છે. ૪૫૯.

( ૨ ) એ પ્રમાણે ચિન્તવન કર્યા પછી, બીજી 'હેતુવાદા' સંજ્ઞાથી, માણસ પોતાના

भवेत्सम्यग्दृशामेव दृष्टिवादोपदेशिकी ।
एतामपेक्ष्य सर्वेऽपि मिथ्यादृशो ह्यसंज्ञिनः ॥ ४६१ ॥
सुरनारकगर्भोत्थजीवानां दीर्घकालिकी ।
संमूर्च्छिमान्तद्व्यक्षादिजीवानां हेतुवादिकी ॥ ४६२ ॥
छद्मस्थसम्यग्दृष्टीनां श्रुतज्ञानात्मिकान्तिमा ।
मतिव्यापारनिर्मुक्ताः संज्ञातीता जिनाः समे ॥ ४६३ ॥

इति संज्ञाः ॥ २१ ॥

इंदुः स्यात् परमैश्वर्ये धातोरस्य प्रयोगतः ।
इन्दनात्परमैश्वर्यादिन्द्र आत्माभिधीयते ॥ ४६४ ॥
तस्य लिगं तेन सृष्टमितीन्द्रियमुदीर्यते ।
श्रोत्रादि पंचधा तच्च तथाह्युवाच भाष्यकृत् ॥ ४६५ ॥
ईदो जीवो सव्वोवलद्धिभोगपरमेसरत्तणओ ।
सोत्ताभेयमिंदियमिह तल्लिंगाइ भावाओ ॥ ४६६ ॥

---

સુખને અર્થે, છાયા તડકો આદિ પદાર્થોમાંથી પોતાને ઇષ્ટ હોય એમાં પ્રવૃત્ત થાય છે અને અનિષ્ટ હોય એનાથી નિવૃત્ત રહે છે. ૪૬૦.

( ૩ ) ઉપદેશ દેનારી ' દૃષ્ટિવાદા ' સંજ્ઞા સમ્યક્દૃષ્ટી જીવોને જ હોય છે. આ સંજ્ઞાને લઇને જ, સર્વ મિથ્યાદૃષ્ટિઓ ' અસંજ્ઞિ '–કહેવાય. ૪૬૧.

દેવતા, નારકીના જીવો અને ગર્ભજ જીવોને ' દીર્ઘકાલિકી ' સંજ્ઞા છે. અને ' બેઇન્દ્રિ ' થી માંડીને ' સંમૂર્છિમ ' સુધીના જીવોને ' હેતુવાદા ' સંજ્ઞા છે. ૪૬૨.

છદ્મસ્થ સમ્યક્દૃષ્ટિ જીવોને શ્રુતજ્ઞાનરૂપ ( ત્રીજી ' દૃષ્ટિવાદા ' સંજ્ઞા છે. મતિજ્ઞાનના વ્યાપારથી છુટી આગળ ગયેલા હોવાથી સર્વે જિનેશ્વરો તો ' સંજ્ઞાતીત ' છે.

આ પ્રમાણે એકવીશમા દ્વાર–સંજ્ઞા–વિષયક સ્વરૂપ સંપૂર્ણ.

' **इन्दू** ' ધાતુ ' ઐશ્વર્યવાન્ હોવું ' એ અર્થમાં વપરાય છે. એ ધાતુનો પ્રયોગ કરતાં **इन्दन** એટલે ' ઐશ્વર્ય ' લેતાં ' ઐશ્વર્યવાન્ ' માટે ' **इन्द्र** ' શબ્દ વપરાય. આત્મા યે ઐશ્વર્યવાન્ છે માટે ' આત્મા ' પણ ' **इन्द्र** ' કહેવાય. ૪૬૪.

તે પરથી, આત્માએ બનાવેલું પોતાનું લિંગ–ચિન્હ ' ઇન્દ્રિય ' કહેવાય. આ ઇન્દ્રિયો શ્રોત્ર વગેરે ( શ્રોત્ર, અક્ષિ, ઘ્રાણ, રસના, સ્પર્શન ) થઇને પાંચ છે. ૪૬૫.

ભાષ્યકારે કહ્યું છે કે " ઇન્દ્ર " એટલે " જીવ ", ( કેમકે એને સર્વ પ્રકારની ઉપલબ્ધિ અને ભોગોનું ઐશ્વર્ય છે ). અને શ્રોત્ર આદિક ભેદોવાળી ' ઇન્દ્રિયો ' એ ' જીવ ' ના ભાવ-લિંગો–ચિન્હો છે. ૪૬૬.

श्रोत्राक्षिघ्राणरसनस्पर्शनानीति पंचधा ।
तान्येकैकं द्विभेदं तद् द्रव्यभावविभेदतः ॥ ४६७ ॥
तत्र निवृत्तिरूपं स्यात्तथोपकरणात्मकम् ।
द्रव्येन्द्रियमिति द्वेधा तत्र निर्वृत्तिराकृतिः ॥ ४६८ ॥
सापि बाह्यान्तरंगा च बाह्या तु स्फुटमीक्ष्यते ।
प्रतिजाति पृथग्रूपा श्रोत्रपर्पटिकादिका ॥ ४६९ ॥
नानात्वान्नोपदेष्टुं सा शक्या नियतरूपतः ।
नानाकृतीनीन्द्रियाणि यतो वाजिनरादिषु ॥ ४७० ॥
अभ्यन्तरा तु निर्वृत्तिः समाना सर्वजातिषु ।
उक्तं संस्थाननैयत्यमेनामेवाधिकृत्य च ॥ ४७१ ॥
तथाहि । श्रोत्रं कदम्बपुष्पाभमांसैकगोलकात्मकम् ।
मसूरधान्यतूल्या स्याच्चक्षुषोऽन्तर्गताकृतिः ॥ ४७२ ॥
अतिमुक्तकपुष्पाभं घ्राणं च काहलाकृति ।
जिव्हा क्षुरप्राकारा स्यात् स्पर्शनं विविधाकृति ॥ ४७३ ॥

---

પાંચે ઇન્દ્રિયોમાં પ્રત્યેકના (૧) દ્રવ્ય અને (૨) ભાવ–એમ બે ભેદ છે. એમાં વળી ' દ્રવ્યેન્દ્રિય ' ના પાછા (૧) નિર્વૃત્તિરૂપ અને (૨) પ્રવૃત્તિરૂપ–એમ બે પ્રકાર છે. ૪૬૭–૪૬૮.

નિર્વૃત્તિ એટલે ' આકૃતિ ' સમજવી. આ આકૃતિ પણ (૧) બાહ્ય, અને (૨) અન્તરંગ–એમ બે પ્રકારની છે. બાહ્ય આકૃતિનાં તો પ્રત્યેક જાતિએ ( કર્ણાદિક ) ભિન્નભિન્ન રૂપ સ્ફુટપણે જણાય છે. પણ એમ હોવાથી, અર્થાત્ વિવિધરૂપ હોવાથી, એનું એક ચોક્કસ રૂપ કહી શકાતું નથી. દૃષ્ટાન્ત તરીકે જોશો તો માલમ પડશે કે મનુષ્યની અને અશ્વની ઇન્દ્રિયોના આકાર જૂદા જૂદા છે. ૪૬૯–૪૭૦.

( ૨ ) અન્તરંગ આકૃતિ તો સર્વ જાતિઓની સરખી જ હોય છે. આ અન્તરંગ આકૃત્તિપરથી જ, એમનાં ' સંસ્થાન ' નીચે પ્રમાણે નિશ્ચયપૂર્વક કહીએ છીએ:

કર્ણેન્દ્રિય કદમ્બના પુષ્પ જેવા માંસના એક ગોળારૂપ છે. ચક્ષુરિન્દ્રિય મસુર નામના ધાન્ય જેવી છે. નાસિકા અતિમુક્તક પુષ્પ જેવી અને કાહલ નામના વાજિત્રના આકારની છે. જીવ્હા ક્ષુર–અસ્રા–ના આકારની છે. અને સ્પર્શેન્દ્રિય અનેક આકારની છે. ૪૭૧–૭૩.

स्पर्शनेन्द्रियनिर्वृत्तौ बाह्याभ्यन्तरयोर्न भित् ।
तथैव प्रतिपत्तव्यमुक्तत्वात्पूर्वसूरिभिः ॥ ४७४ ॥

बाह्यनिर्वृत्तीन्द्रियस्य खड्गेनोपमितस्य या ।
धारोपमान्तर्निर्वृत्तिरत्यच्छपुद्गलात्मिका ॥ ४७५ ॥

तस्याः शक्तिविशेषो यः स्वीयस्वीयार्थबोधकः ।
उक्तं तदेवोपकरणेन्द्रियं तीर्थपार्थिवैः ॥ ४७६ ॥ युग्मम् ॥

तदुक्तं प्रज्ञापनावृत्तौ—

उपकरणम् । खड्गस्थानीयायाः बाह्यनिर्वृत्तेः या खड्गधारासमाना स्वच्छतरपुद्गलसमूहात्मिका अभ्यन्तरा निर्वृत्तिः तस्याः शक्तिविशेष इति ॥

आचाराङ्गवृत्तौ तु—

निर्वृत्यते इति निर्वृत्तिः । केन निर्वृत्यते । कर्मणा । तत्र उत्सेधांगुलासंख्येयभागप्रमितानां शुद्धानां आत्मप्रदेशानां प्रतिनियतचक्षुरादीन्द्रियसंस्थानेनावस्थितानां या वृत्तिः अभ्यन्तरा निर्वृत्तिः ॥ तेष्वेवात्मप्रदेशेष्विन्द्रियव्यपदेशभाग् यः प्रतिनियतसंस्थानः निर्माणनाम्ना पुद्गलविपाकिना वर्द्धकीसंस्थानीयेन आरचितः कर्णशष्कुल्यादिविशेषः

---

સ્પર્શેન્દ્રિયના બાહ્ય અને અભ્યન્તર આકારમાં કંઇ તફાવત નથી. પૂર્વાચાર્યોએ પણ એમજ કહ્યું છે માટે એજ અંગીકાર કરવું. ૪૭૪.

ઇન્દ્રિયોની બાહ્ય આકૃત્તિને ખડ્ગની ઉપમા અપાય, અને અંદરની આકૃત્તિને ખડ્ગની ધારની ઉપમા અપાય. એ અભ્યન્તર આકૃતિ અત્યન્ત નિર્મળ પુદ્ગળરૂપ છે. ૪૭૫.

એની, નિજ નિજ કાર્યક્ષેત્રને જણાવનારી જે વિશિષ્ટ શક્તિ—એનેજ તીર્થંકરદેવોએ 'ઉપકરણ-ઇન્દ્રિય' કહેલી છે. ૪૭૬.

'ઉપકરણ' નો અર્થ પ્રજ્ઞાપનાસૂત્રમાં આ પ્રમાણે કહેલો છે:—

ખડ્ગસમાન બાહ્ય આકૃત્તિવાળી ઇન્દ્રિયની, ખડ્ગધારાસમાન-અને-અત્યન્ત નિર્મળ પુદ્ગળસમૂહરૂપ-અભ્યન્તર આકૃત્તિ-ની વિશિષ્ટ શક્તિને ઉપકરણેન્દ્રિય કહે છે.

આચારાંગસૂત્રની વૃત્તિમાં વળી એમ કહેલું છે કે—

ઇન્દ્રિયોની આકૃતિ કર્મ બનાવે છે. એમાં ઉત્સેધાંગુલના અસંખ્યમા ભાગ જેવડા,

अंगोपांगनाम्ना तु निष्पादितः इति बाह्यनिर्वृत्तिः ॥ तस्या एव निर्वृत्तेः द्विरूपायाः येनोपकारः क्रियते तद् उपकरणम् ॥ तच्च इन्द्रियकार्य सत्यामपि निर्वृत्तौ अनुपहतायामपि मसूराद्याकृतिरूपायां निर्वृत्तौ तस्योपघातात् न पश्यति ॥ तदपि निर्वृत्तिवत् द्विधा इति ॥

एवं च प्रज्ञापनावृत्त्यभिप्रायेण स्वच्छतरपुदगलात्मिका अभ्यन्तरनिर्वृत्तिः । प्रथमांगवृत्त्यभिप्रायेण तु शुद्धात्मप्रदेशरूपा अभ्यन्तरनिर्वृत्तिः । इति ध्येयम् ॥

इदमान्तरनिर्वृत्तेर्न तूपकरणेन्द्रियम् ।
अर्थान्तरं शक्तिशक्तिमतोर्भेदात् कथंचन ॥ ४७७ ॥

कथंचित् भेदश्च—

तस्यामान्तरनिर्वृत्तौ सत्यामपि पराहते ।
द्रव्यादिनोपकरणेन्द्रियेऽर्थाज्ञानदर्शनात् ॥ ४७८ ॥

इति द्रव्येन्द्रियम् ॥

---

ચોક્કસ આકૃતિવાળી ચક્ષુઆદિ ઇન્દ્રિયોરૂપ રહેલા, શુદ્ધ આત્મપ્રદેશોની વૃત્તિ—એ 'અભ્યન્તર નિર્વૃત્તિ' છે. એ જ આત્મપ્રદેશોમાં, 'ઇન્દ્રિય' એવા નામાભિધાનવાળા, પુદ્ગળવિપાકી કર્ણ-છિદ્ર વગેરે ચોક્કસ આકાર રચાયલા છે એ સૂત્રધાર સરખા નિર્માણનામકર્મવડે રચાયલા સમજવા. અને અંગોપાંગનામકર્મવડે રચાયલા આકાર—આકૃતિ, તે 'બાહ્ય નિર્વૃત્તિ' સમજવી. આ પ્રમાણે 'બાહ્ય' અને 'અભ્યન્તર'—એમ બે પ્રકારની નિર્વૃત્તિ—રૂપ ઉપકારને કરનાર તે ઉપકરણ કહેવાય. એ ઇન્દ્રિયોનું કાર્ય, મસુરાદિકરૂપવાળી નિર્વૃત્તીન્દ્રિય, પોતે અનુપહત છતાં પણ, એના ઉપઘાતને લઇને, જોઈ શકતી નથી. એ ( ઇન્દ્રિયનું કાર્ય ) પણ નિર્વૃત્તિની પેઠે બે પ્રકારનું છે.

આ પ્રમાણે અન્તરંગ આકૃતિ, પન્નવણા—પ્રજ્ઞાપના—સૂત્રના અભિપ્રાયે, અત્યન્ત સ્વચ્છ પુદ્ગળરૂપ છે; અને આચારાંગસૂત્રની વૃત્તિના અભિપ્રાયે શુદ્ધ આત્મપ્રદેશરૂપ છે.

આ 'ઉપકરણેન્દ્રિય' અન્તરંગવૃત્તિથી કોઈ રીતે જૂદી નથી. શક્તિ અને શક્તિમાન જૂદાં હોતાં નથી એમ. ૪૭૭.

કંઈક ભેદ છે ખરો: અભ્યન્તર નિવૃત્તિનો સદ્ભાવ હોય છે તોપણ, ઉપકરણેન્દ્રિય દ્રવ્યાદિ વડે પરાઘાત પામેછે તો, 'અર્થ' નું જ્ઞાન થતું નથી. ૪૭૮.

એ પ્રમાણે દ્રવ્યેન્દ્રિયનું સ્વરૂપ કહ્યું.

હવે ભાવેન્દ્રિય વિષે:—

द्विधा भावेन्द्रियमपि लब्धितश्चोपयोगतः ।
यथाश्रुतमथो वच्मि स्वरूपमुभयोरपि ॥ ४७९ ॥

जन्तोः श्रोत्रादिविषयस्तत्तदावरणस्य यः ।
स्यात् क्षयोपशमो लब्धिरूपं भावेन्द्रियं हि तत् ॥ ४८० ॥

स्वस्वलब्ध्यनुसारेण विषयेषु य आत्मनः ।
व्यापार उपयोगाख्यं भवेद्भावेन्द्रियं च तत् ॥ ४८१ ॥

उपयोगेन्द्रियं चैकमेकदा नाधिकं भवेत् ।
एकदा ह्युपयोगः स्यादेक एव यदंगिनाम् ॥ ४८२ ॥

तथाहि । इन्द्रियेणेह येनैव मनः संयुज्यतेऽगिनः ।
तदेवैकं स्वविषयग्रहणाय प्रवर्त्तते ॥ ४८३ ॥

सशब्दां सुरभिं मृद्वीं खादतो दीर्घशष्कुलीम् ।
पंचानामुपयोगानां यौगपद्यस्य यो भ्रमः ॥ ४८४ ॥

स चेन्द्रियेषु सर्वेषु मनसः शीघ्रयोगतः ।
संम्भवेद्युगपत्पत्रशतवेधाभिमानवत् ॥ ४८५ ॥ युग्मम् ॥

(૧) લબ્ધિરૂપ અને (૨) ઉપયોગરૂપ–એમ, ભાવેન્દ્રિય બે પ્રકારની છે. એ બેઉ પ્રકાર સિદ્ધાન્તમાં કહ્યા છે એમ હું કહું છું:— ૪૭૯.

પ્રાણીને કર્ણાદિવિષયવાળો, તે તે આવરણનો જે ક્ષયોપશમ થાય, તે લબ્ધિરૂપ ભાવેન્દ્રિય કહેવાય. અને પોતપોતાની લબ્ધિને અનુસારે, વિષયોને વિષે જે આત્માનો વ્યાપાર–તે ઉપયોગ ભાવેન્દ્રિય કહેવાય. ૪૮૦–૪૮૧.

ઉપયોગઇન્દ્રિય એકીવખતે એક જ હોય, અધિક ન હોય; કેમકે પ્રાણીઓને એકીવખતે એક જ ઉપયોગ હોય છે. ૪૮૨.

કેમકે પ્રાણીનું મન જે ઇન્દ્રિય વડે જોડાય છે તે જ એક ઇન્દ્રિય પોતાનો વિષય ગ્રહણ કરવા પ્રવર્તમાન થાય છે. ૪૮૩.

શબ્દાયમાન, સુગંધી, મૃદુ અને દીર્ઘ એવી ચોળાફળી ખાતી વખતે એક સાથે પાંચે ઇન્દ્રિયો પોતપોતાનો વિષય ગ્રહણ કરે છે એમ લાગે છે, પણ તે, સર્વ ઇન્દ્રિયોને વિષે મનનો શીઘ્ર યોગ હોવાથી માણસ એકસામટા સો પત્રો વીંધી આપવાનું અભિમાન કરે છે તેના જેવો, એક ભ્રમ જ છે. ૪૮૪–૪૮૫.

अन्यथा तूपयोगौ द्वौ युगपन्नार्हतोऽपि चेत् ।
छद्मस्थानां पंच तर्हि सम्भवेयुः कथं सह ॥ ४८६ ॥

तदुक्तं प्रथमांगवृत्तौ—

आत्मा सहैति मनसा मन इन्द्रियेण
स्वार्थेन चेन्द्रियमिति क्रम एष शीघ्रः ।
योग्योऽयमेव मनसः किमगम्यमस्ति
यस्मिन्मनो व्रजति तत्र गतोऽयमात्मा ॥

किंच एकाक्षादिव्यवहारो भवेत् द्रव्येन्द्रियैः किल ।
अन्यथा बकुलः पंचाक्षः स्यात् पंचोपयोगतः ॥ ४८७ ॥

यदुक्तम् । पंचिन्दिओ उ बउलो नरोव्व सव्वोवलद्धिभावाओ ।
तहवि न भण्णइ पंचिन्दिओत्ति दव्विन्दियाभावा ॥ ४८८ ॥

रणन्नूपुरशृंगारचारुलोलेक्षणा मुखात् ।
निर्यत्सुगन्धिमदिरागंडुषादेष पुष्प्यति ॥ ४८९ ॥

ततः पंचाप्युपयोगा भाव्या इति ॥

એકીસાથે બે ઉપયોગો શ્રીઅરિહંતપ્રભુને પણ નથી હોતા તો છદ્મસ્થ એવા મનુષ્યને એક જ વખતે પાંચ ઉપયોગો કેવી રીતે થઇ શકે ? ૪૮૬.

પ્રથમ અંગ–આચારાંગ–ની વૃત્તિમાં કહ્યું છે કે—

આત્મા મનસાથે જાય છે, મન ઇન્દ્રિય સાથે જાય છે અને ઇન્દ્રિય પોતાના અર્થ–વિષય સાથે જાય છે–આમ શીઘ્ર ક્રમ છે. અને એજ ક્રમ યોગ્ય છે, કેમકે મનને કંઇ અગમ્ય નથી. જ્યાં મન જાય છે ત્યાં આત્મા પણ જાય છે.

વળી ' એકેન્દ્રિય ' આદિ વ્યવહાર પણ દ્રવ્યેન્દ્રિયોવડે જ થાય છે. અન્યથા, બકુલવૃક્ષ પણ પાંચ ઉપયોગોને લીધે, પંચેન્દ્રિ થઇ જાય. ૪૮૭.

કહ્યું છે કેઃ—બકુલવૃક્ષ પણ મનુષ્યની પેઠે સર્વ ઉપયોગોને લઇને પંચેન્દ્રિ જેવો વરતાય છે પણ એને દ્રવ્યેન્દ્રિયનો અભાવ છે એથી પંચેન્દ્રિય કહેવાય નહિં. ૪૮૮.

એ બકુલવૃક્ષ રણકાર કરતા નૂપુરવાળી ચપળનયના સુંદરીના મુખના–સુગંધી મદિરાના કોગળાથી પુષ્પિત થાય છે. ૪૮૯.

એ પ્રમાણે પાંચે ઉપયોગો ભાવી લેવા.

अंगुलासंख्यभागबाहल्यानि जिनेश्वराः ।
ऊचुः पंचापीन्द्रियाणि बाहल्यं स्थूलता किल ॥ ४९० ॥
नन्वंगुलासंख्यभागबहले स्पर्शनेन्द्रिये ।
खड्गादिघाते देहान्तर्वेदनानुभवः कथम् ॥ ४९१ ॥
अत्रोच्यते–त्वगिन्द्रियस्य विषयः स्पर्शाः शीतादयो यथा ।
चक्षुषो रूपमेवं तु विषयो नास्य वेदना ॥ ४९२ ॥
दुःखानुभवरूपा सा तां त्वात्मानुभवत्ययम् ।
सकलेनापि देहेन ज्वरादिवेदनामिव ॥ ४९३ ॥
अथ शीतलपानीयपानेऽन्तर्वेद्यते कथम् ।
शीतस्पर्शोऽन्तरा कौतस्कुतं स्यात्स्पर्शनेन्द्रियम् ॥ ४९४ ॥
अत्रोच्यते—सर्वत्रांगप्रदेशान्तवर्त्ति त्वगिन्द्रियं किल ।
भवेदेवेति मन्तव्यं पूर्वर्षिसम्प्रदायतः ॥ ४९५ ॥

यदाह प्रज्ञापनामूलटीकाकारः—

सर्वप्रदेशपर्यन्तवर्तित्वात्ततोऽभ्यन्तरतोऽपि शुषिरस्योपरि त्वगिन्द्रियस्य भावादुपपद्यतेऽन्तरपि शीतस्पर्शवेदनानुभव इति ॥

પાંચે ઇન્દ્રિયો એક આંગળના અસંખ્યાતમા ભાગ જેટલી બહુલ-સ્થૂલ છે એમ શ્રી જીનેશ્વરોનું વચન છે. અહિં કોઈ એમ શંકા ઉપસ્થિત કરે કે જો એક આંગળના અસંખ્યાતમા ભાગ જેટલી ઇન્દ્રિયની સ્થૂલતા હોય તો સ્પર્શેન્દ્રિયપર ખડ્ગ કે કોઇ એવી વસ્તુનો પ્રહાર થાય છે તે વખતે શરીરમાં વેદનાનો અનુભવ ક્યાંથી થઇ શકે ? આ શંકાનું સમાધાન એમ કરાય કે–જેમ ચક્ષુનો વિષય રૂપ છે તેમ સ્પર્શેન્દ્રિયનો વિષય શીત, ઉષ્ણ વગેરે સ્પર્શો છે. એનો વિષય વેદના નથી. વેદના તો દુઃખના અનુભવરૂપ છે. અને એ વેદનાને આ આત્મા જ્વર આદિ વ્યાધિની વેદનાની પેઠે, અખિલ સ્વરૂપમાં અનુભવે છે. ૪૯૦–૪૯૩.

વળી કોઈ એવી પણ શંકા ઉઠાવે કે શીતળ જળ પીતી વખતે અંદર શીતળ સ્પર્શ ક્યાંથી થાય છે ? ત્યાં શું વચ્ચે સ્પર્શેન્દ્રિય આવીને ઉભી રહે છે ? એ શંકાનું સમાધાન પૂર્વાચાર્યો એમ કહીને કરી ગયા છે કે શરીરપ્રદેશની અંદર સર્વત્ર સ્પર્શેન્દ્રિય રહેલી છે–તેથી શીતનો અનુભવ થાય છે. ૪૯૪–૪૯૫.

પ્રજ્ઞાપનાસૂત્રના મૂળ ટીકાકાર એ સંબંધમાં કહે છે કે—

સ્પર્શેન્દ્રિય સર્વપ્રદેશોના પર્યન્ત સુધી રહેતી હોવાથી, શરીરની અંદરના પોકળભાગમાં પણ એનો સદ્ભાવ છે. એટલે અંદર પણ શીત સ્પર્શનો અનુભવ થવો જ જોઇએ.

ततोऽन्तरेऽपि शुषिरपर्यन्तेऽस्ति त्वगिन्द्रियम् ।
अतः संवेद्यते शैत्यं कर्णादिशुषिरेष्विव ॥ ४९६ ॥

प्रथुत्वमंगुलासंख्यभागोऽतीन्द्रियवेदिभिः ।
त्रयाणामपि निर्दिष्टः श्रवणघ्राणचक्षुषाम् ॥ ४९७ ॥
अंगुलानां पृथक्त्वं च पृथुत्वं रसनेन्द्रिये ।
स्वस्वदेहप्रमाणं च भवति स्पर्शनेन्द्रियम् ॥ ४९८ ॥
त्वगिन्द्रियं विनाऽन्येषां चतुर्णां पृथुता भवेत् ।
आत्मांगुलेन सोत्सेधांगुलेन स्पर्शनस्य तु ॥ ४९९ ॥

ननूत्सेधांगुलेनैव मितो देहो भवेत्ततः ।
मातुं तेनैव युज्यन्ते तद्गतानीन्द्रियाण्यपि ॥ ५०० ॥
आत्मांगुलेन चत्वार्यौत्सेधिकेनैकमिन्द्रियम् ।
तानीत्थं मीयमानानि कथमौचित्यमियूति ॥ ५०१ ॥ युग्मम् ॥

अत्रोच्यते– जिव्हादीनां पृथुलत्वे औत्सेधेनोररीकृते ।
त्रिगव्यूतनरादीनां न स्याद्विषयवेदिता ॥ ५०२ ॥

અને જ્યારે અંદર પણ પોકળ ભાગમાં સર્વતઃ સ્પર્શેન્દ્રિય છે ત્યારે કાન વગેરે પોકળ વસ્તુઓમાં જણાય છે તેમ ત્યાં પણ શૈત્ય જણાય છે. ૪૯૬.

હવે પાંચે ઇન્દ્રિયો પૈકી કર્ણ, નાસિકા અને ચક્ષુ–એ ત્રણની **પહોળાઇ** એક આંગળના અસંખ્યાતમા ભાગની કહી છે; જીભ્હાની પહોળાઇ પૃથકત્વ અંગુળની ( એટલે બેથી નવ આંગળની) કહી છે; જયારે સ્પર્શેન્દ્રિય પોતપોતાના દેહ જેવડી છે. ૪૯૭–૪૯૮.

એક સ્પર્શેન્દ્રિયને મૂકીને શેષ ચારેની પહોળાઇનું આત્માંગુલવડે માન કરવું; અને સ્પર્શેન્દ્રિયનું ઉત્સેધાંગુળ વડે કરવું. ૪૯૯.

અહિં એવી શંકા ઉઠાવાય કે જ્યારે શરીરનું માન ઉત્સેધાંગુલ વડે થાય છે ત્યારે એજ શરીરમાં રહેલી ઇન્દ્રિયોનું માન પણ એજ અંગુલવડે કરવું જોઇએ તેને બદલે, ચારને આત્માંગુલ વડે, અને એકને ઉત્સેધાંગુલ વડે માપવી એ ક્યા પ્રકારની સમજણ ? ૫૦૦–૫૦૧.

એ વિવાદના ખંડનમાં એમ કહેવાનું કે—

જો જિવ્હાદિકની પહોળાઇનું માન તમે કહો છો એમ, ઉત્સેધ–અંગુલવડે કાઢીએ તો ત્રણ ગાઉના મનુષ્યોને વિષયજ્ઞાન થાય નહિં. ૫૦૨.

तथाहि– त्रिगव्यूतादिमनुजाः षट्गव्यूतादिकुंजराः ।
स्वस्वदेहानुसारास्स्युः विस्तीर्णरसनेन्द्रियाः ॥ ५०३ ॥
तेषामान्तरनिर्वृत्तिरूपं चेद्रसनेन्द्रियम् ।
उत्सेधांगुलपृथक्त्वमितं स्यादल्पकं हि तत् ॥ ५०४ ॥
न व्याप्नुयात्सर्वजिव्हां ततोऽतिविदितोऽनया ।
सर्वात्मना रसज्ञानव्यवहारो न सिद्धयति ॥ ५०५ ॥
गन्धादिव्यवहारोऽपि भावनीयो दिशानया ।
तत आत्मांगुलेनैव पृथुत्वं रसनादिषु ॥ ५०६ ॥
जघन्यतोऽक्षिवर्जाण्यंगुलासंख्येयभागतः ।
गृह्णन्ति विषयं चक्षुस्त्वंगुलसंख्यभागतः ॥ ५०७ ॥

अयं भावः—

प्राप्यार्थाविच्छेदकत्वात् श्रवणादीनि जानते ।
अंगुलासंख्येयभागादपि शब्दादिमागतम् ॥ ५०८ ॥

કેમકે ત્રણ ગાઉના મનુષ્યો અને છ ગાઉના હસ્તીઓ, જેમને પોતપોતાના શરીરના વિસ્તારના પ્રમાણમાં જીવ્હાઇન્દ્રિય હોય છે–તેમની 'અન્તરંગ નિર્વૃત્તિ' રૂપ જીવ્હાઇન્દ્રિયની પહોળાઇનું માન ઉત્સેધ–અંગુલપ્રમાણે કાઢવામાં આવે તો તે ( પહોળાઇ ) ઘણી અલ્પ આવે. ૫૦૩–૫૦૪.

માટે આવી રીતનો રસજ્ઞાનવ્યવહાર સર્વ ( પ્રાણીની ) જીવ્હાને લાગુ પડે નહિં અને એટલે જ એ સર્વાંશે સિદ્ધ થતો નથી. ૫૦૫.

ગંધ આદિના જ્ઞાનનો વ્યવહાર પણ આજ રીતિએ ભાવવાનો છે. માટે સિદ્ધ થાય છે કે જીવ્હા વગેરે ઇન્દ્રિયોની પહોળાઇ આત્માંગુલ શિવાય અન્ય કોઇ માપથી હોય નહિં. ૫૦૬.

ચક્ષુ શિવાયની શેષ ઇન્દ્રિયો જઘન્યત: અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલે છેટેથી પોતપોતાના વિષયને ગ્રહણ કરે છે. ચક્ષુ પોતે અંગુલના સંખ્યાતમા ભાગ જેટલે છેટેથી પોતાનો વિષય ગ્રહણ કરે છે. ૫૦૭.

ભાવાર્થ આ પ્રમાણે:—

શ્રવણ આદિ ઇન્દ્રિયો, પોતાને 'પ્રાપ્ય' અર્થનું જાણપણું હોવાથી, અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલે છેટેથી પણ આવેલા શબ્દ આદિ જાણી જાય છે. ૫૦૮.

चतुर्णामत एवैषां व्यंजनावग्रहो भवेत् ।
दृष्टान्तान्नव्य[illegible]पात्रशयितोत्बोधनात्मका ॥ ५०९ ॥
यथा शरावकं नव्यं नैवेकेनोदबिन्दुना ।
क्लिद्यते किन्तु भूयोभिः पता[illegible]र्निरन्तरम् ॥ ५१० ॥
एवं सुप्तोऽपि नैकेन शब्देन प्रतिबुध्यते ।
किन्तु तैः पंचषैः कर्णौ शब्दद्रव्यैर्भृते सति ॥ ५११ ॥

एवं व्यंजनावग्रहभावना नन्दीसूत्रे ॥

चक्षुस्त्वप्राप्यकारित्वादंगुलसंख्यभागतः ।
अर्थं जघन्याद्गृह्णाति ततोऽप्यर्वाक्तरं न तु ॥ ५१२ ॥
तत एवातिपार्श्वस्थं नैवांजनमलादिकम् ।
चक्षुः परिच्छिनत्तीति प्रतीतं सर्वदेहिनाम् ॥ ५१३ ॥
तथा श्रोते[illegible]योजन्याः शृणोति शब्दमागतम् ।
रूपं [illegible] चक्षुः साधिकयोजनलक्षतः ॥ ५१४ ॥

એટલે જ એ ચારે ઇન્દ્રિયોને વ્યંગ્યાર્થનું જ્ઞાન થાય છે. આ ઉપર બે દૃષ્ટાન્તો છેઃ (૧) નવા કોરા મૃત્તિકાપાત્રનું; (૨) નિદ્રિતને જાગૃત કરવાનું. ( જેનાથી એ વાતની સત્યતાનો નિશ્ચય થશે ). ૫૦૯.

જેવી રીતે મૃત્તિકાનું એક નવું કોરૂં પાત્ર હોય તે જળના એક બિંદુથી ભીંજવી શકાય નહિં, પણ એનાપર પુષ્કળ જળ રેડવાથી જ ભીંજવી શકાય; અને વળી જેમ ઉંઘતા માણસને જાગૃત કરવાને એક શબ્દ બસ નથી, પણ એના કર્ણને વિષે પાંચ છ અર્થાત્ ઘણા શબ્દ પહોંચાડવાથી જ એ જાગે છે. ૫૧૦–૫૧૧.

વ્યંગ્યાર્થનું એવી જ રીતે જ્ઞાન થાય છે એમ નન્દીસૂત્રમાં પણ કહ્યું છે.

હવે ચક્ષુઇન્દ્રિયના સંબંધમાં એટલું કહેવાનું છે કે, એને 'અપ્રાપ્ય' પદાર્થનું જાણપણું છે એથી એ જઘન્યતઃ અંગુલના સંખ્યાતા ભાગ જેટલે છેટેથી પદાર્થને ગ્રહણ કરે છે, એ કરતાં વધારે નજીકના કોઈ પદાર્થને ગ્રહણ કરી શકતી નથી. દૃષ્ટાન્તઃ જુઓ કે અત્યંત નજીક રહેલા–એને વિષે જ રહેલા–અંજન કે મેલ વગેરેને એ ( ચક્ષુ ) જોઇ શકતી નથી એ આપણે સર્વ જાણીએ છીએ. ૫૧૨–૫૧૩.

વળી ઉત્કૃષ્ટપણે, શ્રોત્રઇન્દ્રિય બાર યોજન જેટલે છેટેથી આવેલા શબ્દને સાંભળે

आगतं नवयोजन्याः शेषाणि त्रीणि गृह्णते ।
गन्धं रसमथ स्पर्शमुत्कृष्टो विषयो ह्ययम् ॥ ५१५ ॥

ननु च प्राप्यकारीणि श्रोत्रादीनीन्द्रियाणि चेत् ।
परतोऽप्यागतान् शब्दादीन् गृह्णन्ति कथं न तत् ॥ ५१६ ॥

द्वादशयोजनादिर्यो नियमः सोऽपि निष्फलः ।
गृह्णाति प्राप्तसम्बन्धं सर्वमित्येव यौक्तिकम् ॥ ५१७ ॥

अत्रोच्यते- शब्दादीनां पुद्गला ये परतः स्युः समागताः ।
तथा मन्दपरीणामास्ते जायन्ते स्वभावतः ॥ ५१८ ॥

यथा स्वविषयं ज्ञानं नोत्पादयितुमीशते ।
स्वभावान्नास्ति शक्तिश्चेन्द्रियाणामपि तद्ग्रहे ॥५१९॥ युग्मम्॥

ततो विषयनियमो युक्तोऽयं दर्शितः श्रुते ।
प्राप्यकारित्वे चतुर्णामिन्द्रियाणां स्थितेऽपि हि ॥ ५२० ॥

किंच । नास्ति शक्तिश्चक्षुषोऽपि विषयात्परतः स्थितम् ।
परिच्छेत्तुं द्रव्यजातं युक्तस्तस्याप्यसौ ततः ॥ ५२१ ॥

---

છે, જ્યારે ચક્ષુ તો એક લક્ષ યોજનથી કંઇક અધિક છેટે રહેલા પદાર્થનું સ્વરૂપ જોઇ શકે છે. ૫૧૪.

શેષ ત્રણ ઇન્દ્રિયો એટલે નાસિકા, જીહ્વા અને સ્પર્શેન્દ્રિય ઉત્કૃષ્ટતઃ નવ યોજન જેટલે છેટેથી આવેલા ગંધ, રસ અને સ્પર્શ જે એમના વિષયો છે—એને ગ્રહણ કરે છે. ૫૧૫.

અહિં કોઈ એવી શંકા ઉપસ્થિત કરે કે જ્યારે કર્ણ આદિ ઇન્દ્રિયો 'પ્રાપ્ય' પદાર્થને ગ્રહણ કરનારી છે ત્યારે એ એથી પણ દૂરથી આવેલા એમના શબ્દ આદિ વિષયોને શા માટે ન ગ્રહણ કરે ? એમને માટે ઉપર 'બાર યોજન'નો નિયમ કહ્યો એ પણ નિષ્ફળ-વૃથા છે. એમને માટે તો એમ કહેવું યુકત છે કે—એઓ તો, એમને જેનો જેનો સંબંધ પ્રાપ્ત થાય છે એ સર્વ ગ્રહણ કરે છે. ૫૧૬-૫૧૭.

એ શંકાના નિવારણાર્થે એમ કહેવાનું છે કે—શબ્દ વગેરેના પુદ્ગળો જે છેટેથી આવે એમનું સ્વાભાવિકપણે પરિણામ એટલું મંદ થઇ જાય છે કે એઓ એમના એમના વિષયનું જ્ઞાન ઉત્પન્ન કરી શકતા નથી, સ્વભાવતઃ ઇન્દ્રિયોમાં પણ જો એમને ગ્રહણ કરવાની શકિત હોય નહિં તો. માટે આ ચારે ઇન્દ્રિયોમાં 'પ્રાપ્ય' પદાર્થને ગ્રહણ કરવાનો ગુણ હોતાં છતાં પણ, એમના એમના વિષયપરત્વે જે આ નિયમ શાસ્ત્રમાં દર્શાવ્યો છે એ યુકત જ છે. ૫૧૮-૫૨૦.

जिव्हाघ्राणस्पर्शनानि त्रीण्यप्येतानि गृह्णते ।
बद्धस्पृष्टं द्रव्यजातं स्पृष्टमेव परं श्रुतिः ॥ ५२२ ॥

यदुक्तम्- पुट्ठं सुणेइ सद्दं रुवं पुण पासइ अपुट्ठं तु ।
गंधं रसं च फासं च बद्धपुट्ठं वियागरे ॥ ५२३ ॥

बद्धं तत्रात्मप्रदेशैरात्मीकृतमिहोच्यते ।
स्पृष्टमालिंगितमात्रं ज्ञेयं वपुषि रेणुवत् ॥ ५२४ ॥

बद्धमप्पीकयं पएसेहिं । पुट्ठं रेणुं व तणुंमि । इति वचनात् ॥

समेऽपि प्राप्यकारित्वे चतुर्णामपि नन्वयम् ।
को विशेषः स्पृष्टबद्धस्पृष्टार्थग्रहणात्मकः ॥ ५२५ ॥

अत्रोच्यते- स्पर्शगन्धरसद्रव्यौघाणां शब्दद्रव्यपेक्षया ।
अल्पत्वात् बादरत्वाच्चाभावकत्वाच्च सत्वरम् ॥ ५२६ ॥

વળી ચક્ષુમાં પણ, પોતાના વિષયથી પર એવા એક પણ પદાર્થને જાણવાની શકિત નથી, માટે એના પરત્વેનો નિયમ પણ યુકત જ છે. ૫૨૧.

હવે જીવ્હા, ઘ્રાણ અને સ્પર્શ–એ ત્રણે ઇન્દ્રિયો ' બદ્ધસ્પૃષ્ટ ' પદાર્થને ગ્રહણ કરે છે. કર્ણ ફકત ' સ્પૃષ્ટ ' પદાર્થને ગ્રહણ કરે છે. ૫૨૨.

કહ્યું છે કે શબ્દ સંભળાય એ સ્પર્શ થયેથી; રૂપ દેખાય એ વગરસ્પર્શ્યે; અને ગંધ, રસ તથા સ્પર્શનો અનુભવ થાય એ ' બદ્ધસ્પૃષ્ટતા ' ને લીધે. ૫૨૩.

' બદ્ધ ' એટલે શું ? આત્મપ્રદેશોએ આત્મરૂપ કરેલું–એ ' બદ્ધ '. ' સ્પૃષ્ટ ' કયું ? શરીરપર ફકત રજની પેઠે ચોંટેલું હોય એ. ૫૨૪.

શાસ્ત્રમાં પણ કહેલું છે એ એજ અર્થનું કહેલું છે:

આત્મપ્રદેશરૂપ થઈ ગયેલું એ ' બદ્ધ '. શરીરપર રજ હોય એવું ' સ્પૃષ્ટ '.

અહિં કોઇ એમ શંકા ઉઠાવે કે—જ્યારે પ્રાપ્ય અર્થને ગ્રહણ કરવાની લાયકાત ચારે ઇન્દ્રિયોમાં સરખી છે ત્યારે " અમુક ઇન્દ્રિયો ' સ્પૃષ્ટ ' પદાર્થને ગ્રહણ કરે છે અને અમુક ' બદ્ધસ્પૃષ્ટ ' ને ગ્રહણ કરે છે " એવો ભેદ શાનો ? ૫૨૫.

એનું સમાધાન આ રીતે—

સ્પર્શાત્મક, ગંધાત્મક અને રસાત્મક પદાર્થો, શબ્દાત્મક પદાર્થો કરતાં, અલ્પ છે, બાદર છે, અને વહેલા અભાવક થાય છે; વળી સ્પર્શેન્દ્રિય, ઘ્રાણેન્દ્રિય અને રસેન્દ્રિય—ત્રણેની,

स्पर्शनघ्राणजिह्वानां मन्दशक्तिस्तथापि च ।
बद्धस्पृष्टं वस्तुजातं गृह्णन्त्येतानि निश्चितम् ॥ ५२७ ॥ युग्मम् ॥
स्पर्शादिद्रव्यसंघातापेक्षया शब्दसंहतिः ।
बह्वी सूक्ष्मासन्नशब्दयोग्यद्रव्याभिवासिका ॥ ५२८ ॥
तान्निर्वृत्तीन्द्रियस्यान्तर्गत्वोपकरणेन्द्रियम् ।
स्पृष्ट्वापि सद्यः कुरुतेऽभिव्यक्तिं सा स्वगोचराम् ॥ ५२९ ॥
अन्येन्द्रियापेक्षया च श्रवणं पटु[illegible]म् ।
ततः स्पृष्टानेव शब्दान् गृह्णातीत्युचितं जगुः ॥ ५३० ॥
श्रुतेर्यत्प्राप्यकारित्वे बौधोक्तं स्पर्शदूषणम् ।
चंडालशब्दश्रवणादिष्वयौक्तिकमेव तत् ॥ १ ॥
स्पृश्यास्पृश्यविचारो हि स्याल्लोकव्यवहारतः ।
नेन्द्रियाणां च विषयेष्वसौ कस्यापि सम्मतः ॥ २ ॥
स्पृष्टार्थग्राहकत्वं यत् परैरक्ष्णोऽपि कथ्यते ।
तदयुक्तं तथात्वे हि दाहः स्याद्वन्ह्यवेक्षणात् ॥ ५३१ ॥

કર્ણેન્દ્રિય કરતાં, મંદ શકિત છે. માટે એઓ ‘ બદ્ધસ્પૃષ્ટ ’ પદાર્થોને જ ગ્રહણ કરે છે. ૫૨૬–૫૨૭.

વળી સ્પર્શાદિદ્રવ્યસમૂહની અપેક્ષાએ, શબ્દસમૂહ બહુ સૂક્ષ્મ છે અને આસન્ન શબ્દ-યોગ્ય પદાર્થોને જ અભિવાસિત કરે છે; માટે એ, નિર્વૃત્તિઇન્દ્રિયની અંદર પેસી ઉપકરણ-ઇન્દ્રિયને ( માત્ર ) સ્પર્શીને પણ સદ્ય સ્વગોચર જ્ઞાન કરે છે. ૫૨૮–૫૨૯.

તેમ વળી અન્ય ઇન્દ્રિયોની અપેક્ષાએ, કર્ણેન્દ્રિયમાં વિશેષ પટુત્વ એટલે સામર્થ્ય રહેલું છે. માટે એ, શબ્દનો સ્પર્શ થતાં જ એને ( શબ્દને ) ગ્રહણ કરી લે છે એમ કહ્યું એ યુકત જ કહ્યું છે. ૫૩૦.

[ શ્રોત્રેન્દ્રિયનુ ‘ પ્રાપ્યકારિત્વ ’ સ્થાપવામાં, બૌદ્ધ લોકો ‘ ચંડાળ ’ શબ્દ શ્રવણે પડતાં સ્પર્શનો દોષ આવે છે એમ ગણાવે છે તે કેવળ અયોગ્ય છે. કારણ કે ‘ સ્પર્શાસ્પર્શ ’ નો વિ-ચાર લોકવ્યવહારને લઇને છે. ઇન્દ્રિયોના વિષયોમાં એ વિચારને કોઇપણ વજનદાર ગણતું નથી. ૧–૨. ].

અન્યમતવાળાઓ ચક્ષુઇન્દ્રિયને પણ ‘ સ્પૃષ્ટ ’ પદાર્થને ગ્રહણ કરી લેનારી કહે છે—એ અયુક્ત છે. કેમકે એમ હોય તો વન્હિ એટલે અગ્નિને જોતાંજ ચક્ષુ દગ્ધ થઈ જવાં જોઇએ.

तथा　काचपात्राद्यन्तरस्थं दूरादेवेक्ष्यते जलम् ।
तद्भित्त्वान्तःप्रवेशे तु जलस्त्रावः प्रसज्यते ॥ ५३२ ॥

व्याख्याधेकं रत्नावतारिकादिभ्योऽवसेयम् । विस्तारभयान्नेह प्रतन्यते ॥

यच्च सिद्धान्ते चक्खुफासं हव्वमागच्छइ इति श्रूयते तत्र स्पर्शशब्देन इन्द्रियार्थसन्निकर्ष उच्यते । तथाहुः । सूरिए चक्खुफासं हव्वमागच्छइ इत्येतज्जम्बूद्वीपप्रज्ञप्तिप्रतीकवृत्तौ । अत्र च स्पर्शशब्द इन्द्रियार्थसन्निकर्षपरश्चक्षुषोऽप्राप्यकारित्वेन तदसम्भवादिति ॥

मेया आत्मांगुलैरेव प्रागुक्तन्द्रिगोचराः ।
प्रमाणांगुलमाने स्युर्महीयांसोऽधुना हि ते ॥ ५३३ ॥

उत्सेधांगुलमाने तु कथं भरतचक्रिणः ।
पुर्यादौ स्वांगुलमितनवद्वादशयोजने ॥ ५३४ ॥

एकत्र वादिता भम्भा सर्वत्र श्रूयते जनैः ।
तस्मादात्मांगुलोन्मेया विषया इति युक्तिमत् ॥ ५३५ ॥ युग्मम् ॥

વળી કાચના પાત્રમાં રહેલું જળ આપણે જોઇ શકીએ છીએ તેપણ દૂરથી જ દેખાય છે. એ કાંઇ પાત્રને ભેદીને બહાર આવીને ચક્ષુમાં પ્રવેશ કરતું નથી. જો એમ બનતું હોય તો તો એ ઢોળાઇ જ જાય. ૫૩૧–૫૩૨.

આ બાબતમાં અધિક વિસ્તારથી 'રત્નાવતારિકા' માં જણાવેલું છે, ત્યાંથી જાણી લેવું.

સિદ્ધાન્તમાં '**चक्खुफासं हव्वं आगच्छइ**' એવો પાઠ છે. ત્યાં **फासं**—એટલે સ્પર્શ–એ શબ્દ ઇન્દ્રિય અને પદાર્થના 'સન્નિકર્ષ' નો વાચક છે. 'જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ' ની 'પ્રતીકવૃત્તિ'–ટીકામાં '**सूरिए चक्खुफासं हव्वमागच्छइ**' એમ એક લખાણ છે. ત્યાં પણ '**फासं**' એટલે 'સ્પર્શ' શબ્દનો ઉપર જણાવ્યો એ જ અર્થ છે. ( સ્પર્શ એટલે સન્નિકર્ષ અર્થાત્ નજીકપણું ). કેમકે ચક્ષુને 'સ્પર્શ' નો તો અસંભવ છે; અપ્રાપ્યકારિત્વ છે માટે.

હવે પૂર્વોકત ઇન્દ્રિયગોચર વિષયોને કઇ જાતના 'માન' વડે માપવા એ વિષે કહે છે:— એમને 'આત્માંગુલ' વડે જ માપવા. કેમકે બીજી રીતે, ધારો કે 'પ્રમાણાંગુલ' વડે માપ લઇએ તો તે અત્યારે—હાલને સમયે બહુ બહુ મ્હોટાં થઈ પડે. વળી ત્રીજી રીતે એટલે 'ઉત્સેધાંગુલ' થી માપ લઇએ તો એમાં પણ વાંધો આવે છે. એ રીતનો કે એમ માપ લેવાથી, ભરતચક્રવર્તીના પોતાના ( ઉત્સેધ ) આંગળ વડે માપતાં નવ યોજન પહોળી અને બાર યોજન

आह । प्रमाणांगुलजानेकलक्षयोजनसम्मिते ।
स्वर्विमाने कथं घंटा सर्वतः श्रूयते सुरैः ॥ ५३६ ॥

त्रैधैरप्यंगुलैर्नैष विषयो घटते श्रुतेः ।
द्वितीयोपांगटीकायामस्योत्तरमवेक्ष्यताम् ॥ ५३७ ॥

तथाहि । तस्यां मेघौघरसितगम्भीरमधुरशब्दायां योजनपरिमंडलायां सुस्वराभिधानायां घंटायां त्रिस्ताडितायां सत्यां यत्सूर्याभं विमानं तत्प्रासादनिष्कुटेषु ये आपतिताः शब्दवर्गणाः पुद्गलास्तेभ्यः समुच्छलितानि यानि घंटाप्रतिश्रुतिशतसहस्राणि घंटाप्रतिशब्दलक्षास्तैः संकुलमपि जातमभूत् ॥ किमुक्तं भवति । घंटायां महता प्रयत्नेन ताडितायां ये विनिर्गताः शब्दपुद्गलास्ततुप्रतिघाततः सर्वासु दिक्षु विदिक्षु च दिव्यानुभावतः समुच्छलितैः प्रतिशब्दैः सकलमपि विमानमनेकयोजनलक्षमानमपि बधिरितमुपजायते इति ॥ एतेन द्वादशभ्यो योजनेभ्यः समागतः शब्द श्रोत्रग्राह्यो भवति न परतः । ततः कथमेकत्र ताडितायां

લાંબી થાય એવી નગરી આદિમાં એકસ્થળે વગાડેલી ભંભાને સર્વ સ્થળોનાં લોકો શી રીતે સાંભળી શકે ? માટે એ વિષયોને આત્માંગુલને માપે માપવા એજ યુક્તિમત્ છે. ૫૩૩–૫૩૫.

‘ પ્રમાણાંગુલ ’ ને માપે માપતાં અનેક લાખ યોજન થાય એવા દેવવિમાનમાં ઘંટાનાદ કરવામાં આવે છે એ નાદ દેવો સર્વત્ર કેવી રીતે સાંભળે છે ? ૫૩૬.

પ્રમાણ આંગળ, ઉત્સેધ આંગળ અને આત્માંગુલ–એ ત્રણે જાતિના આંગળને માપે માપ લેતાં, આ કર્ણનો વિષય કોઈ રીતે ઘટી શકતો નથી. ૫૩૭.

એનો ઉત્તર બીજા ઉપાંગની નીચે પ્રમાણેની ટીકા પરથી સમજાશે.

અનેક મેઘની ગર્જના સમાન મધુર ધ્વનિ કરતા, એક યોજન વિસ્તૃત ‘ સુસ્વર ’ નામની ઘંટાને ત્રણ વખત વગાડતાં, સૂર્યાભ નામના વિમાનમાં આવી રહેલા મહેલોના શિખરોપર પડેલા શબ્દવર્ગણાના પુદ્ગળોમાંથી ઉછળી રહેલા લક્ષબદ્ધ પ્રતિધ્વનિ–પડછંદાઓથી એ વિમાન પૂરાઈ જાય છે. આનો ભાવાર્થ એ કે–ઘંટાને બહુ જોસથી વગાડીએ તો એમાંથી જે શબ્દપુદ્ગળો નીકળે એના પ્રતિધ્વનિથી, સર્વ દિશાઓ અને વિદિશાઓમાં, દિવ્ય પ્રભાવવડે એ અનેક લક્ષ યોજનના માનવાળું વિમાન આખું બધિર–બહેરૂં થઈ જાય છે.

આ ઉલ્લેખ પરથી “ બાર યોજન છેટેથી આવેલો શબ્દ કાને સંભળાય છે પરંતુ વિશેષ દૂરનો સંભળાતો નથી. તેથી એક સ્થળે વગાડેલી ઘંટાનો શબ્દ સર્વત્ર કેમ સંભળાય ” એવી શંકા હતી એનું સમાધાન થઇ ગયું. સર્વત્ર દિવ્ય પ્રભાવને લઇને તથાપ્રકારના પ્રતિધ્વનિ–

घंटायां सर्वत्र तच्छब्दश्रुतिरुपजायते इति यदुच्यते तदपाकृतमवसेयम् । सर्वत्र दिव्यानुभावतस्तथारूपप्रतिशब्दोच्छलने यथोक्तदोषासम्भवात् ॥

अपरं च । इगवीसं खलु लखा चउत्तीसं एव तह सहस्साइं ।
तह पंचसया भणिया सत्तत्तीसाय अइरित्ता ॥
इति नयणविसयमाणं पुखरदीवद्धवासिमणुआणं ।
पुव्वेण य अवरेण य पिहं पिहं होइ नायव्वं ॥ ५३८ ॥

एवं च स प्रागुक्तोऽक्षिविषयो न विसंवदते कथम् ।
अत्रैतत्सूत्रतात्पर्यं व्याचचक्षे बुधैरिदम् ॥ ५३९ ॥
लक्षयोजनमानो दृग्विषयः परमस्तु यः ।
अभास्वरं पर्वतादिवस्त्वपेक्ष्य स निश्चितः ॥ ५४० ॥
स्याद्भास्वरं तु सूर्यादिवस्त्वपेक्ष्याधिकोऽपि यः ।
व्याख्यानतो विशेषार्थप्रतिपत्तिरियं किल ॥ ५४१ ॥

इदं विशेषावश्यकेऽर्थतः ॥

अनन्ताणूद्भवान्येतानीन्द्रियाण्यखिलान्यपि ।
असंख्येयप्रदेशावगाढानि निखिलानि च ॥ ५४२ ॥

---

પડછંદાઓ ઉછળવાને લીધે એમાં પૂર્વોક્ત દોષનો સંભવ રહ્યો નહિં.

વળી ચક્ષુરિન્દ્રિયના વિષયના 'માન' પરત્વે વિસંવાદિપણા વિષે.

પુષ્કરાવર્ત્તદ્વીપમાં રહેનારા મનુષ્યોની દૃષ્ટિના વિષયનું માન ૨૧૩૪૫૩૭ યોજન છે. એથી આગળ આગળના દ્વીપોમાં પૂર્વપૂર્વના દ્વીપો કરતાં અધિક છે. પણ આ કથન પૂર્વે કહી ગયા એની સાથે મળતું આવતું નથી એટલે જ્ઞાની પુરૂષો એવો વિસંવાદ દૂર કરવાને નીચે પ્રમાણે સૂત્રનો ભાવાર્થ સમજાવે છે— ૫૩૯.

ચક્ષુના ઉત્કૃષ્ટ વિષયનું માપ અગાઉ એક લક્ષ યોજનનું કહ્યું છે એ પર્વત આદિ તેજ-રહિત વસ્તુને અપેક્ષીને કહ્યું છે. પરંતુ સૂર્યઆદિ તેજસ્વી વસ્તુની અપેક્ષાએ તો એ વિષયનું માન અધિક પણ હોય. વિશેષાવશ્યક સૂત્રમાં પણ આ ભાવાર્થનું કથન છે. ૫૪૦–૫૪૧

આ સર્વ ઇન્દ્રિયો અનન્ત પરમાણુઓની બનેલી છે; તેમ વળી અસંખ્યાત પ્રદેશોને અવગાહી રહી છે. ૫૪૨.

स्तोकावगाहा दृक् श्रोत्रघ्राणो संख्यगुणो क्रमात् ।
ततोऽसंख्यगुणा जिव्हा संख्यघ्नं स्पर्शनं ततः ॥ ५४३ ॥

स्तोकप्रदेशं नयनं श्रोत्रं संख्यगुणाधिकम् ।
ततोऽसंख्यगुणं घ्राणं जिव्हाऽसंख्यगुणा ततः ॥ ५४४ ॥

ततोऽप्यसंख्यगुणितप्रदेशं स्पर्शनेन्द्रियम् ।
इत्यल्पबहुतैषां स्यादवगाहप्रदेशयोः ॥ ५४५ ॥

तुर्योपांगे तु

श्रोत्राक्षिनासिकं द्वे द्वे जिव्हैका स्पर्शनं तथा ।
एवं द्रव्येन्द्रियाण्यष्टौ भावेन्द्रियाणि पंच च ॥ ५४६ ॥

सर्वेषां सर्वजातित्वे द्रव्यतो भावतोऽपि च ।
अतीतानीन्द्रियाणि स्युरनन्तान्येव देहिनाम् ॥ ५४७ ॥

विनानादिनिगोदिभ्यो ज्ञेयमेतत्तु कोविदैः ।
स्वजातावेव तेषां तु तान्यतीतान्यनन्तशः ॥ ५४८ ॥

ચક્ષુઇન્દ્રિય, સર્વમાં, ઓછા અવગાહવાળી છે. અને કર્ણ તથા નાસિકા અનુક્રમે એનાથી સંખ્યાતસંખ્યાતગણા અવગાહવાળી છે. ૫૪૩.

પ્રદેશો પણ ચક્ષુના સર્વથી ઓછા છે. કર્ણઇન્દ્રિયના એથી સંખ્યગણા છે. નાસિકાના વળી એથી અસંખ્યગણા છે. નાસિકા કરતાં જીવ્હાના અસંખ્યાતગણા, અને જીવ્હા કરતાં સ્પર્શઇન્દ્રિયના અસંખ્યગણા છે. ૫૪૪.

આવી રીતે સર્વ ઇન્દ્રિયોના 'અવગાહ' અને 'પ્રદેશ' ઓછાવત્તા છે. ૫૪૫.

ચોથા ઉપાંગમાં તો એમ કહેલું છે કે—

બે કર્ણ, બે ચક્ષુ, બે નાસિકા (ના રંધ્ર), એક જીવ્હાઇન્દ્રિય, અને એક સ્પર્શઇન્દ્રિય એમ આઠ દ્રવ્યઇન્દ્રિયો છે. ભાવથી જો કે ઇન્દ્રિયો પાંચ છે. ૫૪૬.

સર્વ પ્રાણીઓને સર્વજાતિઓમાં અનન્ત દ્રવ્યઇન્દ્રિયો અને ભાવઇન્દ્રિયો અતીત થયેલી છે. ૫૪૭.

પણ એમાં અનાદિ નિગોદજાતિ અપવાદરૂપે ગણવી. કેમકે એના જીવોની અનન્ત ઇન્દ્રિયો અતીત થયેલી હોય એ પોતાની જ જાતિમાં, સર્વ જાતિમાં નહિં. ૫૪૮.

किंच । येषामनन्तः कालोऽभूभिर्गतानां निगोदतः ।
तेषामपेक्षया ज्ञेयमेतच्छ्रुतविशारदैः ॥ ५४९ ॥

एवमन्यत्रापि यथासम्भवं भाव्यम् ॥

एकादीनि सन्ति पंचान्तानि भावेन्द्रियाणि च ।
एकद्वित्रिचतुःपंचेन्द्रियाणां स्युः यथाक्रमम् ॥ ५५० ॥
भावीनि नैव केषांचिद्वर्त्तन्ते मुक्तियायिनाम् ।
केषांचित् पंच षट् सप्त संख्यासंख्यान्यनन्तकाः ॥ ५५१ ॥
सिद्ध्यतां भाविनि भवे नरनारकनाकिनाम् ।
पंचाक्षतिर्यक्पृथ्व्यम्बुद्रूणां पंच जघन्यतः ॥ ५५२ ॥
पृथ्व्यादिजन्मान्तरितमुक्तीनां तु मनीषिभिः ।
षट्सप्तप्रमुखाण्यवं भाव्यानि प्रोक्तदेहिनाम् ॥ ५५३ ॥
संख्येयाने च तानि स्युः संख्यातभवकारिणाम् ।
असंख्येयान्यनन्तान्यसंख्येयानन्तजन्मनाम् ॥ ५५४ ॥

---

વળી એ પણ જે જીવોને નિગોદમાંથી નીકળ્યાને અનન્ત કાળ થયો હોય છે એમના જ વિષે સમજવું. ૫૪૯.

એવી રીતે અન્યત્ર પણ યથાયોગ્ય સમજી લેવું.

વળી ભાવઇન્દ્રિય એકેન્દ્રિયજીવને એક, બેઇન્દ્રિયને બે, એમ અનુક્રમે પંચેન્દ્રિયજીવને પાંચ હોય છે. ૫૫૦.

કેટલાક મોક્ષગામી જીવોને એ ઇન્દ્રિયો ભવિષ્યકાળમાં થવાની હોતી નથી; જ્યારે કેટલાકને તો પાંચ, છ, સાત, સંખ્ય, અસંખ્ય અને અનન્ત પણ થવાની હોય છે. ૫૫૧.

ભવિષ્યમાં થનારા ભવ–જન્મ–માં મોક્ષ જવાના હોય એવા મનુષ્ય, નારકીના જીવો, દેવ, પંચેન્દ્રિ તિર્યંચ, પૃથ્વીકાય, અપ્કાય તથા વનસ્પતિકાયને જઘન્યતઃ પાંચ ઇન્દ્રિયો થાય છે. ૫૫૨.

આ ગણાવ્યા એમાંથી જેઓ 'પૃથ્વીકાય' આદિમાં જન્મ લીધા પછી જ 'મુક્ત' થવાના હોય છે એમને જઘન્યતઃ છ, સાત આદિ ઇન્દ્રિયો થાય છે એમ સમજવું. ૫૫૩.

સંખ્યાત ભવ કરનારાઓને એ ઇન્દ્રિયો સંખ્યાત થાય છે. તેમજ અસંખ્ય ભવકરનારાઓને અસંખ્યાત, અને અનન્ત ભવ કરનારાઓને અનન્ત ( ઇન્દ્રિયો ) થાય છે. ૫૫૪.

रिष्टामघामाघवतीना [illegible] च युग्मिनाम् ।
नृणां तिरश्चां भावीनि दश तानि जघन्यतः ॥ ५५५ ॥
पंचाक्षेभ्योऽन्यत्र नैषामुत्पत्तिर्नाप्यनन्तरे ।
भवे मुक्तिस्ततं एषां दशोक्तानि जघन्यतः ॥ ५५६ ॥
वाय्वग्निविकलाक्षाणां जघन्यतो भवन्ति षट् ।
क्ष्मादिजन्मान्तरितैषां मुक्तिर्नानन्तरं यतः ॥ ५५७ ॥
एकद्वित्रिचतुःपंचेन्द्रियाणां स्युरनुक्रमात् ।
द्रव्येन्द्रियाणि सन्त्येकं द्वे चत्वारि षडष्ट च ॥ ५५८ ॥
भविष्यन्ति न केषांचित्केषांचिदष्ट वा नव ।
दश षोडश केषांचित्संख्यासंख्यान्यनन्तशः ॥ ५५९ ॥

भावना प्राग्वत् ॥

नारकस्य नारकत्वे भावतो द्रव्यतोऽपि च ।
तान्यतीतान्यनन्तानि सन्ति पंचाष्ट च स्फुटम् ॥ ५६० ॥

---

રિષ્ટા, મઘા, તથા માઘવતી નારકીના જીવોને, યુગલ જન્મેલાને, મનુષ્યોને, અને તિર્યંચોને જઘન્યતઃ દશ ઇન્દ્રિયો થવાની હોય છે. ૫૫૫.

એ સર્વ જીવોને વળી, પંચેન્દ્રિય વિના અન્ય ગતિમાં ઉત્પન્નથવાપણું હોતું નથી. તેમ એમને અનન્તર ભવમાં મોક્ષપ્રાપ્ત પણ નથી. તેથી એમની જઘન્ય દશ ઇન્દ્રિયો કહી છે. ૫૫૬.

વાયુકાય, અગ્નિકાય અને બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરેન્દ્રિય તથા પંચેન્દ્રિય જીવોને જઘન્ય છ ઇન્દ્રિયો થાય છે. કેમકે એમની પૃથ્વીકાય આદિમાં જન્મ લીધા પછી જ, મોક્ષપ્રાપ્તિ કહેલી છે: આંતરા વિના એમને મુક્તિ પ્રાપ્ત થતી નથી. ૫૫૭.

એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીમાં પાંચે પ્રકારના જીવોને અનુક્રમે એક, બે, ચાર, છ અને આઠ દ્રવ્યેન્દ્રિયો હોય છે. ૫૫૮.

વળી કેટલાકને તો એ ( ઇન્દ્રિયો ) થવાની હોતીજ નથી. જ્યારે કેટલાકને આઠ નવ, દશ કે સોળ અને ઘણાને વળી સંખ્યાત, અસંખ્યાત કે અનન્ત પણ થવાની હોય છે. ૫૫૯.

આમાં ભાવના પૂર્વની પેઠે સમજવી.

નારકીના જીવોને નારકીપણામાં પાંચ ભાવેન્દ્રિયો અને આઠ દ્રવ્યેન્દ્રિયો અનન્તવાર અતીત થયેલી હોય છે; જ્યારે એકવાર નરકમાં જનારા કેટલાક પ્રાણીઓને એ ઇન્દ્રિયો થવાની

भविष्यन्ति न केषांचित्केषांचित्पंच चाष्ट च ।
ज्ञेयानि तान्येकवारं नरकं यास्यतोंगिनः ॥ ५६१ ॥
संख्येयान्येतानि संख्यवारं नरकयायिनः ।
असंख्येयान्यप्यनन्तान्येवं भाव्यानि धीधनैः ॥ ५६२ ॥
अतिक्रान्तान्यनन्तानि सुरत्वे नारकस्य च ।
वर्त्तमानानि नैव स्युर्भावीनि पुनरुक्तवत् ॥ ५६३ ॥
विजयादिविमानित्वे यदि स्युः नारकांगिनाम् ।
नातीतानि भविष्यन्ति पंचाष्ट दश षोडश ॥ ५६४ ॥
एवं सर्वगातित्वेन सर्वेषामपि देहिनाम् ।
भावनीयान्यतीतानि सन्ति भावीनि च स्वयम् ॥ ५६५ ॥
नृत्वे नृणामतीतान्यनन्तान्यष्ट च पंच च ।
सन्ति तद्भवमुक्तीनां तानि भावीनि नैव च ॥ ५६६ ॥
अन्येषां तु मनुष्यत्वे भावीनि पंच चाष्ट च ।
जघन्यतोऽपि स्युः मुक्तिर्यन्न मानुष्यमन्तरा ॥ ५६७ ॥

હોતીજ નથી, અને કેટલાકને ( ભાવથી ) પાંચ અને ( દ્રવ્યથી ) આઠ થવાની હોય છે. ૫૬૦–૫૬૧.

નરકમાં સંખ્યાતવાર જનારાઓને એ સંખ્યાત થવાની હોય છે, અસંખ્યાતવાર જનારાઓને અસંખ્ય, અને અનન્તવાર જનારાઓને અનન્ત થવાની હોય છે એમ સમજવું. ૫૬૨.

વળી નરકના જીવને દેવના ભવમાં અનન્ત ઈન્દ્રિયો અતીત થયેલી હોય છે, વર્ત્તમાન હોતીજ નથી, ( ભવિષ્યમાં ) અનન્ત થવાની હોય છે. ૫૬૩.

વિજયવિમાન વગેરેના દેવતાના ભવમાં, નારકીના જીવોને, ઇન્દ્રિયો, અતીત થયેલી ન હોય; ભવિષ્યમાં પાંચ, આઠ, દશ કે સોળ થાય. ૫૬૪.

એમ સર્વ જીવોની સર્વ ભવની અતીત, વર્તમાન અને ભવિષ્યત્ ( ભાવી ) ઇન્દ્રિયો સ્વયમેવ ભાવવી. ૫૬૫.

મનુષ્યોને મનુષ્યભવમાં, અતીત થઇ ગયેલી ઇન્દ્રિયો અનન્ત હોય છે; વર્તમાન આઠ ને પાંચ હોય છે અને તદ્દભવમોક્ષગામી (મનુષ્યો)ને ભાવી (ભવિષ્યમાં) થવાની નથી હોતી. ૫૬૬.

અન્ય પ્રાણીઓને મનુષ્યભવમા જઘન્યતઃ પણ પાંચ અને આઠ ઇન્દ્રિયો થવાની હોય છે; કેમકે મનુષ્યભવમાં આવ્યા વિના એમનો મોક્ષ નથી થતો. ૫૬૭

अनुत्तरामराणां च स्वस्वे सन्त्यष्ट पंच च।
यदि स्युर्भूतभावीनि तान्यप्येव तदा खलु ॥ ५६८ ॥
विजयादिविमानेषु द्विरुत्पन्ना अनन्तरे।
भवे विमुक्तिमाप्नोति ततो युक्तं यथोदितम् ॥ ५६९ ॥
अन्यजातित्वे त्वनन्तान्यतीतान्यथ सन्ति न।
भावीनि संख्यातान्येषां नृत्ववैमानिकत्वयोः ॥ ५७० ॥

तथोक्तं प्रज्ञापनावृत्तौ—

इह विजयादिषु चतुर्षु गतो जीवो नियमात् ततः उद्धृतो न जातुचिदपि नैरयिकादिषु पंचेन्द्रियतिर्यक्पर्यवसानेषु तथा व्यन्तरज्योतिष्केषु च मध्ये समागमिष्यति। मनुष्येषु सौधर्मादिषु वा गमिष्यति। इति॥

सर्वार्थसिद्धत्वे सर्वार्थसिद्धनाकिनाम्।
न स्युः भूतभविष्यन्ति सन्ति पंचाष्ट च स्फुटम् ॥ ५७१ ॥
तेषामन्यगतित्वे चातीतानि स्युरनन्तशः।
नैव सन्ति भविष्यन्ते नृगतावष्ट पंच च ॥ ५७२ ॥

વળી અનુત્તર વિમાનના દેવોને પોતાના ભવમાં 'વર્ત્તમાન' આઠ અને પાંચ ઇન્દ્રિયો હોય છે. અને 'અતીત' અને 'ભાવિ' જો હોય તો એ પણ એટલી જ હોય કેમકે વિજય આદિ વિમાનમાં બે વાર જન્મ લીધો હોય એવો પ્રાણી પછીના ભવમાંજ મોક્ષ પામે છે. ૫૬૮–૫૬૯.

એ અનુત્તર વિમાનના દેવોને વળી, અન્યભવમાં 'અતીત' ઇન્દ્રિયો 'અનન્ત' હોય છે; 'વર્ત્તમાન' બીલકુલ હોતી નથી; અને, મનુષ્યભવ તથા વિમાનિક દેવના ભવમાં 'ભાવી' (ભવિષ્યમાં થવાની) 'સંખ્યાતી' હોય છે. ૫૭૦.

પ્રજ્ઞાપના–પન્નવણા–સૂત્રનીવૃત્તિમાં એમ કહ્યું છે કે—

વિજય આદિ ચાર અનુત્તર વિમાનોમાં રહેલો જીવ ત્યાંથી નીકળ્યા પછી નિશ્ચયે કોઈ પણ વખતે નારકી વગેરેમાં કે પંચેન્દ્રિ તિર્યંચ–સુધીમાં, કે વ્યંતર કે જ્યોતિષીઓમાં પણ આવતો નથી. કાં તો મનુષ્ય ભવ પામે છે, કાં તો સોધર્મ આદિ દેવલોકમાં જાય છે.

'સર્વાર્થસિદ્ધ' ના દેવોને સર્વાર્થસિદ્ધના ભવમાં ઇન્દ્રિયો 'અતીત' હોતી નથી, તેમ 'ભાવી' થવાની પણ નહિં. ફક્ત પાંચ ને આઠ 'વર્ત્તમાન' હોય છે. ૫૭૧.

એઓ અન્ય ભવ કરે ત્યારે અનન્તી ઇન્દ્રિયો 'અતીત' થઇ ગઇ હોય છે; 'વર્ત્તમાન' બીલકુલ હોતી નથી; ફક્ત 'ભાવી' મનુષ્યગતિમાં, આઠ ને પાંચ થવાની. ૫૭૨.

संज्ञिपंचेन्द्रियाणां यत् स्मृत्यादिज्ञानसाधनम्।
मनो नोइन्द्रियं तच्च द्विविधं द्रव्यभावतः ॥ ५७३ ॥

तत्र च मनःपर्याप्तिनामकर्मोदयादिह।
मनोयोग्यवर्गणानामादाय दलिकान्यलम् ॥ ५७४ ॥

मनस्त्वेन परिणतानि जन्तुना द्रव्यमानसम्।
जिनैरुचे तथा चाह नन्द्यध्ययनचूर्णिकृत् ॥ ५७५ ॥ युग्मम् ॥

मणपज्जत्तिनामकर्मोदयतो जोग्गे मणोदव्वे घेत्तुं मणत्तेण परिणामिया दव्वा दव्वमणो भन्नइ। इति ॥

मनोद्रव्यावलम्बेन मनःपरिणतिस्तु या।
जन्तोः भावमनस्तत्स्यात्तथोक्तं पूर्वसूरिभिः ॥ ५७६ ॥

जीवो पुण मणपरिणाम किरियावंतो भावमणो ॥ किं भणियं होइ। मणदव्वालंबणो जीवस्स मणणावावारो भावमणो भन्नइ। इति नन्द्यध्ययनचूर्णौ ॥

अत एव च द्रव्यचित्तं विना भावचित्तं न स्यादसंज्ञिवत्।
विनापि भावचित्तं तु द्रव्यतो जिनवद्भवेत् ॥ ५७७ ॥

હવે,

સંજ્ઞી પંચેન્દ્રિય પ્રાણીઓને, સ્મૃતિ આદિ જ્ઞાનનું સાધનરૂપ એવું જે—મન—તે 'નોઇન્દ્રિય' કહેવાય છે. એ (૧) દ્રવ્યથી અને (૨) ભાવથી, એમ બે પ્રકારનું છે:— ૫૭૩.

મનપર્યાપ્તિ નામના નામકર્મના ઉદય થકી મનોયોગ્ય વર્ગણાના દળો લઇને પરિણમાવેલું મન તે 'દ્રવ્યમન;' અને મનોદ્રવ્યના અવલંબન વડે મનની પરિણુતિ કે પરિણામ થાય તે 'ભાવમન' કહેવાય.

નંદીસૂત્રની ચૂર્ણિ—ટીકા—માં કહ્યું છે કે મનપર્યાપ્તિનામકર્મના ઉદયથી, યોગ્ય મનોદ્રવ્ય લઇને જે પરિણમાવ્યું તે 'દ્રવ્યમન' કહેવાય; અને જીવનો ક્રિયાવંત મનપરિણામ—તે 'ભાવમન.' એનો અર્થ એ કે જીવનો મનદ્રવ્યના અવલંબનવાળો મનનવ્યાપાર તે ભાવમન. ૫૭૪—૫૭૬.

એટલા માટે જ

અસંજ્ઞીની જેમ દ્રવ્યચિત્ત વિના ભાવચિત્ત ન હોય; પણ જિનભગવાનની જેમ ભાવચિત્ત વિના દ્રવ્યચિત્ત તો હોય. ૫૭૭.

तथोक्तं प्रज्ञापनावृत्तौ—भावमनो विनापि च द्रव्यमनो भवति। यथा भवस्थकेवलिनः । इति ॥

स्तोका मनस्विनोऽसंख्यगुणाः श्रोत्रान्वितास्ततः ।
चक्षुर्घ्राणरसज्ञाढ्याः स्युः क्रमेणाधिकाधिकाः ॥ ५७८ ॥
अनिन्द्रियाश्च निर्दिष्टा एभ्योऽनन्तगुणाधिकाः ।
स्पर्शनेन्द्रियवन्तस्तु तेभ्योऽनन्तगुणाधिकाः ॥ ५७९ ॥

लोकैश्च

चक्षुःश्रोत्रघ्राणरसनत्वग्मनोवाक्पाणिपादपायूपस्थलक्षणानि एकादश इन्द्रियाणि सुश्रुतादौ उक्तानि ॥

नाममालायामपि

बुद्धीन्द्रियं स्पर्शनादि पाण्यादि तु क्रियेन्द्रियम् । इति अभिहितम्

इति इन्द्रियाणि ॥ २२ ॥

संज्ञा येषां सन्ति ते स्युः संज्ञिनोऽन्ये त्वसंज्ञिनः ।
संज्ञिनस्ते च पंचाक्षा मनःपर्याप्तिशालिनः ॥ ५८० ॥

---

પન્નવણાસૂત્રની વૃત્તિમાં પણ કહ્યું છે કે ભવસ્થ કેવળીની પેઠે ભાવમન વિના પણ દ્રવ્ય-મન થાય.

હવે તે તે ઇન્દ્રિયોવાળાની સંખ્યા કેટકેટલી છે તે કહે છે:—મનઇન્દ્રિયવાળા સર્વથી અલ્પ છે. તેથી અસંખ્યગણા કર્ણઇન્દ્રિયવાળા છે. એથી ચક્ષુઇન્દ્રિયવાળા, ઘ્રાણઇન્દ્રિયવાળા, અને રસેન્દ્રિયવાળા અનુક્રમે અધિક અધિક છે. એથી પણ અનન્તગણી અનિંદ્રિય-ઇન્દ્રિયરહિત એવા-સિદ્ધના જીવો છે, અને એથી અનન્તગણા સ્પર્શેન્દ્રિવાળા ( જીવો ) છે. ૫૭૮-૫૭૯.

વળી લોકોએ તો

ચક્ષુ, કર્ણ, નાસિકા, જિભ્હા, ત્વચા, મન, વાણી, હસ્ત, પાદ, ગુદા અને લિંગ-એ પ્રમાણે અગ્યાર ઇન્દ્રિયો ' સુશ્રુત ' વગેરેમાં ગણાવી છે.

' નામમાળા ' માં પણ કહ્યું છે કે,

સ્પર્શઇન્દ્રિય વગેરે બુદ્ધિઇન્દ્રિયો છે; અને હસ્ત, પાદ વગેરે ક્રિયાઇન્દ્રિયો છે.

આ પ્રમાણે બાવીશમું દ્વાર જે ' ઇન્દ્રિય '-તેનું સંપૂર્ણ સ્વરૂપ કહ્યું.

હવે ' સંજ્ઞિત ' નામના ત્રેવીશમા દ્વાર વિષે.

જેમને સંજ્ઞા છે તે સંજ્ઞિત-સંજ્ઞી ( સંજ્ઞાવાળા ) કહેવાય. શેષ સર્વે અસંજ્ઞી કહેવાય. મનપર્યાપ્તિ અને પાંચ ઇન્દ્રિયો-એ છ વાનાંનો સદ્ભાવ-એનું નામ સંજ્ઞા. માટે એ છ વાનાં જેમનામાં હોય એઓ ' સંજ્ઞી ' કહેવાય. ૫૮૦.

ननु संमूर्च्छिमपंचाक्षान्तेष्वेकेन्द्रियादिषु ।
आहाराद्याः संन्ति संज्ञास्ततस्ते किं न संज्ञिनः ॥ ५८१ ॥

अत्रोच्यते-ओघरूपा दशाप्येतास्तीव्रमोहोदयेन च ।
अशोभना अव्यक्ताश्च तन्नाभिः संज्ञिता मताः ॥ ५८२ ॥
निद्राव्याप्तोऽसुमान् कंडूयनादि कुरुते यथा ।
मोहाच्छादितचैतन्यास्तथाहाराद्यमी अपि ॥ ५८३ ॥

ततश्च　संज्ञासम्बन्धमात्रेण न संज्ञित्वमुरीकृतम् ।
न ह्येकेनैव निष्केण धनवानुच्यते जनैः ॥ ५८४ ॥
अताद्दग्रूपयुक्तोऽपि रूपवान्नाभिधीयते ।
धनी किन्तु बहुद्रव्यै रूपवान् रम्यरूपतः ॥ ५८५ ॥
महत्या व्यक्तया कर्मक्षयोपशमजातया ।
संज्ञया शस्तयैवांग लभते संज्ञितां तथा ॥ ५८६ ॥ विशेषकम् ॥

इदमर्थतो विशेषावश्यके ॥

---

અહિં કોઈ એવો પ્રશ્ન ઉઠાવે કે,

એકેન્દ્રિય આદિથી તે સંમૂર્છિમ પંચેન્દ્રિય સુધીના જીવોને 'આહાર' આદિ 'સંજ્ઞા' તો છે, ત્યારે એઓ પણ 'સંજ્ઞી' કહેવાવા જોઇએ, છતાં કેમ નથી કહેવાતા ? ૫૮૧.

આ શંકાનું સમાધાન એટલું કે,

એઓને આ દશે સંજ્ઞાઓ ઓઘરૂપ છે અને તીવ્ર મોહના ઉદયને લીધે અશોભન અને અવ્યક્ત છે માટે એવી સંજ્ઞાઓને સંજ્ઞા માની નથી. એટલે એમને 'સંજ્ઞી' માં નથી ગણ્યા. ૫૮૨.

જેવી રીતે માણસ નિદ્રાવશ અવસ્થામાં ખરજ વગેરે કરે છે તેવી રીતે એ પ્રાણીઓ મોહવશ અને અપ્રકટ ચૈતન્યાવસ્થામાં આહારાદિ કરે છે: આમ એમને સંજ્ઞાનો સમ્બન્ધ માત્ર છે. એટલેથીજ એમને સંજ્ઞિપણું ન કહેવાય. જેમ એકજ સોનામોહોરવાળો ધનવાન નથી કહેવાતો અને ઉત્તમ રૂપવિનાનો રૂપવાન નથી કહેવાતો, પણ પુષ્કળ સોનામોહોરવાળોજ ધનવાન અને ઉત્તમ-સુંદર રૂપવાળોજ રૂપવાન-રૂપાળો કહેવાય છે એમ મ્હોટી, વ્યક્ત અને કર્મોના ક્ષય-ઉપશમથી થયેલી—આમ સર્વ વાતે પ્રશસ્ત હોય એવી સંજ્ઞા વડે જ જીવ સંજ્ઞાવાન-સંજ્ઞી કહેવાય. એમ વિશેષાવશ્યક સૂત્રમાં કહેલું છે. ૫૮૩-૫૮૬.

ततश्च येषामाहारादिसंज्ञा व्यक्तचैतन्यलक्षणाः ।
कर्मक्षयोपशमजाः संज्ञिनस्ते परेऽन्यथा ॥ ५८७ ॥
दीर्घकालिक्यादिका वा संज्ञा येषां भवन्ति ते ।
संज्ञिनः स्युर्यथायोगमसंज्ञिनस्तदुज्झिताः ॥ ५८८ ॥

इति संज्ञितादि ॥ २३ ॥

वेदस्त्रिधा स्यात्पुंवेदः स्त्रीवेदश्च तथा परः ।
क्लीबवेदश्च तेषां स्युर्लक्षणानि यथाक्रमम् ॥ ५८९ ॥
पुंसां यतो योषिदिच्छा स पुंवेदोऽभिधीयते ।
पुरुषेच्छा यतः स्त्रीणां स स्त्रीवेद इति स्मृतः ॥ ५९० ॥
यतो द्वयाभिलाषः स्यात् क्लीबवेदः स उच्यते ।
तृणफुंफमकद्रंगज्वलनोपमिता इमे ॥ ५९१ ॥

पुरुषादिलक्षणानि चैवं प्रज्ञापनावृत्तौ स्थानांगवृत्तौ च ।

---

એટલે એ પરથી એમ સમજવાનું કે 'પ્રકટ ચૈતન્યલક્ષણવાળી અને કર્મોના ક્ષયોપશમથી થયેલી આહાર વગેરે સંજ્ઞાઓ જે પ્રાણીઓને હોય એઓ જ સંજ્ઞી કહેવાય; શેષ સર્વે અસંજ્ઞી કહેવાય.' ૫૮૭.

અથવા,

જેમને 'દીર્ઘકાલિકી' આદિ સંજ્ઞાઓ હોય એઓજ ખરી રીતે 'સંજ્ઞી' કહેવાય. અવર સર્વ 'અસંજ્ઞી' સમજવા. ૫૮૮.

આ પ્રમાણે ત્રેવીશમા દ્વાર 'સંજ્ઞિત-સંજ્ઞી' નું સ્વરૂપ સમજાવ્યું.

હવે ચોવીશમા દ્વાર 'વેદ' વિષે.

પુરૂષવેદ, સ્રીવેદ અને નપુંસકવેદ એમ 'વેદ' ના ત્રણ પ્રકાર છે. ૫૮૯.

એમનાં લક્ષણ આ પ્રમાણે:—

જેને લઈને પુરૂષને સ્રીની ઈચ્છા થાય એ (૧) પુરૂષવેદ; જેને લઈને સ્રીને પુરૂષની ઇચ્છા થાય એ (૨) સ્રીવેદ; જેને લઇને પુરૂષ અને સ્રી–એઉની ઇચ્છા થાય એ (૩) નપુંસક વેદ કહેવાય. ૫૯૦–૫૯૧.

પુરૂષવેદ તૃણના અગ્નિસમાન, સ્રીવેદ છાણાના અગ્નિ સમાન, અને નપુંસકવેદ નગરદાહના અગ્નિસમાન કહેવાય છે.

પન્નવણાસૂત્રની અને સ્થાનાંગસૂત્રની વૃત્તિઓમાં પુરૂષ, સ્રી અને નપુંસકના આ પ્રમાણે લક્ષણો કહ્યાં છે:—

योनिमृ त्वमस्थैर्यं मुग्धता क्लीबता स्तनौ ।
पुंस्कामितेति लिंगानि सप्त स्त्रीत्वे प्रचक्षते ॥ ५९२ ॥
मेहनं खरता दार्ढ्यं शौण्डीर्यं श्मश्रु धृष्टता ।
स्त्रीकामितेति लिंगानि सप्त पुंस्त्वे प्रचक्षते ॥ ५९३ ॥
स्त[illegible]श्मश्रुकेशादिभावाभावसमन्वितम् ।
नपुंसकं बुधाः प्राहुर्मोहानलसुदीपितम् ॥ ५९४ ॥
अभिलाषात्मकं देहाकारात्मकमथापरम् ।
नेपथ्यात्मकमेकैकमिति लिंगं त्रिधा विदुः ॥ ५९५ ॥
पुमांसोऽल्पाः स्त्रियः संख्यगुणाः क्रमादनन्तकाः ।
अवेदाः क्लीबवे[illegible]श्च सवेदा अधिकास्ततः ॥ ५९६ ॥
पुंस्त्वसंज्ञित्वयोः कायस्थितिरान्तर्मुहूर्तिकी ।
लघ्वी गुर्वी चाब्धिशतपृथक्त्वं किंचनाधिकम् ॥ १ ॥
स्त्रीत्वका[illegible]स्थितिः प्र[illegible]पनायां समयो लघुः ।
उक्ताथास्यां गरीयस्यामादेशाः पंच दर्शिताः ॥ २ ॥

---

યોની, કોમળતા, અસ્થિરતા, મુગ્ધતા, કાયરતા, સ્તન અને પુરૂષની ઇચ્છા–એ સાત સ્રીત્વનાં લક્ષણો. ૫૯૨.

મેહન ( પુરૂષ ચિન્હ ), કઠોરતા, દઢતા, પરાક્રમ, ધૃષ્ટતા, શ્મશ્રુ, અને સ્રીની ઇચ્છા–એ સાત પુરૂષત્વનાં લક્ષણો. ૫૯૩.

સ્તન આદિનો સદ્ભાવ હોય, શ્મશ્રુ આદિનો અભાવ હોય તથા મોહાગ્નિનો પ્રદિપ્તપણે સદ્ભાવ હોય–એ નપુંસકત્વનાં લક્ષણો. ૫૯૪.

વળી પ્રત્યેક લિંગ ( ૧ ) અભિલાષરૂપ, ( ૨ ) દેહાકારરૂપ અને ( ૩ ) ( ફક્ત ) વેશરૂપ–એમ ત્રણ ત્રણ પ્રકારે છે. ૫૯૫.

સંખ્યા પરત્વે; પુરૂષો સર્વથી થોડા છે, સ્રીઓ પુરૂષોથી સંખ્યાતગણી છે, એથી અનન્તગણા ' અવેદી ' સિદ્ધના જીવો, એથી પણ અનન્તગણા કલીબવેદી–નપુંસકો, અને નપુંસકોના કરતાં પણ અધિક ' સવેદી ' છે. ૫૯૬.

[ પુરૂષપણાની અને સંજ્ઞીપણાની કાયસ્થિતિ જઘન્યતઃ અન્તર્મુહૂર્તની છે અને ઉત્કૃષ્ટપણે બસો સાગરોપમથી લઇને નવસો ઉપરાંત સુધીની છે. સ્રીત્વની કાયસ્થિતિ પરત્વે પન્નવણા સૂત્રમાં એમ કહ્યું છે કે એ જઘન્યતઃ એક સમયની છે અને ઉત્કૃષ્ટપણે ( ૧ ) ચૌદ પલ્યોપમ,

चत्वार्यष्टादश वा शतं वाथ दशोत्तरम् ।
पूर्णं शतं वा पल्यानि पल्यानां वा पृथक्त्वकम् ॥ ३ ॥
पूर्वकोटिपृथक्त्व ढ्याः पंचाप्येते विकल्पकाः ।
पंचसंग्रहवृत्त्यादेर्ज्ञेयैतेषां च विस्तृतिः ॥ ४ ॥
आद्ये द्वितीये स्वर्गे द्विः पूर्वकाढ्यायुषः स्त्रियाः ।
सभर्तृकान्यदेवीत्वेनोत्पत्त्यैषां च भावना ॥ ५ ॥

इति वेदः ॥ २४ ॥

जिनोक्तादविपर्यस्ता सम्यग्दृष्टिर्निगद्यते ।
सम्यक्त्वशालिनां सा स्यात्तच्चैवं जायतेंगिनाम् ॥ ५९७ ॥
चतुर्गतिकसंसारे पर्यटन्ति शरीरिणः ।
वशीकृता विपाकेन गुरुस्थितिककर्मणाम् ॥ ५९८ ॥
अथैतेषु कश्चिदंगी कर्माणि निखिलान्यपि ।
कुर्याद्यथाप्रवृत्ताख्यकरणेन स्वभावतः ॥ ५९९ ॥
पल्यासंख्यलवोनैककोट्यब्धिस्थितिकानि वै ।
परिणामविशेषोऽत्र करणं प्राणिनां मतम् ॥ ६०० ॥ युग्मम् ॥

અથવા (૨) અઢાર પલ્યોપમ, અથવા (૩) એકસો દશ પલ્યોપમ, અથવા (૪) એકસો પલ્યોપમ અથવા (૫) બેથી લઇને નવ સુધીના પલ્યોપમ છે. આ પાંચે 'વિકલ્પો' માં પલ્યોપમની સંખ્યા જૂદી જૂદી છે. એના સંબંધમાં વિસ્તારપૂર્વક જાણવા માટે, 'પંચ સંગ્રહ' ગ્રંથની વૃત્તિ–ટીકા જોવી. પહેલા અને બીજા સ્વર્ગમાં બે 'ક્રોડપૂર્વ' ના આયુષ્યવાળી સ્ત્રી, ભર્તાર સહિત અન્યદેવીપણે ઉત્પન્ન થાય છે—એ પરથી આ 'વિકલ્પો' ની ભાવના જાણવી. ૧–૫ ].

આ પ્રમાણે ચોવીશમા દ્વાર–વેદ–નું સ્વરૂપ છે.

હવે પચવીશમા દ્વાર–' દૃષ્ટિ ' વિષે.

જિનપ્રભુના વચનને અનુસરીને જ (એથી વિપરીતપણે નહિં), વર્તન કરવું–એનું નામ સમ્યક્ દૃષ્ટિ. એ સમ્યક્ દૃષ્ટિ સમ્યકત્વધારી પ્રાણીઓને હોય છે. એ સમ્યકત્વ વળી કેવી રીતે થાય છે તે નીચે સમજાવ્યું છે. ૫૯૭.

આ ચોગતિ સંસારને વિષે પ્રાણીઓ ઉગ્ર કર્મના વિપાકને વશ હોઇ ચિરકાળ પરિભ્રમણ કર્યા કરે છે. એમાં કોઇ પ્રાણી સ્વભાવથી 'યથાપ્રવૃત્ત' નામના કરણ વડે, સર્વ કર્મોને

तत्त्रिधा तत्र चाद्यं स्याद्यथाप्रवृत्तनामकम् ।
अपूर्वकरणं नामानिवृत्तिकरणं तथा ॥ ६०१ ॥
वक्ष्यमाणग्रन्थिदेशावधि प्रथममीरितम् ।
द्वितीयं भिद्यमानेऽस्मिन् भिन्ने ग्रन्थौ तृतीयकम् ॥ ६०२ ॥
त्रीण्यप्यमूनि भव्यानां करणानि यथोचितम् ।
सम्भवन्त्येकमेवाद्यमभव्यानां तु सम्भवेत् ॥ ६०३ ॥
आद्येन करणेनांगी करोति कर्मलाघवम् ।
धान्यपल्यगिरिसरिद्दृषदादिनिदर्शनैः ॥ ६०४ ॥
यथा धान्यं भूरिभूरि कश्चिद्गृह्णाति पल्यतः ।
क्षिपत्यत्राल्पमल्पं च कालेन कियताप्यथ ॥ ६०५ ॥
धान्यपल्यः सोऽल्पधान्यशेष एवावतिष्ठते ।
एवं बहूनि कर्माणि जरयन्नसुमानपि ॥ ६०६ ॥
बध्नंश्चाल्पाल्पानि तानि कालेन कियतापि हि ।
स्यादल्पकर्मानाभोगात्मकाद्यकरणेन सः ॥६०७॥ विशेषकम् ॥

એક કોટિ સાગરોપમથી કંઇક ઓછા સ્થિતિકાળવાળાં કરે. ( અહિં કરણ એટલે પ્રાણીના મનપરિણામ ) ૫૯૮–૬૦૦.

એ 'કરણ' ત્રણ પ્રકારનાં છે: (૧) યથાપ્રવૃત્ત, (૨) અપૂર્વકરણ અને (૩) અનિવૃત્તિકરણ. ૬૦૧.

એ ત્રણ પ્રકારમાંનું પહેલું ગ્રંથિદેશ પર્યન્ત હોય છે. બીજું ગ્રન્થિ ભેદાતી હોય એ અરસામાં થાય છે અને ત્રીજું ગ્રન્થિનો ભેદ થયા પછી થાય છે. ( ગ્રંથિ એટલે શું એ આગળ ઉપર આવશે. ) ૬૦૨.

ભવ્યજનોમાં એ ત્રણ્યે 'કરણ' એટલે મન:પરિણામ યથોચિત સંભવે છે. જ્યારે અભવ્યમાં એક પહેલુંજ સંભવે છે. ૬૦૩.

પહેલા પ્રકારનું મન:પરિણામ હોય તો પ્રાણીનાં કર્મ ધાન્યનાં પાલાના દૃષ્ટાન્તે અથવા પર્વતનદીપાષાણન્યાયે લઘુ લઘુ થતાં જાય છે. ૬૦૪.

જેમ કોઇ માણસ એક ધાન્યના ઢગલામાંથી ઝાઝું ધાન્ય લેતો જાય અને થોડું પાછું નાખતો જાય તેથી કેટલેક કાળે એ ધાન્યનો ઢગલો અલ્પ પ્રાય થઇ જાય છે તેવી રીતે પ્રાણીના કર્મ પણ, અધિક છોડાતાં અને અલ્પ બંધાતાં, આખરે અનાભોગરૂપી પહેલા પ્રકારના મન:પરિણામ વડે લઘુ થતા જાય છે—ક્ષીણ થતા જાય છે. ૬૦૫–૬૦૭.

यथाप्रवृत्तकरणं नन्व नाभोगरूपकं ।
भवत्यनाभोगतश्च कथं कर्मक्षयोऽङ्गिनाम् ॥ ६०८ ॥

अत्रोच्यते। यथा मिथो घर्षणेन ग्रावाणोऽद्रिनदीगताः ।
स्युश्चित्राकृतयो ज्ञानशून्या अपि स्वभावतः ॥ ६०९ ॥

तथा यथाप्रवृत्तात्स्युः रप्यनाभोगलक्षणात् ।
लघुस्थितिककर्माणो जन्तवोऽत्रान्तरेऽथ च ॥ ६१० ॥ युग्मम् ॥

रागद्वेषपरिणामरूपोऽस्ति ग्रन्थिरुत्कटः ।
दुर्भेदो दृढकाष्टादिग्रन्थिवद्गाढचिक्कणः ॥ ६११ ॥

मिथ्यात्वं नोकषायाश्च कषायाश्चेति कीर्त्तितः ।
जिनैश्चतुर्दशविधोऽभ्यन्तरग्रन्थिरागमे ॥

प्रागुक्तरूपस्थितिककर्माणः केऽपि देहिनः ।
यथाप्रवृत्तकरणाद्ग्रन्थेरभ्यर्णमियति ॥ ६१२ ॥

एतावच्च प्राप्तपूर्वा अभव्या अप्यनन्तशः ।
न त्वीशन्त ग्रन्थिमेनमेते भेत्तुं कदापि हि ॥ ६१३ ॥

---

અહિં કોઇ વ્યક્તિ એવી શંકા લાવે કે

જ્યારે ' યથાપ્રવૃત્ત ' કરણ તો અનાભોગ રૂપ છે ત્યારે એનાથી પ્રાણીઓનાં કર્મોનો કેવી રીતે ક્ષય થાય ? ૬૦૮.

તો એના સમાધાનમાં એમ કહેવાનું કે—

સ્વભાવથી જ્ઞાનશૂન્ય એવા પણ ગિરિનદીના પાષાણો એકબીજાના ઘર્ષણથી નાના પ્રકારની આકૃતિઓ ધારણ કરે છે તેમ અનાભોગ લક્ષણવાળા યથાપ્રવૃત્તકરણથી પ્રાણીનાં કર્મ લઘુ–હળવાં થાય છે; પાતળાં પડે છે. ૬૦૯–૬૧૦.

પણ હવે ( ત્યારપછી ) વચ્ચે રાગદ્વેષના પરિણામરૂપ એક કઠિન ગ્રન્થિ ( એટલે ગાંઠ ) આવે છે એ દુર્ભેદ્ય છે તથા દઢ કાષ્ટ આદિની ગાંઠના જેવી અત્યન્ત ચીકણી છે. ૬૧૧.

[ મિથ્યાત્વ, ( નવ ) નોકષાયો તથા ( ચાર ) કષાયો—એવી રીતની ચૌદ પ્રકારની અભ્યન્તર ગ્રંથિ જિનપ્રભુએ આગમમાં વર્ણવી છે. ]

એ ગ્રંથિની સમીપમાં, પૂર્વોક્ત સ્થિતિના કર્મવાળા કેટલાક પ્રાણીઓ ' યથાપ્રવૃત્ત ' મનઃપરિણામવડે આવે છે; તથા અભવ્ય પ્રાણીઓ પણ ત્યાં અનન્તવાર આવે છે. પણ કોઇ એ ગ્રન્થિને ભેદી શકતા નથી. ૬૧૨–૬૧૩.

श्रुतसामायिकस्य स्याल्लाभः केषांचिदत्र च।
शेषाणां सामायिकानां लाभस्तेषां न सम्भवेत् ॥ ६१४ ॥

तथोक्तम्। तित्थंकराइ पूअं दट्ठु ग्गणेण वा वि कज्जेण।
सुअसामा लाभो होइ अभव्वस्स गंठिमि ॥ ६१५ ॥

अर्हदादिविभूतिं अतिशयवतीं दृष्ट्वा धर्मादेवंविधः सत्कारः देवत्वराज्यादयः वा प्राप्यन्ते इत्येवमुत्पन्नबुद्धेः अभव्यस्य अपि ग्रन्थिस्थानं प्राप्तस्य तद्विभूतिनिमित्तमिति शेषः देवत्वनरेन्द्रत्वसोभाग्यबलादिलक्षणेन अन्येन वा प्रयोजनेन सर्वथा निर्वाणश्रद्धानरहितस्य अभव्यस्यापि कष्टानुष्ठानं किंचित् अंगीकुर्वतः अज्ञानरूपस्य श्रुतसामायिकमात्रस्य लाभो भवेत्। तस्यापि एकादशांगपाठानुज्ञानात् ॥ इति विशेषावश्यकसूत्रवृत्तौ ॥

भव्या अपि वलन्तेऽत्रागत्य रागादिभिर्जिताः।
केचित्कर्माणि बध्नन्ति प्राग्वद्दीर्घस्थितीनि ते ॥ ६१६ ॥
केचित्तत्रैव तिष्ठन्ति तत्परीणामशालिनः।
न स्थितीः कर्मणामेते वर्धयन्त्यल्पयन्ति वा ॥ ६१७ ॥

ત્યાં કોઇકોઇને 'શ્રુતસામાયિક' ની પ્રાપ્તિ થાય છે. શેષ ( બાકીની ) સામાયિકનો લાભ થતો નથી. ૬૧૪.

એ વિષે કહ્યું છે કે—

ગ્રન્થિસુધી પહોંચેલા અભવ્ય પ્રાણીને, તીર્થંકર વગેરેની પૂજા થતી જોઇને તથા કોઈ અન્ય કારણે પણ, શ્રુતસામાયિકનો લાભ થાય છે. ૬૧૫.

વિશેષાવશ્યકસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે

જિનેશ્વર વગેરેની અસામાન્ય સમૃદ્ધિને જોઇને "ધર્મને લીધે આવો આદરસત્કાર તથા દેવત્વ રાજ્ય આદિ પ્રાપ્ત થાય છે" એમ સમજવાથી, ગ્રન્થિપર્યન્ત પહોંચેલા અભવ્યને પણ દેવત્વ, નૃપત્વ, સૌભાગ્ય, બળ આદિની પ્રાપ્તિને માટે અથવા કોઈ અન્ય હેતુ માટે કષ્ટાનુષ્ઠાન કરતાં, મોક્ષની શ્રદ્ધા લેશમાત્ર ન હોય છતાંપણ, અજ્ઞાનરૂપ શ્રુતસામાયિક પ્રાપ્ત થાય છે. કેમકે એવાઓને પણ અગ્યાર અંગના પાઠની અનુજ્ઞા છે.

ભવ્ય જીવો પણ અહીં સુધી પહોંચી રાગ આદિથી પરાજય પામે તો પાછા પડે છે. કેટલાક તો વળી, પૂર્વની પેઠે ચિરસ્થાયી કર્મો બાંધે છે. ૬૧૬.

કેટલાક તો એવા મનપરિણામ થયા પછી ત્યાં જ સ્થિત રહે છે; નથી કર્મસ્થિતિને વધારતા કે નથી ઓછી કરતા. ૬૧૭.

चतुर्गतिभवा भव्याः संज्ञिपर्याप्तपंचखाः ।
अपार्द्धपुद्गलपरावर्त्तान्तर्भाविमुक्तयः ॥ ६१८ ॥
तीव्रधारपर्शुकल्पापूर्वाख्यकरणेन हि ।
आविष्कृत्य परं वीर्यं ग्रन्थिं भिन्दन्ति केचन ॥ ६१९ ॥ युग्मम् ॥
यथा जनास्त्रयः केऽपि महापुरं यियासवः ।
प्राप्ताः क्वचन कान्तारे स्थानं चौरभयंकरम् ॥ ६२० ॥
तत्र द्रुतं द्रुतं यान्तो ददृशुस्तस्करद्वयम् ।
तद्दृष्ट्वा त्वरितं पश्चादेको भीतः पलायितः ॥ ६२१ ॥
गृहीतश्चापरस्ताभ्यामन्त्यस्त्ववगणय्य तौ ।
भयस्थानमतिक्रम्य पुरं प्राप पराक्रमी ॥ ६२२ ॥
दृष्टान्तोपनयश्चात्र जना जीवा भवोऽटवी ।
पन्थाः कर्मस्थितिर्ग्रन्थिदेशस्त्विह भयास्पदम् ॥ ६२३ ॥
रागद्वेषौ तस्करौ द्वौ तद्भीतो वलितस्तु सः ।
ग्रन्थिं प्राप्यापि दुर्भावाद्यो ज्येष्ठस्थितिबन्धकः ॥ ६२४ ॥

ચારે ગતિમાં રહેલા ભવ્ય જીવો, તથા પર્યાપ્તસંજ્ઞી પંચેન્દ્રિય જીવો, તથા અર્ધ પુદ્ગળ પરાવર્તનની અંદર જેમનો મોક્ષ થવાનો છે એવા કેટલાક જીવો પોતાનું પ્રબળ વીર્ય પ્રકટ કરીને તીક્ષ્ણ પરશુ સમાન અપૂર્વ ' કરણ ' ( મનઃપરિણામ ) વડે એ ગ્રન્થિને ભેદી નાખે છે. ૬૧૮-૬૧૯.

આ ઉપર એક દૃષ્ટાન્ત છે તે જુઓ—

કોઇ મહાન નગરે જવા નીકળેલા ત્રણ માણસોને માર્ગમાં ચોર લોકોના ભયવાળું એક અરણ્ય આવ્યું ત્યાં એમને બે ચોર મળ્યા. એમને જોઇને પેલા ત્રણ માણસોમાંનો એક તો ભયભીત થઈ પલાયન કરી ગયો. બીજો ચોરના હાથમાં પકડાઇ ગયો. પણ ત્રીજો પરાક્રમી હતો એ બેઉ ચોરોનો પરાજય કરીને એ ભયસ્થાનક ઓળંગીને ઇચ્છિત સ્થળે-નગરે પહોંચી ગયો. ૬૨૦-૬૨૨.

એ દૃષ્ટાન્તનો ઉપનય આ પ્રમાણે:—

ત્રણ માણસો તે સંસારી પ્રાણીઓ સમજવા. અટવી એ સંસાર સમજવો. માર્ગ એટલે કર્મની સ્થિતિ, અને ભયસ્થાનક એ ગ્રન્થિપ્રદેશ સમજવો. બે ચોર એ રાગ તથા દ્વેષ. ભયભીત થઇને પલાયન કરી ગયો-પાછો વળી ગયો-એ ગ્રન્થિ દેશ સુધી આવી પાછો વળે

चोररुद्धः स ज्ञेयस्ताहग्रागादिबाधितः ।
ग्रन्थि भिनत्ति यो नैव न चापि वलते ततः ॥ ६२५ ॥
स त्वभीष्टपुरं प्राप्तो योऽपूर्वकरणाद्द्रुतम् ।
रागद्वेषावपाकृत्य सम्यग्दर्शनमाप्तवान् ॥ ६२६ ॥
सम्यक्त्वमौपशमिकं ग्रन्थि भित्त्वाश्नुतेऽसुमान् ।
महानन्दं भट इव जितदुर्जयशात्रवः ॥ ६२७ ॥
तच्चैवम्—अथानिवृत्तिकरणेनातिस्वच्छाशयात्मना ।
करोत्यन्तरकरणमन्तर्मुहूर्त्तसम्मितम् ॥ ६२८ ॥
कृते च तस्मिन्मिथ्यात्वमोहस्थितिर्द्विधाभवेत् ।
तत्राद्यान्तरकरणादधस्तन्यपरोर्ध्वगा ॥ ६२९ ॥
तत्राद्यायां स्थितौ मिथ्यादृक् स तद्दलवेदनात् ।
अतीतायामथैतस्यां स्थितावन्तर्मुहूर्त्ततः ॥ ६३० ॥
प्राप्नोत्यन्तरकरणं तस्याद्यक्षण एव सः ।
सम्यक्त्वमौपशमिकमपौद्गलिकमाप्नुयात् ॥ ६३१ ॥ युग्मम् ॥

એવો ઉત્કૃષ્ટસ્થિતિબંધવાળો દુર્ભવ્ય ( પ્રાણી ) સમજવો. ચોરોએ પકડી રોકી રાખ્યો એ રાગદ્વેષપરાજિત પ્રાણી સમજવો કે જે નથી ગ્રન્થિને ભેદી શકતો કે નથી પાછો વળી શકતો. જે ત્રીજો પોતાને ઇષ્ટ સ્થાને પહોચી ગયો એ અપૂર્વકરણ વડે રાગદ્વેષ દૂર કરી સમ્યક્ દર્શનને પ્રાપ્ત કરનારો ( પ્રાણી ) સમજવો. ૬૨૩–૬૨૬.

દુર્જય શત્રુને પરાભવ કરીને જેમ કોઈ સુભટ હર્ષ પામે છે એમ ગ્રન્થિનો ભેદ કરીને પ્રાણી ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. ૬૨૭.

તે આ રીતે—

પ્રાણી, આરંભમાં નિર્મળ આશયરૂપ અનિવૃત્તિકરણ વડે અન્તર્મુહૂર્તના પ્રમાણવાળું અન્તરકરણ કરે છે. ૬૨૮.

ત્યારપછી, બે પ્રકારની મિથ્યાત્વમોહનીય કર્મની સ્થિતિ થાય છે. એમાં પહેલી અન્તરકરણથી હેઠળની અને બીજી એથી ઉપરની. ૬૨૯.

એમાં વળી પહેલી સ્થિતિમાં રહેલો ( પ્રાણી ) મિથ્યાદૃષ્ટિ હોય છે કેમકે એ મિથ્યાત્વનાં દળ વેદે છે અને પછી અન્તર્મુહૂર્ત બાદ એ સ્થિતિ અતીત થયા પછી અન્તરકરણને પામે છે; અને એના પ્રથમ ક્ષણમાં જ અપુદ્ગલિક ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. ૬૩૦–૬૩૧.

यथा वनदवो दग्धेन्धनः प्राप्यातृणां स्थलम् ।
स्वयं विध्यायति तथा मिथ्यात्वोग्रदवानलः ॥ ६३२ ॥
अवाप्यान्तरकरणं क्षिप्रं विध्यायति स्वयम् ।
तदौपशमिकं नाम सम्यक्त्वं लभतेऽसुमान् ॥ ६३३ ॥ युग्मम् ॥
अत्र चौपशमिकसम्यक्त्वेन सहाप्नुयात् ।
देशतो विरतिं सर्वविरतिं वापि कश्चन ॥ ६३४ ॥

तथोक्तं शतकचूर्णौ—

उवसमसम्मादिट्ठी अन्तरकरणे ठिओ कोइ देसविरइयं पि लभेइ कोइ पमत्तअपमत्तभावं पि । सासायणो पुण न किंपि लभेइत्ति ॥

कर्मप्रकृतिवृत्तावपि इत्यर्थतः ॥

किंच बद्धयते त्यक्तसम्यक्त्वैरुत्कृष्टा कर्मणां स्थितिः ।
भिन्नग्रन्थिभिरप्युग्रो नानुभागस्तु तादृशः ॥ १ ॥

इत्येतत्कार्मग्रन्थिकमतम् ॥

જેવી રીતે દાવાનળ ઇન્ધનને બાળી નાખ્યા પછી તરણા વિનાના સ્થળે પહોંચી પોતાની મેળે શાન્ત થઇ જાય છે તેવી રીતે મિથ્યાત્વરૂપી ઉગ્ર દાવાનળ પણ અન્તરકરણને પામીને સ્વયમેવ નષ્ટ થઇ જાય છે. એજ સમયે પ્રાણી ઔપશમિક સમ્યકત્વ પ્રાપ્ત કરે છે. ૬૩૨-૬૩૩.

વળી અહિં કોઈ પ્રાણી એ ઔપશમિક સમ્યકત્વની સાથોસાથ દેશવિરતિપણું અને અને કોઈ વળી સર્વવિરતિપણું પણ પામે છે. ૬૩૪.

'શતકચૂર્ણિ' માં કહ્યું છે કે

ઉપશમસમ્યકત્વવાન્ જીવ અન્તરકરણને વિષે સ્થિત થઇ દેશવિરતિને પામે છે; કોઈ વળી કદાચ પ્રમત્તાપ્રમત્ત ભાવને પણ પામે છે. નથી કંઇ પામતો ફક્ત સાસ્વાદનસમ્યકત્વવાળો.

'કર્મપ્રકૃતિ' ની વૃત્તિમાં પણ એજ અર્થનું કહ્યું છે.

વળી સમ્યકત્વને ત્યજી બેઠેલા ગ્રન્થિભેદ કરી રહેલા પ્રાણીઓ પણ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે, કોઈ ઉગ્ર અનુભાગ નથી બાંધતા. (૧)

કર્મગ્રંથનો એ અભિપ્રાય છે.

સિદ્ધાન્તવાદીઓનો એવો મત છે કે—

भवेद्ग्रन्थिभेदकस्य मिथ्यादृष्टेरपि स्फुटम् ।
सैद्धान्तिकमते ज्येष्ठः स्थितिबन्धो न कर्मणाम् ॥ २ ॥

अथ प्रकृतम्—

इदं चोपशमश्रेण्यामपि दर्शनसप्तके ।
उपशान्ते भवेच्छ्रेणिपर्यन्तावधि देहिनाम् ॥ ६३५ ॥

तथा यथौषधविशेषेण जनैर्मदनकोद्रवाः ।
त्रिधा क्रियन्ते शुद्धार्धविशुद्धाशुद्धभेदतः ॥ ६३६ ॥

तथानेनौपशमिकसम्यक्त्वेन पटीयसा ।
विशोध्य क्रियते त्रेधा मिथ्यात्वमोहनीयकम् ॥ ६३७ ॥ युग्मम् ॥

तत्राशुद्धस्य पुंजस्योदये मिथ्यात्ववान् भवेत् ।
पुंजस्यार्धविशुद्धस्योदये भवति मिश्रदृग् ॥ ६३८ ॥

उदये शुद्धपुंजस्य क्षायोपशमिकं भवेत् ।
मिथ्यात्वस्योदितस्यान्तादन्यस्योपशमाच्च तत् ॥ ६३९ ॥

---

ગ્રન્થિભેદ કર્યો હોય એવા મિથ્યાદ્રષ્ટિને પણ પ્રકટપણે કર્મોનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પડતો નથી. ( ૨ ).

હવે પ્રસ્તુત વિષય લઈએ—

દર્શન મોહનીય કર્મની સાતે પ્રકૃતિઓ ઉપશમભાવ પામ્યે, ઉપશમ–શ્રેણિને વિષે પણ છેક શ્રેણિના પર્યન્તસુધી, પ્રાણીઓને આ ઉપશમ સમકિત હોય છે. ૬૩૫.

વળી જેમ કોઈ એવી ઔષધીવડે માણસ કોદરાના ( ૧ ) શુદ્ધ, ( ૨ ) અર્ધશુદ્ધ અને ( ૩ ) અશુદ્ધ–એમ ત્રણ ભાગ–ઢગલા કરે છે તેમ આવા ઉત્તમ ઉપશમસમ્યકત્વવડે શોધાઈને મિથ્યાત્વમોહનીયના ત્રણ પ્રકાર થાય છે. ૬૩૬–૬૩૭.

તે આવી રીતે—

અશુદ્ધ પુંજ ઉદયમાં હોય તો પ્રાણી મિથ્યાત્વી થાય. અર્ધશુદ્ધ પુંજ ઉદયમાં હોય તો એ મિશ્રદૃષ્ટિ થાય અને શુદ્ધપુંજનો ઉદય હોય તો ક્ષાયોપશમિકસમ્યકત્વવાળો થાય. આ વળી ઉદયે આવેલા મિથ્યાત્વના અંતથી અને અનુદિત મિથ્યાત્વના ઉપશમથી થાય છે. ૬૩૮–૬૩૯.

आरब्धक्षपकश्रेणेः प्रक्षीणे सप्तके भवेत् ।
क्षायिकं तद्भवसिद्धेस्त्रिचतुर्जन्मनोऽथवा ॥ ६४० ॥

तत्त्वार्थभाष्ये चैतेषां स्वरूपमेवमुक्तम्—

क्षयादि त्रिविधं सम्यग्दर्शनम् तदावरणीयस्य कर्मणो दर्शनमोहस्य च क्षयादिभ्य इति ॥ अस्य वृत्तिः—

मत्याद्यावरणीयदर्शनमोहसप्तकक्षयात् उपजातं क्षयसम्यग्दर्शनमभिधीयते । तेषामेवोपशमाज्जातं उपशमसम्यग्दर्शनमुच्यते । तेषामेव क्षयोपशमाभ्यां जातं क्षयोपशमसम्यग्दर्शनमभिदधति प्रवचनाभिज्ञाः ॥

ननु च तत्त्वश्रद्धानजनकं क्षायोपशामिकं यदि ।
सम्यक्त्वस्य क्षायिकस्य कथमावारकं तदा ॥ ६४१ ॥
यदि मिथ्यात्वजातीयतया तदपवारकम् ।
तदात्मधर्मश्रद्धानं कथमस्मात् प्रवर्त्तते ॥ ६४२ ॥

દર્શન મોહનીયકર્મની સાતે પ્રકૃતિઓ ક્ષીણ થાય છે ત્યારે, આરંભી છે ક્ષપકશ્રેણિ જેણે એવા તદ્દભવમોક્ષગામી જીવો અથવા ત્રણચાર ભવ થયા પછી મોક્ષે જવાના હોય છે એવા પ્રાણીઓને ક્ષાયિક સમ્યકત્વ થાય છે. ૬૪૦.

'તત્ત્વાર્થભાષ્ય' માં એ ત્રણે પ્રકારના સમ્યકત્વનું સ્વરૂપ આ પ્રમાણે કહ્યું છે—

ક્ષય આદિ ત્રણ પ્રકારનું સમ્યકત્વ છે. એ એને આવરનારા કર્મના ક્ષય આદિથી તેમ દર્શનમોહનીયના ક્ષય આદિથી થાય છે.

એના પર વિવેચન આ પ્રમાણે—

મતિ આદિને આવરનારાં એવાં દર્શનમોહનીયકર્મની સાતે પ્રકૃતિના 'ક્ષય' થી ઉત્પન્ન થાય–એ ક્ષાયિક સમ્યક્ દર્શન. એમનાં 'ઉપશમ' થી થાય–એ ઉપશમસમ્યક્ દર્શન. અને એમનાં 'ક્ષય અને ઉપશમ' એઉથી થાય–એ ક્ષાયોપશમસમ્યક્દર્શન કહેવાય છે. ( એ તત્ત્વાર્થના પહેલા અધ્યયનમાં કહેલું છે ).

અહિં કોઈ એવો પ્રશ્ન ઉઠાવે છે કે

ક્ષાયોપશમિક સમ્યક્ત્વ જ્યારે તત્વશ્રદ્ધાને ઉત્પન્ન કરનારૂં છે ત્યારે ક્ષાયિક સમ્યકત્વને એ આવરે છે કેમ ? ૬૪૧.

જો એમ કહેશો કે એ એક જાતનું મિથ્યાત્વ હોવાથી એને આવરે છે–તો એનાથી આત્મધર્મરૂપ તત્વ–શ્રદ્ધા કેમ પ્રકટ થાય છે ? ૬૪૨.

अत्रोच्यते—यथा श्लक्ष्णाभ्रकान्तःस्था दीपादेर्द्योतते द्युतिः ।
तस्मिन् दूरीकृते सर्वात्मना संजृम्भतेऽधिकम् ॥ ६४३ ॥

यथा वा मलिनं वस्त्रं भवत्यावारकं मणेः ।
निर्णिज्योज्ज्वलिते तस्मिन् भाति काचन तत्प्रभा ॥ ६४४ ॥

मूलाद्दूरीकृते चास्मिन् सा स्फुटा स्यात्स्वरूपतः ।
मिथ्यात्वपुद्गलेष्वेवं रसापवर्त्तनादिभिः ॥ ६४५ ॥

क्षायोपशमिकत्वं द्राक् प्राप्तेषु प्रकटीभवेत् ।
आत्मधर्मात्मकं तत्त्वश्रद्धानं किंचिदस्फुटम् ॥ ६४६ ॥ युग्मम् ॥

क्षायोपशमिके क्षीणे स्फुटं सर्वात्मना भवेत् ।
आत्मस्वरूपं सम्यक्त्वं तच्च क्षायिकमुच्यते ॥ ६४७ ॥

एवं च तत्त्वश्रद्धानजनकसम्यक्त्वपुद्गलक्षये ।
कथं श्रद्धा भवेत्तत्त्वे शंकैषापि निराकृता ॥ ६४८ ॥

तथाहुर्भाष्यकारः—

सो तस्स विसुद्धयरा जायइ सम्मत्तपोग्गलक्खयओ ।
दिट्ठिव्वसण्हसुद्धस्स पडलविगमे मणूसस्स ॥ ६४९ ॥

એ પ્રશ્નનું સમાધાન આવી રીતે—

જેવી રીતે એકદમ સૂક્ષ્મ અબરખની અંદર રહેલા દીપકની કાન્તિ ઝળકે છે અને અબરખ દૂર કર્યાથી વળી વિશેષ ઝળકે છે; અથવા જેમ મલિન વસ્ત્ર મણિને આવરે છે, ઉજ્વળ વસ્ત્રમાંથી એની કાન્તિ કંઇક ચળકી ઉઠે છે અને વસ્ત્ર બીલકુલ લઈ લેવાથી એની સ્વરૂપવાન કાન્તિ પૂર્ણપણે પ્રકટ થાય છે—એવી જ રીતે 'રસ'ના અપવર્તન આદિથી મિથ્યાત્વના પુદ્ગલો ક્ષાયોપશમિકપણાને તુરત પ્રાપ્ત થતા હોવાથી કંઇક અસ્ફુટ આત્મધર્મરૂપ શ્રદ્ધા પ્રકટ થાય છે. ૬૪૩–૬૪૬.

'ક્ષાયોપશમિક' પણ જ્યારે ક્ષીણ થાય છે ત્યારે આત્મસ્વરૂપ પૂર્ણ સ્ફુટ થાય છે એ ક્ષાયિક સમ્યક્ત્વ કહેવાય. ૬૪૭.

અને એવી રીતે તત્વને વિષે શ્રદ્ધા ઉત્પન્ન કરનારા સમ્યક્ત્વના પુદ્ગળોનો ક્ષય થયે 'તત્વને વિષે કેવી રીતે શ્રદ્ધા થાય' એ શંકાનું પણ નિરાકરણ થઇ ગયું. ૬૪૮.

ભાષ્યકાર પણ કહે છે કે

"પડળ નીકળી જવાથી જેમ મનુષ્યની દૃષ્ટિ વિશુદ્ધ થાય છે તેમ સમ્યક્ત્વના પુદ્ગળોના ક્ષયથી સમ્યક્ત્વ અત્યન્ત શુદ્ધ પ્રાપ્ત થાય છે." ૬૪૯.

इदं कर्मग्रन्थमतम् ॥

सिद्धान्त मते पुनः

अपूर्वकरणेनैव मिथ्यात्वं कुरुते त्रिधा ॥

सम्यक्त्वावारकरसं क्षपयित्वा विशोधिताः ।
मिथ्यात्वपुद्गलास्ते स्युः सम्यक्त्वमुपचारतः ॥ ६५० ॥

अर्धशुद्धा अशुद्धाश्च मिश्रमिथ्यात्वसंज्ञकाः ।
एवं कोद्रवदृष्टान्तात् त्रिषु पुंजेषु सत्स्वपि ॥ ६५१ ॥

यदानिवृत्तिकरणात् सम्यक्त्वमेव गच्छति ।
मिश्रमिथ्यात्वपुंजौ तु तदा जीवो न गच्छति ॥६५२॥ विशेषकम् ॥

पुनः पतितसम्यक्त्वो यदा सम्यक्त्वमश्नुते ।
तदाप्यपूर्वकरणेनैव पुंजत्रयं सृजन् ॥ ६५३ ॥

करणेनानिवृत्ताख्येनैव प्राप्नोति पूर्ववत् ।
नन्वत्रापूर्वकरणे प्राग्लब्धेऽन्वर्थता कथम् ॥ ६५४ ॥ युग्मम् ॥

---

એ કર્મગ્રંથનો અભિપ્રાય છે.

સિદ્ધાન્ત પ્રમાણે તો

' અપૂર્વકરણ ' થી જ ત્રણ પ્રકારનું મિથ્યાત્વ થાય છે.

સમ્યકત્વને આવરનારા રસને ખપાવી નાખી શુદ્ધ થયેલા મિથ્યાત્વના પુદ્ગળોને અહિં ' ઉપચાર ' થી સમ્યકત્વના પુદ્ગલો કહ્યા છે. ૬૫૦.

વળી એવાજ અર્ધશુદ્ધ થયેલાને ' મિશ્ર ' અને તદ્દન અશુદ્ધ રહેલાને ' મિથ્યાત્વ ' નામથી ઓળખાવ્યા છે.

એ રીતે કોદરાના દૃષ્ટાન્તની પ્રમાણે અહિં શુદ્ધ, અર્ધશુદ્ધ અને અશુદ્ધ-એમ ત્રણ પ્રકાર થયા. ૬૫૧.

જ્યારે ' અનિવૃત્તિકરણ ' થી જીવ સમ્યકત્વ પામે છે ત્યારે એ મિશ્ર અને મિથ્યાત્વ-એ બે પ્રકારને પામતો નથી. ૬૫૨.

વળી એકવાર સમ્યકત્વનો ભ્રંશ થયા પછી પુનઃ એની પ્રાપ્તિ થાય છે ત્યારે પણ જીવ ' અપૂર્વકરણ ' થીજ ત્રણ પુંજ ( ઢગલા-પ્રકાર ) નીપજાવતો, ' અનિવૃત્ત ' કરણવડેજ પૂર્વવત એ સમ્યકત્વ પ્રાપ્ત કરે છે. ૬૫૩-૫૪.

અહિં એવી શંકા ઉઠાવાય કે ' અપૂર્વકરણ ' તો પૂર્વે થયેલું હતું ત્યારે આ બીજા અપૂર્વકરણનું શું સાર્થક ? ૬૫૪.

अत्रोच्यते- अपूर्ववदपूर्वं स्यात् स्तोकवारोपलम्भतः । ।
अपूर्वत्वव्यपदेशो भवेल्लोकेऽपि दुर्लभे ॥ ६५५ ॥

इदमर्थतो विशेषावश्यकवृत्तौ ॥

सम्यग्दृष्टिव्यपदेशनिबन्धनमितीरितम् ।
सम्यक्त्वं त्रिविधं शुद्धश्रद्धारूपं मनीषिभिः ॥ ६५६ ॥
यदि वैकद्वित्रिचतुःपंचभेदं भवेदिदम् ।
जिनोक्ततत्त्वश्रद्धानरूपमेकविधं भवेत् ॥ ६५७ ॥
द्विधा नैसर्गिकं चौपदेशिकं चेति भेदतः ।
भवेन्नैश्चयिकं व्यावहारिकं चेति वा द्विधा ॥ ६५८ ॥
द्रव्यतो भावतश्चेति द्विधा वा परिकीर्तितम् ।
तत्र नैसर्गिकं स्वाभाविकमन्यद्गुरोर्गिरा ॥ ६५९ ॥
यथा पथश्च्युतः कश्चिदुपदेशं विना भ्रमन् ।
मार्गं प्राप्नोति कश्चित्तु मार्गविज्ञोपदेशतः ॥ ६६० ॥

એ શંકાનું નિવારણ:—

અપૂર્વકરણ અલ્પસમય મળતું હોવાથી, એ 'અપૂર્વ' કહેવાય છે; આ જગતમાં દુર્લભ વસ્તુ 'અપૂર્વ' એ નામથી ઓળખાય છે એમ. ૬૫૫.

એવો ભાવાર્થ વિશેષાવશ્યક સૂત્રની વૃત્તિમાં કહ્યો છે.

એવી રીતે સમ્યકદષ્ટિના નામના નિબન્ધનરૂપ, અને શુદ્ધ શ્રદ્ધારૂપ, એવા સમ્યકત્વના ત્રણ પ્રકાર થયા. ૬૫૬.

અથવા તો સમ્યકત્વ એક પ્રકારનું, બે પ્રકારનું, ત્રણ પ્રકારનું, ચાર પ્રકારનું અને પાંચ પ્રકારનું પણ છે. ૬૫૭.

( ૧ ) જિનપ્રભુએ કહેલાં તત્વોપર શ્રદ્ધા કરવી તે રૂપ એક પ્રકારનું.

( ૨ ) નૈસર્ગિક અને ઉપદેશક-એમ બે પ્રકારનું. અથવા નૈશ્ચયિક અને વ્યવહારિક-એમ બે પ્રકારનું. અથવા દ્રવ્યથી અને ભાવથી-એમ પણ બે પ્રકારનું. ૬૫૭-૫૮-૫૯.

નૈસર્ગિક એટલે સ્વાભાવિક. ઉપદેશિક એટલે ગુરૂના ઉપદેશથી થયેલું.

એ બે પ્રકાર યથાર્થ સમજાવવા માટે કેટલાક દષ્ટાન્ત આપે છે:—

જેમ માર્ગમાં ભૂલો પડેલો કોઇ માણસ ભમતાં ભમતાં પોતાની મેળે જ માર્ગે ચડી

यथा वा कोद्रवाः केचित्स्युः कालपरिपाकतः ।
स्वयं निर्मदनाः केचित् गोमयादिप्रयत्नतः ॥ ६६१ ॥

कश्चिज्ज्वरो यथा दोषपरिपाकाद् व्रजेत् स्वयम् ।
कश्चित्पुनर्भेषजादिप्रयत्नेनोपशाम्यति ॥ ६६२ ॥

स्वभावाद्यथोपायाद्यथा शुद्धं भवेत्पयः ।
यथोज्ज्वलं स्याद्वस्त्रं वा स्वभावाद्यत्नतोऽपि वा ॥ ६६३ ॥

सम्यक्त्वमेवं केषांचिदङ्गिनां स्यान्निसर्गतः ।
गुरूणामुपदेशेन केषांचित्तु भवेदिदम् ॥ ६६४ ॥

नैश्चयिकं सम्यक्त्वं ज्ञानादिमयात्मशुद्धपरिणामः ॥
स्याद्व्यावहारिकं तद्धेतुसमुत्थं च सम्यक्त्वम् ॥ ६६५ ॥

जिनवचनं तत्त्वमिति श्रद्दधतोऽकलयतश्च परमार्थम् ।
तद्द्रव्यतो भवेद्भावतस्तु परमार्थविज्ञस्य ॥ ६६६ ॥

क्षायोपशमिकमुत पौद्गलिकतया द्रव्यतस्तदुपदिष्टम् ।
आत्मपरिणामरूपे च भावतः क्षायिकोपशमिके ते ॥ ६६७ ॥

---

જાય છે, અને કોઈ ભોમીઆના બતાવ્યાથી માર્ગે ચઢી જાય છે; અથવા કોદરામાં કેટલાકના કાળના પરિપાકથી ફોતરાં નીકળી જાય છે અને કેટલાકના ગોમય-છાણા આદિના પ્રયોગથી ફોતરાં કાઢવામાં આવે છે; અથવા કોઇ પ્રકારનો તાવ દોષોના પરિપાકથી પોતાની મેળે ઉતરી જાય છે અને કોઇ ઔષધી આદિના પ્રયોગથી જાય છે; અથવા જળ ક્યાંક સ્વભાવથી, કુદ્રતી રીતે શુદ્ધ થાય છે અને ક્યાંક ઉપાય કર્યે શુદ્ધ થાય છે; અથવા વસ્ત્રમાં પણ કોઇ સ્વભાવથી અને કોઈ પ્રયોગથી ઉજ્વળ થાય છે-તેમ સમ્યકત્વ પણ કેટલાક જીવોને સ્વભાવથી થાય છે અને કેટલાકને ગુરૂના ઉપદેશથી થાય છે. ૬૬૦-૬૬૪.

આત્માનો જ્ઞાનાદિમય શુદ્ધ પરિણામ-એ નૈશ્ચયિક સમ્યકત્વ; અને એના હેતુથી ઉત્પન્ન થયેલું-એ વ્યાવહારિક સમ્યકત્વ કહેવાય છે. ૬૬૫.

અમુક વાત જીનેશ્વરે કહી છે માટે સત્ય છે એમ માને, પણ પરમાર્થ જાણે નહિ-એવા માણસોનું સમ્યકત્વ 'દ્રવ્યથી' કહેવાય; અને પરમાર્થને જાણે એવાનું સમ્યકત્વ 'ભાવથી' કહેવાય. ૬૬૬.

વળી 'ક્ષાયોપશમિક' સમ્યકત્વ પુદ્ગલિક હોવાથી 'દ્રવ્ય સમ્યકત્વ' કહેવાય, અને 'ક્ષાયિક' તથા 'ઉપશમિક' બેઉ આત્મપરિણામરૂપ હોવાથી 'ભાવસમ્યકત્વ' કહેવાય. ૬૬૭

कारकरोचकदीपकभेदादेतत् त्रिधाथवा त्रिविधम् ।
स्यात्तं क्षायोपशमिकमुपशमजं क्षायिकं चेति । ॥ ६६८ ॥
जिनप्रणीताचारस्य करणे कारकं भवेत् ।
रुचिमात्रकरं तस्य रोचकं परिकीर्तितम् ॥ ६६९ ॥
स्वयं मिथ्यादृष्टिरपि परस्य देशनादिभिः ।
यः सम्यक्त्वं दीपयति सम्यक्त्वं तस्य दीपकम् ॥ ६७० ॥
क्षायोपशमिकादीनां स्वरूपं तूदितं पुरा ।
सास्वादनयुते तस्मिन्त्रये तत्स्याच्चतुर्विधम् ॥ ६७१ ॥
वेदकेनान्विते तस्मिंश्चतुष्के पंचधापि तत् ।
सास्वादनं च स्यादौपशमिकं वमतोऽङ्गिनः ॥ ६७२ ॥
त्रयाणामुक्तपुंजानां मध्ये प्रक्षीणयोर्द्वयोः ।
शुद्धस्य पुंजस्यान्त्याणुवेदने वेदकं भवेत् ॥ ६७३ ॥

---

( ૩ ) કારક, રોચક અને દીપક—એમ ત્રણ પ્રકારનું; અથવા ક્ષાયોપશમિક, ઉપશમિક અને ક્ષાયિક—એમ ત્રણ પ્રકારનું. ૬૬૮.

જિનપ્રભુએ ઉપદેશ્યા પ્રમાણે આચરણ—વર્તન રાખે એવાનું સમકિત 'કારક' કહેવાય; એવા આચાર પ્રત્યે ફક્ત રૂચિજ હોય એવાનું સમકિત 'રોચક' કહેવાય; અને પોતે મિથ્યાદૃષ્ટિ છતાં બીજાઓને ઉપદેશ આદિ આપીને નિજ સમકિતને દીપાવે એવાનું સમકિત 'દીપક' કહેવાય. ૬૬૯—૬૭૦

( ૪ ) 'ક્ષાયોપશમિક' આદિ ત્રણ પ્રકારનાનું સ્વરૂપ અગાઉ કહેવાઇ ગયું છે—એ ત્રણ પ્રકારમાં એક ચોથો 'સાસ્વાદન' પ્રકાર ભેળવવાથી ( સમ્યક્ત્વ ) ચાર પ્રકારનું કહેવાય. ૬૭૧.

( ૫ ) એ ચારમાં વળી એક પાંચમો 'વેદક' પ્રકાર ભેળવતાં ( સમકિત ) પાંચ પ્રકારનું ( થાય ) ૬૭૨.

પ્રાણી ઉપશમ સમકીતને વમે ત્યારે એને સાસ્વાદન સમકીત થયું કહેવાય.

ઉપર શુદ્ધ, અર્ધશુદ્ધ અને અશુદ્ધ—એમ ત્રણ પુંજ ( ઢગલા ) કહ્યા એમાંથી બે પુંજ ક્ષીણ થયે, શુદ્ધ પુંજનો છેવટનો પરમાણુ વેદતાં પ્રાણીને 'વેદક' સમકીત થાય. ૬૭૩.

હવે તે તે પ્રકારના સમકીતની સ્થિતિ વિષે.

षट्षष्टिः साधिकाब्धीनां क्षायोपशमिकस्थितिः ।
उत्कृष्टा सा जघन्या चान्तर्मुहूर्त्तमिता मता ॥ ६७४ ॥
ज्येष्ठान्या चौपशमिकस्थितिरान्तर्मुहूर्त्तिकी ।
क्षायिकस्य स्थितिः सादिरनन्ता वस्तुतः स्मृता ॥ ६७५ ॥
साधिकाः स्युर्भवस्थत्वे सा त्रय[illegible]ब्धयः ।
उत्कर्षतो जघन्या च सा स्यादान्तर्मुहूर्त्तिकी ॥ ६७६ ॥
सास्वादनस्यावल्यः षट् ज्येष्ठा लघ्वी क्षणात्मिका ।
एकः क्षणो वेदकस्योत्कर्षाज्जघन्यतोऽपि च ॥ ६७७ ॥
उत्कर्षादौपशमिकं सास्वादनं च पंचशः ।
वेदकं [illegible] चैकवारं जीवस्य सम्भवेत् ॥ ६७८ ॥
वारान् भवत्यसंख्येयान् क्षायोपशमिकं पुनः ।
अथैतेषां गुणस्थाननियमः प्रतिपाद्यते ॥ ६७९ ॥
सास्वादनं स्यात्सम्यक्त्वं गुणस्थाने द्वितीयके ।
तुर्यादिषु चतुर्थेषु क्षायोपशमिकं भवेत् ॥ ६८० ॥

ક્ષાયોપશમ સમકીતની ઉત્કૃષ્ટ સ્થિતિ છાસઠ સાગરોપમથી કંઇક વિશેષ છે અને જઘન્ય અન્તર્મુહૂર્તની કહેલી છે. ૬૭૪.

ઉપશમ સમકીતની સ્થિતિ, ઉત્કૃષ્ટ કે જઘન્ય બેઉ અન્તર્મુહૂર્તની છે; ક્ષાયિક સમકીતની મુખ્યત્વે કરીને સાદિઅનન્ત છે. ૬૭૫.

ભવસ્થપણામાં એની સ્થિતિ ઉત્કૃષ્ટતઃ તેત્રીશ સાગરોપમથી અધિક છે, અને જઘન્યપણે અન્તર્મુહૂર્તની છે. ૬૭૬.

સાસ્વાદન સમકીતની ઉત્કૃષ્ટ સ્થિતિ છ આવળીની છે, અને જઘન્ય એક સમયની છે. વેદસમકીતની ઉત્કૃષ્ટ અને જઘન્ય બેઉ સ્થિતિ એક એક ક્ષણની છે. ૬૭૭.

જીવને ઉપશમ અને સાસ્વાદન સમકીત ઉત્કૃષ્ટતઃ પાંચ વાર થાય; વેદક એક જ વાર થાય; અને ક્ષાયોપશમ અસંખ્ય વાર થાય. ૬૭૮–૭૯.

હવે એમના ગુણસ્થાનોના નિયમ વિષે.

સાસ્વાદન સમકીત બીજે ગુણસ્થાને હોય; ક્ષાયોપશમિક ચોથે, આઠમે અને બારમે

अष्टासु तुर्यादिष्वौपशमिकं परिकीर्तितम् ।
तुर्यादिष्वेकादशसु सम्यक्त्वं क्षायिकं भवेत् ॥ ६८१ ॥
तुर्यादिषु चतुर्ष्वेषु वेदकं कीर्त्तितं जिनैः ।
गुणस्थानप्रकरणाद्विशेषः शेष उह्यताम् ॥ ६८२ ॥
सम्यक्त्वं लभते जीवो यावत्यां कर्मणां स्थितौ ।
क्षपितायां ततः पल्यपृथक्त्वप्रमितस्थितौ ॥ ६८३ ॥
लभेत देशविरतिं क्षपितेषु ततोऽपि च ।
संख्येयेषु सागरेषु चारित्रं लभतेऽसुमान् ॥ ६८४ ॥ युग्मम् ॥
एवं चोपशमश्रेणिं क्षपकश्रेणिमप्यथ ।
क्रमात्संख्येयपाथोधिस्थितिह्रासादवाप्नुयात् ॥ ६८५ ॥
एतानभ्रष्टसम्यक्त्वोऽन्यान्यदेवनृजन्मसु ।
लभेतान्यतरश्रेणिवर्जान् कोऽप्येकजन्मनि ॥ ६८६ ॥

श्रेणिद्वयं चैकभवे सिद्धान्ताभिप्रायेण न स्यादेव ॥ आहुश्च

सम्मत्तंमि उ लद्धे पलिअपुहत्तेण सावओ हुज्जा ।
चरणोवसमखयाणं सागरसंखंतरा हुंति ॥ १ ॥

---

ગુણસ્થાને હોય. ચોથાથી અગ્યારમા સુધી ઉપશમ સમકીત, અને ચોથાથી ચૌદમા સુધી ક્ષાયિક સમકીત હોય. ચોથાથી સાતમા સુધી વળી વેદસમકીત હોય. ૬૮૦–૮૨.

એ સંબંધી વિશેષ વિવરણ ' ગુણસ્થાનક પ્રકરણ ' માંથી જાણી લેવું.

હવે,

કર્મોની જેટલી સ્થિતિ ખપ્યા પછી પ્રાણી સમકીત પામ્યો હોય તેમાંથી પૃથક્ત્વ પલ્યોપમ જેટલી સ્થિતિ ઓછી થયે તે ' દેશવિરતિ ' (શ્રાવકપણું) પામે છે. અને તેમાંથી પણ સંખ્યાત સાગરોપમ ઓછા થયે, સર્વવિરતિ અર્થાત્ ચારિત્ર પામે છે. ૬૮૩–૬૮૪.

એમાંથી પણ સંખ્યાત સાગરોપમ જેટલી સ્થિતિ ઓછી થયે, પ્રાણી અનુક્રમે ઉપશમશ્રેણિએ અને ક્ષપકશ્રેણિએ પહોંચે છે. જે પ્રાણીનું સમકીત ભ્રષ્ટ ન થયું હોય તે ( પ્રાણી ), અન્ય અન્ય–દેવ અને મનુષ્યના ભવોમાં, એક ભવમાં બેમાંથી એક શ્રેણિએ પહોચે છે–બેમાંથી એક શ્રેણિ પામે છે. કારણ કે સિદ્ધાન્તને મતે એકભવમાં બે શ્રેણિ થાય નહિં. ૬૮૫–૬૮૬.

એના સંબંધમાં એવું વચન છે કે, સમકીત પામ્યા પછી પૃથક્ત્વપલ્યોપમ જેટલી સ્થિતિ

एवं अप्परिवडिए सम्मत्ते देवमणुअजम्मेसु ।
अन्नयरसेढिवज्जं एगभवेणं च सव्वाइं ॥ ६८७ ॥

इति महाभास्यसूत्रवृत्त्यादिषु ॥

सम्यक्त्वं च श्रुतं चेति देशतः सर्वतोऽपि च ।
विरती इति निर्दिष्टं सामायिकचतुष्टयम् ॥ १ ॥
चारित्रस्याष्ट समयान् प्रतिपत्तिर्निरन्तरम् ।
शेषत्रयस्य चावल्यसंख्येयांशमितान् क्षणान् ॥ २ ॥
उत्कर्षेण प्रतिपत्तिकाल एष निरन्तरः ।
जघन्यतो द्वौ समयौ चतुर्णामपि कीर्तितः ॥ ३ ॥
द्वादशपंचदशाहोरात्रास्तृतीयतुर्ययोः ।
आद्ययोः सप्त विरहो ज्येष्ठोऽन्यश्च क्षणत्रयम् ॥ ४ ॥
सम्यक्त्वं देशविरतिं चाप्नोत्युत्कर्षतोऽसुमान् ।
क्षेत्रपल्योपमासंख्यभागक्षणमितान् भवान् ॥ ५ ॥

ઓછી થયે, પ્રાણી, શ્રાવક એટલે દેશવિરતિ થાય; અને તેમાંથી, ચારિત્ર, ઉપશમશ્રેણિ અને ક્ષપક-શ્રેણિ—એ પ્રત્યેક, અનુક્રમે સંખ્યાત સાગરોપમ જેટલી સ્થિતિ ઓછી થયે, પ્રાપ્ત થાય છે. (૧).

એવી રીતે દેવ અને મનુષ્યના ભવોમાં, સમ્યક્ત્વથી જીવ ભ્રષ્ટ ન થયો હોય તો, એમાંથી એક શ્રેણિ વિના, એક ભવમાં, સર્વ પામે છે. ૬૮૭.

એવી રીતનો મહાભાષ્યસૂત્રની વૃત્તિ વગેરેમાં ઉલ્લેખ છે.

હવે સમ્યક્ત્વસામાયિક વિષે કંઇક:—

સમ્યક્ત્વ સામાયિક, શ્રુત સામાયિક, દેશવિરતિ સામાયિક અને સર્વવિરતિ સામાયિક—આ પ્રમાણે સામાયિકના ચાર ભેદ કહ્યા છે. ( ૧ ).

ચારિત્ર એટલે સર્વ વિરતિ સામાયિકનો નિરન્તર પ્રતિપત્તિકાળ આઠ સમયનો છે. શેષ ત્રણ સામાયિકનો, એક આવળીનો અસંખ્યાતમો ભાગ છે. એ કાળ ઉત્કૃષ્ટપણે જાણવો. જઘન્યપણે તો ચારે સામાયિકોનો ( પ્રતિપત્તિકાળ ) બે સમયોનો કહ્યો છે. ( ૨–૩ ).

ત્રીજા અને ચોથા સામાયિકનો વિરહકાળ ઉત્કૃષ્ટપણે બાર અને પંદર અહોરાત્રીનો છે; અને પહેલા બે સામાયિકનો સાત અહોરાત્રી છે. જઘન્ય ત્રણ સમયોનો છે. ( ૪ ).

પ્રાણી, ઉત્કૃષ્ટપણે સમ્યક્ત્વ સામાયિક અને દેશવિરતિ સામાયિક ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમય જેટલા ભવસુધી પ્રાપ્ત કરે છે, સર્વવિરતિસામાયિક એટલે ચારિત્ર

चारित्रं च भवानष्टौ श्रुतसामायिकं पुनः ।
भवानन्तान् सर्वाणि भवमेकं जघन्यतः ॥ ६ ॥

आकर्षाणां खलु शतपृथक्त्वं सर्वसंवरे ।
स्यात्सहस्रपृथक्त्वं च त्रयाणामेकजन्मनि ॥ ७ ॥

नानाभवेषु चाकर्षा असंख्येयाः सहस्रकाः ।
आद्यत्रये तुरीये च स्यात्सहस्रपृथक्त्वकम् ॥ ८ ॥

यत् त्रयाणां प्रतिभवं स्युः सहस्रपृथक्त्वकम् ।
असंख्येया भवाश्चेति युक्तास्तेऽमी यथोदिताः ॥ ९ ॥

चारित्रे यत्प्रतिभवं तेषां शतपृथक्त्वकम् ।
भवाश्चाष्टौ ततो युक्तं तत्सहस्रपृथक्त्वकम् ॥ १० ॥

आकर्षः प्रथमतया ग्रहणं मुक्तस्य वा ग्रहणम् इति । इदमर्थतः आवश्यकसूत्रवृत्त्यादिषु ॥

मिथ्यादृष्टिर्विपर्यस्ता जिनोक्ताद्वस्तुतत्वतः ।
सा स्यान्मिथ्यात्विनां तच्च मिथ्यात्वं पंचधा मतम् ॥ ६८८ ॥

આઠભવ સુધી પ્રાપ્ત કરે છે, અને શ્રુતસામાયિક અનન્ત ભવ સુધી પ્રાપ્ત કરે છે; જ્યારે જઘન્યપણે સર્વ સામાયિકો એક જ ભવમાં પ્રાપ્ત કરે છે. ( ૫-૬ ).

એક ભવમાં, સર્વ સંવરને વિષે એટલે સર્વવિરતિ સામાયિકને વિષે બસોથી નવસો સુધી ' આકર્ષ ' હોય છે, શેષ ત્રણ સામાયિકોને વિષે બે હજારથી નવ હજાર સુધી હોય છે. (૭.)

અનેક નાના-વિધ ભવોમાં પ્રથમના ત્રણ સામાયિકોને વિષે અસંખ્ય સહસ્ર આકર્ષો હોય છે અને છેલ્લા એટલે ચોથા સામાયિકમાં બે હજારથી નવ હજાર સુધી હોય છે. કેમકે ત્રણ સામાયિકોને વિષે પ્રત્યેકભવે બે સહસ્રથી નવસહસ્ર સુધી આકર્ષો થાય ત્યારે અસંખ્ય ભવને વિષે અસંખ્ય સહસ્ર કહ્યા એ યુક્તજ છે; અને સર્વવિરતિ સામાયિકને વિષે, પ્રત્યેક ભવમાં બસોથી નવસો સુધી ' આકર્ષ ' કહ્યા છે તે પરથી ' આઠ ' ભવમાં બે હજારથી નવહજારસુધી કહ્યાં એ પણ યુક્તજ છે. ( ૮-૧૦ ).

આકર્ષ=પહેલા ગ્રહણ કરવું તે, અથવા, એકવાર છોડીને પુનઃ ગ્રહણ કરવું તે. ( આ અર્થ આવશ્યકસૂત્રની વૃત્તિ વગેરેમાં કહ્યો છે. )

હવે કંઇક મિથ્યાદૃષ્ટિ વિષે.

જિનપ્રભુએ કહેલ વસ્તુસ્વરૂપથી વિપરીતરીતે વર્તવું એનું નામ મિથ્યાદૃષ્ટિ. આવી દૃષ્ટિ મિથ્યાત્વીઓની હોય. ૬૮૮.

आभिग्रहिकमाद्यं स्यादनाभिग्रहिकं परम् ।
तृतीयं किल मिथ्यात्वमुक्तमाभिनिवेशिकम् ॥ ६८९ ॥
तुर्यं सांशयिकाख्यं स्यादनाभोगिकमन्तिमम् ।
अभिग्रहेण निर्वृत्तं तत्राभिग्रहिकं स्मृतम् ॥ ६९० ॥
नानाकुदर्शनेष्वेकमस्मात्प्राणी कुदर्शनम् ।
इदमेव शुभं नान्यदित्येवं प्रतिपद्यते ॥ ६९१ ॥
मन्यतेऽङ्गी दर्शनानि यद्वशादखिलान्यपि ।
शुभानि माध्यस्थ्यहेतुरनाभिग्रहिकं हि तत् ॥ ६९२ ॥
यतो गोष्टामाहिलादिवदात्मीयकुदर्शने ।
भवत्यभिनिवेशस्तं प्रोक्तमाभिनिवेशिकम् ॥ ६९३ ॥
यतो जिनप्रणीतेषु देशतः सर्वतोऽपि वा ।
पदार्थेषु संशयः स्यात्तत्सांशयिकमीरितम् ॥ ६९४ ॥
अनाभोगेन निर्वृत्तमनाभोगिकसंज्ञिकम् ।
यत्स्यादेकेन्द्रियादीनां मिथ्यात्वं पंचमं तु तत् ॥ ६९५ ॥

---

એ મિથ્યાદષ્ટિ અથવા મિથ્યાત્વ પાંચ પ્રકારનું છેઃ—

( ૧ ) આભિગ્રહિક, ( ૨ ) અનાભિગ્રહિક, ( ૩ ) આભિનિવેશિક, ( ૪ ) સાંશયિક અને ( ૫ ) અનાભોગિક. ૬૮૯–૯૦.

( ૧ ) અભિગ્રહવડે જે નિર્વૃત્ત થયેલું હોય તે આભિગ્રહિક મિથ્યાત્વ કહેવાય. એ મિથ્યાત્વવાળો પ્રાણી અનેક કુદર્શનોમાંના એક કુદર્શનને, 'એજ સારૂં છે, અન્ય નહિં' એમ ગણીને અંગીકાર કરે છે. ૬૯૧.

( ૨ ) જેને લીધે પ્રાણી સર્વ દર્શનોને સારાં માને છે અને એમ કરીને પોતાનું મધ્યસ્થપણું બતાવે છે, એ અનાભિગ્રહિક મિથ્યાત્વ કહેવાય. ૬૯૨.

( ૩ ) ગોષ્ટામાહિલાદિકની જેમ જેથી પોતાના જ ( કુ ) દર્શનમાં અભિનિવેશ–આસક્તિ થાય તે આભિનિવેશિક મિથ્યાત્વ. ૬૯૩.

( ૪ ) જેને લીધે જિનેશ્વર પ્રણીત તત્વોને વિષે અલ્પ કે પૂર્ણપણે સંશય ઉત્પન્ન થાય એ સાંશયિક મિથ્યાત્વ. ૬૯૪.

( ૫ ) અનાભોગથી એટલે ઉપયોગ વિના થયેલું હોય એનું નામ અનાભોગિક મિથ્યાત્વ. આ મિથ્યાત્વ એકેન્દ્રિય આદિ જીવોને હોય. ૬૯૫.

यस्यां जिनोक्ततत्त्वे न रागो नापि मत्सरः ।
सम्यग्मिथ्यात्वसंज्ञा सा मिश्रदृष्टिः प्रकीर्तिता ॥ ६९६ ॥
धान्येष्विव नरा नालिकेरद्वीपनिवासिनः ।
जिनोक्तेषु मिश्रदृशो न द्विष्टा नापि रागिणः ॥ ६९७ ॥

यदाहुः कर्मग्रन्थकाराः—

जिअअजिअपुणपावासवसंवरबंधमुक्खनिज्जरणा ।
जिणं सद्दहइ तं सम्मं खइगाइबहुभेयं ॥ ६९८ ॥
मीसा न रागदोसो जिणधम्मे अंतमुहुत्तं जहा अन्ने ।
नालीअरदीवमणुणो मिच्छं जिणधम्मविवरीयं ॥ ६९९ ॥

गुणस्थानक्रमारोहे त्वेवमुक्तम्—

ज्यात्यन्तरसमुद्भूतिर्वडवाखरयोर्यथा ।
गुडदध्नोः समायोगे रसभेदान्तरं यथा ॥ १ ॥
तथा धर्मद्वये श्रद्धा जायते समबुद्धितः ।
मिश्रोऽसौ जायते तस्माद्भावो जात्यन्तरात्मकः ॥ २ ॥

વળી જિનોક્ત તત્વોને વિષે રાગ પણ ન હોય તેમ દ્વેષ પણ ન હોય એ ' સમ્યક મિથ્યાત્વ ' નામની મિશ્રદૃષ્ટિ કહેવાય છે. એવી મિશ્રદૃષ્ટિવાળાઓ શ્રી જિનેશ્વરના વચનો પર નથી ધરાવતા રાગ કે નથી રાખતા દ્વેષ; નાળીએરદ્વીપમાં વસનારાઓ જેમ ધાન્યના રાગી કે દ્વેષી નથી હોતા એમ. ૬૯૬–૬૯૭.

એ વિષે ' કર્મગ્રંથ ' ના કર્તાનાં નીચે પ્રમાણે વચનો છે:—

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, બન્ધ, મોક્ષ અને નિર્જરા—એ નવ તત્વો-પર શ્રદ્ધા હોવી એનું નામ ' સમ્યકદૃષ્ટિ '; જેના ' ક્ષાયિક ' વગેરે અન્ય અન્ય પ્રકાર છે. નાળીએરદ્વીપના મનુષ્યોને અન્નપર રાગ કે દ્વેષ હોતો નથી એમ જિનધર્મને વિષે અન્તર્મુહૂર્તપર્યન્ત રાગ પણ ન હોય એમ દ્વેષ પણ ન હોય એનું નામ ' મિશ્રદૃષ્ટિ '. અને જિનધર્મથી વિપરીત વર્ત્તન એ ' મિથ્યાદૃષ્ટિ. ' ૬૯૮–૬૯૯.

' ગુણસ્થાનક ક્રમારોહ ' માં વળી એમ કહ્યું છે કે:—

જેમ વડવા એટલે ઘોડીનો ખર સાથે સંયોગ થવાથી એક અન્ય ત્રીજી જ જાતિની ઉત્પત્તિ થાય છે; તથા ગોળ અને દહીંના સંયોગથી વળી એક અન્ય રસની ઉત્પત્તિ થાય છે—તેમ બે ધર્મ પર સમાન શ્રદ્ધા થવાથી એમાંથી એક અન્ય જાતિરૂપ ' મિશ્રભાવ ' ઉત્પન્ન થાય છે. ( ૧–૨ ).

सम्यग्मिथ्यादृशः स्तोकास्तेभ्योऽनन्तगुणाधिकाः ।
सम्यग्दृशस्ततो मिथ्यादृशोऽनन्तगुणाधिकाः ॥ ७०० ॥

इति दृष्टिः ॥ २५ ॥

मतिश्रुतावधिमनःपर्यायाण्यथ केवलम् ।
ज्ञानानि पंच तत्राद्यमष्टाविंशतिधा स्मृतम् ॥ ७०१ ॥

तथाहि— अवग्रहे [illegible]वायाख्या धारणा चेति तीर्थपैः ।
मतिज्ञानस्य चत्वारो मूलभेदाः प्रकीर्तिताः ॥ ७०२ ॥

शब्दादीनां पदार्थानां प्रथमग्रहणं हि तत् ।
अवग्रहः स्यात्स द्वेधा व्यंजनार्थविभेदतः ॥ ७०३ ॥

व्यज्यते येन सद्भावा दीपेनेव घटादयः ।
व्यंजनं ज्ञानजनकं तच्चोपकरणेन्द्रियम् ॥ ७०४ ॥

[illegible]ब्दादिभावमापन्नो द्रव्यसंघात एव वा ।
व्यज्यते यद् व्यंजनं तदितिव्युत्पत्त्यपेक्षया ॥ ७०५ ॥

ततश्च व्यंजनैर्व्यंजनानां यः सम्बन्धः प्रथमः स हि ।
व्यंजनावग्रहोऽस्पष्टतरावबोधलक्षणः ॥ ७०६ ॥

સમ્યક્‌મિથ્યાદષ્ટિવાળા જીવોની સંખ્યા સૌથી ઓછી છે. સમ્યક્‌દષ્ટિવાળાઓની સંખ્યા એથી અનન્ત ગણી છે. આ કરતાં અનન્ત ગણી વળી મિથ્યાદષ્ટિ જીવોની સંખ્યા છે. ૭૦૦.

આ પ્રમાણે પચવીશમા દ્વાર–દષ્ટિ–નું સ્વરૂપ સંપૂર્ણ.

પાંચ પ્રકારનાં જ્ઞાન છે: ( ૧ ) **મતિજ્ઞાન**, ( ૨ ) **શ્રુતજ્ઞાન**, ( ૩ ) **અવધિજ્ઞાન**, ( ૪ ) **મનઃપર્યવજ્ઞાન**, અને ( ૫ ) **કેવળજ્ઞાન**. ૭૦૧.

એમાં પહેલું જે **મતિજ્ઞાન**–એના અઠ્ઠાવીશ ભેદ છે.

પ્રથમ તો એના ચાર મૂળ ભેદો છે: **અવગ્રહ**, **ઇહા**, **અવાય** અને **ધારણા**. ૭૦૨.

શબ્દાદિ પદાર્થોનું જે પ્રથમ ગ્રહણ–એનું નામ ‘ **અવગ્રહ** ’. આ અવગ્રહ બે જાતનો છે: **વ્યંજનાવગ્રહ** અને **અર્થાવગ્રહ**. ૭૦૩.

દીપક જેમ ઘટાદિને તેમ જે છતા પદાર્થોને પ્રકટ કરે છે એ ‘ **વ્યંજન** ’. ( આ વ્યંજન ઉપકરણેન્દ્રિયની સાથે જોડાઇને જ્ઞાન ઉત્પન્ન કરે છે ). અથવા શબ્દાદિ પુદ્‌ગળોનો જે સમૂહ–એનું નામ ‘ વ્યંજન ’ કેમકે व्यज्यते तद् व्यंजनम्–એવી એની વ્યુત્પત્તિ છે. અને

**अस्य च स्वरूपमेवं तत्वार्थवृत्तौ—**

**यदोपकरणेन्द्रियस्य स्पर्शनादिपुद्गलैः स्पर्शाद्याकारपरिणतैः सम्बन्ध उपजातो भवति तदा किमप्येतदिति गृह्णाति। किन्त्वव्यक्तज्ञानोऽसौ सुप्तमत्तादिसूक्ष्मावबोधसहितपुरुषवदिति। तदा तैः स्पर्शाद्युपकरणेन्द्रियसंश्लिष्टैः या च यावती च विज्ञानशक्तिः आविरस्ति सा एवंविधा ज्ञानशक्तिः अवग्रहाख्या॥ तस्य स्पर्शनाद्युपकरणेन्द्रियसंश्लिष्टस्पर्शाद्याकारपरिणतपुद्गलराशेः व्यंजनाख्यस्य ग्राहिका अवग्रह इति भण्यते॥ तेनैतदुक्तं भवति। स्पर्शनाद्युपकरणेन्द्रियसंश्लिष्टाः स्पर्शाद्याकारपरिणताः पुद्गलाः भण्यन्ते व्यंजनम्। विशिष्टार्थावग्रहकारित्वात्तस्य व्यंजनस्य परिच्छेदको व्यक्तोऽवग्रहो भण्यते अपरोऽपि। तस्मान्मनागुनिश्चिततरः किमप्येतदित्येवंविधसामान्यपरिच्छेदोऽवग्रहो भण्यते। ततः परमीहादयः प्रवर्तन्ते इति॥**

---

એમ હોવાનેલીધે, વ્યંજનોનો વ્યંજનોની સાથેનો પ્રથમ સમ્બન્ધ–એનું નામ '**વ્યંજનાવગ્રહ.**' 'અત્યન્ત અસ્ફુટ જ્ઞાન' એ એનું લક્ષણ–વ્યાખ્યા છે. ૭૦૪–૭૦૬.

એનું સ્વરૂપ 'તત્વાર્થવૃત્તિ' માં આ પ્રમાણે છે—

જ્યારે ઉપકરણ ઇન્દ્રિયનો સ્પર્શાદિ આકાર પામેલા સ્પર્શનઆદિ પુદ્ગલોની સાથે સમ્બન્ધ થાય છે ત્યારે 'આ કંઇક છે' એવું જ્ઞાન થાય છે, પણ એ જ્ઞાન, નિદ્રામાં પડેલા અને મત્ત–પીધેલા પુરૂષને થાય છે એવું સૂક્ષ્મ–અવ્યક્ત થાય છે. સ્પર્શન આદિ પુદ્ગળોનો સ્પર્શ આદિ ઉપકરણ ઇન્દ્રિયોની સાથે આમ સંશ્લેષ થવાથી જે અને જેટલી જ્ઞાનશક્તિ આવિર્ભાવ પામે છે એ જ્ઞાનશક્તિ તે 'અવગ્રહ.' અથવા સ્પર્શ આદિ ઉપકરણ ઇન્દ્રિયોની સાથે સંશ્લેષ થવાથી જેનો સ્પર્શ આદિ આકાર થાય છે એવા વ્યંજન નામના પુદ્ગળસમૂહને ગ્રહણ કરનારી જે શક્તિ એનું નામ અવગ્રહ. ભાવાર્થ એવો છે કે આવી રીતે સ્પર્શન આદિ ઉપકરણ ઇન્દ્રિયોની સાથે સંશ્લિષ્ટ થઇ પરિણામે સ્પર્શ આદિ આકાર પામેલા હોય એવા પુદ્ગળોનું નામ વ્યંજન છે. વળી એક બીજો 'અવગ્રહ' છે, જે એ વ્યંજનનો પરિચ્છેદક છે એટલે એની સવિશેષ ચોક્કસ વ્યાખ્યા–અર્થ સમજાવનારો છે એપરથી વ્યક્ત અવગ્રહ કહેવાય છે. તેપરથી 'આ કંઇક છે' એટલું જ દર્શાવી શકે એવા અલ્પ નિશ્ચયવાળો સામાન્યપણેજ ઓળખાવી શકે એવો છે તે ખાલી અવગ્રહ કહેવાય. આટલા અવગ્રહ પછી જ 'ઇહા' આદિ પ્રવર્તે છે.

रत्नावकारिकायां च अवग्रहलक्षणमेवमुक्तम्—

विषयविषयिसन्निपातानन्तरसमुद्भूतसत्तामात्रगोचरदर्शनात् जातम् आद्यम् अवान्तरसामान्याकारविशिष्टवस्तुग्रहणम् अवग्रह इति ॥ विषयः सामान्यविशेषात्मकः अर्थः । विषयी चक्षुरादिः । तयोः समीचीनः भ्रान्त्याद्यजनकत्वेनानुकूलो निपातः योग्यदेशाद्यवस्थानम् । तस्मादनन्तरं समुद्भूतम् उत्पन्नं यत्सत्तामात्रगोचरं निःशेषविशेषवैमुख्येन सन्मात्रविषयं दर्शनं निराकारो बोधः तस्माज्जातम् आद्यम् सत्त्वसामान्यादवान्तरैः सामान्याकारैः मनुष्यत्वादिभिः जातिविशेषैः विशिष्टस्य वस्तुनः यद्ग्रहणम् ज्ञानम् तद् अवग्रह इति नाम्ना अभिधीयते इति ॥

अत्र च प्राच्यमते दर्शनस्य अवकाशं न पश्यामः । द्वितीयमते च व्यंजनावग्रहावकाशं न पश्यामः ॥ तदत्र तत्त्वं बहुश्रुतेभ्यः अवसेयम् ॥

वक्ष्यमाणो वा महाभाष्याभिमतो व्यंजनावग्रहादीनां दर्शनस्य वा भेदः अनुकरणीयः । इत्यलं प्रसंगेन ॥

---

રત્નાવકારિકામાં ' અવગ્રહ ' નું લક્ષણ નીચે પ્રમાણે કહ્યું છે:—

' વિષય ' અને ' વિષયી ' નો યોગ થયે ઉત્પન્ન થયેલ સત્તામાત્રગોચરદર્શનથી થયેલું, અવાન્તર સામાન્યાકાર વિશિષ્ટ વસ્તુનું પ્રથમ ગ્રહણ તે ' અવગ્રહ. ' અહિં ' વિષય ' એટલે સામાન્યવિશેષાત્મક પદાર્થ; અને વિષયી એટલે ચક્ષુ વગેરે. એ ઉભયનો, લેશમાત્ર પણ સંશય ન રહે એવો અનુકુળ સન્નિપાત એટલે યોગ્ય દેશમાં એકત્ર સ્થાનની પ્રાપ્તિ–ત્યારબાદ ઉત્પન્ન થયેલ સત્તામાત્ર વિચારદર્શન એટલે, સર્વ વિષયોથી પરાઙ્મુખ હોવાથી માત્ર ' સત્તા ' પૂરતું દર્શન એટલે બોધ;–એ બોધથી થયેલ, આદ્ય એટલે પહેલું, સમાનપણાના આકારવાળી મનુષ્યત્વ આદિ જાતિથી વિશિષ્ટ વસ્તુનું ગ્રહણ, એટલે જ્ઞાન–એનું નામ અવગ્રહ.

અહિં પહેલો મત સ્વીકારીએ તો ' દર્શન ' નો અવકાશ દેખાતો નથી; અને બીજો મત અંગીકાર કરીએ તોં વ્યંજનાવગ્રહનો અવકાશ નજરે પડતો નથી. માટે સત્ય શું છે એ બહુશ્રુત–જ્ઞાની પાસેથી સમજી–જાણી લેવું.

અથવા વ્યંજન, અવગ્રહ, દર્શન આદિ વિષે મહાભાષ્યમાં જે મત દર્શાવ્યો છે તે પ્રમાણે માનવું. અહિં તો અમે પ્રસંગને લઇને આટલું કહ્યું છે. ( વિશેષ કંઇ કહેવું નથી ).

आवल्यसंख्येयभागो व्यंजनावग्रहे भवेत्।
कालमानं लघु ज्येष्टमानं प्राणपृथक्त्वकम् ॥ ७०७ ॥
स चतुर्धा श्रोत्रजिव्हाघ्राणस्पर्शनसम्भवः।
अप्राप्यकारिभावात्स्यान्न चक्षुर्मनसोरसौ ॥ ७०८ ॥
शब्दादेर्यः परिच्छेदो मनाक्स्पष्टतरो भवेत्।
किंचिदित्यात्मकः सोऽयमर्थावग्रह उच्यते ॥ ७०९ ॥
कालतोऽर्थावग्रहस्तु स्यादेकसमयात्मकः।
निश्चयाद्व्यवहारात्तु स स्यादान्तर्मुहूर्त्तिकः ॥ ७१० ॥
तस्यैवावगृहीतस्य धर्मान्वेषणरूपिका।
ईहा भवेत्कालमानमस्या अन्तर्मुहूर्त्तकम् ॥ ७११ ॥
अथेहितस्य तस्येदमिदमेवेति निश्चयः।
अवायो मानमस्यापि स्मृतमन्तर्मुहूर्त्तकम् ॥ ७१२ ॥
निर्णीतार्थस्य मनसा धरणं धारणा स्मृता।
कालः संख्य उतासंख्यस्तस्या मानमवस्थितेः ॥ ७१३ ॥

આ ' વ્યંજનાવગ્રહ ' માં જઘન્ય એક ' આવળી ' ના અસંખ્યમા ભાગ જેટલો કાળ થાય, અને ઉત્કૃષ્ટ બેથી નવ પ્રાણ સુધીનો કાળ લાગે. ૭૦૭.

વ્યંજનાવગ્રહ ચાર પ્રકારે થાય છેઃ ( ૧ ) શ્રોત્રથી, ( ૨ ) જિવ્હાથી, ( ૩ ) ઘ્રાણ એટલે નાસિકાથી અને ( ૪ ) સ્પર્શથી. ચક્ષુ કે મનથી નથી થતું કારણ કે બેઉ પ્રાપ્યકારી નથી—અપ્રાપ્યકારી છે. ૭૦૮.

'આ કંઇક છે' એ પ્રકારે શબ્દ વગેરે વધારે સ્પષ્ટતાથી સમજાય એ **'અર્થાવગ્રહ'** કહેવાય છે. એનો કાળ નિશ્ચયનયે એકસમયનો છે, અને વ્યવહારનયે અન્તર્મુહૂર્ત્તનો છે. ૭૦૯—૭૧૦.

એ અવગૃહીત થયું કે તરત જ એના ધર્મની ખોજ કરવી એનું નામ ' **ઈહા.** ' એનું કાળમાન અન્તર્મુહૂર્ત્તનું છે. ૭૧૧.

એ ' ઇહા ' પછી ' આ એજ છે ' એવો નિશ્ચય થાય એનું નામ ' **અવાય.** ' એનું કાળમાન પણ અન્તર્મુહૂર્ત્ત છે. ૭૧૨.

એ પ્રમાણે નિશ્ચિત કરેલા પદાર્થને અન્તઃકરણને વિષે ધારણ કરવો એનું નામ **'ધારણા.**

बाल्ये दृष्टं स्मरत्येव पर्यन्तेऽसंख्यजीविनः ।
ततः स्याद्धारणामानमसंख्यकालसम्मतम् ॥ ७१४ ॥

यथा हि सज्यते पूर्वं श्रोत्रेण शब्दसंहतिः ।
ततश्च किंचिदश्रोषमित्यर्थावग्रहो भवेत् ॥ ७१५ ॥

ततः स्त्र्यादिशब्दनिष्टं माधुर्यादि विचिन्तयेत् ।
इयमीहा ततोऽवायो निश्चयात्मा धृतिस्ततः ॥ ७१६ ॥

एवं गन्धरसस्पर्शेष्वपि भाव्या मनीषिभिः ।
घ्राणजिव्हास्पर्शनानां व्यंजनावग्रहादयः ॥ ७१७ ॥

व्यंजनावग्रहाभावाच्चक्षुर्मानसयोः पुनः ।
चत्वारोऽर्थावग्रहाद्या धारणान्ता भवन्ति हि ॥ ७१८ ॥

यथा प्रथमतो वृक्षे चक्षुर्गोचरमागते ।
किंचिदेतदिति ज्ञानं स्यादर्थावग्रहो ह्ययम् ॥ ७१९ ॥

એનું કાળમાન સંખ્યાત પણ છે, અને અસંખ્યાત પણ છે. કારણ કે અસંખ્ય આયુષ્યવાળાને, બાલ્યાવસ્થામાં જોયેલી વસ્તુ અન્તકાલ પર્યન્ત સ્મૃતિમાં રહે છે માટે ધારણાની સ્થિતિ અસંખ્યકાળ સુધી છે. ૭૧૩–૧૪.

આ બધાનાં દૃષ્ટાન્ત આ પ્રમાણે: કાનવડે શબ્દોનો સમૂહ ગ્રહણ કરાય અને પછી મેં કંઇક સાંભળ્યું એવી રીતનું ભાન થાય એ 'અર્થાવગ્રહ'. ૭૧૫.

પછી સ્ત્રી વગેરેના શબ્દનું અને એમાં રહેલા માધુર્યાદિનું ભાન થાય એ 'ઇહા'. પછી નિશ્ચય થાય એ 'અવાય'. પ્રાન્તે 'ધારણા' થાય. ૭૧૬.

એવી જ રીતે ઘ્રાણ, જીભ્હા અને ત્વચાના પણ, ગન્ધ, રસ અને સ્પર્શને વિષે વ્યંજનાવગ્રહ આદિ ભાવી લેવા. ૭૧૭.

ચક્ષુ અને મનને વ્યંજનાવગ્રહનો અભાવ હોવાથી એમને અર્થાવગ્રહથી માંડીને ધારણાસુધીના ચારવાનાં હોય છે. ૭૧૮.

દૃષ્ટાન્ત આ પ્રમાણે:—

એકાદ કોઇ વૃક્ષ નજરે પડે ત્યારે પ્રથમ, આ કંઈક છે એવું જ્ઞાન થાય છે એનું નામ અર્થાવગ્રહ. ૭૧૯.

ततस्तद्गतधर्माणां समीक्षेहा प्रजायते ।
निश्चयस्तरुरेवायमित्यवायस्ततो भवेत् ॥ ७२० ॥
ततस्तथानिश्चितस्य धारणं धारणा भवेत् ।
भाव्यते मनसोऽप्येवमथार्थावग्रहादयः ॥ ७२१ ॥
यथा हि विस्मृतं वस्तु पूर्वं किंचिदिति स्मरेत् ।
ततश्च तद्गता धर्माः स्मर्यन्ते लीनचेतसा ॥ ७२२ ॥
ततश्च तत्तद्धर्माणां स्मरणात्तद्विनिश्चयः ।
ततः स्मृत्या निश्चितस्य पुनस्तस्यैवधारणम् ॥ ७२३ ॥
अनिन्द्रियमिनित्तं च मतिज्ञानमिदं भवेत् ।
अत एव त्रिधैतत्स्यादाद्यमिन्द्रियहेतुकम् ॥ ७२४ ॥
अनिन्द्रियसमुत्थं चेन्द्रियानिन्द्रियहेतुकम् ।
तत्राद्यमेकाक्षादीनां मनोविरहिणां हि यत् ॥ ७२५ ॥
केवलं हीन्द्रियनिमित्तकमेव भवेदिदम् ।
अभावान्मनसो नास्ति व्यापारोऽत्र मनागपि ॥ ७२६ ॥

પછી એ વૃક્ષના ધર્મોનું ચિન્તવન થાય છે એનું નામ ' ઇહા. ' અને પછી આ વૃક્ષ જ છે એમ નિશ્ચય થાય એ ' અવાય. ' ૭૨૦.

પછી એવી રીતે નિશ્ચિત થયેલાને ધારણ કરી;રાખવું એનું નામ ' ધારણા. '

' મન ' ના અર્થાવગ્રહ વગેરે પણ આ રીતે જ ભાવી લેવા. ૭૨૧.

જેમકે; કોઇ વિસ્મૃત થયેલી વસ્તુ વિષે ' કંઇક હતું ખરૂં ' એમ સ્મરણ થાય છે અને પછી ચિત્તની એકાગ્રતાએ તદ્‌ગત ધર્મોનું સ્મરણ થાય છે. ધર્મોના સ્મરણથી એનો નિશ્ચય થાય છે અને નિશ્ચય થયા પછી એ નિશ્ચય કાયમ થાય છે. ૭૨૨–૭૨૩.

આવા પ્રકારનું જે મતિજ્ઞાન તેને ઇન્દ્રિયો નિમિત્તરૂપ છે જ એમ નથી. તેથી જ તેના ત્રણ પ્રકાર છે. પહેલો પ્રકાર: ઇન્દ્રિયોના હેતુવાળું. બીજો પ્રકાર: ઇન્દ્રિયોના હેતુવિનાનું. ત્રીજું: મિશ્ર. ૭૨૪–૭૨૫.

એ ત્રણ પ્રકારમાંના પહેલા પ્રકારનું મનવિનાના એકેન્દ્રિય વગેરે જીવોને હોય છે કેમકે એઓને ઇન્દ્રિયો જ નિમિત્તરૂપ છે: એમને મનનો અભાવ હોવાથી એનો (મનનો) એમાં લેશ પણ વ્યાપાર નથી. ૭૨૬.

अनिन्द्रियनिमित्तं च स्मृतिज्ञानं निरुपितम् ।
व्यापाराभावतोऽक्षाणां तदक्षनिरपेक्षकम् ॥ ७२७ ॥

ओघज्ञानमविभक्तरूपं यदपि लक्ष्यते ।
वल्ल्यादीनां वृतिनीत्वाद्यभिसर्पणलक्षणम् ॥ ७२८ ॥

तदप्यनिन्द्रियनिमित्तकमेव प्रकीर्त्यते ।
हेतुभावं भजन्तीह नाक्षाणि न मनोऽपि यत् ॥७२९॥ युग्मम् ॥

मत्यज्ञानावरणीयक्षयोपशम एव हि ।
केवलं हेतुतामोघज्ञानेऽस्मिन्नश्नुते च यत् ॥ ७३० ॥

यत्तु जाग्रदवस्थायामुपयुक्तस्य चेतसा ।
स्पर्शादिज्ञानमेतच्चेन्द्रियानिन्द्रियहेतुकम् ॥ ७३१ ॥

इदमर्थतस्तत्वार्थवृत्तौ ॥

अथ प्रकृतम् ।

एवमर्थावग्रहेहे अवायधारणे इह ।
स्युश्चतुर्विंशतिः षड्भिर्हता इन्द्रियमानसैः ॥ ७३२ ॥

व्यंजनावग्रहैः पूर्वोदितैश्चतुर्भिरन्विताः ।
स्युस्तेऽष्टाविंशतिर्भेदा मतिज्ञानस्य निश्चिताः ॥ ७३३ ॥

---

બીજું: ઇન્દ્રિયો જેમાં નિમિત્તરૂપ નથી એવુ–સ્મૃતિજ્ઞાન છે. એમાં ઇન્દ્રિયોના વ્યાપારનો અભાવ હોવાથી એને એની અપેક્ષા નથી. ૭૨૭.

વલ્લી–વેલા આદિને વિષે જોકે વીંટાઈ જવું વગેરે અભિસર્પણ લક્ષણવાળું અને અવિભક્તરૂપવાળું ઓઘજ્ઞાન દેખાય છે તોપણ એમાં કંઈ ઇન્દ્રિયો નિમિત્તરૂપ નથી. એમાં તો ઇન્દ્રિયો કે મન કોઇ પણ હેતુરૂપ નથી. ૭૨૮–૨૯.

આ ઓઘજ્ઞાનમાં તો કેવળ મતિજ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ જ હેતુભૂત છે. ૭૩૦.

ત્રીજું: મિશ્ર. જાગ્રત અવસ્થામાં, ઉપયુક્ત ચિત્તવાળાને જે સ્પર્શ આદિનું જ્ઞાન થાય છે તેમાં ઇન્દ્રિય અને અનિન્દ્રિય બેઉ નિમિત્તરૂપ છે માટે એ મિશ્ર કહેવાય. ૭૩૧.

( ઉપરની સર્વ વાત તત્વાર્થની વૃત્તિમાં કહી છે ).

હવે ચાલતી બાબતપર આવીએ.

અર્થાવગ્રહ, ઇહા, અવાય અને ધારણાને, પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન–એ છએ ગુણ-

भगवतीवृत्तौ तु

षोढा श्रोत्रादिभेदेनावायश्च धारणापि च।
इत्येवं द्वादशविधं मतिज्ञानमुदाहृतम् ॥ ७३४ ॥
द्वादशेहावग्रहयोश्चत्वारो व्यंजनस्य च ।
उक्ता भेदाः षोडशैते दर्शने चक्षुरादिके ॥ ७३५ ॥

यदाह भाष्यकारः—

नाणम् अवायधिइओ दंसणमिट्ठं जहोग्रहेहाओ ॥

नन्वष्टाविंशतिविधं मतिज्ञानं यदागमे ।
जेगीयते तन्न कथमेवमुक्ते विरुध्यते ॥ ७३६ ॥

अत्रोच्यते। मतिज्ञानचक्षुरादिदर्शनानां मिथो भिदम् ।
अविवक्षित्वैव मतिमष्टाविंशतिधा विदुः ॥ ७३७ ॥

किंच। एकैकश्च प्रकारोयं द्वादशधा विभिद्यते ।
ज्ञानस्यास्य ततो भेदाः स्युः षट्त्रिंशं शतत्रयम् ॥ ७३८ ॥

---

વાથી મતિજ્ઞાનના ચોવીશ ભેદો થાય છે; અને એમાં પૂર્વોક્ત વ્યંજનાવગ્રહના ચાર પ્રકાર ઉમેરવાથી **અઠ્ઠાવીશ પ્રકાર** થાય છે. ૭૩૨–૭૩૩.

ભગવતીસૂત્રની વૃત્તિમાં તો,–શ્રોત્ર વગેરે પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન એમ છ લઇને, પ્રત્યેકના 'અવાય' અને 'ધારણા' એમ બે પ્રકાર ગણતાં, બાર ભેદ થયા–એ બારભેદ મતિજ્ઞાનના કહ્યા છે. ૭૩૪.

અને ચક્ષુઆદિ દર્શનના સોળ ભેદ કહ્યા છે: 'ઇહા' અને 'અવગ્રહ' ના થઇને બાર, અને વ્યંજનના ચાર–એમ કુલે સોળ. ૭૩૫.

ભાષ્યકારનું પણ કહેવું છે કે 'અવાય' અને 'ધારણા' એ જ્ઞાન છે અને અવગ્રહ તથા ઇહા–એ દર્શન છે.

અહિં શિષ્ય શંકા ઉપસ્થિત કરે છે કે શાસ્ત્રને વિષે તો મતિજ્ઞાનના અઠ્યાવીશ ભેદ કહ્યા છે અને તમે તો આમ કહો છો, એ તો વિરોધી વાત કહેવાય. ૭૩૬.

એ શંકાનું સમાધાન આ પ્રમાણે—(૧) મતિજ્ઞાન, અને (૨) ચક્ષુઆદિ દર્શન–એ બેઉ વચ્ચે ભેદ નહિં સમજીને જ મતિજ્ઞાન અઠ્યાવીશ પ્રકારનું ગણ્યું છે. ૭૩૭.

વળી આ અઠ્યાવીશ ભેદ કહ્યા તેમના દરેકના બાર બાર ઉપભેદ કહ્યા છે. એ ગણત્રીએ મતિજ્ઞાનના એકંદર **ત્રણસોને છત્રીસ** પ્રકાર પણ કહેવાય. ૭૩૮.

तथोक्तं तत्त्वार्थभाष्ये—

एवमेतन्मतिज्ञानं द्विविधं चतुर्विधं अष्टाविंशतिविधं अष्टषष्ट्युत्तरशतविधं षट्त्रिंशत्त्रिशतविधं च भवति इति ॥

ते चैवम्— बहुबहुविधान्यक्षिप्राक्षिप्राख्यनिश्रिततदन्याः।
संदिग्धासंदिग्धध्रुवाध्रुवाख्या मतेर्भेदाः ॥ ७३९ ॥

तथाहि— आस्फालिते तूर्यवृन्दे कश्चिद्यथैकहेलया।
भेरीशब्दा इयन्तोऽथैतावन्तः शंखनिःस्वनाः ॥ ७४० ॥

इत्थं पृथक्पृथक् गृह्णन् बहुग्राही भवेदथ।
ओघतोऽन्यस्तूर्यशब्दं गृह्णन्नबहुविद्भवेत् ॥ ७४१ ॥ युग्मम् ॥

माधुर्यादिविविधबहुधर्मयुक्तं वेत्ति यः स बहुविधवित्।
अबहुविधवित्तु शब्दं वेत्त्येकद्व्यादिधर्मयुतम् ॥ ७४२ ॥

वेत्ति कश्चिदचिरेण चिरेणान्यो विमृश्य च।
क्षिप्राक्षिप्रग्राहिणौ तौ निर्दिष्टव्यौ यथाक्रमम् ॥ ७४३ ॥

---

તત્વાર્થભાષ્યમાં સુદ્ધાં મતિજ્ઞાન બે પ્રકારનું, ચાર પ્રકારનું, અઠયાવીશ પ્રકારનું, એકસોને અડસઠ પ્રકારનું અને ત્રણસો ને છત્રીસ પ્રકારનું કહ્યું છે.

બાર ઉપભેદ કહ્યા તે આ પ્રમાણે:—

બહુ, બહુવિધ, અબહુ, અબહુવિધ, ક્ષિપ્ર, અક્ષિપ્ર, નિશ્રિત, અનિશ્રિત, સંદિગ્ધ, અસંદિગ્ધ, ધ્રુવ અને અધ્રુવ. ૭૩૯.

દૃષ્ટાન્ત તરીકે—

અનેક વાજિત્રો વાગતાં હોય તે વખતે કોઈ માણસ આટલા 'ભેરી' ના શબ્દો છે અને આટલા 'શંખ' ના શબ્દો છે એમ છુટા છુટા ગ્રહણ કરીને કહે એ 'બહુગ્રાહી' જ્ઞાન કહેવાય. પણ કોઇ એમ ન કરી શકે, પણ એકંદર વાજિત્રનો) શબ્દો ગ્રહણ કરીને એની સંખ્યા કહે એ 'અબહુગ્રાહી' જ્ઞાન. ૭૪૦—૭૪૧.

વળી તે વાજિત્રોના શબ્દોના મધુરતા વગેરે નાનાપ્રકારના અનેક ધર્મોને જાણનાર વ્યક્તિ 'બહુવિધગ્રાહી 'કહેવાય છે. પણ તે શબ્દના અમુક એક કે બેજ ધર્મ જાણનાર 'અબહુવિધગ્રાહી' કહેવાય. ૭૪૨.

એમાં પણ જે વ્યકિત એ સર્વ તુરત જ સમજી જાય એ 'ક્ષિપ્રગ્રાહી' કહેવાય છે અને જે બહુવખત વિચાર કરે ત્યારેજ સમજી શકે છે એ 'અક્ષિપ્રગ્રાહી' કહેવાય છે. ૭૪૩.

लिंगापेक्षं वेत्ति कश्चिद् ध्वजेनैव सुरालयम् ।
स भवेन्निश्रितग्राही परो लिंगानपेक्षया ॥ ७४४ ॥
निःसंशयं यस्तु वेत्ति सोऽसंदिग्धविदाहितः ।
ससंशयं यस्तु वेत्ति संदिग्धग्राहको हि सः ॥ ७४५ ॥
ज्ञाते य एकदा भूयो नोपदेशमपेक्षते ।
ध्रुवग्राही भवेदेष तदन्योऽध्रुवविद् भवेत् ॥ ७४६ ॥
नन्वेकसमयस्थायी प्रोक्तः प्राच्यैरवग्रहः ।
संभवन्ति कथं तत्र प्रकारा बहुतादयः ॥ ७४७ ॥
सत्यमेतन्मतः किन्तु द्विविधोऽवग्रहः श्रुते ।
निश्चयात्क्षणिको व्यावहारिकश्चामितक्षणः ॥ ७४८ ॥
अपेक्ष्यावग्रहं भाव्यास्ततश्च व्यावहारिकम् ।
भेदा यथोक्ता बहुतादयो नैश्चयिके तु न ॥ ७४९ ॥

---

વળી જે વ્યક્તિ ધ્વજ કે એવી કંઇ નિશાની પરથી જ 'આ દેવાલય છે' એમ સમજી શકે એ 'નિશ્રિતગ્રાહી' કહેવાય; અને જે એવી કંઇ પણ નિશાનીવિના એવી વસ્તુ કે સ્થળ ઓળખી કાઢે એ 'અનિશ્રિતગ્રાહી' કહેવાય છે. ૭૪૪.

વળી જે માણસ અમુક વસ્તુને નિઃસંશય એટલે લેશપણ સંદેહ વિના જાણે કે સમજે એ 'અસંદિગ્ધગ્રાહી,' અને જે સસંશય એટલે અચોક્કસપણે (સંદેહ રહે એમ) જાણી શકે એ 'સંદિગ્ધગ્રાહી' કહેવાય છે. ૭૪૫.

અમુક વસ્તુનું એકવાર જ્ઞાન મેળવ્યા પછી એ વિષે ફરીવાર પુછવા કરવાની જેને જરૂર રહેતી નથી એ 'ધ્રુવગ્રાહી' કહેવાય; અને જેને પુનઃ પુનઃ ઉપદેશની જરૂર પડે છે એ 'અધ્રુવગ્રાહી' કહેવાય. ૭૪૬.

અહિં એવો પ્રશ્ન ઉઠાવી શકાય કે પૂર્વપુરૂષોએ આ 'અવગ્રહ' ને 'એકસમયસ્થાયી' કહ્યો છે તો પછી એના 'બહુતા' વગેરે પ્રકારો કેવી રીતે સંભવી શકે ? ૭૪૭.

એ પ્રશ્નનો ઉત્તર આ પ્રમાણેઃ—

તમારો પ્રશ્ન વ્યાજબી છે, પરંતુ એ 'અવગ્રહ', નિશ્ચયનયથી 'એકસમયસ્થાયી' અને વ્યવહારની અપેક્ષાએ 'અનેકસમયસ્થાયી' કહ્યો છે. એમ એના બે ભેદ છે. એટલે બીજા ભેદ પ્રમાણે 'અનેકસમયસ્થાયી' લઇએ એટલે એના 'બહુતા' આદિ પ્રકાર સંભવે. (પહેલા—નિશ્ચયનય—ના ભેદપ્રમાણે તો નજ સંભવે.) ૭૪૮–૭૪૯.

तथोक्तं तत्त्वार्थवृत्तौ—

ननु च अवग्रहः एकसामायिकः शास्त्रे निरूपितः । न च एकस्मिन् समये चैव एकोऽवग्रह एवंविधः युक्तः अल्पकालत्वात् इति ॥ उच्यते । सत्यमेव एतत् । किन्तु अवग्रहः द्विधा नैश्चयिकः व्यावहारिकश्च । तत्र नैश्चयिको नाम सामान्यपरिच्छेदः स च एकसामायिकः शास्त्रेऽभिहितः । ततः नैश्चयिकादनन्तरं ईहा एवमात्मिका प्रवर्तते किमेषः स्पर्शः उत अस्पर्शः इति । ततश्च अनन्तरः अवायः स्पर्शोऽयमिति । अयं च अवायः अवग्रहः इति उपचर्यते ॥ यस्मात् एतेन आगामिनः भेदान् अंगीकृत्य सामान्यं अवच्छिद्यते । यतः पुनः एतस्मात् ईहा प्रवर्त्तिष्यते कस्यायं स्पर्शः ततश्च अवायो भविष्यति अस्यायमिति । अयमपि चावायः पुनः अवग्रहः इति उपचर्यते ॥ अतः अन्तरवर्त्तिनीम् ईहाम् अवायं च आश्रित्य एवं यावत् अस्यान्ते निश्चयः उपजातः भवति ( यत्र अपरं विशेषं न आकांक्षति इत्यर्थः ) अवाय एव भवति न तत्र उपचारः इति । अतः य एष औपचारिकः अवग्रहः तम् अंगीकृत्य बहु अवग्रह्णाति इत्येतदुच्यते । न तु एकसमयवर्तिनं नैश्चयिकं ( अंगीकृत्य ) इति । एवं सर्वत्र औपचारिकाश्रयणात् व्याख्येयमिति ॥

---

એ સંબંધમાં 'તત્વાર્થવૃત્તિ' માં આ પ્રમાણે કહ્યું છે:—

"શાસ્ત્રમાં 'અવગ્રહ' ને 'એકસમયસ્થાયી' કહ્યો છે તો એટલા અલ્પકાળમાં 'બહુતા' આદિ ગુણ એનામાં સંભવવાનું અશક્ય છે" આવો પ્રશ્ન કોઇ વ્યક્તિ ઉઠાવે તો એનો ઉત્તર આ પ્રમાણે:–તમારો પ્રશ્ન વ્યાજબી છે. પરંતુ 'અવગ્રહ' ના બે પ્રકાર છે: (૧) નૈશ્ચયિક અને (૨) વ્યાવહારિક. એમાં નૈશ્ચયિક એટલે સામાન્ય પરિચ્છેદરૂપ; અને તે એક સમયસ્થાયી છે. આ 'નૈશ્ચયિક' ની પછી આ તે સ્પર્શ છે કે અસ્પર્શ છે એવી 'ઇહા' થાય છે. પછી (સંદેહ ટળતાં) આ તો સ્પર્શ જ છે એમ જ્ઞાન થાય એનું નામ 'અવાય.' આ અવાયનું ઉપચારિક નામ જ અવગ્રહ. કેમકે એનાથી, સામાન્યનો પરિચ્છેદ આગામી પ્રકારોને સ્વીકારીને કરાય છે. કેમકે 'સ્પર્શ' ની ખાત્રી થયા પછી આ કોનો સ્પર્શ છે એવું જાણવાની 'ઇહા' થશે. અને પછી જ આ અમુકનો સ્પર્શ છે એવો ચોક્કસ 'અવાય' થશે. આ અવાય પણ ઉપચારથી અવગ્રહ કહેવાય છે. એટલે જ વચ્ચે રહેલ 'ઈહા' અને 'અવાય' ને આશ્રયીને, એવી રીતે અન્તે યાવત્ નિશ્ચય થાય છે અર્થાત્ બીજા વિશેષની જ્યારે આકાંક્ષા રહેતી નથી અને ફક્ત 'અવાય' જ રહે છે ત્યારે ઉપચાર હોતો નથી. આથી કરીને જે આ ઔપચારિક

औत्पत्तिकी वेनयिकी कार्मिकी पारिणामिकी ।
आभिः सहामी भेदाः स्युः चत्वारिंशं शतत्रयम् ॥ ७५० ॥

न दृष्टो न श्रुतश्च प्रागू मनसापि न चिन्तितः ।
यथार्थस्तत्क्षणादेव यथार्थो गृह्यते धिया ॥ ७५१ ॥

लोकद्वयाविरुद्धा सा फलेनाव्यभिचारिणी ।
बुद्धिरौत्पत्तिकी नाम निर्दिष्टा रोहकादिवत् ॥ ७५२ ॥ युग्मम् ॥

गुरूणां विनयात्प्राप्ता फलदात्र परत्र च ।
धर्मार्थकामशास्त्रार्थपटुः वैनयिकी मतिः ॥ ७५३ ॥

निमित्तिकस्य शिष्येण विनीतेन यथोदितः ।
स्थविरायाः घटध्वंसे सद्यः सुतसमागमः ॥ ७५४ ॥

शिल्पमाचार्योपदेशाल्लब्धं स्यात्कर्म च स्वतः ।
नित्यव्यापारश्च शिल्पं कादाचित्कं तु कर्म वा ॥ ७५५ ॥

અવગ્રહ હોય છે તેને સ્વીકારીને ' બહુ અવગ્રહ કરે છે ' એમ કહેવાય છે, એકસમયસ્થાયી નૈશ્ચયિકને આશ્રયીને એમ નથી કહેવાતું. એ પ્રમાણે સર્વત્ર ઉપચારના આશ્રયથી સમજવું.

**ઉત્પત્તિકી, વિનયિકી, કાર્મિકી** અને **પરિણામિકી**—આ ચાર પ્રકાર ભેળવતાં મતિજ્ઞાનના ત્રણુસોને ચાલીશ પ્રકાર થાય છે.[1] ૭૫૦.

પૂર્વે જોયેલ કે સાંભળેલ પણ ન હોય, મનને વિષે ચિંતવેલ પણ ન હોય એવોયે કોઈ પણ પદાર્થ જે ( બુદ્ધિ ) થી એકદમ ગ્રહણ કરી શકાય એવી, ઉભયકલોકને અ-વિરોધી, નિર્ણીત ફળ આપનારી, રોહક વગેરેના જેવી બુદ્ધિ 'ઉત્પત્તિકી' બુદ્ધિ કહેવાય છે. ૭૫૧-૭૫૨.

ગુરૂજનના વિનયથી થયેલી, ઉભયલોકને સફળ કરનારી અને ધર્મ, અર્થ, કામ તથા શાસ્ત્રાર્થને વિષે તીવ્રતાવાળી બુદ્ધિ ' વિનયિકી ' કહેવાય છે. ૭૫૩.

એક સ્થવિર ડોસીનો ઘડો ફુટી ગયો તે પરથી એક નિમિત્તિયાના વિનયવંત શિષ્યે કહેલું કે એને સદ્ય એના પુત્રનો મેળાપ થશે.—એ આ વિનયિકી બુદ્ધિનું દૃષ્ટાન્ત સમજવું. ૭૫૪.

આચાર્યના ઉપદેશથી પ્રાપ્ત થયેલ હોય એ શિલ્પ, અને સ્વતઃ પ્રાપ્ત કરેલ હોય એ કર્મ. અથવા નિત્યનો વ્યાપાર એ શિલ્પ, અને કોઈક જ દિવસે કરીએ એ કર્મ. કર્મને વિષે

---

૧. ૭૩૮ મા શ્લોકમાં ત્રણુસોને છત્રીશ ગણાવ્યા છે એમાં આ ચાર ઉમેરતાં ત્રણુસોને ચાલીશ થાય છે.

या कर्माभिनिवेशोत्थलब्धतत्परमार्थिका ।
कर्माभ्यासविचाराभ्यां विस्तीर्णा तद्यशःफला ॥ ७५६ ॥

तत्तत्कर्मविशेषेसु समर्था कार्मिकी मतिः ।
केषुचिद् दृश्यते सा च चित्रकारादिकारुषु ॥ ७५७ ॥ युग्मम् ॥

दीर्घकालं यः पूर्वापरार्थालोचनादिजः ।
आत्मधर्मः सोऽत्र परिणामस्तत्प्रभवा तु या ॥ ७५८ ॥

अनुमानहेतुमात्रदृष्टान्तैः साध्यसाधिका ।
वयोविपाकेन पुष्टीभूताभ्युदयमोक्षदा ॥ ७५९ ॥

अभयादेरिव ज्ञेया तुर्या सा पारिणामिकी ।
आभ्योऽधिका पंचमी तु नार्हताप्युपलभ्यते ॥ ७६० ॥ विशेषकम् ॥

यद्वा द्वेधैव मतिर्लोके प्रथमा श्रुतनिश्रिता ।
शास्त्रसंस्कृतबुद्धेः सा शास्त्रार्थालोचनोद्भवा ॥ ७६१ ॥

सर्वथा शास्त्रसंस्पर्शाद्रहितस्य तथाविधात् ।
क्षयोपशमतो जाता भवेदश्रुतनिश्रिता ॥ ७६२ ॥

( અમુક કાર્યને વિષે ) અત્યંત ખંત રાખવાથી આવેલી, એના પરમરહસ્યને મેળવી આપનારી, એના અભ્યાસ અને વિચારથી વિસ્તાર પામેલી, એના યશરૂપી ફળવાળી અને એવાં અનેક નાનાવિધ કાર્યો કરવાનું સામર્થ્ય આપનારી બુદ્ધિ ' કાર્મિકી ' બુદ્ધિ કહેવાય છે. અને એ ચિત્રકાર આદિ કારીગરોમાં દેખાય છે. ૭૫૫–૭૫૭.

ચિરકાળપર્યન્ત પદાર્થોનો ઉહાપોહ કરવાથી પરિણમેલા આત્મધર્મથી ઉત્પન્ન થયેલી, ફક્ત અનુમાનહેતુરૂપ દૃષ્ટાન્તોથી જ સાધ્યને સિદ્ધ કરનારી, વયની વૃદ્ધિની સાથે પુષ્ટ થતી, અભ્યુદય થયે મોક્ષ આપનારી, અભયકુમાર વગેરેના જેવી બુદ્ધિ ચોથી 'પરિણામિકી' નામની કહેવાય છે. આથી અધિક (પાંચમી) તીર્થંકર પ્રભુને પણ ઉપલબ્ધ હોતી નથી. ૭૫૮–૭૬૦.

લોકને વિષે માત્ર બે પ્રકારની બુદ્ધિ કહેવાય છે. (૧) શ્રુતનિશ્રિત અને (૨) અ–શ્રુતનિશ્રિત. એમાં પહેલી શાસ્ત્રાર્થ વિચારવાથી ઉત્પન્ન થાય છે, અને તે શાસ્ત્રનો સંસ્કાર પામેલાઓમાં હોય છે. બીજી અ–શ્રુતનિશ્રિત નામની છે એ શાસ્ત્રનો લેશમાત્ર પણ સંસ્કાર જેમનામાં નથી એવાઓની હોય છે અને એ કોઇ એવા પ્રકારના ક્ષયોપશમથી થાય છે. ૭૬૧–૭૬૨.

सर्वाप्यन्तर्भवत्यस्मिन् मतिरश्रुतनिश्रिता ।
यथोक्तधीचतुष्केऽतः पंचम्या नास्ति सम्भवः ॥ ७६३ ॥

इदमर्थतो नन्दीसूत्रवृत्तिस्थानांगसूत्रवृत्त्यादिषु ॥

जातिस्मृतिरप्यतीतसंख्यातभवबोधिका ।
मतिज्ञानस्यैव भेदः स्मृतिरूपतया किल ॥ ७६४ ॥

यदाहाचारांगटीका—

जातिस्मरणं तु आभिनिबोधिकविशेष इति ।

इति मतिज्ञानम् ॥

श्रूयते तच्छ्रुतं शब्दः स श्रुतज्ञानमुच्यते ।
भावश्रुतस्य हेतुत्वाद्धेतौ कार्योपचारतः ॥ ७६५ ॥
श्रुताच्छब्दादुत ज्ञानं श्रुतज्ञानं तदुच्यते ।
श्रुतग्रंथानुसारी यो बोधः श्रोत्रमनःकृतः ॥ ७६६ ॥

---

સર્વ 'અ-શ્રુતનિશ્રિત' બુદ્ધિનો ઉપર કહી ગયા એ ચાર પ્રકારની બુદ્ધિમાં સમાવેશ થઈ જાય છે. માટે એ ચાર ઉપરાંત કોઈ પાંચમા પ્રકારનો સંભવ રહેતો નથી. ૭૬૩.

નંદીસૂત્રનીવૃત્તિ, સ્થાનાંગસૂત્રનીવૃત્તિ વગેરેમાં પણ એ પ્રકારે જ કહેલું છે.

નિર્ગમન કરેલા સંખ્યાતા ભવોનું સ્મરણ કરાવનારૂં 'જાતિ સ્મરણ' જ્ઞાન છે એ સ્મરણરૂપ હોઇને મતિજ્ઞાનનો જ એક ભેદ છે. ૭૬૪.

આંચારાંગસૂત્રની ટીકામાં કહેલું છે કે—

'જાતિસ્મરણ' એક જાતનું અભિનિબોધન એટલે મતિજ્ઞાન છે.

એવી રીતે **મતિજ્ઞાનનું સ્વરૂપ** સમજવું.

હવે પાંચ પ્રકારના જ્ઞાનમાંના બીજા પ્રકાર—**શ્રુતજ્ઞાન** વિષે.

**શ્રૂયતે તત્ શ્રુતમ્** એવી શ્રુતની વ્યુત્પત્તિ છે. શ્રુત એટલે શબ્દ. એ શબ્દ એજ શ્રુત-જ્ઞાન. અથવા એ શ્રુતજ્ઞાન ભાવશ્રુતનો હેતુ હોવાથી જો હેતુને વિષે કાર્યનો ઉપચાર કરીએ તો **શ્રુતાત્ (શબ્દાત્) જ્ઞાનમ્ શ્રુતજ્ઞાનમ્** એમ પણ અર્થ કરાય. શ્રુતગ્રંથ એટલે શાસ્ત્રના ગ્રંથ—એને અનુસરતો જે બોધ—તે શ્રોત્ર અને મન—ઉભયથી થાય છે. ૭૬૫-૭૬૬.

ननु श्रुतज्ञानमपि श्रोत्रेन्द्रियनिमित्तकम् ।
तन्मतिज्ञानतः कोऽस्य भेदो यत्कथ्यते पृथक् ॥ ७६७ ॥

अत्रोच्यते—वर्तमानार्थविषयं मतिज्ञानं परं ततः ।
गरीयोविषयं त्रैकालिकार्थविषयं श्रुतम् ॥ ७६८ ॥
विशुद्धं च व्यवहितानेकसूक्ष्मार्थदर्शनात् ।
छद्मस्थोऽपि श्रुतवलादुच्यते श्रुतकेवली ॥ ७६९ ॥

तदुक्तम्—नाणं अणाइसेसी वियाणइ एस छउमत्थोत्ति ॥

जीवस्य ज्ञस्वभावत्वान्मतिज्ञानं हि शाश्वतम् ।
संसारे भ्रमतोऽनादौ पतितं न कदापि यत् ॥ ७७० ॥
अक्षरस्यानन्तभागो नित्योद्घाटित एव हि ।
निगोदिनामपि भवेदित्येतत्पारिणामिकम् ॥ ७७१ ॥

यदागमः—सव्वजीवाणंपि अणं अक्खरस्स अणंतभागो निच्चुग्घाडिओ चिट्ठइ । जइ सोपि आवरेज्जा ता जीवो अजीवत्तणं पावेज्जा ॥ इति ॥

અહિં કોઇ એવી શંકા કરે કે શ્રુતજ્ઞાનને પણ જ્યારે કર્ણેન્દ્રિય નિમિત્તરૂપ છે ત્યારે પછી એનો મતિજ્ઞાનથી પૃથક્ ભેદ પાડવાનું કારણ શું ? ૭૬૭.

એ પ્રશ્નનો ખુલાસો:—

મતિજ્ઞાનનો વિષય વર્ત્તમાનપદાર્થો છે; પણ શ્રુતજ્ઞાન તો ત્રણેકાળના પદાર્થોને જણાવનારૂં છે અને એનો વિષય અતિ વિસ્તારવાળો છે. વળી એ અનેક સૂક્ષ્મ પદાર્થોને દેખાડનારૂં હોવાથી વિશુદ્ધ છે. (શ્રુતજ્ઞાનના બળથી છદ્મસ્થ પ્રાણી પણ શ્રુતકેવળી કહેવાય છે. ૭૬૮-૬૯.

કહ્યું છે કે—અનતિશાયી[1] જ્ઞાનને જાણે એ 'છદ્મસ્થ' કહેવાય.

'જાણવું' એ જીવનો સ્વભાવ હોવાથી, મતિજ્ઞાન શાશ્વત કહેવાય.

કેમકે અનાદિ સંસારમાં ભ્રમણ કરતા એ જીવનું જ્ઞાન કદાપિ જતું રહ્યું નથી. અક્ષરનો અનંતમો ભાગ તો સર્વદા ખુલ્લો જ છે એટલે નિગોદના જીવોને પણ એ પરિણમે છે. ૭૭૦-૭૭૧.

આગમમાં કહ્યું છે કે—

સર્વ જીવોને માટે અક્ષરનો અનંતમો ભાગ નિત્ય ઉઘાડો રહે છે. એ જો આચ્છાદિત થઈ જાય તો જીવમાં જીવત્વ કહેવાય નહિં—એ અ-જીવત્વ પામી જાય.

---

૧. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન—એ 'અનતિશાયી' જ્ઞાન કહેવાય છે. શેષ ત્રણ 'અતિશાયી' કહેવાય છે.

श्रुतज्ञानं पुनर्नैवं भवेज्जीवस्य सर्वदा ।
आप्तोपदेशापेक्षं यत्स्यादेतन्मतिपूर्वकम् ॥ ७७२ ॥

मतिज्ञानं स्पर्शनादीन्द्रियानिन्द्रियहे[illegible]कम् ।
श्रुतं तु स्याल्लब्धितोऽपि पदानुसारिणामिव ॥ ७७३ ॥

[illegible]त्यादि । अधिकं तत्त्वार्थवृत्त्यादिभ्यः अवसेयम् ॥

चतुर्दशविधं तच्च यद्वा विंशतिधा भवेत् ।
चतुर्दशविधत्वं तु तत्रैवं परिभाष्यते ॥ ७७४ ॥

अक्षरश्रुतमित्येकं स्याद् द्वितीयमनक्षर[illegible] ।
तार्त्तीयिकं संज्ञिश्रुतं तुर्यं श्रुतमसंज्ञिनः ॥ ७७५ ॥

सम्यक् श्रुतं पंचमं स्यात् षष्टं मिथ्याश्रुतं भवेत् ।
सादिश्रुतं सप्तमं स्यादनादिश्रुतमष्टमम् ॥ ७७६ ॥

सान्तश्रुतं तु नवममनन्तं दशमं श्रुतम् ।
एकादशं गमरूपमगमं द्वादशं पुनः ॥ ७७७ ॥

त्रयोदशं त्वंग[illegible]पमंगबाह्यं च[illegible] ।
प्रायो व्यक्ता अमी भेदास्तथापि किंचिदुच्यते ॥ ७७८ ॥

પણ આ શ્રુતજ્ઞાન જીવને સર્વદા હોતું નથી કેમકે એને તો બુદ્ધિપૂર્વક આપ્તપુરૂષના ઉપદેશની અપેક્ષા રહે છે. ૭૭૨.

વળી મતિજ્ઞાનને સ્પર્શન આદિ ઇન્દ્રિય અને મન એ બેઉ કારણ-હેતુ-ભૂત છે અને શ્રુતજ્ઞાન તો પદાનુસારી લબ્ધિવાળાઓની જેમ લબ્ધિથી પણ સંભવે છે. ૭૭૩.

(આ કારણોને લઇને મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન-એમ બે પૃથક્ ભેદ ગણ્યા છે એ યુક્ત છે)

વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ તત્વાર્થવૃત્તિ આદિ ગ્રંથોમાંથી જાણી લેવું.

આ શ્રુતજ્ઞાન ચૌદ પ્રકારનું છે અથવા એના વીશ ભેદ પણ કહે છે. જે ચૌદ પ્રકાર કહેવાય છે તે આ પ્રમાણે છે:— ૭૭૪.

( ૧ ) અક્ષર, ( ૨ ) અનક્ષર, ( ૩ ) સંજ્ઞિ, ( ૪ ) અસંજ્ઞિ, ( ૫ ) સમ્યક્, ( ૬ ) મિથ્યા, ( ૭ ) સાદિ, ( ૮ ) અનાદિ, ( ૯ ) સાન્ત, ( ૧૦ ) અનન્ત, ( ૧૧ ) ગમ, ( ૧૨ ) અગમ, ( ૧૩ ) અંગરૂપ અને ( ૧૪ ) અંગબાહ્ય. ૭૭૫-૭૭૮.

तत्राक्षरं त्रिधा संज्ञाव्यंजनलब्धिभेदतः ।
तत्र संज्ञाक्षरमेता लिपयोऽष्टादशोदिताः ॥ ७७९ ॥

तथाहि—

हंसलिवी भूअलिवी जक्खा तह रक्खसीय बोधव्वा ।
उड्डी जवणी तुरक्की कीरा दविडी य सिंधविआ ॥ १ ॥
मालविणी नडि नागरी लाडलिवी पारसीय बोधव्वा ।
तह अनिमित्तीअलिवी चाणक्की मूलदेवी य ॥ २ ॥

अकारादिहकारान्तं भवति व्यंजनाक्षरम् ।
अज्ञानात्मकमप्येतद् द्वयं स्यात् श्रुतकारणम् ॥ ७८० ॥
ततः श्रुतज्ञानतया प्रज्ञप्तं परमर्षिभिः ।
लब्ध्यक्षरं त्वक्षरोपलब्धिरर्थावबोधिका ॥ ७८१ ॥
तच्च लब्ध्यक्षरं षोढा यत् श्रोत्रादिभिरिन्द्रियैः ।
बोधोऽक्षरानुविद्धं स्याच्छब्दार्थालोचनात्मकः ॥ ७८२ ॥

આ ચૌદ ભેદો પ્રાયઃ વ્યક્ત છે તથાપિ એમના સંબંધમાં કંઈક કહીએ.

પહેલું અક્ષરશ્રુત ત્રણ પ્રકારનું છે: સંજ્ઞા, વ્યંજન અને લબ્ધિ. એમાં સંજ્ઞાક્ષર છે એ આ અઢાર લિપિરૂપ છે—

( ૧ ) હંસલિપિ, ( ૨ ) ભૂતલિપિ, ( ૩ ) યક્ષલિપિ, ( ૪ ) રાક્ષસીલિપિ, ( ૫ ) ઉડ્ડીલિપિ, ( ૬ ) યવનીલિપિ, ( ૭ ) તુર્કીલિપિ, ( ૮ ) કીરાલિપિ, ( ૯ ) દ્રાવિડલિપિ, ( ૧૦ ) સિંધીલિપિ, ( ૧૧ ) માળવીલિપિ, ( ૧૨ ) નડીલિપિ, ( ૧૩ ) નાગરીલિપિ, ( ૧૪ ) લાટલિપિ, ( ૧૫ ) પારસીલિપિ, ( ૧૬ ) અનિયમિતલિપિ, ( ૧૭ ) ચાણક્યલિપિ અને ( ૧૮ ) મૂળદેવીલિપિ. ( ૧–૨ )

अ કારથી તે ह કાર સુધી વ્યંજનાક્ષર છે. સંજ્ઞાક્ષર અને વ્યંજનાક્ષર બેઉ છે તો અજ્ઞાનાત્મક, તોયે શ્રુતજ્ઞાનના કારણરૂપ છે. અને એટલા માટે પૂર્વાચાર્યોએ એમને શ્રુતજ્ઞાન તરીકે ઓળખાવ્યા છે. ૭૮૦.

હવે અર્થનો બોધ કરાવનારી જે અક્ષરોની ઉપલબ્ધિ એ ત્રીજું લબ્ધ્યક્ષર ( શ્રુતજ્ઞાન ) ૭૮૧.

આ લબ્ધ્યક્ષર શ્રુતજ્ઞાન છ પ્રકારનું છે; કેમકે અક્ષરને અનુબદ્ધપણે શબ્દાર્થ સમજવારૂપ બોધ શ્રોત્ર આદિ પાંચ ઇન્દ્રિયો અને છઠ્ઠું મન એમ છ વાનાં વડે થાય છે. જેમકે દેવદત્તનો

यथा शब्दश्रवणतो रूपदर्शनतोऽथवा ।
देवदत्तोयमित्येवंरूपो बोधो भवेदिह ॥ ७८३ ॥

एवं शेषेन्द्रियभावना कार्या ॥

तैरक्षरैरभिलाप्यभावानां प्रतिपादकम् ।
अक्षरश्रुतमुद्दिष्टमनक्षरश्रुतं परम् ॥ ७८४ ॥

तथोक्तम्—ऊससिअं नीससिअं निच्छुटं खासिअं च छीअं च ।
निस्संघियमणुसारं अणक्खरं छेलियाइयं ॥ ७८५ ॥

अयं भावः—कामितद्वेडिताद्यं यन्मामाव्हयति वक्ति वा ।
इत्याद्यन्याशयग्राहि तत्स्यात् श्रुतमनक्षरम् ॥ ७८६ ॥

इह च शिरःकम्पनादिचेष्टानां पराभिप्रायज्ञानहेतुत्वे सत्यपि श्रवणाभावान्न श्रुतत्वम् ।

तदुक्तं विशेषावश्यकसूत्रवृत्तौ—

रुटीइतं सुअं सुच्चइत्ति । चेट्ठा न सुच्चइ कयावित्ति ॥

---

શબ્દ સાંભળવાથી અથવા એનું રૂપ જોવાથી 'એ દેવદત્ત છે' એમ બોધ–જ્ઞાન થાય છે. ૭૮૨–૭૮૩.

આ પ્રમાણે બીજી ઇન્દ્રિયોની પણ ભાવના કરવી.

આમ સંજ્ઞાક્ષર, વ્યંજનાક્ષર અને લબ્ધ્યક્ષર એ ત્રણે અક્ષરોવડે વાણીગમ્ય પદાર્થોને પ્રતિપાદન કરનારૂં જ્ઞાન–એ અક્ષરશ્રુત કહેવાય છે; બાકીનું અનક્ષરશ્રુત કહેવાય છે. ૭૮૪.

એ વિષયે એમ કહ્યું છે કે—

શ્વાસ લેવો, નિઃશ્વાસ મૂકવો, ઉધરસ ખાવી, થુંકવું, નાક છીંકવું, હુંકારો કરવો, ચપટી વગાડવી–વગેરે અનક્ષરશ્રુતજ્ઞાન છે. ૭૮૫.

એનો ભાવાર્થ આ પ્રમાણે છે—

કોઇ વ્યક્તિ મને બોલાવે છે અથવા મને કંઇ કહે છે ઇત્યાદિ અન્યનો આશય સમજાવનારૂં, ખોંખારા ખાવા–અવાજ કરવો ઇત્યાદિ જ્ઞાન અનક્ષરશ્રુતજ્ઞાન કહેવાય. ૭૮૬.

અહિં મસ્તક ધુણાવવું આદિ ચેષ્ટાઓ જો કે પારકા અભિપ્રાય જાણવામાં હેતુભૂત છે તો પણ એ ચેષ્ટાઓ કંઈ શ્રવણે પડતી નથી–સંભળાતી નથી. એથી એમનામાં શ્રુતત્વ નથી.

વિશેષાવશ્યક સૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે—

રૂટિત એટલે શબ્દ–અવાજ, તે શ્રુતત્વનો સૂચક છે; ચેષ્ટા કદાપિ એ સૂચવતી નથી.

उक्तन्यायेन श्रुतत्वप्राप्तौ समानीतायामपि तदेवोच्छ्वसितादि श्रुतं न शिरोधूननकरचलनादि चेष्टा । यतः शास्त्रज्ञलोकप्रसिद्धा रूढिरियमिति ॥

कर्मग्रंथवृत्तौ तु शिरःकम्पनादीनामपि अनक्षरश्रुतत्वमुक्तम् ।

तथा च तद्ग्रन्थः—

अनक्षरश्रुतं च्वेडितशिरःकम्पनादिनिमित्तं मामाह्वयति वारयति वा इत्यादिरूपं अभिप्रायपरिज्ञानमिति ॥

स्याद्दीर्घकालिकी संज्ञा येषां ते संज्ञिनो मताः ।
श्रुतं संज्ञिश्रुतं तेषां परं त्वसंज्ञिकश्रुतम् ॥ ७८७ ॥
सम्यक्श्रुतं जिनप्रोक्तं भवेदावश्यकादिकम् ।
तथा मिथ्याश्रुतमपि स्यात्सम्यक्परिग्रहात् ॥ ७८८ ॥
आवश्यकं तदपरमिति सम्यक्श्रुतं द्विधा ।
षोढा चावश्यकं तत्र सामायिकादिभेदतः ॥ ७८९ ॥

तथाहि— सामाइयं चउवीसत्थओ वंदणयं पडिक्कमणं काउसग्गो पच्चक्खाणं इति ॥

---

ઉક્તન્યાયે શ્રુતત્વની પ્રાપ્તિ લાવતાં છતાં એ જ ઉચ્છવાસ, નિશ્વાસ આદિ શ્રુત કહેવાશે. મસ્તક ધુણાવવું, હાથ હલાવવો વગેરે ચેષ્ટા શ્રુત કહેવાશે નહિં. કારણકે શાસ્ત્રજ્ઞલોકોની એ પ્રસિદ્ધ રૂઢિ છે.

કર્મગ્રંથની વૃત્તિમાં તો શિર:કંપ આદિને પણ ‘ અનક્ષરશ્રુત ’ માં ગણ્યા છે. જુઓ ત્યાં શું કહેલું છે—

ખોંખારો, શિર:કંપ આદિ નિમિત્તવાળું–અથવા મને બોલાવે છે, મને નિષેધ કરે છે ઇત્યાદિરૂપ–અભિપ્રાયનું પરિજ્ઞાન એ અનક્ષરશ્રુત છે.

જેમને દીર્ઘકાળની સંજ્ઞા હોય એઓને સંજ્ઞિ કહેલા છે. અને એમનું શ્રુત સંજ્ઞિશ્રુત કહેવાય છે. એથી ઉલટું હોય એ અસંજ્ઞિશ્રુત કહેવાય છે. જિનેશ્વરભાષિત આવશ્યક આદિક સમ્યક્શ્રુત કહેવાય છે અને મિથ્યાત્વીનાં શાસ્ત્ર પણ સમ્યક્દૃષ્ટિ વડે ગ્રહણ કર્યાં હોય એ પણ સમ્યક્શ્રુત કહેવાય. આમ ( ૧ ) આવશ્યક અને ( ૨ ) આવશ્યકથી અપર–બીજું, એમ સમ્યક્શ્રુત બે પ્રકારનું છે. એમાં પણ આવશ્યકના છ ભેદ છે. ૭૮૭–૭૮૯.

એ છ ભેદ આ પ્રમાણે—

(૧) સામાયિક, (૨) ચઉવિસત્થો, (૩) વાંદણા, (૪) પ્રતિક્રમણ, (૫) કાઉસગ્ગ અને (૬) પચ્ચખ્ખાણ.

आवश्यकेतरच्चांगानंगात्मकतया द्विधा ।
अंगान्येकादश दृष्टिवादश्चांगात्मकं भवेत् ॥ ७९० ॥

आचारांगं सूत्रकृतं स्थानांगं समवाययुग् ।
पंचमं भगवत्यंगं ज्ञाताधर्मकथापि च ॥ ७९१ ॥

उपासकान्तकृदनुत्तरोपपातिकाद्दशाः ।
प्रश्नव्याकरणं चैव विपाकश्रुतमेव च ॥ ७९२ ॥

परिकर्मसूत्रपूर्वानुयोगपूर्वगतचूलिकाः पंच ।
स्युर्दृष्टिवादभेदाः पूर्वाणि चतुर्दशापि पूर्वगते ॥ ७९३ ॥

तानि चैवम्—

उत्पादपूर्वमग्रायणीयमथ वीर्यतः प्रवादं स्यात् ।
अस्तेर्ज्ञानात्सत्त्वात्तदात्मनः कर्मणश्च परम् ७९४ ॥

प्रत्याख्यानं विद्याप्रवादकल्याणनामधेये च ।
प्राणावायं च क्रियाविशालमथ लोकबिन्दुसारमिति ॥ ७९५ ॥

दृष्टिवादः पंचधायमंगं द्वादशमुच्यते ।
उपांगमूलसूत्रादि स्यादनंगात्मकं च तत् ॥ ७९६ ॥

---

સમ્યક્શ્રુતનો બીજો પ્રકાર ' આવશ્યકથી અપર ' એવો છે. એના (૧) અંગ અને (૨) અનંગ–એમ બે ભેદ છે. એમાં અગ્યાર અંગ અને દૃષ્ટિવાદ–એટલાં અંગાત્મક છે. ૭૯૦.

(૧) આચારાંગ, (૨) સૂયગડાંગ, (૩) ઠાણાંગ, (૪) સમવાયાંગ, (૫) ભગવતી, (૬) જ્ઞાતા-ધર્મકથા, (૭) ઉપાસક દશાંગ, (૮) અન્તગડદશાંગ, (૯) અનુત્તરોવવાઇ, (૧૦) પ્રશ્નવ્યાકરણ અને (૧૧) વિપાકસૂત્ર–એ અગ્યાર અંગો છે. ૭૯૧–૯૨.

(૧) પરિકર્મ, (૨) સૂત્ર, (૩) પૂર્વાનુયોગ, (૪) પૂર્વગત અને (૫) ચુલિકા–એમ પાંચ પ્રકારનો દૃષ્ટિવાદ છે. ' પૂર્વગત ' માં ચૌદે પૂર્વોનો સમાવેશ થાય છે. ૭૯૩.

એ ચૌદ પૂર્વ આ પ્રમાણે છે:—

(૧) ઉત્પાદ પ્રવાદ, (૧) અગ્રાયણીય પ્રવાદ, (૩) વીર્યપ્રવાદ, (૪) અસ્તિપ્રવાદ, (૫) જ્ઞાનપ્રવાદ, (૬) સત્વપ્રવાદ, (૭) આત્મપ્રવાદ, (૮) કર્મપ્રવાદ, (૯) પ્રત્યાખ્યાનપ્રવાદ, (૧૦ વિદ્યાપ્રવાદ, (૧૧) કલ્યાણપ્રવાદ, (૧૨) પ્રાણાવાયપ્રવાદ, (૧૩) ક્રિયાવિશાલપ્રવાદ અને (૧૪ લોકબિંદુસાર પ્રવાદ. ૭૯૪–૭૯૫.

આ પાંચ પ્રકારનો દૃષ્ટિવાદ કહ્યો એ બારમું અંગ કહેવાય છે.
ઉપાંગ તથા મૂળ સૂત્ર આદિક અનંગાત્મક છે. ૭૯૬.

एवं च—यदुक्तमर्थतोऽर्हद्भिः संदब्धं सूत्रतश्च यत् ।
महाधीभिर्गणधरैस्तत्स्यादंगात्मकं श्रुतम् ॥ ७९७ ॥
ततो गणधराणां यत्पारंपर्याप्तवाङ्मयैः ।
शिष्यप्रशिष्यैराचार्यैः प्राज्यवाङ्मतिशक्तिभिः ॥ ७९८ ॥
कालसंहननायुर्दोषादल्पशक्तिधीस्पृशाम् ।
अनुग्रहाय संदब्धं तदनंगात्मकं श्रुतम् ॥ ७९९ ॥ युग्मम् ॥
स्पृष्टान्यज्ञोपकाराय तेभ्योऽप्यर्वाक्तनर्षिभिः ।
शास्त्रैकदेशसंब[illegible]न्येवं प्रकरणान्यपि ॥ ८०० ॥

एतल्लक्षणं चैवम्—
शास्त्रैकदेशसम्बद्धं शास्त्रकार्यान्तरे स्थितम् ।
आहुः प्रकरणं नाम ग्रन्थभेदं विपश्चितः ॥ ८०१ ॥
एवं च [illegible]विशिष्टयादस्य द्वैविध्यमीरितम् ।
वस्तुतोऽर्हत्प्रणीतार्थमेकमेवाखिलं श्रुतम् ॥ ८०२ ॥

तथोक्तं तत्वार्थभाष्ये—

એવી રીતે શ્રીજિનપ્રભુએ 'અર્થથી' કહેલું અને બુદ્ધિશાળી ગણધરોએ 'સૂત્રથી' ગુંથેલું છે એ (૧) અંગાત્મકશ્રુત. પછી પરંપરાએ વાઙ્મય મેળવીને ઉત્કૃષ્ટ વચનબુદ્ધિની શક્તિ-વાળા ગણધરોના શિષ્ય–પ્રશિષ્ય–આચાર્યોએ કાળ, સંઘયણ અને આયુષ્યની ખામીને લીધે બુદ્ધિમાં ઉતરી ગયેલા જીવોના કલ્યાણને માટે જે રચેલું એ (૨) અનંગાત્મક શ્રુત એટલે અંગબાહ્યશ્રુત. ૭૯૭–૭૯૯.

એજ પ્રમાણે અજ્ઞાની જીવોના ઉપકારાર્થે અર્વાચીન આચાર્યોએ શાસ્ત્રોના અમૂક વિભાગથી જ સંબદ્ધ એવાં 'પ્રકરણો' પણ રચ્યાં છે. ૮૦૦.

'પ્રકરણ' નું લક્ષણ નીચે પ્રમાણે છે:—

શાસ્ત્રના અમુક એકાદ વિભાગની જેમાં ચર્ચા કરેલી હોય અને જે શાસ્ત્રના કાર્યને વિષે સ્થિત હોય એવા ગ્રંથને વિદ્વાનો 'પ્રકરણ' કહે છે. ૮૦૧.

એવી રીતે વક્તાના વિશિષ્ટપણાને લઇને એના ( શ્રુતના ) બે ભેદ કહ્યા છે; પરંતુ વસ્તુતઃ તો એ 'અર્થથી' અર્હત્પ્રભુનું રચેલું હોઇ આખું–સકળ એક જ છે. ૮૦૨.

એના સંબંધમાં તત્વાર્થભાષ્યમાં સૂત્ર છે કે—

वक्तृविशेषात् द्वैविध्यमिति ॥

किं च– व्याकरणच्छन्दोऽलंकृतिकाव्यनाट्यतर्कगणितादि ।
सम्यगृदृष्टिपरिग्रहपूतं सम्यक्श्रुतं जयति ॥ ८०३ ॥
मिथ्याश्रुतं तु मिथ्यात्विलोकैः स्वमतिकल्पितम् ।
रामायणभारतादि वेदवेदांगकादि च ॥ ८०४ ॥

उक्तं च भाष्यकृता—

सदसदविसेसणाओ भवहेउजहिच्छिओवलंभाओ ।
नाणफलाभावाओ मिच्छद्दिट्ठिस्स अन्नाणम् ॥ १ ॥

( पूर्वान्तर्गतेयं गाथा )

ऋगृयजुःसामाथर्वाणो वेदा अंगानि षट् पुनः ।
शिक्षा कल्पौ व्याकरणं छन्दो ज्योतिर्निरुक्तियः ॥ ८०५ ॥

ततश्च षडंगी वेदाश्चत्वारो मीमांसान्विक्षिकी तथा ।
धर्मशास्त्रं पुराणं च विद्या एताश्चतुर्दश ॥ ८०६ ॥

" વક્તા જૂદા જૂદા ( બે ) એટલે બે પ્રકારનું. "

વળી વ્યાકરણુશાસ્ત્ર, છંદશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, કાવ્ય, નાટક, તર્કશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, વગેરે જે સમ્યક્દૃષ્ટિના ગ્રહણથી શુદ્ધ થયું છે એ સર્વ સમ્યક્શ્રુત છે અને એજ જયવંતું વર્તે છે. ૮૦૩.

મિથ્યાત્વી લોકોએ સ્વમતિ અનુસાર કલ્પ્યું એ મિથ્યાશ્રુત. જેમકે રામાયણ, ભારત વગેરે; તથા વેદ, વેદાંગ વગેરે. ૮૦૪.

ભાષ્યકાર પણ એ સંબંધમાં કહે છે કે—

' સત્ અસત્ ' નો તફાવત નથી માટે, ભવનો હેતુ યદચ્છપણે કહ્યો છે માટે, અને જ્ઞાનના ફળનો અભાવ છે માટે મિથ્યાદૃષ્ટિનું શ્રુત સર્વ અજ્ઞાન જ છે.

આ ગાથા પૂર્વાન્તર્ગત છે.

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ—એમ ચાર વેદ છે. એના વળી છ અંગો કહ્યા છે: (૧) શિક્ષા, (૨) કલ્પ, (૩) વ્યાકરણ, (૪) છંદ, (૫) જ્યોતિ અને (૬) નિરૂક્તિ. વળી આ છ અંગ, ચાર વેદ, મીમાંસા, આન્વિક્ષિકી, ધર્મશાસ્ત્ર અને પુરાણ મળીને ચૌદ વિદ્યાઓ કહેવાય

तथा आयुर्वेदो धनुर्वेदो गान्धर्वं चार्थशास्त्रकम् ।
चतुर्भिरेतैः संयुक्ताः स्युरष्टादश ताः पुनः ॥ ८०७ ॥

अपूर्णदशपूर्वान्तमपि सम्यक्श्रुतं भवेत् ।
मिथ्यात्विभिः संगृहीतं मिथ्याश्रुतं विपर्ययात् ॥ ८०८ ॥

द्रव्यक्षेत्रकालभावैः साद्यन्तं भवति श्रुतम् ।
अनाद्यपर्यवसितमपि ज्ञेयं तथैव च ॥ ८०९ ॥

एकं पुरुषमाश्रित्य साद्यन्तं भवति श्रुतम् ।
अनाद्यपर्यवसितं भूयसस्तान् प्रतीत्य च ॥ ८१० ॥

भवान्तरं गतस्याशु पुंसो यन्नश्यति श्रुतम् ।
कस्यचित्तद्भव एव मिथ्यात्वगमनादिभिः ॥ ८११ ॥

तदुक्तं विशेषावश्यके—

चउदसपुव्वी मणुओ देवत्ते तं न संभरइ सव्वम् ॥
देसंमि होइ भयणा सट्ठाणभावे वि भयणाओ ॥ १ ॥

देशे पुनरेकादशांगलक्षणो इति कल्पचूर्णिः ॥
स्वस्थानभावे इति मनुष्यभवेऽपि तिष्ठतः भजना ॥

છે. તથા આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વ અને અર્થશાસ્ત્ર—આ ચાર એની ભેગી ગણીએ તો અઢાર વિદ્યાઓ કહેવાય. ૮૦૫–૮૦૭.

દશ 'પૂર્વ' સંપૂર્ણ ન કર્યાં હોય એવું સમ્યક્શ્રુત પણ જો 'મિથ્યાદષ્ટિ' ને હોય તો તે વિપર્યયને લીધે મિથ્યાશ્રુત થાય છે—કહેવાય. ૮૦૮.

શ્રુત 'સાદિસાંત' પણ હોય, તેમ અનાદિઅનંત પણ હોય. જેવા દ્રવ્યક્ષેત્રકાળભાવ. એક પુરૂષને આશ્રયીને 'સાદિસાન્ત' (સાદ્યન્ત) કહેવાય—હોય છે; અનેકને આશ્રયીને 'અનાદિઅનન્ત' (અનાદ્યન્ત) હોય છે. ૮૦૯–૮૧૦.

એનું કારણ એમ કે કોઈ કોઇ પુરૂષ અન્ય જન્મ ધારણ કરે છે ત્યારે એનું શ્રુત મિથ્યાત્વપ્રાપ્તિ વગેરે કારણોને લઇને તે જ ભવમાં નષ્ટ થાય છે. ૮૧૧

વિશેષ આવશ્યકસૂત્રમાં એના માટે એમ કહ્યું છે કે ચૌદપૂર્વધારીને દેવતાના જન્મમાં એ સર્વ ( ચૌદ પૂર્વો ) સ્મરણમાં રહેતાં નથી, એની વિસ્મૃતિ થઈ જાય છે. અલ્પભાગનું સ્વસ્થાનભાવમાં કંઈક સ્મરણ રહે અથવા ન પણ રહે.

" અલ્પ ભાગ એટલે અગ્યાર અંગ જ, બીજું નહિં. " એમ કલ્પચૂર્ણિમાં કહ્યું છે. ' સ્વસ્થાનભાવમાં ' એટલે ' મનુષ્યના ભવમાં રહેવા છતાં.'

तत्र श्रुतज्ञाननाशकारणानि अमूनि—
मिच्छभवंतरकेवलगेलन्नपमायमाइणा नासोत्ति ॥

षष्ठांगचतुर्दशाध्ययने तु तेतलिमन्त्रिणः पूर्वाधीतचतुर्दशपूर्वस्मरणा मुक्तमस्तीति ज्ञेयम् ॥

साद्यन्तं क्षेत्रतो ज्ञेयं भरतैरवताश्रयात् ।
अनाद्यपर्यवसितं विदेहापेक्षया पुनः ॥ ८१२ ॥
कालतश्चावसर्पिण्युत्सर्पिण्योः सादिसान्तकम् ।
महाविदेहकालस्यापेक्षयाद्यन्तवर्जितम् ॥ ८१३ ॥
भवसिद्धिकमाश्रित्य साद्यन्तं भावतो भवेत् ।
छाद्मस्थिकज्ञाननाशो यदस्य केवलक्षणे ॥ ८१४ ॥

नठंमिय छाउमत्थिए नाणे इति वचनात् ॥

अनाद्यनन्तं चाभव्यमाश्रित्य श्रुतमुच्यते ।
श्रुतज्ञानश्रुताज्ञानभेदस्यात्राविवक्षणात् ॥ ८१५ ॥
क्षायोपशमिकभावे यद्वानाद्यन्तमीहितम् ।
एवं साद्यनादिसान्तमनन्तं श्रुतमूह्यताम् ॥ ८१६ ॥

---

શ્રુતજ્ઞાનનો નાશ થવાનાં કારણો: મિથ્યાત્વ, ભવાન્તર, કેવળજ્ઞાન, પાઠ કરવો નહિં તે, અને પ્રમાદ આદિક છે.

છઠ્ઠા 'અંગ' ના ચોદમા 'અધ્યયન' માં તો એમ કહ્યું છે કે પૂર્વે શીખેલા ચૌદે પૂર્વનું ' તેતલિ ' મંત્રીને સ્મરણ રહ્યું હતું.

આ શ્રુત છે તે ' ક્ષેત્રથી ' ' ભરત ' અને ' ઐરવત ' ની અપેક્ષાએ સાદ્યન્ત છે; અને ' મહાવિદેહ ' ની અપેક્ષાએ અનાદિ અનંત છે. ૮૧૨.

વળી ' કાળથી ' અવસર્પિણીકાળ અને ઉત્સર્પિણીકાળની અપેક્ષાએ શ્રુત સાદિસાન્ત છે, અને મહાવિદેહના કાળની અપેક્ષાએ અનાદિઅનન્ત છે. ૮૧૩.

' ભાવથી ' એ ( શ્રુત ) 'ભવસિદ્ધિક'જીવને આશ્રયીને સાદિસાન્ત છે કેમકે જ્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે છદ્મસ્થજ્ઞાન નષ્ટ થાય છે. કેમકે શાસ્ત્રને વિષે કહ્યું છે કે ' છદ્મસ્થ ' જ્ઞાન નષ્ટ થયે છતે જ ' કેવળ ' ઉત્પન્ન થાય છે. ૮૧૪.

અને ' અભવી ' જીવને આશ્રયીને શ્રુત અનાદિ અનન્ત છે કેમકે ત્યાં શ્રુતજ્ઞાન અને

गमाः सदृशपाठाः स्युर्यत्र तद्गमिकं श्रुतम् ।
तत्प्रायो दृष्टिवादे स्यादन्यच्चागमिकं भवेत् ॥ ८१७ ॥
अंगाविष्टं द्वादशांगान्यन्यदावश्यकादिकम् ।
इत्थं प्ररूपिताः प्राज्ञैः श्रुतभेदाश्चतुर्दश ॥ ८१८ ॥
ये भेदा विंशतिस्तेऽपि कथ्यन्ते लेशमात्रतः ।
न ग्रन्थविस्तरभयादिह सम्यक्प्रपंचिताः ॥ ८१९ ॥

तथाहुः—

पज्जयअक्खरपयसंघाया पडिवत्ति तह य अणुओगो ।
पाहुडपाहुडपाहुडवत्थुपुव्वा य ससमासा ॥ ८२० ॥

तत्र च अविभागः परिच्छेदो यो ज्ञानस्य प्रकल्पितः ।
स पर्यायो द्व्यादयस्ते स्यात्पर्यायसमासकः ॥ ८२१ ॥
लब्ध्यपर्याप्तस्य सूक्ष्मनिगोदस्थशरीरिणः ।
यदाद्यक्षणजातस्य श्रुतं सर्वजघन्यतः ॥ ८२२ ॥

---

શ્રુતઅજ્ઞાન એવા ભેદ ગણ્યા નથી. અથવાતો ક્ષાયોપશમિક ભાવની અપેક્ષાએ એ અનાદિ અનન્ત છે. ૮૧૫-૮૧૬

આમ જોતાં શ્રુત સાદ છે તેમ અનાદિ પણ છે; સાન્ત છે તેમ અનન્ત પણ છે.

જ્યાં 'ગમ' એટલે સદશ પાઠ હોય તે 'ગમિકશ્રુત' કહેવાય છે. એ પ્રાય: દષ્ટિવાદને વિષે હોય. 'ગમિક' શિવાયનું સર્વ 'અગમિક'. તે 'અંગપ્રવિષ્ટ' દ્વાદશાંગી તથા 'અંગબાહ્ય' આવશ્યકાદિ છે. ૮૧૭-૮૧૮.

આ પ્રમાણે પ્રાજ્ઞપુરૂષોએ શ્રુતના ચૌદ ભેદ સમજાવ્યા છે.

'શ્રુત'ના વીશ ભેદ પણ કહેવાય છે અને એ વિષે પણ અમે અત્ર કિંચિત્ કહેશું. ગ્રંથ વિસ્તારના ભયને લીધે વિસ્તારપૂર્વક વિવેચન કરશું નહિં. ૮૧૯.

એ વીશ ભેદ આ પ્રમાણે:—

પર્યાય, અક્ષર, પદ, સંઘાત, પ્રતિપત્તિ, અનુયોગ, પ્રાભૃત પ્રાભૃત, પ્રાભૃત, વસ્તુ અને પૂર્વ—એ દશ અને એ પ્રત્યેકની સાથે 'સમાસ' એટલું જોડવાથી બીજા દશ થાય. એમ સર્વ મળી વીશ. ૮૨૦.

જ્ઞાનનો અવિભાજ્ય પરિચ્છેદ—એનું નામ 'પર્યાય' અને એવા બે કે વધારે પરિચ્છેદ (ભાગ)—એનું નામ પર્યાયસમાસ. ૮૨૧.

ઉત્પત્તિને પહેલે જ ક્ષણે લબ્ધિઅપર્યાપ્તા સૂક્ષ્મનિગોદના જીવને સર્વથી જઘન્ય

तस्मादन्यत्र यो जीवान्तरे ज्ञानस्य वर्धते ।
अविभागपरिच्छेदः स पर्याय इति स्मृतः ॥ ८२३ ॥ युग्मम् ॥
येऽविभागपरिच्छेदा द्व्यादयोऽन्येषु देहिषु ।
वृद्धिंगतास्ते पर्यायसमास इति कीर्तिताः ॥ ८२४ ॥

तथोक्तमाचारांगवृत्तौ—

सर्वनिकृष्टो जीवस्य दृष्ट उपयोग एव वीरेण ।
सूक्ष्मनिगोदापर्याप्तानां स च भवति विज्ञेयः ॥ ८२५ ॥
तस्मात्प्रभृतिज्ञानविवृद्धिर्दृष्टा जिनेन जीवानाम् ॥
लब्धिनिमित्तैः करणैः कायेन्द्रियवाङ्मनोदृग्भिः ॥ ८२६ ॥

मध्ये लब्ध्यक्षराणां स्याद्यदन्यतरदक्षरम् ।
तदक्षरं तत्संदोहोऽक्षरसमास इष्यते ॥ ८२७ ॥
पदानां यादृशानां स्यादाचारांगादिषु ध्रुवम् ।
अष्टादशसहस्रादिप्रमाणं तत्पदं भवेत् ॥ ८२८ ॥
द्व्यादीनि तत्समासः स्यादेवं सर्वत्र भाव्यताम् ।
संघातप्रतिपत्त्यादौ समासो ह्यनया दिशा ॥ ८२९ ॥

---

જ્ઞાન હોય છે તેથી:અન્યત્ર જીવાન્તરમાં જ્ઞાનનો જે અવિભાજ્ય પરિચ્છેદ વૃદ્ધિ પામે છે તે 'પર્યાય' કહેવાય છે, અને અન્ય જીવોમાં બે કે વિશેષ અવિભાજ્ય પરિચ્છેદો વૃદ્ધિ પામેલા હોય છે એને 'પર્યાયસમાસ' કહેલા છે. ૮૨૨-૮૨૪

આચારાંગસૂત્રની વૃત્તિમાં કહેલું છે કે—

શ્રી વીરપ્રભુએ જીવનો સર્વથી જઘન્ય ઉપયોગ જોયેલો છે અને તે સૂક્ષ્મનિગોદ અપર્યાપ્ત જીવોને હોય છે. વળી એમણે લબ્ધિના નિમિત્તરૂપ એવા કાયા-ઇન્દ્રિય-વાચા-મન અને દૃષ્ટિરૂપી કરણો વડે એમ પણ જોયું છે કે જીવોનું જ્ઞાન ત્યાંથી જ શરૂ થઇને વૃદ્ધિ પામે છે. ૮૨૫-૮૨૬.

લબ્ધ્યક્ષરો મધ્યેનો પ્રત્યેકે પ્રત્યેક અક્ષર 'અક્ષર' કહેવાય છે; અને એવા અક્ષરોનો સમૂહ 'અક્ષરસમાસ' કહેવાય છે. ૮૨૭

આચારાંગ વગેરે સૂત્રોને વિષે જેવાં પદોનું અઢાર હજાર વગેરે પ્રમાણ આપેલું છે તેવા પ્રત્યેકને 'પદ' કહે છે. અને બે કે વિશેષ પદોનો સમાહાર હોય એ 'પદસમાસ' કહેવાય. 'સંઘાત', પ્રતિપત્તિ' વગેરે ભેદોમાં 'સમાસ' નું સ્વરૂપ આ જ પ્રમાણે સમજી લેવું. ૮૨૮-૮૨૯.

गतीन्द्रियादिद्वाराणां द्वाषष्टेरेकदेशकः ।
गत्यादिरेकदेशोऽस्याः स्वर्गतिस्तत्र मार्गणा ॥ ८३० ॥

जीवादेः क्रियते सोऽयं संघात इति कीर्त्यते ।
गत्यादिद्व्याद्यवयवमार्गणा तत्समासकः ॥ ८३१ ॥ युग्मम् ॥

संपूर्णगत्यादिद्वारे जीवादेर्मार्गणा तु या ।
प्रतिपत्तिरियं जीवाभिगमे दृश्यतेऽधुना ॥ ८३२ ॥

सत्पदप्ररूपणाद्यनुयोगद्वारमुच्यते ।
प्राभृतान्तःस्थोऽधिकारः प्राभृतप्राभृतं भवेत् ॥ ८३३ ॥

वस्त्वन्तर्वर्त्यधिकारः प्राभृतं परिकीर्तितम् ।
पूर्वान्तर्वर्त्यधिकारो वस्तुनाम्ना प्रचक्षते ॥ ८३४ ॥

पूर्वमुत्पादपूर्वादि ससमासाः समेऽप्यमी ।
श्रुतस्य विंशतिर्भेदा इत्थं संक्षेपतः स्मृताः ॥ ८३५ ॥

इति श्रुतज्ञानम् ॥

ગતિ, ઇન્દ્રિય આદિ બાસઠ દ્વારોના એક દેશરૂપ ગતિ આદિ અને એના વળી એક પ્રકારરૂપ દેવગતિ—એ દેવગતિમાં જીવ વગેરેની માર્ગણા કરવામાં આવે એનું નામ 'સંઘાત' જ્ઞાન; અને એવા જ ગતિ વગેરે બે કે વિશેષ દ્વારાદિ અવયવોની માર્ગણા એ 'સંઘાતસમાસ' જ્ઞાન કહેવાય છે. ૮૩૦–૮૩૧.

વળી સંપૂર્ણ ગતિ આદિક દ્વારને વિષે જીવ વગેરેના જે માર્ગણા એનું નામ 'પ્રતિપત્તિ'—એમ જીવાભિગમસૂત્રને વિષે કહ્યું છે. ૮૩૨.

સત્પદાર્થોની પ્રરૂપણા વગેરે કરવું એ 'અનુયોગદ્વાર.' વળી પ્રાભૃતની અંદર રહેલો અધિકાર—એ પ્રાભૃત પ્રાભૃત કહેવાય છે. અને વસ્તુની અંદર રહેલો અધિકાર—એનું નામ 'પ્રાભૃત.' વળી પૂર્વમાં રહેલો અધિકાર—એ 'વસ્તુ' નામથી ઓળખાય છે. વળી ઉત્પાદપૂર્વ આદિ 'પૂર્વો' છે. ૮૩૩–૮૩૫.

આ પ્રમાણે સંક્ષિપ્તપણે શ્રુતજ્ઞાનના વીશ ભેદો સમજાવ્યા.

એ રીતે શ્રુતજ્ઞાનનું વિવેચન સંપૂર્ણ.

હવે ( ત્રીજા ) અવધિજ્ઞાન વિષે.

अवधानं स्यादवधिः साक्षादर्थविनिश्चयः ।
अवशब्दोऽव्ययं यद्वा सोऽधःशब्दार्थवाचकः ॥ ८३६ ॥

अधोऽधो विस्तृतं वस्तु धीयते परिबुध्यते ।
अनेनेत्यवधिर्यद्वा मर्यादावाचकोऽवधिः ॥ ८३७ ॥

मर्यादा रूपिद्रव्येषु प्रवृत्तिर्नत्वरूपिषु ।
तयोपलक्षितं ज्ञानमवधिज्ञानमुच्यते ॥ ८३८ ॥

अनुगाम्यननुगामी वर्धमानस्तथा क्षयी ।
प्रतिपात्यप्रतिपातीत्यवधिः षड्विधो भवेत् ॥ ८३९ ॥

यद्देशान्तरगतमप्यन्वेति स्वधारिणम् ।
अनुगाम्यवधिज्ञानं तद्विज्ञेयं स्वनेत्रवत् ॥ ८४० ॥

यत्र क्षेत्रे समुत्पन्नं यत्तत्रैवावबोधकृत् ।
द्वितीयमवधिज्ञानं तच्छृंखलितदीपवत् ॥ ८४१ ॥

यदंगुलस्यासंख्येयभागादिविषयं पुरा ।
समुत्पद्या विषयविस्तारे विवर्धते ॥ ८४२ ॥

---

અર્થના સાક્ષાત્ નિશ્ચયરૂપ અવધાન–એનું નામ ' અવધિ '. અથવા બીજીરીતે, ' અવ ' શબ્દ ' નીચે ' ના અર્થમાં ' અવ્યય ' તરીકે ગણીએ તો નીચે નીચે વિસ્તરેલી વસ્તુ જેના વડે જણાય એ (જ્ઞાન) નું નામ અવધિ. અથવા ત્રીજી રીતે, ' અવ ' શબ્દ ' મર્યાદા ' ના અર્થમાં લઇએ. મર્યાદા એટલે રૂપી પદાર્થોને વિષે પ્રવૃત્તિ, અરૂપી (પદાર્થો) ને વિષે નહિં. એવી પ્રવૃત્તિથી જે જ્ઞાન થાય છે એનું નામ અવધિજ્ઞાન. ૮૩૬–૮૩૮.

એ અવધિજ્ઞાન છ પ્રકારનું છેઃ—

(૧) અનુગામી, (૨) અનનુગામી, (૩) વર્ધમાન, (૪) ક્ષયી, (૫) પ્રતિપાતી અને (૬) અ–પ્રતિપાતી. ૮૩૯.

કોઇ (અવધિ) જ્ઞાની જીવ પ્રવાસે ગયેલો હોય ત્યાંયે, એના નેત્રની જેમ જે જ્ઞાન એની પાછળ પાછળ અનુગમન કરે તે ' અનુગામી ' અવધિજ્ઞાન. ૮૪૦.

જે જ્ઞાન જે ક્ષેત્રને વિષે ઉત્પન્ન થયું હોય ત્યાંજ શૃંખલાબદ્ધ–સાંકળ સાથે બાંધેલા–ખોડી રાખેલા દીપકની જેમ પ્રકાશ–બોધ કરે, (આગળ કે પાછળ, આઘો પાછો પ્રકાશ ન પાડી શકે) તે ' અનનુગામી ' અવધિજ્ઞાન. ૮૪૧.

એક આંગળનો અસંખ્યાતમો ભાગ જ જેનો વિષય થઇ શકે એવું જે જ્ઞાન ઉત્પન્ન થયા

अलोके लोकमात्राणि यावत्खंडानि संख्यशः ।
स्यात्प्रकाशयितुं शक्तं वर्धमानं तदीरितम् ॥ ८४३ ॥ युग्मम् ॥

अप्रशस्ताद्व्यवसाया, हीयते यत्प्रतिक्षणम् ।
आहुस्तदवधिज्ञानं हीयमानं मुनीश्वराः ॥ ८४४ ॥

स्याद्वर्धमानं शुष्कोपचीयमानेन्धनाग्निवत् ।
हीयमानं परिमितातादृगिन्धनवह्निवत् ॥ ८४५ ॥

योजनानां सहस्राणि संख्येयान्यप्यसंख्यशः ।
यावल्लोकमपि दृष्ट्वा पतति प्रतिपाति तत् ॥ ८४६ ॥

प्रमादेन पतत्येतद्भवान्तराश्रयेण वा ।
यथाश्रुतं स्वरूपं च वक्ष्येऽथाप्रतिपातिनः ॥ ८४७ ॥

यत्प्रदेशमलोकस्य दृष्टुमेकमपि क्षमम् ।
तत्स्यादप्रतिपात्येव केवलं तदनन्तरम् ॥ ८४८ ॥

हीयमानप्रतिपातिनोश्च अयं विशेषः—

કેડે પાછળથી વિષયના વિસ્તાર પ્રમાણે વૃદ્ધિ પામે છે, અને અલોકને વિષે પણ લોકાકાશ જેવડા અસંખ્ય ગોળાઓને પ્રકાશિત કરવાની જેનામાં શક્તિ છે એ જ્ઞાન 'વર્ધમાન' અવધિજ્ઞાન. ૮૪૨–૮૪૩.

અપ્રશસ્ત વ્યવસાયને લીધે જે પ્રતિક્ષણ ક્ષીણ થતું જાય છે એને મુનીશ્વરો 'ક્ષીણ' અવધિજ્ઞાન કહે છે. ૮૪૪

જેમાં વારંવાર સુકાં ઈન્ધન ઉમેર ઉમેર કરાતાં હોય એવા અગ્નિ જેવું વર્ધમાન અવધિજ્ઞાન છે; અને જેમાં અલ્પપ્રમાણમાં અને લીલાં કાષ્ટો નાખેલા હોય એવા અગ્નિ સમાન ક્ષીણ અવધિજ્ઞાન છે. ૮૪૫.

સંખ્યઅસંખ્ય સહસ્રબદ્ધ યોજનો પર્યન્ત અને ઠેઠ લોકાકાશ સુધી પણ જોઈને જે પુનઃ પાછું પડે છે તે 'પ્રતિપાતિ' અવધિજ્ઞાન. ( આ પ્રતિપાતી અવધિજ્ઞાન પ્રમાદને લીધે અથવા અન્ય જન્મ ધારણ કર્યાથી પડે છે ). ૮૪૬–૮૪૭.

હવે અપ્રતિપાતિ અવધિજ્ઞાનનું શાસ્ત્રોક્ત સ્વરૂપ કહીએ છીએ. જેનામાં અલોકનો એક પણ પ્રદેશ જોવાનું સામર્થ્ય છે તે 'અપ્રતિપાતિ' અવધિજ્ઞાન. આ જ્ઞાન વિદ્યમાન હોય છે એવામાં જ કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે. ૮૪૮.

प्रतिपाति हि निर्मूलं विध्यायस्येकहेलया ।
हीयमानं पुनः ह्रासमुपयाति शनैःशनैः ॥ ८४९ ॥

इदं कर्मग्रन्थवृत्त्यभिप्रायेण ॥ तत्वार्थभाष्ये तु अनवस्थितावस्थिताख्ययोः अन्त्यभेदयोः एवं स्वरूपम् उक्तम्—

अनवस्थितं हीयते वर्धते च वर्धते हीयते च प्रतिपतति च उत्पद्यते च इति पुनः पुनः उर्मिवत् ॥ अवस्थितं यावति क्षेत्रे उत्पन्नं भवति ततो न प्रतिपतति आकेवलप्राप्तेरवतिष्ठते । आभवक्षयाद्वा ज्यात्यन्तरस्थायि वा भवति लिंगवत् । यथा लिंगं पुरुषादिवेदं इह जन्मनि उपादाय जन्मान्तरं याति जन्तुः तथा अवधिज्ञानमपि इति भावः ॥

नृतिरश्चामयं षोढा क्षायोपशमिकोऽवधिः ।
भवेद्भवप्रत्ययश्च देवनारकयोरिह ॥ १ ॥

तदुक्तम्— द्विविधः अवधिः । भवप्रत्ययः क्षयोपशमनिमित्तश्च ॥ इति तत्वार्थसूत्रे ॥

स्याद्भवप्रत्ययोऽप्येष न क्षयोपशमं विना ।
अन्वयव्यतिरेकाभ्यां हेतुत्वादस्य किन्त्विह ॥ २ ॥

'હીયમાન' (=ક્ષીણ) અને 'પ્રતિપાતિ' વચ્ચે તફાવત છે તે આ પ્રમાણે:—' પ્રતિપાતિ ' એકદમ નિર્મૂળ થઇ શમી જાય છે. જ્યારે 'હીયમાન' ધીમેધીમે ક્ષીણ થતું જાય છે. ૮૪૯.

એ અભિપ્રાય કર્મગ્રંથની વૃત્તિને અનુસરીને છે. જ્યારે તત્વાર્થભાષ્યમાં બીજી રીતે કહ્યું છે. એમાં તો 'અનવસ્થિત' અને 'અવસ્થિત' એમ બે પ્રકાર કહ્યા છે. ઘટે અને વધે, વળી પાછુ ઘટે; તથા જળનાં કલ્લોલની પેઠે પડે, ચઢે ને વળી પાછું પડે—એવા સ્વભાવવાળું 'અનવસ્થિત'. જેટલા ક્ષેત્રમાં ઉત્પન થયું હોય ત્યાંથી પાછું પડે નહિં પરંતુ 'કેવળજ્ઞાન' થાય ત્યાં સુધી ટકી જ રહે એ 'અવસ્થિત'. એ, ભવક્ષય થયે જાત્યન્તરને વિષે પણ રહે છે, લિંગની પેઠે. જેવી રીતે પ્રાણી આ જન્મમાં લિંગ એટલે પુરૂષાદિવેદ પ્રાપ્ત કરી અન્ય ભવમાં જાય છે તેમ અવધિજ્ઞાન પણ અન્ય જન્મમાં જાય છે–રહે છે.

આ છ યે પ્રકારનું અવધિજ્ઞાન મનુષ્ય અને તિર્યંચોને ક્ષાયોપશમિક હોય છે, અને દેવ તથા નારકીના જીવોને ભવપ્રત્યયિક હોય છે. (૧).

તત્વાર્થસૂત્રમાં પણ કહ્યું છે કે **द्विविधः अवधिः । भवप्रत्ययः क्षायोपशमिकश्च ॥**

વળી આ ' ભવપ્રત્યય ' પણ ક્ષયોપશમ વિના હોતું નથી. કેમકે અન્વય અને વ્યતિરેક-

स्यात्क्षयोपशमे हेतुर्भवोऽयं तदसौ तथा ।
उपचाराद्धेतुहेतुरपि हेतुरिहोदितः ॥ ३ ॥

इति अवधिज्ञानम् ॥

मनस्त्वेन परिणतद्रव्याणां यस्तु पर्यवः ।
परिच्छेदः स हि मनःपर्यवज्ञानमुच्यते ॥ ८५० ॥

यद्वा मनोद्रव्यस्य पर्याया नानावस्थात्मका हि ये ।
तेषां ज्ञानं खलु मनःपर्यायज्ञानमुच्यते ॥ ८५१ ॥

स्यादृजुधीविपुलधीलक्षणस्वामिभेदतः ।
तद् द्विभेदं संयतस्याप्रमत्तस्यर्द्धिशालिनः ॥ ८५२ ॥

अनेन चिन्तितः कुम्भा इति सामान्यग्राहिणी ।
मनोद्रव्यपरिच्छित्तिर्यस्यासावृजुधीः श्रुतः ॥ ८५३ ॥

अनेन चिन्तितः कुम्भ स सौवर्णः स माथुरः ।
इयत्प्रमाणोऽद्यतनः पीतवर्णः सदाकृतिः ॥ ८५४ ॥

एवं विशेषविज्ञाने मतिर्यस्य पटीयसी ।
ज्ञेयोऽयं विपुलमतिर्मनःपर्यायलब्धिमान् ॥ ८५५ ॥ युग्मम् ॥

થી ભવપ્રત્યય એનો હેતુ છે–કારણભૂત છે. જોકે ક્ષયોપશમમાં તો આ ભવ હેતુભૂત છે તોપણ હેતુનો હેતુ પણ હેતુ જ કહેવાય એવો ઉપચાર છે. (૨–૩).

આ પ્રમાણે અવધિજ્ઞાનનું સ્વરૂપ કહ્યું.

હવે (ચોથા) **મનઃપર્યવજ્ઞાન** વિષે.

મનસ્ત્વવડે પરિણત થયેલા દ્રવ્યોના પર્યવ, પર્યાય કે પરિચ્છેદ–એનું નામ મનઃપર્યવ જ્ઞાન. અથવા નાના પ્રકારની અવસ્થાવાળા મનોદ્રવ્યના પર્યાયોનું જે જ્ઞાન–એ મનઃપર્યવ જ્ઞાન. ૮૫૦–૮૫૧.

ભિન્ન લક્ષણ અને ભિન્ન સ્વામીને લઇને એના **ઋજુમતિ** અને **વિપુલમતિ** એમ બે ભેદ પાડ્યા છે. અને એ અપ્રમત્ત અને લબ્ધિશાળી સંયમી (મુનિ)ને હોય છે. ૮૫૨.

'આણે કુંભ ધાર્યો છે' એટલું સામાન્ય જ્ઞાન ગ્રહણ કરનારૂં મનોદ્રવ્ય જેને હોય એ **ઋજુમતિ** કહેવાય. આણે કુંભ ધાર્યો છે અને એ કુંભસુવર્ણનો, મથુરાનો, આવડો, આજનો બનાવેલો, પીતવર્ણનો અને સુંદર આકૃતિ વાળો ધાર્યો છે એમ વિશેષજ્ઞાન ગ્રહણ કરનારી બુદ્ધિ જેને હોય એ **વિપુલમતિ**. ૮૫૩–૮૫૪.

ननु च　अवधिश्च मनःपर्यवश्चोभे अप्यतीन्द्रिये ।
रूपिद्रव्यविषये च भेदस्तदिह कोऽनयोः ॥ ८५६ ॥
अत्रोच्यतेऽवधिज्ञानमुत्कर्षात्सर्वलोकवित् ।
संयतासंयतनरतिर्यक्स्वामिकमीरितम् ॥ ८५७ ॥
अन्यद्विशदमेतस्माद्बहुपर्यायवेदनात् ।
अप्रमत्तसंयतिकलभ्यं नृक्षेत्रगोचरम् ॥ ८५८ ॥

उक्तं च तत्वार्थभाष्ये—

विशुद्धिक्षेत्रस्वामिविषयेभ्योऽवधिमनःपर्यवयोर्विशेषः । इति ॥

सामान्यग्राहि ननु यन्मनःपर्यायमादिमम् ।
तदस्य दर्शनं किं न सामान्यग्रहणात्मकम् । ॥ ८५९ ॥

अत्रोच्यते—विशेषमेकं द्वौ त्रीन्वा गृह्णात्यृजुमतिः किल ।
ईष्टे बहून् विशेषांश्च परिच्छेत्तुमयं न यत् ॥ ८६० ॥
सामान्यग्राह्यसौ तस्मात् स्तोकग्राहितया भवेत् ।
सामान्यशब्दः स्तोकार्थो न त्वत्र दर्शनार्थकः ॥ ८६१ ॥

અહિં કોઇ એમ શંકા લાવે કે અવધિ અને મનઃપર્યવ બેઉ જ્ઞાન અતીન્દ્રિયજ્ઞાન છે અને એમનો ઉભયનો વિષય પણ એક જ—રૂપી દ્રવ્ય છે, તો પછી એમના વચ્ચે ભેદ કયો રહ્યો? શામાટે બે જૂદા જૂદા? ૮૫૬.

એ શંકાનું સમાધાન આ પ્રમાણેઃ—અવધિજ્ઞાન ઉત્કૃષ્ટપણે સર્વલોકને જાણનારૂં છે. તથા એ સંયમીઓને, અસંયમી એવા મનુષ્યોને અને તિર્યંચોને પણ હોય છે. પણ મનઃપર્યવજ્ઞાન અનેક પર્યાયોને જાણનારૂં હોઈ પેલા કરતાં નિર્મળ છે, અપ્રમત સંયમી—મુનિ—ને જ હોય છે અને મનુષ્યક્ષેત્રને જ ગોચર છે. ૮૫૭–૮૫૮.

તત્વાર્થભાષ્યમાં પણ કહ્યું છે કે—અવધિ અને મનઃપર્યવ જ્ઞાનમાં વિશુદ્ધિપરત્વે, ક્ષેત્રપરત્વે અને સ્વામીપરત્વે ભિન્નતા છે.

વળી કોઈ એવો પ્રશ્ન ઉઠાવે કે જ્યારે 'ઋજુમતિ મનઃપર્યવજ્ઞાન' સામાન્યગ્રાહિ છે ત્યારે 'સામાન્યગ્રહણાત્મક દર્શન' એનું કેમ નહિં? ૮૫૯

એ પ્રશ્નનું સમાધાન આ પ્રમાણે—ઋજુમતિ એક બે કે ત્રણ વિષયોને બહુમાં બહુ ગ્રહણ કરી શકે. ઘણા વિષયોને ગ્રહણ કરી લેવાનું એનામાં સામર્થ્ય ન હોય. આમ અલ્પ-

कर्मक्षयोपशमजोत्कर्षाद्विपुलधीः पुनः।
बहून् विशेषान्वेत्त्यत्र बह्वर्थो विपुलध्वनिः॥ ८६२॥
न चाभ्यधायि सिद्धान्ते कुत्राप्येतस्य दर्शनम्।
दर्शनात्मकसामान्यग्राहिता नैतयोस्ततः॥ ८६३॥
विशेषरूपग्राहित्वे प्राप्ते नन्वेवमेतयोः।
द्वयोर्मनोविषययोर्द्वैविध्ये किं निबन्धनम्॥ ८६४॥
अत्रोच्यते—अल्पपर्यायवेद्याद्यं घटादिवस्तुगोचरम्।
नानाविधविशेषावच्छेदि शुद्धतरं परम्॥ ८६५॥
कस्यचिन्न पतत्याद्यं कस्यचित्पतत्यपि।
अन्त्यं चाकेवलप्राप्तेर्न पतत्येव तिष्ठति॥ ८६६॥

तथोक्तं तत्वार्थवृत्तौ—

यस्य पुनः विपुलमतेः मनःपर्यायज्ञानं समजनि तस्य न पतति आकेवलप्राप्तेः। इति॥

---

ગ્રાહિ હોવાથી એને સામાન્યગ્રાહિ કહ્યો. ( અહિં ‘ સામાન્ય ’ શબ્દ ‘ અલ્પ ’ ના અર્થમાં સમજવો, ‘ દર્શન ’ ના અર્થમાં નહિં. ) ૮૬૦–૮૬૧. પરન્તુ વિપુલમતિ તો કર્મના ક્ષયોપશમના ઉત્કર્ષને લીધે ઘણા વિષયોને ગ્રહણ કરી શકે છે. ( અહિં ‘ વિપુલ ’ શબ્દ બહુવાચી છે ). વળી શાસ્ત્રમાં પણ ક્યાંઈ એનું દર્શનરૂપ કહ્યું નથી માટે એ બેઉને દર્શનાત્મક સામાન્યગ્રાહિતા નથી. ૮૬૨–૮૬૩

આમ જોઇ વળી કોઈ એમ પ્રશ્ન કરે કે—જ્યારે આ પ્રમાણે બેઉનો વિષય ‘ મન ’ છે અને બેઉને વિશેષરૂપ ગ્રહણ કરવાની શક્તિ પ્રાપ્ત થઇ છે ત્યારે બેઉનો એકમાં સમાસ કરવો જોઇએ. એ ભિન્ન પ્રકાર કેમ રાખ્યા ? ૮૬૪.

એ શંકાનું સમાધાન આ પ્રમાણે:—પહેલાનો ઘટાદિ વસ્તુ માત્ર વિષય છે અને એ અલ્પપર્યાયને જ ગ્રહણ કરનારૂં છે. અને બીજું ( વિપુલમતિ ) અનેક નાનાપ્રકારના વિષયો–પર્યાયોને ગ્રહણ કરી શકે છે અને પહેલાં કરતાં વિશેષ નિર્મળ–શુદ્ધ છે. વળી પહેલું કેટલાક પ્રાણીઓને ‘ પડી જાય એવું ’ અને કેટલાકને ‘ ન પડી જાય ( ટકી રહે ) એવું ’ હોય છે, જ્યારે બીજું પડતું જ નથી પણ કેવળજ્ઞાનની પ્રાપ્તિ સુધી ટકી રહેનારૂં છે. ૮૬૫–૮૬૬.

તત્વાર્થવૃત્તિમાં કહ્યું છે કે—

વિપુલમતિને મનઃપર્યવજ્ઞાન થાય છે તે કેવળજ્ઞાનની પ્રાપ્તિ સુધી પડતું નથી.

तत्वार्थसूत्रेऽपि—

विशुद्धयप्रतिपाताभ्यां तद्विशेष इत्युक्तम् ॥

योगशास्त्रप्रथमप्रकाशवृत्तौ अपि—

ऋजुश्च विपुलश्चेति स्यान्मनःपर्यवो द्विधा ।
विशुद्धयप्रतिपाताभ्यां विपुलस्तु विशिष्यते ॥ १ ॥ इत्युक्तम् ॥

इति मनःपर्यायज्ञानम् ॥

केवलं यन्मतिज्ञानाद्यन्यज्ञानानपेक्षणात् ।
ज्ञेयानन्त्यादनन्तं वा शुद्धं चावरणक्षयात् ॥ ८६७ ॥
सकलं वादित एव निःशेषावरणक्षयात् ।
अनन्यसदृशत्वेनाथवासाधारणं भवेत् ॥ ८६८ ॥
भूतभाविभवद्भावस्वरूपोद्दीपकं स्वतः ।
तद्ज्ञानं केवलज्ञानं केवलज्ञानिभिर्मतम् ॥ ८६९ ॥ विशेषकम् ॥

इति केवलज्ञानम् ॥

તત્વાર્થસૂત્રમાં પણ કહ્યું છે કે—

બેઉ વચ્ચે ભેદ છે તે વિશુદ્ધિપરત્વે અને પતનપરત્વે છે.

યોગશાસ્ત્રમાં પ્રથમ પ્રકાશની વૃત્તિમાં પણ કહ્યું છે કે—

મનઃપર્યવજ્ઞાનના (૧) ઋજુ અને (૨) વિપુલ એમ બે પ્રકાર છે. 'વિપુલ' વિશેષ વિશુદ્ધ છે અને પડતું નથી એટલે 'ઋજુ' કરતાં ચઢીયાતું છે.

આ પ્રમાણે મનઃપર્યવ જ્ઞાનનું સ્વરૂપ સમજાવ્યું.

હવે ( પાંચમા ) **કેવળજ્ઞાન** વિષે.

મતિ, શ્રુત આદિ અન્ય ચારે જ્ઞાનોની જેને લેશપણ અપેક્ષા ન હોઈ જે 'એકલું જ' છે; અનન્ત પદાર્થો એને જ્ઞેય છે એથી જે 'અનન્ત' છે; આવરણોનો ક્ષય થઈ જવાથી જે 'વિશુદ્ધ' છે; પહેલેથી જ સર્વ આવરણોનો ક્ષય થઈ જવાથી જે 'સંપૂર્ણ' છે; એના સમાન કોઈ ન હોવાથી જે 'અસાધારણ' છે; અને ભૂત, ભવિષ્ય અને વર્તમાન પદાર્થોના સ્વરૂપને જે 'સ્વતઃ પ્રદીપ્ત કરનારૂં' છે;–એવા જ્ઞાનને કેવળજ્ઞાનીઓએ 'કેવળજ્ઞાન' કહ્યું છે. ૮૬૭–૮૬૯

એ પ્રમાણે કેવળજ્ઞાનનું સ્વરૂપ સમજવું.

कुत्सितज्ञानमज्ञानं कुत्सार्थस्य नञोऽन्वयात् ।
कुत्सितत्वं तु मिथ्यात्वयोगात्तत्त्रिविधं पुनः ॥ ८७० ॥

मत्यज्ञानं श्रुताज्ञानं विभंगज्ञानमित्यपि ।
अथ स्वरूपमेतेषां दर्शयामि यथाश्रुतम् ॥ ८७१ ॥

मतिज्ञानश्रुतज्ञाने एव मिथ्यात्वयोगतः ।
अज्ञानसंज्ञां भजतो नीचसंगादिवोत्तमः ॥ ८७२ ॥

तथोक्तम्—

अविसेसिया मइ च्चिइ समदिट्ठिस्स सा मइनाणं ।
मइअनाणं मित्थादिट्ठिस्स सुअंपि एमेव ॥ १ ॥

भंगा विकल्पा विरुद्धाः स्युस्तेऽत्रेति विभंगकम् ।
विरूपो वावधेर्भंगो भेदोऽयं तद्विभंगकम् ॥ ८७३ ॥

एतच्च ग्रामनगरसन्निवेशादिसंस्थितम् ।
स[illegible]द्रद्वीपवृक्षादेनानासंस्थानसंस्थितम् ॥ ८७४ ॥

હવે અજ્ઞાન વિષે.

અજ્ઞાન એટલે કુત્સિત જ્ઞાન. કેમકે ‘ અ ’ જે અહિં ‘ ન ’ કાર બતાવે છે તે ‘ કુત્સિત ’ અર્થમાં લેવાનો છે. આ કુત્સિતપણું મિથ્યાત્વના યોગથી છે. અજ્ઞાન ત્રણ પ્રકારનું છે: (૧) મતિઅજ્ઞાન, (૨) શ્રુતઅજ્ઞાન અને (૩) વિભંગજ્ઞાન. એ ત્રણેનું સ્વરૂપ આગમમાં કહેલ છે એ પ્રમાણે બતાવું છું. ૮૭૦–૮૭૧.

મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન બેઉ મિથ્યાત્વના યોગથી જ ‘ અજ્ઞાન ’ સંજ્ઞા પામ્યા છે; ઉત્તમ પુરૂષ નીચના સંગથી નીચ ગણાય છે એમ. ૮૭૨.

એ વિષયમાં કહેલ છે કે—

મતિ તો ભેદ વગરની–એકજ જાતની છે. પરંતુ સમ્યક્દૃષ્ટિની મતિ મતિજ્ઞાનરૂપ છે, જ્યારે મિથ્યાદૃષ્ટિની મતિ મતિઅજ્ઞાનરૂપ છે. એજ પ્રમાણે ‘ શ્રુત ’ નું પણ સમજવું. (૧)

ભંગ એટલે વિકલ્પ. વિરૂદ્ધ ભંગ–એ વિભંગ. વિભંગો એટલે વિપરીત વિકલ્પો જેમાં હોય એવું જ્ઞાન તે ‘ વિભંગજ્ઞાન. ’ અથવા અવધિજ્ઞાનનો વિપરીત ભેદ એ વિભંગજ્ઞાન–એમ પણ લેવાય. ૮૭૩.

વળી આ વિભંગજ્ઞાન ગામ, નગર અને સન્નિવેશ વગેરેના તથા સમુદ્ર, દ્વીપ અને વૃક્ષો વગેરેના નાના પ્રકારના સંસ્થાન જેવું હોય છે. ૮૭૪.

अष्टानामप्यथैतेषां विषयान्वर्णयाम्यहम् ।
द्रव्यक्षेत्रकालभावैः द्रव्यतस्तत्र कथ्यते ॥ ८७५ ॥

सामान्यतो मतिज्ञानी सर्वद्रव्याणि बुध्यते ।
विशेषतोऽपि देशादिभेदैस्तानवगच्छति ॥ ८७६ ॥

किन्तु तद्गतनिःशेषविशेषापेक्षयास्फुटान् ।
एष धर्मास्तिकायादीन् पश्येत्सर्वात्मना तु न ॥ ८७७ ॥

योग्यदेशस्थितान् शब्दादींस्तु जानाति पश्यति ।
श्रुतभावितया बुद्ध्या सर्वद्रव्याणि वेत्ति वा ॥ ८७८ ॥

लोकालोकौ क्षेत्रतश्च कालतस्त्रिविधं च तम् ।
सर्वाद्धा वा भावतस्तु भावानौदयिकादिकान् ॥ ८७९ ॥

आह च भाष्यकारः—

आएसोत्ति पगारो ओघादेसेण सव्व दव्वाइं ।
धम्मत्थिकाइयाइं जाणइ न उ सव्वभावेणं ॥ ८८० ॥

હવે એ પાંચે ' જ્ઞાન ' તથા ત્રણ્યે ' અજ્ઞાન ' મળી આઠેનું દ્રવ્યપરત્વે, ક્ષેત્રપરત્વે, કાળપરત્વે અને ભાવપરત્વે વર્ણન કરશું. ૮૭૫.

એમાં પહેલું ' દ્રવ્યપરત્વે ' આ પ્રમાણે: મતિજ્ઞાની સામાન્યત: સર્વ પદાર્થોને જાણે છે અને વિશેષત: એમના દેશ આદિક ભેદો પણ જાણે છે. પરન્તુ એ એ પદાર્થો (દ્રવ્યો) ના સર્વ વિશેષોની અપેક્ષાએ ધર્માસ્તિકાય વગેરેને અસ્ફુટપણે સમજે છે, સર્વથા-પરિપૂર્ણ જોઇ-સમજી શકતો નથી. જોકે યોગ્ય દેશમાં રહેલા શબ્દાદિને જાણે છે અને જુએ પણ છે. અથવા તો એ ( મતિજ્ઞાની ) શ્રુતભાવિત-બુદ્ધિની અપેક્ષાએ સર્વ દ્રવ્યોને જાણે છે. ૮૭૬-૮૭૮.

વળી ' ક્ષેત્રથી ' ( એટલે એના વિસ્તારની વાત કરીએ તો ) એનો વિષય લોક અને અલોક સુધી છે. ' કાળથી ' એનો વિષય ભૂત, ભવિષ્ય અને વર્તમાન-એમ સર્વકાળ સુધીનો છે; અને ' ભાવથી ' ઔદયિક વગેરે ભાવોને જાણવા સુધીનો છે. ૮૭૯.

એ વિષે ભાષ્યકારના શબ્દો નીચે પ્રમાણે છે:

' ( આ ) દેશ ' એટલે ' પ્રકાર '. ' ઓઘાદેશે ' એટલે ' ઓઘથી ' ધર્માસ્તિકાય આદિ સર્વ દ્રવ્યોને જાણે ખરો પણ સર્વભાવથી અર્થાત્ પર્યાય સહિત ન જાણે. મતિજ્ઞાની લોક-

खेत्तं लोगालोगं कालं सव्वद्धमहव तिविहंपि ।
पंचोदइयाईए भावे जन्नेयमेवइयं ॥ १ ॥

आएसोत्ति व सुत्तं सुओवलद्धे सुतस्स मइनाणं ।
पसरइ तज्झावणया विणावि सुत्ताणुसारेणं ॥ ८८१ ॥

तत्वार्थवृत्ताप्युक्तः—

मतिज्ञानी तावत् श्रुतज्ञानोपलब्धेषु अर्थेषु यदाक्षरपरिपाटीमन्तरेण स्वभ्यस्तविद्यः द्रव्याणि ध्यायति तदा मतिज्ञानविषयः सर्वद्रव्याणि न तु सर्वे पर्यायाः । अल्पकालविषयत्वान्मनसश्चासक्तेः ॥ इति ॥

इति मतिज्ञानविषयः ॥

भावश्रुतोपयुक्तः सन् जानाति श्रुतकेवली ।
दशपूर्वादिभृद्द्रव्याण्यभिलाप्यानि केवलम् ॥ ८८२ ॥

यद्यप्यभिलाप्यार्थानन्तांशोऽस्ति श्रुते तथाप्येते ।
सर्वे स्युः श्रुतविषयः प्रसंगतोऽनुप्रसंगाच्च ॥ ८८३ ॥

यथाहुः— पन्नवणिज्जा भावा अणंतभागो उ अणभिलप्पाणं ।
पन्नवणिज्जाणं पुण अणंतभागो सुअनिबद्धो ॥ १ ॥

---

અલોક બધું જાણે, સર્વ એટલે કે ત્રણ્યે કાળ જાણે અને ઉદયિક વગેરે પાંચે ભાવો જાણે. અથવા 'આ ( દેશ )' એટલે 'શ્રુત' લેવું. તેથી, શ્રુત પ્રાપ્ત થયું હોય એટલે ધાર્યા વિના પણ, શ્રુતનું મતિજ્ઞાન શ્રુતને અનુસારે પ્રસરે જ છે. ૮૮૦–૮૮૧.

તત્વાર્થવૃત્તિમાં પણ કહ્યું છે કે સારી રીતે વિદ્યાભ્યાસ કરેલો હોય એવો મતિજ્ઞાની જ્યારે શ્રુતજ્ઞાનથી ઉપલબ્ધ એવા પદાર્થોમાં અક્ષરોની પરિપાટી વિના પણ દ્રવ્યોનું મનન કરે છે ત્યારે સર્વ દ્રવ્યો–પદાર્થો એના મતિજ્ઞાનનો વિષય થાય છે અર્થાત્ સર્વ દ્રવ્યોને તે જાણે છે પરન્તુ સર્વ પર્યાયોને જાણતો નથી કેમકે મન બહુ અલ્પકાળ જ આસક્ત રહી શકે છે.

એવી રીતે મતિજ્ઞાનના 'વિષય' નું સ્વરૂપ છે.

શ્રુતકેવળી હોય એ ભાવશ્રુતથી ઉપયુક્ત થાય ત્યારે દશપૂર્વ આદિકમાં રહેલા કેવળ અભિલાપ્ય દ્રવ્યોને જ જાણી શકે છે. યદ્યપિ શ્રુતને વિષે અભિલાપ્ય અર્થોના અનન્ત અંશો છે તોપણ એ સર્વે યે પ્રસંગથી અને અનુપ્રસંગથી શ્રુતના વિષયરૂપ છે. ૮૮૨–૮૮૩.

કહ્યું છે કે પ્રરૂપવાલાયક પદાર્થોનો અનન્તમો ભાગ અનભિલાપ્ય છે અને અનન્તમો ભાગ શ્રુતનિબદ્ધ અર્થાત્ શ્રુતને વિષે ગુંથેલો છે. (૧)

तथा श्रुतानुवर्तिमनसा ह्यचक्षुर्दर्शनात्मना।
दशपूर्वादिभृद्द्रव्याण्यभिलाप्यानि पश्यति ॥ ८८४ ॥
तदारतस्तु भजना विज्ञेया धीविशेषतः।
वृद्धैस्तु पश्यतीत्यत्र तत्त्वमेतन्निरूपितम् ॥ ८८५ ॥
सर्वात्मना दर्शनेऽपि पश्यत्येव कथंचन।
ग्रैवेयकानुत्तरादिविमानालेख्यनिर्मितेः ॥ ८८६ ॥
नोचेत्स्यात्सर्वथादृष्टस्यालेख्यकरणं कुतः।
तुर्योपांगे श्रुतज्ञानपश्यत्तापि प्ररूपिता ॥ ८८७ ॥
क्षेत्रतः कालतोऽप्येवं भावतो वेत्ति सश्रुतः।
भावानौदयिकादीन् वा पर्यायान् वाभिलाप्यगान् ॥ ८८८ ॥

इति श्रुतज्ञानविषयः ॥

द्रव्यतोथावधिज्ञानी रूपिद्रव्याणि पश्यति।
भाषातैजसयोरन्तःस्थानि तानि जघन्यतः ॥ ८८९ ॥
उत्कर्षतस्तु सर्वाणि सूक्ष्माणि बादराणि च।
विशेषाकारतो वेत्ति ज्ञानत्वादस्य निश्चितम् ॥ ८९० ॥

વળી અચક્ષુદર્શનાત્મક–શ્રુતાનુવર્તિ–મન વડે દશપૂર્વીને વિષે રહેલા અભિલાપ્ય દ્રવ્યોને દેખે છે–તે શિવાયનાઓના સંબંધમાં બુદ્ધિવિશેષને લઇને ભજના જાણવી. ૮૮૪–૮૮૫.

ઉપરના શ્લોકમાં ' મનવડે દેખે છે ' એમ કહ્યું તે સંબંધમાં વૃદ્ધ–અનુભવીઓનું કહેવું છે કે–કથંચિત્ એ સર્વ દર્શનરૂપે પણ જુએ છે, કેમકે એ ગ્રૈવેયક અને અનુત્તર આદિ વિમાનોના ચિત્ર પણ આળેખી આપી શકે છે. ૮૮૬.

જો એમ ન હોત તો બીલકુલ નહીં જોયેલાનો આળેખ કેમ કરી શકત ? વળી ચોથા ઉપાંગમાં કહ્યું છે કે શ્રુતજ્ઞાનમાં ' દેખવાનો ગુણ ' પણ છે. ૮૮૭.

' ક્ષેત્રથી ' અને ' કાળથી ' પણ શ્રુતજ્ઞાનનો વિષય એવી જ રીતનો છે. અને ' ભાવથી ' એ ઉદયિક આદિ ભાવોને અથવા અભિલાપ્ય પર્યાયોને જાણે છે. ૮૮૮.

આ પ્રમાણે શ્રુતજ્ઞાનના વિષયનું સ્વરૂપ છે.

હવે અવધિજ્ઞાનના ' વિષય ' વિષે.

અવધિજ્ઞાની જઘન્યતઃ ' દ્રવ્યથી ' ભાષા અને તેજના રૂપી દ્રવ્યોને જુએ છે; અને ઉત્કૃષ્ટપણે તો સર્વ સૂક્ષ્મ–બાદર પદાર્થોને વિશેષાકારમાં જુએ છે, એને એનું જ્ઞાન છે માટે. ૮૯૦.

क्षेत्रतोऽथावधिज्ञानी जघन्या[illegible] पश्यति ।
असंख्येयतमं भागमंगुलस्योपयोगतः ॥ ८९१ ॥

विशेषश्च अत्र—

जावइया तिसमयाहारगस्स सुहुमस्स पणगजीवस्स ।
ओगाहणा जहन्ना ओहिखित्तं जहन्नं तु ॥ ८९२ ॥

इति नन्दीसूत्रादिषु नन्दीवृत्तौ च ॥

योजनसहस्रमानो मत्स्यो मृत्वा स्वकायदेशे यः ।
उत्पद्यते हि पनकः सूक्ष्मत्वेनेह स ग्राह्यः ॥ ८९३ ॥
संहृत्य चाद्यसमये स ह्यायामं करोति च प्रतरम् ।
संख्यातीताख्यांगुलविभागबाहल्यमानं तु ॥ ८९४ ॥
स्वतनूप्रथुत्वमात्रं [illegible]पि जीवसामर्थ्यात् ।
तमपि द्वितीयसमये संहृत्य करोत्यसौ सूचिम् ॥ ८९५ ॥
संख्यातीताख्यांगुलविभागविष्कम्भमाननि[illegible] ।
निजतनु प्रथुत्वदीर्घं तृतीयसमये तु संहृत्य ॥ ८९६ ॥

અવધિજ્ઞાની વળી 'ક્ષેત્રથી' ( એટલે વિસ્તારમાં ) આંગળના અસંખ્યાતમા ભાગને પણ જઘન્યપણે ઉપયોગથી જાણી શકે છે—જોઇ શકે છે. ૮૯૧.

અહિં વિશેષ એટલું કે—

ત્રણ સમયના આહારવાળા સૂક્ષ્મ 'પનક'ના જીવની જેટલી જઘન્ય અવગાહના છે તેટલો અવધિજ્ઞાનનો 'ક્ષેત્રથી' જઘન્ય વિષય છે. એમ નન્દીસૂત્ર આદિ તથા નંદીસૂત્રની વૃત્તિમાં કહ્યું છે. ૮૯૨.

એક હજાર યોજનનો મત્સ્ય મૃત્યુ પામીને પોતાના કાયદેશની અંદર સૂક્ષ્મપનકપણે ઉત્પન્ન થાય છે એ અહિં 'પનક' સમજવો. ૮૯૩.

પ્રથમસમયે એ પોતાના વિસ્તારને સંહરી લઇને આંગળના અસંખ્યાતમા ભાગ જેવડું 'પ્રતર' કરે છે. ૮૯૪.

પછી બીજે સમયે જીવના સામર્થ્યથી એ પ્રતરને પણ સંહરીને પોતાના શરીરની પહોળાઇ જેટલી લંબાઈની 'સૂચિ' કરે છે. ૮૯૫.

ત્રીજે સમયે આંગળના અસંખ્યાતમા ભાગ જેટલા વિષ્કંભવાળું, અને જેટલું પહોળું એટલું જ દીર્ઘ એવું પોતાનું શરીર સંહરીને પોતાના કાયદેશમાં અત્યન્તસૂક્ષ્મ 'પનક'

उत्पद्यते च पनकः स्वदेहदेशे सुसूक्ष्मपरिणामः ।
समयत्रयेण तस्यावगाहना यावती भवति ॥ ८९७ ॥

तावज्जघन्यमवधेरालम्बनवस्तुभाजनं क्षेत्रम् ।
इदमित्थमेव मुनिगणसुसम्प्रदायात्समवसेयम् ॥ ८९८ ॥

त्रिभिः विशेषकम् ॥

तथा मच्छो महल्लकाओ संखित्तो जोउ तीहिं समएहिं ।
स किरपयत्तावेसेसे॰ सराहमोगाहणं कुणइ ॥ १ ॥

सराहयरासराहयरो सुहुमो पणओ जहन्नदेहो य ।
स बहु विसेसविसिट्ठो सराहयरो सव्वदेहेसु ॥ ८९९ ॥

पढमबितीये सराहो जायइ थूलो चउत्थयाइसु ।
तइयसमयंमि जुग्गो गहिओ तो तिसमयाहारो ॥ ९०० ॥

अलोके लोकमात्राणि पश्येत् खंडान्यसंख्यशः ।
उत्कृष्टतोऽवधिज्ञानविषयः शक्त्यपेक्षया ॥ ९०१ ॥

---

નીપજે છે. આમ ત્રણ સમયમાં તેની જેટલી અવગાહના થાય છે તેટલું અવધિજ્ઞાનનું, આલમ્બનના ભાજનરૂપ જઘન્ય ક્ષેત્ર છે. આ વાત આમજ છે એમ મુનિગણના સંપ્રદાયને લઇને સમજવું. ૮૯૬–૮૯૮.

એ આ પ્રમાણે છે:—

અત્યંત મોટી અવગાહનાવાળો મત્સ્ય મરણ પામતી વખતે ત્યાંજ ઉપજવાનો હોય તે પ્રયત્નવિશેષવડે ત્રણ સમય વડે સંક્ષિપ્ત કરીને પોતાની અવગાહના અત્યંત સૂક્ષ્મ કરે છે. ૧.

સૂક્ષ્મ કરતાં પણ સૂક્ષ્મ એવો જઘન્યદેહવાળો સૂક્ષ્મ પનક ( સૂક્ષ્મવનસ્પતિકાય ) હોય છે—તે બહુ વિશેષણવડે વિશિષ્ટ એવો સર્વ દેહમાં સૂક્ષ્મ પોતાનો દેહ કરે છે. તે જીવ ઉપજ્યા પછી **પહેલે ને બીજે સમયે** સૂક્ષ્મ હોય છે, અને **ચોથે** વગેરે સમયે સ્થૂળ થઇ જાય છે; તેથી અહિં અવધિજ્ઞાનના જઘન્ય ઉપયોગમાં **ત્રણુસમયવાળો** યોગ્ય છે. માટે "**ત્રણુ સમયનો** આહાર લીધેલો સૂક્ષ્મ પનક" લેવો. તેની જેટલી અવગાહના હોય તેટલો 'અવધિજ્ઞાન' નો **જઘન્ય** વિષય જાણવો. ૮૯૯–૯૦૦.

અવધિજ્ઞાની નિજશક્તિઅનુસાર ઉત્કૃષ્ટપણે અલોકને વિષે લોકાકાશ જેવડા અસંખ્ય ખંડો જોઇ શકે. ૯૦૧.

असंख्यभागमावल्या जघन्यादेष पश्यति ।
उत्सर्पिण्यवसर्पिणीः उत्कर्षेण त्वसंख्यकाः ॥ ९०२ ॥

अतीता अपि तावत्यस्तावत्योऽनागता अपि ।
तावत्काले भूतभाविरूपिद्रव्यावबोधतः ॥ ९०३ ॥

पर्यायान् भावतोऽनन्तानेष वेत्ति जघन्यतः ।
आधारद्रव्यानन्त्येन प्रतिद्रव्यं तु नेयतः ॥ ९०४ ॥

उत्कर्षतोऽपि पर्यायाननन्तान् वेत्ति पश्यति ।
सर्वेषां पर्यवाणां चानन्तेंऽशे तेऽपि पर्यवाः ॥ ९०५ ॥

अथावधेर्विषययोर्नियमः क्षेत्रकालयोः ।
मिथो विभाव्यते वृद्धिमाश्रित्य श्रुतवर्णितः ॥ ९०६ ॥

अंगुलस्यासंख्यभागं क्षेत्रतो यो निरीक्षते ।
आवल्यसंख्येयभागं कालतः स निरीक्षते ॥ ९०७ ॥

प्रमाणांगुलमत्राहुः केचित् क्षेत्राधिकारतः ।
अवधेरधिकाराच्च केचनात्रोच्छ्रयांगुलम् ॥ ९०८ ॥

વળી 'કાળથી' એ જઘન્યપણે એક આવળીનો અસંખ્યમો ભાગ જાણી શકે છે, અને એટલાજ સમયમાં ઉત્કૃષ્ટપણે અસંખ્યાત ભૂત તેમજ ભાવિ અવસર્પિણી-ઉત્સર્પિણી જાણી શકે છે. કેમકે એટલા સમયમાં તો એને ભૂત અને ભાવિ રૂપી દ્રવ્યોનો બોધ થઇ જાય છે. ૯૦૨-૯૦૩.

અવધિજ્ઞાની વળી 'ભાવથી' જઘન્યપણે આધારરૂપ-અનન્તા દ્રવ્યોના ( આધેય ) અનન્તા પર્યાયો જાણે છે, પરંતુ દરેક દ્રવ્યના એટલા પર્યાય જાણે નહિં. ૯૦૪.

ઉત્કૃષ્ટપણે પણ એ અનન્ત પર્યાયો જાણે છે અને જુવે છે. જોકે આ ( અનન્ત ) પર્યાયો પણ સર્વ પર્યાયોને અનન્તમે હિસ્સે છે. ૯૦૫.

હવે અવધિજ્ઞાનના ક્ષેત્ર અને કાળરૂપ-વિષયોનો, પરસ્પર વૃદ્ધિસંબંધી નિયમ શાસ્ત્રમાં વર્ણવ્યો છે તે કહીએ છીએ. ૯૦૬.

આંગળનો અસંખ્યાતમો ભાગ 'ક્ષેત્રથી' ( એટલે વિસ્તારમાં કેટલો હોય એ ) જે જાણી શકે તે 'કાળથી' એક આવળીનો અસંખ્યાતમો ભાગ ( કેટલો હોય એ ) જાણી શકે. ૯૦૭.

આ આંગળને કેટલાકો, અહિં ક્ષેત્રનો અધિકાર હોવાથી, પ્રમાણ-અંગુલ કહે છે; જ્યારે કેટલાકો વળી, અહિં અવધિજ્ઞાનનો અધિકાર છે એમ કહીને, ઉત્સેધાંગુલ કહે છે. ૯૦૮.

यश्चांगुलस्य संख्येयं क्षेत्रतो भागमीक्षते।
आवल्या अपि संख्येयं कालतोऽशं स वीक्षते ॥ ९०९ ॥
सम्पूर्णमंगुलं यस्तु क्षेत्रतो वीक्षते जनः।
पश्येदावलिकान्तः स कालतोऽवधिचक्षुषा ॥ ९१० ॥
पश्यन्नावलिकां पश्येदंगुलानां पृथक्त्वकम्।
क्षेत्रतो हस्तदर्शी च मुहूर्त्तान्तः प्रपश्यति ॥ ९११ ॥
कालतो भिन्नदिनदृक् गव्यूतं क्षेत्रमीक्षते।
योजनक्षेत्रदर्शी च भवेद्दिनपृथक्त्वदृक् ॥ ९१२ ॥
कालतो भिन्नपक्षेक्षी पंचविंशतियोजनीम्।
क्षेत्रतो वेत्ति भरतदर्शी पक्षमनूनकम् ॥ ९१३ ॥
जानाति जम्बूद्वीपं च कालतोऽधिकमासवित्।
कालतो वर्षवेदी स्यात् क्षेत्रतो नरलोकवित् ॥ ९१४ ॥

---

વળી જે માણુસ 'ક્ષેત્રથી' આંગળનો સંખ્યાતમો ભાગ જુએ છે તે 'કાળથી' આવળીનો પણ સંખ્યાતમો ભાગ જોઈ શકે છે. ૯૦૯.

જે વ્યક્તિ ક્ષેત્રથી એક સંપૂર્ણ આંગળપ્રમાણ જુએ છે તે અવધિજ્ઞાનરૂપી ચક્ષુવડે 'કાળથી' આવળીનો અન્તર્ભાગ પણ જોઇ શકે છે. ૯૧૦.

'કાળથી' આવળી પર્યન્ત જોનાર વ્યક્તિ વળી 'ક્ષેત્રથી' આંગળના પૃથકત્વને પણ જોઇ શકે છે. અને વળી 'ક્ષેત્રથી' એક હસ્તપ્રમાણ જોનારો 'કાળથી' એક મુહૂર્તપર્યન્ત જુએ છે. ૯૧૧.

એક છૂટાછવાયા દિવસના અન્તર્ભાગને જોનારો એક ગવ્યૂતના વિસ્તાર સુધી જોઈ શકે છે. અને એક યોજનપ્રમાણ ક્ષેત્ર–વિસ્તાર જુએ છે એ ( કાળપરત્વે ) બે થી નવ દિવસ દિવસો સુધીનો સમય જોઇ શકે છે. ૯૧૨.

વળી પક્ષ દિવસસુધીમાં બનનારા બનાવો નજરે જુએ છે એ વ્યક્તિ પચવીશ યોજન સુધીના વિસ્તારમાં જોઇ શકે છે. અને આખું ભરતક્ષેત્ર જોનાર ધણી આખા પખવાડીઆ જેટલો કાળ નજરે જોઇ શકે છે. ૯૧૩.

એક માસથી અધિક કાળ સુધીનું જાણુનાર માણુસ વળી જમ્બુદ્વીપ સુધીના વિસ્તાર પર્યન્ત જોઇ શકે છે. અને અખિલ મનુષ્યલોકને નજર આગળ જોનાર આખા વર્ષમાં બનનારી સર્વ વાત જાણી શકે છે. ૯૧૪.

रुचकद्वीपदर्शी च पश्येत् वर्षपृथक्त्वकम् ।
संख्येयकालदर्शी च संख्येयान् द्वीपवारिधीन् ॥ ९१५ ॥

सामान्यतोऽत्र प्रोक्तोऽपि कालः संख्येयसंज्ञकः ।
विज्ञेयः परतो वर्षसहस्रादिह धीधनैः ॥ ९१६ ॥

असंख्यकालविषयेऽवधौ च द्वीपवार्धयः ।
भजनीया असंख्येयाः संख्येया अपि कुत्रचित् ॥ ९१७ ॥

विज्ञेया भजना चैवं महान्तो द्वीपवार्धयः ।
संख्येया एव किं चैकोऽप्येकदेशोऽपि सम्भवेत् ॥ ९१८ ॥

तत्र स्वयम्भूरमणातिरश्चोऽसंख्यकालिके ।
अवधौ विषयस्तस्याम्भोधेः स्यादेकदेशकः ॥ ९१९ ॥

योजनापेक्षयासंख्यमेव क्षेत्रं भवेदिह ।
असंख्यकालविषयेऽवधाविति तु भाव्यताम् ॥ ९२० ॥

कालवृद्धौ द्रव्यभावक्षेत्रवृद्धिरसंशयम् ।
क्षेत्रवृद्धौ तु कालस्य भजना क्षेत्रसौक्ष्म्यतः ॥ ९२१ ॥

---

વળી જે ધણી રૂચકદ્વીપસુધીનું સર્વ જાણે છે એ એથી નવ વર્ષ સુધીનું બધું જાણી શકે છે. અને સંખ્યાત વર્ષની વાત જાણનારો સંખ્યાત દ્વીપ સમુદ્ર સુધીનું જોઇ શકે છે. ૯૧૫.

અહિં કાળ સામાન્યથી જોકે સંખ્યાતવર્ષનો કહ્યો છે તોપણ એ એક હજારવર્ષથી તો અધિક જાણવો. ૯૧૬.

વળી જ્યાં અવધિજ્ઞાનનો વિષય કાળપરત્વે અસંખ્યાત વર્ષનો હોય ત્યાં ક્ષેત્રપરત્વે અસંખ્યદ્વીપસમુદ્રોનો હોય કે ક્યાંક વળી સંખ્યાત દ્વીપસમુદ્રોનો પણ હોય. ૯૧૭.

એ 'ભજના' નું સ્પષ્ટાકરણ આ પ્રમાણે:—મહાન્ દ્વીપસમુદ્રો તો સંખ્યાત જ છે. એટલે એમનામાંનો **એક** ( દ્વીપ કે સમુદ્ર ) પણ હોય અથવા એ ( દ્વીપ કે સમુદ્ર ) નો **એકદેશ**માત્ર પણ હોય. ( એમાંથી ગમે એ હોય ). ૯૧૮.

એનું કારણ એ કે સ્વયંભૂરમણસમુદ્ર અને તીર્છાલોકનું અસંખ્યકાલિક અવધિજ્ઞાન હોતાં છતાં એનો વિષય સમુદ્રનો એક દેશમાત્ર હોય. ૯૧૯.

અહિં યોજનની અપેક્ષાએ, ક્ષેત્ર અસંખ્યાત હોય અને તે અસંખ્ય કાળનું અવધિજ્ઞાન હોય ત્યારે જ હોય. ૯૨૦.

કાળમાં વૃદ્ધિ થાય ત્યારે દ્રવ્ય, ભાવ અને ક્ષેત્રમાં નિશ્ચય વૃદ્ધિ થાય જ. પણ ક્ષેત્રમાં

द्रव्यपर्याययोर्वृद्धिः क्षेत्रवृद्धितः ।
अत्राशेषो विशेषश्च ज्ञेयः आवश्यकादितः ॥ ९२२ ॥

अवध्यविषयत्वेनामूर्त्तयोः क्षेत्रकालयोः ।
उक्तक्षेत्रकालवर्त्तिद्रव्ये कार्यात्र लक्षणा ॥ ९२३ ॥

इत्यवधिज्ञानविषयः ॥

स्कन्धाननन्तानृजुधीरुपयुक्तो हि पश्यति ।
नृक्षेत्रे संज्ञिपर्याप्तैर्मनस्त्वेनोररीकृतान् ॥ ९२४ ॥

मनोज्ञानस्य नितरां क्षयोपशमपाटवात् ।
विशेषयुक्तमेवासौ वेत्ति वस्तु घटादिकम् ॥ ९२५ ॥

स्कन्धान् जानाति विपुलधीश्च तानेव साधिकान् ।
अपेक्ष्य द्रव्यपर्यायान् तथा स्पष्टतरानपि ॥ ९२६ ॥

---

વૃદ્ધિ થાય ત્યારે કાળમાં વૃદ્ધિ થાયે ખરી ને વખતે ન પણ થાય. કેમકે ક્ષેત્ર ( કાળ કરતાં ) સૂક્ષ્મ છે માટે. ૯૨૧.

ક્ષેત્ર વધ્યું એટલે દ્રવ્ય અને પર્યાય વધે જ એમાં તો કંઇ કહેવાનું જ નથી. ( આ સંબંધમાં વિશેષ આવશ્યક વગેરે સૂત્રોમાંથી જાણી લેવું. ) ૯૨૨.

અરૂપી ક્ષેત્ર અને કાળ અવધિજ્ઞાનનો વિષય ન હોવાથી, એમનો, ઉપર કહેલા ક્ષેત્રકાળને વિષે રહેલા દ્રવ્યમાં સમાવેશ કરી લેવો. ૯૨૩.

આ પ્રમાણે અવધિજ્ઞાનના વિષયનું સ્વરૂપ છે.

હવે મનઃપર્યવજ્ઞાનના વિષય વિષે.

' ઋજુમતિ ' મનઃપર્યવજ્ઞાની મનુષ્ય ઉપયોગ દે તો મનુષ્યક્ષેત્રમાં સંજ્ઞીપર્યાપ્ત જીવોએ મનપણાએ સ્વીકારેલા અનન્ત સ્કંધોને જુએ છે. ૯૨૪.

એટલું નહિં પણ મનઃપર્યવજ્ઞાનના અતિ ક્ષયોપશમને લીધે, એ ઘટાદિક વસ્તુ જુએ છે—એ એના હરકોઈ વિશેષણ સહિત જ જુએ છે. ૯૨૫.

વળી વિપુલમતિવાળો મનઃપર્યવજ્ઞાની તેજ સ્કંધોને દ્રવ્યપર્યાયની અપેક્ષાએ વિશેષ સ્પષ્ટપણે અને અધિકપણે જાણે છે. ૯૨૬.

द्विधा मनःपर्यवस्य द्रव्यतो विषयो ह्ययम् ।
विषयं क्षेत्रतोऽथास्य ब्रवीमि ऋजुधीरिह ॥ ९२७ ॥
अधस्तिर्यग्लोकमध्याद्वेत्ति रत्नप्रभाक्षितौ ।
ऋजुधीर्योजनसहस्रान्तं संज्ञिमनांस्यसौ ॥ ९२८ ॥
ज्योतिश्चक्रोपरितलं यावदूर्ध्वं स वीक्षते ।
तिर्यक् क्षेत्रं द्विपाथोधिसार्धद्वीपद्वयात्मकम् ॥ ९२९ ॥
उक्तं क्षेत्रं विपुलधीर्निर्मलं वीक्षते तथा ।
विष्कम्भायामबाहल्यैः सार्धद्व्यंगुलसाधिकम् ॥ ९३० ॥

अयं भगवतीसूत्रवृत्तिराजप्रश्नीयवृत्तिनन्दीसूत्रनन्दीमलयगिरीयवृत्तिविशेषावश्यकवृत्तिकर्मग्रन्थवृत्त्याद्यभिप्रायः ॥

सामान्यं घटादिवस्तुमात्रचिन्तनपरिणामग्राहि किंचिदविशुद्धतरं अर्धतृतीयांगुलहीनमनुष्यक्षेत्रविषयं ज्ञानं ऋजुमतिलब्धिः । संपूर्णमनुष्यक्षेत्रविषयं विपुलमतिलब्धिः ॥ इति प्रवचनसारोद्धारवृत्त्यौपपातिकवृत्त्योः लिखितम् ॥

---

આમ મનઃપર્યવજ્ઞાનના વિષયના, 'દ્રવ્યથી' બે પ્રકાર કહ્યા.. હવે એના વિષયની 'ક્ષેત્ર' પરત્વે વાત કરીએ. ૯૨૭.

ઋજુમતિ મનઃપર્યવજ્ઞાની નીચે તિર્યગ્લોકના મધ્યભાગથી રત્નપ્રભા નામની નરકપૃથ્વી (નારકી) માં સહસ્રયોજનપર્યન્ત સંજ્ઞીજીવોનાં મન જાણે છે; ઊંચે જ્યોતિમંડળ ઉપરના તળભાગ સુધી જોઇ શકે છે; અને તીર્છો બે સમુદ્ર અને અઢીદ્વીપ સુધીનો વિસ્તાર જોઇ શકે છે. ૯૨૮-૯૨૯.

પણ વિપુલમતિ તો એ ઉક્ત વિસ્તાર (ક્ષેત્ર) લંબાઇ-પહોળાઇ-જાડાઇમાં અઢી આંગળ અધિક હોય ને છતાં પણ નિર્મળપણે જોઇ શકે છે. ૯૩૦.

આ ભગવતીસૂત્રવૃત્તિ, રાજપ્રશ્નીયવૃત્તિ, નંદીસૂત્ર, નંદીસૂત્ર ઉપરની મલયગિરિની વૃત્તિ, વિશેષાવશ્યકવૃત્તિ અને કર્મગ્રંથવૃત્તિ વગેરેનો અભિપ્રાય છે.

પ્રવચનસારોદ્ધાર તથા ઉવ્વાઇ-ની વૃત્તિમાં આ સંબંધમાં એમ કહ્યું છે કેઃ—ઘટાદિ વસ્તુના ફક્ત ચિન્તવનના પરિણામને ગ્રહણ કરનારૂં, કંઇક વિશેષ-અશુદ્ધ, અઢી આંગળ બાદ કરતાં રહે એટલું મનુષ્યક્ષેત્ર જેનો વિષય છે એવું, સામાન્ય જ્ઞાન 'ઋજુમતિ' નું છે. જ્યારે 'વિપુલમતિ' ના જ્ઞાનનો વિષય તો સંપૂર્ણ મનુષ્યક્ષેત્ર છે.

अर्धतृतीयद्वीपसमुद्रेषु अर्धतृतीयांगुलहीनेषु संज्ञिमनांसि ऋजुमतिः जानाति । विपुलमतिः अर्धतृतीयैः अंगुलैः अभ्यधिकेषु ॥ इति चार्थतः श्रीज्ञानसूरिकृतावश्यकाचूर्णौ ॥

ऋजुधीः कालतः पल्यासंख्यभागं जघन्यतः ।
अतीतानागतं जानात्युत्कर्षादपि तन्मितम् ॥ ९३१ ॥

तावत्कालभूतभाविमनःपर्यायबोधतः ।
तावन्तमेव विपुलधीस्तु पश्यति निर्मलम् ॥ ९३२ ॥

सर्वभावानन्तभागवर्त्तिनोऽनन्तपर्यवान् ।
ऋजुधीर्भावतो वेत्ति विपुलस्तांश्च निर्मलान् ॥ ९३३ ॥

इति मनःपर्यायविषयः ॥

केवली द्रव्यतः सर्वं द्रव्यं मूर्त्तममूर्त्तकम् ।
क्षेत्रतः सकलं क्षेत्रं सर्वं कालं च कालतः ॥ ९३४ ॥

भावतः सर्वपर्यायान् प्रतिद्रव्यमनन्तकान् ।
भावतो भाविनो भूतान् सम्यग् जानाति पश्यति ॥९३५॥युग्मम्॥

---

વળી જ્ઞાનસૂરિકૃત આવશ્યકસૂત્રની ટીકામાં નીચેની મતલબના શબ્દો છે:—

અઢીદ્વીપસમુદ્રોમાંથી અઢી આંગળ બાદ કરતાં રહે એટલા ક્ષેત્રમાં રહેલા સંજ્ઞી જીવોના મન ' ઋજુમતિ ' જાણે છે. અને ' વિપુલમતિ ' એનાથી અઢી આંગળ અધિક ક્ષેત્રના સંજ્ઞી જીવોનાં મન જાણે છે.

' ઋજુમતિ ' જઘન્યપણે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો અતીત–અનાગત કાળ જાણે છે. ઉત્કૃષ્ટપણે પણ એટલો જ. ૯૩૧.

' વિપુલમતિ ' મનઃપર્યવજ્ઞાની પણ તેટલાજ ભૂત–ભાવિકાળ વિષે તેટલું જ જાણે છે, પણ એ એ નિર્મળ જાણે છે. ૯૩૨.

' ઋજુમતિ ' ' ભાવથી ' સર્વ પદાર્થોના અનન્તમા ભાગે રહેલા અનન્ત પર્યાયો જાણે છે. ' વિપુલમતિ ' એ પર્યાયો નિર્મળપણે જાણે છે. ૯૩૩.

આ પ્રમાણે મનઃપર્યવજ્ઞાનના વિષયનું સ્વરૂપ છે.

હવે કેવળજ્ઞાનના ' વિષય ' વિષે.

કેવળજ્ઞાની રૂપીઅરૂપી સર્વ દ્રવ્યોને સર્વ કાળે સર્વ ક્ષેત્રે જુએ છે. પ્રત્યેક દ્રવ્યના

विहायःकाल[illegible]ः सर्वद्रव्ये[illegible] संगतावपि ।
पृथगुक्तिः पुनः [illegible]त्रकाल[illegible]ध्येति [illegible] ॥ ९३६ ॥

इति केवल[illegible]ानविषयः ॥

मत्यज्ञानी तु मिथ्यात्वमिश्रेणावग्र[illegible]ादेना ।
औत्पत्तिक्यादिना यद्वा पदार्थान् विषयीकृतान् ॥ ९३७ ॥
वेत्त्यवायादिना तांश्च पश्यत्यवग्रहादिना ।
मत्यज्ञानेन विशेषसामान्यावगमात्मना ॥ ९३८ ॥ युग्मम् ॥
मत्यज्ञानपरिगतं क्षेत्रं कालं च वेत्त्यसौ ।
मत्यज्ञानपरिगतान् स वेत्ति पर्यवानपि ॥ ९३९ ॥
श्रुताज्ञानी पुनर्मिथ्याश्रु[illegible]तसन्दर्भगर्भितान् ।
द्रव्यक्षेत्रकालभावान् वेत्ति प्रज्ञापयत्यपि ॥ ९४० ॥
एवं विभंगानुगतान् विभंगज्ञानवानपि ।
द्रव्यक्षेत्रकालभावान् कथंचिद्वेत्ति पश्यति ॥ ९४१ ॥

---

અનન્ત પર્યાયો, ભૂત-ભવિષ્ય અને વર્તમાન એમ સર્વ કાળના, સમ્યક્ પ્રકારે જાણે છે-જુએ છે. ( આકાશ અને કાળને ‘ સર્વદ્રવ્યો ’ માં સમાવેશ થઈ જાય છે છતાં જૂદાં કહ્યાં એ એટલા માટે કે ક્ષેત્ર અને કાળની રૂઢિ એવી છે). ૯૩૪-૯૩૬.

આ પ્રમાણે કેવળજ્ઞાનના વિષયનું સ્વરૂપ છે.

હવે ત્રણ અજ્ઞાનના ‘ વિષય ’ વિષે.

( ૧. ) મતિઅજ્ઞાની મનુષ્ય મિથ્યાત્વમિશ્ર અવગ્રહ વગેરે અથવા ઉત્પત્તિકી ( બુદ્ધિ ) વગેરેના વિષયરૂપ પદાર્થોને, મતિઅજ્ઞાનને લીધે, વિશેષ સામાન્ય બોધાત્મક અવાય વગેરેવડે જાણે છે અને અવગ્રહ વગેરેવડે જુએ છે. ૯૩૭-૯૩૮.

વળી એ મતિઅજ્ઞાનથી પરિગત એવા ક્ષેત્ર તથા કાળને જાણે છે, તથા એવા જ પર્યાયોને પણ જાણે છે. ૯૩૯.

( ૨ ). શ્રુતઅજ્ઞાની મનુષ્ય મિથ્યાશ્રુતયુક્ત દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-અને ભાવને જાણે છે અને અન્યને પ્રરૂપણા પણ કરે છે. ૯૪૦.

( ૩ ). એવી જ રીતે વિભંગજ્ઞાની પણ, વિભંગજ્ઞાનાનુગત દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને કથંચિત્ જાણે છે અને જુએ છે. જેમકે, દિશાઓને જાણે પવિત્ર કરવા જળ ઉડાડતો શિવરાજર્ષિ

यथा स शिवराजर्षिर्दिशाप्रोक्षकतापसः ।
विभंगज्ञानतोऽपश्यत् सप्तद्वीपपयोनिधीन् ॥ ९४२ ॥
निशम्य तानसंख्येयान् जगद्गुरुनिरूपिता- ।
संदिहानो वीरपार्श्वे प्रव्रज्य स ययौ शिवम् ॥ ९४३ ॥

इदं पंचविधं ज्ञानं जिनैर्यत्परिकीर्त्तितम् ।
तद् द्वे प्रमाणे भवतः प्रत्यक्षं च परोक्षकम् ॥ ९४४ ॥

स्वस्य ज्ञानस्वरूपस्य घटादेर्यत्परस्य च ।
निश्चायकं ज्ञानमिह तत्प्रमाणमिति स्मृतम् ॥ ९४५ ॥

यदाहुः— स्वपरव्यवसायि ज्ञानं प्रमाणम् । इति ॥

तत्रेन्द्रियानपेक्षं यज्जीवस्यैवोपजायते ।
तत्प्रत्यक्षं प्रमाणं स्यादन्त्यज्ञानत्रयात्मकम् ॥ ९४६ ॥

इन्द्रियैर्हेतुभिः ज्ञानं यदात्मन्युपजायते ।
तत्परोक्षमिति ज्ञेयमाद्यज्ञानद्वयात्मकम् ॥ ९४७ ॥

प्रत्यक्षे च परोक्षे चावायांशो निश्चयात्मकः ।
यः स एवात्र साकारः प्रमाणव्यपदेशभाक् ॥ ९४८ ॥

---

વિભંગજ્ઞાનને લીધે સાત દ્વીપસમુદ્રો જાણતો હતો. પણ પછી સંદેહમાં પડી અને શ્રીવીરપ્રભુ પાસે અસંખ્ય દ્વીપસમુદ્રની વાત સાંભળી દીક્ષા લઈ મોક્ષે ગયો. ૯૪૧–૯૪૩.

જિનપ્રભુએ જે આ પાંચ પ્રકારનું જ્ઞાન કહ્યું છે તે બે પ્રમાણરૂપ છે:

(૧) પ્રત્યક્ષપ્રમાણ અને (૨) પરોક્ષપ્રમાણ. ૯૪૪.

જ્ઞાનરૂપ એવા પોતાના આત્માને, અને ઘટાદિકરૂપ એવા પરને નિશ્ચય કરાવનારૂં જે જ્ઞાન–તે અહિં પ્રમાણરૂપ સમજવાનું છે. કેમકે **स्वपरव्यवसायि ज्ञानम् प्रमाणम्** એવી ઉક્તિ છે. ૯૪૫.

ઇન્દ્રિઓની અપેક્ષાવિના જે જીવને જ ઉત્પન્ન થાય છે એ (૧) પ્રત્યક્ષ પ્રમાણ છે. છેલ્લાં ત્રણ જ્ઞાન એ પ્રત્યક્ષ પ્રમાણ છે. ૯૪૬.

ઇન્દ્રિયોરૂપ હેતુવડે આત્માને વિષે જે જ્ઞાન ઉત્પન્ન થાય છે એ (૨) પરોક્ષપ્રમાણ. પહેલાં બે જ્ઞાન પરોક્ષપ્રમાણ છે. ૯૪૭.

પ્રત્યક્ષપ્રમાણ અને પરોક્ષપ્રમાણમાં જે નિશ્ચયાત્મક 'અવાય' નો અંશ છે એજ અહિં પ્રમાણ નામક સાકાર છે. ૯૪૮.

यथाभिहितम्—

साकारः प्रत्ययः सर्वो विमुक्तः संशयादिना ।
साकारार्थपरिच्छेदात्प्रमाणं तन्मनीषिणाम् ॥ ९४९ ॥

सामान्यैकगोचरस्य दर्शनस्यात एव च ।
न प्रामाण्यं संशयादेरप्येवं न प्रमाणता ॥ ९५० ॥

अत एव मतिज्ञाने सम्यक्त्वदलिकान्वितः ।
योऽवायांशः स प्रमाणं स्यात्पौद्गलिकसद्दृशाम् ॥ ९५१ ॥

प्रक्षीणसप्तकानां चावायांश एव केवलः ।
प्रमाणमप्रमाणं चावग्रहाद्या अनिर्णयात् ॥ ९५२ ॥

अयं च तत्वार्थवृत्त्याद्यभिप्रायः ॥

रत्नावतारिकादौ च मतिज्ञानस्य तद्भेदानां अवग्रहादीनां च सांव्यवहारिकप्रत्यक्षप्रमाणत्वमुक्तम् । तथा च तद्ग्रन्थः—अवग्रहश्च ईहा च अवायश्च धारणा च ताभिः भेदः विशेषः तस्मात् प्रत्येकं इन्द्रियानिन्द्रियनिबन्धनं प्रत्यक्षं चतुर्भेदम् । इति ॥

---

કહ્યું છે કેઃ—

સાકાર પ્રત્યય સર્વ સંશયરહિત છે, અને સાકાર પદાર્થના પરિચ્છેદથી બુદ્ધિમાનો એને પ્રમાણરૂપ માને છે. અને એને લીધે જ, ફક્ત એક સામાન્યને જ ગોચર એવું દર્શન પ્રમાણરૂપ ગણાતું નથી તેમ સંશય આદિ પણ પ્રમાણરૂપ ગણાતા નથી. એથી જ વળી મતિજ્ઞાનને વિષે સમ્યક્ત્વના દળવાળો જે અવાયાંશ છે તે પુદ્ગલિક નિર્મળ દૃષ્ટિવાળાઓને પ્રમાણરૂપ છે. વળી જેઓની સર્વે–સાતે પ્રકૃતિઓ ક્ષીણ થયેલી છે એઓને કેવળ અવાયાંશ જ પ્રમાણભૂત છે, પણ અવગ્રહ આદિ તો અનિર્ણયને લીધે અપ્રમાણભૂત છે. ૯૪૯—૯૫૨.

આ પ્રમાણેનો 'તત્વાર્થવૃત્તિ' વગેરેનો અભિપ્રાય છે.

'રત્નાવતારિકા' માં તો મતિજ્ઞાનને અને એના અવગ્રહ આદિ ભેદોને વ્યવહારિક પ્રત્યક્ષ પ્રમાણ ગણ્યાં છે. એ ગ્રંથમાં કહ્યું છે કે–ઈહા, અવગ્રહ, અવાય અને ધારણા–આ ચારે ભિન્નભિન્ન ભેદ છે તેથી પ્રત્યેક ઇન્દ્રિયના અને અનિન્દ્રિયના કારણરૂપ એવું જે પ્રત્યક્ષપ્રમાણ–તે ચાર પ્રકારનું છે.

श्रुतज्ञानेऽप्यवायांशः प्रमाणमनया दिशा ।
निमित्तापेक्षणादेते परोक्षे इति कीर्त्तिते ॥ ९५३ ॥

परोक्षं ह्यनलज्ञानं धूमज्ञाननिमित्तकम् ।
लोके तद्वदिमे ज्ञेये इन्द्रियादिनिमित्तके ॥ ९५४ ॥

इदं च निश्चयनयापेक्षया व्यपदिश्यते ।
प्रत्यक्षव्यपदेशोऽपि व्यवहारान्मतोऽनयोः ॥ ९५५ ॥

तथोक्तं नन्द्याम्—

तं समासओ दुविहं पण्णत्तं । तं इंदियपच्चक्खं च नोइन्दियपच्चक्खं च इत्यादि ॥

ननु च   प्रत्यक्षमनुमानं चागमश्चेति त्रयं विदुः ।
प्रमाणं कापिला अक्षपादास्तत्रोपमानकम् ॥ ९५६ ॥

मीमांसकाः षडर्थापत्त्यभावाभ्यां सहोचिरे ।
द्वे त्रीणि वा काणभुजा द्वे बौद्धा आदितो विदुः ॥ ९५७ ॥

एकं च लौकायतिका प्रमाणानीत्यनकधा ।
परैरुक्तानि किं तानि प्रमाणान्यथवान्यथा ॥ ९५८ ॥

આ રીતે શ્રુતજ્ઞાનમાં પણ અવાયાંશ પ્રમાણભૂત કહેવાય.

ઉપર મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન બેઉને પરોક્ષ કહ્યાં છે એ નિમિત્તની અપેક્ષાને લીધે કહ્યાં છે. જેમ ધુમાડાના જ્ઞાનરૂપ નિમિત્તવાળું અગ્નિનું જ્ઞાન પરોક્ષ છે તેમ લોકમાં મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનને પણ ઇન્દ્રિયાદિક નિમિત્ત જોઇતું હોવાથી, એ બેઉ પરોક્ષ છે. આ બધું કહ્યું એ નિશ્ચયનયની અપેક્ષાએ કહ્યું છે. વ્યવહારમાં તો બેઉને પ્રત્યક્ષપ્રમાણ પણ કહ્યા છે. ૯૫૩—૯૫૫.

એ ( પ્રત્યક્ષ ) સંબંધે નંદીસૂત્રમાં કહ્યું છે કે–પ્રત્યક્ષ બે પ્રકારનું છેઃ (૧) ઇન્દ્રિયપ્રત્યક્ષ અને (૨) નોઇન્દ્રિય પ્રત્યક્ષ.

અહિં–પ્રમાણના સંબંધમાં શિષ્ય પ્રશ્ન કરે છે કે—

કપિલમુનિને મતે પ્રત્યક્ષ, અનુમાન અને આગમ–એમ ત્રણ પ્રમાણ છે. અક્ષપાદને મતે એ ત્રણ ને એક ચોથું ' ઉપમાન ' વધારે. મીમાંસકોને મતે એ ચાર ઉપરાંત (૫) અર્થાપત્તિ અને (૬) અભાવ–એમ છ. કણાદઋષિને મતે પહેલાં બે કે ત્રણ. બૌદ્ધોને મતે પ્રથમનાં બે. અને નાસ્તિકોને મતે ફક્ત એક ' પ્રત્યક્ષ '. એવીરીતે અન્યઅન્ય મતવાળાઓ અનેક પ્રમાણો માને છે. તો તે સર્વ સત્ય માનવાં કે અસત્ય માનવાં ? ૯૫૬—૯૫૮.

अत्रोच्यते—

एतान्याद्यज्ञानयुग्मेऽन्तर्भूतान्यखिलान्यपि ।
इन्द्रियार्थसन्निकर्षनिमित्तकतया किल ॥ ९५९ ॥
अप्रमाणानि वामूनि मिथ्यादर्शनयोगतः ।
असद्बोधव्यापृतेश्चोन्मत्तवाक्यप्रयोगवत् ॥ ९६० ॥
पंचानामप्यथैतेषां सहभावो विचार्यते ।
एकं द्वे त्रीणि चत्वारि स्युः सहैकत्र देहिनि ॥ ९६१ ॥

तथाहि— प्राप्तं निसर्गसम्यक्त्वं येन स्यात्तस्य केवलम् ।
मतिज्ञानमनवाप्तश्रुतस्यापि शरीरिणः ॥ ९६२ ॥
अत एव मतिर्यत्र श्रुतं तत्र न निश्चितम् ।
श्रुतं यत्र मतिर्ज्ञानं तत्र निश्चितमेव हि ॥ ९६३ ॥

अयं तत्वार्थवृत्त्याद्यभिप्रायः ॥

नन्दीसूत्रादौ तु—

जत्थ मइनाणं तत्थ सुअनाणं । जत्थ सुअनाणं तत्थ मइनाणं । इत्युक्तम् ॥

---

એ પ્રશ્નનું સમાધાન નીચે કહીએ છીએ—

એ સર્વ પ્રમાણો પહેલા બે પ્રમાણમાં સમાઈ જાય છે. કારણકે એમને ' ઇન્દ્રિય અને અર્થ ' જેવું નિકટપણું છે. અથવા તો મિથ્યાદર્શનના યોગથી, અસત્ બોધના વ્યાપારને લીધે, ઉન્મત્તની વાચાળતાની જેમ, એ સર્વ અપ્રમાણ છે. ૯૫૯–૯૬૦.

હવે એ પાંચે જ્ઞાનોના સહભાવ કે એકત્રવાસ વિષે વિચાર કરીએ. કેમકે એમનામાંના એક, બે, ત્રણ કે ચાર સુદ્ધાં એકસાથે એક જ પ્રાણીમાં હોઇ શકે છે. ૯૬૧.

જે પ્રાણીને નિસર્ગતઃ સમ્યકત્વ પ્રાપ્ત થયેલું હોય છે તેને શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ વિના પણ કેવળ મતિજ્ઞાન તો હોય છે. આ ઉપરથી **મતિः यत्र श्रुतं तत्र** ( જ્યાં મતિ–બુદ્ધિ હોય ત્યાં શ્રુત હોય ) એ વાત નિશ્ચિત નથી. જોકે ' જ્યાં શ્રુત હોય ત્યાં મતિજ્ઞાન હોય ' એ વાત નિશ્ચળ છે. ૯૬૨–૯૬૩.

એ તત્વાર્થવૃત્તિ આદિનો અભિપ્રાય છે.

' નંદીસૂત્ર ' વગેરેમાં તો " જ્યાં મતિજ્ઞાન છે ત્યાં શ્રુતજ્ઞાન છે; અને જ્યાં શ્રુતજ્ઞાન છે ત્યાં મતિજ્ઞાન છે " એમ કહેલું છે.

अत एव एकेन्द्रियाणामपि श्रुतज्ञानं स्वीकृतं श्रुते ॥

यथा— जह सुहुमं भाविंदियनाणं दव्विंदियावरोहे वि ।
दव्वसुआभावंमि वि भावसुअं पत्थिवाइणं ॥ १ ॥

भावेन्द्रियोपयोगश्च बकुलादिवत् एकेन्द्रियाणां सर्वेषां भाव्यः ॥
तथा मलयगिरिपूज्या अप्याहुः नन्दीवृत्तौ—

यद्यपि तेषां एकेन्द्रियादीनां परोपदेशश्रवणासम्भवः तथापि तेषां तथाविधक्षयोपशमभावतः कश्चित् अव्यक्तः अक्षरलाभो भवति। यद्वशात् अक्षरानुषक्तं श्रुतज्ञानं उपजायते। इत्थं चैतदंगीकर्तव्यम्–तेषामपि आहाराद्यभिलाष उपजायते। अभिलाषश्च प्रार्थना। सा च यदीदमहं प्राप्नोमि तदा भव्यं भवतीत्याद्यक्षरानुविद्धैव। ततस्तेषामपि काचित् अव्यक्ताक्षरोपलब्धिः अवश्यं प्रतिपत्तव्या ॥ इति ॥

मतिज्ञानश्रुतज्ञानरूपे द्वे भवतः सह ।
त्रीणि ते सावधिज्ञाने समनःपर्यवे तु वा ॥ ९६४ ॥

---

એ ઉપરથી જ આગમમાં ‘ એકેન્દ્રિય જીવમાં પણ શ્રુતજ્ઞાન છે ’ એમ સ્વીકાર કર્યો છે.

જુઓ: જેમ દ્રવ્યેન્દ્રિયનો અવરોધ થયો હોય છતાં સૂક્ષ્મ ભાવેન્દ્રિયનું જ્ઞાન હોય છે તેમ દ્રવ્યશ્રુતનો અભાવ છતાં પૃથ્વી આદિકમાં ભાવશ્રુત હોય છે. (૧)

વળી ભાવ–ઇન્દ્રિયોનો ઉપયોગ તો બકુલ આદિની પેઠે સર્વ એકેન્દ્રિયોમાં છે એમ સમજવું.

પૂજ્યપાદ મલયગિરિ પણ નંદીસૂત્રની ટીકામાં કહે છે કે—

એ એકેન્દ્રિય જીવોને બીજાઓનો ઉપદેશ કર્ણગોચર થવો અસંભવિત છે તોપણ કોઈ એવા પ્રકારના ક્ષયોપશમને લીધે એમને કંઇ અવ્યક્ત અક્ષરલાભ તો થાય છે. અને એને લીધે અક્ષરની પાછળ શ્રુતજ્ઞાન પણ આવે છે. આ વાતનો સ્વીકાર આવી રીતે કરવો:- એમને પણ આહાર આદિની અભિલાષા થાય છે, અને અભિલાષા એટલે પ્રાર્થના. અને તે પ્રાર્થના પણ ‘ આ વસ્તુ જો મને મળી જાય તો બહુ સારૂં થાય ’ ઇત્યાદિ અક્ષરસંયુક્ત જ છે, ત્યારે એપરથી એ એકેન્દ્રિય જીવોને પણ કંઇક અવ્યક્ત અક્ષરની અવશ્ય પ્રાપ્તિ હોય છે એમ સમજવું.

મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન બે એક સાથે હોય છે. તેમ તે બેની સાથે અવધિજ્ઞાન કે મનઃ-

चतुर्णां सहभावोऽपि छद्मस्थश्रमणे भवेत् ।
पंचानां सहभावे तु मतद्वितयमुच्यते ॥ ९६५ ॥
केचिदूचुर्न नश्यन्ति यथार्केऽभ्युदिते सति ।
महांसि चन्द्रनक्षत्रदीपादीन्यखिलान्यपि ॥ ९६६ ॥
भवन्त्यकिंचित्कराणि किन्तु प्रकाशनं प्रति ।
छाद्मस्थिकानि ज्ञानानि प्रोद्भूते केवले तथा ॥९६७॥ युग्मम् ॥
ततो न केवलेनैषां सहभावो विरुध्यते ।
अव्यापारान्निष्फलानामप्यक्षाणामिवार्हति ॥ ९६८ ॥
अन्ये त्वाहुर्न सन्त्येव केवलज्ञानशालिनि ।
छाद्मस्थिकानि ज्ञानानि युक्तिस्तत्राभिधीयते ॥ ९६९ ॥
अवायसद्द्रव्याभावात् मतिज्ञानं न सम्भवेत् ।
न श्रुतज्ञानमपि यत्तन्मतिज्ञानपूर्वकम् ॥ ९७० ॥
रूपिद्रव्यैकविषये न तृतीयतुरीयके ।
लोकालोकविषयकज्ञानस्य सर्ववेदिनः ॥ ९७१ ॥

પર્યવજ્ઞાન પણ હોય છે અને એમ થવાથી ત્રણનો પણ એકત્ર સાથ થાય છે. વળી કેવળજ્ઞાન થયા પહેલાં ( છદ્મસ્થપણામાં ) શ્રમણપણામાં ચારનો સહભાવ પણ હોય છે. પાંચે જ્ઞાનોના સહભાવના સંબંધમાં બે મત છે. ૯૬૪–૯૬૫.

કેટલાક એમ કહે છે કે જેમ સૂર્યનો અભ્યુદય થયે છતે પણ ચંદ્રમા, નક્ષત્ર દીપક આદિ હોય છે ( જોકે પ્રકાશતા બહુ નથી ) તેમ, કેવળજ્ઞાન ઉત્પન્ન થયે ચારે છાદ્મસ્થિક જ્ઞાનોનો પણ સહભાવ તો રહે. કેવળજ્ઞાનની સાથે એમના સહવાસમાં કંઇ વિરોધ નથી આવતો; અર્હત્પ્રભુમાં, અવ્યાપૃત હોઇને નિષ્ફળ રહેતી ઇન્દ્રિયોની જેમ. ૯૬૬–૯૬૮.

બીજાઓ વળી એમ કહે છે કે કેવળજ્ઞાન ઉત્પન્ન થયે છાદ્મસ્થિક જ્ઞાનો રહેતાં નથી. પોતાના મતના આધાર માટે એઓ નીચે પ્રમાણે યુક્તિ રજુ કરે છેઃ— ૯૬૯.

અપાયરૂપી સદ્દ્રવ્યનો અભાવ હોવાથી, મતિજ્ઞાનનો સંભવ નથી. અને મતિજ્ઞાન વિના શ્રુતજ્ઞાનનો પણ સંભવ નથી. વળી એક રૂપી દ્રવ્ય માત્ર જ વિષય છે જેનો એવું ત્રીજું અને ચોથું જ્ઞાન પણ સંભવે નહિં કેમકે પાંચમા જ્ઞાનવાળા ( સર્વવેદી ) પ્રભુમાં લોકાલોક સર્વ વિષયક જ્ઞાન છે. વળી છેલ્લા શિવાયના ( ચાર ) જ્ઞાનો ક્ષયોપશમથી થયેલાં હોયછે, અને છેલ્લું

क्षयोपशमजान्यन्यान्यन्त्यं च क्षायिकं मतम् ।
सहभावस्तदेतेषां पंचानामेति नौचितीम् ॥ ९७२ ॥

कटे सत्युपकल्प्यन्ते जालकान्यन्तरान्तरा ।
मूलतः कटनाशे तु तेषां व्यवहृतिः कुतः ॥ ९७३ ॥

किंच ज्ञानदर्शनयोरेवोपयोगौ स्तो यथाक्रमम् ।
अशेषपर्यायद्रव्यबोधिनोः सर्ववेदिनः ॥ ९७४ ॥

एकस्मिन् समये ज्ञानं दर्शनं चापरक्षणे ।
सर्वज्ञस्योपयोगौ द्वौ समयान्तरितौ सदा ॥ ९७५ ॥

तथाहुः—नाणंमि दंसणंमि य एत्तो एक्कतरयंमि उवउत्ता ।
सव्वस्स केवलिस्सवि जुगवं दो नत्थि उवओगा ॥ ९७६ ॥

इदं सैद्धान्तिकमतं तार्किकाः केचनोचिरे ।
स्यातामेवोपयोगौ द्वावेकस्मिन् समयेऽर्हतः ॥ ९७७ ॥

अन्यथा कर्मण इव स्यादावारकता मिथः ।
एकैकस्योपयोगस्यान्योपयोगोदयद्रुहः ॥ ९७८ ॥

( પાંચમું-કેવળ ) જ્ઞાન ક્ષાયિક હોય છે; એમ ભિન્નભિન્ન પ્રકાર હોવાથી પાંચેનો એકત્રવાસ ઉચિત નથી. ૯૭૦-૯૭૨.

વળી દૃષ્ટાન્ત તરીકે એક સાદડી લ્યો, તે કોઇ સ્થળે અસ્તિત્વમાં હોય તો તો તેમાં વચ્ચે વચ્ચે જાળીઓ હોવાની કલ્પના કરી શકાય. પણ મૂળે સાદડી હોય જ નહિં તો પછી એવી જાળીઓની કલ્પના કરવાની જરૂર જ ક્યાં રહે છે ? ૯૭૩.

વળી સર્વજ્ઞ એવા પ્રભુને, અશેષ દ્રવ્ય અને એના પર્યાયોનો બોધ કરાવનાર જ્ઞાન તથા દર્શનના ઉપયોગ અનુક્રમે જ હોય છે. અર્થાત્ એક સમયે જ્ઞાન હોય છે અને બીજે સમયે દર્શન હોય છે એમ બેઉ ઉપયોગો જૂદેજૂદે સમયે હોય છે. ૯૭૪-૯૭૫.

કહ્યું છે કે—જ્ઞાન અને દર્શન-એ બેમાંથી, એકીવેળાએ એકમાં જ સર્વ કેવળીઓ ઉપયુક્ત એટલે ઉપયોગવાળા હોય છે; એક સાથે બેઉમાં નહિં. ૯૭૬.

આ અભિપ્રાય સિદ્ધાન્તવાદીઓનો છે. તર્કશાસ્ત્રીઓ તો કેટલાક એમ કહે છે કે અર્હત્-પ્રભુને એક જ સમયે બેઉ ઉપયોગો ખુશીથી હોય-હોય જ છે. જો એમ ન હોય તો એક ઉપયોગ, કર્મની જેમ અન્ય ઉપયોગનો દ્રોહ કરીને એને અટકાવી દઇ શકે. વળી એ બેઉ

यच्चैतयोः साद्यनन्त स्थितिरुक्तापयोगयोः ।
व्यर्था स्यात्साप्यनुदयादेकैकसमयान्तरे ॥ ९७९ ॥

अन्ये च केचन प्राहुः ज्ञानदर्शनयोरिह ।
नास्ति केवलिनो भेदो निःशेषावरणक्षयात् ॥ ९८० ॥

ज्ञानैकदेशः सामान्यमात्रज्ञानं हि दर्शनम् ।
तत्कथं देशतो ज्ञानं सम्भवेत्सर्ववेदिनः ॥ ९८१ ॥

उक्तं च—केइ भणंति जुगवं जाणइ पासइ य केवली नियमा ।
अन्ने एगंतरियं इच्छन्ति सुओवएसेणं ॥ १ ॥

अन्ने न चेव वीसुं दंसणमिच्छन्ति जिणवरिन्दस्य ।
जं चिय केवलनाणं तं चिय से दंसणं विंति ॥ २ ॥

अत्र च भूयान् युक्तिसन्दर्भः अस्ति । स तु नन्दीवृत्तिसम्मत्यादिभ्योऽवसेयः ॥

अथ प्रकृतम्—

---

ઉપયોગોની સાદિઅનન્ત સ્થિતિ કહેલી છે એ પણ એકેક સમયને અન્તરે ઉદયે નહિં આવવાથી વ્યર્થ થાય છે. ૯૭૭–૯૭૯.

વળી અન્ય કેટલાક એમ કહે છે કે કેવળજ્ઞાનીને તો આવરણમાત્ર ક્ષીણ થઇ ગયાં છે તો એમને જ્ઞાન ને દર્શન એવો ભેદ શાનો ? વળી જ્ઞાનના એક દેશરૂપ સામાન્ય માત્ર જ્ઞાન–એ દર્શન છે; તોપછી સર્વવેદી ( સર્વજ્ઞ ) ને ' દેશતઃ '–દેશથી ( અર્થાત્ વિભાગમાત્ર ) જ્ઞાન કેમ સંભવે ? ૯૮૦–૯૮૧.

કહ્યું છે કે—

કેટલાકને મતે કેવળજ્ઞાની નિશ્ચયે એકીસાથે જ જાણે છે અને જુએ છે. કેટલાકો વળી શ્રુતનો આધાર આપીને કહે છે કે બેઉ ( જ્ઞાન ને દર્શન ) એકાન્તરિત છે. (૧)

વળી અન્ય કેટલાક જિનપ્રભુનું ભિન્નદર્શન માનતા નથી; પરંતુ જે કેવળજ્ઞાન છે એ જ દર્શન છે એમ કહે છે. (૨)

આના સંબંધમાં અનેક યુક્તિપ્રયુક્તિયુક્ત લખાણો છે. એ સર્વ નન્દીસૂત્રની વૃત્તિ–સમ્મતિતર્ક વગેરે ગ્રંથોમાંથી જાણી લેવાં.

હવે પ્રસ્તુત બાબતપર આવીએ:—

विनैताभ्यां परः कश्चिन्नोपयोगोऽर्हतां मतः ।
ततः कथं भवेत्तेषां मत्यादिज्ञानसम्भवः ॥ ९८२ ॥

इत्यादि प्रायः अर्थतः तत्वार्थभाष्यवृत्तिगतम् ॥

अथ ज्ञानस्थितिर्द्वेधा प्रज्ञप्ता परमेश्वरैः ।
साद्यनन्ता सादिसान्ता तत्राद्या केवलस्थितिः ॥ ९८३ ॥
शेषज्ञानानां द्वितीया तत्राद्यज्ञानयोर्लघुः ।
अन्तर्मुहूर्त्तमुत्कृष्टा षट्षष्टिः सागराणि च ॥ ९८४ ॥ युग्मम् ॥

इयं चैवम्—त्रयस्त्रिंशत्वार्धिमानौ भवौ द्वौ विजयादिषु ।
द्वाविंशत्यब्धिमानान् वा भवांस्त्रीनच्युतादिषु ॥ ९८५ ॥
कृत्वोत्कर्षात् शिवं यायात् सम्यक्त्वमथवा त्यजेत् ।
सातिरेका नरभवैः षट्षष्टिर्वार्धयस्तदा ॥ ९८६ ॥ युग्मम् ॥

यदाहुः—दोवारे विजयाइसु गयस्स तिन्नच्चुए अहव ताइं ।
अइरेगं नरभवियं नाणाजीवाण सव्वद्धं ॥ १ ॥

" અર્હત્પ્રભુને, જ્ઞાન અને દર્શન એ બે ઉપરાંત કોઇ ત્રીજો ઉપયોગ તો કહ્યો નથી ત્યારે એમને મતિજ્ઞાન વગેરે ક્યાંથી સંભવે ? " ઇત્યાદિ અર્થનું લખાણ પ્રાયઃ તત્વાર્થ-ભાષ્યનીવૃત્તિમાં છે. ૯૮૨.

હવે જ્ઞાનની સ્થિતિ વિષે.

જિનપ્રભુએ જ્ઞાનની સ્થિતિ બે પ્રકારની કહી છે: (૧) સાદિઅનન્ત અને (૨) સાદિ-સાન્ત. કેવળજ્ઞાનની સ્થિતિ સાદિઅનન્ત છે. બીજા ચારેની સાદિસાન્ત છે. પહેલા બે જ્ઞાનની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની, અને ઉત્કૃષ્ટ છાસઠ સાગરોપમની છે. ૯૮૩–૯૮૪.

એ આ પ્રમાણે:—વિજય આદિમાં તેત્રીશ તેત્રીશ સાગરોપમના બે ભવ અથવા અચ્યુત દેવલોક આદિમાં બાવીશ બાવીશ સાગરોપમના ત્રણ ભવ કરીને ઉત્કૃષ્ટ: મોક્ષ પામે. અથવા સમકિત ખોઇ નાખે ત્યારે મનુષ્યભવોવડે છાસઠ સાગરોપમથી કંઇક અધિક કાળ થાય. ૯૮૫–૯૮૬.

કહ્યું છે કે—બેવાર વિજય આદિમાં જવાથી, અથવા ત્રણવાર અચ્યુત આદિમાં જવાથી છાસઠ સાગરોપમ થાય. મનુષ્યના જ ભવોમાં રહે તો એથી કંઇ વિશેષ થાય. નાનાપ્રકારના જીવોની અપેક્ષાએ વળી એ જ્ઞાનો સર્વકાળ હોય. (૧).

अथोत्कृष्टावधिज्ञानस्थितिरेषैव वर्णिता ।
जघन्या चैकसमयं सा त्वेवं परिभाव्यते ॥ ९८७ ॥

यदा विभंगकज्ञानी सम्यक्त्वं प्रतिपद्यते ।
तदा विभंगसमये तस्मिन्नेवावधिर्भवेत् ॥ ९८८ ॥

क्षणे द्वितीये तद्ज्ञानं चेत्पतेन्मरणादिना ।
तदा जघन्या विज्ञेयावधिज्ञानस्थितिर्बुधैः ॥ ९८९ ॥

संयतस्याप्रमत्तत्वे वर्तमानस्य कस्यचित् ।
मनोज्ञानं समुत्पद्य द्वितीयसमये पतेत् ॥ ९९० ॥

एवं मनःपर्यवस्य स्थितिर्लघ्वी क्षणात्मिका ।
देशोना पूर्वकोटी तु महती सापि भाव्यते ॥ ९९१ ॥

पूर्वकोटयायुषो दीक्षाप्रतिपत्तेरनन्तरम् ।
मनोज्ञाने समुत्पन्ने यावज्जीवं स्थिते च सा ॥ ९९२ ॥

स्थितिर्लघ्वी ऋजुमतिमनोज्ञानव्यपेक्षया ।
अन्यत्त्वप्रतिपातित्वादाकैवल्यं हि तिष्टति ॥ ९९३ ॥ युग्मम् ॥

અવધિજ્ઞાનની ઉત્કૃષ્ટ સ્થિતિ એટલીજ એટલે છાસઠ સાગરોપમની હોય છે. એની જઘન્ય સ્થિતિ એક સમયની છે—તે આ પ્રમાણે:—જ્યારે વિભંગજ્ઞાની સમકિત પામે છે ત્યારે તે વિભંગના સમયમાંજ એને અવધિજ્ઞાની થાય છે. જો મરણુ આદિને લીધે બીજેજ ક્ષણે એ જ્ઞાન પડે તો અવધિજ્ઞાનની જઘન્ય સ્થિતિ થાય. ૯૮૭–૯૮૯.

અપ્રમત્તપણે રહેતા કોઈ સંયતિને મન:પર્યવજ્ઞાન ઉત્પન્ન થઈને બીજેજ ક્ષણે પડે છે એવું બને છે, એટલે એપરથી એની જઘન્ય સ્થિતિ એક સમયની કહેવાય છે જ્યારે એની ઉત્કૃષ્ટ સ્થિતિ પૂર્વકોટિથી કંઈક ઉણી છે. ૯૯૦–૯૯૧.

પૂર્વકોટિના આયુષ્યવાળા જીવને દીક્ષા લીધા પછી મન:પર્યવજ્ઞાન ઉત્પન્ન થાય અને યાવજ્જીવ રહે તે સ્થિતિ ઉત્કૃષ્ટ સ્થિતિ. ઉપર જઘન્ય સ્થિતિ કહી છે એ ઋજુમતિ મન:-પર્યવજ્ઞાનની અપેક્ષાએ કહી છે. વિપુલમતિ મન:પર્યવજ્ઞાન તો અપ્રતિપાતી હોવાથી કેવળ-જ્ઞાનની પ્રાપ્તિ સુધી રહે છે. ૯૯૨–૯૯૩.

केवलस्थितिरुक्तैव साद्यनन्तेत्यनन्तरम् ।
मत्यज्ञानश्रुताज्ञानस्थितिस्त्रेधा भवेदथ ॥ ९९४ ॥
अनाद्यनन्ताभव्यानां भव्यानां द्विविधा पुनः ।
अनादिसान्ता साद्यन्ता तत्राद्या ज्ञानसम्भवे ॥ ९९५ ॥
सादिसान्ता पुनर्द्वेधा जघन्योत्कृष्टभेदतः ।
जघन्यान्तर्मुहूर्त्तं स्यात् सा चैवं परिभाव्यते ॥ ९९६ ॥
जन्तोर्भ्रष्टस्य सम्यक्त्वात् पुनरन्तर्मुहूर्त्ततः ।
सम्यक्त्वलब्धौ लघ्वी स्यादज्ञानद्वितयस्थितिः ॥ ९९७ ॥
अनन्तकालचक्राणि कालतः परमा स्थितिः ।
देशोनं पुद्गलपरावर्त्तार्द्धं क्षेत्रतस्तु सा ॥ ९९८ ॥
भावना— सम्यक्त्वतः परिभ्रश्य वनस्पत्यादिषु भ्रमन् ।
सम्यक्त्वं लभतेऽवश्यं कालेनैतावता पुनः ॥ ९९९ ॥
जघन्या त्वेकसमयं विभंगस्य स्थितिः किल ।
उत्पद्य समयं स्थित्वा भ्रश्यतः सा पुनर्भवेत् ॥ १००० ॥

કેવલજ્ઞાનની સ્થિતિ તો સાદિઅનન્ત છે એમ પૂર્વે કહેલું છે.

હવે મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાનની સ્થિતિ ત્રણ પ્રકારની છે: ( ૧ ) અનાદિ–અનન્ત, ( ૨ ) અનાદિસાન્ત, ( ૩ ) સાદિસાન્ત. અભવ્યોની અનાદિ અનન્ત છે. ભવ્યોની અનાદિ-સાન્ત અને સાદિસાન્ત એમ બે પ્રકારે છે. એમાં પહેલા પ્રકારની, જ્ઞાનનો સંભવ હોય, તો હોય. ૯૯૪–૯૯૫.

'સાદિસાન્ત'ના વળી બે ભેદ છે: (૧) જઘન્ય અને (૨) ઉત્કૃષ્ટ. તેમાં 'જઘન્ય' અન્તમુહૂર્ત્તની હોય. તે આવી રીતે:—સમકિતથી પતિત થયેલા પ્રાણીને પુન: અન્તર્મુહૂર્ત્તમાં સમકિત પ્રાપ્ત થાય તો બેઉ અજ્ઞાનોની જઘન્ય સ્થિતિ થાય. ૯૯૬–૯૯૭.

એમની ઉત્કૃષ્ટ સ્થિતિ 'કાળથી' અનન્ત કાળચક્રો સુધીની હોય; અને 'ક્ષેત્રથી' અર્ધપુદ્ગળપરાવર્તનથી કંઇક ઓછી હોય. અને તે એવી રીતે કે સમકિતથી પતિત થઇ વનસ્પતિ આદિમાં પરિભ્રમણ કરતાં કરતાં તેટલે કાળે પુન: નિશ્ચયે સમકિત પામે. ૯૯૮–૯૯૯.

વિભંગજ્ઞાનની સ્થિતિ જઘન્યત: એક સમયની હોય. જે જ્ઞાન ઉત્પન્ન થઇ, એક સમય રહી પડે છે તે જ્ઞાનની એ સ્થિતિ કહેવાય. વળી એની ( વિભંગજ્ઞાનની ) ઉત્કૃષ્ટ

त्रयस्त्रिंशत्सागराणि विभंगस्य स्थितिर्गुरुः ।
देशोनया पूर्वकोट्याधिकानि तत्र भावना ॥ १००१ ॥
देशोनपूर्वकोट्यायुः कश्चिदंगी विभंगवान् ।
ज्येष्टायुरप्रतिष्ठाने तिष्ठेत् विभंगसंयुतः ॥ १००२ ॥

इति ज्ञानस्थितिः ॥

अथ अन्तरम्—

मत्यादिज्ञानतो भ्रष्टः पुनः कालेन यावता ।
ज्ञानमाप्नोति मत्यादिज्ञानानामन्तरं हि तत् ॥ १००३ ॥
अनन्तकालचक्राणि कालतः स्यान्मतिश्रुते ।
देशोनं पुद्गलपरावर्त्तार्द्धं चेत्रतोऽन्तरम् ॥ १००४ ॥
एवमेवावधिमनःपर्यायज्ञानयोः परम् ।
अन्तर्मुहूर्त्तमात्रं च सर्वेष्वेष्वन्तरं लघु ॥ १००५ ॥
केवलस्यान्तरं नास्ति साद्यनन्ता हि तत्स्थितिः ।
अनाद्यन्तानादिसान्तेऽज्ञानद्वयेऽपि नान्तरम् ॥ १००६ ॥

સ્થિતિ, તેત્રીશ સાગરોપમમાં, કંઇક ન્યૂન એવી પૂર્વકોટિ ઉમેરીએ એટલી છે. પૂર્વકોટિ કરતાં સહેજ ન્યૂન આયુષ્યવાળો કોઇ વિભંગજ્ઞાની .જીવ ઉત્કૃષ્ટતઃ એટલો વખત વિભંગજ્ઞાન સહિત અપ્રતિષ્ઠાન નામની નારકીને વિષે રહે છે એવી ભાવના છે. ૧૦૦૦-૧૦૦૨.

આ પ્રમાણે જ્ઞાનની સ્થિતિનું સ્વરૂપ સમજવું.

હવે જ્ઞાનોના અન્તર વિષે.

' મતિજ્ઞાન ' વગેરે જ્ઞાનથી ભ્રષ્ટ થયેલ પ્રાણી પુનઃ જેટલે કાળે જ્ઞાન પ્રાપ્ત કરે તેટલું મતિ આદિક જ્ઞાનોનું અન્તર જાણવું ૧૦૦૩.

મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનનું અન્તર ઉત્કૃષ્ટપણે ' કાળથી ' અનન્તકાળચક્રોનું હોય, અને ' ક્ષેત્રથી ' અર્ધપુદ્ગળપરાવર્તનું હોય. ૧૦૦૪.

વળી અવધિ અને મનઃપર્યવનું અન્તર ઉત્કૃષ્ટતઃ એટલુંજ હોય. જ્યારે એ સર્વનું અન્તર જઘન્યતઃ અન્તર્મુહૂર્ત્તનું હોય છે. ૧૦૦૫.

કેવળજ્ઞાનનું અન્તર નથી કેમકે એની સ્થિતિ સાદિઅનન્ત છે. તેમ અનાદિઅનન્ત અને અનાદિસાન્ત-એવાં બન્ને અજ્ઞાનોને વિષે પણ અન્તર નથી. ૧૦૦૬.

सादिसान्ते पुनस्तत्राधिकाः षट्षष्टिसागराः ।
इयमुत्कृष्टसम्यक्त्वस्थितिरेव तदन्तरम् ॥ १००७ ॥
अन्तरं स्याद्विभंगस्य ज्येष्ठं कालो वनस्पतेः ।
अन्तर्मुहूर्त्तमेतेषु त्रिषु ज्ञेयं जघन्यतः ॥ १००८ ॥

स्तोका मनोज्ञा अवधिमन्तोऽसंख्यगुणास्ततः ।
मतिश्रुतज्ञानवन्तो मिथस्तुल्यास्ततोऽधिकाः ॥ १००९ ॥
असंख्येयगुणास्तेभ्यो विभंगज्ञानशालिनः ।
केवलज्ञानिनोऽनन्तगुणास्तेभ्यः प्रकीर्त्तिताः ॥ १०१० ॥
तदनन्तगुणास्तुल्या मिथो द्व्यज्ञानवर्त्तिनः ।
अप्यष्टस्वेषु पर्याया अनन्ताः कीर्त्तिता जिनैः ॥ १०११ ॥
सर्वेषां पर्यवा द्वेधा स्वकीयापरभेदतः ।
स्वधर्मरूपास्तत्र स्वे परधर्मात्मकाः परे ॥ १०१२ ॥

क्षयोपशमवैचित्र्यान्मतेरवग्रहादयः ।
अनन्तभेदाः षट्स्थानपतितत्वाद् भवन्ति हि । ॥ १०१३ ॥

---

' સાદિસાન્ત ' ( અજ્ઞાનદ્વય ) માં છાસઠ સાગરોપમથી કંઇક અધિક અન્તર છે. અને એ સમકિતની ઉત્કૃષ્ટ સ્થિતિ બરાબર છે. ૧૦૦૭.

વિભંગજ્ઞાનનું ઉત્કૃષ્ટ અન્તર વનસ્પતિના કાળ જેટલું છે. ત્રણે અજ્ઞાનોનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્તનું જાણવું. ૧૦૦૮.

મનઃપર્યવજ્ઞાનીઓ સર્વથી થોડા છે, અવધિજ્ઞાનીઓ એનાથી અનન્તગણા છે. મતિજ્ઞાની અને શ્રુતજ્ઞાની બેઉ પરસ્પર તુલ્ય છે અને અવધિજ્ઞાનીઓ કરતાં અધિક છે. ૧૦૦૯.

એના કરતાં અસંખ્યગણા વિભંગજ્ઞાનીઓ છે, અને અનન્ત ગણા કેવળજ્ઞાનીઓ છે. ૧૦૧૦.

તેથી અનન્તગણા અને પરસ્પર તુલ્ય બેઉ–અજ્ઞાન–વાળાઓ છે. પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન–એમ આઠેમાં પ્રભુએ અનન્ત પર્યાયો કહેલા છે. ૧૦૧૧.

સર્વેના પર્યાયો, (૧) સ્વપર્યાય અને (૨) પરપર્યાય–એમ બે પ્રકારના છે. સ્વધર્મરૂપ–એ સ્વ પર્યાય અને પરધર્મરૂપ એ પરપર્યાય. ૧૦૧૨.

ક્ષયોપશમના વિચિત્રપણાને લીધે, મતિજ્ઞાન છ ' સ્થાન ' માં વ્હેંચાઈ ગયેલું હોઈ, એના ' અવગ્રહ ' આદિ અનન્ત ભેદ થાય છે. ૧૦૧૩.

षट् स्थानानि चैवम्—

संख्येयासंख्येयानन्तभागैर्वृद्धिर्यथाक्रमम् ।
संख्येयासंख्येयानन्तगुणैर्वृद्धिरितीह षट् ॥ १०१४ ॥

अनन्तासंख्यसंख्यानामनन्तासंख्यसंख्यकाः ।
भेदाः स्युरित्यनन्तास्ते मतिज्ञानस्य पर्यवाः ॥ १०१५ ॥

प्रतिज्ञेयं मतिज्ञानं विभिद्येत यतोऽथवा ।
ज्ञेयानन्त्यात्ततोऽनन्ता मतिज्ञानस्य पर्यवाः ॥ १०१६ ॥

निर्विभागैः परिच्छेदैः च्छिन्नं कल्पनयाथवा ।
अनन्तखंडं भवतीत्यनन्ता मतिपर्यवाः ॥ १०१७ ॥

स्वेभ्योऽनन्तगुणा ये च सन्त्यर्थान्तरपर्यवाः ।
यतस्तत्रोपयुज्यन्ते ततस्तेऽप्यस्य पर्यवाः ॥ १०१८ ॥

यद्यप्यस्मिन्नसंबद्धा तथाप्यस्योपयोगतः ।
तेऽदसीया असंबद्धस्वोपयोगिधनादिवत् ॥ १०१९ ॥

आह च—

મતિજ્ઞાનના એ છ સ્થાનો આ પ્રમાણે:—(૧) સંખ્યેય ભાગવૃદ્ધિ, (૨) અસંખ્યેય ભાગવૃદ્ધિ, (૩) અનન્ત ભાગવૃદ્ધિ, (૪) સંખ્યેય ગુણવૃદ્ધિ, (૫) અસંખ્યેય ગુણવૃદ્ધિ, અને (૬) અનન્ત ગુણવૃદ્ધિ. એમાં 'અનન્ત'ના, 'અસંખ્યેય'ના, અને 'સંખ્યેય'ના અનન્ત—અસંખ્યેય—અને—સંખ્યેય ભેદો છે અને તેથી મતિજ્ઞાનના પર્યાયો અનન્ત છે. ૧૦૧૪–૧૦૧૫.

અથવા, જેટલા જ્ઞેય એટલા મતિજ્ઞાનના ભેદ, અને એ જ્ઞેય અનન્ત છે માટે પણ મતિજ્ઞાનના અનન્ત પર્યાયો છે. ૧૦૧૬.

અથવા મતિજ્ઞાનને નિર્વિભાગ પરિચ્છેદોમાં છિન્ન થયેલું કલ્પો. એવા પરિચ્છેદો–ખંડો 'અનન્તા' થાય છે. એટલે પણ એના (મતિજ્ઞાનના) અનન્ત પર્યાયો છે. ૧૦૧૭.

વળી પોતાનાથી અનન્તગણા જે અન્યપદાર્થોના પર્યાયો છે તેઓ પણ એમાં ઉપયુક્ત થાય છે માટે એઓ પણ એના પર્યાયો છે. ૧૦૧૮.

યદ્યપિ એઓ એમાં સંબદ્ધ નથી તથાપિ એના ઉપયુક્તપણાથી, તે તેના છે; સંબદ્ધ નહિં છતાં ઉપયોગી હોવાથી અમુક ધન જેમ પોતાનું કહેવાય છે એમ. ૧૦૧૯.

નીચે પ્રમાણે અન્યત્ર કહેલું છે, જે પણ આ વાતને ટેકો આપે છે:—

ननु जइ ते परपज्जाया न तस्स अह तस्स न परपज्जाया ।
आचार्यः प्राह—जं तंमि असंबद्धा तो परपज्जायववदेसो ॥ १०२० ॥

चायसपज्जायविसेसणाइणा तस्स जमुवजुज्जन्ति ।
सधणमिवासंबद्धं हवन्ति तो पज्जवा तस्स ॥ १०२१ ॥

चायत्ति त्यागेन स्वपर्यायविशेषणादिना च परपर्याया घटादिपर्याया येन कारणेन तस्य ज्ञानस्य उपयुज्यन्ते उपयोगं यान्ति । यतः घटादिसकलवस्तुपर्यायपरित्यागे एव ज्ञानादिरर्थः सुज्ञातो भवतीति सर्वे पर्यायाः परित्यागमुखेन उपयुज्यन्ते । तथा परपर्यायसद्भावे एव एते स्वपर्याया इति विशेषयितुं शक्या इति ॥ स्वपर्यायविशेषणेन परपर्याया उपयुज्यन्ते इति तात्पर्यम् ॥

श्रुतेऽप्यनन्ताः पर्यायाः प्रोक्ताः स्वपरभेदतः ।
स्वीयास्तत्र च निर्दिष्टास्तेऽक्षरानक्षरादयः ॥ १०२२ ॥

क्षयोपशमवैचित्र्याद्विषयानन्त्यतश्च ते ।
श्रुतानुसारिबोधानामानन्त्यात्त्वनन्तकाः ॥ १०२३ ॥

અહિં કોઈ એવી શંકા ઉઠાવે કે " જ્યારે તે પરપર્યાયો છે ત્યારે તેઓ તેના નથી; અને જો તેના છે તો તે પરપર્યાયો નથી " તો એનું સમાધાન એવી રીતે કે 'એ પરપર્યાયો એટલા માટે કહેવાય છે કે એ એની સાથે સંબદ્ધ નથી માટે. ૧૦૨૦.

વળી 'સ્વપર્યાયો એવા વિશેષણને લીધે, પોતાપણાનો ત્યાગ થાય છે; પરન્તુ એના ઉપયોગમાં આવવાથી એ પર્યાયો એના કહેવાય છે; અસંબદ્ધ છતાં પોતાના ઉપયોગમાં આવતું ધન જેમ પોતાનું કહેવાય છે એમ.

સંબંધપણાનો ત્યાગ છતાં 'સ્વપર્યાય' ( એવું વિશેષણ )—એનું કારણ એ કે એ કારણથી પરપર્યાયો એટલે ઘટ આદિના પર્યાયો એ જ્ઞાનના ઉપયોગમાં આવે છે. કેમકે ઘટ વગેરે સર્વ વસ્તુઓના પર્યાયના પરિત્યાગવડે જ જ્ઞાનાદિ અર્થ સુજ્ઞાત થાય છે. આમ સર્વ પર્યાયો ત્યાગસ્વરૂપે ઉપયોગમાં આવે છે. વળી 'પરપર્યાય' એવું કંઈ હોય—એનો સદ્ભાવ હોય, તો જ આ 'સ્વપર્યાય' છે એમ કહેવું શક્ય છે. 'સ્વપર્યાય' ના વિશેષણે કરીને પરપર્યાયોનો ઉપયોગ કરાય છે—એમ તાત્પર્ય છે.

શ્રુતજ્ઞાનના પણ અનન્ત પર્યાયો છે. અને એનાયે સ્વપર્યાય, અને પરપર્યાય—એવા બે ભેદ છે. અક્ષર અનક્ષર વગેરે સ્વપર્યાયો છે. ક્ષયોપશમની વિચિત્રતાથી તથા વિષયોના અનન્તપ-

अविभागपरिच्छेदैरनन्ता वा भवन्ति ते ।
अनन्ता परपर्याया अप्यस्मिंस्ते तु पूर्ववत् ॥ १०२४ ॥

अथवा स्यात् श्रुतज्ञानं श्रुतग्रन्थानुसारतः ।
श्रुतग्रन्थश्चाक्षरात्मा तान्यकारादिकानि च ॥ १०२५ ॥

तच्चैकैकमुदात्तानुदात्तस्वरितभेदतः ।
अल्पानल्पप्रयत्नानुनासिकान्यविशेषतः ॥ १०२६ ॥

संयुक्तासंयुक्तयोगद्व्यादिसंयोगभेदतः ।
आनन्त्याच्चाभिधेयानां भिद्यमानमनन्तधा ॥ १०२७ ॥ युग्मम् ॥

केवलो लभतेऽकारः शेषवर्णयुतश्च यान् ।
ते सर्वेऽस्य स्वपर्यायास्तदन्ये परपर्यवाः ॥ १०२८ ॥

एवं च अनन्तस्वान्यपर्यायमेकैकमक्षरं श्रुते ।
पर्यायास्तेऽखिलद्रव्यपर्यायराशिसम्मिताः ॥ १०२९ ॥

ણાથી, શ્રુતાનુસારી જ્ઞાનોના પણ અનન્તપણાને લીધે એ પર્યાયો અનન્ત હોય છે. અથવા એના ( શ્રુતજ્ઞાનના ) નિર્વિભાગ પરિચ્છેદો છે માટે પણ એના પર્યાયો અનન્ત છે. ૧૦૨૨–૧૦૨૩.

શ્રુતજ્ઞાનના પરપર્યાયો પણ અનન્ત છે, મતિજ્ઞાનના પરપર્યાયોની જેમ. ( જે ઉપર કહી ગયા છીએ ). ૧૦૨૪.

અથવા; શ્રુતજ્ઞાન શ્રુતગ્રંથને અનુસારે હોય છે, એ શ્રુતગ્રંથ અક્ષરરૂપ છે, એ અક્ષરો અકારાદિક છે,–૧૦૨૫.

એ અકારાદિ અક્ષરોના વળી ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, અલ્પપ્રયત્ન, અનલ્પપ્રયત્ન, અનુનાસિક, અનનુનાસિક, સંયોગી, અસંયોગી, દ્વિકસંયોગી ઈત્યાદિક ભેદ છે માટે, તેમજ એમના અનન્ત અભિધેય છે માટે, એના અનન્ત ભેદ છે. ૧૦૨૬–૧૦૨૭.

બીજા અક્ષરોની સાથે જોડાવાથી કેવળ અકારના જે પર્યાયો થાય છે એ એના સ્વપર્યાયો કહેવાય. તે શિવાયના પરપર્યાયો છે. ૧૦૨૮.

એવી રીતે શ્રુતજ્ઞાનમાં એકેક અક્ષરના અનન્ત સ્વપર્યાયો અને પરપર્યાયો છે. અને એ બધા પર્યાયોનો સરવાળો સર્વદ્રવ્યપર્યાયો જેટલો છે. ૧૦૨૯.

અન્યત્ર પણ કહ્યું છે કે—

आह च—एक्केकमक्खरं पुण सपरपज्जायभेयओ भिन्नम् ।
तं सव्वदव्वपज्जायरासिमाणं मुणेयव्वम् ॥ १०३० ॥
जे लहइ केवलो सेसवण्णसहिओ अ पज्जवेऽगारो ।
ते तस्स पज्जाया सेसा परपज्जवा तस्स ॥ १०३१ ॥

अयं भावः—यान् पर्यायान् केवलः अकारः शेषवर्णसहितश्च लभते ते तस्य स्वपर्यायाः । शेषाः शेषवर्णसम्बन्धिनो घटाद्यपरपदार्थसम्बन्धिनश्च परपर्यायाः तस्य अकारस्य इति ॥

एवंविधानेकवर्णपर्यायौघैः समन्वितम् ।
ततश्चानन्तपर्यायं श्रुतज्ञानं श्रुतं श्रुते ॥ १०३२ ॥
अथावधेः स्वपर्याया विविधा या भिदोऽवधेः ।
क्षायोपशमिकभवप्रत्ययादिविभेदतः ॥ १०३३ ॥
तिर्यग्नैरयिकस्वर्गिनरादिस्वामिभेदतः ।
अनन्तभित्स्वविषयद्रव्यपर्यायभेदतः ॥ १०३४ ॥
असंख्यभित्स्वविषयक्षेत्राद्धाभेदतोऽपि च ।
निर्विभागैर्विभागैश्च ते चैवं स्युरनन्तकाः ॥ युग्मम् ॥

---

પ્રત્યેક અક્ષરના સ્વપર્યાયો છે તેમ પરપર્યાયો છે. એ સર્વ પર્યાયો સર્વદ્રવ્યપર્યાયોના રાશિ જેટલા છે. કેવળ અકારના, શેષવર્ણોની સાથે જોડાવાથી, જે પર્યાયો થાય છે એ એના સ્વપર્યાયો. શેષ એના પરપર્યાયો. ૧૦૩૦–૧૦૩૧.

એનો ભાવાર્થ:—જે પર્યાયોને કેવળ અકાર શેષવર્ણ સાથે જોડાવાથી પ્રાપ્ત કરે એ સ્વપર્યાય. શેષ, એટલે શેષવર્ણસંબંધી અને ઘટાદિ અપર પદાર્થ સંબંધી, પર્યાયો એ અકારના પરપર્યાયો છે.

એવી રીતે શ્રુતજ્ઞાન અનેક વર્ણપર્યાયોના રાશિઓવાળું છે. અને એથીજ એને શાસ્ત્રમાં અનન્તપર્યાયોવાળું કહ્યું છે. ૧૦૩૨.

હવે અવધિજ્ઞાનના ક્ષાયોપશમિક, ભવપ્રત્યય વગેરે પ્રકારને લઇને એના જે વિવિધ ભેદ પડે છે એ એના ( અવધિજ્ઞાનના ) સ્વપર્યાય છે. ૧૦૩૩.

અને એ તિર્યંચ, નારકી, દેવતા અને મનુષ્ય આદિક સ્વામીભેદને લઈને, તથા અનંત ભેદોવાળા પોતાના વિષયના દ્રવ્યપર્યાયના ભેદને લઇને તથા અસંખ્ય ભેદવાળા પોતાના વિષય-

एवं मनःपर्यवस्य केवलस्य च पर्यवाः ।
निर्विभागैर्विभागैः स्वे स्वाम्यादिभेदतोऽपि च ॥ १०३६ ॥
अनन्तद्रव्यपर्यायज्ञानाच्च स्युरनन्तकाः ।
अज्ञानत्रितयेऽप्येवं ज्ञेया अनन्तपर्यवाः ॥ १०३७ ॥ युग्मम् ॥

परपर्यवास्तु सर्वत्र प्राग्वत् ॥

अष्टाप्येतानि तुल्यानि व्यपेक्ष्य स्वान्यपर्यवान् ।
यद्वक्ष्येऽल्पबहुत्वं तदपेक्ष्य स्वीयपर्यवान् ॥ १०३८ ॥
तत्र स्युः सर्वतः स्तोका मनःपर्यायपर्यवाः ।
मनोद्रव्यैकविषयमिदं ज्ञानं भवेद्यतः ॥ १०३९ ॥
एभ्योऽनन्तगुणाः किं च विभंगज्ञानपर्यवाः ।
मनोज्ञानापेक्षया यद्विभंगविषयो महान् ॥ १०४० ॥
आरभ्य नवमग्रैवेयकादासप्तमक्षितिम् ।
ऊर्ध्वाधः क्षेत्रके तिर्यक् चासंख्यद्वीपवार्धिके ॥ १०४१ ॥
रूपिद्रव्याणि कतिचित्तत्पर्यायांश्च वेत्ति सः ।
अनन्तघ्नास्ते च मनोज्ञानज्ञेयव्यपेक्षया ॥ १०४२ ॥ युग्मम् ॥

---

વાળા ક્ષેત્ર અને કાળના ભેદને લઇને, તેમજ એના નિર્વિભાગ વિભાગોને લઇને, અનન્ત છે. ૧૦૩૪–૧૦૩૫.

એવી રીતે મનઃપર્યવજ્ઞાનના અને કેવળજ્ઞાનના સ્વપર્યાયો પણ નિર્વિભાગ વિભાગોને લઇને તથા સ્વામી આદિ ભેદને લઇને તથા અનન્ત દ્રવ્યપર્યાયના જ્ઞાનને લઇને, અનન્તા છે. ૧૦૩૬–૧૦૩૭.

ત્રણે અજ્ઞાનોના પણ એવીજ રીતે અનન્ત સ્વપર્યાયો છે.

પરપર્યાયો તો સર્વત્ર પૂર્વવત્ છે.

પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન મળીને આઠે યે સ્વ અને પર પર્યાયની અપેક્ષાએ સમાન છે. અને હવે એમનું અલ્પબહુત્વ કહેશું એ માત્ર સ્વપર્યાયને અપેક્ષીને કહેશું. ૧૦૩૮.

મનઃપર્યવજ્ઞાનના પર્યાયો સર્વથી ઓછા છે કારણકે એ જ્ઞાનનો વિષય ફક્ત મનોદ્રવ્ય જ છે. ૧૦૩૯.

વિભંગજ્ઞાનના પર્યાયો એથી અનન્તગણા છે; કેમકે મનઃપર્યવજ્ઞાનની અપેક્ષાએ વિભંગજ્ઞાનનો વિષય મ્હોટો છે. ૧૦૪૦.

વિભંગજ્ઞાની ઉંચે નવમા ગ્રૈવેયકથી માંડીને નીચે સાતમી નારકી સુધી, અને તિર્યક્ અસં-

समस्तरूपिद्रव्याणि प्रतिद्रव्यमसंख्यकान् ।
भावान् वेत्तीत्यनन्तघ्ना विभंगापेक्षयावधौ ॥ १०४३ ॥

अनन्तगुणितास्तेभ्यः श्रुताज्ञान इदं यतः ।
सर्वमूर्त्तामूर्त्तद्रव्यसर्वपर्यायगोचरम् ॥ १०४४ ॥

श्रुताज्ञानाविषयाणां केषांचित् विषयत्वतः ।
स्पष्टत्वाच्च श्रुतज्ञाने तेभ्यो विशेषतोऽधिकाः ॥ १०४५ ॥

अभिलाप्यानभिलाप्यविषयेऽनन्तसंगुणाः ।
मत्यज्ञाने श्रुतज्ञानादभिलाप्यैकगोचरात् ॥ १०४६ ॥

मतिज्ञानपर्यवाश्च ततो विशेषतोऽधिकाः ।
मत्यज्ञानाविषयाणां विषयत्वात् स्फुटत्वतः ॥ १०४७ ॥

तेभ्योऽप्यनन्तगुणिताः केवलज्ञानपर्यवाः ।
सर्वाद्धाभाविनिखिलद्रव्यपर्यायभासनात् ॥ १०४८ ॥

इति ज्ञानम् ॥ २६ ॥

---

જ્યદ્વીપસમુદ્રોરૂપ ક્ષેત્રમાં રહેલા રૂપી પદાર્થોને તથા એના કોઇ કોઇ પર્યાયોને જાણે છે, જે પર્યાયો મન:પર્યવજ્ઞાનના જ્ઞેયની અપેક્ષાએ અનન્તગણા છે. ૧૦૪૧-૧૦૪૨.

અવધિજ્ઞાની સર્વ રૂપીપદાર્થોને તથા પ્રત્યેક પદાર્થના અસંખ્ય ભાવોને જાણે છે, માટે વિભંગજ્ઞાનની અપેક્ષાએ અવધિજ્ઞાનના પર્યાયો અનન્ત છે. ૧૦૪૩.

એ કરતાં અનન્તગણા શ્રુતઅજ્ઞાનના પર્યાયો છે; કારણ કે મૂર્ત્તામૂર્ત્ત-સર્વ-દ્રવ્યના પર્યાયો શ્રુતઅજ્ઞાનનો વિષય છે. ૧૦૪૪.

શ્રુતજ્ઞાનના પર્યાયો, શ્રુતઅજ્ઞાનનો અવિષય-એવા કેટલાક પર્યાયોનો પણ વિષય હોવાથી તથા સ્પષ્ટ હોવાથી તેથી વિશેષ અધિક છે. ૧૦૪૫.

માત્ર વચનગોચર એવા શ્રુતજ્ઞાનના કરતાં મતિઅજ્ઞાનના પર્યાયો અનન્તગણા છે; કેમકે મતિઅજ્ઞાનનો વિષય વચનગોચર તથા વચનઅગોચર-બેઉ છે. ૧૦૪૬.

તેના કરતાં પણ વિશેષ અધિક મતિજ્ઞાનના પર્યાયો છે; કેમકે મતિઅજ્ઞાનનો અવિષય એવા પદાર્થો પણ એના વિષયમાં આવે છે, અને વળી એ સ્પષ્ટ પણ છે. ૧૦૪૭.

એના કરતાં પણ અનન્તગણા કેવળજ્ઞાનના પર્યાયો છે. કેમકે એ સર્વકાળમાં થનારા સર્વ દ્રવ્યપર્યાયોને પ્રકાશે છે. ૧૦૪૮.

આ પ્રમાણે છવ્વીશમા દ્વાર જ્ઞાનનું સ્વરૂપ સંપૂર્ણ.

अथ दर्शनम् ।

द्विरूपं हि भवेद्वस्तु सामान्यतो विशेषतः ।
तत्र सामान्यबोधो यस्तद्दर्शनमिहोदितम् ॥ १०४९ ॥
यथा प्रथमतो दृष्टो घटोऽयमिति बुध्यते ।
तद्दर्शनं तद्विशेषबोधो ज्ञानं भवेत्त्वतः ॥ १०५० ॥
उपचारनयेनेदं दर्शनं परिकीर्त्तितम् ।
विशुद्धनयतस्तच्चानाकारज्ञानलक्षणम् ॥ १०५१ ॥
इदं साकारबोधात्प्रागवश्यमभ्युपेयते ।
अन्यथेदं किंचिदिति स्यात्कुतोऽव्यक्तबोधनम् ॥ १०५२ ॥
अनेन च विनापि स्यात् बोधो साकार एव चेत् ।
तदैकसमयेनैव स्याद्घटादिविशेषवित् ॥ १०५३ ॥

तथोक्तं तत्वार्थवृत्तौ—

औपचारिकनयश्च ज्ञानप्रकारमेव दर्शनमिच्छति । शुद्धनयः पुनः अनाकारमेव संगीरते दर्शनम् । आकारवच्च विज्ञानम् । आकारश्च विशेष-

હવે ૨૭ મા દ્વાર ‘ દર્શન ’ વિષે.

(૧) સામાન્ય રૂપે અને (૨) વિશેષ રૂપે—એમ બે રૂપે વસ્તુનો બોધ થાય છે, એમાં જે સામાન્ય રૂપે બોધ થાય છે તેને અહિં દર્શન કહ્યું છે. ૧૦૪૯.

પૂર્વે દીઠો હતો એ આ ઘટ છે એવું જણાય એનું નામ ‘દર્શન.’ એનો વિશેષ બોધ તે જ્ઞાન. ૧૦૫૦.

અહિં દર્શન કહ્યું એ ઉપચાર નયે કહ્યું છે. વિશુદ્ધનયે તો ‘ દર્શન ’ નું લક્ષણ ‘ અનાકાર જ્ઞાન ’ છે. ૧૦૫૧.

આ દર્શન અવશ્ય સાકારબોધની પૂર્વે જ થાય છે. નહિંતર ‘ આ કંઇક છે ’ એવો અવ્યકત બોધ કયાંથી થાય ? અને તે દર્શન વિના પણ સાકાર બોધ થાય તો એકજ સમયે ઘટાદિનું વિશેષ જ્ઞાન પણ થઈ જાય. ૧૦૫૧–૧૦૫૩.

તત્વાર્થવૃત્તિમાં પણ કહ્યું છે કેઃ—

ઔપચારિક નયપ્રમાણે જ્ઞાનપ્રકાર જ દર્શન કહેવાય, અને શુદ્ધનય પ્રમાણે અનાકાર દર્શન કહેવાય. વળી વિજ્ઞાન આકારવાળું હોય. વળી આકાર એટલે પર્યાયથી કહેલા ભાવનો

निर्देशो भावस्य पर्यायतः प्रोक्तस्य च दर्शनसमनन्तरमेव संपद्यते अन्तर्मुहूर्त्तकालभावित्वात् । आकारपरिज्ञानाच्च प्राक् आलोचनं अवश्यं अभ्युपेयम् । अन्यथा प्रथमतः एव पश्यतः किमपि इदमिति कुतः अव्यक्तबोधनं स्यात् । यदि च आलोचनमंतरेण आकारपरिज्ञानोत्पाद एव पुंसः स्यात् तथासति एकसमयमात्रेण स्तंभकुंभादीन् विशेषान् गृह्णीयात् इति ॥

सामान्येनावबोधो यश्चक्षुषा जायतेऽङ्गिनाम् ।
तच्चक्षुर्दशनं प्राहुस्तत्स्यादाचतुरिन्द्रियात् ॥ १०५४ ॥

यः सामान्यावबोधः स्याच्चक्षुर्वर्जापरेन्द्रियैः ।
अचक्षुर्दर्शनं तत्स्यात् सर्वेषामपि देहिनाम् ॥ १०५५ ॥

तथोक्तं तत्वार्थवृत्तौ—

चक्षुर्दर्शनमित्यादि ॥ चक्षुषा दर्शनं उपलब्धिः सामान्यार्थग्रहणम् । स्कन्धावारोपयोगवत् तदहर्जातबालदारकनयनोपलब्धिवत् वा व्युत्पन्नस्यापि। अचक्षुर्दर्शनं शेषेन्द्रियैः श्रोत्रादिभिः सामान्यार्थग्रहणम् ॥ इति ॥

---

વિશેષનિર્દેશ; અને તે દર્શનની પછી તુરત જ થાય છે, કેમકે એનો સ્થિતિકાળ અન્તર્મુહૂર્ત્ત જેટલો જ છે. વળી આકારના પરિજ્ઞાનની પૂર્વે આલોચના–વિચાર તો અવશ્ય સ્વીકારવો જ પડશે. કેમકે જો ન સ્વીકારીએ તો પ્રથમદર્શન સમયે જ 'આ કંઇક છે' એવો અવ્યકત બોધ ક્યાંથી થાય ? વળી જો વિચાર કર્યા વિના જ માણસને આકારના જ્ઞાનની ઉત્પત્તિ થાય તો તો એક જ 'સમય' માં સ્તંભ, કુંભ વગેરે વિશેષોને ગ્રહણ કરે.

પ્રાણીને ચક્ષુવડે સામાન્યતઃ બોધ થાય એને ચક્ષુદર્શન કહે છે; અને તે ચૌરિન્દ્રિ જીવોથી આરંભીને થાય છે. ૧૦૫૪.

વળી ચક્ષુશિવાય બીજી ઇન્દ્રિયોવડે જે સામાન્ય અવબોધ થાય તે અચક્ષુદર્શન કહેવાય; અને તે સર્વ પ્રાણીઓને થાય છે. ૧૦૫૫.

તત્વાર્થવૃત્તિમાં એ સંબંધમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

ચક્ષુદર્શન એટલે ચક્ષુવડે દર્શન–ઉપલબ્ધિ. અને તે મહા વિદ્વાનને પણ છાવણીના દર્શનની જેમ, અથવા તરતના અવતરેલા બાળકની દૃષ્ટિની પેઠે, સામાન્યપદાર્થના ગ્રહણરૂપ છે. અચક્ષુદર્શન એટલે ચક્ષુશિવાયની ( શ્રોત્ર આદિ ) ઇન્દ્રિયોવડે સામાન્ય–અર્થ-ગ્રહણ થાય તે.

येनावधेरुपयोगे सामान्यमवबुध्यते ।
अवधिज्ञानिनामेव तत्स्यादवधिदर्शनम् ॥ १०५६ ॥

यथैवमवधिज्ञाने भवत्यवधिदर्शनम् ।
एवं विभंगेऽप्यवधिदर्शनं कथितं श्रुते ॥ १०५७ ॥

अयं भावः—सम्यगृदृगवधिज्ञाने सामान्यावगमात्मकम् ।
यथैतत्स्यात्तथा मिथ्यादृग्विभंगेऽपि तद् भवेत् ॥ १०५८ ॥

नाम्ना च कथितं प्राज्ञैस्तदप्यवधिदर्शनम् ।
अनाकारत्वाविशेषाद्विभंगदर्शनं न तत् ॥ १०५९ ॥

अयं सूत्राभिप्रायः ॥

आहुः कार्मग्रन्थिकास्तु यद्यपि स्तः पृथक्पृथक् ।
साकारेतरभेदेन विभंगावधिदर्शने ॥ १०६० ॥

तथापि मिथ्यारूपत्वान्न सम्यग्वस्तुनिश्चयः ।
विभंगान्नाप्यनाकारत्वेनास्यावधिदर्शनात् ॥ १०६१ ॥

ततोऽनेन दर्शनेन पृथग्विवक्षितेन किम् ।
तत्कार्मग्रन्थिकैर्नास्य पृथगेतद्विवक्षितम् ॥ १०६२ ॥

જેનાવડે અવધિજ્ઞાનના ઉપયોગમાં સામાન્યબોધ થાય છે એનું નામ અવધિદર્શન, જે ફક્ત અવધિજ્ઞાનીઓને જ થાય છે. જેમ આ પ્રમાણે અવધિજ્ઞાનમાં અવધિદર્શન થાય છે તેમ વિભંગજ્ઞાનમાં પણ અવધિદર્શન થાય છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. ૧૦૫૬–૧૦૫૭.

એનો ભાવાર્થ એવો છે કે—સમ્યકદૃષ્ટિના અવધિજ્ઞાનમાં જેમ આ સામાન્યબોધરૂપ અવધિદર્શન થાય છે તેમ મિથ્યાદૃષ્ટિના વિભંગજ્ઞાનમાં પણ તે થાય છે. અને તેને પણ જ્ઞાનીઓએ અવધિદર્શન જ કહ્યું છે કેમકે અનાકારપણું બેઉમાં સરખું છે. અને તેથી તેનું વિભંગદર્શન એવું ( જૂદું ) નામ આપ્યું નથી. ૧૦૫૮–૧૦૫૯.

એ સૂત્રોનો અભિપ્રાય છે.

કર્મગ્રંથમાં તો એમ કહ્યું છે કે યદ્યપિ સાકાર અને એથી ઇતર ( નિરાકાર )—એવા ભેદને લઇને વિભંગદર્શન અને અવધિદર્શન પૃથક્પૃથક્ છે તથાપિ વિભંગ મિથ્યાત્વ હોવાથી એનાથી સમ્યક્રીતે વસ્તુનિશ્ચય થઈ શકતો નથી તેમ અવધિદર્શનથી પણ, એના નિરાકારપણાને લીધે, વસ્તુનિશ્ચય થઇ શકતો નથી. માટે આ દર્શનને જૂદું કહેવાથી શું લાભ? ૧૦૬૦–૧૦૬૨.

तथोक्त:- सुत्ते अ विभंगस्स य परूवियं ओहिदंसणं बहुसो ।
कीस पुणो पडिसिद्धं कम्मपगडीपगरणंमि ॥ १०६३ ॥

इत्याद्यधिकं विशेषणवत्याः प्रज्ञापनाष्टादशपदवृत्तितश्च अवसेयम् ॥

तत्वार्थवृत्तिकृतापि विभंगज्ञाने अवधिदर्शनं न अंगीकृतम् । तथा च तद्ग्रन्थः—अवधिदृगावरणक्षयोपशमात् विशेषग्रहणविमुखः अवधिः अवधिदर्शनमित्युच्यते । नियमतस्तु तत्सम्यग्दृष्टिस्वामिकम् । इति ॥

सर्वं भूतभवद्भाविवस्तु सामान्यभावतः ।
बुध्यते केवलज्ञानादनुकेवलदर्शनात् ॥ १०६४ ॥

आदौ दर्शनमन्येषां ज्ञानं तदनु जायते ।
केवलज्ञानिनामादौ ज्ञानं तदनु दर्शनम् ॥ १०६५ ॥

अत एव सव्वन्नूणं सव्वदरीसीणं इति पठ्यते ॥

प्रज्ञप्ताः सर्वतः स्तोका जन्तवोऽवधिदर्शनाः ।
असंख्यगुणितास्तेभ्यश्चक्षुर्दर्शनिनो मताः ॥ १०६६ ॥

---

કહ્યું છે કે—

સૂત્રને વિષે વિભંગજ્ઞાનમાં અવધિદર્શન કહ્યું છે, પરંતુ કર્મપ્રકૃતિના પ્રકરણમાં એ વાતનો પ્રતિષેધ કર્યો છે. ૧૦૬૩.

અધિક વિસ્તાર ' વિશેષણવતી ' માંથી તથા પ્રજ્ઞાપનાસૂત્રના અઢારમા પદની ટીકામાંથી જાણવો.

' તત્વાર્થવૃત્તિ ' ના કર્ત્તાએ પણ વિભંગજ્ઞાનને વિષે અવધિદર્શન સ્વીકાર્યું નથી. એઓ એમ કહે છે કે—

અવધિદર્શનના આવરણના ક્ષયોપશમથી વિશેષ ગ્રહણ કરવામાં વિમુખ–એવું જે અવધિજ્ઞાન–તે અવધિદર્શન કહેવાય છે. નિયમ ફક્ત એટલો જ કે તે સમ્યક્દૃષ્ટિવાળાને જ હોય.

કેવળજ્ઞાન પછીના કેવળદર્શનથી ભૂત, ભવિષ્ય અને વર્તમાન સર્વ વસ્તુઓ સામાન્યપણે જણાય છે. ૧૦૬૪.

કેવળજ્ઞાની શિવાયના બીજાઓને (મતિજ્ઞાની વગેરે ચારને) પહેલું દર્શન અને પછી જ્ઞાન થાય છે. જ્યારે કેવળજ્ઞાનીના સંબંધમાં તો પહેલું જ્ઞાન અને પછી દર્શન થાય છે. ૧૦૬૫.

એટલા માટે જ ' સર્વ જ્ઞાનવાળા, સર્વ દર્શનવાળા '–એ અનુક્રમે જ્યાં ત્યાં પાઠ છે.

અવધિદર્શનવાળા પ્રાણીઓ સર્વથી અલ્પ છે. એથી અસંખ્યગણા ચક્ષુદર્શનવાળાઓ છે. ૧૦૬૬.

अनन्तगुणितास्तेभ्यो मताः केवलदर्शनाः ।
अचक्षुर्दर्शनास्तेभ्योऽप्यनन्तगुणिताधिकाः ॥ १०६७ ॥

कालश्चक्षुर्दर्शनस्य जघन्योऽन्तर्मुहूर्त्तकम् ।
सातिरेकं पयोराशिसहस्रं परमः पुनः ॥ १०६८ ॥

अचक्षुर्दर्शनस्यासावभव्यापेक्षया भवेत् ।
अनाद्यन्तोऽनादिसान्तो भव्यानां सिद्धियायिनाम् ॥ १०६९ ॥

जघन्येनैकसमयः स्यात्कालोऽवधिदर्शने ।
उत्कर्षतो द्विःषट्षष्टिर्वार्धयः साधिका मताः ॥ १०७० ॥

ज्येष्ठो नन्ववधिज्ञानकालः षट्षष्टिवार्धयः ।
अवधेर्दर्शने तर्हि यथोक्तो घटते कथम् ॥ १०७१ ॥

अत्रोच्यते– अवधौ च विभंगे चावधिदर्शनमास्थितम् ।
ततो द्वाभ्यां सहभावाद्युक्तः सोऽवधिदर्शने ॥ १०७२ ॥

अत्र बहु वक्तव्यम् । तत्तु प्रज्ञापनाष्टादशपदवृत्तितः अवसेयम् ॥

---

એથી અનન્તગણુા કેવળદર્શનવાળાઓ છે. અને એથી પણુ અચક્ષુદર્શનવાળાઓ અનન્તગણુા છે. ૧૦૬૭.

ચક્ષુદર્શનનો જઘન્ય કાળ અન્તર્મુહૂર્ત્તનો છે, અને ઉત્કૃતઃ કાળ સહસ્ર–સાગરોપમથી અધિક છે. ૧૦૬૮.

અચક્ષુદર્શનનો ઉત્કૃષ્ટ કાળ અભવ્યોની અપેક્ષાએ અનાદિઅનન્ત છે, અને મોક્ષે જનારા ભવ્યોની અપેક્ષાએ અનાદિસાન્ત છે. ૧૦૬૯.

અંવધિદર્શનનો કાળ જઘન્યતઃ એક સમય છે; અને ઉત્કૃષ્ટતઃ એકસો બત્રીશ સાગરોપમથી અધિક છે. ૧૦૭૦.

અહિં એવો પ્રશ્ન ઉઠે છે કે અવધિજ્ઞાનની સ્થિતિ જ્યારે ઉત્કૃષ્ટ છાસઠ સાગરોપમ છે ત્યારે અવધિદર્શનની એકસો બત્રીશ સાગરોપમની સ્થિતિ કેમ સંભવિત હોય ? ૧૦૭૧.

એ પ્રશ્નનું સમાધાન આ પ્રમાણેઃ—

અવધિજ્ઞાન અને વિભંગજ્ઞાન એ બેઉમાં અવધિદર્શન રહેલ છે. માટે તે બેઉની સાથે સહભાવ હોવાથી અવધિ દર્શનનો ૧૩૨ ( ૬૬+૬૬ ) સાગરોપમનો સ્થિતિકાળ યુક્ત છે. ૧૦૭૨.

આ સંબંધમાં કહેવાનું તો બહુ છે પરન્તુ તે પ્રજ્ઞાપનાસૂત્રની અઢારમા પદની ટીકાથી જાણી લેવું.

कालः सादिरनन्तश्च भवेत्केवलदर्शने ।
एषु कस्याप्यनादित्वं नाचक्षुर्दर्शनं विना ॥ १०७३ ॥

इति दर्शनम् ॥ २७ ॥

अथ उपयोगाः ॥

चतुष्टयी दर्शनानां त्र्यज्ञानी ज्ञानपंचकम् ।
अमी द्वादश निर्दिष्टा उपयोगा बहुश्रुतैः ॥ १०७४ ॥

ज्ञानपंचकज्ञानत्रयं साकारका अमी ।
उक्ताः शेषास्त्वनाकाराश्चतुर्दर्शनलक्षणाः ॥ १०७५ ॥

इति उपयोगाः ॥ २८ ॥

अथ आहारः ॥

आहारकाः स्युः छद्मस्थाः सर्वे वक्रगतिं विना ।
त्रिचतुःसमयान्ता स्यात्तत्रानाहारितापि च ॥ १०७६ ॥

गतिर्द्विधा हि जन्तूनां प्रस्थितानां परं भवम् ।
सरला कुटिला चापि तत्रैकसमयादिमा ॥ १०७७ ॥

કેવળદર્શનનો કાળ સાદિઅનન્ત છે.

દર્શનોમાં અચક્ષુદર્શન સિવાય અન્ય કોઇ દર્શન અનાદિ નથી. ૧૦૭૩.

આ પ્રમાણે દર્શનનું સ્વરૂપ સંપૂર્ણ.

હવે અઠ્યાવીશમા દ્વાર ' ઉપયોગ ' વિષે.

ચાર દર્શન, ત્રણ અજ્ઞાન અને પાંચ જ્ઞાન–આ બારને બહુશ્રુતોએ ' ઉપયોગ ' કહ્યા છે. પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન–એ આઠ ઉપયોગો સાકાર છે. શેષ ચાર, એટલે ચાર–દર્શનરૂપ ઉપયોગો અનાકાર છે. ૧૦૭૪–૧૦૭૫.

આ પ્રમાણે ઉપયોગોનું સ્વરૂપ છે.

હવે ઓગણત્રીશમા દ્વાર ' આહાર ' વિષે.

વક્રગતિવાળા શિવાય અન્ય સર્વ છદ્મસ્થ જીવો આહારક છે. તેમાં પણ ત્રણ કે ચાર સમયો સુધી તો અનાહારિપણું હોય. ૧૦૭૬.

પરભવમાં જતાં પ્રાણીઓની **ઋજુ** અને **વક્ર**–એમ બે પ્રકારની ગતિ હોય છે. તેમાં **પહેલી એટલે ઋજુ ફક્ત એક સમયની** છે. ૧૦૭૭.

उत्पत्तिदेशो यत्र स्यात्समश्रेणिव्यवस्थितः ।
तत्रैकसमयेनैव ऋजुगत्यासुमान् व्रजेत् ॥ १०७८ ॥
परजन्मायुराहारौ क्षणेऽस्मिन्नेव सोऽश्नुते ।
तुल्यमेतदृजुगतौ निश्चयव्यवहारयोः ॥ १०७९ ॥
द्वितीयसमयेऽवक्रया व्यवहारनयाश्रयात् ।
उदेति परजन्मायुरिदं तात्पर्यम॰ च ॥ १०८० ॥
प्राग्भवान्त्यक्षणो वक्रापरिणामाभिमुख्यतः ।
कैश्चिद्वक्रादिसमयो गण्यते व्यवहारतः ॥ १०८१ ॥
ततश्च—भवान्तराद्यसमये गतेस्त्वस्मिन् द्वितीयके ।
समये परजन्मा॰रुदेति खलु तन्मते ॥ १०८२ ॥
यदाहुः—उज्जु गइ पढमसमये परभवियं आउअं तहाहारो ।
वक्काइ बीअसमये परभवि आउं उदयमेइ ॥१०८३ ॥
निश्चयनयाश्रयाच—
संमुखोऽङ्गी गतेर्यद्यप्यन्त्य॰णो तथापि हि ।
सत्त्वात्प्राग्भवसम्बन्धिसंघातपरिशाटयोः ॥ १०८४ ॥

---

જ્યાં ઉત્પત્તિદેશ સમશ્રેણિએ રહેલો હોય ત્યાં પ્રાણી ઋજુગતિવડે એક સમયમાં જ જાય છે અને તેજ સમયે તે પરજન્મસંબંધી આયુષ્ય અને આહાર ભોગવે છે. વળી આ ઋજુગતિમાં નિશ્ચય અને વ્યવહાર–બેઉ નયે તે સમાન જ છે. ૧૦૭૮–૧૦૭૯.

પણ વક્રગતિમાં વ્યવહારનયને આશ્રયીને બીજે સમયે પરજન્મનું આયુ ઉદય આવે છે. ૧૦૮૦.

એનું તાત્પર્ય આ પ્રમાણે:—

પ્રાગ્ભવના અન્ત્ય સમયને, વક્રગતિના પરિણામની અભિમુખતાને લઇને, કેટલાકો વ્યવહારથી વક્રનો આદિ સમય ગણે છે, અને તેથી તેમને મતે ભવાન્તરને આદ્યસમયે એટલે કે વક્ર ગતિના બીજા સમયમાં પરજન્મસંબંધી આયુષ્ય ઉદયમાં આવે છે. ૧૦૮૧–૧૦૮૨.

અન્યત્ર પણ કહ્યું છે કે ઋજુગતિવાળાને ભવાન્તરના પહેલા સમયમાં પરજન્મ સંબંધી આયુષ્ય તથા આહાર હોય છે, અને વક્રગતિવાળાને બીજા સમયથી આયુષ્ય ઉદય આવે છે. ૧૦૮૩.

વળી નિશ્ચયનયને આશ્રયીને તો—

પ્રાણી અન્ત્યસમયે ગતિની સન્મુખ હોય છે તોપણ પૂર્વભવસંબંધી સંઘાત–અને–પરિ-

समयः प्राग्भवस्यैष सम्भवेन्न पुनर्गतेः ।
प्राग्यांगसर्वशाटोऽग्यूभवाद्यक्षण एव यत् ॥ १०८५ ॥

परभवपढमे साडोत्ति आगमवचना. ॥

उदेति समयेऽत्रैव गतिः सह तदायुषा ।
ततोऽन्यजन्मायुर्वक्रगतावप्यादिमक्षणे ॥ १०८६ ॥

तत्र संघातपरिशाटस्वरूपं चैवम् आगमे—

संघातः परिशाटश्च तौ द्वौ समुदिताविति ।
औदारिकादिदेहानां प्रज्ञप्तं करणत्रयम् ॥ १०८७ ॥

सर्वात्मना पुद्गलानामाद्ये हि ग्रहणं क्षणे ।
चरमे सर्वथा त्यागो द्वितीयादिषु चोभयम् ॥ १०८८ ॥

यथा तप्ततापिकायां सस्नेहायामपूपकः ।
गृह्णाति प्रथमं स्नेहं सर्वात्मना न तु त्यजेत् ॥ १०८९ ॥

ततश्च किंचिद् गृह्णाति स्नेहं किंचित्पुनस्त्यजेत् ।
संघातभेदरूपत्वात्पुद्गलानां स्वभावतः ॥ १०९० ॥

શાટ ( ગ્રહણ અને ત્યાગ ) સત્તામાં હોવાથી, આ સમય પૂર્વભવનો સંભવે છે, પરભવનો સંભવતો નથી. કેમકે પૂર્વભવના શરીરનો સર્વથાત્યાગ આગામી ભવના આદ્ય ક્ષણમાં જ થાય છે. ૧૦૮૪–૧૦૮૫.

આગમનું પણ વચન છે કે ' પરભવના આદ્ય ક્ષણમાં પરિશાટ–ત્યાગ થાય. '

અને આજ સમયે તે આયુષ્યની સાથે ગતિ ઉદયમાં આવે છે.

તેથી અન્યજન્મનું આયુષ્ય વક્રગતિમાં પણ આદ્ય ક્ષણે ઉદયમાં આવે છે. ૧૦૮૬.

સંઘાત–અને–પરિશાટ ( ગ્રહણ–અને–મોચન ) નું સ્વરૂપ આગમમાં નીચે પ્રમાણે કહ્યું છે:—

ઔદારિક વગેરે પ્રકારનાં શરીર છે એઓનાં ત્રણ ' કરણ ' કહ્યાં છે: પહેલે ક્ષણે પુદ્ગળોનું સર્વથા ' ગ્રહણ ' થાય છે, અન્તિમ ક્ષણે સર્વથા ' ત્યાગ ' થાય છે અને વચલા ક્ષણોમાં ' ગ્રહણ અને ત્યાગ ' બેઉ થાય છે. ૧૦૮૭–૧૦૮૮.

જેવી રીતે તપાવેલી તેલવાળી લોઢીમાં નાખેલો પુડલો પ્રથમ સર્વથા તેલ ગ્રહણ કરે છે, ત્યજતો નથી; અને પછી થોડું ગ્રહણ કરે અને વળી થોડું ત્યજે, કેમકે ગ્રહણ કરવું અને

तथैव प्रथमोत्पन्नः प्राणभृत् प्रथमक्षणे ।
सर्वात्मनोत्पत्तिदेशस्थितान् गृह्णाति पुद्गलान् ॥ १०९१ ॥
ततश्चाभवपर्यन्तं द्वितीयादिक्षणेषु तु ।
गृह्णंस्त्यजंश्च तान् कुर्यात् संघातपरिशाटनम् ॥ १०९२ ॥
तत आयुःसमाप्तौ च भाव्यायुःप्रथमक्षणे ।
स्यात् शाट एव प्राग्देहपुद्गलानां तु न ग्रहः ॥ १०९३ ॥
औदारिकवैक्रियाहारकेषु स्युस्त्रयोऽप्यमी ।
संघातपरिशाटः स्यात्तैजसकार्मणे सदा ॥ १०९४ ॥
अनादित्वात् भवेन्नैव संघातः केवलोऽनयोः ।
केवलः परिशाटश्च सम्भवेन्मुक्तियायिनाम् ॥ १०९५ ॥

अत्र च भूयान् विस्तरः अस्ति स च आवश्यकवृत्त्यादिभ्यः अवसेयः ॥

अथ प्रकृतम्–वक्रा गतिश्चतुर्धा स्याद्वक्रैरेकादिभिर्युता ।
तत्राद्या द्विक्षणैकैकक्षणवृद्ध्या क्रमात्परा: १०९६ ॥

છોડી દેવું એવા મૂળથી જ પુદ્ગળોનો સ્વભાવ છે; તેવી જ રીતે પ્રથમ ઉત્પન્ન થયેલ પ્રાણી પ્રથમ ક્ષણે ઉત્પત્તિદેશમાં રહેલા પુદ્ગળોને સર્વથા ગ્રહણ જ કરે છે; ત્યારપછી બીજા ત્રીજા ક્ષણોમાં જન્મપર્યન્ત ગ્રહણ અને ત્યાગ બેઉ કર્યા કરે છે. એનું નામ ' સંઘાતપરિશાટન '. ૧૦૮૯–૧૦૯૨.

વળી પછી આયુષ્ય સમાપ્ત થાય ત્યારે ભાવિ આયુષ્યના પ્રથમ ક્ષણમાં ' પરિશાટન ' જ થાય અર્થાત્ પૂર્વશરીરના પુદ્ગળોનો 'ત્યાગ' જ થાય, એ ગ્રહણ કરવાના હોય નહિ. ૧૦૯૩.

ઔદારિક, વૈક્રિય અને આહારક શરીરોમાં તે ત્રણે ' કરણો ' હોય છે. તૈજસ અને કાર્મણ શરીરોમાં સદા ' સંઘાત અને પરિશાટ ' હોય છે કેમકે એ બેઉ અનાદિ હોવાથી, એમનો કેવળ ' સંઘાત ' હોતો નથી. વળી કેવળ ' પરિશાટ ' તો મોક્ષગામીઓને સંભવે છે. ૧૦૯૪–૧૦૯૫.

આ બાબત બહુ વિસ્તારવાળી છે. તે માટે આવશ્યકવૃત્તિ વગેરે ગ્રંથો જોવા.

વક્ર ગતિ ચાર પ્રકારની છે: (૧) એકવક્ર, (૨) દ્વિવક્ર, (૩) ત્રિવક્ર અને (૪) ચતુર્વક્ર. તેમાં પહેલી એટલે એકવક્ર બે સમયની છે; અને ત્યારપછીની ત્રણે એકેક ક્ષણ વધારેની છે.

તે આ પ્રમાણે:—

तथाहि— यदोर्ध्वलोकपूर्वस्या अधः श्रयति पश्चिमाम् ।
एकवक्रा द्विसमया ज्ञेया वक्रा गतिस्तदा ॥ १०९७ ॥

समश्रेणिगतित्वेन जन्तुरेकेन यात्यधः ।
द्वितीयसमये तिर्यग् उत्पत्तिदेशमाश्रयेत् ॥ १०९८ ॥

पूर्वदक्षिणोर्ध्वदेशादधश्चेदपरोत्तराम् ।
व्रजेत्तदा द्विकुटिला गतिस्त्रिसमयात्मिका ॥ १०९९ ॥

एकेनाधस्समश्रेण्या तिर्यगन्येन पश्चिमाम् ।
तिर्यगेव तृतीयेन वायव्यां दिशि याति सः ॥ ११०० ॥

त्रसानामेतदन्तैव वक्रा स्यान्नाधिका पुनः ।
स्थावराणां चतुःपंचसमयान्तापि सा भवेत् ॥ ११०१ ॥

तत्र चतुःसमया त्वेवं—

त्रसनाड्या बहिरधोलोकस्य विदिशो दिशम् ।
यात्येकेन द्वितीयेन त्रसनाड्यन्तरे विशेत् ॥ ११०२ ॥

ऊर्ध्वं याति तृतीयेन चतुर्थे समये पुनः ।
त्रसनाड्या विनिर्गत्य दिश्यं स्वस्थानमाश्रयेत् ॥ ११०३ ॥

---

જ્યારે જીવ ઉર્ધ્વલોકની પૂર્વ દિશામાંથી અધોલોકની પશ્ચિમ દિશામાં જાય છે ત્યારે તે વક્રગતિ ' એકવક્ર ' કહેવાય, અને એ બે સમયની સમજવી. કેમકે,

જીવ, સમશ્રેણિએ ગમન કરતો હોઇને, પહેલે સમયે સીધો અધોલોકમાં જાય છે અને ત્યાંથી બીજે સમયે તિર્યક્ એટલે તીર્છો પોતાના ઉત્પત્તિપ્રદેશે પહોંચી જાય છે. ૧૦૯૮.

વળી અગ્નિકોણના ઉર્ધ્વદેશથી જો અધોદિશાએ વાયવ્ય કોણે જાય તો ત્રણ સમયની દ્વિવક્રા ગતિ થાય: એટલે એક સમયમાં સમશ્રેણિગતિ કરીને એ નીચો જાય, બીજે સમયે તીર્છો પશ્ચિમ દિશામાં જાય અને ત્રીજે સમયે તીર્છો જઇને વાયવ્યદિશાનો આશ્રય લે.૧૦૯૯–૧૧૦૦.

ત્રસ જીવોની વક્રગતિ એટલી જ થાય, અધિક ન થાય. પણ સ્થાવર જીવોની ચાર પાંચ સમયની પણ થાય. એમાં જે ચાર સમયની થાય તે આ પ્રમાણે:—પહેલે સમયે એ ત્રસનાડીથી બહાર અધોલોકની વિદિશામાંથી ( હરકોઇ ખુણામાંથી ) દિશામાં જાય; દ્વિતીય સમયે ત્રસનાડીની અંદર પ્રવેશ કરે; ત્રીજે સમયે ઊર્ધ્વ જાય અને ચોથે સમયે વળી એ ત્રસનાડીમાંથી બહાર નીકળી પોતાનું જે સ્થાન હરકોઇ દિશામાં આવેલું હોય (વિદિશા–ખુણામાં નહિં ) એવા સ્થાનનો આશ્રય કરે છે. ૧૧૦૧–૧૧૦૩.

दिशो विदि॰ याने तु नाडीमध्ये ॰तीयके ।
ऊर्ध्वं चाधस्तृतीये तु बहिर्विदिशि तुर्यके ॥ ११०४ ॥

यदोक्तरीत्या विदिशो जायते विदिशि क्वचित् ।
तदा तत्समयाधिक्यात् स्यात्पंचसमया गतिः ॥ ११०५ ॥

उक्तं च—

विदिसाओ दिसं पढमे बीए पइसरइ नाडिमज्झंमि ।
उड्ढं तइए तुरिए उ नीइ विदिसं तु पंचमए ॥ ११०६ ॥

इति भगवतीवृत्तौ शतक १४ प्रथमोद्देशके ॥

भगवतीसप्तमशतकप्रथमोद्देशके तु पंचसामयिकीं विग्रहगतिमाश्रित्य इत्थमुक्तं दृश्यते । इदं च सूत्रे न दर्शितम् । प्रायेण इत्थमनुत्पत्तिः । इति ॥

व्यव॰ारापक्षया च भवेदा॰रकाऽसुमान् ।
गतौ ॰॰वक्रायां समयद्वितयेऽपि हि ॥ ११०७ ॥

तथाहि समये पूर्वे शरीरमेष उत्॰जेत् ।
तस्मिन्पुनः तच्छरीरयोग्याः केचन पुद्गलाः ॥ ११०८ ॥

---

( જીવને ) **દિશામાંથી** વિદિશામાં જવું હોય તો પહેલે સમયે નાડીમાં પ્રવેશ કરે, બીજે સમયે ઊર્ધ્વ ગતિ કરે, ત્રીજે સમયે અધોદિશાએ જાય અને ચોથે સમયે બહાર વિદિશામાં જાય છે. ૧૧૦૪.

પણ એ જ્યારે એક **વિદિશામાંથી** (નીકળીને) હરકોઇ અન્ય વિદિશામાં ઉત્પન્ન થવાનો હોય ત્યારે એને ચાર સમયથી અધિક સમય જોઇએ, એટલે કે પાંચ સમય જોઇએ. ૧૧૦૫.

અન્યત્ર પણ કહ્યું છે કે ( જીવ ) પહેલે સમયે વિદિશામાંથી દિશામાં જાય, બીજે સમયે નાડીની અંદર પ્રવેશ કરે, ત્રીજે સમયે ઊર્ધ્વ ગતિ કરે, ચોથે સમયે અધોગતિ કરી બહાર નીકળે અને પાંચમે સમયે વિદિશાનો એટલે હરકોઈ ખુણાનો આશ્રય લે. ૧૧૦૬.

એવી ભગવતીસૂત્રની વૃત્તિમાં ચૌદમા શતકના પહેલા ઉદ્દેશમાં હકીકત છે. સાતમા શતકના પહેલા ઉદ્દેશમાં તો પાંચ સમયની વિગ્રહગતિના સંબંધમાં એમ થાય એમ કહ્યું છે. મૂળ સૂત્રમાં એવું કાંઈ બતાવ્યું નથી. કારણકે પ્રાયઃ એવી રીતે ઉત્પત્તિ ન હોય.

વળી વ્યવહારનયની અપેક્ષાએ પ્રાણી એકવક્રગતિમાં બેઉ સમયમાં આહારક થાય છેઃ પૂર્વના ( પહેલા ) સમયમાં શરીર ત્યજી દે છે અને એજ સમયમાં વળી એ શરીરને યોગ્ય

लोमा ारेण सम्बन्धमायान्ति जीवय गतः ।
औदारिकादिपुद्गलादानं चाहार उच्यते ॥ ११०९ ॥ युग्मम् ॥

एवमत्राद्यसमये आहारः परिभावितः ।
सर्वत्रैवं द्विवक्रादावप्याद्यक्षण आहृतिः ॥ ११११० ॥

द्वितीयसमये चासावुत्पत्तिदेशमापतेत् ।
तदा तद्भवयोग्याणून् यथासम्भवमाहरेत् ॥ ११११ ॥

[illegible] तु त्रिसमया मध्यस्तत्र निराहृतिः ।
आद्यन्तयोः समयोराहारः पुनरुक्तवत् ॥ १११२ ॥

एवं च त्रिचतुर्वक्रे चतुःपंचक्षणात्मके ।
मध्यास्तयोर्निराहाराः साहारावादिमान्तिमौ ॥ १११३ ॥

यदाहुः— इगदुतिचउवक्कासु दुगाइसमयेसु परभवाहारो ।
दुगवक्काइसु समया गदोतिन्नि उ अणाहारा ॥ १११४ ॥

निश्चयनये तु—

---

હોય એવા કેટલાક પુદ્‌ગલો જીવના યોગને લીધે લોમ–આહારવડે એના સમ્બન્ધમાં આવે છે. ઔદારિકાદિ પુદ્‌ગળોને જીવ ગ્રહણ કરે છે એનું નામ ' આહાર. '. ૧૧૦૮–૧૧૦૯.

એ પ્રમાણે એકવક્ર ગતિમાં આદ્યસમયે (જીવને) આહાર કહ્યો છે. 'દ્વિવક્ર ' વગેરે ગતિમાં પણ સર્વત્ર એજ પ્રમાણે પહેલે ક્ષણે આહાર જાણવો. ૧૧૧૦.

વળી બીજે સમયે એ ( પ્રાણી ) ઉત્પત્તિપ્રદેશમાં આવી પડે ત્યારે એ એ ભવને યોગ્ય એવા પરમાણુઓનો યથાસંભવ આહાર કરે. ૧૧૧૧.

દ્વિવક્ર ગતિ ત્રણ સમયની છે અને એ ત્રણ સમયમાંથી વચલો સમય એટલે બીજો સમય આહાર વિનાનો છે. જ્યારે પહેલા અને ત્રીજા સમયોનેવિષે પૂર્વવત્ આહાર હોય છે. ૧૧૧૨.

એવી રીતે ચાર સમયવાળી અને પાંચ સમયવાળી ત્રિવક્ર અને ચતુર્વક્ર ગતિમાં પણ, વચલા સમયો નિરાહાર એટલે આહાર વિનાના છે અને પહેલા તથા અન્તિમ સમયો સાહાર એટલે આહારવાળા છે. ૧૧૧૩.

અન્યત્ર પણ કહ્યું છે કે—એકવક્રવાળી, દ્વિવક્રા એટલે બે વક્રવાળી, તેમજ ત્રિવક્રા અને ચતુર્વક્રા ગતિઓમાં અનુક્રમે બીજે ક્ષણે, ત્રીજે ક્ષણે, ચોથે ક્ષણે અને પાંચમે ક્ષણે પરભવનો આહાર હોય છે. અને દ્વિવક્રા વગેરે ગતિઓમાં એક, બે અને ત્રણ સમયો અણાહારી એટલે આહાર વિનાના હોય છે. ૧૧૧૪.

નિશ્ચયનય પ્રમાણે તો—

भवस्य भाविनः पूर्वे क्षणे प्राग्वपुषा सह ।
असम्बन्धादनाप्त्या च भाविनोऽङ्गस्य नाहृतिः ॥ १११५ ॥
द्वितीयसमये तु स्वं स्थानं प्राप्याहरेत्ततः ।
समयः स्यादनाहार एकवक्रागतावपि ॥ १११६ ॥
अन्यस्यां द्वावनाहारौ तृतीयस्यां त्रयस्तथा ।
चतुर्थ्यामपि चत्वारः साहारोऽन्त्योऽखिलासु यत् ॥ १११७ ॥
ततश्च व्यवहारेणोत्कर्षतः समयास्त्रयः ।
निश्चयेन तु चत्वारो निराहाराः प्रकीर्त्तिताः ॥ १११८ ॥
सामान्यात् सर्वतः स्तोका निराहाराः शरीरिणः ।
आहारका असंख्येयगुणास्तेभ्यः प्रकीर्तिताः ॥ १११९ ॥
त्रिविधश्च स आहार ओजआहार आदिमः ।
लोमाहारो द्वितीयश्च प्रक्षेपाख्यस्तृतीयकः ॥ ११२० ॥
तत्राद्यं देहमुत्सृज्य ऋज्व्या कुटिलयाथवा ।
गत्वोत्पत्तिस्थानमाप्य प्रथमे समयेऽसुमान् ॥ ११२१ ॥

ભવિષ્યમાં થનારા ભવના પ્રથમસમયે પૂર્વશરીરની સાથે સંબંધ ન હોવાથી, અને ભાવિ શરીરની અપ્રાપ્તિને લીધે આહાર હોતો નથી; જો કે દ્વિતીય ક્ષણે પોતાનું સ્થાન પ્રાપ્ત થયે આહાર કહે છે. આમ હોવાથી એકવક્ર ગતિમાં પણ એક સમય નિરાહાર હોય. ૧૧૧૫-૧૧૧૬.

દ્વિવક્ર ગતિમાં બે સમય અણાહારી હોય છે; ત્રિવક્રા ગતિમાં ત્રણ સમય, અને ચતુર્વક્ર ગતિમાં ચાર સમય અણાહારી હોય છે. કારણકે સર્વ ગતિઓમાં અન્તિમ સમય જ સાહારી છે. ૧૧૧૭.

એમ હોવાથી વ્યવહારનયે ઉત્કૃષ્ટ ત્રણ સમય નિરાહારી કહ્યા છે. અને નિશ્ચયનયે ચાર સમય નિરાહારી કહ્યા છે. ૧૧૧૮.

સામાન્યતઃ નિરાહારી પ્રાણીઓ સર્વથી અલ્પ છે. અને 'સાહારી' એ કરતાં અસંખ્યગણા છે. ૧૧૧૯.

આ જે 'આહાર' ની વાત કરી તે આહાર ત્રણ પ્રકારનો છે: (૧) ઓજઆહાર, (૨) લોમઆહાર અને (૩) પ્રક્ષેપઆહાર. ૧૧૨૦.

આદ્ય દેહને ત્યજીને ઋજુ (સરલ-સીધી) અથવા કુટિલ (વક્ર) ગતિવડે

तैजसकार्मणयोगेनाहारयति पुद्गलान् ।
औदारिकाद्यंगयोग्यान् द्वितीयादिक्षणेष्वथ ॥ ११२२ ॥

औदारिकादिमिश्रेणारब्धत्वाद्वपुषस्ततः ।
यावच्छरीरनिष्पत्तिरन्तर्मुहूर्त्तकालिकी ॥११२३॥ त्रिभिः विशेषकम् ॥

यदाहुः—

तेएण कम्मएणं आहारेइ अणंतरं जीवो ।
तेण परं मीसेणं जाव सरीरस्स निव्वत्ती ॥ ११२४ ॥

स सर्वोप्योजआहार ओजो देहार्हपुद्गलाः ।
ओजो वा तैजसः कायस्तद्रूपस्तेन वा कृतः ॥ ११२५ ॥

शरीरोपष्टम्भकानां पुद्गलानां समाहृतिः ।
त्वगिन्द्रियादिस्पर्शेन लोमाहारः स उच्यते ॥ ११२६ ॥

मुखे कवलनिक्षेपादसौ कावलिकाभिधः ।
एकेन्द्रियाणां देवानां नारकाणां च न ह्यसौ ॥ ११२७ ॥

ગમન કરી ઉત્પત્તિસ્થાનને પ્રાપ્ત કરી પ્રથમ સમયે પ્રાણી, તૈજસ અને કાર્મણ શરીરના યોગથી ઔદારિક આદિ શરીરને યોગ્ય એવા પુદ્‌ગળોનો આહાર શરૂ કરે છે–તે, બીજે ત્રીજે વગેરે સમયે શરીરનો આરંભ થવાથી ઔદારિક આદિ મિશ્રે કરીને અન્તર્મુહૂર્ત્તના સ્થિતિકાળવાળી શરીરનિષ્પત્તિ થાય ત્યાં સુધી, તે ( આહાર ) કર્યા કરે છે. ૧૧૨૧–૧૧૨૩.

કહ્યું છે કે—જીવ પ્રથમ તૈજસ તેમ કાર્મણ શરીરવડે અન્તરરહિત આહાર ( કર્યા ) કરે છે. પછી શરીરની નિષ્પત્તિ થાય ત્યાંસુધી મિશ્રશરીરવડે આહાર કરે છે. ૧૧૨૪.

એ સર્વ ' ઓજ આહાર ' કહેવાય. અહિં ' ઓજ ' એટલે દેહને યોગ્ય એવા પુદ્‌ગળો. અથવા ઓજ એટલે તૈજસકાય. એ પરથી ઓજઆહાર એટલે ઓજરૂપ આહાર અથવા તૈજસકાયકૃત આહાર. ૧૧૨૫.

શરીરના આધારરૂપ પુદ્‌ગળોનો, ત્વચાઇન્દ્રિય વગેરે ઇન્દ્રિયોના સ્પર્શવડે આહાર કરવો એનું નામ ' લોમઆહાર '. ૧૧૨૬,

મુખને વિષે કવળ એટલે કોળીઓ પ્રક્ષેપવો ( નાખવો )–એમ આહાર કરવો એનું નામ ' પ્રક્ષેપઆહાર '. આ પ્રક્ષેપઆહાર એટલે કવળઆહાર એકેન્દ્રિય જીવોને, દેવોને અને નારકીના જીવોને હોતો નથી. ૧૧૨૭.

जीवाः सर्वेऽप्यपर्याप्ता ओजहारिणो मताः ।
देहपर्याप्तिपर्याप्ता लोमाहाराः समेऽङ्गिनः ॥ ११२८ ॥

ओजसोऽनाभोग एव लोमस्त्वाभोगजोऽपि च ।
एकेन्द्रियाणां लोमोऽपि स्यादनाभोग एव हि ॥११२९ ॥

तथोक्तं संग्रहणीवृत्तौ—

एकेन्द्रियाणाम् अतिस्तोकापटुमनोद्रव्यलब्धीनाम् आभोगमान्द्यात् वस्तुतः अनाभोगनिर्वर्तित एव ॥ यदागमः—एगेंदियाणं नो आभोगनिव्वत्तिए अणाभोगनिव्वत्तिए । इति ॥

द्विसमयोनो भवः क्षुल्लो जघन्या कायसंस्थितिः ।
आहारित्वे गरिष्ठा च कालचक्राण्यसंख्यशः ॥ ११३० ॥

इति आहारः ॥ २९ ॥

अथ गुणाः ॥

गुणा नाम गुणस्थानान्यमूनि च चतुर्दश ।
वच्मि स्वरूपमेतेषामन्वर्थं व्यक्तिपूर्वकम् ॥ ११३१ ॥

'અપર્યાપ્ત' જીવો સર્વે ઓજઆહારી છે. અને દેહપર્યાપ્તિવાળા બધા જીવો લોમ-આહારી છે. ૧૧૨૮.

ઓજસઆહાર અનાભોગ જ હોય છે; જ્યારે લોમઆહારમાં ભોગ હોયે ખરો ને ન યે હોય. વળી એકેન્દ્રિયોના લોમાહારમાં ભોગ હોતો જ નથી. ૧૧૨૯.

'સંગ્રહણી' ની વૃત્તિમાં કહ્યું છે કે—

અત્યલ્પ-અને-અપટુ-મનોદ્રવ્યનીલબ્ધિવાળા એકેન્દ્રિય પ્રાણીઓ ભોગને વિષે અશક્ત હોવાથી વસ્તુતઃ એમનો આહાર 'અનાભોગ' જ હોય છે.

આગમમાં એ સંબંધમાં આમ કહ્યું છે—

એકેન્દ્રિય પ્રાણીઓને આભોગ આહાર નથી, અનાભોગ છે.

આહારક પ્રાણીઓને જઘન્ય કાયસ્થિતિ ક્ષુલ્લકભવકરતાં બે સમય ઓછી-એટલી હોય છે, જ્યારે ઉત્કૃષ્ટી અસંખ્ય કાળચક્રો જેટલી હોય. ૧૧૩૦.

આ પ્રમાણે ઓગણત્રીશમા દ્વાર-આહારનું સ્વરૂપ સંપૂર્ણ.

હવે ત્રીશમા દ્વાર-ગુણ વિષે.

ગુણ એટલે ગુણસ્થાન. એ ગુણસ્થાન ચૌદ છે. એમનું પ્રત્યેકનું સ્વરૂપ હું અર્થને અનુસારે કહું છું. ૧૧૩૧.

तथाहुः—

मिच्छे सासणमीसे अविरयदेसे पमत्तअपमत्ते ।
नियट्टी अनियट्टी सुहुमुवसम खीण सजोगि अजोगि गुणा ॥११३२॥

गुणा ज्ञानदयस्तेषां स्थानं नाम स्वरूपभित् ।
शुद्धयशुद्धिप्रकर्षापकर्षोत्थात्र प्रकीर्त्यते ॥ ११३३ ॥

तत्र मिथ्या विपर्यस्ता जिनप्रणीतवस्तुषु ।
दृष्टिर्यस्य प्रतिपत्तिः स मिथ्यादृष्टिरुच्यते ॥ ११३४ ॥

यत्तु तस्य गुणस्थानं सम्यग्दृष्टिमबिभ्रतः ।
मिथ्यादृष्टिगुणस्थानं तदुक्तं पूर्वसूरिभिः ॥ ११३५ ॥

ननु मिथ्यादृशां दृष्टेर्विपर्यासात्कुतो भवेत् ।
ज्ञानादिगुणसद्भावो यद्गुणस्थानतोच्यते ॥ ११३६ ॥

अत्र ब्रूमः– भवेद्यद्यपि मिथ्यात्ववतामसुमतामिह ।
प्रतिपत्तिर्विपर्यस्ता जिनप्रणीतवस्तुषु ॥ ११३७ ॥

---

(૧) મિથ્યાત્વ, (૨) સાસ્વાદન, (૩) મિશ્ર, (૪) અવિરતિ, (૫) દેશવિરતિ, (૬) પ્રમત્ત, (૭) અપ્રમત્ત, (૮) નિવૃત્ત, (૯) અનિવૃત્ત, (૧૦) સૂક્ષ્મસંપરાય, (૧૧) ઉપશાંતમોહ, (૧૨) ક્ષીણમોહ, (૧૩) સયોગી, અને (૧૪) અયોગી–આ નામના ચૌદ ગુણસ્થાન છે. ૧૧૩૨.

( જીવના ) જે જ્ઞાન આદિ ગુણો છે એમનું સ્થાન એ ગુણસ્થાન–( એટલે ) એમના સ્વરૂપનો ભેદ. એ ભેદ એમની શુદ્ધિ, અશુદ્ધિ, પ્રકર્ષ અને અપકર્ષ–એ ચારવાનાંને લઇને થયેલ છે. ૧૧૩૩.

જિનેશ્વરપ્રણીત તત્વોને જે માણસ મિથ્યાત્વથી વિપર્યસ્ત દૃષ્ટિવડે જુએ છે તે મિથ્યાદૃષ્ટી કહેવાય. અને આવા ( અસમ્યકદૃષ્ટિવાળા ) માણસનું સ્થાન–તે મિથ્યાદૃષ્ટિગુણસ્થાન કહેવાય. ૧૧૩૪–૧૧૩૫.

અહિં કોઈ એમ શંકા કરે છે કે મિથ્યાદૃષ્ટિઓને તો દૃષ્ટિનો વિપર્યાસ છે, એમની દૃષ્ટિ વિપર્યસિત છે–એટલે એમનામાં જ્ઞાન આદિ ગુણોનો સદ્ભાવ જ ન હોય. તો પછી એને ' ગુણસ્થાન ' કેવી રીતે કહેવા તૈયાર થયા છો ? ૧૧૩૬.

એ શંકાનું સમાધાન નીચે મુજબ—

અગર જો કે જિનભગવાનપ્રણીત વસ્તુઓને મિથ્યાદૃષ્ટિ જીવો વિપરીત માને છે તોપણ

तथापि काचित् मनुजपश्वादिवस्तुगोचरा ।
तेषामप्यविपर्यस्ता प्रतिपत्तिर्भवेद् ध्रुवम् ॥ ११३८ ॥ युग्मम् ॥

आस्तामन्ये मनुष्याद्या निगोददेहिनामपि ।
अस्त्यव्यक्तस्पर्शमात्रप्रतिपत्तिर्यथास्थिता ॥ ११३९ ॥

यथा घनघनच्छन्नेऽर्केऽपि स्यात्कापि तत्प्रभा ।
अनावृत्ता न चेद्रात्रिदिनाभेदः प्रसज्यते ॥ ११४० ॥

इति प्रथमगुणस्थानम् ॥

आयमौपशमिकाख्यं सम्यक्त्वस्यात्र सादयेत् ।
योऽनन्तानुबन्धिकषायोदयः सायसादनः ॥ ११४१ ॥

उत्कर्षादावलीषट्कात् सम्यक्त्वमपगच्छति ।
अनन्तानुबन्ध्युदये जघन्यात्समयेन यत् ॥ ११४२ ॥ युग्मम् ॥

पृषोदरादित्वाल्लोपे यकारस्य भवेत्पदम् ।
आसादनमित्यनन्तानुबन्ध्युदयवाचकम् ॥ ११४३ ॥

ततश्च— आसादनेन युक्तो यः स सासादन उच्यते ।
स चासौ सम्यग्दृष्टिस्तद्गुणस्थानं द्वितीयकम् ॥ ११४४ ॥

મનુષ્ય, પશુ આદિ વસ્તુના વિષય પરત્વે તો એમની માનીનતા અવિપરીત છે. ૧૧૩૭–૧૧૩૮.

વળી મનુષ્ય આદિ અન્ય પ્રાણીઓની વાત એક કોરે મૂકો, તોપણ નિગોદના જીવોમાંયે અવ્યક્ત સ્પર્શ ગુણ છે એમ એઓ યથાસ્થિત સ્વીકાર કરે છે. જેવી રીતે કે ઘાટાં વાદળાંથી આચ્છાદિત થયેલા સૂર્યની કંઇક પ્રભા તો અનાચ્છાદિત રહે છે. જો એમ ન હોય તો પછી રાત્રીમાં ને દિવસમાં લેશ પણ ભેદ રહે નહિં. ૧૧૩૯–૧૧૪૦.

એવી રીતનું પ્રથમ ગુણસ્થાનક સમજવું.

સમકિતના, ઉપશમ નામના **आय** એટલે લાભને **सादन** એટલે હરકત પહોંચાડે છે એ 'સાયસાદન' નામનું બીજું ગુણસ્થાનક. એમાં અનન્તાનુબંધિ કષાયનો ઉદય થાય છે. અને એ ઉત્કૃષ્ટતઃ છ 'આવળી' પર્યન્ત, અને જઘન્યતઃ એક સમય ટકે છે. ૧૧૪૧–૧૧૪૨.

**पृषोदरादि** એ વ્યાકરણના નિયમ પ્રમાણે **य**કારનો લોપ થઇને, 'આયસાદન' નું 'આસાદન' થયું. અને એ 'આસાદન' વાળો "સ+આસાદાન" એટલે 'સાસાદન' કહેવાય. એ સમ્યગ્દૃષ્ટિ જીવ હોય; અને એ બીજે ગુણસ્થાનકે હોય. ૧૧૪૩–૧૧૪૪.

तत्रैवम्— प्रागुक्तस्यौपशमिकसम्यक्त्वस्य जघन्यतः ।
शेषे क्षणे षट्सु शेषासूत्कर्षादावलीष्वथ ॥ ११४५ ॥
महाबिभीषिकोत्थानकल्पः केनापि हेतुना ।
कस्याप्यनन्तानुबन्धिकषायाभ्युदयो भवेत् ॥ ११४६ ॥ युग्मम् ॥
अथैतस्मिन्ननन्तानुबन्धिनामुदये सति ।
सासादनसम्यग्दृष्टिगुणस्थानं स्पृशत्यसौ ॥ ११४७ ॥
यदिवोपशमश्रेण्याः स्यादिदं पतिताङ्गिनः ।
सम्यक्त्वस्यौपशमिकस्यान्ते कस्यापि पूर्ववत् ॥ ११४८ ॥
तत ऊर्ध्वं च मिथ्यात्वमवश्यमेष गच्छति ।
पतन् द्वितीयसोपानादाद्यमेव हि गच्छति ॥ ११४९ ॥
नाम्ना सास्वादनसम्यग्दृग्गुणस्थानमप्यदः ।
उच्यते तत्र चान्वर्थो मतिमद्भिरयं स्मृतः ॥ ११५० ॥
उद्वम्यमानसम्यक्त्वास्वादनेन सहास्ति यः ।
स हि सास्वादनसम्यग्दृष्टिरित्यभिधीयते ॥ ११५१ ॥

---

તે આ પ્રમાણે:—

જઘન્યત: પૂર્વોક્ત ઉપશમ સમકિતના શેષ ( અન્તિમ ) ક્ષણે ( સમયે ), અને ઉત્કૃષ્ટત: છ આવળી શેષ રહે ત્યારે, કોઈ પણ પ્રાણીને કોઇપણ હેતુને લઇને મહાન ઉત્પાતના ઉદયસદૃશ અનન્તાનુબન્ધી કષાયનો ઉદય થાય છે. એ અનન્તાનુબંધી કષાયનો ઉદય થયા પછી, પ્રાણી 'સાસાદનસમ્યગ્દૃષ્ટિ' નામના ગુણસ્થાને પહોંચે છે. ૧૧૪૫–૧૧૪૭.

અથવા તો પૂર્વે કહી ગયા પ્રમાણે ઉપશમસમકિતને અંતે ઉપશમશ્રેણિથી પતિત થયેલ હરકોઇ પ્રાણીનું એ ગુણસ્થાન હોય. એથી આગળ વધતાં તો પ્રાણી અવશ્યમેવ મિથ્યાત્વ ગુણસ્થાને જ પાછો આવી પડે છે. કારણ કે બીજે પગથીએથી પડનારો પહેલે પગથીએ જ જાય છે. ૧૧૪૮–૧૧૪૯.

આ ગુણસ્થાનને "સાસ્વાદનસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન" પણ કહે છે. બુદ્ધિમાન પુરૂષોએ એ નામ સાર્થક પણ કહ્યું છે: કેમકે, સમકિતનું વમન થતું હોય—એના ' આસ્વાદન ' વાળું જે ગુણસ્થાન,—તે ' સાસ્વાદન ' સમ્યક્દૃષ્ટિ ગુણસ્થાન. ૧૧૫૦–૫૧.

यथाहि भुक्तं क्षीरान्नमुद्वमन्मक्षिकादिना ।
किंचिदास्वादयत्येव तद्रसं व्यग्रमानसः ॥ ११५२ ॥

तथायमपि मिथ्यात्वाभिमुखो भ्रान्तमानसः ।
सम्यक्त्व-द्रुमन्नास्वादयेत्किंचन तद्रसम् ॥ ११५३ ॥

इति द्वितीयम् ॥

पूर्वोक्तपुंजत्रितये स यद्यर्धविशुद्धकः ।
समुदेति तदा तस्योदयेन स्याच्छरीरिणः ॥ ११५४ ॥

श्रद्धा जिनोक्ततत्वेऽर्धविशुद्धासौ तदोच्यते ।
सम्यगूमिथ्यादृष्टिरिति गुणस्थानं च तस्य तत् ॥११५५॥ युग्मम् ॥

अन्तर्मुहूर्त्तं कालोऽस्य तत ऊर्ध्वं स देहभृत् ।
अवश्यं याति मिथ्यात्वं सम्यक्त्वमथवाप्नुयात् ॥ ११५६ ॥

इति तृतीयम् ॥

सावद्ययोगाविरतो यः स्यात्सम्यक्त्ववानपि ।
गुणस्थानमविरतसम्यग्दृष्ट्याख्यमस्य तत् ॥ ११५७ ॥

---

જેવી રીતે કે વ્યગ્રમનવાળાને ખાધેલા અન્નનું મક્ષિકા વગેરેથી વમન થાય ત્યારે એને એ વમન કરેલા રસનો કંઈક તો સ્વાદ વર્તાય છે, તેવી રીતે આ પ્રાણી પણ ભ્રાન્તિને લીધે મિથ્યાત્વોન્મુખ થતાં સમકિતનું વમન કરે છે ત્યારે એને એનો કંઈક સ્વાદ આવ્યા વિના રહેતો નથી. ૧૧૫૨–૧૧૫૩.

એવી રીતનું બીજું ગુણસ્થાનક છે.

અગાઉ ત્રણ ' પુંજ ' કહી ગયા છીએ એમાંના એક 'અર્ધવિશુદ્ધ' નામના પુંજનો જ્યારે ઉદય થાય છે ત્યારે પ્રાણીને જિનભાષિત તત્વને વિષે અર્ધવિશુદ્ધ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે અને ત્યારે તે પ્રાણી સમ્યકૂમિથ્યાદષ્ટિ કહેવાય છે અને એનું ગુણસ્થાનક સમ્યકૂમિથ્યાદષ્ટિ-ગુણસ્થાનક કહેવાય છે. ૧૧૫૪–૧૧૫૫.

એ ગુણસ્થાનકનો કાળ અન્તર્મુહૂર્તનો છે. તે પછી એ પ્રાણી અવશ્ય મિથ્યાત્વ અથવા સમકિત પ્રાપ્ત કરે છે. ૧૧૫૬.

આવી ત્રીજા ગુણસ્થાનકની હકીકત છે.

સમ્યક્ત્વવાન હોવા છતાં પણ જે પ્રાણી સાવદ્યયોગથી વિરમ્યો ન હોય તેનું ગુણસ્થાન ' અવિરતસમ્યકૂદષ્ટિ ' કહેવાય. ૧૧૫૭.

पूर्वोक्तमौपशमिकं शुद्धपुंजोदयेन वा ।
क्षायोपशमिकाभिख्यं सम्यक्त्वं प्राप्तवानपि ॥ ११५८ ॥
सम्यक्त्वं क्षायिकं वाप्तो क्षीणदर्शनसप्तकः ।
कलयन्नपि सावद्यविरतिं मुक्तिदायिनीम् ॥ ११५९ ॥
नैवाप्रत्याख्याननामकषायोदयविघ्नतः ।
स देशतोऽपि विरतिं कर्तुं पालयितुं क्षमः॥११६०॥ त्रिभिः विशेषकम्।

इति चतुर्थम् ॥

स्थूलसावद्यविरमाद्यो देशविरतिं श्रयेत् ।
स देशविरतस्तस्य गुणस्थानं तदुच्यते ॥ ११६१ ॥
सर्वसावद्यविरतिं जानतोऽप्यस्य मुक्तिदाम् ।
तदादृतौ प्रत्याख्यानावरणा यान्ति विघ्नताम् ॥ ११६२ ॥

इति पंचमम् ॥

संयतस्सर्वसावद्ययोगेभ्यो विरतोऽपि यः ।
कषायनिद्राविकथादिप्रमादैः प्रमाद्यति ॥ ११६३ ॥

પૂર્વોકત ઉપશમિક સમકિત પ્રાપ્ત થયું હોય છતાં, અથવા શુદ્ધપુંજના ઉદયને લીધે ક્ષાયોપશમિક સમકિત પ્રાપ્ત થયું હોય છતાં, અથવા દર્શનસપ્તક ક્ષીણ થવાથી ક્ષાયિક સમકિત પ્રાપ્ત થયું હોય છતાં, તેમજ સાવદ્યવિરતિ મોક્ષદાયક છે એવી સમજણ હોય છતાં 'અપ્રત્યાખ્યાન' નામના કષાયનો ઉદય નડવાથી, પ્રાણી 'દેશથી' એટલે થોડી ઘણી પણ વિરતિ કરવાને કે પાળવાને સમર્થ થતો નથી. ૧૧૫૮–૧૧૬૦.

એ પ્રમાણે ચોથું ગુણસ્થાનક છે.

'સ્થૂળસાવદ્ય' થી વિરમીને જે પ્રાણી અલ્પ પણ વિરતિ અંગીકાર કરે છે તે દેશવિરતિ કહેવાય છે અને એનું ગુણસ્થાનક પણ એજ છે. ૧૧૬૧.

'સર્વસાવદ્યવિરતિ' થી મોક્ષ પ્રાપ્ત થાય છે એમ જાણ હોય છતાં પણ પ્રત્યાખ્યાનરૂપ આવરણો એનો અંગીકાર કરવામાં વિઘ્નભૂત થાય છે. ૧૧૬૨.

એમ પાંચમું ગુણસ્થાનક કહ્યું.

સર્વસાવદ્યયોગથી વિરમ્યો હોય એવો પણ જે સંયમી કષાય, નિદ્રા, વિકથા આદિ પ્રમાદોને લઇને પ્રમાદમાં પડે એ 'પ્રમત્તસંયત' કહેવાય અને એનું ગુણસ્થાનક 'પ્રમત્તસંયમ'

स प्रमत्तः संयतोऽस्य प्रमत्तसंयताभिधम् ।
गुणस्थानं प्राक्तनेभ्यः स्याद्विशुद्धिप्रकर्षभृत् ॥ ११६४ ॥
वक्ष्यमाणेभ्यश्च तेभ्यः स्याद्विशुद्ध्यपकर्षभृत् ।
शुद्धिप्रकर्षापकर्षावेवं भाव्यौ परेष्वपि ॥११६५॥ त्रिभिः विशेषकम् ॥

इति षष्ठम् ॥

यश्च निद्राकषायादिप्रमादरहितो यतिः ।
गुणस्थानं भवेत्तस्याप्रमत्तसंयताभिधम् ॥ ११६६ ॥

इति सप्तमम् ॥

स्थितिघातो रसघातो गुणश्रेणिस्तथा परा ।
गुणानां संक्रमश्चैव बन्धो भवति पंचमः ॥ ११६७ ॥
एषां पंचानामपूर्वकरणं प्रागपेक्षया ।
भवेद्यस्यासावपूर्वकरणो नाम कीर्त्तितः ॥ ११६८ ॥ युग्मम् ॥
गरीयस्याः स्थितेर्ज्ञानावरणीयादिकर्मणाम् ।
योऽपवर्त्तनया घातः स्थितिघातः स उच्यते ॥ ११६९ ॥

નામનું કહેવાય. આ ગુણસ્થાનક પહેલાના પાંચે કરતાં વિશેષ શુદ્ધ છે, અને હવે કહેવામાં આવશે એના કરતાં ઓછું શુદ્ધ છે. અન્ય ગુણસ્થાનોમાં પણ આવી જ રીતે વિશેષતા ને અલ્પતા જાણવાં. ૧૧૬૩–૧૧૬૫.

એ પ્રમાણે છઠ્ઠું ગુણસ્થાન જાણવું.

જે સંયમી એટલે યતિ નિદ્રા, કષાય વગેરે પ્રમાદોથી રહિત હોય એનું 'અપ્રમત્તસંયત' નામનું ગુણસ્થાન કહ્યું છે. ૧૧૬૬.

એ સાતમું ગુણસ્થાનક કહ્યું.

સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ, ગુણસંક્રમ અને બંધ–એ પાંચેનું જે સંયમીને પૂર્વની અપેક્ષાએ અપૂર્વકરણ હોય એ સંયમીનું ' અપૂર્વકરણ 'એવું નામ કહેલું છે. ૧૧૬૭–૧૧૬૮.

જ્ઞાનાવરણીય વગેરે કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિનો અપવર્ત્તનેકરીને[૧] ઘાત–એનું નામ ' સ્થિતિઘાત '. ૧૧૬૯.

૧. અપવર્ત્તન=હીનતા, ઘટાડો કરવો તે. ( એથી ઉલટું ' ઉદ્વર્તન '–વૃદ્ધિ કરવી તે ).

कर्मद्रव्यस्थकटुकत्वादिकस्य रसस्य हि ।
योऽपवर्त्तनया घातो रसघातः स कीर्त्यते ॥ ११७० ॥

एतौ पूर्वगुणस्थानेष्वल्पावेव करोति सः ।
विशुद्धयल्पतयास्मिंस्तु महान्तौ शुद्धिवृद्धितः ॥ ११७१ ॥

यत्प्रागाश्रित्य दलिकरचनां तां लघीयसीम् ।
चकार कालतो द्राघीयसीं शुद्धयपकर्षतः ॥ ११७२ ॥

अस्मिंस्त्वाश्रित्य दलिकरचनां तां प्रथीयसीम् ।
करोति कालतोऽल्पां तदपूर्वां प्रागपेक्षया ॥ ११७३ ॥ युग्मम् ॥

तथा बध्यमानशुभप्रकृतिष्वशुभात्मनाम् ।
तासामबध्यमानानां दलिकस्य प्रतिक्षणे ॥ ११७४ ॥

असंख्यगुणवृद्धया यः क्षेपः स गुणसंक्रमः ।
तमप्यपूर्वं कुर्वीत सोऽत्र शुद्धिप्रकर्षतः ॥ ११७५ ॥ युग्मम् ॥

स्थितिं द्राघीयसीं पूर्वगुणस्थानेषु बद्धवान् ।
अशुद्धत्वादिह पुनस्तामपूर्वां विशुद्धितः ॥ ११७६ ॥

વળી કર્મદ્રવ્યમાં રહેલા કટુતા આદિ રસોનો અપવર્તનેકરીને ઘાત—એ રસઘાત કહેવાય છે. ૧૧૭૦.

પૂર્વના ગુણસ્થાનોમાં શુદ્ધિનું અલ્પપણું હોવાથી, સંયમી આ બન્ને પ્રકારના ઘાત અલ્પ-પ્રમાણમાં કરે છે, જ્યારે આ ગુણસ્થાનમાં શુદ્ધિનું વિશેષપણું હોવાથી એ એ બેઉ ઘાત વિશેષ પ્રમાણમાં કરે છે. ૧૧૭૧.

પૂર્વના ગુણસ્થાનોમાં દળીઆંની ન્હાની રચનાને શુદ્ધિની અલ્પતાને લઇને મ્હોટી કાળ-સ્થિતિવાળી કરી હતી અને આ ગુણસ્થાનમાં મ્હોટી રચનાને અલ્પકાળસ્થિતિવાળી કરે છે—માટે પૂર્વનાની અપેક્ષાએ આ 'અપૂર્વ' કાર્ય કહેવાય. ૧૧૭૨–૧૧૭૩.

વળી ચાલુ બંધાયા કરતી શુભ પ્રકૃતિઓને વિષે, નહિં બંધાતી અશુભ પ્રકૃતિના દળનો, પ્રતિક્ષણે અસંખ્યગણો ક્ષેપ કે સંક્રમ—એનું નામ ગુણસંક્રમ. એને પણ સંયમી અહિં શુદ્ધિના પ્રકર્ષ એટલે કે વિશેષપણાને લઇને, 'અપૂર્વ' કરે. ૧૧૭૪–૧૧૭૫.

વળી પૂર્વના ગુણસ્થાનકોમાં, અશુદ્ધપણાને લઇને સંયમીએ દીર્ઘ સ્થિતિ બાંધેલી, પણ

पल्यासंख्येयभागेन हीनहीनतरां सृजेत् ।
तद् गुणस्थानमस्य स्यादपूर्वकरणाभिधम् ॥ ११७७ ॥ युग्मम् ॥

क्षपकश्चोपशमकश्चेत्यसौ भवति द्विधा ।
क्षपणोपशमार्हत्वादेवायं प्रोच्यते तथा ॥ ११७८ ॥

न यद्यपि क्षपयति न चोपशमत्यय- ।
तथाप्युक्तस्तथा राज्यार्हः कुमारो यथा नृपः ॥ ११७९ ॥

अन्तर्मुहूर्त्तमानाया अपूर्वकरणस्थितेः ।
आद्य एव क्षण एतद्‌गुणस्थानं प्रपन्नका- ॥ ११८० ॥

त्रैकालिकांगिनोऽपेक्ष्य जघन्यादीन्यसंख्यशः ।
स्थानान्यध्यवसायस्योत्कृष्टान्तानि भवन्ति हि ॥११८१॥ युग्मम्॥

असंख्यलोकाकाशांशमितानि स्युरमूनि च ।
ततोऽधिकाधिकानि स्युर्द्वितीयादिक्षणेषु तु ॥ ११८२ ॥

आद्ये क्षणे यज्जघन्यं ततोऽनन्तगुणोज्ज्वलम् ।
भवेदाद्यक्षणोत्कृष्टं ततोनन्तगुणाधिकम् ॥ ११८३ ॥

---

અહિં તો વિશુદ્ધિને લઇને 'અપૂર્વ'–એવી એ સ્થિતિને એ પલ્યોપમના અસંખ્યાતમા ભાગે કરીને ઘટાડતો જાય છે.

એવાં એવાં કારણોથી એનું આ ગુણસ્થાન 'અપૂર્વકરણ' નામનું કહેવાય છે. ૧૧૭૬–૧૧૭૭.

વળી એનામાં 'ખપાવવાની' અને 'ઉપશમાવવાની' યોગ્યતા હોવાથી, એના 'ક્ષપક' અને 'ઉપશમક' એમ બે ભેદ પડે છે. ૧૧૭૮.

જો કે એ ખપાવતો નથી અને ઉપશમાવતો પણ નથી, તોયે, રાજ્યને યોગ્ય એક રાજકુમાર જેમ રાજા કહેવાય છે તેમ, એ ( ક્ષપક અને ઉપશમક ) કહેવાય છે. ૧૧૭૯.

આ અન્તર્મુહૂર્ત્ત જેટલી 'અપૂર્વકરણ' સ્થિતિને પહેલે જ ક્ષણે આ ( આઠમા ) ગુણસ્થાને પહોંચેલા ત્રણે કાળના પ્રાણીઓને અપેક્ષીને, અધ્યવસાયના, જઘન્યથી ઉત્કૃષ્ટ પર્યન્ત, અસંખ્ય સ્થાનો થાય છે. ૧૧૮૦–૧૧૮૧.

અને એ સ્થાનો લોકાકાશના અસંખ્ય પ્રદેશો જેટલા હોય. અને પછી બીજા, ત્રીજા વગેરે ક્ષણોમાં એથી અધિક અધિક હોય. ૧૧૮૨.

આદ્ય સમયે અધ્યવસાયનું સ્થાન **જઘન્યતઃ** જેટલું ઉજ્વળ હોય એના કરતાં અનન્તગુણ ઉજ્વળ ( આદ્ય ક્ષણનું ) **ઉત્કૃષ્ટતઃ** હોય. ૧૧૮૩.

क्षणो द्वितीये जघन्यमेवमन्त्यक्षणावधि ।
मिथः षट्स्थानपतितान्येकक्षणभवानि तु ॥ ११८४॥ युग्मम् ॥
समकालं प्रपन्नानां गुणस्थानमिदं खलु ।
बहूनां भव्यजीवानां वर्त्तते यत्परस्परम् ॥ ११८५ ॥
उक्तरूपाध्यवसायस्थानव्यावृत्तिलक्षणा ।
निवृत्तिस्तन्निवृत्त्याख्यमप्येतत्कीर्त्यते बुधैः ॥ ११८६ ॥

इति अष्टमम् ॥

तथा—परस्पराध्यवसायस्थानव्यावृत्तिलक्षणा ।
निवृत्तिर्यस्यनास्त्येषोऽनिवृत्ताख्योऽसुमान् भवेत् ॥ ११८७ ॥
तथा किट्टीकृतसूक्ष्मसम्परायव्यपेक्षया ।
स्थूलो यस्यास्त्यसौ स स्याद्बादरसंपरायकः ॥ ११८८ ॥
ततः पदद्वयस्यास्य विहिते कर्मधारये ।
स्यात्सोऽनिवृत्तिबादरसंपरायाभिधस्ततः ॥ ११८९ ॥

દ્વિતીય ક્ષણનું અધ્યવસાય સ્થાનક જઘન્યતઃ આદ્ય ક્ષણના કરતાં અનન્તગુણ ઉજ્વળ હોય. એવી રીતે અન્તિમ ક્ષણ સુધી પહોંચતામાં ઉજ્વળતા અનન્તગણી વધતી વધતી જાય છે. વળી એમાંના એકેક ક્ષણના અધ્યવસાયના પરસ્પર છ સ્થાન પડે છે. ૧૧૮૪.

સમકાળે આ ગુણસ્થાને પહોંચેલા અનેક ભવ્ય જીવોને એ ( છસ્થાનવલય ) પરસ્પર વર્તતું હોય છે. ૧૧૮૫.

આવું આવું જેમનું સ્વરૂપ છે એવા આ અધ્યવસાયસ્થાનોની આવૃત્તિરૂપ લક્ષણવાળી ' નિવૃત્તિ ' કહેવાય છે. માટે આ ગુણસ્થાનને બુદ્ધિમાનો ' નિવૃત્તિ ' ગુણસ્થાન પણ કહે છે. ૧૧૮૬.

આ પ્રમાણે આઠમું ગુણસ્થાનક સમજવું.

વળી પરસ્પર અધ્યવસાયસ્થાનોની આવૃત્તિરૂપ લક્ષણવાળી નિવૃત્તિ જેને નથી એ પ્રાણી ' અનિવૃત્ત ' કહેવાય છે. ૧૧૮૭.

વળી કિટ્ટીરૂપ કરેલા સૂક્ષ્મસંપરાયની અપેક્ષાએ જેને આ કષાય ' સ્થૂલ ' અર્થાત્ ' બાદર ' હોય એ પ્રાણી ' બાદરસંપરાય ' કહેવાય ૧૧૮૮.

' અનિવૃત્ત ' અને ' બાદરસંપરાય ' એ બે પદોનો ' કર્મધારય ' સમાસ કરીએ એટલે ' અનિવૃત્તબાદરસંપરાય ' એમ વિશેષણ થયું. ૧૧૮૯.

तस्यानिवृत्तिबादरसम्परायस्य कीर्तितम् ।
गुणस्थानमनिवृत्तिबादरसम्परायकम् ॥ ११९० ॥

अन्तर्मुहूर्त्तमानस्य यावन्तोऽस्य क्षणाः खलु ।
तावन्त्येवाध्यवसायस्थानान्याहुर्जिनेश्वराः ॥ ११९१ ॥

अस्मिन् यदेकसमये प्राप्तानां भूयसामपि ।
एकमेवाध्यवसायस्थानकं कीर्त्तितं जिनैः ॥ ११९२ ॥

अनन्तगुणशुद्धं च प्रतिक्षणं यथोत्तरम् ।
स्थानमध्यवसायस्य गुणस्थानेऽत्र कीर्त्तितम् ॥ ११९३ ॥

क्षपकश्चोपशमकश्चेत्यसौ भवति द्विधा ।
क्षपयेद्वोपशमयेद्वासौ यन्मोहनीयकम् ॥ ११९४ ॥

इति नवमम् ॥

सूक्ष्मः कीट्टीकृतो लोभकषायोदयलक्षणः ।
संपरायो यस्य सूक्ष्मसंपरायः स उच्यते ॥ ११९५ ॥

એ 'અનિવૃત્તબાદરસંપરાય' પ્રાણીનું ગુણસ્થાન તે અનિવૃત્તબાદરસંપરાયગુણસ્થાન કહેવાય. ૧૧૯૦.

અન્તર્મુહૂર્ત્તપ્રમાણ એવા આ ગુણસ્થાનનાં જેટલા ક્ષણો-સમયો છે તેટલાં જ એના અધ્યવસાયનાં સ્થાનો છે એમ શ્રીજિનેશ્વરનું વચન છે. ૧૧૯૧.

કેમકે સમકાળે આ ગુણસ્થાને પહોંચેલા અનેક પ્રાણીઓનું અધ્યવસાયસ્થાન એક જ છે-એમ શ્રીજિનપ્રભુ કહે છે. ૧૧૯૨.

વળી આ ગુણસ્થાનમાં અધ્યવસાયનું સ્થાન પ્રત્યેક ક્ષણે ઉત્તરોત્તર અનન્ત-અનન્તગણું શુદ્ધ થતું જાય છે. ૧૧૯૩.

વળી એના 'ક્ષપક' અને 'ઉપશમક' એવા બે ભેદ છે કેમકે એ મોહનીયકર્મને ખપાવે છે અથવા ઉપશમાવે છે. ૧૧૯૪.

આ પ્રમાણે નવમું ગુણસ્થાન સમજવું.

લોભકષાયના ઉદયરૂપલક્ષણવાળો, કિટ્ટીરૂપ કરેલો સૂક્ષ્મસંપરાય જે પ્રાણીને હોય એ સૂક્ષ્મસંપરાયી કહેવાય છે. ૧૧૯૫.

क्षपकश्चोपशमकश्चेति स्यात्सोऽपि हि द्विधा ।
गुणस्थानं तस्य सूक्ष्मसंपरायाभिधं स्मृतम् ॥ ११९६ ॥

इति दशमम् ॥

येनोपशमिता विद्यमाना अपि कषायकाः ॥
नीता विपाकप्रदेशोदयादीनामयोग्यताम् ॥ ११९७ ॥

उपशान्तकषायस्य वीतरागस्य तस्य यत् ।
छद्मस्थस्य गुणस्थानं तदाख्यातं तदाख्यया ॥ ११९८ ॥ युग्मम् ॥

असौ ह्युपशमश्रेण्यारम्भेऽनन्तानुबन्धिनः ।
कषायान् द्रागविरतो देशेन विरतोऽथवा ॥ ११९९ ॥

प्रमत्तो वाप्रमत्तः सन् शमयित्वा ततः परम् ।
दर्शनमोहत्रितयं शमयेदथ शुद्धधीः ॥ १२०० ॥ युग्मम् ॥

कर्मग्रन्थावचूरौ तु इहोपशमश्रेणिकृत् अप्रमत्तयतिरेव । केचिदाचार्याः अविरतदेशविरतप्रमत्ताप्रमत्तयतीनामन्यतमः इत्याहुरिति दृश्यते ॥

---

એના પણ ઉપરવાળાની જેમ 'ક્ષપક' અને 'ઉપશમક' એમ બે પ્રકાર છે. અને એનું ગુણસ્થાન 'સૂક્ષ્મસંપરાય' ગુણસ્થાન કહેવાય છે. ૧૧૯૬.

આ પ્રમાણે દશમું ગુણસ્થાન છે.

જેણે વિદ્યમાન એવા પણ કષાયોને ઉપશમાવ્યા છે અને વિપાક કે પ્રદેશના ઉદય વગેરેને યોગ્ય રહેવા દીધા નથી એવા, કષાયરહિત–છદ્મસ્થવીતરાગનું જે ગુણસ્થાન છે તે ઉપશાંતમોહ-ગુણસ્થાન કહેવાય છે. ૧૧૯૭–૧૧૯૮.

આ [ ગુણસ્થાને રહેલ ] મુનિ ઉપશમશ્રેણિની શરૂઆતમાં, અવિરત રહીને કે 'દેશતઃ' વિરત થઇને, પ્રમાદમાં રહીને કે પ્રમાદ ત્યજીને, અનન્તાનુબન્ધી કષાયોને શીઘ્રપણે શમાવી દઇને પછી શુદ્ધબુદ્ધિથી ત્રણે દર્શનમોહનીયને શમાવે છે. ૧૧૯૯–૧૨૦૦.

કર્મગ્રંથની અવચૂરિ–ટીકામાં તો એમ કહ્યું છે કે–અપ્રમત્ત યતિ જ ઉપશમશ્રેણિએ ચઢી શકે છે. કેટલાક આચાર્યોનું વળી એવું માનવું છે કે અવિરત, દેશવિરત, પ્રમત્ત કે અપ્રમત્ત–હરકોઇ યતિ ચઢી શકે છે.

श्रयन्त्युपशमश्रेणिमाद्यं संहननत्रयम् ।
दधाना नार्धनाराचादिकं संहननत्रयम् ॥ १२०१ ॥

तथोक्तम् । उपशमश्रेणिस्तु प्रथमसंहननत्रयेण आरुह्यते । इति कर्मस्तववृत्तौ ॥

परिवृत्तिशतान् कृत्वाऽसौ प्रमत्ताप्रमत्तयोः ।
गत्वा चापूर्वकरणगुणस्थानं ततः परम् ॥ १२०२ ॥

क्लीबस्त्रीवेदौ हास्यादिषट्कं पुंवेदमप्यथ ।
क्रमात् प्रत्याख्यानाप्रत्याख्यानसंज्वलनाः क्रुधः ॥ १२०३ ॥

तथैव त्रिविधं मानं मायां च त्रिविधां तथा ।
द्वितीयतृतीयौ लोभौ विंशतिः प्रकृतीरिमाः ॥ १२०४ ॥

शमयित्वा गुणस्थाने नवमे दशमे ततः ।
शमी संज्वलनं लोभं शमयत्यतिदुर्जयम् ॥१२०५॥ कलापकम् ॥

एकं क्षणं जघन्येनोत्कर्षेणान्तर्मुहूर्त्तकम् ।
उपशान्तकषायः स्यादूर्ध्वं च नियमात्ततः ॥ १२०६ ॥

अद्धाक्षयात् भवान्ताद्वा पतत्यद्धाक्षयात्पुनः ।
पतन्पश्चानुपूर्व्यासौ याति यावत्प्रमत्तकम् ॥१२०७॥ युग्मम् ॥

---

પહેલા ત્રણ સંહનન–સંઘયણને ધારણ કરનારા ઉપશમશ્રેણિનો આશ્રય કરે છે; ' અર્ધ-નારાચ ' વગેરે બીજા ત્રણ સંઘયણવાળા એનો આશ્રય કરતા નથી. ૧૨૦૧.

' કર્મસ્તવ 'ની વૃત્તિમાં પણ કહ્યું છે કે પહેલા ત્રણ સંઘયણવાળા જ ઉપશમશ્રેણિએ ચઢે છે.

વળી, એણે ' પ્રમત્ત ' અને ' અપ્રમત્ત 'ની વચ્ચે સેંકડો પરિવૃત્તિ ( ફેરા ) કરીને, અને પછી ' અપૂર્વકરણ ' ગુણસ્થાને પહોંચીને, પુરૂષવેદ–સ્ત્રીવેદ–નપુંસકવેદ એમ ત્રણ વેદ,–પ્રત્યાખ્યાની, અપ્રત્યાખ્યાની અને સંજ્વલન એમ ત્રણ પ્રકારનો ક્રોધ,—એજ ત્રણ પ્રકારનું માન, એજ ત્રણ પ્રકારની માયા,—બીજા ત્રીજા પ્રકારનો લોભ, તથા હાસ્ય વગેરે છ પ્રકૃતિ,—એમ સર્વ મળીને વીશ પ્રકૃતિઓ તો નવમે ગુણસ્થાને શમાવેલી છે અને અત્યન્ત દુર્જય એવા સંજ્વલન લોભને દશમે ગુણસ્થાને ઉપશમાવેલો હોય છે એટલે ત્યાં એક સમયથી માંડીને ઉત્કૃષ્ટ અન્તર્મુહૂર્ત્ત સુધી એના કષાયો ઉપશાંત રહે છે. ૧૨૦૨–૧૨૦૬.

ત્યાર પછી ત્યાંથી નિયમિત–ચોક્કસ, ( ગુણસ્થાનની ) કાળસ્થિતિ પૂર્ણ થયે અથવા ભવનો અન્ત આવ્યે એ પુનઃ પડે છે. એમાં પણ જે કાળ પૂર્ણ થયે પડે છે તે પશ્ચાનુપૂર્વી-વડે છેક ' પ્રમત્ત ' ગુણસ્થાન સુધી ઉતરતો ઉતરતો જાય છે. ૧૨૦૭.

गुणस्थानद्वयं याति कश्चित्ततोऽप्यधस्तनम् ।
कश्चित्सासादनभावं प्राप्य मिथ्यात्वमप्यहो ॥ १२०८ ॥
पतितश्च भवे नास्मिन् सिद्ध्येदुत्कर्षतो वसेत् ।
देशोनपुद्गलपरावर्त्तार्धं कोऽपि संसृतौ ॥ १२०९ ॥

तथोक्तं महाभाष्ये—

जइ उवसंतकसाओ लहइ अणंतं पुणोवि पडिवायम् ।
न हु भे वीससियव्वं थेवे वि कसायसेसंमि ॥ १ ॥

भवक्षयाद्यः पतति आद्य एव क्षणे स तु ।
सर्वाण्यपि बन्धनादिकरणानि प्रवर्त्तयेत् ॥ १२१० ॥
बद्धायुरायुःक्षयतो म्रियते श्रेणिगो यदि ।
अनुत्तरसुरेष्वेष नियमेन तदोद्भवेत् ॥ १२११ ॥

तथोक्तं भाष्यवृत्तौ—

यदि बद्धायुः उपशमश्रेणिं प्रतिपन्नः श्रेणिमध्यगतगुणस्थानवर्ती वा उपशान्तमोहो वा भूत्वा कालं करोति तदा नियमेन अनुत्तरसुरेषु एव उत्पद्यते । इति ॥

---

વળી કોઇક તો પડતાં પડતાં એ કરતાં પણ હેઠળના બે ગુણસ્થાન સુધી ઉતરી પડે છે. અને કોઇક તો 'સાસાદન' ભાવ પામીને છેક મિથ્યાત્વગુણસ્થાને આવી પડે છે ! ૧૨૦૮.

અને એવી રીતે પડ્યા પછી કોઇ જીવ તદ્દ્ભવમોક્ષગામી થતો નથી. કોઇ તો વળી 'અર્ધપુદ્ગલ પરાવર્ત્ત' થી કંઇક ન્યૂન એટલા વખત સુધી સંસારમાં રઝળે છે. ૧૨૦૯.

એ સંબંધમાં 'મહાભાષ્ય' માં કહ્યું છે કે—

યદ્યપિ કષાય ઉપશાંત થયા હોય તો યે એના અનંત પ્રતિપાત થાય છે. માટે લેશ પણ કષાય શેષ રહ્યો હોય ત્યાં સુધી એ વિશ્વાસયોગ્ય નથી.

હવે જે પ્રાણી ભવનો અંત આવ્યે પડે છે તે તો પહેલેજ ક્ષણે 'બંધન' આદિ સર્વે કરણ પ્રવર્ત્તાવે છે. ૧૨૧૦

વળી બદ્ધાયુ એવો કોઇ પણ જ્યારે શ્રેણિપર રહ્યો રહ્યો આયુષ્ય પૂર્ણ થયે મૃત્યુ પામે છે ત્યારે એ નિયમિત અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થાય છે. ૧૨૧૧.

'ભાષ્ય' ની વૃત્તિમાં પણ કહ્યું છે કે—

જો કોઇ બદ્ધાયુ પ્રાણી, ઉપશમશ્રેણિએ પહોંચી અથવા એ શ્રેણિમધ્યેના ગુણસ્થાનોમાં રહ્યો રહ્યો અથવા 'મોહનીય' ઉપશાંત થયે, મૃત્યુ પામે તો એ નિશ્ચયે અનુત્તરદેવોને વિષેજ ઉત્પન્ન થાય.

गुणस्थानस्यास्य प्रोक्ता स्थितिरेकं क्षणं लघुः ।
अनुत्तरेषु व्रजतः सा ज्ञेया जीवितक्षयात् ॥ १२१२ ॥

कुर्यादुपशमश्रेणिमुत्कर्षादेकजन्मनि ।
द्वौ वारौ चतुरो वारांश्चांगी संसारमावसन् ॥ १२१३ ॥

श्रेणिरेकैवैकभवे भवेत् सिद्धान्तिनां मते ।
क्षपकोपशमश्रेण्योः कर्मग्रन्थमते पुनः ॥ १२१४ ॥
कृतैकोपशमश्रेणिः क्षपकश्रेणिमाश्रयेत् ।
भवे तत्र द्विःकृतोपशमश्रेणिस्तु नैव ताम् ॥ १२१५ ॥ युग्मम् ॥
इति कर्मग्रन्थलघुवृत्तौ ॥

इति एकादशम् ॥

क्षीणाः कषाया यस्य स्युः स स्यात्क्षीणकषायकः ।
वीतरागः छद्मस्थश्च गुणस्थानं यदस्य तत् ॥ १२१६ ॥

क्षीणकषायछद्मस्थवीतरागाह्वयं भवेत् ।
गुणस्थानं केवलित्वद्रंगाधिगमगो[illegible]रम् ॥ १२१७ ॥ युग्मम् ॥

---

આ ગુણસ્થાનની સ્થિતિ જઘન્યતઃ એક ક્ષણની છે કેમકે અનુત્તરદેવોને વિષે જતાં પ્રાણીના જીવિતનો ક્ષય થાય છે. ૧૨૧૨.

એક ભવમાં પ્રાણી ઉત્કૃષ્ટતઃ બે વખત ઉપશમશ્રેણિ કરે અને સર્વભવોમાં મળીને ચાર વખત કરે. ૧૨૧૩.

સિદ્ધાંતને મતે એક જન્મમાં 'ક્ષપક' અને 'ઉપશમક' એ બેમાંથી એક જ શ્રેણિ થાય. પણ કર્મગ્રંથની લઘુવૃત્તિમાં તો એમ કહ્યું છે કે–એક 'ઉપશમક' શ્રેણિ જેણે કરેલી હોય તે ક્ષપકશ્રેણિએ જાય પરંતુ એ ભવમાં ઉપશમશ્રેણિએ બે વખત ગયો હોય તે ક્ષપકશ્રેણિ કરે નહિં. ૧૨૧૪–૧૨૧૫.

આ પ્રમાણે અગ્યારમું ગુણસ્થાન સમજવું.

ક્ષીણ થયા છે કષાય જેના એ ક્ષીણકષાય. એ છદ્મસ્થ વીતરાગ હોય. એનું ગુણસ્થાન 'ક્ષીણકષાયછદ્મસ્થવીતરાગ' નામનું છે. એ જાણે કેવળીપણારૂપી નગરને ઓળખાવનારો દરવાજો હોય એવું છે. ૧૨૧૬–૧૨૧૭.

तत्र च श्रेष्ठसंहननो वर्षाष्टकाधिकवया नरः ।
सद्ध्यानः क्षपकश्रेणिमप्रमादः प्रपद्यते ॥ १२१८ ॥

तथोक्तं कर्मग्रन्थलघुवृत्तौ—

क्षपकश्रेणिप्रतिपन्नः मनुष्यः वर्षाष्टकोपरिवर्त्ती अविरतादीनां अन्यतमः अत्यन्तशुद्धपरिणामः उत्तमसंहननः तत्र पूर्वविद् अप्रमत्तः शुक्लध्यानोपगतोऽपि केचन धर्मध्यानोपगतः इत्याहुः ॥

विशेषावश्यकवृत्तौ च पूर्वधरः अप्रमत्तः शुक्लध्यानोपगतः अपि एतां प्रतिपद्यते शेषास्तु अविरतादयः धर्मध्यानोपगता इति निर्णयः ॥

तत्क्रमश्चायम्—

स तुर्यादिगुणस्थानचतुष्कान्यतरेऽन्तयेत् ।
अन्तर्मुहूर्त्तायुगपत् प्रागनन्तानुबन्धिनः ॥ १२१९ ॥

ततः क्रमेण मिथ्यात्वं मिश्रं सम्यक्त्वमन्तयेत् ।
उच्यते कृतकरणः क्षीणोऽस्मिन् सप्तके च सः ॥ १२२० ॥

શ્રેષ્ઠસંઘયણુવાળો, અને આઠ વર્ષ કરતાં અધિક વયનો મનુષ્ય અપ્રમત્તપણે સદ્ધ્યાન ધ્યાવતાં આ ક્ષપકશ્રેણિએ પહોંચે છે. ૧૨૧૮.

કર્મગ્રંથની લઘુવૃત્તિમાં એમ કહ્યું છે કે:—

ક્ષપકશ્રેણિએ પહોંચેલો મનુષ્ય આઠ કરતાં વધારે વર્ષનો હોય; અવિરત, દેશવિરત, પ્રમત્ત, અપ્રમત્ત એ ચારમાંથી ગમે એ એક હોય; અત્યન્ત શુદ્ધપરિણામી હોય; ઉત્તમ-સંઘયણુવાળો હોય; 'પૂર્વ' ના જ્ઞાનવાળો હોય; અપ્રમત્ત હોય; અને શુકલધ્યાનોપગત અથવા કેટલાકને મતે ધર્મધ્યાનોપગત હોય.

વિશેષાવશ્યકવૃત્તિ પ્રમાણે 'પૂર્વધર' અને 'અપ્રમત્ત સંયમી' શુકલધ્યાનમાં રહીને પણ ક્ષપકશ્રેણિએ જાય; બીજાઓ એટલે 'અવિરત' આદિ સંયમીઓ ધર્મધ્યાનમાં રહીને ક્ષપક-શ્રેણિ પ્રાપ્ત કરે.

એનો ક્રમ આ પ્રમાણે:—

એ ચોથાથી તે સાતમા સુધીમાંના હરકોઈ એક ગુણસ્થાને, અન્તર્મૂહૂર્ત્તમાં એક સાથે પૂર્વના ( ચાર ) અનન્તાનુબન્ધી કષાયોનો નાશ કરે, અને ત્યારપછી અનુક્રમે મિથ્યાત્વ, મિશ્ર અને સમકિત મોહનીયનો નાશ કરે. આમ સાતે નષ્ટ થાય ત્યારે એ 'કૃતકરણ' કહેવાય છે. ૧૨૧૯–૧૨૨૦.

बद्धायुः क्षपकश्रेण्यारम्भकश्चेन्निवर्त्तते ।
अनन्तानुबन्धिनाशानन्तरं जीवितक्षयात् ॥ १२२१ ॥

तदा मिथ्यात्वोदयेन भूयोऽनन्तानुबन्धिनः ।
बध्नाति मिथ्यात्वरूपतद्बीजस्याविनाशतः ॥१२२२॥ युग्मम् ॥

क्षीणे मिथ्यात्वबीजे तु भूयोऽनन्तानुबन्धिनाम् ।
न बन्धोऽस्ति क्षितिरुहो बीजे दग्धे हि नांकुरः ॥ १२२३ ॥

सूरेषूत्पद्यतेऽवश्यं बद्धायुः क्षीणसप्तकः ।
चेत्तदानीमपतितपरिणामो म्रियेत सः ॥ १२२४ ॥

निपतत्परिणामस्तु बद्धायुर्म्रियते यदि ।
गतिमन्यतमां याति स विशुद्ध्यनुसारतः ॥ १२२५ ॥

बद्धायुष्कोऽथाक्षतायुः क्षपको म्रियते न चेत् ।
नियमात् सप्तके क्षीणे विश्राम्यति तथाप्यसौ ॥ १२२६ ॥

सकलक्षपकश्चाथ विधाय सप्तकक्षयम् ।
क्षयं नयेत् स्वर्नेरकतिर्यगायूंष्यतः परम् ॥ १२२७ ॥

વળી 'બદ્ધાયુ' એટલે બાંધ્યું છે આયુષ્ય જેણે એવો કોઈ પ્રાણી, ક્ષપકશ્રેણિનો આરંભ કરતાં કરતાં, અનન્તાનુબન્ધી કષાયોનો વિનાશ થયા પછી, જીવિતના ક્ષયથી નિવર્તે તો પુનઃ મિથ્યાત્વના ઉદયથી અનન્તાનુબન્ધી કષાયોનો બન્ધ કરે કેમકે એનું મિથ્યાત્વરૂપ બીજ અદ્યાપિ નષ્ટ થયું નથી. ૧૨૨૧-૧૨૨૨.

મિથ્યાત્વબીજ ક્ષીણ થાય તો તો પછી એ અનંતાનુબંધીઓનો પુનઃ બંધ થતો નથીઃ બીજ બળી ગયું એટલે અંકુરો ફુટેજ કયાંથી ! ૧૨૨૩.

આ બદ્ધાયુ-ક્ષીણસપ્તક પ્રાણીના પરિણામ જો પડે નહિં ( અને બન્યા બન્યા રહે ) તો મરણ પશ્ચાત્ નિઃસંશય દેવતા થાય, પણ જો એના પરિણામ પડે અર્થાત્ મોળા પડે-ભાંગી જાય તો તે વખતની તેની શુદ્ધિને અનુસારે તે હરકોઇ અન્ય ગતિમાં ઉત્પન્ન થાય. ૧૨૨૪-૧૨૨૫.

વળી કોઈ બદ્ધાયુ તથા અક્ષતાયુ જીવ ક્ષપક થઇને મૃત્યુ ન પામે તોપણ તે ઉપર્યુક્ત સપ્તક ( સાત વાનાં ) ક્ષીણ થતાં નિયમાત્ વિશ્રામ પામે છે. ૧૨૨૬.

જે સકળક્ષપક હોય છે તે પ્રાણી તો એ સપ્તકનો અંત લાવીને સ્વર્ગ, નરક અને તિર્યંચના આયુષ્યનો ક્ષય કરે; અને તે પછી ચાર પ્રત્યાખ્યાની અને ચાર અપ્રત્યાખ્યાની-એમ આઠ

प्रत्याख्यानाप्रत्याख्यानाष्टकमन्तयेत् गुणे नवमे ।
तस्मिन्नर्द्धक्षपिते क्षपयेदिति षोडशप्रकृतीः ॥ १२२८ ॥
तिर्यग्नरकस्थावरयुगलान्युद्योतमातपं चैव ।
स्त्यानर्द्धित्रयसाधारणविकलैकाक्षजातीश्च ॥ १२२९ ॥

अत्र तिर्यग्युगलं तिर्यग्गतितिर्यगानुपूर्वीरूपम् । नरकयुगलं नरकगति नरकानुपूर्वीरूपम् । स्थावरयुगलं स्थावरसूक्ष्माख्यम् । इति ज्ञेयम् ॥

अर्धदग्धेन्धनो वह्निर्दहेत्प्राप्येन्धनान्तरम् ।
क्षपकोऽपि तथात्रान्तः क्षपयेत्प्रकृतीः पराः ॥ १२३० ॥
कषायाष्टकशेषं च क्षपयित्वान्तयेत् क्रमात् ।
क्लीबस्त्रीवेदहास्यादिषट्कपूरुषवेदकान् ॥ १२३१ ॥

एषः सूत्रादेशः ॥ अन्ये पुनः आहुः—षोडश कर्माण्येव पूर्वं क्षपयितुमारभते ॥ केवलमपान्तरालेऽष्टौ कषायान् क्षपयति पश्चात् षोडश कर्माणि इति कर्मग्रन्थवृत्तौ ॥

---

કષાયોનો નવમે ગુણસ્થાનકે ક્ષય કરે, અને એ આઠમાંથી અર્ધ ખપી જાય એટલે નીચે જણાવેલી સોળ પ્રકૃતિઓ પણ ખપી જાય. ૧૨૨૭–૧૨૨૮.

તિર્યંચ, નરક અને સ્થાવર પ્રત્યેક બબ્બે એટલે કુલ છ, ઉદ્યોત અને આતપ એ પ્રત્યેક નામકર્મ એકેક, સ્ત્યાનર્દ્ધિત્રિક ( ત્રણ ), સાધારણ ( નામકર્મ ) એક, વિકલેન્દ્રિય ત્રણ, અને એકેન્દ્રિયો એક–એમ સર્વ મળીને સોળ. ૧૨૨૯. અહિં ત્રણ વાનાં બબ્બે બબ્બે કહ્યાં એ

( ૧ ) તિર્યંચ ગતિ અને તિર્યંચ આનુપૂર્વી એમ બે,
( ૨ ) નરકગતિ અને નરકઆનુપૂર્વી એમ બે, અને
( ૩ ) સ્થાવર અને સૂક્ષ્મ નામકર્મ એમ બે સમજવાં.

જેવી રીતે અગ્નિ એક કાષ્ટને અરધું દગ્ધપ્રાય કરી અન્ય કાષ્ટે પહોંચી એને પણ બાળે છે તેવી રીતે ક્ષપક ( મુનિ ) પણ આમાં વચ્ચે બીજી પ્રકૃતિઓ ખપાવી દેછે. ૧૨૩૦.

વળી આઠ કષાયોના બાકી રહેલા ( અર્ધ ) ભાગને ખપાવીને પછી અનુક્રમે નપુંસકવેદ, સ્ત્રીવેદ, હાસ્ય આદિક છ, અને છેલ્લે પુરૂષવેદને ખપાવે છે. ૧૨૩૧.

એ પ્રમાણે સૂત્રાદેશ છે.

બીજાઓ એમ કહે છે કે—પહેલાં તો તે સોળ પ્રકૃતિઓને જ ખપાવવાનો આરંભ કરે છે. કર્મગ્રંથની વૃત્તિમાં તો વળી એમ કહ્યું છે કે વચમાં તો કેવળ આઠ કષાયોને જ ખપાવે અને પછી સોળ પ્રકૃતિઓને ખપાવે.

क्रमः पुंस्यारम्भकेऽयं स्त्री तु क्षपयति क्रमात् ।
क्लीबपुंवेदहास्यादिषट्कं स्त्रीवेदमेव च ॥ १२३२ ॥

क्लीबस्त्वारम्भको नूनं स्त्रीवेदं प्रथमं क्षपेत् ।
पुंवेदं हास्यषट्कं च नपुंवेदं ततः क्रमात् ॥ १२३३ ॥

ततः संज्वलनक्रोधमानमायाश्च सोऽन्तयेत् ।
ततः संज्वलनं लोभं क्षपयेद्दशमे गुणे ॥ १२३४ ॥

लोभे च मूलतः क्षीणे निस्तीर्णो मोहसागरम् ।
विश्राम्यति स तत्रान्तर्मुहूर्त्तं क्षपको मुनिः ॥ १२३५ ॥

तथोक्तं महाभाष्ये—

खीणे खवगनियट्ठो वीसमये मोहसागरं तरिउम् ।
अंतोमुहुत्तमुदहिं तरिउं थाहे जहा पुरिसो ॥ १२३६ ॥

गतोऽथ द्वादशे क्षीणकषायाख्ये गुणेऽसुमान् ।
निद्रां च प्रचलां चास्यान्तयेदन्त्यादिमक्षणे ॥ १२३७ ॥

આ ક્રમ જ્યારે પુરૂષ આરંભક હોય ત્યારે જ સમજવો. જો આરંભક સ્ત્રીજન હોય તો એ નપુંસકવેદ, પુરૂષવેદ, હાસ્ય આદિક છ વાનાં, અને પછી છેલ્લે સ્ત્રીવેદ—એ અનુક્રમે ખપાવેછે. ૧૨૩૨.

વળી જો આરંભક ( એટલે શ્રેણિનો આરંભક ) નપુંસક હોય તો તે પ્રથમ સ્ત્રીવેદને ખપાવે, પછી પુરૂષવેદ, હાસ્યાદિ છ, અને છેલ્લે સ્ત્રીવેદ, એમ અનુક્રમે ખપાવે. ૧૨૩૩.

પછી ' સંજ્વલન ' જાતિના ક્રોધ, માન અને માયાનો ક્ષય કરે છે. અને તે પછી દશમે ગુણસ્થાને સંજ્વલનલોભનો અન્ત લાવે છે. ૧૨૩૪.

લોભ જડમૂળથી નષ્ટ થયા પછી, ક્ષપકમુનિ મોહસાગરને તરી જઈ, ત્યાં અન્તર્મુહૂર્ત વિસામો લે છે. ૧૨૩૫.

મહાભાષ્યમાં એ વિષે કહ્યું છે કે—

સર્વ કષાયો ક્ષીણ થયે, ક્ષપકમુનિ મોહસાગર તરી જઇને અન્તર્મુહૂર્ત્ત વિશ્રામ લે; જેવી રીતે સમુદ્ર તરી જઇ કોઇ પુરૂષ ( બે ઘડી ) વિશ્રાન્તિ લે છે એમ. ૧૨૩૬.

હવે ( આ પ્રમાણે ) ક્ષીણકષાય નામના બારમા ગુણસ્થાનકે પહોંચીને પ્રાણી એના અંતને પહેલે ક્ષણે નિદ્રા અને પ્રચલાનો નાશ કરે. ૧૨૩૭.

पंचज्ञानावरणानि चतस्रो दर्शनावृतीः ।
पंचविघ्नांश्च क्षणेऽन्त्ये क्षपयित्वा जिनो भवेत् ॥ १२३८ ॥

एवं च—अष्टचत्वारिंशदाढ्यं शतं प्रकृतयोऽत्र याः ।
सत्तायामभवंस्तासु षट्चत्वारिंशतः क्षयात् ॥ १२३९ ॥

द्व्याढ्यं शतं प्रकृतयोऽवशिष्टा दशमे गुणे ।
क्षीणमोहद्विचरमक्षणावध्येकयुक्शतम् ॥ १२४० ॥ युग्मम् ॥

सत्तायां नवनवतिः क्षीणमोहान्तिमक्षणे ।
चतुर्दशक्षयादत्र पंचाशीतिः सयोगिनि ॥ १२४१ ॥

ततोऽयोगिद्विचरमक्षणे द्वासप्ततिक्षयः ।
अयोगिनः क्षणेऽन्त्ये च शेषत्रयोदशक्षयः ॥ १२४२ ॥

अत्र भाष्यम्—

आवरणक्खयसमये निच्छइयनयस्स केवलुप्पत्ती ।
तत्तोणंतरसमये ववहारो केवलं भणइ ॥ १२४३ ॥

इति द्वादशम् ॥

અને અન્તિમક્ષણે પાંચ જ્ઞાનના આવરણો, ચાર દર્શનના આવરણો તથા પાંચ અન્તરાય–એમ કુલ ૧૪ કર્મને ખપાવીને ' જિન ' થાય. ૧૨૩૮.

એવી રીતે, જે ૧૪૮ પ્રકૃતિઓ સત્તામાં હતી તેમાંથી ૪૬ નો ક્ષય થવાથી ૧૦૨ પ્રકૃતિઓ દશમા ગુણસ્થાનકમાં અવશિષ્ટ રહી હતી; વળી (તેમાંથી લોભપ્રકૃતિનો ક્ષય થવાથી) ક્ષીણમોહ (નામના બારમા) ગુણસ્થાનના બે અન્તિમ ક્ષણ સુધીમાં ૧૦૧ અવશિષ્ટ રહી હતી; તેમાંથી પણ ( ' નિદ્રા ' અને ' પ્રચલા ' ના નાશથી ) ' ક્ષીણમોહ ' ને અન્તિમ ક્ષણે ૯૯ અવશેષ રહી હતી–તેમાંથી ઉક્ત ૧૪ નો ક્ષય થવાથી ' સયોગી કેવળી ' ગુણસ્થાનમાં ૮૫ સત્તામાં રહે છે. ત્યારપછીવળી ' અયોગી ' ગુણસ્થાનમાં છેલ્લે બે ક્ષણે ૭૨ નો ક્ષય થાય છે અને અવશેષ જે ૧૩ રહી તેનો ' અયોગી ' ને એકદમ છેલ્લે સમયે ક્ષય થાય છે. ૧૨૩૯–૧૨૪૨.

આ સંબંધમાં ' ભાષ્ય ' માં એમ કહ્યું છે કે:—

' નિશ્ચયનય ' ને મતે, આવરણોના ક્ષયસમયે જ ' કેવળજ્ઞાન ' ઉત્પન્ન થાય છે; અને ' વ્યવહારનય ' ને મતે તે પછીને સમયે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે. ૧૨૪૩.

એ પ્રમાણે બારમા ગુણસ્થાનક વિષે.

योगो नामात्मनो वीर्यं तस्या ऽ(?)धविशेषतः ।
वीर्यान्तरायक्षपणात्क्षयोपशमसम्भवात् ॥ १२४४ ॥

योगो द्विधा सकरणोऽकरणश्चेति कीर्त्तितः ।
तत्र केवलिनो ज्ञेयदृश्येष्वखिलवस्तुषु ॥ १२४५ ॥

उपयुंजानस्य किल केवले ज्ञानदर्शने ।
योऽसावप्रतिघो वीर्यविशेषोऽकरणः स तु ॥ १२४६ ॥ युग्मम् ॥

अयं च नात्राधिकृतो योगः सकरणस्तु यः ।
मनोवाक्कायकरणहेतुकोऽधिकृतोऽत्र सः ॥ १२४७ ॥

केवल्युपेतस्तैर्योगैः सयोगी केवली भवेत् ।
सयोगिकेवल्याख्यं स्यात् गुणस्थानं च तस्य यत् ॥ १२४८ ॥

मनोवाक्कायजाश्चैवं योगाः केवलिनोऽपि हि ।
भवन्ति कायिकस्तत्र गमनागमनादिषु ॥ १२४९ ॥

वाचिको यतमानानां जिनानां देशनादिषु ।
भवत्येवं मनोयोगोऽप्येषां विश्वोपकारिणाम् ॥ १२५० ॥

આત્માનું વીર્ય, શક્તિ—એનું નામ 'યોગ.' એ ( યોગ ) વીર્યાન્તરાયના ક્ષય અને ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલી અમુક પ્રકારની લબ્ધિથી પ્રાપ્ત થાય છે. ૧૨૪૪.

એ યોગ 'સકરણ' અને 'અકરણ' એમ બે પ્રકારનો કહ્યો છે. એમાં કેવળીને, અખિલ જ્ઞેય અને દશ્ય પદાર્થોમાં કેવળજ્ઞાન અને કેવળદર્શનનો ઉપયોગ કરવાથી જે અમુક પ્રકારની અપ્રતિહત લબ્ધિ થાય છે એનું નામ 'અકરણ યોગ'. ૧૨૪૫-૧૨૪૬.

અહિં 'અકરણ યોગ'નો અધિકાર નથી. અહિં તો 'સકરણયોગ'નો અધિકાર છે; કે જે મન, વચન અને કાયાના કરણનો હેતુભૂત છે. ૧૨૪૭.

આ 'સકરણયોગ' વાળા જે કેવળી હોય એ સયોગીકેવળી કહેવાય છે અને એમનું ગુણસ્થાન સયોગીકેવળી ગુણસ્થાન કહેવાય. ૧૨૪૮.

એવી રીતે કેવળીને પણ મનનો, વચનનો અને કાયાનો યોગ હોય છે: ગમનાગમન વગેરેને વિષે કાયિક યોગ હોય છે, દેશના આદિ દેતાંકરતાં વચનયોગ હોય છે, અને નીચે આપેલી પરિસ્થિતિને વિષે મનોયોગ હોય છે. ૧૨૪૯-૧૨૫૦.

मनःपर्यायवद्भिर्वा देवैर्वा-नुत्तरादिभिः ।
पृष्टस्य मनसार्थस्य कुर्वतां मनसोत्तरम् ॥ १२५१ ॥

द्विचत्वारिंशतः कर्मप्रकृतीनामिहोदयः ।
जिनेन्द्रस्यापरस्यैकचत्वारिंशत एव च ॥ १२५२ ॥

औदारिकांगोपांगे च शुभान्यखगतिद्वयम् ।
अस्थिरं चाशुभं चेति प्रत्येकं च स्थिरं शुभम् ॥ १२५३ ॥

संस्थानषट्कमगुरुलघूपघातमेव च ।
पराघातोच्छ्वासवर्णगन्धस्पर्शरसा इति ॥ १२५४ ॥

निर्माणाद्यसंहनने देहे तैजसकार्मणे ।
असातसातान्यतरत् तथा सुस्वरदुःस्वरे ॥ १२५५ ॥

एतासां त्रिंशतः कर्मप्रकृतीनां त्रयोदशे ।
गुणस्थाने व्यवच्छेद उदयापेक्षया भवेत् ॥ १२५६ ॥ कलापकम् ॥

भाषापुद्गलसंघातविपाकित्वादयोगिनि ।
नोदयो दुःस्वरनामसुस्वरनामकर्मणोः ॥ १२५७ ॥

शरीरपुद्गलदलविपाकित्वादयोगिनि ।
शेषा न स्युः काययोगा भावात्प्रकृतयस्त्विमाः ॥ १२५८ ॥

મનઃપર્યવજ્ઞાનવાળાઓએ અથવા અનુત્તર આદિક દેવોએ મનવડે પૂછેલા પ્રશ્નોનો મનવડે જ ઉત્તર આપે એ ' મનયોગ. ' ૧૨૫૧.

અહિં એટલે આ તેરમે ગુણસ્થાને જિનભગવાનને બેંતાળીશ કર્મપ્રકૃતિ ઉદયમાં હોય અને એ શિવાયના કેવળીને એકતાળીશ કર્મપ્રકૃતિનો ઉદય હોય છે. ૧૨૫૨.

એમાંથી ઔદારિક અંગ અને ઉપાંગ, શુભ અને અશુભ એમ બે આકાશગતિ, અસ્થિર-સ્થિર-અશુભ-શુભ અને પ્રત્યેક એ પાંચ નામકર્મ, છ સંસ્થાન, અગુરૂલઘુ-ઉપઘાત-પરાઘાત અને ઉચ્છવાસ એ ચાર નામકર્મ, વર્ણ, ગંધ, સ્પર્શ, રસ, નિર્માણનામકર્મ, આદ્ય સંઘયણ, તૈજસ અને કાર્મણ એ બે દેહ, અસાતા અને સાતા વેદનીય એ બેમાંથી એક, તથા સુસ્વર અને દુઃસ્વર એ બે નામકર્મ—આ પ્રમાણેની ત્રીશ કર્મપ્રકૃતિઓનો, તેરમે ગુણસ્થાનકે, ઉદયની અપેક્ષાએ, વ્યવચ્છેદ થાય છે. ૧૨૫૩-૧૨૫૬.

વળી અયોગી ગુણસ્થાનમાં, ભાષાના પુદ્દગળોના વિપાકીપણાને લીધે ' દુઃસ્વર ' અને

ततश्च यशः सुभगमादेयं पर्याप्तं त्रसबादरे ।
पंचाक्षजातिर्मनुजायुर्गत्यौ जिननाम च ॥ १२५९ ॥
उच्चैर्गोत्रं तथासातासातान्यतरदेव च ।
अन्त्यक्षणावध्युदया द्वादशैता यथाविधि ॥१२६०॥युग्मम्॥

इति त्रयोदशम् ॥

नास्ति योगोऽस्येत्ययोगी तादृशो यश्च केवली ।
गुणस्थानं भवेत्तस्यायोगिकेवलिनामकम् ॥ १२६१ ॥

तच्चैवम्—अन्तर्मुहूर्त्तशेषायुः सयोगी केवली किल ।
लेश्यातीतं प्रतिपित्सुर्ध्यानं योगान् रुणद्धि सः ॥ १२६२ ॥
तत्र पूर्वं बादरेण काययोगेन बादरौ ।
रुणद्धि वाग्मनोयोगौ काययोगं ततश्च तम् ॥ १२६३ ॥
सूक्ष्माक्रियं चानिवृत्तिशुक्लध्यानं विभावयन् ।
रुन्ध्यात् सूक्ष्मांगयोगेन सूक्ष्मौ मानसवाचिकौ ॥ १२६४ ॥
रुणद्ध्यथो काययोगं स्वात्मनैव च सूक्ष्मकम् ।
स स्यात्तदा त्रिभागोनदेहव्यापिप्रदेशकः ॥ १२६५ ॥

---

'સુસ્વર' નામકર્મોનો ઉદય હોતો નથી, તથા શરીરના પુદ્ગળના વિપાકીપણાને લીધે કાયયોગ હોતા નથી પણ નીચે જણાવેલી પ્રકૃતિઓ ભાવથી હોય છે. ૧૨૫૭–૧૨૫૮.

યશ, સુભગ, આદેય, પર્યાપ્ત, ત્રસ અને બાદર—એ છ નામકર્મ, પંચેન્દ્રિની જાતિ, મનુષ્યનું આયુષ્ય તથા ગતિ, જિનનામકર્મ, ઉચ્ચગોત્ર તથા સાતા કે અસાતાવેદનીય–એમ કુલે બાર પ્રકૃતિઓ અયોગીકેવળી ગુણસ્થાનના છેલ્લા સમય સુધી ઉદયમાં હોય છે. ૧૨૫૯–૧૨૬૦.

એ પ્રમાણે તેરમું ગુણસ્થાનક કહ્યું.

જેને યોગ નથી એ અયોગી. એવા અયોગી કેવળીનું ગુણસ્થાન 'અયોગીકેવળી' ગુણસ્થાન કહેવાય છે. ૧૨૬૧.

તે આ પ્રમાણે છે—

આયુષ્ય જ્યારે અન્તર્મુહૂર્ત્ત જેટલું શેષ રહે છે ત્યારે સયોગીકેવળી લેશ્યાતીત ધ્યાનમાં નિમગ્ન થવાની ઇચ્છાથી યોગોને રૂંધે છે. તેમાં પ્રથમ સ્થૂળ કાયયોગવડે સ્થૂળ મનવચનના યોગોને રૂંધે છે, અને પછી સ્થૂળકાયયોગને રોકે છે. પછી સૂક્ષ્મક્રિય અનિવૃત્તિશુકલધ્યાનને વિભાવતાં સૂક્ષ્મકાયયોગવડે સૂક્ષ્મ મનવચનના યોગને રૂંધે છે. પછી પોતે સ્વતઃ સૂક્ષ્મકાયયોગને રૂંધે છે, અને એ વખતે એનો શરીરપ્રદેશ તૃતીયાંશે ન્યૂન થઈને રહે છે. ૧૨૬૨–૧૨૬૫.

शुक्लध्यानं समुच्छिन्नक्रियमप्रतिपाति च ।
ध्यायन् पंच स्ववर्णोच्चारमानं स कालतः ॥ १२६६ ॥
शैलेशीकरणं याति तच्च प्राप्तो भवत्यसौ ।
योगव्यापाररहितोऽयोगी सिध्यत्यसौ ततः ॥१२६७॥ युग्मम् ॥
गत्यानुपूर्व्यौ देवस्य शुभान्यखगतिद्वयम् ।
द्वौ गन्धावष्ट च स्पर्शा रसवर्णांगपंचकम् ॥ १२६८ ॥
तथा पंच बन्धनानि पंच संघातनान्यपि ।
निर्माणं षट् संहननान्यस्थिरं चाशुभं तथा ॥ १२६९ ॥
दुर्भगं च दुःस्वरं चानादेयमयशोऽपि च ।
संस्थानषट्कमगुरुलघूपघातमेव च ॥ १२७० ॥
पराघातमथोच्छ्वासमपर्याप्ताभिधं तथा ।
असातसातयोरेकं प्रत्येकं च स्थिरं शुभम् ॥ १२७१ ॥
उपांगत्रितयं नीचैर्गोत्रसुस्वरमेव च ।
अयोग्युपान्तसमये इति द्वासप्ततेः क्षयः ॥१२७२॥ पंचभिः कुलकम् ॥
मनुजस्य गतिश्चायुश्चानुपूर्वीति च त्रयम् ।
त्रसबादरपर्याप्तयशांसीति चतुष्टयम् ॥ १२७३ ॥

ત્યારપછી સમુચ્છિન્નક્રિય અપ્રતિપાતી 'શુકલધ્યાનમાં નિમગ્ન રહી, પાંચ હ્રસ્વ વર્ણોના ઉચ્ચાર જેટલા સમયમાં શૈલેશીકરણ કરે છે. અને એમ કરતાં, સર્વ યોગવ્યાપાર રહિત 'અયોગી' થઈ 'સિદ્ધ' થાય છે. ૧૨૬૬–૧૨૬૭.

અયોગીકેવળીગુણસ્થાનના **ઉપાંત્ય** સમયનેવિષે દેવની ગતિ તથા આનુપૂર્વી, શુભ અને અશુભ વિહાયગતિ (આકાશગતિ), બે ગંધ, આઠ સ્પર્શ, પાંચરસ, પાંચ વર્ણ, પાંચઅંગ, પાંચ બંધન, પાંચ સંઘાત, છ સંસ્થાન, છ સંઘયણ, ત્રણ ઉપાંગ, નીચગોત્ર, નિર્માણ–અસ્થિર–શુભ –અશુભ–દુર્ભાગ્ય–સુસ્વર–દુઃસ્વર–અનાદેય–અપયશ–અગુરૂલઘુ–ઉપઘાત-પરાઘાત-ઉચ્છવાસ –અપર્યાપ્ત–પ્રત્યેક–સ્થિર અને અસાત કે સાતવેદનીય એટલાં (૧૭) નામકર્મ,—એમ એકંદર બ્હોંતેર પ્રકૃતિઓનો ક્ષય થાય છે. ૧૨૬૮–૧૨૭૨.

અને **અન્ત્ય** સમયે મનુષ્યની ગતિ આયુષ્ય અને આનુપૂર્વી એ ત્રણ, ઉંચ ગોત્ર,

उच्चैर्गोत्रमथादेयं सुभगं जिननाम च ।
असातसातयोरेकं जातिः पंचेन्द्रियस्य च ॥ १२७४ ॥

क्षपयेदेताः प्रकृतीः क्षपयेदन्तिमे क्षणे ।
अयोगी केवली सिद्ध्येन्निर्मूलगतकल्मषः॥१२७५॥त्रिभिर्विशेषकम्॥

मतान्तरेऽत्रानुपूर्वी क्षिपेदुपान्तिमक्षणे ।
ततस्त्रिसप्ततिं तत्र द्वादशान्त्ये क्षणे क्षिपेत् ॥ १२७६ ॥

इति चतुर्दशम् ॥

आद्यं द्वितीयं तुर्यं च गुणस्थानान्यमूनि वै ।
गच्छन्तमनुगच्छन्ति परलोके शरीरिणम् ॥ १२७७ ॥

मिश्रदेशविरत्यादीन्येकादश पराणि च ।
सर्वथात्र परित्यज्य जीवा यान्ति परं भवम् ॥ १२७८ ॥

तत्र मिश्रे स्थितः प्राणी मृतिं नैवाधिगच्छति ।
स्युर्देशविरतादीनि यावज्जीवावधीनि च ॥ १२७९ ॥

यत्तृतीयं गुणस्थानं द्वादशं च त्रयोदशम् ।
विनान्येष्वेकादशसु गुणेषु म्रियतेऽसुमान् ॥ १२८० ॥

અસાતા અને સાતાવેદનીયમાંનુ એક, પંચેન્દ્રિયની જાતિ, અને ત્રસ–બાદર–પર્યાપ્ત–યશ–આદેય–સુભગ અને જિન–એટલાં (૭) નામકર્મઃ એમ એકંદર તેર પ્રકૃતિઓ ખપાવે છે, આમ સર્વ કલ્મષ નિર્મૂળ થયે, અયોગીકેવળી સિદ્ધ થાય છે. ૧૨૭૩–૧૨૭૫.

કેટલાકનો એવો મત છે કે 'આનુપૂર્વી' ને ઉપાન્ત્ય ક્ષણમાં ખપાવે છે, એટલે ઉપાન્ત્યમાં ૭૨ ને બદલે ૭૩, અને અન્ત્યમાં ૧૩ ને બદલે ૧૨ ખપાવે છે. ૧૨૭૬.

એ પ્રમાણે ચૌદમું ગુણસ્થાનક કહ્યું.

પહેલું, બીજું અને ચોથું ગુણસ્થાન પરલોકમાં પ્રાણીની પાછળ–સાથે જાય છે. અને ( મિશ્ર, દેશવિરતિ આદિ ) બાકીનાં અગ્યાર ગુણસ્થાનકોને, પરલોક જતો પ્રાણી અહિંજ મૂકી જાય છે. ૧૨૭૭–૧૨૭૮.

વળી મિશ્રગુણસ્થાનકે રહીને પ્રાણી મૃત્યુ પામતો જ નથી. અને 'દેશવિરતિ' આદિ ગુણસ્થાનો તો છેક જીવિતપર્યન્ત હોય છે. ૧૨૭૯. કેમકે જેમ (ત્રીજા) મિશ્રગુણસ્થાનમાં રહીને પ્રાણી મૃત્યુ પામતો નથી તેમ બારમા અને તેરમામાં રહીને પણ મૃત્યુ પામતો નથી. મતલબ કે એ ત્રણ શિવાયના શેષ અગ્યાર ગુણસ્થાને રહીને જ પ્રાણી મૃત્યુ પામે છે. ૧૨૮૦.

स्तोका एकादशगुणस्थिता उत्कर्षतोऽपि यत् ।
चतुःपंचाशदेवामी युगपत् सम्भवन्ति हि ॥ १२८१ ॥

तेभ्यः संख्यगुणाः क्षीणमोहास्ते ह्यष्टयुक् शतम् ।
युगपत्स्युरष्टमादित्रिगुणस्थास्ततोऽधिकाः ॥ १२८२ ॥

मिथस्तुल्याश्च यच्छ्रेणिद्वयस्था अपि संगताः ।
स्युर्द्वाषष्ट्युत्तरशतं प्रत्येकं त्रिषु तेषु ते ॥ १२८३ ॥

योग्यप्रमत्तप्रमत्तास्तेभ्यः संख्यगुणाः क्रमात् ।
यत्ते मिताः कोटिकोटिशतकोटिसहस्रकैः ॥ १२८४ ॥

पंचमस्था द्वितीयस्था मिश्राश्चाविरताः क्रमात् ।
प्रत्येकं स्युरसंख्येयगुणास्तेभ्यस्त्वयोगिनः ॥ १२८५ ॥

स्युरनन्तगुणा मिथ्यादृशस्तेभ्योऽप्यनन्तकाः ।
इदमल्पबहुत्वं स्यात् सर्वत्रोत्कर्षसम्भवे ॥ १२८६ ॥ युग्मम् ॥

विपर्ययोऽप्यन्यथा स्यात् स्तोकाः स्युर्जातुचिद्यथा ।
उत्कृष्टशान्तमोहेभ्यो जघन्याः क्षीणमोहकाः ॥ १२८७ ॥

અગ્યારમે ગુણસ્થાનકે સર્વથી અલ્પ પ્રાણીઓ છે કેમકે તેઓ એકીવખતે ઉત્કૃષ્ટતઃ પણ ચોપન જ હોય છે. ૧૨૮૧.

એમના કરતાં સંખ્યાતગણા ક્ષીણમોહગુણસ્થાનકે હોય છે. એઓ એકીવખતે એકસોને આઠ હોય છે. એમનાથી અધિક આઠમે, નવમે અને દશમે ગુણસ્થાને હોય છે. આ ત્રણે વળી પરસ્પર તુલ્ય છે. કેમકે એ પ્રત્યેક બન્ને શ્રેણિઓનાં એકઠાં કરતાં પણ એકસોબાસઠ હોય છે. ૧૨૮૨–૧૨૮૩.

વળી 'યોગી,' 'પ્રમત્ત' અને 'અપ્રમત્ત' ગુણસ્થાનોએ ઉપરના કરતાં સંખ્યાતગણા હોય છે. એઓ ક્રોડ, સો ક્રોડ અને હજાર ક્રોડ છે. ૧૨૮૪.

બીજા, ત્રીજા, ચોથા અને પાંચમા ગુણસ્થાનોએ, ઉપર કરતાં અનુક્રમે અસંખ્ય અસંખ્ય ગણા હોય છે. અને અયોગી એટલે ચૌદમે ગુણસ્થાને એમના કરતાં અનંતગણા હોય છે. આમનાથી અનંતગણા વળી મિથ્યાદૃષ્ટિઓ હોય છે. આ અલ્પબહુત્વ સર્વત્ર ઉત્કૃષ્ટતઃ સમજવું. ૧૨૮૫–૧૨૮૬.

આ બાબતમાં કયાંઇ કયાંઇ અન્યથા વિપર્યય એટલે ફેરફાર પણ છે. જેમકે કોઇ વખતે ઉપશાંતમોહગુણસ્થાનવાળાની ઉત્કૃષ્ટ સંખ્યા કરતાં ક્ષીણમોહગુણસ્થાનવાળાની જઘન્ય સંખ્યા ન્હાની હોય છે. ૧૨૮૭.

एवं सास्वादनादिष्वपि भाव्यम् ॥

मिथ्यात्वं कालतोऽनादिसान्तं स्यात्सादिसान्तकम् ।
अनाद्यनन्तं च न तत्साद्यनन्तं तु सम्भवेत् ॥ १२८८ ॥
स्यादाद्यं तत्र भव्यानामनाप्तपूर्वसद्दृशाम् ।
द्वितीयं प्राप्य सम्यक्त्वं पुनर्मिथ्यात्वमीयुषाम् ॥ १२८९ ॥
स्यात्तृतीयमभव्यानां सदा मिथ्यात्ववर्त्तिनाम् ।
आनन्त्यासम्भवात् सादेस्तुर्यं युक्तमसम्भवि ॥ १२९० ॥
सासादनं चोक्तमेव षडावलिमितं पुरा ।
तुर्यं मितं समधिकत्रयस्त्रिंशत्पयोधिभिः ॥ १२९१ ॥
सर्वार्थसिद्धदेवत्वे त्रयस्त्रिंशत्पयोनिधीन् ।
धृत्वाऽविरतसम्यक्त्वं ततोऽत्राप्यागतोऽसकौ ॥ १२९२ ॥
यावदत्रापि विरतिं नाप्नोति तावदेष यत् ।
तुर्यमेव गुणस्थानमुररीकृत्य वर्त्तते ॥ १२९३ ॥

'સાસ્વાદન' આદિમાં પણ એમ છે.

પહેલા મિથ્યાત્વગુણસ્થાનનો સ્થિતિકાળ અનાદિસાંત, સાદિસાંત, અને અનાદિઅનંત પણ છે; પરંતુ સાદિઅનંત સંભવતો નથી. ૧૨૮૮.

પૂર્વે જેમને સમકિત પ્રાપ્ત થયું નથી એવા ભવ્યોના એ ગુણસ્થાનનો પહેલો એટલે અનાદિસાંત સ્થિતિકાળ છે. સમકિત પામીને પુનઃ મિથ્યાત્વે ઉતરી ગયા હોય એમના ગુણસ્થાનનો સ્થિતિકાળ બીજો એટલે સાદિસાંત છે. ૧૨૮૯.

હમેશાં મિથ્યાત્વમાં જ વર્ત્તતા અભવ્ય જીવોના ગુણસ્થાનનો સ્થિતિકાળ ત્રીજો એટલે અનાદિઅનંત છે. 'સાદિ'ને અનન્તપણાનો અસંભવ હોવાથી 'સાદિઅનન્ત'–એવો ચોથો પ્રકાર સંભવતો નથી. ૧૨૯૦.

બીજા 'સાસ્વાદન' ગુણસ્થાનનો કાળ છ 'આવળી' જેટલો છે એ પૂર્વે કહેલું જ છે. ચોથા ગુણસ્થાનનો તેત્રીશ સાગરોપમથી કંઈક અધિક છે. ૧૨૯૧.

કેમકે એ ( ચોથા ગુણસ્થાનવાળો પ્રાણી ) સર્વાર્થસિદ્ધદેવત્વને વિષે તેત્રીશ સાગરોપમ સુધી રહી અવિરતસમ્યકત્વ પામી ત્યાંથી પુનઃ અહિં પણ આવે છે અને જ્યાંસુધી અહિં પણ તે વિરતિ પામતો નથી ત્યાં સુધી તે ચોથે જ ગુણસ્થાનકે રહે છે. ૧૨૯૨–૧૨૯૩.

किंचिन्न्यूननवाब्दोनपूर्वकोटिमिते मते ।
त्रयोदशं पंचमं च गुणस्थाने उभे अपि ॥ १२९४ ॥
अन्तिमं ङञणनमेत्येवंरूपैः किलाक्षरैः ।
अविलम्बात्वरितयोच्चारितैः प्रमितं भवेत् ॥ १२९५ ॥
आन्तर्मुहूर्त्तिकानि स्युः शेषाण्यष्टाप्यमूनि च ।
केचिदूचुर्न्यूनपूर्वकोटिके षष्टसप्तके ॥ १२९६ ॥

तथोक्तं भगवतीसूत्रे—

पमत्तसंजमस्स णं पमत्तसंजमवट्टमाणस्स सव्वा वि णं पमत्तद्धा-कालओ केवच्चिरं होइ । मंडिआ एकजीवं पडुच्च जह एगं समयं उक्को देसूणा पुव्वकोडी । णाणाजीवे पडुच्च सव्वद्धा ॥ अस्यवृत्तिः—जह एक्कं समयंति कथं उच्यते । प्रमत्तसंयतप्रतिपत्तिसमयसमनन्तरमेव मरणात् ॥ देसूणा पुव्वकोडित्ति । किल प्रत्येकमन्तर्मुहूर्त्तप्रमाणे एव प्रमत्ताप्रमत्त-गुणस्थाने । ते च पर्यायेण जायमाने देशोनपूर्वकोटिं यावदुत्कर्षेण भवतः । महान्ति च अप्रमत्तापेक्षया प्रमत्तान्तर्मूहूर्त्तानि कल्प्यन्ते । एवं च अन्त-

---

પાંચમું અને તેરમું-એ બેઉ ગુણસ્થાનકોનો સ્થિતિકાળ ક્રોડપૂર્વથી આશરે નવવર્ષન્યૂન છે. ૧૨૯૪.

અન્તિમ ગુણસ્થાનનો સ્થિતિકાળ, વિલંબ કર્યા વિના તેમ ઉતાવળ કર્યા વિના ઙ, ઞ, ણ, ન, મ—એ પાંચ અક્ષરો બોલતાં જેટલો સમય લાગે તેટલો છે. ૧૨૯૫.

શેષ આઠ રહ્યાં એમનો સ્થિતિકાળ ' અન્તર્મુહૂર્ત્ત ' જેટલો છે. કેટલાક વળી આ આઠ માંહેલા બે—છઠ્ઠા અને સાતમા—નો કાળ ક્રોડપૂર્વથી કંઇક ન્યૂન છે એમ કહે છે. ૧૨૯૬.

એ સંબંધમાં ભગવતીસૂત્રમાં એમ કહ્યું છે કે—

" 'પ્રમત્ત' અને 'અપ્રમત્ત'માં વર્તતા સંયમી—સાધુઓનો સર્વપ્રમત્તકાળ કેટલો હોય? ઉત્તર:—હે મંડિઆ, એક જીવને આશ્રયીને 'જઘન્ય' એક સમય અને 'ઉત્કૃષ્ટ' ક્રોડપૂર્વથી કંઇક ન્યૂન; અને નાના જીવોની અપેક્ષાએ સર્વકાળ." આ ઉપર ટીકા છે એ આ પ્રમાણે:—અહિં જઘન્ય એક સમયનો કાળ કેમ કહ્યો ? ઉત્તર:-પ્રમત્ત સંયમ અંગીકાર કરીને અન્યસમયે જ મરણ પામવાથી. પ્રશ્ન:-પૂર્વક્રોડથી કંઇક ન્યૂન—એમ કહ્યું એ શી રીતે ? ઉત્તર:-પ્રમત્ત અને અપ્રમત્ત—એ પ્રત્યેક ગુણસ્થાનકની સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની જ છે, અને એમની પર્યાયો એકત્ર

मुहूर्त्तप्रमाणानां प्रमत्ताद्धानां सर्वासां मिलने देशोनपूर्वकोटीकालमानं भवति ॥ अन्ये च आहुः । अष्टवर्षोनां पूर्वकोटिं यावत् उत्कर्षतः प्रमत्तता स्यात् । एवं अप्रमत्तसूत्रमपि ॥ नवरं ॥ जह्र अंतमुहुत्तंति । किल अप्रमत्ताद्धायां वर्त्तमानस्य अन्तर्मुहूर्त्तमध्ये मृत्युः न भवतीति ॥ चूर्णिकारमतं तु प्रमत्तसंयतवर्जः सर्वोऽपि सर्वविरतोऽप्रमत्त उच्यते प्रमादाभावात् । स च उपशमश्रेणिं प्रतिपद्यमानः मुहूर्त्ताभ्यन्तरे कालं कुर्वन् जघन्यकालो लभ्यते इति ॥ देशोनपूर्वकोटी तु केवलिनमाश्रित्य इति ॥

यन्निर्दिष्टं जिनाधीशैरेकजीवव्यपेक्षया ।
त्यक्त्वा पुनः प्राप्तिरूपमथैषामुच्यतेऽन्तरम् ॥ १२९७ ॥
जघन्यं सासादनस्य पल्यासंख्यांशसंमितम् ।
शेषेषु च दशानां स्यादन्तर्मुहूर्त्तमन्तरम् ॥ १२९८ ॥
मिथ्यात्वस्य तदुत्कृष्टं द्विःषट्षष्टिः पयोधयः ।
साधिकाः कथितास्तत्र श्रूयतां भावना त्वियम् ॥ १२९९ ॥

---

કરીએ એટલે ઉત્કર્ષતઃ કંઈક ન્યૂન ક્રોડપૂર્વ થાય છે. એમાં પણ 'અપ્રમત્ત'ની અપેક્ષાએ 'પ્રમત્ત'ના અન્તર્મુહૂર્તો મ્હોટાં કલ્પ્યાં છે. એટલે અન્તર્મુહૂર્ત્તની સ્થિતિવાળા પ્રમત્ત ગુણસ્થાનના સર્વકાળ એકત્ર કરીએ તો 'ક્રોડપૂર્વથી કંઇક ન્યૂન' થાય છે. કેટલાકનો વળી એવો મત છે કે 'પ્રમત્ત'નો સ્થિતિકાળ ઉત્કૃષ્ટ 'ક્રોડપૂર્વથી આઠ વર્ષ ન્યૂન' છે. 'અપ્રમત્ત'ના સંબંધમાં પણ એમ જ સમજવું. ફેર એટલો કે 'અપ્રમત્તકાળ'ની અંદર રહેનારનું અન્તર્મુહૂર્ત્તની અંદર મૃત્યુ થતું નથી. વળી 'ચૂર્ણિકાર'નો તો એવો મત છે કે પ્રમત્તસંજમી વિના બીજા સર્વ સર્વવિરતિ 'અપ્રમત્ત' કહેવાય છે કેમકે એમને પ્રમાદનો અભાવ છે–પ્રમાદ હોતો જ નથી. આવો સંયમી વળી ઉપશમશ્રેણિને પ્રાપ્ત કરીને અન્તર્મુહૂર્ત્તની અંદર મૃત્યુ પામવાથી જઘન્ય કાળ પમાય છે." 'કંઇક ન્યૂન ક્રોડપૂર્વ' કહ્યો એ કાળ તો કેવળીને આશ્રયીને કહ્યો છે.

અહિં જિનપ્રભુએ જે એક જીવની અપેક્ષાએ કહ્યું છે તે પ્રાપ્તિરૂપને ત્યજીને કહ્યું છે.

હવે આ ગુણસ્થાનોના અન્તર વિષે. ૧૨૯૭.

'સાસ્વાદન'નું અન્તર જઘન્યતઃ એક પલ્યોપમના અસંખ્યમા અંશ જેટલું છે; અને શેષ તેરમાંહેના દશ ગુણસ્થાનોનું અન્તર અન્તર્મુહૂર્તનું છે. ૧૨૯૮.

મિથ્યાત્વગુણસ્થાનનું અન્તર ઉત્કૃષ્ટતઃ એકસોબત્રીશ સાગરોપમથી કંઇક અધિક છે. ૧૨૯૯.

अनुभूय स्थितिं कश्चित् सम्यक्त्वस्य गरीयसीम् ।
मिश्रं ततोऽन्तर्मुहूर्त्तमनुभूय ततः पुनः ॥ १३०० ॥

षट्षष्ट्यम्भोनिधिमितां सम्यक्त्वस्य गुरुस्थितिम् ।
समाप्य कोऽपि मिथ्यात्वं जातु याति तदा हि तत् ॥१३०१॥ युग्मम् ॥

देशोनपुद्गलपरावर्त्तार्द्धप्रमितं मतम् ।
द्वितीयादीनां दशानां गुणानां ज्येष्टमन्तरम् ॥ १३०२ ॥

क्षपकस्यान्तरं जातु न स्यात् त्रिष्वष्टमादिषु ।
सकृत्प्राप्तेः क्षीणमोहादित्रयेऽप्यन्तरं न हि ॥ १३०३ ॥

इति गुणाः ॥ ३० ॥

अथ योगः ॥

दश पंचाधिका योगाः सप्त स्युस्तत्र कायिकाः ।
चत्वारो मानसोद्भूतास्तावन्त एव वाचिकाः ॥ १३०४ ॥

औदारिकस्तन्मिश्रः स्याद्वैक्रियस्तेन मिश्रितः ।
आहारकस्तन्मिश्रः सप्तमस्तैजसकार्मणः ॥ १३०५ ॥

---

અહિં આ પ્રમાણે ભાવના છે:—

કોઇ પ્રાણી સમ્યકત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ અનુભવીને તથા પછી અન્તર્મુહૂર્ત્ત સુધી મિશ્ર ગુણસ્થાનક અનુભવીને પુનઃ છાસઠ સાગરોપમની સમકિતની ઉત્કૃષ્ટ સ્થિતિ પૂર્ણ કરીને જ્યારે મિથ્યાત્વગુણસ્થાને ઉતરી પડે ત્યારે ઉપર કહ્યું એ મિથ્યાત્વનું ઉત્કૃષ્ટ અંતર થાય છે. ૧૩૦૦–૧૩૦૧,

બીજાથી માંડીને દશ ( અર્થાત્ અગ્યારમા સુધીના ) ગુણસ્થાનોનું અન્તર ઉત્કૃષ્ટ અર્ધપુદ્ગળપરાવર્તથી કંઇક ન્યૂન છે. ૧૩૦૨.

આઠમા, નવમા અને દશમા ગુણસ્થાનોમાં ક્ષપક થયેલાને લેશ પણ અન્તર નથી; તેમજ એક જ વાર પ્રાપ્ત થતાં હોવાથી, 'ક્ષીણમોહ' વગેરે ત્રણ ગુણસ્થાનોમાં એટલેકે બારમા, તેરમા અને ચૌદમા ગુણસ્થાનોમાં પણ અન્તર નથી. ૧૩૦૩.

આવી રીતે ગુણસ્થાનોનું સ્વરૂપ સંપૂર્ણ.

હવે એકત્રીશમા દ્વાર 'યોગ' વિષે.

યોગ પંદર છે; સાત કાયાના, ચાર મનના, અને ચાર વચનના. ૧૩૦૪.

ઔદારિક, મિશ્રઔદારિક, વૈક્રિય, મિશ્રવૈક્રિય, આહારક, મિશ્રઆહારક અને તૈજસકાર્મણ–એમ સાત કાયયોગો છે. ૧૩૦૫.

पर्याप्तानां नृतिरश्चामौदारिकाभिधो भवेत् ।
स्यात्तन्मिश्रस्तु पर्याप्तापर्याप्तानां तथोच्यते ॥ १३०६ ॥

कार्मणेन वैक्रियेणाहारकेणेति च त्रिधा ।
औदारिकमिश्रकाययोगं योगीश्वरा जगुः ॥ १३०७ ॥

औदारिकांगनामादितादृक्कर्मनियोगतः ।
उत्पत्तिदेशं प्राप्तेन तिरश्चा मनुजेन वा ॥ १३०८ ॥

यदौदारिकमारब्धं न च पूर्णीकृतं भवेत् ।
तावदौदारिकमिश्रः कार्मणेन सह ध्रुवम् ॥१३०९॥ युग्मम्॥

तथा चोक्तं निर्युक्तिकारेण शस्त्रपरिज्ञाध्ययने—

तेएण कम्मएणं आहारेइ अणंतरं जीवो ।
तेण परं मिस्सेणं जाव सरीरस्स निप्फत्ती ॥ १३१० ॥

ननु मिश्रत्वमुभयनिष्ठमौदारिकं यथा ।
मिश्रं भवेत्कार्मणेन तथा तेनापि कार्मणम् ॥ १३११ ॥

ततश्चौदारिकमिश्रमेवेदं कथमुच्यते ।
अस्य कार्मणमिश्रत्वमपि किं नाभिधीयते ॥ १३१२ ॥

તેમાં પર્યાપ્ત મનુષ્ય અને તિર્યંચોને ઔદારિક કાયયોગ હોય છે. અને પર્યાપ્ત તથા અપર્યાપ્તાઓને મિશ્રઔદારિક કાયયોય છે. ૧૩૦૬.

મિશ્રઔદારિક કાયયોગ ત્રણ પ્રકારે થાય છે; ( ૧ ) કાર્મણ કાયાએ કરીને ( ૨ ) વૈક્રિય કાયાએ કરીને અને ( ૩ ) આહારક કાયાએ કરીને, ૧૩૦૭.

ઔદારિક શરીર, નામ આદિ કોઈ એવા કર્મના નિયોગથી ઉત્પત્તિદેશને પ્રાપ્ત થયેલ તિર્યંચ કે મનુષ્ય ઔદારિક શરીરનો આરંભ કરે એ શરીર જ્યાંસુધી પૂર્ણ થાય નહિં ત્યાં-સુધી ' કાર્મણ ' ની સાથે ' ઔદારિક ' નું મિશ્રપણું હોય. ૧૩૦૮–૧૩૦૯.

એ સંબંધમાં નિર્યુક્તિકાર શસ્ત્રપરિજ્ઞાઅધ્યયનમાં કહે છે કે:—

' તૈજસ ' અને ' કાર્મણ ' શરીરે કરીને જીવ અન્તરરહિત–સતત આહાર કરે છે અને ત્યારબાદ જ્યાંસુધીમાં શરીરની નિષ્પત્તિ થાય ત્યાંસુધી ' મિશ્ર ' વડે આહાર કરે છે. ૧૩૧૦.

અહિં કોઇ શંકા ઉઠાવે કે ' મિશ્રપણું તો બેઉ માટે સરખું છે, એટલે કે ' ઔદારિક ' જેમ ' કાર્મણ ' સાથે મિશ્ર છે તેમ ' કાર્મણ ' ' ઔદારિક ' સાથે મિશ્ર છે; તેમ છતાં આ

अत्राहुः—आसंसारं कार्मणस्यावस्थितत्वेन सर्वदा ।
सकलेष्वपि देहेषु सम्भवेदस्य मिश्रता ॥ १३१३ ॥

ततश्च—कार्मणमिश्रमित्युक्ते निर्णेतुं नैव शक्यते ।
किमौदारिकसम्बन्धि किं वापरशरीरजम् ॥ १३१४ ॥

औदारिकस्य चोत्पत्तिं समाश्रित्य प्रधानता ।
कादाचित्कतया चास्य प्रतिपत्तिरसंशया ॥ १३१५ ॥

तदौदारिकमिश्रत्वव्यपदेशोऽस्य यौक्तिकः ।
न तु कार्मणमिश्रत्वव्यपदेशस्तथाविधः ॥ १३१६ ॥

यदाप्यौदारिकदेहधरो वैक्रियलब्धिमान् ।
पंचाक्षतिर्यङ्मर्त्यश्च पर्याप्तो बादरानिलः ॥ १३१७ ॥

वैक्रियांगमारभते न च पूर्णीकृतं भवेत् ।
तदौदारिकमिश्रः स्याद्वैक्रियेण सह ध्रुवम् ॥ १३१८ ॥

एवमाहारकारम्भकाले तल्लब्धिशालिनः ।
सहाहारकदेहेन मिश्र औदारिको भवेत् ॥ १३१९ ॥

( કાર્મણ ) ઔદારિક સાથે મિશ્ર છે, એમ કેમ કહો છો ? ઔદારિક કાર્મણસાથે મિશ્ર છે એમ કેમ નથી કહેતા ? ૧૩૧૧–૧૩૧૨.

એ શંકાનું સમાધાનઃ—

કાર્મણ શરીર સર્વદા છેક સંસાર પર્યન્ત રહે છે અને તેથી સર્વ શરીરોમાં એનું મિશ્રપણું સંભવે છે. અને તેથી ‘ કાર્મણ સાથે મિશ્ર ’ એટલું કહેવાથી શું મિશ્ર, ઔદારિક શરીર મિશ્ર કે બીજું શરીર મિશ્ર ? એનો નિર્ણય થઇ શકતો નથી. ૧૩૧૩–૧૩૧૪.

વળી ઉત્પત્તિની અપેક્ષાએ ‘ ઔદારિક ’ ની પ્રધાનતા છે કેમકે એની પ્રતિપત્તિ કદાચિતપણાએ કરીને નિઃસંશય છે. તેથી ‘ ઔદારિકની સાથે મિશ્ર ’ એમ કહેવું યુક્તિયુક્ત છે, ‘ કાર્મણની સાથે મિશ્રત્વ ’ છે એમ કહેવું યુક્તિયુક્ત નથી. ૧૩૧૫–૧૬.

વળી ઔદારિક શરીરધારી અને વૈક્રિયલબ્ધિમાન એવો પંચેન્દ્રિ તિર્યંચ અને મનુષ્ય તથા પર્યાપ્ત બાદરવાયુકાય જ્યારે વૈક્રિય શરીરને આરંભે છે ત્યારે જ્યાંસુધી એ શરીર પૂર્ણ થાય નહિં ત્યાંસુધી ઔદારિકની સાથે વૈક્રિય મિશ્ર છે ( એમ કહેવાય છે ). ૧૩૧૭–૧૮.

એજ પ્રમાણે આહારક શરીરના પ્રારંભવખતે આહારકલબ્ધિવાળાનું આહારક શરીર ઔદારિકની સાથે મિશ્ર છે. ૧૩૧૯.

यद्यप्यत्रोभयत्रापि मिथस्तुल्यैव मिश्रता ।
तथाप्यारम्भकत्वेनौदारिकस्य प्रधानता ॥ १३२० ॥

तत औदारिकेणैव व्यपदेशो द्वयोरपि ।
न वैक्रियाहारकाभ्यां व्यपदेशो जिनैः कृतः ॥ १३२१ ॥

मतं सिद्धान्तिनामेतत् कर्मग्रन्थविदः पुनः ।
वक्रिया.ारकमिश्रे एव प्राहुरिमे क्रमात् ॥ १३२२ ॥

यदारम्भे वैक्रियस्य परित्यागेऽपि तस्य ते ।
वदन्ति वैक्रियं मिश्रमेवमाहारकेऽपि च ॥ १३२३ ॥

वैक्रियदेहपर्याप्त्या पर्याप्तस्य शरीरिणः ।
वैक्रियः काययोगः स्यात्तन्मिश्रस्तु द्विधा भवेत् ॥ १३२४ ॥

यो पर्याप्तदशायां स्यान्मिश्रो नारकनाकिनाम् ।
योगः समं कार्मणेन स स्याद्वैक्रियमिश्रकः ॥ १३२५ ॥

तथा यदा मनुष्यो वा तिर्यक्पंचेन्द्रियोऽथवा ।
वायुः वा वैक्रियं कृत्वा कृतकार्योऽथ तत्त्यजन् ॥ १३२६ ॥

આમ બન્નેમાં જો કે મિશ્રત્વ તો પરસ્પર સરખું જ છે તોપણ આરંભકપણાએ કરીને 'ઔદારિક' પ્રધાન છે. તેથી બેઉ (વૈક્રિય અને આહારક) 'ઔદારિક' ની સાથે મિશ્ર છે, નહિં કે ઔદારિક બન્નેથી સાથે મિશ્ર. એમ શ્રીજિનેશ્વરે કહ્યું છે. ૧૩૨૦-૧૩૨૧.

એ મત સિદ્ધાન્તિઓનો છે. કર્મગ્રંથવાળાઓ તો ઔદારિકનું અનુક્રમે 'વૈક્રિય' અને 'આહારક' ની સાથે મિશ્રત્વ છે એમ સમજાવે છે. કેમકે એઓ વૈક્રિયના આરંભસમયે અને પરિત્યાગમાં પણ વૈક્રિયની સાથે મિશ્રત્વ માને છે. આહારકના સંબંધમાં પણ એમજ કહે છે. ૧૩૨૨-૧૩૨૩.

વૈક્રિયશરીરપર્યાપ્તિવાળા જીવને વૈંક્રિયકાયયોગ હોય. એનુંયે બે પ્રકારનું મિશ્ર હોય. ૧૩૨૪.

અપર્યાપ્ત દશામાં નારકી અને દેવોનું જે મિશ્રત્વ તે (૧) કાર્મણવૈક્રિયમિશ્રયોગ થાય. ૧૩૨૫.

એમજ વળી મનુષ્ય અથવા તિર્યંચપંચેન્દ્રિ અથવા વાયુ 'વૈક્રિય' કરીને અને એ સંપૂર્ણ કરી એને ત્યજી દઇને જ્યારે ઔદારિક શરીરને વિષે પ્રવેશ કરવાનો પ્રયત્ન કરે છે ત્યારે (૨) ઔદારિકવૈક્રિયમિશ્રયોગ થાય છે. ૧૩૨૬-૧૩૨૭.

औदारिकशरीरान्तः प्रवेष्टुं यतते तदा ।
योगो वैक्रियमिश्रः स्यात्सममौदारिकेण च ॥ १३२७ ॥ युग्मम् ॥

मिश्रीभावो यद्यप्यत्रोभयनिष्ठस्तथाप्यसौ ।
प्राधान्याद्वैक्रियेणैव ख्यातो नौदारिकेण तु ॥ १३२८ ॥

प्राधान्यं तु वैक्रियस्य प्राज्ञैर्निरूपितं ततः ।
औदारिके तु प्रवेश एतस्यैव बलेन यत् ॥ १३२९ ॥

आहारकांगपर्याप्त्या पर्याप्तानां शरीरिणाम् ।
आहारकः काययोगः स्याच्चतुर्दशपूर्विणाम् ॥ १३३० ॥

आहारकवपुः कृत्वा कृतकार्यस्य तत्पुनः ।
त्यक्त्वा स्वांगे प्रविशतः स्यादाहारकमिश्रकः ॥ १३३१ ॥

द्वयोः समेऽपि मिश्रत्वे बलेनाहारकस्य यत् ।
औदारिकेऽनुप्रवेशस्तेनेत्थं व्यपदिश्यते ॥ १३३२ ॥

तैजसं कार्मणं चेति द्वे सदा सहचारिणी ।
ततो विवक्षितः सैको योगस्तैजसकार्मणः ॥ १३३३ ॥

जन्तूनां विग्रहगतावयं केवलिनां पुनः ।
समुद्घाते समयेषु स्यात्तृतीयादिषु त्रिषु ॥ १३३४ ॥

---

અહિં પણ મિશ્રત્વ બેઉમાં સમાન છે તોપણ વૈક્રિયના પ્રધાનપણાને લઇને એ વૈક્રિયની સાથે ઔદારિકનો યોગ કહેવાય છે. નહિં કે ઔદારિકની સાથે વૈક્રિયનો યોગ. ૧૩૨૮.

વળી પ્રાજ્ઞપુરૂષોએ પણ વૈક્રિયનું પ્રધાનપણું માન્ય કર્યું છે કેમકે એના જ બળવડે ઔદારિકમાં પ્રવેશ થઇ શકે છે. ૧૩૨૯.

આહારક શરીરની પર્યાપ્તિ જેમની પૂર્ણ થયેલી હોય એવા ચૌદપૂર્વધરમહાત્માઓને આહારકકાયયોગ થાય છે; તેમ આહારકશરીર કરીને કૃતાર્થ થયેલા એવા તે મહાત્માઓનો, એ શરીર ત્યજીને પોતાના શરીરમાં પ્રવેશ કરવાથી આહારકમિશ્ર કાયયોગ થાય છે. ૧૩૩૦–૧૩૩૧.

અહિં પણ બેઉનું મિશ્રત્વ તુલ્ય છે તો યે આહારકના બળે જ ઔદારિકને વિષે પ્રવેશ થઇ શકે છે તેથી આહારક સાથે મિશ્રપણું કહેવાય છે. ૧૩૩૨.

વળી તૈજસ શરીર અને કાર્મણ શરીર એ બેઉના નિરન્તર સહચારીપણાને લઇને

एवं निरूपिताः सप्त योगाः कायसमुद्भवाः ।
अथ चित्तवचोजातांश्चतुरश्चतुरो ब्रुवे ॥ १३३५ ॥
सत्यो मृषा सत्यमृषा न सत्यो न मृषाऽपि च ।
मनोयोगश्चतुर्धैवं वाग्योगोऽप्येवमेव च ॥ १३३६ ॥
तत्र च– सन्त इत्यभिधीयन्ते पदार्था मुनयोऽथवा ।
तेषु साधु हितं सत्यमसत्यं च ततोऽन्यथा ॥ १३३७ ॥
पदार्थानां हितं तत्र यथावस्थितचिन्तनात् ।
मुनीनां च हितं यस्मान्मोक्षमार्गैकसाधनम् ॥ १३३८ ॥
स्वतो विप्रतिपत्तौ वा वस्तु स्थापयितुं किल ।
सर्वज्ञोक्तानुसारेण चिन्तनं सत्यमुच्यते ॥ १३३९ ॥
यथास्ति जीवः सदसद्रूपो व्याप्य स्थितस्तनुम् ।
भोक्ता स्वकर्मणां सत्यमित्यादिपरिचिन्तनम् ॥ १३४० ॥
प्रश्ने विप्रतिपत्तौ वा स्वभावादुत वस्तुषु ।
विकल्प्यते जैनमतोत्तीर्णं यत्तदसत्यकम् ॥ १३४१ ॥

'તૈજસકાર્મણ' એમ ભેગો જ એક કાયયોગ કહ્યો છે. આ તૈજસકાર્મણકાયયોગ પ્રાણીઓને વિગ્રહગતિમાં હોય છે, અને કેવળીઓને સમુદ્ઘાતના ત્રીજા, ચોથા અને પાંચમા–એમ ત્રણ સમયોને વિષે હોય છે. ૧૩૩૩–૧૩૩૪.

આ પ્રમાણે સાત કાયયોગ વિષે સમજણ આપી હવે મન અને વચનના ચચ્ચાર યોગ વિષે કંઇક કહીએ છીએ. ૧૩૩૫.

( ૧ ) સત્ય, ( ૨ ) મૃષા, ( ૩ ) સત્યમૃષા અને ( ૪ ) ન સત્ય ન મૃષા–એમ ચાર પ્રકારનો મનોયોગ છે. વચનયોગના પણ એ જ પ્રકારે ચાર ભેદ છે. ૧૩૩૬.

પદાર્થવાચી અથવા મુનિજનવાચી સત્ શબ્દ છે. એ પરથી એ પદાર્થ કે મુનિજનને હિતાવહ–એ સત્ય. યથાવસ્થિત ચિન્તથ કરવાથી પદાર્થને હિતાવહ; અને મોક્ષમાર્ગનું એકનું એક સાધન હોઇને મુનિજનને હિતાવહ. એથી વિપરીત–એ અસત્ય. ૧૩૩૭–૩૮.

કોઇ વસ્તુ કે વાતનું સ્થાપન કરવામાં સ્વત: અથવા કંઈ ગુંચ ઉભી થાય ત્યારે સર્વજ્ઞના વચનઅનુસાર ચિન્તવન કરવું તે 'સત્ય મનોયોગ' કહેવાય છે. જેમકે સત્ અસત્ જીવ શરીરમાં વ્યાપીને રહેલ છે, તે સ્વકર્મનો ભોક્તા છે, ઇત્યાદિ ચિન્તવન એ સત્ય મનોયોગ છે. ૧૩૩૯–૧૩૪૦.

કોઈ પ્રશ્નમાં કે ગુંચમાં કોઇ વસ્તુની જિનવચનથી વિપરીત કલ્પના કરવી એનું

नास्ति जीवो यथैकान्तनित्योऽनित्यो महानणुः।
अकर्त्ता निर्गुणोऽसत्यमित्यादिपरिचिन्तनम् ॥ १३४२ ॥

किंचित्सत्यमसत्यं वा यत्स्यादुभयधर्मयुक्।
स्यात्तत्सत्यमृषाभिख्यं व्यवहारनयाश्रयात् ॥ १३४३ ॥

यथान्यवृक्षमिश्रेषु बहुष्वशोकशाखिषु ।
अशोकवनमेवेदमित्यादिपरिचिन्तनम् ॥ १३४४ ॥

सत्त्वात्कतिपयाशोकतरूणामत्र सत्यता ।
अन्येषामपि सद्भावात् भवेदसत्यतापि च ॥ १३४५ ॥

भवेदसत्यमेवेदं निश्चयापेक्षया पुनः।
विकल्पितस्वरूपस्यासद्भावादिह वस्तुनः ॥ १३४६ ॥

विनार्थप्रतिनिष्ठां च स्वरूपमात्रचिन्तनम्।
उक्तलक्षणायोगान्न सत्यं न मृषा च तत् ॥ १३४७ ॥

यथा चैत्राद्याचनीया गौरानेयो घटस्ततः।
पर्यालोचनमित्यादि स्यादसत्यामृषाभिधम् ॥ १३४८ ॥

---

નામ 'અસત્ય મનોયોગ' છે. જેમકે જીવ એકાન્તે છેજ નહિં, જીવ નિત્ય છે, અનિત્ય છે, મ્હોટો છે, ન્હાનો છે, અકર્ત્તા છે તથા નિર્ગુણી છે ઇત્યાદિક ચિન્તવન કરવું એ અસત્ય મનોયોગ જાણવો. ૧૩૪૧-૧૩૪૨.

વળી કંઇક સત્ય અને કંઇક મૃષા ( અસત્ય ) એમ બેઉ ધર્મો જેનામાં હોય તે વ્યવહારનયને આશ્રીને સત્યમૃષા નામનો ( ત્રીજો ) મનોયોગ છે. જેવી રીતે કે ઘણાં અશોકવૃક્ષોની સાથે થોડાં બીજાં વૃક્ષો મિશ્ર હોય છતાં આપણે ચિન્તવીએ કે આ તો અશોકવૃક્ષો જ છે, એ આ ત્રીજો ( મિશ્ર ) મનોયોગ છે. ૧૩૪૩-૧૩૪૪.

એમાં કેટલાક અશોકવૃક્ષોનો સદ્ભાવ હોવાથી સત્યતા છે. અને બીજાં પણ વૃક્ષો હોવાથી અસત્યતા પણ છે. ૧૩૪૫.

વળી નિશ્ચયનયની અપેક્ષાએ તો એ અસત્ય જ છે. કેમકે કલ્પેલા સ્વરૂપવાળા પદાર્થનો ત્યાં અસદ્ભાવ છે. ૧૩૪૬.

અર્થપ્રતિષ્ઠા વિના કેવળ સ્વરૂપનું જ ચિન્તવન કરવું એમાં, એનાં જે લક્ષણ કહ્યાં છે એનો યોગ ન હોવાથી એ 'નહિં સત્ય નહિં મૃષા' નામનો ચોથા પ્રકારનો મનોયોગ કહે-

व्यवहारापेक्षयैव पृथगेतदुदीर्यते ।
निश्चयापेक्षया सत्येऽसत्ये वान्तर्भवेदिदम् ॥ १३४९ ॥

तथाहि—गौर्याच्येत्यादिसंकल्पं दंभेन विदधीत चेत् ।
अन्तर्भवेत्तदाऽसत्ये सत्ये पुनः स्वभावतः ॥ १३५० ॥

सर्वमेतद्भावनीयं वाग्योगेऽप्यविशेषतः ।
भाविताश्चिन्तने भेदा भाव्यास्तेऽत्र तु जल्पने ॥ १३५१ ॥

एवं मनोवचोयोगाः स्युः प्रत्येकं चतुर्विधाः ।
ततो योगाः पंचदश व्यवहारनयाश्रयात् ॥ १३५२ ॥

किमु कश्चिद्विशेषोऽस्ति भाषावाग्योगयोर्ननु ।
भाषाधिकारो यत्प्रोक्तः सूत्रे वाग्योगतः प्रथक् ॥ १३५३ ॥

अत्रोच्यते—युज्यते इति योगः स्यादितिव्युत्पत्तियोगतः ।
भाषाप्रवर्त्तको जन्तुयत्नो वाग्योग उच्यते ॥ १३५४ ॥

વાય છે. જેમકે અમુક માણસ પાસે ગાય યાચવી છે, પછી ઘટ લાવવો છે–ઇત્યાદિ પર્યાલોચના નથી સત્ય તેમ નથી અસત્ય. એ ' અસત્યામૃષા ' મનોયોગ થયો. ૧૩૪૭–૧૩૪૮.

આને પૃથક્ ભેદ ગણ્યો એ તો વ્યવહારની અપેક્ષાએ જ ગણ્યો છે. નિશ્ચયની અપેક્ષાએ તો આ ભેદ–પ્રકાર 'સત્ય' માં અથવા 'અસત્ય' માં સમાઇ જાય છે. ૧૩૪૯.

તે આવી રીતે:—ગાય યાચવી છે, ઇત્યાદિ સંકલ્પ જો **દંભપૂર્વક** કર્યો હોય તો તેનો ' અસત્ય ' માં સમાવેશ થાય, પણ જો **સ્વભાવિકપણે** કર્યો હોય તો તેનો સમાવેશ ' સત્ય ' માં થાય. ૧૩૫૦.

જેવું આ મનોયોગોનું સ્વરૂપ કહ્યું તેવું જ–તે મુઝબનું જ વચનયોગોનું સ્વરૂપ જાણવું. પહેલામાં ' ચિન્તવન ' રૂપ ભેદ કહ્યા છે તે અહિં ( આમાં ) ' મુખેથી કહેવારૂપે ' લેવા. ૧૩૫૧.

આ પ્રમાણે મનના અને વચનના પ્રત્યેકના ચચ્ચાર યોગ થયા. અને તેથી સર્વ મળીને ( વ્યવહારનયની અપેક્ષાએ ) પંદર યોગ થયા. ૧૩૫૨.

અહિં એવો પ્રશ્ન ઉપસ્થિત થાય કે વચનયોગ અને ભાષા–એ બેમાં શું કંઇ તફાવત છે કે સૂત્રનેવિષે ભાષાધિકારને વચનયોગથી પૃથક્ વર્ણવ્યો છે–કહ્યો છે ? ૧૩૫૩.

એનું સમાધાન આ પ્રમાણે:—**युज्यते इति योगः** એવી **योग** શબ્દની વ્યુત્પત્તિ હોવાથી, જન્તુનો ભાષાપ્રવર્ત્તક યત્ન વાગ્યોગ કહેવાય છે. અને ભાષાને લાયક એવા દ્રવ્યોમાંથી ભાષા-

भाषात्वेनापादिता या भाषार्हद्रव्यसंततिः ।
सा भाषा स्यादतो भेदो भाषावाग्योगयोः स्फुटः ॥ १३५५ ॥

तथोक्तम् आवश्यकबृहद्वृत्तौ—

गिण्हइय काइएणं निसिरइ तह वाइएण जोगेणंति ॥

अत्र कश्चिदाह—

तत्र कायिकेन गृह्णाति इति एतद् युक्तम् तस्य आत्मव्यापाररूपत्वात्। निसृजति तु कथं वाचिकेन कोऽयं वाग्योग इति। किं वागेव व्यापारापन्ना आहोस्वित् तद्विसर्गहेतुः कायसंरम्भ इति। यदि पूर्वः विकल्पः स खलु अयुक्तः तस्या योगत्वानुपपत्तेः। तथा च न वाक्केवला जीवव्यापारः तस्याः पुद्गलमात्रपरिणामरूपत्वात् रसादिवत्। योगश्च आत्मनः शरीरवतः व्यापार इति। न च तया भाषा निसृज्यते किन्तु सैव निसृज्यते इति उक्तम्। अथ द्वितीयः पक्षः। ततः स कायव्यापारः एव इति कृत्वा कायिकेनैव निसृजति इति आपन्नं अनिष्टं च एतत्॥

अत्र उच्यते—

त्वगुणवाळी जे बनावी ते भाषा कहेवाय. आम होवाथी भाषा अने वाग्योग—वचनयोग—मां स्फुट भेद ज छे. १३५४–१३५५.

આ સંબંધમાં 'આવશ્યક'ની બૃહદ્વૃત્તિમાં કહ્યું છે કે—(પ્રાણી ભાષાના પુદ્ગળોને) કાયયોગવડે ગ્રહણ કરે છે અને વચનયોગવડે મૂકે છે.

અહિં કોઇ શંકા ઉઠાવે છે કે—કાયયોગવડે ગ્રહણ કરે છે એમ કહો છો એ તો યુક્ત છે કેમકે એ આત્મવ્યાપાર છે. પરંતુ 'વચનયોગવડે મૂકે છે' એ કેવી રીતે? અને એ વચનયોગ શું છે? શું વાણીનો વ્યાપાર એ જ વચનયોગ છે કે એને મૂકવામાં હેતુભૂત એવો કાયસંરંભ છે? જો પહેલો વિકલ્પ લેશો તો તે અયુક્ત છે કેમકે એ વાણીને યોગત્વની અનુપપત્તિ છે અને કેવળ વાણી જ એકલી જીવનો વ્યાપાર નથી કારણ કે એ તો રસ આદિની પેઠે પુદ્ગળમાત્રના પરિણામરૂપ છે. અને જે યોગ છે તે તો શરીરી આત્માનો વ્યાપાર છે. વળી તેનાથી ભાષા મૂકાતી નથી; ભાષા પોતે જ છૂટે છે. હવે જો બીજો વિકલ્પ લેશો તો તે કાયવ્યાપાર જ છે એમ કરીને 'કાયયોગવડે જ મૂકે છે' એમ નિષ્પન્ન થાય છે—જે તમોને ઇષ્ટ નથી.

ઉપરની શંકાનો ઉત્તર આ પ્રમાણે:—

न । अभिप्रायापरिज्ञानात् । इह तनुयोगविशेष एव वाग्योगो मनोयोगश्च इति कायव्यापारशून्यस्य सिद्धवत् तदभावात् । ततश्च आत्मनः शरीरव्यापारे सति येन शब्दद्रव्योपादानं करोति स कायिकः। येन तु कायसंरम्भेण तान्येव मुंचति स वाचिक इति । तथा येन मनोद्रव्याणि मन्यते स मानस इति । कायव्यापारः एव अयं व्यवहारार्थं त्रिधा विभक्तः इति । अतः अदोषः ॥

अथ प्रसंगतो भाषास्वरूपं वच्मि सापि हि ।
चतुर्विधोक्तन्यायेन सत्यासत्यादिभेदतः ॥ १३५६ ॥

सन्तो जीवादयो भावाः सन्तो वा मुनयोऽथवा ।
मूलोत्तरगुणास्तेभ्यो हिता सत्याभिधीयते ॥ १३५७ ॥

अयं भावः—मुक्तिमार्गाराधनी या सा गीः सत्योच्यते हिता ।
सा तु सत्याप्यसत्यैव यान्येषामहितावहा ॥ १३५८ ॥

असत्या तु भवेद्भाषा मुक्तिमार्गविराधनी ।
द्विस्वभावा तृतीयान्त्या नाराधनविराधनी ॥ १३५९ ॥

એમ નથી. કેમકે તમે અભિપ્રાય સમજ્યા નથી. વચનયોગ અને મનોયોગ એ બેઉ એક જાતના કાયયોગ જ છે. કેમકે કાયવ્યાપારરહિતને, સિદ્ધની જેમ, એનો અભાવ છે. તેથી આત્માનો શરીરવ્યાપાર હોતે છતે, જેનાવડે શબ્દદ્રવ્યનું ઉપાદાન કરે છે તે કાયયોગ છે; અને જે કાયસંરંભેકરીને શબ્દદ્રવ્યોને મૂકે છે તે વચનયોગ છે; અને જેનાવડે મનદ્રવ્યોને ચિંતવે છે તે મનોયોગ છે. આવી રીતે કાયવ્યાપારને જ વ્યવહારને અર્થે ત્રણ પ્રકારનો કહ્યો છે. માટે એમાં કાંઇ દોષ નથી.

હવે પ્રસંગોપાત્ત ભાષાનું સ્વરૂપ કહું છું. એ ( ભાષા ) પણ પૂર્વોક્ત ન્યાયે સત્ય, અસત્ય વગેરે ચાર પ્રકારની છે. ૧૩૫૬.

सत् શબ્દ ( બહુવચને ) 'જીવ વગેરે પદાર્થો'ના અર્થમાં, 'મુનિજન'ના અર્થમાં તેમજ 'મૂળ અને ઉત્તર ગુણો'ના અર્થમાં વપરાય છે અને તે પરથી, એ सत् ને હિતકારી એવી ભાષા તે सत्य ભાષા કહેવાય છે. ૧૩૫૭.

એનો ભાવાર્થ આ પ્રમાણે:—મોક્ષમાર્ગને આરાધનારી, હિતકારી ભાષા સત્યભાષા કહેવાય છે; અને જે બીજાનું અહિત કરનારી છે તે ભાષા સત્ય હોય છતાં અસત્ય કહેવાય છે. મુક્તિમાર્ગને વિરાધનારી ભાષા અસત્યભાષા કહેવાય છે. ત્રીજી સત્યાસત્ય એટલે મિશ્રસ્વભાવવાળી ભાષા છે. અને ચોથી 'ન સત્ય ન અસત્ય' અર્થાત વ્યવહાર ભાષા છે. એ બેઉ મોક્ષમાર્ગને આરાધનારી પણ નથી તેમ વિરાધનારી પણ નથી. ૧૩૫૮-૧૩૫૯.

उक्तं च—सच्चा हिया सया मिह संतो मुणयो गुणा पयत्था वा ।
तव्विवरीया मोसा मीसा जा तदुभयसहावा ॥ १३६० ॥
अणहिगया जा तीसु वि सद्दोच्चिय केवला असच्चमोसा ॥इति॥

तत्र सत्या दशविधा प्रज्ञप्ता परमर्षिभिः ।
एभिः प्रकारैर्दशभिर्वदन्न स्याद्विराधकः ॥ १३६१ ॥

तथाहुः—जणवयसम्मयठवणा नामे रूवे पडुच्च सच्चे अ ।
ववहारभावजोगे दसमे उवम्मसच्चे अ ॥ १ ॥

तस्मिंस्तस्मिन् जनपदे वचोऽर्थप्रतिपत्तिकृत् ।
सत्यं जानपदं पिच्चं कोंकणादौ यथा पयः ॥ १३६२ ॥

भवेत्संमतसत्यं तद्यत्सर्वजनसम्मतम् ।
यथान्येषां पंकजत्वेऽप्यरविन्दं हि पंकजम् ॥ १३६३ ॥

અન્યત્ર કહ્યું છે કે—

સત્ શબ્દ મુનિજન, ગુણ અને પદાર્થનો વાચક છે–એવી રીતની હિતાવહ ભાષા તે સર્વદા સત્ય ભાષા છે. એથી જે વિપરીત હોય એ અસત્યભાષા જાણવી. સત્ય અને અસત્ય એમ ઉભયસ્વભાવળી હોય તે મિશ્રભાષા સમજવી. અને જેનો એ ત્રણેમાંથી એકકયેમાં પણ સમાવેશ થતો નથી એવી કેવળ વ્યવવહારમાં બોલાતી ભાષા–તે 'ન સત્ય ન મૃષા' ભાષા છે. ૧૩૬૦.

વળી સત્યભાષા પણ મહર્ષિઓએ દશ પ્રકારની કહી છે. એ દશે પ્રકારે બોલનારો મનુષ્ય વિરાધક થતો નથી. ૧૩૬૧.

એ દશ પ્રકાર આ પ્રમાણે છે:—

(૧) જનપદ સત્ય, (૨) સંમત સત્ય, (૩) સ્થાપના સત્ય, (૪) નામ સત્ય, (૫) રૂપ સત્ય, (૬) અપેક્ષા સત્ય, (૭) વ્યવહાર સત્ય, (૮) ભાવ સત્ય, (૯) યોગ સત્ય અને (૧૦) ઉપમા સત્ય.

તે તે જનપદ એટલે દેશને વિષે અર્થને પ્રતિપાદન કરનારૂં વચન જાનપદ સત્ય કહેવાય છે. જેમકે જળને કોંકણદેશમાં 'પિચ્ચ' કહે છે. ૧૩૬૨.

સર્વજનોને જે સમ્મત હોય તે સમ્મત સત્ય કહેવાય. જેમકે 'પંકજત્વ' બીજી વસ્તુઓમાં છતાં પણ કમળ જ પંકજ કહેવાય છે. ૧૩૬૩.

तद् भवेत्स्थापनासत्यं स्थापितं यत्प्रतीतिकृत् ।
यथैकक: पुरो बिन्दुद्वययुक्तः शतं भवेत् ॥ १३६४ ॥
अर्हदादिविकल्पेन कर्म लेप्यादिकं हि यत् ।
स्थाप्यते तदपि प्राज्ञैः स्थापनासत्यमीरितम् ॥ १३६५ ॥
यद्यस्य निर्मितं नाम नामसत्यं नु तद्भवेत् ।
अवर्धयन्नपि कुलं यथा स्यात् कुलवर्धनः ॥ १३६६ ॥
तत्तद्वेषाद्युपादानाद्रूपसत्यं भवेदिह ।
यथात्तमुनिनेपथ्यो दाम्भिकोऽप्युच्यते मुनिः ॥ १३६७ ॥
वस्त्वन्तरं प्रतीत्य स्याद्दीर्घताह्रस्वतादिकम् ।
यदेकत्र तत्प्रतीत्यं सत्यमुक्तं जिनेश्वरैः ॥ १३६८ ॥
दैर्घ्यं यथानामिकाया अधिकृत्य कनिष्ठिकाम् ।
तस्या एव च ह्रस्वत्वं मध्यमामधिकृत्य तु ॥ १३६९ ॥
यथा चैत्रस्य पुत्रत्वं स्यात्तत्पितुरपेक्षया ।
पितृत्वमपि तस्यैव स्वपुत्रस्य व्यपेक्षया ॥ १३७० ॥

પ્રતીતિ કરવા માટે જે સ્થાપવામાં આવ્યું હોય એ સ્થાપના સત્ય. જેમકે એકડાની આગળ બે મીંડા મુકવાથી એકસો કહેવાય છે. ૧૩૬૪.

અર્હત્પ્રભુ વગેરેની કલ્પના કરીને પ્રતિમા આદિ સ્થાપવામાં આવે છે એ પણ સ્થાપના-સત્ય કહેવાય છે. ૧૩૬૫.

કોઇનું જે નામ પાડવામાં આવ્યું હોય છે તે નામસત્ય કહેવાય છે. જેમકે કોઈ કુળને કંઇ વધારતો ન હોય છતાં નામ ' કુળવર્ધન ' હોય છે. ૧૩૬૬.

અમુક જાતના વેષના ઉપાદાનથી રૂપસત્ય કહેવાય છે. જેમકે મુનિનો વેષ લીધો હોય એવો દાંભિક પણ મુનિ કહેવાય છે. ૧૩૬૭.

એક જ વસ્તુ બીજી વસ્તુઓની અપેક્ષાએ ન્હાનીમ્હોટી કહેવાય છે ત્યાં જિનપ્રભુએ અપેક્ષા સત્ય કહ્યું છે. જેમકે અનામિકા આંગળી ' મધ્યમા ' ની અપેક્ષાએ ન્હાની છે પણ ' કનિષ્ટિકા ' ની અપેક્ષાએ મ્હોટી કહેવાય છે. ૧૩૬૮–૧૩૬૯.

વળી એક માણસ પોતાના પિતાની અપેક્ષાએ પુત્ર છે પણ પોતાના પુત્રની અપેક્ષાએ પિતા છે–એ પણ અપેક્ષાસત્યનું દૃષ્ટાન્ત છે. ૧૩૭૦.

विवक्षया यल्लोकानां तत्सत्यं व्यवहारतः ।
गलत्यमत्रं शिखरी दह्यतेऽनुदरा कनी ॥ १३७१ ॥

भूभृत्तत्स्थतृणादीनाममत्रोदकयोरपि ।
अविभेदं विवक्षित्वा लोको ब्रूते तथाविधम् ॥ १३७२ ॥

संभोगबीजप्रभवोदराभावे वदन्ति च ।
कन्यामनुदरां सत्यमित्यादिव्यवहारतः ॥ १३७३ ॥

भावो वर्णादिकस्तेन सत्यं नु भावतो यथा ।
नैकवर्णोऽपि नीलस्य प्रबलत्वाच्छुको हरित् ॥ १३७४ ॥

स्थूलस्कन्धेषु सर्वेषु सर्वे वर्णरसादयः ।
निश्चयाद्व्यवहारस्तु प्रबलेन प्रवर्त्तते ॥ १३७५ ॥

योगोऽन्यवस्तुसम्बन्धो योगसत्यं ततो भवेत् ।
छत्रयोगाद्यथा छत्री छत्राभावेऽपि कर्हिचित् ॥ १३७६ ॥

हृद्यं साधर्म्यमौपम्यं तेन सत्यं तु भूयसा ।
काव्येषु विदितं यद्वत्तटाकोऽयं पयोधिवत् ॥ १३७७ ॥

---

લોકોની અપેક્ષાએ સત્ય હોય એ વ્યવહાર સત્ય છે. જેમકે વાસણમાંનું જળ ટપકતું હોય છતાં વાસણ ટપકે છે એમ કહેવાય છે. પર્વતપરના તૃણાદિ બળતા હોય છતાં પર્વત બળે છે એમ કહેવાય છે. અહિં પર્વત અને તૃણાદિકના, તથા વાસણ અને જળના અવિભેદની વિવક્ષાએ એમ કહેવાય છે. વળી ઉદર હોય છે છતાં લોકો કહે છે કે આ કન્યાને ઉદર નથી કેમકે એને સંભોગબીજથી ઉદ્ભવતા ઉદરનો અભાવ છે. આ પણ વ્યવહારસત્યનું દૃષ્ટાન્ત છે. ૧૩૭૧–૧૩૭૩.

ભાવ એટલે વર્ણાદિક. એ વર્ણાદિને લીધે સત્ય હોય એ ભાવસત્ય. જેમકે પોપટ કંઇ ફક્ત લીલા રંગનો જ નથી, પણ લીલો રંગ પ્રબળ છે એથી એ લીલા રંગનો કહેવાય છે. જો કે નિશ્ચયથી તો સઘળા સ્થૂળ સ્કંધોને વિષે સર્વવર્ણ, રસ આદિ છે પરંતુ વ્યવહાર પ્રબળ છે. ૧૩૭૪–૧૩૭૫.

અન્ય વસ્તુની સાથે સમ્બન્ધ–એનું નામ યોગ. યોગથી જે સત્ય હોય એ યોગસત્ય. જેમકે પાસે છત્રી હોય એટલે માણસ છત્રીવાળો કહેવાય. પણ કોઇવાર છત્રી ન હોય તો યે એ છત્રીવાળો કહેવાય છે. ૧૩૭૬.

હૃદયને ગમે એવું સાધર્મ્ય–એનું નામ ઉપમા. જેમકે આ તળાવ સમુદ્ર જેવું છે–એ ઉપમાસત્ય છે, અને એ કાવ્યોમાં પ્રસિદ્ધ છે. ૧૩૭૭.

मृषाभाषाऽपि दशधा क्रोधमानविनिःसृता ।
मायालोभप्रेमहास्यभयद्वेषविनिःसृताः ॥ १३७८ ॥
आख्यायिकानिःसृता नु कथास्वसत्यवादिनः ।
चौर्यादिनाभ्याख्यातोऽन्यमुपघातविनिःसृताः ॥ १३७९ ॥

तथाहुः—कोहे माणे मायालोभे पेज्जे तहेव दोसे य ।
हासे भयअक्खाइय उवघाइय णिस्सिया दसमा ॥ १३८० ॥

सत्यामृषापि दशधा प्रथमोत्पन्नमिश्रिता ।
विगतमिश्रिता चान्योत्पन्नविगतमिश्रिता ॥ १३८१ ॥
जीवाजीवमिश्रिते द्वे स्याज्जीवाजीवमिश्रिता ।
प्रत्येकमिश्रितानन्तमिश्रिताद्धाविमिश्रिता ॥ १३८२ ॥
अद्धाद्धामिश्रितेत्यत्र प्रथमोत्पन्नमिश्रिता ।
उत्पन्नानामनिश्चित्य संख्यानं वदतो भवेत् ॥ १३८३ ॥
यथात्र नगरे जाता नूनं दशाद्य दारकाः ।
मृतांस्तान् वदतोऽप्येवं भवेद्विगतमिश्रिता ॥ १३८४ ॥

---

આ પ્રમાણે સત્ય દશ પ્રકારનું કહ્યું તેમ અસત્ય પણ દશ પ્રકારનું છે. એ ક્રોધ–માન–માયા–લોભ–પ્રેમ–હાસ્ય–ભય અને દ્વેષથી બોલાયલું હોય છે. અથવા કથાઓને વિષે અસત્ય બોલનારની વાર્તામાં બોલાયલું હોય છે. અથવા ચોરી વગેરેમાં અને અસત્ય આરોપ મૂકી અન્યનો ઉપઘાત કરવા બોલાયલું હોય છે. ૧૩૭૮–૧૩૭૯.

અન્યત્ર કહ્યું છે કેઃ—

ક્રોધ, માન, માયા, લોભ, પ્રેમ, દ્વેષ, હાસ્ય, ભય, વાર્તા અને ઉપઘાત એટલાથી અસત્ય ભાષાનો સંભવ–ઉત્પત્તિ છે. ૧૩૮૦.

વળી એજ પ્રમાણે સત્યામૃષા એટલે સાચીખોટી–મિશ્ર ભાષા પણ દશ પ્રકારની છેઃ–(૧) ઉત્પન્નમિશ્ર, (૨) વિગતમિશ્ર, (૩) ઉત્પન્નવિગતમિશ્ર, (૪) જીવમિશ્ર (૫) અજીવમિશ્ર, (૬) જીવાજીવમિશ્ર, (૭) પ્રત્યેકમિશ્ર, (૮) અનન્તમિશ્ર, (૯) અદ્ધામિશ્ર અને (૧૦) અદ્ધાદ્ધામિશ્ર. ૧૩૮૧–૧૩૮૨.

કેટલા ઉત્પન્ન થયા–જન્મ્યા છે એ વાતનો નિશ્ચય કર્યા વિના કહેવું–બોલવું એ 'ઉત્પન્ન-મિશ્ર': જેમકે આ શહેરની અંદર આજે ખરેખર દશ બાળકો જન્મ્યાં. વળી વગરનિશ્ચયે આજે આટલા મૃત્યુ પામ્યા એમ કહેવું એ 'વિગતમિશ્ર'. ૧૩૮૩–૧૩૮૪.

एवं च—उत्पन्नांश्च विपन्नांश्च युगपद्वदतो भवेत् ।
उत्पन्नविगतमिश्राह्वयो भेदस्तृतीयकः ॥ १३८५ ॥
शंखशंखनकादीनां राशौ तान् जीवतो बहून् ।
दृष्ट्वाल्पांश्च मृतान् जीवराश्युक्तौ जीवमिश्रिता ॥ १३८६ ॥
तत्रैव च मृतान् भूरीन् दृष्ट्वा स्वल्पांश्च जीवतः ।
अजीवराशिरित्येवं वदतोऽजीवमिश्रिता ॥ १३८७ ॥
एतावन्तोऽत्र जीवन्त एतावन्तो मृता इति ।
तत्रानिश्चित्य वदतो जीवाजीवविमिश्रिता ॥ १३८८ ॥
अनन्तकायनिकरं दृष्ट्वा प्रत्येकमिश्रितम् ।
अनन्तकायं तं सर्वं वदतोऽनन्तमिश्रिता ॥ १३८९ ॥
एवं प्रत्येकनिकरमनन्तकायमिश्रितम् ।
प्रत्येकं वदतः सर्वं भवेत्प्रत्येकमिश्रिता ॥ १३९० ॥
अद्धा कालः स च दिनं रात्रिर्वा परिगृह्यते ।
यस्यांशमिश्रिता साद्धामिश्रिता जायते यथा ॥ १३९१ ॥

એવી જ રીતે વળી જન્મેલાં અને મૃત્યુ પામેલાની એકત્ર સંખ્યા કહેવી એ ત્રીજી 'ઉત્પન્નવિગતમિશ્ર' ભાષા થઇ ૧૩૮૫.

શંખ, શંખલા આદિના રાશિ–ઢગલામાં ઝાઝા જીવતા અને થોડા મૂએલા જોતાં છતાં પણ આ જીવરાશિ છે એમ કહેવું એ જીવમિશ્રભાષા. ૧૩૮૬.

વળી એવા જ રાશિમાં ઝાઝા મરેલા અને થોડા જીવતા જોતાં છતાં પણ કહેવું કે આ અજીવરાશિ છે એ અજીવમિશ્રભાષા. ૧૩૮૭.

કેટલા જીવતા છે અને કેટલા મૂએલા છે એનો કંઇ નિશ્ચય કર્યા વિના બોલવું એ જીવાજીવમિશ્રભાષા. ૧૩૮૮.

'પ્રત્યેક' શરીરીની અંદર મિશ્ર થયેલા અનંતકાયના સમૂહને જોઇને પણ સર્વને અનન્તકાય કહેવા એ અનન્તમિશ્રભાષા. ૧૩૮૯.

એ જ રીતે અનન્તકાયમિશ્રિત પ્રત્યેકશરીરીનો સમૂહ જોતાં છતાં પણ સર્વને 'પ્રત્યેક' કહેવા એ પ્રત્યેકમિશ્રભાષા. ૧૩૯૦.

અદ્ધા એટલે કાળ. અને એ કાળ એટલે દિવસ કે રાત્રી સમજવી. રાત્રીના કે દિવસના,

कंचन त्वरयन् कश्चिद्वदेदुत्तिष्ठ भो लघु ।
रात्रिर्जातेति दिवसे रात्रौ च रवेरुद्गतः ॥ १३९२ ॥

अद्धाद्धा त्वेकदेशः स्याद्रात्रेर्वा दिवसस्य वा ।
सा मिश्रिता ययाद्धाद्धामिश्रिता सा भवेदिह ॥ १३९३ ॥

कश्चिद्यथाद्यपौरुष्यां कंचन त्वरयन् वदेत् ।
त्वरस्व जातो मध्यान्ह एवमेव निशास्वपि ॥ १३९४ ॥

या त्वसत्यामृषाभिख्या भाषा सापि जिनेश्वरैः ।
प्रज्ञप्ता द्वादशविधा विविधातिशयान्वितैः ॥ १३९५ ॥

आमंत्रणयाज्ञापनी च याचनी पृच्छनी तथा ।
प्रज्ञापनी प्रत्याख्यानी भाषा चेच्छानुकूलिका ॥ १३९६ ॥

अनभिगृहीता भाषाभिगृहीता तथा परा ।
सन्देहकारिणी भाषा व्याकृताऽव्याकृता तथा ॥ १३९७ ॥

हे देवेत्यादि तत्राद्या द्वितीया त्वमिदं कुरु ।
तृतीयेदं ददस्वेति तुर्या ज्ञातार्थनोदनम् ॥ १३९८ ॥

ગમે એના અંશથી મિશ્રિત હોય એ અદ્ધામિશ્રભાષા: જેમકે કોઇ માણસ બીજાને, ઉતાવળ કરવા માટે, દિવસ હોય છતાં કહે કે જલદી ઉઠ, રાત્રી પડી, અને રાત્રી હોય છતાં કહે કે જલદી ઉઠ, દિવસ ઉગ્યો. ૧૩૯૧–૧૩૯૨.

'અદ્ધાદ્ધા' એટલે રાત્રી અથવા દિવસનો એક દેશ. એ જેની સાથે મિશ્રિત હોય તે અદ્ધાદ્ધામિશ્રભાષા જાણવી: જેમકે પહેલી પોરસીએ એક માણુસ બીજા માણુસને ઉતાવળ કરાવતો કહે કે અરે ઉતાવળ કર, મધ્યાન્હ થઈ ગયો છે. એજ પ્રમાણે રાત્રીને વિષે પણ સમજવું. ૧૩૯૩–૧૩૯૪.

હવે 'અસત્યઅમૃષા' એટલે વ્યવહારભાષા. એને પણ વિવિધઅતિશયોના ધણી જિન-ભગવાને બાર પ્રકારની કહી છે. તે આ પ્રમાણે:–(૧) આમંત્રણી, (૨) આજ્ઞાપની, (૩) યાચની, (૪) પૃચ્છની, (૫) પ્રજ્ઞાપની, (૬) પ્રત્યાખ્યાની, (૭) ઇચ્છાનુકૂલિકા, (૮) અનભિગૃહીતા, (૮) અભિગૃહીતા, (૧૦) સંદેહકારિણી, (૧૧) વ્યાકૃતા અને (૧૨) અવ્યાકૃતા. ૧૩૯૫–૯૭.

'હે દેવ' ઇત્યાદિ આમંત્રણ અર્થમાં કંઇ કહેવું એ પહેલી આમંત્રણી ભાષા; 'તું આ કર' એમ આજ્ઞારૂપ બીજી; 'તું આ આપ' ઇત્યાદિ યાચનારૂપ ત્રીજી; જાણેલા અર્થની

पंचमी तु विनीतस्य विनेयस्योपदेशनम् ।
यथा हिंसाया निवृत्ता जन्तवः स्युश्चिरायुषः ॥ १३९९ ॥

उक्तं च—पाणिवहाओ नियत्ता हवन्ति दीहाउया अरोगा य ।
एमाइ पन्नत्ता पन्नवणी वीयरागेहिं ॥ १४०० ॥

षष्ठी तु याचमानस्य प्रतिषेधात्मिका भवेत् ।
सप्तमी पृच्छतः कार्यं स्वीयानुमतिदानतः ॥ १४०१ ॥

कार्यं यथारभमाणः कश्चित्कंचन पृच्छति ।
स प्राहेदं कुरु लघु ममाप्यनुमतं सखे ॥ १४०२ ॥

उपस्थितेषु बहुषु कार्येषु युगपद्यदि ।
किमिदानीं करोमीति कश्चित्कंचन पृच्छति ॥ १४०३ ॥

स प्राह सुन्दरं यत्ते प्रतिभाति विधेहि तत् ।
भाषानभिगृहीताख्या सा प्रज्ञप्ता जिनेश्वरैः ॥ १४०४ ॥

अभिगृहीता तत्रैव नियतार्थावधारणम् ।
यथाधुनेदं कर्त्तव्यं न कर्त्तव्यमिदं पुनः ॥ १४०५ ॥

---

પ્રેરણારૂપ ચોથી; વિનીત એટલે વિનયવંત શિષ્યને 'હિંસાથી વિરમેલા પ્રાણીઓ દીર્ઘાયુષી હોય છે' ઇત્યાદિ ઉપદેશદેવારૂપ પાંચમી ( વ્યવહારભાષા ) છે. ૧૩૯૮–૧૩૯૯.

અન્યત્ર કહ્યું છે કે:—

'પ્રાણીનો વધ ન કરનારા દીર્ઘાયુષી અને નીરોગી હોય છે' ઇત્યાદિ 'પ્રજ્ઞાપની' વ્યવહાર ભાષા વીતરાગોએ કહી છે. ૧૪૦૦.

વળી યાચના કરનારને નિષેધવા રૂપ છઠ્ઠી ( વ્યવહારભાષા ) છે. કોઇએ પૂછવાથી કાર્ય-માટે અનુમતિ આપવી એ રૂપ સાતમી. જેમકે કોઇ કાર્યનો પ્રારંભ કરતાં કોઇને પૂછવાથી એ કહે કે હે મિત્ર, એ કાર્ય તું તુરત કર. મારી એમાં અનુમતિ છે. ૧૪૦૧–૧૪૦૨

વળી કોઈ વખતે એક સાથે ઘણાં કાર્યો કરવાના આવી પડે ત્યારે કોઇ બીજાને પૂછે કે હાલ હું કયું કાર્ય કરૂં ત્યારે પેલો કહેશે કે તમને જે સારૂં લાગે તે કરો. આવી જે ભાષા–તેને જિનભગવાને 'અનભિગ્રહીત' નામની (આઠમી) વ્યવહાર ભાષા કહી છે. ૧૪૦૩–૧૪૦૪.

વળી એ જ જાતના પ્રશ્નના ઉત્તરમાં " હાલ તમારે આ કાર્ય કરવું, ને આ ન કરવું " ઇત્યાદિ નિયતઅવધારણાવાળી ભાષા બોલે એ 'અભિગ્રહીત' વ્યવહારભાષા જાણવી. ૧૪૦૫.

अनेकार्थवादिनी तु भाषा संशयकारिणी।
संशयः सिन्धवस्योक्तौ यथा लवणवाजिनोः ॥ १४०६ ॥
व्याकृता तु भवेद् भाषा प्रकटार्थाभिधायिनी।
अव्याकृता गभीरार्थाथवाऽव्यक्ताक्षरांचिता ॥ १४०७ ॥
आद्यास्तिस्रो दशविधास्तुर्या द्वादशधा पुनः।
द्विचत्वारिंशदित्येवं भाषाभेदा जिनैः स्मृताः ॥ १४०८ ॥
स्तोकाः सत्यगिरः शेषास्त्रयोऽसंख्यगुणाः क्रमात्।
अभाषकाश्चतुर्भ्योऽपि स्युरनन्तगुणाधिकाः ॥ १४०९ ॥

इति योगाः ॥ ३१ ॥

के के जीवाः कियन्तः स्युरिति दृष्टान्तपूर्वकम्।
निरूपणं यत्तन्मानमित्यत्र परिकीर्तितम् ॥ १४१० ॥
परस्परं कतिपयसजातीयव्यपेक्षया।
वक्ष्यते याल्पबहुता सात्र ज्ञेया कनीयसी ॥ १४११ ॥

જેમાંથી અનેક અર્થો નીકળે એવી ભાષા 'સંશયકારિણી' વ્યવહારભાષા કહેવાય છે. જેમકે 'સિંધવ' એટલું કહ્યાથી 'અશ્વ કે લવણ' એવો સંશય થાય છે. ૧૪૦૬.

જેમાંથી સ્ફુટ અર્થ નીકળે એવી ભાષા 'વ્યાકૃત' વ્યવહારભાષા; અને ગંભીર તથા અવ્યકત અક્ષરોવાળી ભાષા—તે 'અવ્યાકૃત' વ્યવહારભાષા કહેવાય છે. ૧૪૦૭.

એ પ્રમાણે પહેલી ત્રણના દશ દશ પ્રકાર અને ચોથીના બાર મળીને એકંદર બેંતાળીશ ભાષાભેદ શ્રીજિનેશ્વરોએ કહ્યા છે. ૧૪૦૮.

સત્યવાદી સર્વથી થોડા છે. શેષ ત્રણ વર્ગના અનુક્રમે અકેકથી અસંખ્યગણા છે. અને એ ચારે વર્ગવાળાથી અનન્તગણા 'નહિં બોલનારા' છે. ૧૪૦૯.

આ પ્રમાણે એકત્રીશમા દ્વાર 'યોગ'નું સંપૂર્ણ સ્વરૂપ સમજાવ્યું.

કયા કયા જીવ કેટલા કેટલા છે એનું દૃષ્ટાન્તપૂર્વક નિરૂપણ કરવું એને 'માન' કહ્યું છે. ( એ બત્રીશમું દ્વાર ) ૧૪૧૦.

પરસ્પર કેટલીક સજાતીયની અપેક્ષાએ 'અલ્પબહુત્વ' કહેવું એ 'અલ્પ' અલ્પબહુત્વ કહ્યું છે. ( એ તેત્રીશમું દ્વાર ). ૧૪૧૧.

भूयांसो दिशि कस्यां के जीवाः कस्यां च केऽल्पकाः।
एवंरूपाल्पबहुता विशेया दिगपेक्षया ॥ १४१२ ॥

प्राप्य पृथ्व्यादित्वमंगी जघन्योत्कर्षतः पुनः।
कालेन यावताप्नोति तद्भावं स्यात्तदन्तरम् ॥ १४१३ ॥

विवक्षितभवात्तुल्येऽतुल्ये च यद्भवान्तरे।
गत्वा भूयोऽपि तत्रैव यथासम्भवमागतिः ॥ १४१४ ॥

जघन्यादुत्कर्षतश्च वारानेतावतो भवेत्।
इत्यादि यत्रोच्यतेऽसौ भवसंवेध उच्यते ॥ १४१५ ॥ युग्मम् ॥

सर्वजातीयजीवानां परस्परव्यपेक्षया।
वक्ष्यते याल्पबहुता महाल्पबहुतात्र सा ॥ १४१६ ॥

भवतु सुगमं द्वारैरेभिः सदागमशोभनैः
नगरमिव सश्रीकं जीवास्तिकायनिरूपणम्।
विमलमनसां चेतांसीह प्रविश्य परां मुदम्
दधतु विविधैरर्थैर्व्यक्तीकृतश्च पदे पदे ॥ १४१७ ॥

કઇ દિશામાં કયા જીવો ઘણા છે અને કઇ દિશામાં કયા જીવો અલ્પ છે એવી રીતના અલ્પબહુત્વને 'દિશાની અપેક્ષાવાળું' અલ્પબહુત્વ કહ્યું છે. ( એ ચોત્રીશમું દ્વાર ). ૧૪૧૨.

પૃથ્વ્યાદિપણું પામીને પ્રાણી જઘન્યતઃ તથા ઉત્કૃષ્ટતઃ જેટલે કાળે પુનઃ તે ભાવને પ્રાપ્ત કરે તે તેનું 'અન્તર' કહેવાય. ( પાંત્રીશમું દ્વાર ) ૧૪૧૩.

વિવક્ષિત ભવેથી, સમાન કે અસમાન ભવાન્તરે જઇને પુનઃ પણ યથાસંભવ ત્યાં આવવાનું, જઘન્ય તથા ઉત્કૃષ્ટ, આટલી વાર થાય-ઇત્યાદિ જ્યાં કહેવાય, તે **ભવસંવેધ** કહેવાય છે. ( છત્રીશમું દ્વાર ) ૧૪૧૪-૧૪૧૫.

**સર્વજાતિના** જીવોનું પરસ્પરની અપેક્ષાએ જે અલ્પબહુત્વ હોય તે મહાન્ અલ્પબહુત્વ. ( સાડત્રીશમું અને છેલ્લું દ્વાર ) ૧૪૧૬.

સદાગમવડે શોભાયમાન એવાં આ દ્વારો વડે સમૃદ્ધિવાન નગરની પેઠે જીવાસ્તિકાયનું નિરૂપણ સુગમ થાઓ, અને પ્રત્યેક પદે પ્રકટ કરેલા વિવિધપ્રકારના અર્થોવડે નિર્મલચિત્તવાળાઓના અંતઃકરણને વિષે પ્રવેશ કરીને પરમ હર્ષ આપો. ૧૪૧૭.

विश्वाश्चर्यदकीर्त्ति कीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्वप्रदीपोपमे
सर्गो निर्गलितार्थसार्थसुभगः पूर्णस्तृतीयः सुखम् ॥ १४१८ ॥

॥ इति श्रीलोकप्रकाशे तृतीयः सर्गः समाप्तः ॥



જગતના લોકોને આશ્ચર્ય પમાડનારી છે કીર્તિ જેમની એવા શ્રીકીર્તિવિજય ઉપાધ્યાયના શિષ્ય, અને માતા રાજશ્રી તથા પિતા તેજપાળના પુત્ર,—એવા શ્રીવિનયવિજય ઉપાધ્યાયે જગતના નિશ્ચિત તત્વોને પ્રકાશિત કરવામાં દીપકસમાન આ જે કાવ્યરૂપ ગ્રંથ રચ્યો છે તેનો, અંદરથી નીકળતા અર્થોના સમૂહથી મનોહર એવો આ ત્રીજો સર્ગ સંપૂર્ણ થયો. ૧૪૧૮.

ત્રીજો સર્ગ સંપૂર્ણ.



# अथ चतुर्थः सर्गः।

द्वाराण्येवं वर्णितानि सप्तत्रिंशदिति क्रमात् ।
निर्दिश्यन्तेऽथ संसारिजीवेष्वमूनि तत्र च ॥ १॥

ओघतो भाव्यते संसारिषु द्वारकदम्बकम् ।
आदौ ततो विशेषेण प्रत्येकं भावयिष्यते ॥ २ ॥

द्विधा संसारिणो जीवास्त्रसस्थावरभेदतः ।
त्रिविधाः स्त्र्यादिभिर्वेदैर्गतिभेदैश्चतुर्विधाः ॥ ३ ॥

एकद्वित्रिचतुःपंचेन्द्रिया इति च पंचधा ।
षोढा कायप्रकारैः स्युर्भवन्त्येवं च सप्तधा ॥ ४ ॥

एकाक्षा बादराः सूक्ष्माः पंचाक्षाः संज्ञ्यसंज्ञिनः ।
चत्वारोऽमी विकलाक्षैस्त्रिभिः सह समन्विताः ॥ ५ ॥

---

## સર્ગ ચોથો.

ત્રીજા સર્ગમાં સાડત્રીશ દ્વારોનું ક્રમશઃ વર્ણન કર્યું. હવે એ દ્વારોનો સંસારી જીવોને વિષે નિર્દેશ કરીએ છીએ. તેમાં પણ પહેલાં સર્વ દ્વારોનો 'ઓઘથી' એટલે એકસામટો નિર્દેશ કરશું; અને પછી પ્રત્યેક દ્વારનું 'વિશેષતઃ' વર્ણન કરશું. ૧–૨.

સંસારી જીવના બે પ્રકાર છે: (૧) **ત્રસ** એટલે ચલ–હાલી ચાલી શકે એ; અને (૨) **સ્થાવર** એટલે સ્થિર, અર્થાત્ હાલી ચાલી ન શકે એ.

વળી જીવને સ્ત્રી, પુરૂષ કે નપુંસક એમ ત્રણ વેદ હોય–એ લેખે એના **ત્રણ** પ્રકાર છે.

વળી જીવને દેવ, મનુષ્ય, તિર્યંચ કે નારકી–એવી ગતિ હોય–એ લેખે એના **ચાર** પ્રકાર કહેવાય. ૩.

વળી જીવને એક થી તે પાંચ સુધી ઈન્દ્રિય હોય-એ લેખે એના એકેન્દ્રિ, બેઇન્દ્રિ, તેઇન્દ્રિ, ચઉરિન્દ્રિ અને પંચેન્દ્રિ એમ **પાંચ** પ્રકાર કહેવાય.

વળી 'કાય' પ્રમાણે પ્રકાર ગણીએ તો **છ** પ્રકાર થાય: પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય. ૪.

વળી એના **સાત** પ્રકાર પણ પડે–તે આવી રીતેઃ—(૧) સૂક્ષ્મ એકેન્દ્રિ, (૨) બાદર એકેન્દ્રિ, (૩) બેઇન્દ્રિ, (૪) તેઇન્દ્રિ, (૫) ચઉરિન્દ્રિ, (૬) સંજ્ઞિ પંચેન્દ્રિ અને (૭) અસંજ્ઞિ પંચેન્દ્રિ. ૫.

चतुर्धैकेन्द्रियाः सूक्ष्मान्यपर्याप्तान्यभेदतः ।
पंचाक्षा विकलाक्षाश्च भवन्तीत्येवमष्टधा ॥ ६ ॥

अंडजादिभेदतोऽष्टौ त्रसास्तत्रांडजाः किल ।
पक्षिसर्पाद्या रसोत्था मद्यकीटादयोऽङ्गिनः ॥ ७ ॥

जरायुजा नृगवाद्या यूकाद्याः स्वेदजा मताः ।
संमूर्छजा जलूकाद्या पोतजाः कुंजरादयः ॥ ८ ॥

उद्भेदजाः खंजनाद्याः देवाद्याश्चौपपातिकाः ।
स्थावरेणैकेन युक्ता नवधेत्यंगिनो मताः ॥९॥ त्रिभिः विशेषकम् ॥

अथवा—नवधा स्थावराः पंच पंचाक्षविकलैर्युताः ।
दशधा विकलैः क्ष्माद्यैः पंचाक्षैः संज्ञ्यसंज्ञिभिः ॥ १० ॥

स्थावरैर्विकलैः पंचेन्द्रियैश्च वेदतस्त्रिभिः ।
एकादश द्वादश स्युः कायैः पर्याप्तकापरैः ॥ ११ ॥

---

વળી જીવના **આઠ** પ્રકાર પણ પડે: ( ૧ ) સૂક્ષ્મ પર્યાપ્ત એકેન્દ્રિ, ( ૨ ) બાદર પર્યાપ્ત એકેન્દ્રિ, ( ૩ ) સૂક્ષ્મ અપર્યાપ્ત એકેન્દ્રિ, ( ૪ ) બાદર અપર્યાપ્ત એકેન્દ્રિ, ( ૫ ) બેઇન્દ્રિ, ( ૬ ) તેઇન્દ્રિ, ( ૭ ) ચઉરિન્દ્રિ અને ( ૮ ) પંચેન્દ્રિ. ૬.

વળી જીવના **નવ** પ્રકાર પણ પડે:—'સ્થાવર' અને આઠ પ્રકારના 'ત્રસ' મળીને નવ. એ આઠ પ્રકારના 'ત્રસ' આ પ્રમાણે—( ૧ ) 'અંડજ' એટલે ઈંડામાંથી ઉત્પન્ન થતા: પક્ષી, સર્પ વગેરે; ( ૨ ) 'રસજ' એટલે રસમાંથી ઉત્પન્ન થતા: મદિરાના કીડા વગેરે; ( ૩ ) 'જરાયુ' થી ઉત્પન્ન થતા: મનુષ્ય, બળદ વગેરે; ( ૪ ) પ્રસ્વેદથી ઉત્પન્ન થતા: જૂ વગેરે; ( ૫ ) 'સંમૂર્છિમ': જળો વગેરે; ( ૬ ) પોતજ: હાથી વગેરે; ( ૭ ) 'ઉદ્‌ભેદ' થી ઉત્પન્ન થતા: ખંજન વગેરે; અને ( ૮ ) 'ઔપપાતિક': દેવ વગેરે. ૭–૯.

નવ પ્રકાર આ પ્રમાણે પણ હોય:—**પાંચ** સ્થાવર, **એક** પંચેન્દ્રિ અને **ત્રણ** વિકલેન્દ્રિ ( બેઇન્દ્રિ, તેઇન્દ્રિ, ચઉરિન્દ્રિ ).

વળી એના **દશ** પ્રકાર પણ પડે: ત્રણ વિકલેન્દ્રિ, પૃથ્વી આદિ પાંચ એકેન્દ્રિ, સંજ્ઞી પંચેન્દ્રિ, અને અસંજ્ઞી પંચેન્દ્રિ. ૧૦.

વળી જીવના **અગ્યાર** પ્રકાર પણ પડે તે આ પ્રમાણે:—**પાંચ** સ્થાવર, **ત્રણ** વિકળેન્દ્રિ, અને પુરૂષ–સ્ત્રી–તથા નપુંસક એમ **ત્રણ** પંચેન્દ્રિ.

વળી જીવના **બાર** પ્રકાર પણ પડે તે આ પ્રમાણે:—પૃથ્વીકાય આદિ છ કાય–એ છ પર્યાપ્ત પણ હોય અને અપર્યાપ્ત પણ હોય, એટલે ૬×૨=૧૨ ( બાર ). ૧૧.

पर्याप्तापर्याप्तकैश्च स्थावरैस्त्रिविधैस्त्रसैः ।
वेदभेदात् भवन्त्येवं त्रयोदश विधाः किल ॥ १२ ॥

प्रागुक्ताः सप्तधा पर्याप्तकापर्याप्तभेदतः ।
चतुर्दशविधा जीवाः स्युः पंचदशधाप्यमी ॥ १३ ॥

पंचाक्षा नरतिर्यंचस्त्रिविधा वेदभेदतः ।
देवा द्विधा नारकश्चेत्येवं पंचेन्द्रिया नव ॥ १४ ॥

द्विविधा बादरैकाक्षाः पर्याप्तापरभेदतः ।
सूक्ष्मैकाक्षा विकलाक्षाः स्युः पंचदश संयुताः ॥१५॥ युग्मम् ।

तिर्यंचः पंचधैकाक्षादिकाः पंचाक्षसीमकाः ।
नृदेवनारकाश्चाष्टाप्येते पर्याप्तकापराः ॥१६॥ इति षोडश भेदाः

प्रागुक्ता नवधा पंचेन्द्रियाश्च पंचधैकखाः ।
त्रिविधा विकला एवं स्युः सप्तदशधांगिनः ॥ १७ ॥

વળી જીવના **તેર** ભેદ પણ પડે તે આ પ્રમાણેઃ—**પાંચ** સ્થાવરપર્યાપ્ત, **પાંચ** સ્થાવર-અપર્યાપ્ત, અને પુરૂષ સ્ત્રી તથા નપુંસક એમ **ત્રણ** જાતિના ત્રસ. ૧૨.

વળી જીવના **ચૌદ** ભેદ પણ થઇ શકે તે આ પ્રમાણેઃ—ઉપર પાંચમા શ્લોકમાં સાત પ્રકાર કહ્યા છે તે સાતે 'પર્યાપ્ત' અને 'અપર્યાપ્ત' બેઊ હોય એટલે ૭×૨=૧૪ ચૌદ. ૧૩.

વળી એના **પંદર** ભેદ પણ પડે અને તે આ રીતેઃ—પુરૂષ સ્ત્રી અને નપુંસક એમ **ત્રણ** 'વેદ'ના પંચેન્દ્રિય મનુષ્ય, એજ પ્રમાણે **ત્રણ** 'વેદ'ના પંચેન્દ્રિય તિર્યંચ, સ્ત્રી અને પુરૂષ એમ **બે** 'વેદ'ના દેવ, નપુંસકવેદી નારકી, પર્યાપ્ત બાદર એકેન્દ્રિ, અપર્યાપ્ત બાદર એકેન્દ્રિ, સૂક્ષ્મ એકેન્દ્રિ, તથા **ત્રણ** વિકળેન્દ્રિ—મળી કુલ પંદર. ૧૪–૧૫.

વળી જીવના **સોળ** ભેદ પણ કહેવાય તે આ પ્રમાણેઃ—એકેન્દ્રિથી તે પંચેન્દ્રિ સુધીના પાંચ પ્રકારના તિર્યંચ, તથા મનુષ્ય દેવ અને નારકી એ ત્રણ એટલે કુલ પ્રકાર આઠ થયા; એ આઠે પાછા પર્યાપ્ત અને અપર્યાપ્ત બેઉ હોય એટલે ૮×૨=૧૬ (સોળ.) ૧૬.

વળી જીવના **સત્તર** ભેદ પણ પડે તે આ પ્રમાણેઃ—(પૃથ્વી આદિ) **પાંચ** પ્રકારના એકેન્દ્રિય, ઉપર (ચૌદમા શ્લોકમાં) ગણાવેલા **નવ** પ્રકારના પંચેન્દ્રિયો, તથા **ત્રણ** વિકળેન્દ્રિયો—એમ એકંદર સત્તર. ૧૭.

प्रागुक्ता नवधा जीवाः पर्याप्तापरभेदतः ।
भवन्त्यष्टादशविधा जीवा एवं विवक्षिताः ॥ १८ ॥

पंचाक्षा नवधा प्राग्वद्दशधा च परेङ्गिनः ।
पर्याप्तान्याः स्थूलसूक्ष्मैकाक्षाः सविकलेन्द्रियाः ॥ १९ ॥

एकोनविंशतिविधा भवन्त्येवं शरीरिणः ।
प्रागुक्ता दशधा पर्याप्तान्या विंशतिधेति च ॥२०॥ युग्मम् ॥

स्थावरा विंशतिः सूक्ष्मान्यपर्याप्तान्यभेदतः ।
त्रसेन च समायुक्ता एकविंशतिधाङ्गिनः ॥ २१ ॥

पूर्वोदिताः प्रकारा ये एकादश शरीरिणाम् ।
द्वाविंशतिविधाः पर्याप्तान्यभेदात् द्विधा कृताः ॥ २२ ॥

एवं विवक्षावशतो जीवा भवन्त्यनेकधा ।
जीवानामोघतः स्थानं लोकः सर्वोऽप्युदीरितः ॥ २३ ॥

---

વળી જીવના **અઢાર** ભેદ પણ કહેવાય તે આ પ્રમાણેઃ–ઉપર (દશમા શ્લોકમાં) નવ પ્રકારના જીવ ગણાવ્યા છે તે પાછા પર્યાપ્ત અને અપર્યાપ્ત બેઉ હોય એટલે ૯×૨=૧૮ અઢાર થયા. ૧૮.

વળી જીવના **ઓગણીશ** ભેદ પણ થાય તે આ પ્રમાણેઃ–પૂર્વોક્ત **નવ** પ્રકારના પંચેન્દ્રિ; સ્થૂળ અને સૂક્ષ્મ એકેન્દ્રિ તથા ત્રણ વિકળેન્દ્રિ મળીને પાંચ–એના પાછા પર્યાપ્ત અને પર્યાપ્ત કરવાથી **દશ**;–એમ એકંદર ઓગણીશ. ૧૯–૨૦.

વળી એના વીશ ભેદ પણ આં પ્રમાણે થાયઃ–પૂર્વે (દશમા શ્લોકમાં) દશ પ્રકાર ગણાવ્યા છે તે પાછા પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બેઉ હોય એટલે ૧૦×૨=૨૦ (વીશ) થયા. ૨૦.

વળી એના **એકવીશ** ભેદ આ પ્રમાણે થાયઃ–પાંચ સ્થાવર કહ્યા છે તે સૂક્ષ્મ પણ હોય અને બાદર પણ હોય, વળી પર્યાપ્ત પણ હોય અને અપર્યાપ્ત પણ હોય એટલે ૫×૨×૨=૨૦ **વીશ** પ્રકાર સ્થાવરના થયા; અને એની સાથે **એક** પ્રકાર 'ત્રસ'નો; એટલે એકંદર એકવીસ. ૨૧.

એના **બાવીશ** ભેદ પણ પડે તે આ પ્રમાણેઃ–પૂર્વોકત અગ્યારમા શ્લોકમાં એના અગ્યાર ભેદ સમજાવ્યા છે તેના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બબ્બે પ્રકાર ગણતાં ૧૧×૨=૨૨ (બાવીશ) થયા. ૨૨.

એવી રીતે વિવક્ષા કરતાં જીવના અનેક ભેદો થાય છે.

द्वाराणि पर्याप्त्यादीनि सर्वाण्यप्यविशेषतः ।
सम्भवन्त्योघतो जीवे विज्ञेयानि यथागमम् ॥ २४ ॥

इति सामान्यतः संसारिजीवस्वरूपम् ॥

संसारिणो द्विधोक्ताः प्राक् त्रसस्थावरभेदतः ।
स्थावरास्तत्र पृथ्व्यम्बुतेजोवायुमहीरुहः ॥ २५ ॥
पंचामी स्थावराः स्थावराख्यकर्मोदयात्किल ।
हुताशमरुतौ तत्र जिनैरुक्तौ गतित्रसौ ॥ २६ ॥

इति जीवाभिगमाभिप्रायेण ॥

आचारांगनिर्युक्तिवृत्त्यभिप्रायेण तु—

दुविहेत्यादि । त्रसा एव जीवाः त्रसजीवाः लब्धित्रसाः गतित्रसाश्च । तेजोवायू लब्ध्या त्रसौ इति । अन्ये च नारकादयः गतित्रसाः । इति तात्पर्यम् ॥

वनस्पतिश्च प्रत्येकः साधारण इति द्विधा ।
सर्वेऽमी बादराः सूक्ष्मा विना प्रत्येकभूरुहम् ॥ २७ ॥

એ જીવોનું સ્થાન ' ઓઘથી ' સમસ્ત લોક છે. વળી એમને વિષે ' પર્યાપ્ત ' આદિ સર્વ દ્વારો ' ઓઘથી ' સંભવે છે–એ આગમમાં કહ્યા પ્રમાણે જાણવાં. ૨૩–૨૪.

આ પ્રમાણે સંસારી જીવનું સામાન્ય સ્વરૂપ કહ્યું.

અગાઉ 'ત્રસ' અને 'સ્થાવર' એમ બે પ્રકારના સંસારી જીવો કહ્યા છે તેમાં પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાય–એ પાંચ સ્થાવર છે. એ પાંચેને સ્થાવર નામ કર્મનો ઉદય હોવાથી એઓ સ્થાવર છે. તેમાં પણ તેઉકાય અને વાઉકાયને જિનભગવાને ગતિની અપેક્ષાએ ત્રસ કહ્યા છે. ૨૫–૨૬.

એ ' જીવાભિગમ ' નો અભિપ્રાય છે.

આચારાંગસૂત્રની નિર્યુક્તિવૃત્તિને અભિપ્રાયે તો જે જીવો ત્રસ હોય તે જ ત્રસ કહેવાય. એના ' ગતિત્રસ ' અને ' લબ્ધિત્રસ ' એવા બે ભેદ પાડે છે. તેઉકાય અને વાઉકાય–એ બેઉ એ મતે લબ્ધિત્રસ છે, અને નારકીના જીવો વગેરે ગતિત્રસ છે.

વનસ્પતિકાયના ' પ્રત્યેક ' અને ' સાધારણ ' એમ બે ભેદ છે. ' પ્રત્યેક ' વનસ્પતિકાય શિવાય પાંચે ' સ્થાવર ' સૂક્ષ્મ અને બાદર બેઉ છે. ૨૭.

एकादशैकेन्द्रिया स्युरेवं प्रत्येकसंयुताः ।
अपर्याप्ताश्च पर्याप्ता एवं द्वाविंशतिः कृताः ॥ २८ ॥
तत्र क्ष्माम्भोऽग्निपवनाः साधारणवनस्पतिः ।
एतेऽपर्याप्तपर्याप्ता दशैवं सूक्ष्मदेहिनः ॥ २९ ॥
सूक्ष्मनामकर्मयोगाद्ये प्राप्ताः सूक्ष्मतामिह ।
चर्मचक्षुरगम्यास्ते सूक्ष्माः पृथ्व्यादयः स्मृताः ॥ ३० ॥
सूक्ष्माः साधारणवनस्पतयो येऽत्र शंसिताः ।
ते च सूक्ष्मनिगोदा इत्युच्यन्ते श्रुतकोविदैः ॥ ३१ ॥
अनन्तानामसुमतामेकसूक्ष्मनिगोदिनाम् ।
साधारणं शरीरं यत् स निगोद इति स्मृतः ॥ ३२ ॥
तच्चैकं सर्वतद्वासिसम्बन्धि स्तिबुकाकृति ।
औदारिकं स्यात्प्रत्येकं त्वेषां तैजसकार्मणे ॥ ३३ ॥
ते सहोच्छ्वासनिःश्वासाः समं चाहारकारिणः ।
अनन्ता अतिसूक्ष्माङ्गे सहन्ते हन्त यातनाम् ॥ ३४ ॥

---

એ લેખે દશ ભેદ થયા એમાં 'પ્રત્યેક'ને સંયુક્ત કરતાં—ભેળવતાં એકેન્દ્રિના અગ્યાર ભેદ થાય છે. એ વળી 'પર્યાપ્ત' અને 'અપર્યાપ્ત' હોય એટલે ૧૧×૨=૨૨ (બાવીશ) ભેદ થયા. ૨૮.

એમાં પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય અને સાધારણ વનસ્પતિકાય—એ પાંચ 'પર્યાપ્ત' તેમજ 'અપર્યાપ્ત' હોવાથી સૂક્ષ્મએકેન્દ્રિના ૫×૨=૧૦ (દશ) ભેદ થાય છે. ૨૯.

સૂક્ષ્મનામકર્મના યોગથી જેઓ સૂક્ષ્મપણું પામ્યા છે અને ચર્મચક્ષુને અગમ્ય છે એઓ સૂક્ષ્મપૃથ્વીકાય, સૂક્ષ્મઅપ્કાય આદિ છે. ૩૦.

જેને અહિં 'સૂક્ષ્મસાધારણવનસ્પતિકાય' કહ્યા છે એને સિદ્ધાન્તવાદીઓ 'સૂક્ષ્મનિગોદ (ના જીવ) કહે છે. ૩૧.

એક સૂક્ષ્મનિગોદવાળા અનન્ત પ્રાણીઓનું જે સાધારણ શરીર—એનું નામ નિગોદ. ૩૨.

તે (સાધારણ એટલે ઔદારિક શરીર) સ્તિબુક જેવી આકૃતિવાળું હોય છે, એમાં રહેલા સર્વ જીવો સાથે સમ્બદ્ધ છે, અને એ એક જ છે, જો કે તૈજસ અને કાર્મણ શરીર તો એ બધાનાં જૂદાં છે. ૩૩.

એ અનન્ત (નિગોદી) જીવો સાથેજ શ્વાસોશ્વાસ લે છે, આહાર પણ સાથે જ કરે છે, અને પોતાનાં અત્યન્તસૂક્ષ્મ શરીરપર યાતના પણ સાથેજ સહન કરે છે. ૩૪.

यथोक्तम्—

जं नरए नेरइया दुक्खं पावंति गोअमा तिक्खं ।
तं पुण निगोअजीवा अणंतगुणियं वियाणाहि ॥ ३५ ॥

सूक्ष्मा अनन्तजीवात्मका निगोदा भवन्ति भुवनेऽस्मिन् ।
पृथ्व्यादिसर्वजीवाः संख्येयकसंमिता असंख्येयाः ॥ ३६ ॥

इति भगवतीवृत्तौ ॥

एभिः सूक्ष्मनिगोदैश्च निचितोऽस्त्यखिलोऽपि हि ।
लोकोऽञ्जनचूर्णपूर्णसमुद्गवत्समन्ततः ॥ ३७ ॥

जीवाभिगमवृत्तौ—

असंख्येयैर्निगोदैश्च स्यादेकः किल गोलकः ।
गोलकास्तेऽप्यसंख्येया भवन्ति भुवनत्रये ॥ ३८ ॥

गोलकप्ररूपणा चैवम्—

षड्दिशं यत्र लोकः स्यात्तत्र संपूर्णगोलकः ।
निष्पद्यते तन्मध्ये च स्यादुत्कृष्टपदं खलु ॥ ३९ ॥

---

ભગવતી સૂત્રમાં ( ગૌતમગણધરના પ્રશ્નનો શ્રીવીરપ્રભુએ ઉત્તર આપતાં ) કહ્યું છે કેઃ—

હે ગૌતમ, નરકમાં રહેલા નારકીના જીવો જે તીક્ષ્ણ દુઃખ પામે છે તેનાથી પણ અનન્તગણું દુઃખ નિગોદના જીવો પામે છે એમ જાણજે. ૩૫.

આ જગતમાં સૂક્ષ્મ નિગોદો અનન્ત ( જીવાત્મક ) છે અને પૃથ્વીકાય વગેરે સર્વ જીવો સંખ્યા થઇ શકે એટલા અસંખ્યેય છે. ( આ પ્રમાણે ભગવતીની વૃત્તિમાં છે ). ૩૬.

આખો લોક આ સૂક્ષ્મનિગોદોથી ચારે કોર ભરેલો છે, અંજન ભરેલા ડાબલાની પેઠે. ૩૭

' જીવાભિગમ ' ની વૃત્તિમાં કહ્યું છે કેઃ—

અસંખ્ય નિગોદોનો એક ગોળો થાય છે અને એવા પાછા અસંખ્ય ગોળાઓ ત્રણે ભુવનમાં છે. ૩૮.

એ ગોળાઓની પ્રરૂપણા આ પ્રમાણે છેઃ—

લોકાકાશ જ્યાં છ યે દિશામાં હોય ત્યાં સંપૂર્ણ ગોળો થાય છે અને તેની અંદર ઉત્કૃષ્ટ પદ નિષ્પન્ન થાય છે. ૩૯.

स्यासन्नापवरकका ान्तिमप्रदेशकम् ।
देशोऽनुकुर्यात् त्रिदिशमलोकावरणेन यः ॥ ४० ॥
तत्र खंडस्य गोलस्य निष्पत्तिः सकलस्य न ।
स्याज्जघन्यपदं तस्मिन् स्पष्टमल्पैर्निगोदकैः ॥ ४१ ॥ युग्मम् ॥

लोकान्तर्यत्रकुत्रापि संस्थितः स्यान्निगोदकः ।
एकोङ्गुलासंख्यभागमितक्षेत्रावगाहनः ॥ ४२ ॥
अन्येऽपि तत्रासंख्येयास्तावन्मात्रावगाहनाः ।
अन्योऽन्यानुप्रवेशेन स्थितास्सन्ति निगोदकाः ॥ ४३ ॥
तत्रान्यापेक्षया प्राज्यैः स्पष्टं जीवप्रदेशकैः ।
विलक्षणीयमुत्कृष्टपदमेकप्रदेशकम् ॥ ४४ ॥
तस्यामेव निगोदावगाहनायां समन्ततः ।
अन्ये निगोदास्तिष्ठन्ति प्रदेशवृद्धि ानितः ॥ ४५ ॥
विवक्षितनिगोदस्य मुक्त्वा कांश्चित् प्रदेशकान् ।
आ ्रम्य चापरानेतैरवस्थितैर्निगोदकैः ॥ ४६ ॥

અને જે દેશ ત્રણ દિશાએ અલોકનું આવરણ હોવાને લીધે, પૃથ્વીની લગોલગ આવેલા અપવરક એટલે ઓરડાના ખુણાના અન્તિમપ્રદેશ તુલ્ય હોય ત્યાં સંપૂર્ણ ગોળો થતો નથી પરન્તુ **ખંડગોળો** ( અધુરો ગોળો ) થાય છે; અને એની અંદર નિગોદો પણ ઓછા હોવાથી દેખીતી રીતે **જઘન્ય પદ** થાય છે. ૪૦–૪૧.

આ લોકાકાશમાં હરકોઇ સ્થળે જ્યાં જ્યાં નિગોદ રહેલ હોય છે ત્યાં ત્યાં તે એક આંગળના અસંખ્યમા ભાગપ્રમાણ ક્ષેત્રને અવગાહીને રહેલ હોય છે. ૪૨.

વળી એની અંદર એટલી જ અવગાહનાવાળા અસંખ્ય નિગોદો એક બીજામાં પ્રવેશ કરીને રહેલા છે. ૪૩.

ત્યાં જીવપ્રદેશો અન્યની અપેક્ષાએ પ્રાજ્ય એટલે ઝાઝા હોવાથી એકપ્રદેશવાળું ઉત્કૃષ્ટ પદ થાય છે—એ સ્પષ્ટ દેખીતું જ છે. ૪૪.

વળી એક પણ દિશામાં પ્રદેશ વધી ન શકવાને લીધે, એક જ નિગોદાવગાહનામાં બીજા નિગોદો પણ રહેલા છે. ૪૫.

વળી એ વિવક્ષિત નિગોદના કેટલાક પ્રદેશો છોડી બીજાને દબાવી રહેલા તથા

विवक्षितममुंचद्भिस्तदुत्कृष्टपदं किल ।
एको निष्पाद्यते गोलो ह्यसंख्येयनिगोदकः ॥ ४७ ॥ युग्मम् ॥

तथोक्तम्—

उक्कोसपयममोत्तुं निगोअओगाहणाए सव्वत्तो ।
निप्पाइज्जइ गोलो पएसपरिवुड्ढिहाणीहिं ॥ ४८ ॥

अथ गोलकमाश्रित्यैतमेव प्रोक्तलक्षणम् ।
अन्यो निष्पद्यते गोलो मुक्त्वोत्कृष्टपदं हि तत् ॥ ४९ ॥
निरुक्तगोलकोत्कृष्टपदास्पर्शिनिगोदके ।
परिकल्प्योत्कृष्टपदमन्यगोलककल्पनात् ॥ ५० ॥
इत्येकैकनिगोदावगाहनाप्रमिते किल ।
क्षेत्रे भवति निष्पत्तिरेककगोलकस्य वै ॥ ५१ ॥
विवक्षितनिगोदावगाहनायास्तु येऽधिकाः ।
निगोदांशास्तत्प्रदेशहानिस्थित्या व्यवस्थिताः ॥ ५२ ॥
विवक्षणीयास्ते गोलकान्तरानुप्रविष्टकाः ।
एवं गुरूपदेशेन ज्ञेया गोलकपद्धतिः ॥ ५३ ॥ युग्मम् ॥

---

વિવક્ષિત ઉત્કૃષ્ટ પદને ન મૂકતા એવા એ નિગોદો અસંખ્ય નિગોદોનો એક ગોળો બનાવે છે. ૪૬–૪૭.

અન્યત્ર કહ્યું છે કેઃ—

ઉત્કૃષ્ટ પદને ન છોડતાં નિગોદોની અવગાહનામાં સર્વત્ર પ્રદેશોની હાનિને લીધે એક ગોળો નિષ્પન્ન થાય છે. ૪૮.

પછી વળી આ જ ઉક્તલક્ષણવાળા ગોળાને આશ્રયીને એક બીજો ગોળો ઉક્ત ઉત્કૃષ્ટ પદ છોડીને નિષ્પન્ન થાય છે. ૪૯.

ઉક્ત ગોળાના ઉત્કૃષ્ટ પદને નહિં સ્પર્શતા–એવા નિગોદમાં અન્યગોળાની કલ્પના પૂર્વક ઉત્કૃષ્ટ પદ કલ્પવું. ૫૦.

એવી રીતે એકેક નિગોદની અવગાહનાપ્રમાણ ક્ષેત્રને વિષે એકેક ગોળો નિષ્પન્ન થાય છે. ૫૧.

વળી વિવક્ષિત નિગોદાવગાહના કરતાં અધિક નિગોદાંશો પોતાના પ્રદેશની હાનિના

उक्तं हि—

तत्तोच्चियगोलाओ उक्कोसपयं मुइत्तु जो अन्नो ।
होइ निगोओ तम्मिवि अन्नो निपज्जइ गोलो ॥ ५४ ॥

एवं निगोयमित्ते खेत्ते गोलस्स होइ निप्पत्ती ।
एवं निपज्जंते लोगे गोला असंखिज्जा ॥ ५५ ॥

इत्याद्यर्थतो भगवतीशतक ११ उद्देशके १० ॥

निगोदा निचिताश्चैतेऽनन्तानन्ताङ्गिभिस्तथा ।
निर्गच्छद्भिर्यथा नित्यं न ह्येकोऽपि स हीयते ॥ ५६ ॥

यद्व्यावहारिकाङ्गिभ्यो यावन्तो यान्ति निर्वृतिम् ।
निर्यान्ति तावन्तोऽनादिनिगोदेभ्यः शरीरिणः ॥ ५७ ॥

तथोक्तम्—

सिज्झन्ति जत्तिया किर इह संववहाररासिमज्झाओ ।
इन्ति अणाइवणस्सइमज्झाओ तत्तिआ तम्मि ॥ ५८ ॥

---

કારણથી, આવી સ્થિત થયા હોય તે અન્ય ગોળાને વિષે પ્રવિષ્ટ થયા સમજવા. આ ગોળા વિષે ગુરૂમહારાજ પાસેથી વિશેષ સમજણ લેવી. ૫૨-૫૩

આ સંબંધમાં,

" તે ગોળાના ઉત્કૃષ્ટપદને છોડીને જે બીજો નિગોદ થાય છે તેને વિષે વળી એક બીજો ગોળો થાય છે. એવી રીતે નિગોદપ્રમાણ ક્ષેત્રમાં ગોળાની નિષ્પત્તિ થાય છે અને એવા પણ અસંખ્ય ગોળા લોકાકાશમાં નિષ્પન્ન થાય છે. " ૫૪-૫૫.

એ પ્રમાણે ભગવતીના શતક ૧૧ ના ઉદ્દેશ ૧૦ માં કહ્યું છે.

વળી આ નિગોદો અનન્ત અનન્ત પ્રાણીઓથી એવી રીતે ખીચોખીચ ભરાયલા છે કે એમાંથી નિત્ય નિકાલ થતા છતાં પણ એમાંથી એક પણ નિગોદ ઉણો થતો નથી. ૫૬.

કારણ એ કે વ્યાવહારિક રાશિમાંથી જેટલા જીવો મોક્ષે જાય છે તેટલા જ અનાદિ-નિગોદોમાંથી નીકળે છે. ૫૭

પન્નવણાસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે

" વ્યવહાર રાશિમાંથી નીકળી જેટલા જીવો નિર્વાણ પામે છે તેટલા અનાદિ વનસ્પતિ-માંથી તેમાં આવે છે. ૫૮.

इति प्रज्ञापनावृत्तौ ॥

अनन्तेनापि कालेन यावन्तः स्युः शिवं गताः ।
सर्वेऽप्येकनिगोदैकानन्तभागमिता हि ते ॥ ५९ ॥

कालेन भाविनाप्येवमनन्ता मुक्तिगामिनः ।
चिन्त्यन्ते तैः समुदितास्तथापि नाधिकास्ततः ॥ ६० ॥

एवं च न तादृक् भविता कालः सिद्धाः सोपचया अपि ।
यत्राधिका भवन्त्येकनिगोदानन्तभागतः ॥ ६१ ॥

तथाहुः—

जइया होइ पुच्छा जिणाणमग्गंमि उत्तरं तइया ।
इक्कस्स निगोअस्स य अणंतभागो उ सिद्धिगओ ॥ ६२ ॥

निगोदेऽपि द्विधा जीवास्तत्रैके व्यावहारिकाः ।
व्यवहारादतीतत्वात् परे चाव्यावहारिकाः ॥ ६३ ॥

सूक्ष्मानिगोदतोऽनादेर्निगता एकशोऽपि ये ।
पृथ्व्यादिव्यवहारं च प्राप्तास्ते व्यावहारिकाः ॥ ६४ ॥

सूक्ष्मानादिनिगोदेषु यान्ति यद्यपि ते पुनः ।
ते प्राप्तव्यवहारत्वात्तथापि व्यवहारिणः ॥ ६५ ॥

અનન્ત કાળ સુધી જેટલા પ્રાણીઓ મોક્ષે ગયેલા છે તે સર્વ મળીને એક નિગોદના માત્ર અનન્તમા ભાગ જેટલા જ સમજવા. ૫૯.

એવી રીતે જ ભવિષ્યકાળમાં પણ અનન્ત જીવો મોક્ષે જશે-તે સર્વને એકઠા કરતાં પણ એક નિગોદના અનન્તમા ભાગથી અધિક થવાના નહિં. ૬૦.

એજ પ્રમાણે વળી, એવો કોઇ વખત નહિં આવે કે જેમાં એકંદર સિદ્ધથયેલાઓ પણ નિગોદના અનન્તમા ભાગથી વધારે હોય. ૬૧.

અન્યત્ર કહ્યું છે કે—

જ્યારે જ્યારે જિનેશ્વરને પ્રશ્ન કરવામાં આવે છે ત્યારે એ જ ઉત્તર મળે છે કે એક નિગોદનો અનન્તમો ભાગ જ મોક્ષે ગયો છે. ૬૨.

નિગોદના જીવો યે બે પ્રકારના છે: કેટલાક 'વ્યવહારી' અને બીજા 'અવ્યવહારી' એટલે વ્યવહારરહિત. ૬૩.

અનાદિસૂક્ષ્મનિગોદમાંથી જેઓ એકવાર પણ નીકળેલા છે અને પૃથ્વ્યાદિવ્યવહારને

कदापि ये न निर्याता बहिः सूक्ष्मनिगोदतः ।
अव्यावहारिकास्ते स्युर्दरीजातमृता इव ॥ ६६ ॥

तदुक्तं विशेषणवत्याम्—

अत्थि अणंता जीवा जेहिं न पत्तो तसाइपरिणामो ।
ते वि अणंताणंता निगोअवासं अणुहवन्ति ॥ ६७ ॥

इति सूक्ष्माणां भेदाः ॥ १ ॥

एभिर्लोकोऽखिलो व्याप्तः कज्जलेनेव कूपिका ।
क्वापि प्रदेशो नास्त्येभिर्विहीनः पुद्गलैरिव ॥ ६८ ॥

इति स्थानम् ॥ २ ॥

आद्याश्चतस्रस्तिस्रः स्युरेषां पर्याप्तयः क्रमात् ।
पर्याप्तान्येषामथायुः श्वासः कायबलं तथा ॥ ६९ ॥
त्वगिन्द्रियं चेत्यमीषां प्राणाश्चत्वार ईरिताः ।
संख्या योनिकुलानां तु पृथगेषां न लक्ष्यते ॥७०॥ युग्मम् ॥

---

પ્રાપ્ત થયેલા છે તે વ્યવહારી કહેવાય છે. એઓ કદાચ પુનઃ ત્યાંને ત્યાં પાછા જાય તોયે એમણે વ્યવહાર જાણેલો હોવાથી વ્યવહારી જ કહેવાય. ૬૪–૬૫.

જેઓ કદાપિ સૂક્ષ્મનિગોદમાંથી નીકળ્યાજ નથી એઓ 'ગુફામાં જન્મ્યા ને ગુફામાં જ મૃત્યુ પામ્યા,' ની પેઠે અવ્યવહારી છે. ૬૬.

'વિશેષણુવતી' માં કહ્યું છે કેઃ—

એવા અનન્ત જીવો છે કે જેઓ પરિણામે પણ ત્રસત્વ પામ્યા નથી. એઓ અનન્ત-અનન્તકાળ નિગોદમાં સબડ્યા કરે છે. ૬૭.

એવી રીતે સૂક્ષ્મજીવોના 'ભેદ' સમજવા.

કાજળ ભરેલી દાબડીની જેમ સકળ લોક આ જીવોથી ભરેલો છે. જેમ પુદ્ગળવિનાનો કોઈ પ્રદેશ નથી તેમ આ જીવો વિનાનું પણ કોઇ સ્થાન નથી. ૬૮.

એટલું ( સૂક્ષ્મ જીવોના ) 'સ્થાન' વિષે.

આ જીવોને અનુક્રમે પહેલી ચાર અથવા ત્રણ 'પર્યાપ્તિ' હોય છે. એમનાં આયુષ્ય, શ્વાસ, કાયબળ અને સ્પર્શેન્દ્રિય–એ ચાર 'પર્યાપ્ત' હોય છે અને એ એઓના પ્રાણ કહેવાય છે. વળી એઓની 'યોનિસંખ્યા' અને 'કુળસંખ્યા' જૂદી જણાવી નથી–માટે પાંચમા

ततश्च संख्या योनिकुलानां या बादराणां प्रवक्ष्यते ।
एतेषामपि [illegible] सर्वे संवृतयोनयः ॥ ७१ ॥

इति पर्याप्त्यादिद्वारचतुष्टयम् ॥ ३–६ ॥

अन्तर्मुहूर्त्तमुत्कृष्टा भवत्येषां भवस्थितिः ।
जघन्या क्षुल्लकभवरूपमन्तर्मुहूर्त्तकम् ॥ ७२ ॥

तथोक्तम्—दससहससमा सुरनारयाण सेसाण खुड्डभवो ॥

इति भवस्थितिः ॥ ७ ॥

सूक्ष्मनिगोदजीवानां त्रिधा कायस्थितिर्भवेत् ।
अनाद्यन्ताऽनादिसान्ता साद्यन्ता चेतिभेदतः ॥ ७३ ॥

सूक्ष्मान्निगोदतोऽनादेर्निर्गता न कदापि ये ।
नैवापि निर्गमिष्यन्ति तेषामाद्या स्थितिर्भवेत् ॥ ७४ ॥

अनन्तपुद्गलपरावर्त्तमाना भवेदियम् ।
सन्ति चैवंविधा जीवा येषामेषा स्थितिर्भवेत् ॥ ७५ ॥

---

સર્ગમાં 'બાદર' જીવોની એ સંખ્યા કહેવામાં આવશે એ જ આ 'સૂક્ષ્મ' ની પણ સમજી લેવી. વળી આ સૂક્ષ્મ જીવો સર્વ 'સંવૃત્તયોનિવાળા' છે. ૬૯–૭૧.

એટલું 'પર્યાપ્તિ–યોનિસંખ્યા–કુળસંખ્યા અને યોનિનું સંવૃત્તત્વાદિ' એ ચાર દ્વાર વિષે.

એ જીવોની ભવસ્થિતિ ઉત્કૃષ્ટ અન્તર્મુહૂર્ત્તની છે, અને જઘન્યતઃ ક્ષુલ્લકભવરૂપ અન્તર્મુહૂર્ત્તની છે. ૭૨.

અન્યત્ર કહ્યું છે કેઃ—

દેવતા અને નારકીના જીવોની જઘન્ય ભવસ્થિતિ દશહજાર વર્ષની, અને બીજાઓની ક્ષુલ્લકભવ જેટલી છે.

એટલું સાતમા 'ભવસ્થિતિ' દ્વાર વિષે.

આ સૂક્ષ્મનિગોદના જીવોની કાયસ્થિતિ ત્રણ પ્રકારની હોય છેઃ (૧) અનાદિઅનંત, (૨) અનાદિસાંત અને (૩) સાદિસાંત. ૭૩.

જેઓ કદાપિ અનાદિસૂક્ષ્મનિગોદમાંથી નીકળ્યા નથી અને નીકળવાના પણ નથી એમની પહેલી એટલે 'અનાદિઅનંત' કાયસ્થિતિ સમજવી. એ અનન્તપુદ્ગળપરાવર્ત જેટલી હોય. અને એવા જીવો પણ હોય છે કે જેમની એટલી સ્થિતિ હોય. ૭૪–૭૫.

यदुक्तम्— सामग्गिअभावाओ ववहारियरासिअप्पवेसाओ ।
भव्वा वि ते अणंता जे सिद्धिसुहं न पावंति ॥ ७६ ॥

निगोदात्सूक्ष्मतो ये च निर्गता न कदाचन ।
निर्यास्यन्ति पुनर्जातु स्थितिस्तेषां द्वितीयिका ॥ ७७ ॥
अनन्तपुद्गलपरावर्त्तमाना त्वसावपि ।
गतस्य कालस्यानन्त्यात् केषांचित् भाविनोऽपि च ॥७८॥
अनादिस्थितिका न स्युर्यद्यनन्ता निगोदिनः ।
तदा वक्ष्यमाणवनस्पतिकायस्थितिक्षये ॥ ७९ ॥
कृते कायपरावर्त्ते निखिलैर्वनकायिकैः ।
वनस्पतीनां निर्लेपोऽनभिष्टोऽपि प्रसज्यते ॥८०॥ युग्मम् ॥
अनारतं किं च मुक्तिं गच्छद्‌भिर्भव्यदेहिभिः ।
अचिरादेव जगति भव्याभावः प्रसज्यते ॥ ८१ ॥
मुक्तिमार्गव्यवच्छेदोऽप्येतच्च नेष्यते बुधैः ।
सन्तीति प्रतिपत्तव्यं ततोऽनादिनिगोदिनः ॥ ८२ ॥

---

અન્યત્ર કહ્યું છે કેઃ—

સામગ્રીના અભાવને લીધે જેમને વ્યવહારરાશિમાં પ્રવેશ થયો નથી એવા, મોક્ષસુખ ન દેખનારા ભવ્યો પણ અનન્ત છે. ૭૬.

ગતકાળમાં જેઓ કદાપિ સૂક્ષ્મનિગોદમાંથી બહાર આવ્યા નથી, પરંતુ ભવિષ્યમાં આવવાના–એવાઓની બીજી એટલે ‘ અનાદિસાંત ’ કાયસ્થિતિ છે. ૭૭.

આ સ્થિતિ પણ અનન્તપુદ્ગળપરાવર્ત જેટલી છે. કેમકે એઓનો ગયો એ કાળ અનન્ત છે, અને કેટલાકનો તો ભાવિકાળ પણ અનન્ત છે. ૭૮.

આ અનન્ત નિગોદોની જો અનાદિ સ્થિતિ ન હોય તો, વક્ષ્યમાણસ્વરૂપ વનસ્પતિકાયની સ્થિતિનો ક્ષય થયે સર્વ વનસ્પતિકાયો કાયપરાવર્તન કરતે છતે, વનસ્પતિઓના સર્વનાશનો અનભિષ્ટ પ્રસંગ ઉભો થાય છે. ૭૯–૮૦.

અને વળી ભવ્યજનો સર્વદા મોક્ષે જનારા હોવાથી જગતમાં તુરત જ ભવ્યપ્રાણીઓના અભાવનો પ્રસંગ ઉપસ્થિત થશે. તેમ મોક્ષમાર્ગ પણ બંધ થઇ જશે. પણ આ સર્વ બુદ્ધિમાન લોકો કબુલ કરતા નથી. માટે અનાદિ નિગોદી જીવો છે ખરા એમ સ્વીકારવું પડશે. ૮૧–૮૨.

इत्याद्यधिकं प्रज्ञापनाष्टादशपदवृत्तितोऽवसेयः ॥

पुनः प्राप्ता निगोदं येऽनुभूय व्यवहारिताम् ।
कायःस्थितिः स्यात्साद्यन्ता तेषां तां वच्मि मानतः ॥ ८३ ॥

उत्सर्पिण्यवसर्पिण्यः संख्यातीताः प्रकीर्तिताः ।
कालतः क्षेत्रतश्चास्याः स्थितेर्मानमथ ब्रुवे ॥ ८४ ॥

लोकाकाशमितासंख्यखंडानां प्रदेशकाः ।
एकैकस्यापहारेण ह्रियमाणाः क्षणे क्षणे ॥ ८५ ॥

यावद्भिः कालचक्रैः स्युर्निर्लेपा मूलतोऽपि हि ।
तावन्ति तानि स्यात्कायस्थितिरेषां तृतीयिका ॥८६॥ युग्मम् ॥

कालचक्राण्यसंख्यानि भवन्त्येतानि संख्यया ।
कालतो हि सूक्ष्मतरं क्षेत्रमाहुर्जिनेश्वराः ॥ ८७ ॥

यतोऽङ्गुलमिताकाशश्रेण्या अभ्रप्रदेशकाः ।
गण्यमानाः समानाः स्युरसंख्योत्सर्पिणीक्षणैः ॥ ८८ ॥

यदाहुः–सुहुमो य होइ कालो तत्तो सुहुमयरं हवइ खित्तम् ।
अंगुलसेढीमित्ते ओसप्पिणिओ असंखिज्जा ॥ ८९ ॥

આથી વિશેષ ખુલાસો પ્રજ્ઞાપનસૂત્રના અઢારમા પદની વૃત્તિથી જાણી લેવો.

વ્યવહાર જાણી લઈને પુનઃ જેઓ નિગોદમાં જાય છે તેઓની કાયસ્થિતિ 'સાદિસાંત' છે. અને એનું માન ? એનું માન "કાળથી" અસંખ્યાત ઉત્સર્પિણી–અવસર્પિણી છે. ૮૩–૮૪.

હવે એનું 'ક્ષેત્રથી' માન હવે કહીએ છીએ. ૮૪.

લોકાકાશજેવડા અસંખ્ય આકાશખંડના પ્રદેશો છે તેમાંથી પ્રત્યેક ક્ષણે અકેક પ્રદેશ લઈ લેવા મંડીએ તો 'જેટલા કાળચક્રો સુધીમાં એ પ્રદેશ મૂળમાંથી ઉખડી જાય તેટલા કાળચક્ર એ કાયસ્થિતિ રહે. એ કાયસ્થિતિ ત્રીજી ( સાદિસાંત ) છે. ૮૫–૮૬.

આ કાળચક્રો અસંખ્ય છે. કેમકે જિનેશ્વરોએ ક્ષેત્રને કાળ કરતાં સૂક્ષ્મ કહ્યું છે. કેમકે અંગુલીપ્રમાણ આકાશશ્રેણીના આકાશપ્રદેશો ગણત્રીએ અસંખ્ય ઉત્સર્પિણીના ક્ષણો જેટલા થાય છે. ૮૭–૮૮.

અન્યત્ર કહ્યું છે કે:—

સૂક્ષ્મ કાળ કરતાં પણ વધારે સૂક્ષ્મ ક્ષેત્ર છે. તેથી આંગળીપ્રમાણ આકાશશ્રેણીમાં અસંખ્ય ઉત્સર્પિણીઓ થાય છે. ૮૯.

सूक्ष्मक्ष्माम्भोऽग्निमरुतां कालतः क्षेत्रतोऽपि च ।
स्यात्कायस्थितिरेषैव सूक्ष्मत्वेऽपि तथौघतः ॥ ९० ॥

एकेन्द्रियत्वात्तैरश्चासंज्ञित्वेषु प्रसंगतः ।
वनस्पतित्वे क्लीबत्वे कायस्थितिमथ ब्रुवे ॥ ९१ ॥

आवल्यसंख्यभागस्य यावन्तः समयाः खलु ।
स्युः पुद्गलपरावर्त्तस्तावन्तः कायसंस्थितिः ॥ ९२ ॥

सर्वेषामियमुत्कृष्टा कायस्थितिरुदाहृता ।
जघन्या तु भवेदन्तर्मुहूर्त्तमविशेषतः ॥ ९३ ॥

इति कायस्थितिः ॥ ८ ॥

तैजसं कार्मणं चौदारिकं चेति वपुस्त्रयम् ।
पृथ्व्यादिसूक्ष्मजीवानां प्रज्ञप्तं परमेष्ठिभिः ॥ ९४ ॥

निगोदानां त्वनन्तानामेकमौदारिकं वपुः ।
सर्वसाधारणं द्वे च परे प्रत्येकमीरिते ॥ ९५ ॥

इति देहाः ॥ ९ ॥

---

સૂક્ષ્મ પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય અને વાઉકાયની સ્થિતિ ‘ કાળથી ’ કે ‘ ક્ષેત્રથી ’ એટલી જ હોય; અને ઓઘથી લેતાં સૂક્ષ્મપણામાં પણ એટલી જ હોય. ૯૦.

અહીં પ્રસંગોપાત્ત ( ૧ ) એકેન્દ્રિયપણામાં, ( ૨ ) તિર્યંચપણામાં, (૩) અસંજ્ઞીપણામાં, ( ૪ ) વનસ્પતિપણામાં અને ( ૫ ) નપુંસકપણામાં કાયસ્થિતિ કેટલી હોય એ કહું છું. ૯૧.

‘આવળી’ ના અસંખ્યમા ભાગના જેટલા સમયો થાય તેટલા ‘પુદ્ગળપરાવર્ત’ જેટલી કાયસ્થિતિ હોય. એ સર્વેની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ જાણવી. જઘન્ય તો અન્તર્મુહૂર્ત્તની હોય છે. ૯૨–૯૩.

એટલું આઠમા દ્વાર ‘ કાયસ્થિતિ ’ વિષે.

પૃથ્વીકાય આદિ સૂક્ષ્મ જીવોનાં શરીરના ( ૧ ) તૈજસ, ( ૨ ) કાર્મણ અને ( ૩ ) ઔદારિક—એમ ત્રણ પ્રકાર કહ્યા છે. ૯૪.

અનન્ત નિગોદોનું સર્વસાધારણ એક ‘ ઔદારિક ’ શરીર કહ્યું છે, અને અન્ય પ્રત્યેકનાં બાકીનાં બે એટલે ‘ તૈજસ ’ અને ‘ કાર્મણ ’ શરીર કહ્યાં છે. ૯૫.

એટલું નવમા દ્વાર શરીર વિષે.

एकेन्द्रियाणां संस्थानं सर्वेषां हुंडमीरितम् ।
तत्राप्येष विशेषस्तु दृष्टो दृष्टजगत्त्रयैः ॥ ९६ ॥
मसूरचन्द्रसंस्थाना सूक्ष्मा क्षोणी द्विधापि हि ।
सूक्ष्माः स्तिबुकसंस्थाना आपः पापहरैः स्मृताः ॥ ९७ ॥
सूचीकलापसंस्थानं तेजो वायुर्ध्वजाकृतिः ।
सूक्ष्मो निगोदोऽनियतसंस्थानः परिकीर्तितः ॥ ९८ ॥

इति जीवाभिगमाभिप्रायः ॥

संग्रहणीवृत्तौ च—निगोदौदारिकदेहं स्तिबुकाकारमुक्तम् ॥

इति संस्थानम् ॥ १० ॥

अंगुलासंख्यांशमानं सूक्ष्मैकेन्द्रियदेहिनाम् ।
सामान्यतः शरीरं स्याद्विशेषतस्तु वक्ष्यते ॥ ९९ ॥

इति देहमानम् ॥ ११ ॥

कषायानां वेदनाया मृत्योश्चेति जिनैस्त्रयः ।
निरूपिताः समुद्घाताः सूक्ष्मैकाक्षशरीरिणाम् ॥ १०० ॥

સર્વ એકેન્દ્રિ જીવોનું 'હુંડક' સંસ્થાન કહ્યું છે. પણ તેમાં શ્રી જિનપ્રભુએ કંઇ વિશેષ એટલે તફાવત કહ્યો છે એ નીચે મુઝબ:—૯૬.

બેઉ પ્રકારના સૂક્ષ્મ પૃથ્વીકાય જીવ મસૂર અને ચંદ્રમાના આકારના છે, અને સૂક્ષ્મ અપ્કાય સ્તિબુકના આકારના છે. તેઉકાય સોયના સમૂહના આકારના અને વાઉકાય ધ્વજાના આકારના છે. સૂક્ષ્મ નિગોદનો આકાર અનિશ્ચિત છે. ૯૭–૯૮.

એ પ્રમાણે 'જીવાભિગમ' માં કહ્યું છે.

'સંગ્રહણી' ની વૃત્તિમાં તો નિગોદનો ઔદારિક દેહ સ્તિબુકની આકૃતિનો કહ્યો છે.

એટલું દશમા દ્વાર 'સંસ્થાન' વિષે.

સૂક્ષ્મ એકેન્દ્રિયોનું 'સાધારણતઃ' દેહમાન આંગળના અસંખ્યના ભાગ જેટલું હોય, 'વિશેષતઃ' આગળ ઉપર કહેશું. ૯૯.

એટલું અગ્યારમા દ્વાર 'દેહમાન' વિષે.

સૂક્ષ્મએકેન્દ્રિય જીવોને ( ૧ ) કષાયોનો, ( ૨ ) વેદનાનો અને ( ૩ ) મૃત્યુનો—એમ ત્રણ સમુદ્ઘાત કહ્યા છે. ૧૦૦.

इति समुद्घाताः ॥ १२ ॥

एकेन्द्रियेषु सर्वेषु विकलेन्द्रियकेषु च ।
संख्येयायुर्गर्भजेषु तिर्यक्पंचेन्द्रियेष्वपि ॥ १०१ ॥
तादृशेष्वेव मर्त्येषु तेषु संमुर्छिमेषु च ।
एते विपद्योत्पद्यन्ते सूक्ष्मा दशविधा अपि ॥ १०२ ॥ युग्मम् ॥
तेजोऽनिलौ तु नवरं नोत्पद्येते स्वभावतः ।
मनुष्येष्विति गच्छन्ति ते पूर्वोक्तेषु तान्विना ॥ १०३ ॥

इति गतिः ॥ १३ ॥

उत्पद्यन्ते च पूर्वोक्ताः सूक्ष्मैकाक्षेषु तेऽखिलाः ।
स्वस्वकर्मानुभावेन गरिष्टेन वशीकृताः ॥ १०४ ॥
नारका निर्जरास्तिर्यग्नराश्चासंख्यजीविनः ।
नैषां सूक्ष्मेषु गमनं न चाप्यागमनं ततः ॥ १०५ ॥
गतिष्वेवं चतसृषु संक्षेपात्ते विवक्षिताः ।
द्विगतयो द्व्यागतयो भवन्ति सूक्ष्मदेहिनः ॥ १०६ ॥

એટલું બારમા દ્વાર ' સમુદ્દ્ઘાત વિષે. '

આ દશે પ્રકારના સૂક્ષ્મ જીવો મૃત્યુ પામે ત્યારે સર્વ એકેન્દ્રિયોને વિષે, વિકલેન્દ્રિયોને વિષે, સંખ્યાત આયુષ્યવાળા અને ગર્ભજ એવા પંચેન્દ્રિતિર્યંચોને વિષે, એવાજ મનુષ્યોને વિષે તેમ સંમુર્છિમ મનુષ્યોને વિષે ઉત્પન્ન થાય છે. તફાવત એટલો કે તેઉકાય અને વાયકાય સ્વાભાવિક રીતે મનુષ્યોને વિષે ઉત્પન્ન થતા નથી એટલે એઓ મનુષ્ય શિવાયની પૂર્વોક્ત ગતિમાં જાય છે. ૧૦૧–૧૦૩.

એટલું તેરમા દ્વાર ' ગતિ ' વિષે.

ઉપર કહ્યા એ સર્વે જીવો પોતપોતાના ભારે કર્મના અનુભાવને વશે સૂક્ષ્મ એકેન્દ્રિયોમાં ઉત્પન્ન થાય છે. ૧૦૪.

નારકીઓ, દેવો તથા અસંખ્યાત આયુષ્યવાળા તિર્યંચ અને મનુષ્યો—આટલા 'સૂક્ષ્મો'મે વિષે ' ગમન કરતા નથી તેમ ત્યાંથી આવતા પણ નથી. ૧૦૫.

જેમની ચારે ગતિનું સ્વરૂપ આ પ્રમાણે સંક્ષેપમાં સમજાવ્યું એવા આ સૂક્ષ્મ જીવોને બે ' ગતિ ' અને બે ' આગતિ ' થાય છે. ૧૦૬.

तेजोऽनिलौ तु नृभवे नोत्पद्येते स्वभावतः ।
ततस्त एकगतयः प्रोक्ता द्व्यागतयोऽपि च ॥ १०७ ॥

सूक्ष्मेषु पृथ्वीसलिलतेजोऽनिलेषु जन्तवः ।
उत्पद्यन्ते च्यवन्ते च असंख्येया निरन्तरम् ॥ १०८ ॥

वनस्पतौ त्वनन्तानामुत्पत्तिविलयौ सदा ।
स्वस्थानतः परस्थानात्त्वसंख्यानां गमागमौ ॥ १०९ ॥

एकस्यापि निगोदस्यासंख्यांशोऽनन्तजीवकः ।
जायते म्रियते शश्वत् किं पुनः सर्वमीलने ॥ ११० ॥

तथाहि । विवक्षितनिगोदस्य विवक्षितक्षणे यथा ।
असंख्येयतमो भाग एक उद्वर्त्तते ध्रुवम् ॥ १११ ॥

उत्पद्यतेऽन्यस्तथैव द्वितीयसमयेऽपि हि ।
एक उद्वर्त्तते संख्यभाग उत्पद्यतेऽपरः ॥ ११२ ॥

[illegible]तोपपातावित्येवं स्यातां प्रतिक्षणम् ।
यथैकस्य निगोदस्यासंख्यभागस्य सर्वदा ॥ ११३ ॥

તેઉકાય અને વાઉકાય સ્વાભાવિકપણે જ મનુષ્યોને વિષે ઉત્પન્ન થતા નથી. તેથી એમને ગતિ એક અને આગતિ બે કહી છે. ૧૦૭.

વળી સૂક્ષ્મ પૃથિવી-અપ-તેજ-અને-વાયુ-કાયને વિષે અસંખ્ય જીવો નિરન્તર ઉત્પન્ન થાય છે અને ચ્યવે છે. ૧૦૮.

વનસ્પતિને વિષે તો સદા 'સ્વસ્થાન'ની અપેક્ષાએ, **અનન્ત** જીવોના ઉત્પત્તિ અને વિલય થયા કરે છે. અને 'પરસ્થાન'ની અપેક્ષાએ **અસંખ્ય** જીવોનું ગમનાગમન થયા કરે છે. ૧૦૯.

એકલા એક નિગોદનો અનન્તજીવોવાળો અસંખ્યમો ભાગ શશ્વત્ ઉત્પન્ન થાય છે અને વિલય પામે છે, ત્યારે બધા નિગોદો એકઠા થાય તો તો પછી વાત જ શી ? ૧૧૦.

તે આ પ્રમાણે: અમુક ક્ષણમાં અમુક નિગોદનો એક અસંખ્યમો ભાગ વિનષ્ટ થાય છે અને એક અસંખ્યમો ભાગ ઉત્પન્ન થાય છે, તેવી જ રીતે બીજે ક્ષણે પણ એક અસંખ્યમો ભાગ વિનષ્ટ થાય છે અને બીજો ઉત્પન્ન થાય છે. ૧૧૧-૧૧૨.

અને એ પ્રમાણે સર્વદા પ્રત્યેક ક્ષણે નિગોદના એક અસંખ્યમા ભાગનો વિનાશ અને

तथैवान्यनिगोदानामपि त्रैलोक्यवर्त्तिनाम् ।
उद्वर्त्तनोपपातौ स्तोऽसंख्यांशस्य पृथक् प्रथक् ॥ ११४ ॥

उद्वर्त्तनोपपाताभ्यां भवद्भ्यामित्यनुक्षणम् ।
परावर्त्तन्ते निगोदा अन्तर्मुहूर्त्तमात्रतः ॥ ११५ ॥

जायमानैर्म्रियमाणैरन्तर्मुहूर्त्तजीविभिः ।
निगोदिभिर्नवनवैः स्युः शून्यास्तु मनाग् न ते ॥ ११६ ॥

तथोक्तं— एगो असंखभागो वट्टइ उवट्टणोववायंमि ।
एगनिगोए निच्चं एवं सेसेसु विसएवम् ॥ ११७ ॥

अंतोमुहुत्तमित्ता ठिइ निगोआण जं विनिद्दिट्ठा ।
पल्लट्टंति निगोआ तम्हा अंतोमुहूत्तेणं ॥ ११८ ॥

एषामुत्पत्तिमरणे विरहस्तु न विद्यते ।
यज्जायन्ते म्रियन्ते चासंख्यानन्ता निरन्तरम् ॥ ११९ ॥

इति आगतिः ॥ १४ ॥

---

ઉત્પત્તિ થયા કરે, તેવી જ રીતે ત્રણે લોકમાં વર્તતા અન્ય નિગોદના અસંખ્યમા અંશના પૃથક્ પૃથક્ ઉત્પત્તિ અને વિનાશ થયા કરે છે. ૧૧૩–૧૧૪.

એવી રીતે પ્રત્યેક ક્ષણે ઉત્પત્તિ અને વિનાશ થતો રહેતો હોવાથી અન્તર્મુહૂર્ત્તમાં જ નિગોદનું પરાવર્તન થાય છે. ૧૧૫.

આમ ફક્ત અન્તર્મુહૂર્ત્ત સુધી જીવનારા નવા નવા નિગોદના જીવો જો કે ઉત્પન્ન થાય છે અને મૃત્યુ પામે છે તોપણ તે નિગોદો લેશમાત્ર ઉણા થતા નથી. ૧૧૬.

એ સંબંધમાં અન્યત્ર કહ્યું છે કે:—

એક નિગોદનો એક અસંખ્યમો ભાગ નિરન્તર જેમ વિનષ્ટ અને ઉત્પન્ન થતો રહ્યો છે તેમ અન્ય નિગોદોમાં પણ સમજવું. નિગોદનો સ્થિતિકાળ અન્તર્મુહૂર્ત્ત છે અને તે નિગોદો અન્તર્મુહૂર્ત્તમાં પલટાઇ પણ જાય છે. ૧૧૭–૧૧૮.

એ નિગોદના જીવોનાં ઉત્પત્તિ અને મરણ બેઉ છે, છતાં એઓનો વિરહ થતો નથી કેમકે એઓ અસંખ્ય અને અનન્તપ્રમાણમાં ઉત્પન્ન થાય છે અને મૃત્યુપામે છે. ૧૧૯.

એટલું ચૌદમા દ્વાર ‘ આગતિ ’ વિષે.

अनन्तराप्तिः समये सिद्धिर्बादरवद्बुधैः ।
ज्ञेयैषां प्राच्यशास्त्रेषु विभागेनाविवक्षणात् ॥ १२० ॥

इति द्वारद्वयम् ॥ १५–१६ ॥

कृष्णा नीला च कापोती लेश्यात्रयमिदं भवेत् ।
सर्वेषां सूक्ष्मजीवानामित्युक्तं सूक्ष्मदर्शिभिः ॥ १२१ ॥

इति लेश्याः ॥ १७ ॥

निर्व्याघातं प्रतीत्यैषामाहारः षड्दिगुद्भवः ।
भवेद्व्याघातमाश्रित्य त्रिचतुष्पंचदिग्भवः ॥ १२२ ॥

इति आहारदिक् ॥ १८ ॥

न संहननमेतेषां सम्भवत्यस्थ्यभावतः ।
मतान्तरेण चैतेषां सेवार्त्तं तदुरीकृतम् ॥ १२३ ॥

इति संहननानि ॥ १९ ॥

सर्वे कषायाः संज्ञास्तु स्युश्चतस्रोऽथवा दश ।
इन्द्रियं चैकमाख्यातमेतेषां स्पर्शनेन्द्रियम् ॥ १२४ ॥

આ સૂક્ષ્મ જીવોનું પંદરમું દ્વાર 'અનન્તરાપ્તિ' અને સોળનું દ્વાર 'સમયેસિદ્ધિ' એ બેઉ, બાદરજીવોની જેવાં જ સમજી લેવાં. પ્રાચીન શાસ્ત્રોમાં એમનો જૂદો વિભાગ પાડ્યો નથી. ૧૨૦.

સત્તરમું દ્વાર લેશ્યા. આ સૂક્ષ્મ જીવોની લેશ્યા ત્રણ કહી છે અર્થાત્ એમને ત્રણ જ લેશ્યા હોય: ( ૧ ) કૃષ્ણ, નીલ અને કાપોતી. ૧૨૧.

હવે અઢારમું દ્વાર 'દિગાહાર:' આ જીવોને નિર્વ્યાઘાતની અપેક્ષાએ છ દિશાનો આહાર હોય; અને 'વ્યાઘાત' ની અપેક્ષાએ ત્રણ, ચાર અને પાંચ દિશાનો હોય. ૧૨૨.

હવે ઓગણીશમું દ્વાર સંહનન: આ સૂક્ષ્મ જીવો, એટલે એમને અસ્થિ હોય નહિં એટલે સંહનન પણ સંભવે નહિં. જો કે કેટલાકને મતે એમને 'સેવાર્ત્ત' ( છેવટું ) સંઘયણ છે. ૧૨૩.

આ સૂક્ષ્મ જીવોને કષાયો સઘળા હોય છે, સંજ્ઞા ચાર અથવા દશ હોય છે, અને ઇન્દ્રિય એક જ, 'સ્પર્શેન્દ્રિય' હોય છે. ( આમાં ત્રણ દ્વાર ૨૦–૨૧–૨૨ સાથે આવ્યાં ). ૧૨૪.

इति द्वारत्रयं ॥ २०–२१ ॥

भूतभाविभवद्भावस्वभावालोचनात्मिका ।
संज्ञा नैकेन्द्रियाणां स्यात्तदेतेऽसंज्ञिनः स्मृताः ॥ १२५ ॥

इति संज्ञिता ॥ २३ ॥

अमी जिनेश्वरैः क्लीबवेदा एव प्रकीर्त्तिताः ।
वेदस्त्वव्यक्तरूपः स्यादेषां संज्ञाकषायवत् ॥ १२६ ॥

इति वेदः ॥ २४ ॥

संक्लिष्टपरिणामत्वात्सर्वैकेन्द्रियदेहिनाम् ।
मिथ्यादृष्टय एवामी निर्दिष्टाः परमेष्टिभिः ॥ १२७ ॥

इति दृष्टिः ॥ २५ ॥

मत्यज्ञानश्रुताज्ञाने सूक्ष्मैकेन्द्रियदेहिनाम् ।
ते अप्यत्यन्तमल्पिष्टे शेषजीवव्यपेक्षया ॥ १२८ ॥

इति ज्ञानम् ॥ २६ ॥

चतुर्षु दर्शनेष्वेषामचक्षुर्दर्शनं भवेत् ।
उपयोगास्त्रयोऽज्ञानद्वयमेकं च दर्शनम् ॥ १२९ ॥
निराकारोपयोगाः स्युरचक्षुर्दर्शनाश्रयात् ।
द्व्यज्ञानतस्तु साकारोपयोगाः सूक्ष्मदेहिनः ॥ १३० ॥

આ સૂક્ષ્મ જીવોને ભૂત ભાવિ અને ભવિષ્યત્ પદાર્થોના સ્વભાવની આલોચનારૂપ સંજ્ઞા હોતી નથી એટલે એઓ 'અસંજ્ઞી' કહેવાય છે. ( એ ત્રેવીશમું દ્વાર ). ૧૨૫.

આ જીવોને જિનપ્રભુએ નપુંસક વેદીજ કહ્યા છે. સંજ્ઞા અને કષાયની પેઠે એમનો વેદ અપ્રકટ છે. ( એ ચોવીશમું દ્વાર ). ૧૨૬.

સર્વ એકેન્દ્રિય જીવોના પરિણામ સંક્લિષ્ટ હોય છે માટે એઓ બધા 'મિથ્યાદષ્ટિ' છે. ( આ પચવીશમું દ્વાર ). ૧૨૭.

આ જીવોને મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન એમ બે જ્ઞાન છે. અને તે પણ શેષ જીવોની અપેક્ષાએ અત્યન્ત અલ્પ છે. ( આ છવીશમું દ્વાર ). ૧૨૮.

ચાર દર્શનોમાંથી એમને ફક્ત ' અચક્ષુ ' દર્શન હોય છે. તેમજ બે અજ્ઞાન અને એક દર્શન એમ ત્રણ 'ઉપયોગો' હોય છે. આ દર્શનના આશ્રયથી સૂક્ષ્મ જીવોને 'નિરાકાર' ઉપયોગો હોય છે; અને બે ' અજ્ઞાન ' ના આશ્રયને લઇને એમને ' સાકાર ' ઉપયોગો હોય છે. ૧૨૯–૧૩૦.

इति द्वारद्वयम् ॥ २७–२८ ॥

आहारका सदाप्येते सर्वे विग्रहगतिं विना ।
तस्यां त्वनाहारका अप्येते त्रिचतुरान् क्षणान् ॥ १३१ ॥

एषामुत्पन्नमात्राणामोज आहार ईरितः ।
लोमाहारस्ततो द्वेधाप्यनाभोगज एव च ॥ १३२ ॥

सचित्तः स्यादचित्तःस्यादुभयात्मापि कर्हिचित् ।
आहारे चान्तरं नास्ति सदाहारार्थिनो ह्यमी ॥ १३३ ॥

तथोक्तं प्रज्ञापनायाम्—

पुढवीकाइयस्स णं भंते केवइ कालस्स आहारट्ठे समुप्पज्जइ ॥ गोअम। अणुसमयं अविरहिए । एवं जाव वणस्सइकाइया ॥ इति ॥

इति आहारकत्वम् ॥ २९ ॥

आद्यमेव गुणस्थानमेकं सूक्ष्मशरीरिणाम् ।
अनाभोगिकमिथ्यात्ववतामेषां निरूपितम् ॥ १३४ ॥

એટલું સત્યાવીશમા અને અઠ્યાવીશમા દ્વાર વિષે.

હવે આ સૂક્ષ્મ જીવોના ' આહાર ' વિષે:—

વિગ્રહગતિ વિના એઓ નિરન્તર આહારક હોય છે, અને વિગ્રહગતિમાં ત્રણ કે ચાર ક્ષણો આહારવિનાના પણ હોય છે. ૧૩૧.

ઉત્પન્ન થતાંની સાથે જ એમને ઓજઆહાર હોય છે, અને પછી લોમઆહાર હોય છે. અને એ બેઉ અનાભોગથી જ થાય છે. ૧૩૨.

એ આહાર સચિત્ત હોય, અચિત્ત હોય એમ મિશ્ર પણ હોય. વળી એમને આહારમાં કંઇ આંતરો નથી કેમકે એઓ સતતઆહારી છે. ૧૩૩.

એ સંબંધમાં પ્રજ્ઞાપનાસૂત્રમાં એમ કહ્યું છે કે:—

શ્રી ગૌતમ મહાવીર પ્રભુને પુછે છે—હે ભગવન્, પૃથ્વીકાય જીવો કેટલે કેટલે અન્તરે આહાર લે છે ? શ્રી વીર ઉત્તર આપે છે-—હે ગૌતમ, એઓ દરેક સમયે, બીલકુલ અન્તરવિના, સતત આહાર લીધા જ કરે છે. યાવત્ વનસ્પતિકાય સુધી પાંચે સ્થાવરના જીવોનું પણ એમ જ સમજવું. ( એ પ્રમાણે ૨૯ મું દ્વાર થયું ).

હવે ગુણસ્થાન વિષે.

સૂક્ષ્મશરીરીઓ સર્વે પહેલે ગુણસ્થાનકે જ છે. કેમકે એમને અનાભોગિક મિથ્યાત્વ છે. ( એ ત્રીશમું દ્વાર કહ્યું ). ૧૩૪.

इति गुणाः ॥ ३० ॥

दशानामपि सूक्ष्माणां त्रयो योगाः प्रकीर्तिताः ।
औदारिकस्तन्मिश्रश्च कार्मणश्चापि विग्रहे ॥ १३५ ॥

इति योगाः ॥ ३१ ॥

असंख्येयलोकमाननभःखंडप्रदेशकैः ।
तुल्याः सूक्ष्माग्निपृथ्व्यम्बुमरुतः किन्तु तत्र च ॥ १३६ ॥
लोकाकाशमिताः खंडा असंख्येया अपि क्रमात् ।
अग्न्यादिषु भूरिभूरितरभूरितमा मताः ॥ १३७ ॥ युग्मम् ॥
पर्याप्तापर्याप्तसूक्ष्मबादरानन्तकायिकाः ।
चत्वारोऽपि स्युरनन्तलोकाकाशांशसम्मिताः ॥ १३८ ॥

अयं भावः–लोकाकाशप्रदेशेषु निगोदसत्कजन्तुषु ।
प्रत्येकं स्थाप्यमानेषु पूर्यतेऽसावनन्तशः ॥ १३९ ॥

तत्रापि बादरसाधारणेभ्यः पर्याप्तेभ्यो भवन्ति हि ।
अपर्याप्ताबादरास्ते असंख्येयगुणाधिकाः ॥ १४० ॥
बादरापर्याप्तकेभ्यः सूक्ष्मापर्याप्तका इमे ।
असंख्येयगुणास्तेभ्यः सूक्ष्मपर्याप्तकास्तथा ॥ १४१ ॥

---

હવે એમના યોગ વિષે.

દશે પ્રકારના જીવોને ત્રણ કાયયોગ છે: (૧) ઔદારિક, (૨) મિશ્રઔદારિક અને (૩) કાર્મણ. ( એ એકત્રીશમું દ્વાર ). ૧૩૫.

હવે એમના માન વિષે.

સૂક્ષ્મ અગ્નિકાય–પૃથ્વીકાય–અપ્કાય અને વાઉકાય એ ચારે, લોકપ્રમાણ અસંખ્યઆકાશ-ખંડના પ્રદેશ જેટલા છે; પરન્તુ તેમાં લોકાકાશ જેવડા અસંખ્ય ખંડો છે તોયે અગ્નિકાય વગેરેમાં અનુક્રમે ઘણા, એથી પણ વધારે, અને વધારેમાં વધારે છે એમ કહ્યું છે. ૧૩૬–૧૩૭.

પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા સૂક્ષ્મ તથા બાદર અનન્તકાય એ ચારે અનન્ત લોકાકાશના પ્રદેશ જેટલા છે. એનો ભાવાર્થ એ કે લોકાકાશના પ્રત્યેક પ્રદેશમાં નિગોદના એકેક જંતુને જો સ્થાપવામાં આવે તો તે લોકાકાશ અનન્તવાર ભરાય. ૧૩૮–૧૩૯.

તેમાં પણ 'બાદર–સાધારણ–પર્યાપ્ત' કરતાં 'બાદર–અપર્યાપ્ત' અસંખ્યગણા છે. અને

**इति मानम् ॥ ३२ ॥**

**सूक्ष्मास्तेजस्कायिकाः स्युः स्तोकास्ततः क्रमात् ।**
**सूक्ष्मक्ष्माम्बुमरुतो विशेषाभ्यधिकाः स्मृताः ॥ १४२ ॥**
**असंख्येयलोकमाननभःखंडप्रदेशकैः ।**
**तुल्याः सर्वेऽप्यमी किन्तु यथोत्तराधिकाधिकाः ॥ १४३ ॥**
**असंख्येयगुणाः सूक्ष्मवायुभ्यः स्युर्निगोदकाः ।**
**असंख्येयप्रमाणत्वादेतेषां प्रतिगोलकम् ॥ १४४ ॥**
**तेभ्योऽनन्तगुणाः सूक्ष्माः स्युर्वनस्पतिकायिकाः ।**
**तेभ्यः सामान्यतः सूक्ष्मा विशेषाभ्यधिकाः स्मृताः ॥ १४५ ॥**
**स्वस्वजातिष्वपर्याप्तकेभ्योऽसंख्यगुणा मताः ।**
**पर्याप्तका यदेतेऽन्यापेक्षयाधिकजीविनः ॥ १४६ ॥**
**उत्पद्यन्ते तथैकैकापर्याप्तकस्य निश्रया ।**
**पर्याप्तका असंख्येयास्ततोऽमी बहवो मताः ॥ १४७ ॥**

આ 'બાદર–અપર્યાપ્ત' કરતાં સૂક્ષ્મ–અપર્યાપ્ત અસંખ્યગણા છે, અને એના કરતાં અસંખ્યગણા 'સૂક્ષ્મપર્યાપ્ત' છે. (એ પ્રમાણે બત્રીશમું દ્વાર). ૧૪૦–૧૪૧.

હવે એ સૂક્ષ્મજીવોના જઘન્ય અલ્પબહુત્વ વિષે.

સર્વથી અલ્પ સૂક્ષ્મ તેઉકાયના જીવ છે; અને તે કરતાં વિશેષ વિશેષ અધિક અનુક્રમે સૂક્ષ્મ પૃથ્વીકાય, અપ્કાય અને વાઉકાય છે. ૧૪૨.

વળી જોકે સઘળાઓ લોકપ્રમાણ–અસંખ્ય–આકાશખંડના પ્રદેશ તુલ્ય છે તોપણ એઓ ઉત્તરોત્તર અધિક અધિક છે. ૧૪૩.

વળી સૂક્ષ્મ વાયુકાયના જીવો કરતાં નિગોદના જીવો અસંખ્યગણા છે કેમકે એઓ ગોળેગોળે અસંખ્ય પ્રમાણમાં છે. વળી આ કરતાં પણ અનન્તગણા સૂક્ષ્મ વનસ્પતિકાયના જીવો છે. અને એ કરતાં પણ સામાન્યતઃ સઘળા સૂક્ષ્મો અધિક વિશેષ છે. ૧૪૪–૧૪૫.

પોતપોતાની જાતિમાં 'પર્યાપ્ત' જીવો 'અપર્યાપ્ત' કરતાં અસંખ્યગણા છે. કારણ કે એઓ બીજાઓની અપેક્ષાએ વધારે આયુષ્યવાળા છે. ૧૪૬.

અકેક 'અપર્યાપ્ત'ની નિશ્રાએ અસંખ્ય 'પર્યાપ્ત' ઉત્પન્ન થાય છે તેથી એઓ ઘણા છે એમ કહ્યું છે. ૧૪૭.

तथोक्तमाचारांगवृत्तौ—

सूक्ष्मा अपि पर्याप्तकापर्याप्तकभेदेन द्विधा एव । किन्तु अपर्याप्तकनिश्रया पर्याप्तकाः समुत्पद्यन्ते । यत्र च एकः अपर्याप्तकः तत्र नियमात् असंख्येयाः पर्याप्ताः स्युः । इति ॥

अत एवैकेन्द्रियाः स्युः सामान्यतो विवक्षिताः ।
पर्याप्ता एव भूयांसो जीवा अप्योघतस्तथा ॥ १४८ ॥

इति लघ्वी अल्पबहुता ॥ ३३ ॥

दिशामपेक्षया त्वल्पबहुतैषां न सम्भवेत् ।
अमी प्रायः सर्वलोकापन्नाः सर्वत्र यत्समाः ॥ १४९ ॥

तथोक्तं प्रज्ञापनावृत्तौ—

इदं हि अल्पबहुत्वं बादरानधिकृत्य द्रष्टव्यं न सूक्ष्मान् । सूक्ष्माणां सर्वलोकापन्नानां प्रायः सर्वत्र समत्वात् ॥

इति दिगपेक्षया अल्पबहुता ॥ ३४ ॥

આ સંબંધમાં આચારાંગસૂત્રની વૃત્તિમાં નીચે પ્રમાણે કહ્યું છે:—

' સૂક્ષ્મ ' પણ બે પ્રકારનાં છે ( ૧ ) પર્યાપ્ત અને ( ૨ ) અપર્યાપ્ત, પરન્તુ ' અપર્યાપ્ત ' ની નિશ્રાએ ' પર્યાપ્ત ' ઉત્પન્ન થાય છે; જ્યાં એક ' અપર્યાપ્ત ' હોય ત્યાં નિયમતઃ અસંખ્ય ' પર્યાપ્ત ' હોય.

એટલા માટે જ સામાન્યતઃ ' એકેન્દ્રિય પર્યાપ્ત ' ની વિવક્ષા કરી છે; અને ' ઓઘથી ' પણ ઘણા જીવો એવા કહ્યા છે. ( એ પ્રમાણે ૩૩ મું દ્વાર. ) ૧૪૮.

હવે એઓના દિગાશ્રી અલ્પબહુત્વ વિષે.

દિશાઓને અપેક્ષીને સૂક્ષ્મ જીવોનું ' અલ્પબહુત્વ ' સંભવતું નથી કેમકે એ પ્રાયઃ સર્વ લોકમાં વ્યાપ્ત છે અને સર્વત્ર સરખા છે. ૧૪૯.

પ્રજ્ઞાપનાસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કેઃ—

આ અલ્પબહુત્વ બાદર જીવોની અપેક્ષાએ જાણવું; સૂક્ષ્મની અપેક્ષાએ નહિં. કેમકે સૂક્ષ્મો સર્વલોકવ્યાપ્ત છે અને સર્વત્ર સરખા છે. ( એ પ્રમાણે ૩૪ મું દ્વાર ).

હવે આ સૂક્ષ્મ જીવોના અન્તર વિષે.

ओघतः सूक्ष्मजीवानामन्तरं यदि चिन्त्यते ।
अन्तर्मुहूर्तं सूक्ष्मत्वे जघन्यं कथितं जिनैः ॥ १५० ॥

यदुत्पद्य बादरेषु सूक्ष्मः संत्यज्य सूक्ष्मताम् ।
स्थित्वा तत्रान्तर्मुहूर्त्तं पुनः सूक्ष्मत्वमाप्नुयात् ॥ १५१ ॥

उत्कर्षतः कालचक्राण्यसंख्येयानि तानि च ।
निष्पाद्यान्यंगुलासंख्यांशस्य खांशमितैः क्षणैः ॥ १५२ ॥

अयं भावः–एकस्मिन्नंगुलासंख्यभागे येऽभ्रप्रदेशकाः ।
यावन्ति कालचक्राणि हृतैस्तैः स्युः प्रतिक्षणम् ॥ १५३ ॥

उत्कर्षतो बादरत्वे तावती वर्णिता स्थितिः ।
तां समाप्य पुनः सौक्ष्म्यप्राप्तौ युक्तमदोऽन्तरम् ॥१५४॥युग्मम्॥

सूक्ष्मक्ष्माम्भोऽग्निमरुतामिह प्रत्येकमन्तरम् ।
लघु स्यादन्तर्मुहूर्त्तमनन्ताद्धामितं गुरु ॥ १५५ ॥

तच्च सूक्ष्मक्ष्मादिजन्तोः सूक्ष्मस्थूलवनस्पतौ ।
गत्वा स्थित्वानन्तकालं सूक्ष्मक्ष्मादित्वमीयुषः ॥ १५६ ॥

સૂક્ષ્મ જીવોનું અન્તર જો 'ઓઘથી' વિચારીએ તો તે **જઘન્યતઃ** અન્તર્મુહૂર્ત્ત છે. કેમકે એ સૂક્ષ્મ પોતાનું સૂક્ષ્મત્વ ત્યજીને, 'બાદર' માં ઉત્પન્ન થઇ એમાં અન્તર્મુહૂર્ત્ત રહી પુનઃ સૂક્ષ્મત્વ પ્રાપ્ત કરે છે. ૧૫૦–૧૫૧.

પણ **ઉત્કૃષ્ટ** અન્તર તો, એક આંગળના અસંખ્યમા ભાગમા જેટલા આકાશપ્રદેશો રહેલા હોય તેટલા ક્ષણોથી બનેલા અસંખ્ય કાળચક્રોનું હોય. ૧૫૨.

એનો ભાવાર્થ આ પ્રમાણે:—આંગળના એક અસંખ્યમાં ભાગમાં જે આકાશપ્રદેશો હોય તેમાંથી પ્રત્યેક ક્ષણે અકેક અકેક લેતાં જેટલાં કાળચક્રો થાય તેટલી બાદરપણામાં ઉત્કૃષ્ટ સ્થિતિ કહી છે અને એને પૂર્ણ કરીને પુનઃ સૂક્ષ્મત્વ પામતાં એટલું ( ૧૫૨ મા શ્લોકમાં કહ્યું એટલું ) ઉત્કૃષ્ટ અંતર ( છેટું ) પડે એ યુકત છે. ૧૫૩–૧૫૪.

સૂક્ષ્મ પૃથ્વીકાય–અપ્કાય–તેઉકાય અને વાઉકાય–એમાંના પ્રત્યેકનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્તનું હોય, અને ઉત્કૃષ્ટ અન્તર અનન્તકાળ જેટલું હોય. ૧૫૫.

અને એ અંતર, સૂક્ષ્મ પૃથ્વીકાય આદિ જંતુ, સૂક્ષ્મ સ્થૂળ વનસ્પતિકાયપણું પામીને અને ત્યાં અનન્તકાળ રહીને પુનઃ સૂક્ષ્મ પૃથ્વીકાયત્વ આદિ પામે તેનું છે. ૧૫૬.

वनस्पतेश्च सूक्ष्मस्यान्तरमुत्कर्षतो भवेत् ।
कालचक्राण्यसंख्यलोकमानानि पूर्ववत् ॥ १५७ ॥

तच्च सूक्ष्मक्ष्मादितयोत्पद्य सूक्ष्मवनस्पतेः ।
स्थित्वोक्तकालं पुनरप्युत्पन्नस्य वनस्पतौ ॥ १५८ ॥

न सम्भवति चैतेषामनन्तकालमन्तरम् ।
विना वनस्पतीन् कुत्राप्यनन्तस्थित्यभावतः ॥ १५९ ॥

जघन्यमन्तरं त्वेषामन्तर्मुहूर्त्तमीरितम् ।
क्ष्मादिष्वन्तर्मुहूर्त्तं तत् स्थित्वोत्पत्तौ भवेदिह ॥ १६० ॥

इति अन्तरम् ॥ ३५ ॥

प्रायो भवसंवेधो महाल्पबहुता त्वनेकजीवानाम् ।
वक्तव्ये इत्युभयं वक्ष्ये जीवप्रकरणान्ते ॥ १६१ ॥

वर्णिताः किमपि सूक्ष्मदेहिनः सूक्ष्मदर्शिवचनानुसारतः ।
यत्तु नेह कथितं विशेषतः तद् बहुश्रुतगिरावसीयताम् ॥१६२॥

---

વળી સૂક્ષ્મ વનસ્પતિકાયનું ઉત્કૃષ્ટ અન્તર પૂર્વવત્ અસંખ્યલોકપ્રમાણુ કાળચક્રો જેટલું છે. ૧૫૭.

અને એ અન્તર, સૂક્ષ્મ વનસ્પતિકાયનો જીવ, સૂક્ષ્મ પૃથ્વીકાયત્વ વગેરે પામીને અને ત્યાં પૂર્વોક્ત કાળ સુધી રહીને પુનઃ પોતાનું મૂળ વનસ્પતિકાયત્વ પામે—એનું છે. ૧૫૮.

એઓનું અન્તર અનન્તકાળ જેટલું હોય એમ સંભવી શકતું નથી. કારણકે વનસ્પતિકાયત્વ વિના અન્ય કોઇ ભવમાં અનન્ત સ્થિતિનો સદ્ભાવ નથી. ૧૫૯.

એઓનું અન્તર જઘન્યપણે અન્તર્મુહૂર્ત્તનું છે. અને એ અન્તર, પૃથ્વીકાયત્વ આદિ પ્રાપ્ત કરી એમાં અન્તર્મુહૂર્ત્ત સુધી રહી પુનઃ પોતાના મૂળભવમાં આવે-એનું છે. ૧૬૦.

આ પ્રમાણે સૂક્ષ્મ જીવોના 'અન્તર' વિષે સમજણ છે.

હવે રહ્યું એમના 'ભવસંવેધ' અને 'મહા અલ્પબહુત્વ' વિષે વિવેચન. પણ એ બેઉ દ્વાર વિષે અનેક જીવોના સંબંધમાં કહેવાનું છે. એટલે એ બાબત જીવપ્રકરણને અન્તે કહેશું. ૧૬૧.

આ પ્રમાણે સૂક્ષ્મજીવોનું સૂક્ષ્મદર્શીપુરૂષોના વચનોને અનુસારે કંઈક વર્ણન કર્યું છે. જે અહિં ઓછું કહેવાયું હોય તે વિશેષ જાણવાની જેમને ઇચ્છા હોય એમણે એ બહુશ્રુતના વચનોથી જાણી લેવું. ૧૬૨.

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्वप्रदीपोपमे
सर्गो निर्गलितार्थसार्थसुभगः पूर्णश्चतुर्थः सुखम् ॥ १६३ ॥

इति चतुर्थः सर्गः ॥



અખિલ જગતમાં આશ્ચર્યકારી છે કીર્તિ જેમની એવા શ્રીકીર્તિવિજય ઉપાધ્યાયના અન્તેવાસી, અને માતા રાજશ્રી તથા પિતા તેજપાળ—ના સુપુત્ર શ્રીવિનયવિજયઉપાધ્યાયે જગતમાંના નિશ્ચિત તત્વોને દીપકની પેઠે પ્રકટ કરનાર આ ગ્રંથ રચ્યો છે તેનો આ, અંદરથી નીતરતા સારને લીધે સુભગ એવો, ચતુર્થ સર્ગ નિર્વિઘ્ને સંપૂર્ણ થયો.

ચોથો સર્ગ સમાપ્ત.



## अथ पंचमः सर्गः ।

वर्ण्यन्तेऽथ क्रमप्राप्ता बादरैकेन्द्रियांगिनः ।
ते च षोढा पृथिव्यम्बुतेजोऽनिलास्तथा द्रुमाः ॥ १ ॥
प्रत्येकाः साधारणाश्च षडप्येते द्विधा मताः ।
पर्याप्ता पर्याप्तभेदादेवं द्वादश बादराः ॥ २ ॥
बादराख्यनामकर्मोदयाद्ये स्थूलतां गताः ।
चर्मचक्षुर्दृश्यमाना बादरास्ते प्रकीर्त्तिताः ॥ ३ ॥
तत्र च अपर्याप्तास्त्वविस्पष्टवर्णाद्या अल्पजीवनात् ।
पर्याप्तानां च वर्णादिभेदैर्भेदाः सहस्रशः॥ ४ ॥
बादरा पृथिवी द्वेधा मृदुरेका खरापरा ।
भेदाः सप्त मृदोस्तत्र वर्णभेदविशेषजाः ॥ ५ ॥

---

## સર્ગ પાંચમો.

આની અગાઉના ચોથા સર્ગમાં **સૂક્ષ્મ** એકેન્દ્રિય જીવોનું વર્ણન કર્યું–હવે એ પછી ક્રમવાર આવતા **બાદર** એકેન્દ્રિય જીવોનું વર્ણન કરવામાં આવે છે.

એ બાદર એકેન્દ્રિય જીવો છ પ્રકારના છે: ( ૧ ) પૃથ્વી, (૨) અપ્ ( જળ ). ( ૩ ) તેઉ ( અગ્નિ ), ( ૪ ) વાઉ ( વાયુ ) ( ૫ ) પ્રત્યેક વનસ્પતિ અને ( ૬ ) સાધારણ વનસ્પતિ. એ છ યે પુનઃ 'પર્યાપ્ત' અને 'અપર્યાપ્ત' એમ બે પ્રકારના છે એટલે એ પ્રમાણે બાર પ્રકારના બાદર એકેન્દ્રિય થયા. ૧--૨

બાદરનામકર્મના ઉદયને લીધે સ્થૂલપણું પામેલા હોઈ ચર્મચક્ષુવડે દેખાય છે એમનું નામ 'બાદર'. ૩.

અલ્પજીવી હોવાથી જેમના વર્ણ વગેરે સ્પષ્ટપણે દેખાતા નથી એઓ 'અપર્યાપ્ત બાદર' કહેવાય છે. 'પર્યાપ્તબાદર' ના તો, વર્ણવગેરેમાં ભિન્નતા હોવાથી હજારો ભેદો છે. ૪.

બાદર પૃથ્વી, ( ૧ ) કોમળ અને ( ૨ ) કર્કશ–એમ બે પ્રકારની છે. કોમળ પૃથ્વી વળી જૂદા જૂદા રંગની છે. એ પ્રમાણે એના, જેટલા રંગ તેટલા, અર્થાત્ સાત ભેદ પડે છે. ૫.

कृष्णा नीलारुणा पीता शुक्लेति पंच मृद्भिदः।
षष्ठी देशविशेषोत्था मृत्स्ना पांडुरिति श्रुता ॥ ६ ॥

नद्यादिपूरापगमे देशे तत्रातिपिच्छिले।
मृदुश्लक्ष्णा पंकरूपा सप्तमी पनकाभिधा ॥ ७ ॥ युग्मम् ॥

इत्यर्थतः प्रज्ञापनावृत्तौ ॥

उत्तराध्ययनवृत्तौ तु—

पांडुत्ति ॥ पांडु पांडुरा इषत्शुक्लत्ववती इत्यर्थः। इति वर्णभेदेन षड्विधत्वं उक्तम्। इह च पांडुरग्रहणं कृष्णादिभेदानामपि स्वस्थाने भेदान्तरसम्भवसूचकम्। पनकः अत्यन्तसूक्ष्मरजोरूपः स एव मृत्तिका पनकमृत्तिका। पनकस्य च नभसि विवर्त्तमानस्य लोके पृथ्वीत्वेन रूढत्वात् भेदेन उपादानम् ॥ इत्यादि उक्तम् ॥

चत्वारिंशत् खरायाश्च भेदाः प्रज्ञापिताः क्षितेः।
अष्टादश मणीभेदास्तथा द्वाविंशतिः परे ॥ ८ ॥

એ સાત ભેદ આ પ્રમાણે: ( ૧ ) કાળી, ( ૨ ) લીલી, ( ૩ ) પીળી, ( ૪ ) રાતી, (૫) શ્વેત, ( ૬ ) કોઈ કોઇ દેશમાં થાય છે એવી પાંડુ રંગની અને ( ૭ ) નદી વગેરેનું પૂર ઉતરી જવાથી અત્યન્ત ભેજવાળો પ્રદેશ થયો હોય એની કોમળ, ચીકણી, પંકરૂપ, 'પનક' નામની. ૬–૭.

એવા ભાવાર્થનું પન્નવણા સૂત્રની વૃત્તિમાં કહ્યું છે.

ઉત્તરાધ્યયનની વૃત્તિમાં તો એમ કહ્યું છે કે:—

પાંડુ એટલે પાંડુર અર્થાત્ કંઇક શ્વેત. પૃથ્વીના જૂદા જૂદા રંગને લઇને છ ભેદ કહ્યા છે. અહિં 'પાંડુર' કહેવાથી એમ સૂચન થાય છે કે 'કૃષ્ણ' વગેરે ભેદોને પણ પોતપોતાના સ્થાનમાં અન્ય ભેદનો સંભવ છે. 'પનક' એટલે અત્યન્ત સૂક્ષ્મ–રજરૂપ માટી–મૃત્તિકા. આકાશમાં વિખરાયલા 'પનક'નો, લોકોમાં 'પૃથ્વીત્વ' એવો રૂઢ અર્થ થઇ ગયેલો હોવાથી, એને પૃથ્વીનો એક ભેદ ગણ્યો છે. ઇત્યાદિ.

ખર એટલે કર્કશ–કઠણ પૃથ્વીના ચાળીશ ભેદ કહ્યા છે: અઢાર ભેદ 'મણિ'ના અને બાવીશ બીજા. ૮.

गोमेद्यकांकस्फटिकलोहिताक्षा हरिन्मणिः ।
षष्ठो मसारगल्लः स्यात्सप्तमो भुजमोचकः ॥ ९ ॥
इन्द्रनीलश्चन्दनश्च गैरिको हंसगर्भकः ।
सौगन्धिकश्च पुलकस्ततश्चन्द्रप्रभाभिधः ॥ १० ॥
वैडूर्यं जलकान्तश्च रुचकार्कोपलाविति ।
खरक्ष्माया एव भेदानन्यान् द्वाविंशतिं ब्रुवे ॥ ११ ॥
भूर्नदीतटभित्त्यादेः शर्करोपलकर्कराः ।
सिकताः सूक्ष्मकणिकाः उपला लघवोऽश्मकाः ॥ १२ ॥
शिला महान्तः क्षाराभूरूषो लवणमब्धिजम् ।
सुवर्णरूप्यताम्रायस्त्रपुसीसकधातवः ॥ १३ ॥
वज्रं च हरितालश्च हिंगुलश्च मनःशिला ।
प्रवालं पारदश्चापि सौवीराभिधमंजनम् ॥ १४ ॥
पटलं पुनरभ्राणां तथा तन्मिश्रवालुकाः ।
अन्येऽप्येवंविधा ग्राह्या जेयावण्णेतिवाक्यतः ॥ १५ ॥
इत्यर्थतः प्रज्ञापनावृत्तौ ॥

મણિના અઢાર ભેદ આ પ્રમાણેઃ—

(૧) ગોમેધ, (૨) કાંક, (૩) સ્ફટિક, (૪) લોહિતાક્ષ, (૫) નીલમ, (૬) મસારગલ્લ, (૭) ભુજમોચક, (૮) ઈન્દ્રનીલ, (૯) ચંદન. (૧૦) ગૈરિક (ગેરૂ), (૧૧) હંસગર્ભ, (૧૨) સૌગન્ધિક, (૧૩) પુલક, (૧૪) ચંદ્રપ્રભ, (૧૫) વૈડુર્ય, (૧૬) જલકાન્ત, (૧૭) રૂચક અને (૧૮) સૂર્યકાન્ત. ૯–૧૧.

બીજા બાવીશ ભેદ આ પ્રમાણેઃ–(૧) નદી કિનારાની દિવાલની માટી, (૨) મોટી વેણુ, (૩) સૂક્ષ્મ કણીરૂપ સિકતા–રેતી, (૪) ન્હાના ન્હાના પત્થર–ઉપલ, (૫) મ્હોટી શીલા, (૬) ઊસ એટલે ખારી જમીન, (૭) સમુદ્રનું લવણ, (૮) સુવર્ણ, (૯) રૂપું, (૧૦) ત્રાંબુ, (૧૧) લોહ, (૧૨) જસત, (૧૩) સીસું, (૧૪) વજ્ર, (૧૫) હરતાળ, (૧૬) હિંગુળ, (૧૭) મનઃશીલ, (૧૮) પ્રવાળ, (૧૯) પારદ, (૨૦) સૌવીર નામનુ અંજન (સુરમો) (૨૧) અભ્રકના પડ, અને (૨૨) અભ્રક મિશ્રિત રેતી. વળી પ્રજ્ઞાપના સૂત્રમાં '**जेयावण्णा**' એવું વાકય છે માટે એવા એવા બીજા ભેદો પણ સમજવા. ૧૨–૧૫.

એ પ્રમાણે (બાદર એકેન્દ્રિય) પૃથ્વીકાયના ભેદ કહ્યા.

इति पृथ्वीकायभेदाः ॥

जलभेदा जलं शुद्धं शीतमुष्णं स्वभावतः ।
क्षारमीषदतिक्षारमम्लमीषत्तथाधिकम् ॥ १६ ॥

हिमावश्यायकरका धूमरी क्ष्मान्तरिक्षजम् ।
क्ष्मामुद्भिद्य तृणाग्रस्थं नाम्ना हरतनूदकम् ॥ १७ ॥

घृतेक्षुवारुणीदुग्धोदकं तत्तद्रसाङ्कितम् ।
घनोदध्यादयश्चास्य भेदा येऽन्येऽपि तादृशाः ॥ १८ ॥

इति अप्कायभेदाः ॥

शुद्धाग्निरशनिर्ज्वाला स्फुलिंगांगारविद्युतः ।
अलातोल्कामुर्मुराख्या निर्घातकणकाभिधाः ॥ १९ ॥

काष्ठसंघर्षसम्भूतः सूर्यकान्तादिसम्भवः ।
वह्निभेदा अमी ग्राह्या ये चान्येऽपि तथाविधाः ॥ २० ॥

इति अग्निभेदाः ॥

હવે અપ્કાય (જળ) ના ભેદ:—

સ્વાભાવિક–કુદરતી (૧) શુદ્ધ, (૨) શીતળ, (૩) ઉષ્ણ, (૪) ખારૂં, (૫) થોડું ખારૂં, (૬) અતિ ખારૂં, (૭) ખાટું, (૮) થોડું ખાટું, (૯) અત્યન્ત ખાટું; વળી (૧૦) હિમનું પાણી, (૧૧) બરફ, (૧૨) કરા, (૧૩) ધુમસનું પાણી, (૧૪) અંતરિક્ષથી પડતું પાણી, (૧૫) પૃથ્વીને ભેદીને તૃણના અગ્રભાગપર રહેછે એ 'હરતનુ' નામનું જળ; વળી (૧૬) ઘીમાં રહેલું, (૧૭) મદિરામાં રહેલું અને (૧૮) દુધમાં રહેલું તે તે રસવાળું પાણી, (૧૯) ઘનોદધિ આદિક. વળી આ ભેદો જેવા અન્ય કોઇ ભેદો હોય તે. ૧૬–૧૮.

હવે તેઉકાય–અગ્નિ–ના ભેદ:—

(૧) શુદ્ધ અગ્નિ, (૨) વજ્રનો અગ્નિ, (૩) જ્વાલાગ્નિ, (૪) સ્ફુલિંગ, (૫) અંગારો, (૬) વિદ્યુત્, (૭) અલાત એટલે કોલસાનો અગ્નિ, (૮) ઉલ્કા, (૯) તણખા, (૧૦) નિર્ઘાતનો અગ્નિ, (૧૧) કણિઆનો અગ્નિ, (૧૨) કાષ્ટોના ઘર્ષણથી થયેલો અને (૧૩) સૂર્યકાન્ત વગેરેથી થયેલો. અને બીજા તેવા હોય તે. ૧૯–૨૦.

હવે વાઉકાય એટલે વાયુના ભેદ:—

प्राच्योदीच्यप्रतीचीनदाक्षिणात्या विदिग्भवाः ।
ऊर्ध्वाधःसम्भवा वाता उद्‌भ्रामोत्कलिकानिलाः ॥ २१ ॥

गुंजाझंझाख्यसंवर्ता वातो मंडलिकाभिधः ।
घनवातस्तनुवातस्तत्रोद्‌भ्रामोऽनवस्थितः ॥ २२ ॥

लहर्य इव पाथोधेर्वातस्योत्कलिकास्तु याः ।
रेणुकासु स्फुटव्यंग्यास्तद्वानुत्कलिकानिलः ॥ २३ ॥

गुंजन् सशब्दं यो वाति स गुंजावात उच्यते ।
झंझानिलो वृष्टियुक्तः स्याद्वा योऽत्यन्तनिष्ठुरः ॥ २४ ॥

आवर्त्तकस्तृणादीनां वायुः संवर्त्तकाभिधः ।
मंडलाकृतिरामूलात् मंडलीवात उच्यते ॥ २५ ॥

घनो घनपरीणामो धराद्याधार ईरितः ।
विरलः परिणामेन तनुवातस्ततोऽप्यधः ॥ २६ ॥

मन्दंमन्दं च यो वाति शीतः स्पर्शसुखावहः ।
स उच्यते शुद्धवात इत्याद्याः स्युर्मरुद्भिदः ॥ २७ ॥

इति वायुकायभेदाः ॥

---

પૂર્વનો વાયુ, ઉત્તરનો વાયુ, પશ્ચિમનો વાયુ, દક્ષિણનો વાયુ, વિદિશાનો વાયુ, ઉર્ધ્વ-વાયુ, અધોવાયુ, ઉદ્‌ભ્રામ વાયુ, ઉત્કલિક વાયુ, ગુંજાવાયુ, ઝંઝાવાયુ, સંવર્તવાયુ, મંડળિક વાયુ, ઘનવાયુ તથા તનુવાયુ—આટલા વાયુના પ્રકાર છે. ૨૧–૨૨.

'ઉદ્‌ભ્રામ' એટલે અનવસ્થિત રીતે વાતો હોય તે. સમુદ્રના મોઝાં જેવા વાયુના મોઝાંઓ જે રેતીમાં સ્પષ્ટ જણાય છે એવાં મોઝાંવાળો વાયુ તે 'ઉત્કલિક' વાયુ. સશબ્દ એટલે અવાજ કરતો ગુંજતો હોય એ 'ગુંજાવાત' કહેવાય છે. વળી મેઘની વૃષ્ટિ સહિત વાતો હોય અથવા અત્યન્ત આકરો હોય એ 'ઝંઝાવાત' કહેવાય છે. તૃણ આદિને ભમાડી ઉડાડનારો વાયુ—તે 'સંવર્ત્તક'. મૂળમાંથી જ ગોળ ફરતો વાતો હોય એ 'મંડળિક' વાયુ. ૨૩–૨૫.

ઘનપરિણામી અને પૃથ્વી આદિના આધારભૂત—એ 'ઘનવાયુ'. વળી ઘનવાયુથી પણ નીચે રહેલો વિરલપરિણામી વાયુ—એ 'તનુવાયુ.' ૨૬.

વળી જે મંદમંદ વાતો હોય, શીતળ હોય અને સુખાવહ હોય એ 'શુદ્ધ વાયુ' છે. ઇત્યાદિ. ૨૭.

क्रमप्राप्ता निरूप्यन्ते भेदा अथ वनस्पतेः ।
साधारणस्य प्रत्येकवपुषश्च यथाक्रमम् ॥ २८ ॥

स्थावराणां सात्मकत्वमनंगीकुर्वतः प्रति ।
आदौ वनस्पतिद्वारा स्पष्टं तदुपपाद्यते ॥ २९ ॥

पृथ्व्यादीनां सात्मकत्वे युक्तियुक्तेऽपि युक्तयः ।
वनस्पतेः सात्मकत्वे गम्याः स्थूलदृशामपि ॥ ३० ॥

दिग्मात्रेणात्र ता एव दर्श्यन्ते व्यक्तिपूर्वकम् ।
ततस्तदनुसारेण ज्ञेयान्येष्वपि चेतना ॥ ३१ ॥

मूले सिक्तेषु वृक्षेषु फलादिषु रसः स्फुटः ।
स चोच्छ्वासमन्तरेण कथमूर्ध्वं प्रसर्पति ॥ ३२ ॥

रसप्रसर्पणं स्पष्टं सत्युच्छ्वासेऽस्मदादिषु ।
तदभावे तदभावो दृष्टश्च मृतकादिषु ॥ ३३ ॥

अन्वयव्यतिरेकाभ्यां ततो रसप्रसर्पणम् ।
उच्छ्वासमाक्षिपति यत् व्याप्यं न व्यापकं विना ॥ ३४ ॥

---

હવે ક્રમવાર આવતા ' પ્રત્યેક ' અને ' સાધારણ ' વનસ્પતિના ભેદનું નિરૂપણ કરવામાં આવે છે. ૨૮.

જેઓ ' સ્થાવર ' ને જીવવાળા નથી ગણુતા એમને માટે પ્રથમ વનસ્પતિ દ્વારા તે વાત સ્પષ્ટપણે સમજાવી પ્રતિપાદન કરીએ. ૨૯.

પૃથ્વીકાય આદિને વિષે જીવ છે એ વાત સમજાવવામાં સારી યુક્તિ વાપરવી પડે છે. પણ વનસ્પતિનું જીવવત્ત્વ સિદ્ધ કરવામાં જે યુક્તિ લગાડવામાં આવેછે એ સ્થૂલદૃષ્ટિવાળાઓ પણ સમજી શકે એવી છે. એ યુક્તિઓનું કિંચિત્માત્ર, વ્યક્તિપૂર્વક દિગ્દર્શન કરાવીએ; પછી એને અનુસારે બીજા સ્થાવરોમાં પણ જીવવત્વ–ચેતના છે એની ખાત્રી થઇ જશે. ૩૦–૩૧.

વૃક્ષોના મૂળમાં જળસિંચન કર્યાથી એના ફળ વગેરેમાં રસ દેખાય છે એ સ્ફુટ છે. ત્યારે એ રસ, જો ઉચ્છવાસ ન હોય તો, ઉંચે ક્યાંથી પ્રસરે ? ૩૨.

આપણ–મનુષ્યોમાં પણ ઉચ્છવાસને લીધે જ સ્પષ્ટપણે રસનો પ્રસાર થાય છે. જુઓ કે મૃતક વગેરેમાં ઉછવાસના અભાવને લીધે રસનો પ્રસાર થતો નથી, ૩૩.

માટે અન્વય અને વ્યતિરેકથી, રસનું પ્રસર્પણ ઉચ્છ્વાસ સિદ્ધ કરે છે. કારણકે વ્યાપક વિના વ્યાપ્ય હોય નહિં. ૩૪.

उच्छ्वासश्चात्मनो धर्मो निर्विवादमिदं खलु ।
धर्मश्च धर्मिणं ब्रूते स्वाविनाभावतः स्फुटम् ॥ ३५ ॥

किं च दृश्यते दोहदोत्पत्तिर्द्रूणामपि नृणामिव ।
यत्तत्प्राप्य फलन्त्येते हृष्टाः शुष्यन्ति चान्यथा ॥ ३६ ॥

दोहदश्चात्मनो धर्मः कथं नात्मानमाक्षिपेत् ।
इच्छारूपो दोहदो हि चेच्छावन्तं विना भवेत् ॥ ३७ ॥

संज्ञा नियतसंकोचविकासप्रमुखा अपि ।
संज्ञिनं कथमात्मानं न ज्ञापयन्ति युक्तिभिः ॥ ३८ ॥

यद्वा तारतम्यमेवं द्रुमेष्वपि नरेष्विव ।
केऽप्येरंडादिवन्नीचाः केऽप्याम्रादिवदुत्तमाः ॥ ३९ ॥

उत्कटाः कंटकैः केचित् केचिदत्यन्तकोमलाः ।
कुटिलाः केऽपि सरलाः कुब्जा दीर्घाश्च केचन ॥ ४० ॥

सद्वर्णगन्धरसस्पर्शाः केचित्ततोऽन्यथा ।
सविषा निर्विषाः केऽपि सफला निष्फलाः परे ॥ ४१ ॥

વળી ઉચ્છવાસ છે એ આત્માનો ધર્મ છે એ વાત પણ નિર્વિવાદ છે. અને ધર્મ છે–એજ કહી આપે છે કે કોઇ ધર્મી હોવો જ જોઇએ. કારણકે 'ધર્મી' વિના 'ધર્મ' એકલો રહી શકે નહિં. ૩૫.

વળી વૃક્ષોને પણ મનુષ્યોની પેઠે દોહદ થતા દેખાય છે. કેમકે એ દોહદ પૂરાય છે ત્યારે જ એઓ વર્ષિત થઇ ફળે છે, અન્યથા સુકાઇ જાયછે. ૩૬.

અને આ દોહદ આત્માનો ધર્મ છે માટે એ (દોહદ) આત્મા–ચૈતન્યનો સદ્ભાવ કોણ કહે છે કે, નથી સિદ્ધ કરતો ? ઇચ્છારૂપ દોહદ ઇચ્છાવંત વિના ક્યાંય દીઠો–સાંભળ્યો છે ? ૩૭.

વળી વૃક્ષોને સંકોચ, વિકાસ વગેરે નિયત સંજ્ઞાઓ પણ છે. એ સંજ્ઞાઓ પણ યુક્તિ-પૂર્વક કોઈ આત્મા જેવો સંજ્ઞી જણાવતી વર્તાતી નથી ? ૩૮.

વળી બીજુ મનુષ્યોમાં છે તેવું વૃક્ષોમાં પણ તારતમ્ય છે. જુઓ કે–કેટલાંક વૃક્ષો એરંડા વગેરેની જેમ કનિષ્ટ છે તો કેટલાંક આમ્ર વગેરેની જેમ ઉત્તમ છે. કેટલાંક કાંટાવાળાં છે તો કેટલાંક અત્યન્ત કોમળ છે. કેટલાંક કુટિલ છે તો કેટલાં સરલ છે. કેટલાંક કુબ્જ તો બીજા દીર્ઘ છે. કેટલાકનાં વર્ણગંધરસસ્પર્શ મનોહર છે તો બીજાનાં એ એથી ઉલટાં છે. કેટલાંક વિષ જેવાં છે તો અન્ય નિર્વિષ–મિષ્ટ છે. કેટલાંક ફળેછે તો બીજાંને ફાલ આવતો જ નથી.

जाताः केचिदवकरे सूद्यानादौ च केचन ।
केचिच्चिरायुषः शस्त्राद्यैः केचित्क्षिप्रमृत्यवः ॥ ४२ ॥

विना कर्माणि नानात्वमिदं युक्तिसहं कथम् ।
विना कारणनानात्वं कार्ये तद्धि न सम्भवेत् ॥ ४३ ॥

कर्माणि च कार्यतयात्मानं कर्त्तारमेव हि ।
आक्षिपन्त्यविनाभूताः कुलालं कलशा इव ॥ ४४ ॥

वनस्पतेः सात्मकत्वं स्फुटमेव प्रतीयते ।
जन्यादिधर्मोपेतत्वात् मनुष्यादिशरीरवत् ॥ ४५ ॥

अनुमानं पुरस्कृत्य साधयत्यागमोऽपि च ।
वनस्पतेः सचैतन्यमाचारांगे यथोदितम् ॥ ४६ ॥

इमंपि जाइधम्मयं एयंपि जाइधम्मयं । इमंपि वुड्ढिधम्मयं एयंपि वुड्ढिधम्मयं । इमंपि चित्तमंतयं एयंपि चित्तमंतयं । इमंपि छिन्नं मिलायइ, एयंपि छिन्नं मिलायइ । इमंपि आहारगं एयंपि आहारगं । इमंपि अणिच्चयं एयंपि अणिच्चयं । इमंपि असासयं एयंपि असासयं । इमंपि

---

કેટલાંકનું ઉત્પત્તિસ્થાન ઉકરડો છે તો બીજાનું સુંદર ઉદ્યાન વગેરે છે. કેટલાંક દીર્ઘાયુષી તો કેટલાંક શસ્ત્રાદિકથી તુર્ત કપાઈ પડી જાય છે. ૩૯–૪૨.

આવું વિવિધપણું કર્મોના સદ્‌ભાવ વિના કેમ બને ? નાના પ્રકારના કારણ વિના આવું આવું કાર્યમાં સંભવી શકતું નથી. ૪૩.

કર્મો પણ કાર્યરૂપ હોવાથી પોતાનો કોઇ કર્ત્તા છે જ એમ સૂચવી રહ્યાં છે; ઘડાઓ જેમ કર્ત્તા તરીકે કુલાલને સૂચવે છે એમ. ૪૪.

માટે વનસ્પતિમાં ચૈતન્ય છે એમ સ્ફુટ પ્રતીતિ થાય છે કેમકે એનામાં પણ મનુષ્ય વગેરેના શરીરની પેઠે જન્યાદિધર્મ વિદ્યમાન છે. ૪૫.

વળી આગમમાં પણ અનુમાનને આગળ કરીને વનસ્પતિનું ચેતનત્વ સિદ્ધ કરવામાં આવ્યું છે. ૪૬.

એ સંબંધમાં આચારાંગસૂત્રમાં કહ્યું છે કે:—

આનામાં ઉત્પત્તિધર્મ છે તેમ એનામાં પણ છે; આનામાં વૃદ્ધિધર્મ છે તેમ એનામાં પણ વૃદ્ધિધર્મ છે; આને ચિત્ત છે એમ એને પણ છે; આ જેમ છેદાયાથી મળી જાય છે તેમ એ પણ મળી જાય છે; આ આહારક છે તેમ એ પણ છે; આ અનિત્ય છે એમ એ પણ અનિત્ય છે; આ

चग्रोववइयं एयंपि चग्रोववइयं । इमंपि विपरिणामधम्मयं एयंपि विपरिणामधम्मयं । इत्यादि ॥ ( अत्रैकं इदंशब्दवाच्यं मनुष्यशरीरं । द्वितीयं च एतच्छब्दवाच्यं वनस्पतिशरीरम् । इत्यनयोः दृष्टान्तदार्ष्टान्तिकयोजना )

वनस्पतेः सचैतन्यमेवं सिद्धं नरांगवत् ।
ततोऽस्य योनिजातत्वमपि सिद्धं तदुच्यते ॥ ४७ ॥

तथाहि । बीजस्य द्विविधावस्था योन्यवस्था तथापरा ।
तन्मध्ये योन्यवस्था या सा चैवं परिभाव्यते ॥ ४८ ॥

जन्तूत्पत्तिक्षणे पूर्वजन्तुना स्याद्यदुज्झितम् ।
अत्यक्तयोन्यवस्थं च तद्बीजं योनिभूतकम् ॥ ४९ ॥

तत्र च जन्तूज्झितं निश्चयेनाधुना ज्ञातुं न शक्यते ।
ततोऽनतिशयी बीजं सचेतनमुतेतरत् ॥ ५० ॥

योनिभूतं व्यवहरेद्यावदध्वस्तयोनिकम् ।
ध्वस्तयोनि त्वजीवत्वादयोनिभूतमेव हि ॥ ५१ ॥

નશ્વર છે તેમ એ પણ નશ્વર છે; આને ચયોપચય છે તેમ એને પણ ચયોપચય છે; આનો વિપરીણામી ધર્મ છે તેમ એનો પણ છે. ઇત્યાદિ. ( અહિં જ્યાં જ્યાં 'આ' શબ્દ છે તે મનુષ્યશરીર વાચક લેવો, અને 'એ' શબ્દ છે એ વનસ્પતિકાયવાચક સમજવો એવી રીતે બેઉની દૃષ્ટાન્તદાર્ષ્ટાન્તરૂપ યોજના છે ).

એવી રીતે વનસ્પતિકાયનું મનુષ્યના શરીરની પેઠે સચેતનત્વ સિદ્ધ કર્યું. અને તેથી એ 'યોનિજ' છે એમ પણ સિદ્ધ થાય છે. ૪૭.

તે આ પ્રમાણે:—

બીજની બે પ્રકારની અવસ્થા છે: (૧) યોનિઅવસ્થા અને (૨) અયોનિઅવસ્થા. એમાં જે યોનિઅવસ્થા છે તે નીચે પ્રમાણે સમજવી—૪૮.

જન્તુની ઉત્પત્તિસમયે અત્યકતયોનિની અવસ્થાવાળું જે બીજ પૂર્વના જન્તુએ છોડયું હોય તે બીજ યોનિભૂત છે. ૪૯.

પણ (જન્તુએ છોડેલું) એ બીજ આ સમયે નિશ્ચયપૂર્વક જાણી શકાતું નથી. તેથી એ સચેતન છે કે અચેતન—એ કહી શકાતું નથી. ૫૦.

વળી જ્યાંસુધી યોનિનો ધ્વંસ થયો નથી ત્યાંસુધી એનો યોનિભૂત તરીકે વ્યવહાર

यन्नष्टेऽपि सजीवत्वे योनित्वं जातुचेद्भवेत् ।
परिभ्रष्टे तु योनित्वे सजीवत्वं न सम्भवेत् ॥ ५२ ॥

एवं च उत्पत्तिस्थानकं जन्तोर्यदविध्वस्तशक्तिकम् ।
सा योनिस्तत्र शक्तिस्तु जन्तूत्पादनयोग्यता ॥ ५३ ॥

तथोक्तं प्रज्ञापनावृत्तौ —

अथ योनिरिति किमभिधीयते । उच्यते । जन्तोः उत्पत्तिस्थानं अविध्वस्तशक्तिकं तत्रस्थजीवपरिणामनशक्तिसंपन्नम् । इति ॥

अत एव श्रुतेऽपि—

यवा यवयवाश्चापि गोधूमव्रीहिशालयः ।
धान्यानां श्रीजिनैरेषामुक्ता योनिस्त्रिवार्षिकी ॥ ५४ ॥

कलादमाषचपलतिलमुद्गमसूरकाः ।
तुलस्थतुवरीवृत्तचणका वल्लकास्तथा ।
प्रज्ञप्ता योनिरेतेषां श्रीजिनैः पंचवार्षिकी ॥ ५५ ॥ षट्पदी ॥

---

થાય છે, અને જ્યારે યોનિનો ધ્વંસ થાય છે ત્યારે તો એ અજીવ હોવાથી એ અયોનિભુત જ કહેવાય છે. ૫૧.

કેમકે સજીવત્વ નષ્ટ થયા છતાં પણ કદાચિત્ યોનિત્વ તો હોય, પણ યોનિત્વ નષ્ટ થયે છતે સજીવત્ત્વ સંભવે નહીં. ૫૨.

એમ હોવાથી; જેની શક્તિનો નાશ નથી થયો એવું જન્તુની ઉત્પત્તિનું જે સ્થાનક તે 'યોનિ' છે. અને તેમાં જન્તુ ઉત્પન્ન થવાની જે યોગ્યતા તે શક્તિ છે. ૫૩.

આ સંબંધમાં પન્નવણાસૂત્રની વૃત્તિમાં કહ્યુ છે કેઃ—

'યોનિ' કોને કહેવી ? જેમાંથી શક્તિનો નાશ નથી થયો એવું જન્તુનું ઉત્પત્તિસ્થાન–તે યોનિ. અને તે એમાં રહેલા જીવને પરિણુમાવવાની શક્તિએ કરીને સંપન્ન હોય છે.

એમ હોવાથી, સિદ્ધાન્તમાં પણ

યવ, યવયવ, ગોધુમ, ચોખા અને શાળ–એટલાં ધાન્યોની જિનપ્રભુએ ત્રણ વર્ષની યોનિ કહેલી છે. ૫૪.

અને કલાદ, માષ, ચપળ, તલ, મગ, મસૂર, તુલસ્થ, તુવર, વટાણા અને વાલ–એટલાં ધાન્યોની પાંચ વર્ષની યોનિ કહેલી છે. ૫૫.

लट्टातसीशणकंगुकोरदूषककोद्रवाः ।
बीजानि मूलकानां सर्षपा बरट्टरालकाः ।
प्रज्ञप्ता योनिरेतेषामागमे सप्तवार्षिकी ॥ ५६ ॥ षट्पदी ॥

इयमत्र भावना—

कोष्ठकादिषु निक्षिप्यैतेषां विधानशालिनाम् ।
लिप्तानां मुद्रितानां चोत्कृष्टैषा योनिसंस्थितिः ॥ ५७ ॥

तदनु क्षीयते योनिरंकुरोत्पत्तिकारणम् ।
भवेद्बीजमबीजं तन्नोप्तमंकुरितं भवेत् ॥ ५८ ॥

अन्तर्मुहूर्त्तं सर्वेषामेषां योनिर्जघन्यतः ।
यस्केषांचिदचित्तत्वं जायतेऽन्तर्मुहूर्त्ततः ॥ ५९ ॥

परं तत्सर्वविद्वेद्यं व्यवहारपथे तु न ।
व्यवहारात्तु पूर्वोक्तैः कालमानैरचित्तता ॥ ६० ॥

इदमर्थतः पंचमांगे प्रवचनसारोद्धारे च ॥

ततश्च बीजे च योनिभूते व्युत्क्रामति सैव जन्तुरपरो वा ।
मूलस्य यश्च कर्ता स एव तत्प्रथमपत्रस्य ॥ ६१ ॥

વળી; લટ્ટાતસી, સણ, કાંગ, કોરદૂષક, કોદરા, મૂળાનાં બીજ, સરસવ, બરટ્ટ, અને રાલક—એટલાં ધાન્યોની યોનિ આગમમાં સાત વર્ષની કહી છે. ૫૬.

એની ભાવના આ પ્રમાણે:—

એ ગણાવ્યાં એ ધાન્યોને કોઠાર આદિમાં નાખીને ઉપર મજબૂત ઢાંકણ ઢાંકીને એને લીંપીને તથા સીલ કરીને રાખવામાં આવે તો એની ઉપર કહેલી ઉત્કૃષ્ટ સ્થિતિ રહે છે. ૫૭.

તે પછી અંકુરોની ઉત્પત્તિનું કારણ રૂપ એવી એ યોનિ નષ્ટ થાય છે અને એ બીજ અબીજરૂપ થાય છે અને વાવ્યાથી ઉગતું નથી. ૫૮.

આ સર્વની યોનિ જઘન્યતઃ અન્તર્મુહૂર્તની છે કારણ કે કેટલાકો અન્તર્મુહૂર્ત્તમાં અચિત્ત થઈ જાય છે. ૫૯.

પરંતુ એ અચિત્તપણું સર્વજ્ઞપ્રભુથી જ જાણી શકાય એવું છે; વ્યવહારમાર્ગમાં એમ નથી. કેમકે વ્યવહારદૃષ્ટિએ તો પૂર્વે કહ્યા છે એટલા કાળ પછી જ અચિત્તપણું થાય છે. ૬૦.

આ ભાવાર્થનું પાંચમાં અંગમાં તથા પ્રવચનસારોદ્ધારમાં કહ્યું છે.

इयमत्र भावना—

बीजस्य निर्वर्त्तकेन जीवेन स्वायुषः क्षयात् ।
यद्बीजं स्यात्परित्यक्तमथ बीजस्य तस्य च ॥ ६२ ॥
अम्बुकालक्ष्मादिरूपसामग्रीसम्भवे सति ।
स एव जातु बीजांगी बद्धतादृशकर्मकः ॥ ६३ ॥
उत्पद्यते तत्र बीजेऽन्यो वा भूकायिकादिकः ।
निबद्धमूलादिनामगोत्रकर्मात्र जायते ॥ ६४ ॥
स एव निर्वर्त्तयति मूलं पत्रं तथादिमम् ।
मूलप्रथमपत्रे च तत एवैककर्तृके ॥६५॥ कलापकम् ॥

यदागमः—जोविय मूले जीवो सोविय पत्ते पढमयाएत्ति ॥

अत्राह परः—नन्वेवमादिमदले मूलजीवकृते सति ।
उद्गच्छत्किशलेऽनन्तकायिकत्वं विरुध्यते ॥ ६६ ॥

यदागमः—सव्वो वि किसलओ खलु उग्गममाणो अणंतओ भणिओत्ति ॥

અને તેથી, યોનિભૂત એવા બીજની અંદર એજ અથવા બીજો જંતુ સંક્રમે છે. અને જે મૂળને કર્ત્તા છે તેજ પ્રથમપત્રનો કર્ત્તા થાય છે. ૬૧.

અહિં ભાવના આ પ્રમાણેઃ—

બીજને બનાવનારા જીવે પોતાના આયુષ્યના ક્ષયથી જે બીજ ત્યજેલું હોય તે બીજને જળ કાળ તથા પૃથ્વી વગેરે-રૂપ સામગ્રી મળ્યેથી, એવું કર્મ જેણે બાંધેલું હોય એવો તેજ બીજનો જીવ કોઇક વખતે તે બીજમાં ઉત્પન્ન થાય છે; અથવા પૃથ્વીકાયઆદિ કોઇ અન્ય-મૂળાદિનામગોત્રકર્મવાળો-જીવ ઉત્પન્ન થાય છે. તેજ જીવ મૂળને તથા પ્રથમપત્રને બનાવે છે; અને તેથી મૂળ અને પ્રથમ પત્ર એ બેઉનો એક જ કર્ત્તા છે. ૬૨-૬૫.

આગમમાં કહ્યું છે કેઃ—

મૂળમાં જે જીવ છે તેજ જીવ પહેલા પત્રમાં છે.

અહિં કોઇ શંકા ઉપસ્થિત કરે છે કે—જો એવી રીતે પ્રથમપત્ર મૂળ જીવથી બનેલું કહેશો તો, જે કિસલય નીકળે છે એની અંદર રહેલા અનંતકાયિત્વમાં વિરોધ આવશે. કારણ કે આગમમાં સર્વ કિસલયને અનન્તકાય કહ્યા છે. ૬૬.

એ શંકાનું સમાધાન આ પ્રમાણેઃ—

अत्र उच्यते-बीजे मूलतयोत्पद्य बीजजीवोऽथवापरः ।
करोत्युत्सूनतावस्थां ततोऽनन्तरभाविनीम् ॥ ६७ ॥

ध्रुवं किसलयावस्थां सृजन्त्यनन्तजन्तवः ।
ततश्च तेषु जीवेषु विनष्टेषु स्थितिक्षयात् ॥ ६८ ॥

स एव मूलजीवस्तां तनूमनन्तदेहिनाम् ।
समाप्याद्यस्वांगतया तावद्वर्द्धयते किल ॥ ६९ ॥

यावत्प्रथमपत्रं स्यात्ततश्च न विरुध्यते ।
किशलेऽनन्तकायित्वमेककर्तृकतापि च ॥ ७० ॥ कलापकम् ॥

अन्ये तु व्याचक्षते—

इह बीजसमुत्सूनावस्थैव प्रतिपाद्यते ।
प्रथमपत्रशब्देन तस्याः प्रथममुद्भवात् ॥ ७१ ॥

ततश्च मूलं बीजसमुत्सूनावस्था चेत्येककर्तृके ।
अनेन चैवं नियमो लभ्यते सूत्रसूचितः ॥ ७२ ॥

एकजीवकृते एव मूलं चोत्सूनतादृशा ।
नावश्यं मूलजीवोत्थं शेषं किसलयादिकम् ॥ ७३ ॥

બીજનો જીવ અથવા કોઈ અન્ય જીવ, બીજમાં મૂળરૂપે ઉત્પન્ન થઈને વિકસિત અવસ્થા કરે છે. ત્યારકેડે અનન્તરભાવી કિસલય–અવસ્થાને અનન્તકાય જન્તુઓજ ઉત્પન્ન કરે છે, અને પછી જ્યારે એમનો સ્થિતિકાળ પૂર્ણ થાય છે એટલે કે એઓ નષ્ટ થાય છે ત્યારે એજ મૂળ જીવ એ અનન્તકાયિકોના શરીરને પોતાના આદ્ય અંગરૂપે ગ્રહણ કરીને, પ્રથમ પત્ર થાય ત્યાં સુધી વૃદ્ધિ પમાડયા કરે છે. અને તેથી કિસલયના અનન્તકાયિત્વમાં તેમજ એક કર્તૃત્વમાં કંઇ વિરોધ આવતો નથી. ૬૭–૭૦.

કેટલાકો વળી એમ કહે છે કે અહિં ' પ્રથમપત્ર ' એ શબ્દનો ' બીજની વિકસિત અવસ્થા ' એવો જ ભાવાર્થ લેવો; કેમકે એ પ્રથમ ઉત્પન્ન થાય છે. ૭૧.

અને તેથી ' મૂળ ' અને ' બીજની વિકસિત અવસ્થા '--એ બેઉનો એક જ કર્ત્તા છે. આ પરથી સૂત્રનેવિષે સૂચવેલો નિયમ લભ્ય થાય છે કે–મૂળ અને વિકસિત અવસ્થા બેઉ એક જીવકૃત જ છે; શેષ કિસલય આદિ બીલકુલ મૂળ જીવથી ઉત્પન્ન થયેલ નથી. ૭૨–૭૩.

ततश्च उभयमपि आवे[illegible] (१) जोविय मूले जीवो सोविय पत्ते पढमया[illegible]त्ति (२) सव्वो वि किसलओ खलु उग्गममा[illegible]णो अणंतओ भणिओ ॥ इति ॥

एतच्चार्थतः प्रज्ञापनावृत्तौ ॥ आचरांगवृत्तावपि तथैव ॥ यदुक्तम्–

यश्च मूलतया जीवः परिणमते स एव प्रथमपत्रतया अपि इति । एकजीवकर्तृके मूलप्रथमपत्रे इति यावत् । प्रथमपत्रकं च यासौ बीजस्य समुत्सूनावस्था भूजलकालापेक्षा सैवोच्यते । इति ॥ नियमप्रदर्शनमेतत्॥ शेषं तु किसलयादिसकलं न मूलजीवपरिणामाविर्भावितमेव इति अवगन्तव्यम् ॥

उद्गच्छन् प्रथमांकूरः सर्वसाधारणो भवेत् ।
वर्धमानो यथायोगं स्यात्प्रत्येकोऽथवापरः ॥ ७४ ॥

तत्र साधारणलक्षणं सामान्यतः एवम्—

शरीरोच्छ्वासनिःश्वासाहाराः साधारणाः खलु ।
येषामनन्तजीवानां ते स्युः साधारणांगिनः ॥ ७५ ॥

---

માટે, ( ૧ ) મૂળનો જ જીવ પ્રથમપત્રનો જીવ છે, અને ( ૨ ) ઉગતાં સર્વ કિસલયો અનન્તકાયિક છે—એ બેઉ મત અવિરોધી છે.

એ ભાવાર્થનું પન્નવણાસૂત્રની વૃત્તિમાં કહ્યું છે.

આચારાંગસૂત્રની વૃત્તિમાં પણ એજ મતલબનું કહ્યું છે, તે આ પ્રમાણેઃ—

જે જીવ મૂળપણે પરિણમે છે તે જ જીવ પ્રથમપત્રરૂપે પણ પરિણમે છે એટલે કે મૂળ અને પ્રથમ પત્ર બેઉ એકજીવકર્તૃક છે. પૃથ્વી જળ અને કાળની અપેક્ષાવાળી આ જે બીજની વિકસિત અવસ્થા છે તે જ 'પ્રથમપત્ર' કહેવાય છે. સૂત્રમાં નિયમ સૂચવ્યો છે તે એવો જાણવો. વળી શેષ કિસલયઆદિ બિલકુલ મૂળજીવના પરિણામથી પ્રકટ થયેલ નથી જ–એમ સમજવું.

પહેલો અંકુર ફુટે એ સર્વસાધારણ હોય છે અને પછી યોગાનુસાર વૃદ્ધિ પામે ત્યારે એ 'પ્રત્યેક' કે 'સાધારણ' થાય છે. ૭૪.

'સાધારણ' નું સામાન્યતઃ આવું લક્ષણ છેઃ—

જે અનન્તકાય જીવોનાં શરીર, ઉચ્છ્વાસ, નિઃશ્વાસ અને આહાર સાધારણ હોય છે તે 'સાધારણ' કહેવાય છે. ૭૫

**विशेषतः तल्लक्षणं चैवम्—**

मूलादिदशकस्येह यस्य भंगो समो भवेत् ।
अनन्तजीवं तद् ज्ञेयं मूलादिदशके खलु ॥ ७६ ॥

**वनस्पतिसप्ततौ समभंगलक्षणं एवं उक्तम्—**

खडिआई चु[illegible]इयाइ वत्तीइ जारिसो भंगो ।
सवत्थ समसरुवो केआरतरीइतुल्लो वा ॥ १ ॥

इत्थ पुण विसेसोयं समभंगा हुंति जे सयाकालम् ।
ते च्चिय अणन्तकाया न पुणो जे कोमलत्तेण ॥ २ ॥

**मूलादिदशकं तु एवम्—**

मूले कंदे खंधे तया य साले पवालपत्ते य ।
पुप्फे फलबीए विय पत्तेयं जीवठाणाइं ॥ ७७ ॥

मूलादेर्यस्य भग्नस्य मध्ये हीरो न दृश्यते ।
अनन्तजीवं तद् ज्ञेयं यदन्यदपि तादृशम् ॥ ७८ ॥

**हीरो नाम विषमः छेदः उद्दन्तुरो वा ॥**

એનું લક્ષણ વિશેષપ્રકારે નીચે પ્રમાણે છે:—

મૂળ આદિક દશે વાનાં ભાંગતાં જેનો ભંગ 'સમ' એટલે સરખો થાય તેનાં મૂળ આદિ દશે વાનાં અનંતકાયિક જાણવાં. ૭૬.

'વનસ્પતિસપ્તતિ' ગ્રંથમાં 'સમભંગ' નું લક્ષણ નીચે પ્રમાણે કહ્યું છે:—

ખડી વિગેરેનું ચૂર્ણ કરી તેની વાટ બનાવીને તે ભાંગવાથી જે ભંગ થાય છે તે 'સમભંગ'; અથવા ક્યારાની તરને ભાંગતાં થાય તે પણ સમભંગ. ૧.

અહિં એટલું વિશેષ-કે જેઓના હંમેશાં 'સમભંગ' થઇશ કે છે એઓ 'અનન્તકાય' હોય છે; કોમળપણાને લીધે જેઓના સમભંગ થતા હોય તે નહિં. ૨.

ઉપર મૂળ આદિ દશ વાનાં કહ્યાં તે દશ આ પ્રમાણે:—

(૧) મૂળ, (૨) કંદ, (૩) સ્કંધ, (૪) ત્વચા, (૫) પર્વ, (૬) પ્રવાલ, (૭) પત્ર, (૮) પુષ્પ, (૯) ફળ અને (૧૦) બીજ—એ દશે (પ્રત્યેક), જીવનાં સ્થાનો છે. ૭૭.

જેનું મૂળ વગેરે ભાંગવાથી વચ્ચે 'હીર' ન દેખાય તે અને બીજાંપણ જે તેવાં હોય તે અનન્તકાય જાણવાં. ૭૮.

'હીર' એટલે વિષમ છેદ અથવા દાંતા.

यत्र स्कन्धकंदमूलशाखासु खलु वीक्ष्यते ।
त्वचा स्थूलतरा काष्ठात् सा त्वचानन्तजीविका ॥ ७९ ॥
येषां मूलकंदपत्रफलपुष्पत्वचां भवेत् ।
चक्राकारः समच्छेदो भंगेऽनन्तात्मकं हि तत् ॥ ८० ॥
ग्रन्थिः पर्वात्मिका भंगस्थानं सामान्यतोऽथवा ।
रजसा छुरितं यस्य भंगेऽनन्तात्मकं हि तत् ॥ ८१ ॥
केदारशुष्कतरिकापुटवद्दृश्यते च यत् ।
प्रागुक्तलक्षणाभावेऽप्यनन्तकायिकं हि तत् ॥ ८२ ॥

यदागमः—चक्काभं भज्जमाणस्स गंठी चुण्णघणो भवे ।
पुढवीसरिसभेएण अणंतजीवं वियाणाहि ॥ ८३ ॥

सक्षीरं वापि निःक्षीरं पत्रं गूढशिरं च यत् ।
अलक्ष्यमाणपत्रार्द्धद्वयसन्धि च यद्भवेत् ॥ ८४ ॥
अनन्तजीवं तत्सर्वं ज्ञेयमित्यादिलक्षणैः ।
बहुश्रुतेभ्यो ज्ञेयानि लक्षणान्यपराण्यपि ॥ ८५ ॥ युग्मम् ॥

સ્કંધ, કંદ, મૂળ અને શાખાઓની છાલ મૂળકાષ્ઠથી વધારે સ્થૂલ હોય તે છાલ અનન્તકાયિક છે એમ સમજવું. ૭૯.

તથા જે મૂળ, કંદ, પત્ર, ફળ, પુષ્પ અને છાલને ભાંગતાં ચક્રાકાર સમચ્છેદ થાય તે પણ અનન્તકાયિક જાણવાં. ૮૦.

અથવા; સામાન્યતઃ પર્વરૂપગ્રંથિ તે ભંગસ્થાન,–એ ભંગસ્થાન છેદવાથી જે અંદરના રજવડે આચ્છાદિત દેખાય તે પણ અનન્તકાય કહેવાય. ૮૧.

એ શિવાય; ક્યારાની સૂકાયલી તરના પોપડાની જેમ જેનો ભંગ થાય તે ભલે કદાચિત્ પૂર્વોક્ત લક્ષણથી રહિત હોય તો યે તે અનન્તકાયિક સમજવાં. ૮૨.

આગમમાં પણ કહ્યું છે કે:—

ભાંગવાથી જેનો ચક્રસમાન આકાર થાય, જેની ગાંઠ પરાગચૂર્ણથી ઘન–ભરેલી હોય, અને જેનો માટીની જેમ ભંગ થાય તે અનન્તકાય સમજવાં. ૮૩.

ક્ષીરવાળાં કે ક્ષીરવિનાનાં, ગુપ્તનસોવાળાં, અને જેની બે અરધીયાં વચ્ચેની સંધિ જણાતી ન હોય, એવા એવા લક્ષણોવાળાં પત્ર સર્વે અનન્તકાયિક જાણવાં. એનાં બીજાં પણ લક્ષણો છે તે બહુશ્રુત–વિદ્વાનો પાસેથી જાણી લેવાં. ૮૪–૮૫.

अयोगोलो यथाध्मातो जातस्तप्तःवर्णरुक् ।
सर्वोऽप्यग्निपरिणतो निगोदोऽपि तथाङ्गिभिः ॥ ८६ ॥

तत्रापि बादरानन्तकायिकाः स्युरनेकधा ।
मूलकशृंगबेराद्या प्रत्यक्षा जनचक्षुषाम् ॥ ८७ ॥

तथाहि—सव्वाउ कंदजाई सूरणकंदो य वज्जकंदो य ।
अल्लहलिद्दा य तहा अद्दं तह अल्लकच्चूरो ॥ ८८ ॥

सत्तावरी विराली कुंआरि तह थोहरी गलोइअ ।
लसणं वंसकरिल्ला गज्जर लूणओ लोढो ॥ ८९ ॥
गिरिकन्नि किसलपत्ता षिरिंसुआ थेग अल्लमुत्था य ।
तह लूणरुक्खछल्ली खिल्लहडो अमयवल्ली य ॥ ९० ॥

मूला तह भूमिरुहा विरुहा तह टक्कवत्थुलो पढमो ।
सूअरवल्लो अ तहा पल्लंको कोमलंबिलिया ॥ ९१ ॥

आलू तह पिंडालू हरवंति एए अणंतनामेहिं ।
अन्नमणंतं नेयं लक्खणजुत्तीइ समयाओ ॥ ९२ ॥

अन्येऽपि स्नुहीप्रभृतयोऽनन्तकायिका अवएपणए इत्यादि प्रज्ञापनोक्तवाक्यप्रबन्धतो ज्ञेयाः ॥

---

એક લોખંડનો ગોળો હોય એને તપાવીને સુવર્ણ જેવો ચકચકિત કરીએ ત્યારે તે જેમ સર્વતઃ અગ્નિથી વ્યાપ્ત હોય છે તેમ સર્વ નિગોદ પણ જીવોથી વ્યાપ્ત છે. ૮૬.

વળી એવા કેટલાક બાદર અનન્તકાયો પણ છે, જેવાં કે મૂળા, શીંગોડાં વગેરે, કે જે આપણે પ્રત્યક્ષ જાણીએ છીએ. ૮૭.

તે બાદર અનન્તકાય નીચે પ્રમાણે જાણવાં:—

કંદની સર્વ જાતિ, સૂરણકંદ, વજ્રકંદ, લીલી હળદર, લીલું આદુ, લીલો કચુરો, સતાવરી, વિરાળી, કુંઆર, થોર, ગળો, લસણ, વાંસકારેલા, ગાજર, લુણી, લોઢર, ગિરિકર્ણી, કિસલયપત્ર, ખીરસુઆ, થેગ, લીલીમોથ, લૂણીવૃક્ષની છાલ, ખીલોડાં, અમરવેલ, મૂળા, ભૂમિફોડા, વિરૂઆ, ટાંકાનું પહેલું પત્ર, સુકરવેલ, પલ્યંકની ભાજી, કોમળ આંબલી, આલુ, પિંડાલુ, તથા હરવંતી–એટલાં, અને એવાં લક્ષણવાળાં બીજાં પણ સિદ્ધાન્તમાં કહ્યાં હોય તે. ૮૮–૯૨.

વળી પન્નવણાસૂત્રમાં કહેલા 'અવપ પણપ' ઇત્યાદિ વાક્ય પરથી 'સ્નુહી' વગેરે પણ એવાં જાણવાં.

इति साधारणवनस्पतिभेदाः ॥

प्रत्येकलक्षणं चैवम्—

यत्र मूलादिदशके प्रत्यंगं जन्तवः पृथक् ।
प्रत्येकनामकर्माढ्यास्तत्प्रत्येकमिहोच्यते ॥ ९३ ॥

तथा च आहुः जीवविचारे—

एगसरीरे एगो जीवो जेर्सि तु ते उ पत्तेया ।
फलफुल्लछल्लिकट्ठा मूला पत्ताणि बीआणि ॥ ९४ ॥

किंच　मूलादेर्यस्य भग्नस्य मध्ये हीरः प्रदृश्यते ।
प्रत्येकजीवं तद्विन्द्याद्यदन्यदपि तादृशम् ॥ ९५ ॥

यत्र मूलस्कन्धकन्दशाखासु दृश्यते स्फुटम् ।
त्वचा कनीयसी काष्ठात् सा त्वक् प्रत्येकजीविका ॥ ९६ ॥

तस्य द्वादश भेदाः स्युः प्रत्येकस्य वनस्पतेः ।
यथा प्रसिद्धितान् कांश्चित् कीर्त्तयामः समासतः ॥ ९७ ॥

---

એ પ્રમાણે સાધારણ વનસ્પતિના ભેદો કહ્યા.

હવે 'પ્રત્યેક' વનસ્પતિનું લક્ષણ નીચે મુજબ છે:—

જ્યાં મૂળ વગેરે દશે અંગે પ્રત્યેકનામકર્માદિવાળા પૃથક્ પૃથક્ જંતુઓ હોય છે તે પ્રત્યેકવનસ્પતિકાય કહેવાય છે. ૯૩.

એ સંબંધમાં 'જીવવિચાર' માં કહ્યું છે કે:—

જેના એક શરીરમાં એક જીવ હોય છે તે પ્રત્યેકવનસ્પતિકાય છે. દૃષ્ટાન્ત તરીકે ફળ, ફુલ, ત્વચા, કાષ્ટ, મૂળ, પત્ર અને બીજ. ૯૪.

આ મૂળ વગેરે ગણાવ્યાં તેને ભાંગવાથી વચ્ચે 'હીર' જેવું વર્તાય છે માટે એ સર્વ, તથા એના જેવાં બીજાં પણ પ્રત્યેકવનસ્પતિકાય છે. ૯૫.

જ્યાં મૂળ, કંદ, સ્કંધ અને શાખાઓમાં કાષ્ટ કરતાં સ્પષ્ટ રીતે પાતળી ત્વચા દેખાય એ ત્વચા પણ પ્રત્યેકવનસ્પતિકાય છે. ૯૬.

આવી જે પ્રત્યેકવનસ્પતિ—એના બાર ભેદ છે. એનું સમાસથી, જેવું પ્રસિદ્ધ છે એવું કંઈ નિરૂપણ કરીએ છીએ. ૯૭.

वृक्षा गुच्छा गुल्मा लताश्च वल्ल्यश्च पर्वगाश्चैव ।
तृणवलयहरीतकौषधिजलरुहकुहणाश्च विज्ञेयाः ॥ ९८ ॥

वृक्षास्तत्र द्विभेदाः स्युः फलोद्यद्बीजभेदतः ।
एकबीजफलाः केचित् भूरिबीजफलाः परे ॥ ९९ ॥

अंकुल्लजम्बूनिम्बाम्राः प्रियालसालपीलवः ।
सल्लकीशैलुबकुलभिल्लातकाबिभीतकाः ॥ १०० ॥
हरीतकीपुत्रजीवाः करंजारिष्टकिंशुकाः ।
अशोकनागपुन्नागप्रमुखा एकबीजकाः ॥ १०१ ॥ युग्मम् ॥
कपित्थतिन्दुकप्लक्षधवन्यग्रोधदाडिमाः ।
कदम्बकुटजा लोध्रः फणसश्चन्दनार्जुनाः ॥ १०२ ॥
काकोदुम्बरिका मातुलिंगस्तिलकसंज्ञकः ।
सप्तपर्णदधिपर्णप्रमुखा बहुबीजकाः ॥ १०३ ॥ युग्मम् ॥

प्रत्येकमेषां वृक्षाणां प्रत्येकासंख्यजीवकाः ।
मूलकन्दस्कन्धशाखात्वक्प्रवाला उदीरिताः ॥ १०४ ॥

વૃક્ષ, ગુચ્છ, ગુલ્મ, લતા, વલ્લી, પર્વ, તૃણ, વલય, હરીતક, ઓષધિ, જળરૂહ અને કુહણ—આ બાર પ્રત્યેકવનસ્પતિના ભેદ છે. ૯૮.

એમાં પહેલો પ્રકાર જે વૃક્ષ–તે, એના ફળમાંથી નીકળતા એક કે વિશેષ બીજની ગણત્રીએ, બે પ્રકારનાં છેઃ—(૧) એકબીજયુક્તફળવાળાં, (૨) અનેકબીજયુક્તફળવાળાં. ૯૯.

અંકોલ, જાંબુ, લીંબડો, આમ્રવૃક્ષ, પ્રિયાલ, સાલ, પીલુ, સલ્લકી, શૈલુ, બકુલ, ભિલ્લાતક, બિભીતિકા, હરીતકી, પુત્રજીવા, કરંજ, અરીઠા, કિંશુક, અશોક, નાગ, પુન્નાગ વગેરે એકબીજયુક્તફળવાળાં છે. ૧૦૦–૧૦૧.

અને કપિત્થ, તિંદુક, પ્લક્ષ, ધાવડી, ન્યગ્રોધ, દાડિમ, કદમ્બ, કુટજ, લોધ્ર, ફણસ, ચંદન, અર્જુન, કાકોદુમ્બરી, માતુલિંગ, તિલક, સપ્તપર્ણ, દધિપર્ણ વગેરે બહુબીજયુક્તફળવાળાં છે. ૧૦૨–૧૦૩.

આ વૃક્ષોમાંના દરેકનાં મૂળ, સ્કંધ, શાખા, છાલ તથા પ્રવાલામાં અસંખ્ય 'પ્રત્યેકજીવ' રહેલા છે. ૧૦૪.

पुष्पाण्यनेकजीवानि एकैकोऽङ्गी दले दले ।
प्रत्येकमेकजीवानि बीजानि च फलानि च ॥ १०५ ॥

एकः पूर्णतरुस्कन्धव्यापी भवति चेतनः ।
मूलादयो दशाप्यस्य भवन्त्यवयवा किल ॥ १०६ ॥

तथोक्तं सूत्रकृतांगवृत्तौ श्रुतस्कन्ध २ अध्ययन ३—

आहावरमित्याद्यालापकस्य अर्थः—अथ अपरं एतद् आख्यातं तद् दर्शयति—इह अस्मिन् जगति एके न तु सर्वे तथाकर्मोदयवर्त्तिनो वृक्षयोनिकाः सत्वा भवन्ति । तदवयवाश्रिताः च अपरे वनस्पतिरूपा एव प्राणिनो भवन्ति । तथाहि । यो हि एकः वनस्पतिजीवः सर्ववृक्षावयवव्यापी भवति तस्य च अपरे तदवयवेषु मूलकन्दस्कन्धत्वक्शाखाप्रवालपुष्पपत्रफलबीजभूतेषु दशसु स्थानेषु जीवाः समुत्पद्यन्ते । ते च तत्रोत्पद्यमाना वृक्षयोनिका वृक्षव्युत्क्रमाश्च उत्पद्यन्ते ॥

मूलं स्यात् भूमिसम्बद्धं तत्र कन्दः समाश्रितः ।
तत्र स्कन्ध इति मिथो बीजान्ताः स्युर्युताः समे ॥ १०७ ॥

પુષ્પે પુષ્પે અનેક જીવ છે; પત્રે પત્રે એક જીવ છે, તેમ બીજે બીજે અને ફળે ફળે પણ એક જીવ છે. ૧૦૫.

સંપૂર્ણ તરૂસ્કંધમાં પણ એક જીવ વ્યાપી રહેલ છે. મૂળ વગેરે દશ ઉપર કહી ગયા છીએ એ દશે એના અવયવો છે. ૧૦૬.

આ સંબંધમાં ' સૂત્રકૃતાંગ ' ની વૃત્તિમાં દ્વિતીય શ્રુતસ્કંધના અધ્યયન ત્રીજામાં **आहावर** ઇત્યાદિથી શરૂ થતા ' આલાવા ' (આલાપક) માં આ પ્રમાણે કહ્યું છે:—

આ જગતમાં કેટલાએક, અમુક કર્મોના ઉદયવાળા વૃક્ષયોનિ જીવ છે; અને કેટલાક એના અવયવોને આશ્રીને રહેલા વનસ્પતિરૂપ જ જીવ છે. તે આ પ્રમાણે:—વનસ્પતિનો જે એક જીવ છે તે આખા વૃક્ષના અવયવોમાં વ્યાપી રહેલ છે, અને એના બીજા જીવો એના મૂળ-કંદ-સ્કંધ-છાલ-શાખા-પ્રવાલા-પુષ્પ-પત્ર-ફળ અને બીજ-એ દશે સ્થાનો-અવયવો-માં ઉત્પન્ન થાય છે. અને તે ત્યાં ઉત્પન્ન થવાથી વૃક્ષયોનિક થાય છે, અને વૃક્ષમાં સંક્રમે છે.

વૃક્ષનું મૂળ ભૂમિ સાથે સંબદ્ધ હોય છે, કંદ એને આશ્રીને રહેલ છે, અને સ્કંધ વળી એ કંદને આશ્રીને રહેલ છે. એવી રીતે બીજ પર્યન્ત સર્વે પરસ્પર જોડાયલા છે. ૧૦૭.

अतः पृथ्वीगतरसमाहरन्ति समेऽप्यमी ।
यावत् फलानि पुष्पस्थं बीजानि फलसंगतम् ॥ १०८ ॥

श्रावणादेच मास्यां प्रावृड्वर्षासु भूरुहः ।
सर्वतो बहुलाहारा अपां बाहुल्यतः स्मृताः ॥ १०९ ॥

ततः शरदि हेमन्ते क्रमादल्पाल्पभोजिनः ।
यावद्वसन्तेऽल्पाहारा ग्रीष्मेऽत्यन्तमिताशनाः ॥ ११० ॥

यत्तु ग्रीष्मेऽपि द्रुमाः स्युर्दलपुष्पफलाद्भूताः ।
तदुष्णयोनिजीवानामुत्पादात्तत्र भूयसाम् ॥ १११ ॥

इति भगवतीसूत्रशतक ७ उद्देश ३ ॥

ननु च मूलादयो ह्यसान्येवं यदि प्रत्येकदेहिभिः ।
जाता अनेकैस्तत्तस्मिन्नेकमूलादिधीः कथम् ॥ ११२ ॥

अत्र उच्यते ।

श्लेषणद्रव्यसंमिश्रैर्घटितानेकसर्षपैः ।
भूरिसर्षपरूपापि वर्त्तिरेकैव भासते ॥ ११३ ॥

---

એમ હોવાથી, જ્યાં સુધી પુષ્પ પર ફળ આવે ત્યાંસુધી પુષ્પદ્વારા અને ફળમાં બીજ ઉત્પન્ન થાય ત્યાં સુધી ફળદ્વારા, એ સર્વે સાથેજ પૃથ્વીમાં રહેલા રસનો આહાર કરે છે. ૧૦૮.

શ્રાવણ વગેરે ચાર માસની વર્ષાઋતુમાં, પાણી બહોળું હોવાથી વૃક્ષોને બહુ આહાર મળે છે. ૧૦૯.

પછી શરદ્ અને હેમન્ત ઋતુઓથી લઇને છેક વસન્તઋતુ સુધી એઓને અલ્પ અલ્પ આહાર મળે છે. અને ગ્રીષ્મ ઋતુમાં એઓને એકદમ મિત આહાર મળે છે. ૧૧૦.

છતાં પણ ગ્રીષ્મઋતુમાં એઓનાં પત્ર, પુષ્પ અને ફળ સુંદર હોય છે એ ઉષ્ણયોનિના પુષ્કળ જીવોની ઉત્પત્તિને પ્રતાપે જ. ૧૧૧.

એ પ્રમાણે ભગવતીસૂત્રના સાતમા શતકના ત્રીજા ઉદ્દેશમાં કહ્યું છે.

અહિં કોઇ એવી શંકા ઉપસ્થિત કરે કે-જ્યારે મૂળ વગેરે દશે ( અવયવો ) આ પ્રમાણે અનેક પ્રત્યેકજીવોથી ઉત્પન્ન થાય છે ત્યારે એને 'એકમૂળાદિક' કેમ કહેવાય ? ૧૧૨.

એ શંકાનું સમાધાન આ પ્રમાણેઃ—

ઘણા સરસવને કોઇ ચીકાશવાળા પદાર્થમાં મિશ્ર કરીને એની વાટ બનાવીએ એ વાટ

यथा ते सर्षपाः सर्वे स्वस्वमानाः पृथक् पृथक् ।
वर्त्तेर्बुद्धिं सृजन्तोऽपि स्थिताः स्वस्वावगाहनाः ॥ ११४ ॥

तथा प्रत्येकजीवास्ते पृथक् स्वस्ववपुर्भृतः ।
सृजन्त्येकत्र मिलिता एकमूलादिवासनाम् ॥ ११५ ॥ युग्मम् ॥

इह यद् द्वेषरागाभ्यां संचितं पूर्वजन्मनि ।
हेतुरेकत्र सम्बन्धे तत्कर्म श्लेषणोपमम् ॥ ११६ ॥

कृतैवंविधकर्माणो जीवास्ते सर्षपोपमाः ।
मूलादि वर्त्तिस्थानीयमिति दृष्टान्तयोजना ॥ ११७ ॥ युग्मम् ॥

तिलशष्कुलिका पिष्टमयी तिलविमिश्रिता ।
अनेकतिलजातापि यथैका प्रतिभासते ॥ ११८ ॥

इहापि दृष्टान्तयोजना प्राग्वत् ॥

अथ गुच्छादयः ।

वृन्ताकीबदरीनीलीतुलसीकरमर्दिकाः ।
यावासाघाडनिर्गुंडश्च इत्याद्या गुच्छजातयः ॥ ११९ ॥

---

જો કે ઘણા સરસવ રૂપ છે તો યે એક જ છે એમ જણાય છે. એટલે કે પૃથક્ પૃથક્ પોતપોતાના માનવાળા તે સર્વે સરસવના દાણા વાટ તરીકે ગણાય છે તોપણ તેઓ સઘળા પોતપોતાના અવગાહમાં રહેલા છે, તેમ એ સર્વ પ્રત્યેક જીવો પોતપોતાનાં નોખાંનોખાં શરીરવાળા હોવા છતાં, જ્યારે એકત્ર મળે છે ત્યારે 'એકમૂલાદિ' છે એવી બુદ્ધિ ઉત્પન્ન કરે છે. ૧૧૩–૧૧૫.

આહં, પૂર્વભવમાં રાગદ્વેષાદિથી બાંધેલું જે કર્મ એકત્રતાનો હેતુભૂત છે તેને 'ચીકાશવાળા પદાર્થ' સમાન સમજવું; તે તે પ્રકારના કર્મો જેમણે બાંધેલાં છે એવા જીવોને સરસવસમાન સમજવા; અને મૂળ આદિને વાટ સમાન સમજવા. ૧૧૬–૧૧૭.

વળી તિલમિશ્રિત લોટની તલસાંકળી જો કે અનેક તલદાણાની બનેલી છે તોપણ તે એક જેવી વર્તાય છે. ૧૧૮. આ બીજું દૃષ્ટાન્ત. ( એમાં પણ ઉપર પ્રમાણે યોજના કરવી. )

( અઠ્ઠાણુમા શ્લોકમાં 'પ્રત્યેક વનસ્પતિ' ના બાર ભેદ ગણાવ્યા એમાંથી પહેલા ભેદ–'વૃક્ષ' નું, આ પ્રમાણે ૯૯ મા શ્લોકથી ૧૧૮ મા શ્લોક સુધીમાં વિવેચન કર્યું ત્યાર પછી–)

હવે બીજા 'ગુચ્છ' વગેરે ભેદો વિષે વિવેચન:—

રીંગણી, બોરડી. ગળી, તુલસી, કરમદી, જવાસો, અઘાડ, નિર્ગુંદી વગેરે 'ગુચ્છ' ની જાતિ છે. ૧૧૯.

मल्लिकाकुन्दकोरिंटयूथिकानवमल्लिकाः ।
मुद्गरः कणवीरश्च जात्याद्या गुल्मजातयः ॥ १२० ॥
अशोकचम्पकलता नागपद्मलता अपि ।
अतिमुक्तकवासन्तीप्रमुखाः स्युर्लता इमाः ॥ १२१ ॥
एकैव शाखा यत्स्कन्धे महत्यूर्ध्वं विनिर्गता ।
नैवान्यास्तादृशः स स्याल्लताख्यश्चम्पकादिकः ॥ १२२ ॥
कुष्मांडी त्रपुषी तुम्बी कार्लिगी चिर्भटी तथा ।
गोस्तनी कारवेल्ली च वल्ल्यः कर्कोटिकादिकाः ॥ १२३ ॥
इक्षुः वंशः वीरणानि द्रक्कुडः शर इत्यपि ।
वेत्रः नडश्च काशश्च पर्वगा एवमादयः ॥ १२४ ॥
दूर्वादर्भार्जुनैरंडाः कुरुविन्दरोहिषाः ।
सुंकल्याख्यं क्षीरबिसमित्याद्याः तृणजातयः ॥ १२५ ॥
पूगखर्जूरसरला नालिकेर्यश्च केतकाः ।
तमालतालकन्दल्यः इत्याद्याः वलयाभिधाः ॥ १२६ ॥

મલ્લિકા, કુંદ, કોરિંટ, યૂથિકા, નવપલ્લિકા, મોગરો, કણેર, જાઈ વગેરે '**ગુલ્મ**' ની જાતિ છે. ૧૨૦.

અશોકલતા, ચંપકલતા, નાગલતા, પદ્મલતા, અતિમુક્તલતા, વાસન્તી વગેરે **લતાએ**ા છે. ૧૨૧.

જેના સ્કંધમાં એકજ મ્હોટી શાખા ઉંચી નીકળેલી હોય, અને એના જેવી બીજી એક પણ શાખા ન હોય એ લતા કહેવાય. ૧૨૨.

કોળું, ત્રપુષી, તુંબડી, કાલિંગડી, ચીભડી, દ્રાક્ષ, કારેલી તથા ખરખોડી વગેરે '**વલ્લી**' ની જાતિ છે. ૧૨૩.

ઈક્ષુ, વાંસ, વીરણુ, દ્રક્કુડ, શર, નેતર, નડ, કાશ વગેરે **પર્વંગ** એટલે સાંધાવાળી વનસ્પતિ છે. ૧૨૪.

દૂર્વા, દર્ભ, અર્જુન, એરંડ, કુરૂવિંદક, રોહિષ, સુંકલી, ક્ષીરબિસ વગેરે જાતનાં '**તૃણુ**' છે. ૧૨૫.

સોપારી, ખજુર, સરલ, નાળીએર, કેતક, તમાલ, તાલ, કેળ વગેરે '**વલય**' કહેવાય છે. ૧૨૬.

आर्यकदमनकमरुबकमन्डुकीसर्षपाभिधौ शाकौ ।
अपि तन्दुलीयवास्तुकमित्याद्या हरितका ज्ञेयाः ॥ १२७ ॥

औषध्यः फलपाकान्ताः ताः स्फुटा धान्यजातयः ।
चतुर्विंशतिरुक्तानि तानि प्राधान्यतः किल ॥ १२८ ॥

तथाहि । धन्नाइं चउव्वीसं जव गोहुम सालि वीहि सट्ठिका ।
कोद्दव अणुया कंगू रायल तिल मुग्ग मासा य ॥ १२९ ॥

अयसि हरिमंथ तिउडग निप्फाव सिलं रायमासा य ।
उख्खू मसूर तुवरी कुलत्थ तह धन्नय कलाया ॥१३०॥इति॥

रुहन्ति जलमध्ये ये ते स्युर्जलरुहा इमे ।
कदम्बशैवलकशेरुकाः पद्मभिदो मताः ॥ १३१ ॥

कुहणा अपि बोधव्या नामान्तरतिरोहिताः ।
स्फुटा देशविशेषेषु चतुर्थोपांगदर्शिताः ॥ १३२ ॥

तद्यथा ।

से किंति कुहणा । कुहणा अणेगविहा पण्णत्ता । तं जहा । आएकाए कुहणे कुणके दव्वहलिया सप्पाए सज्जाए सत्ताए वंसीणहिया कुरुए । जेया वण्णे तहप्पगारा सेत्तं कुहणा । इत्यादि ॥

આર્યક, દમનક, મરૂબક, મંડુકી, સાર્ષવ, તાંદળજો તથા વાસ્તુક વગેરે '**હરિતક**' કહેવાય છે. ૧૨૭.

પાકી તૈયાર થયેલા તમામ પ્રકારના ધાન્ય-એ '**ઔષધીઓ**' છે. એની મુખ્ય ચોવીશ જાત છે. ૧૨૮.

તે ચોવીશ આ પ્રમાણેઃ—જવ, ગોધમ, શાલ, ભાત, સાઠીચોખા, કોદરા, અણુક, કાંગ રાયલ, તલ, મગ, અડદ, અતસી, હરિમંથ, તિઉડગ, નિફ્ફાવ, સિલ, રાયમાસ, ઉખ્ખુ, મસૂર, તુવર, કળથી, ધાણા, અને ચણા. ૧૨૯. ૧૩૦.

જળની અંદર ઉગે છે એ '**જળરૂહ**'. જેવાં કે કદંબ, શૈવલ, કશેરૂક, તથા કમળની જાતિ. ૧૩૧.

'**કુહણ**' પણ જળરૂહની જાતિવિશેષ છે. કોઈ દેશમાં પ્રસિદ્ધ હશે. એના વિષે સ્ફુટપણે ચોથા ઉપાંગમાં વિવેચન છે. ૧૩૨.

ત્યાં આ પ્રમાણે કહ્યું છેઃ—

'કુહણ' શું છે? કુહણ અનેક પ્રકારના હોય છે.

गुच्छादीनां च मूलाद्या अपि षट् संख्यजीवकाः ।
सूत्रे हि वृक्षमूलादेरेवोक्ताऽसंख्यजीवता ॥ १३३ ॥

तथोक्तं वनस्पतिसप्ततौ—

रुक्खाणमसंखजिआ मूला कंदा तया य खंधा य ।
साला तहा पवाला पुढो पुढो हुंति नायव्वा ॥ १३४ ॥
गुच्छाईणं पुण संखजीवया नज्जये इमं पायम् ।
रुक्खाणं चिय जमसंखजीवभावो सुए भणिओ ॥ १३५ ॥

अत्रायं विशेषः—तालश्च नालिकेरी च सरलश्च वनस्पतिः ।
एकजीवस्कन्ध एषां पत्रपुष्पादि सर्ववत् ॥ १३६ ॥

तथा पंचमांगे त्रिधा वृक्षाः प्रज्ञप्ता गणधारिभिः ।
अनन्तासंख्यसंख्यातजीवकास्ते क्रमादिमे ॥ १३७ ॥
तत्राद्याः शृंगवेराद्याः कपित्थाम्रादिकाः परे ।
संख्यातजीवका ये च ज्ञेया गाथाद्वयेन ते ॥ १३८ ॥

---

એના વર્ણને અનુસરીને—જેવા એના રંગ હોય તે પ્રમાણે—જૂદા જૂદા પ્રકારના કુહણ હોય. ઇત્યાદિ.

ગુચ્છ વગેરેનાં મૂળ આદિ છયે સંખ્યાત જીવોવાળા છે. સૂત્રને વિષે વૃક્ષના મૂળાદિને જ અસંખ્યજીવોવાળા કહ્યા છે. ૧૩૩.

વનસ્પતિસપ્તતિકામાં કહ્યું છે કે:—

વૃક્ષોના મૂળ, કંદ, ત્વચા, સ્કંધ, શાખા તથા પ્રવાલ—એઓને વિષે પૃથક્ પૃથક્ દરેકમાં અસંખ્ય જીવો છે, ગુચ્છ વગેરેમાં પ્રાયઃ સંખ્યાત જીવો છે, અને વૃક્ષ વગેરેમાં અસંખ્ય જીવો છે એમ સૂત્રમાં કહ્યું છે. ૧૩૪–૧૩૫.

ફેર એટલો કે

તાડ, નાળીએરી અને સરલવનસ્પતિ—એઓના સ્કંધને વિષે એક જીવ છે; એમનાં પત્રપુષ્પ વગેરેમાં સર્વની પેઠે છે. ૧૩૬.

તથા પાંચમા અંગમાં ગણધરના કહેવા પ્રમાણે ત્રણ પ્રકારના વૃક્ષો છે; (૧) અનંતજીવોવાળાં, (૨) અસંખ્યજીવોવાળાં અને (૩) સંખ્યાતજીવોવાળાં. એમાં 'શૃંગવેર' વગેરે પહેલા પ્રકારનાં છે. કપિત્થ, આંબો વગેરે બીજા પ્રકારનાં છે; અને ત્રીજા પ્રકારનાં નીચે બે ગાથાઓમાં ગણાવ્યા પ્રમાણે છે. ૧૩૭–૧૩૮.

तथेदम्— ताले तमाले तक्कलि तेतलिसाले य सालकल्लाणे ।
सरले जीवइ केयइ कंदलि तह चम्मरुक्खे य ॥ १३९ ॥
भुअरुक्खहिंगुरुक्खे लवंगुरुक्खे य होइ बोधव्वे ।
पूयफलीखज्जूरी बोधव्वा नालिएरी य ॥ १४० ॥

तथा प्रज्ञापनावृत्तौ अपि

तालसरलनालिकेरीग्रहणं उपलक्षणम् । तेन अन्येषां अपि यथागमं एकजीवाधिष्ठितत्वं स्कन्धस्य प्रतिपत्तव्यम् । इति ॥

शृंगाटकस्य गुच्छः स्यादनेकजीवकः किल ।
पत्राण्येकैकजीवानि द्वौ द्वौ जीवौ फलंप्रति ॥ १४१ ॥

पुष्पाणां तु अयं विशेषः—

जलस्थलोद्भूततया द्विधा सुमनसः स्मृताः ।
नालबद्धा वृन्तबद्धाः प्रत्येकं द्विविधास्तु ताः ॥ १४२ ॥
याः काश्चिन्नालिकाबद्धास्ताः स्युः संख्येयजीवकाः ।
अनन्तजीवका ज्ञेयाः स्नुहीप्रभृतिजाः पुनः ॥ १४३ ॥

તે આ પ્રમાણે:—તાલ, તમાલ, તક્કલિ, તેતલિસાલ, સાલકલ્યાણ, સરલ, જીવંતી, કેતકી, કંદલી, ચર્મવૃક્ષ, ચૂતવૃક્ષ, હિંગુવૃક્ષ, લવંગવૃક્ષ, પૂગફળી, ખજુરી અને નાળીએરી. ૧૩૯–૧૪૦.

વળી પ્રજ્ઞાપના–પન્નવણા–સૂત્રની વૃત્તિમાં પણ કહ્યું છે કે:—

તાડ, સરલ અને નાળીએરીનું જે ગ્રહણ કર્યું છે તે ઉપલક્ષણ તરીકે છે માટે બીજા વૃક્ષોના સ્કંધ પણ આગમમાં કહ્યા પ્રમાણે એક જીવથી અધિષ્ઠિત છે એમ સમજવાનું છે.

શૃંગાટક એટલે શીંગોડાના ગુચ્છમાં અનેક જીવ છે, એના પત્રમાં દરેકમાં એક જીવ છે, અને એના ફળમાં દરેકમાં બે જીવ છે. ૧૪૧.

વળી પુષ્પોના સંબંધમાં નીચે પ્રમાણે વિશેષ છે:—

પુષ્પો બે પ્રકારનાં કહ્યાં છે: (૧) જળરૂહ અને (૨) સ્થળરૂહ. એમાં પાછા દરેકના બબ્બે ભેદ છે–' નાળબદ્ધ ' અને વૃંતબદ્ધ. ' એમાં જે કેટલાક નાળબદ્ધ છે એ સંખ્યાતજીવોવાળા છે, અને બીજા ' સ્નુહી '–થોર વગેરે, વૃંતબદ્ધ છે એ અનન્તજીવવાળા છે. ૧૪૨–૧૪૩.

किंच पद्मोत्पलनलिनानां सौगन्धिकसुभगकोकनदकानाम् ।
अरविन्दानां च तथा शतपत्रसहस्रपत्राणाम् ॥ १४४ ॥

वृन्तं बाह्यदलानि च सकेसराणि स्युरेकजीवस्य ।
पृथगेकैकजीवान्यन्तर्दलकेसराणि बीजानि ॥ १४५ ॥ युग्मम् ॥

पर्वगाणां तृणानां च अयं विशेषः—

द्रक्कुडीक्षुनडादीनां सर्ववंशभिदां तथा ।
भवन्त्येकस्य जीवस्य पर्वाक्षिपरिमोटकाः ॥ १४६ ॥

तत्राक्षि प्रोच्यते ग्रन्थिः प्रतीतं पर्व सर्वतः ।
चक्राकारं पर्वपरिवेष्टनं परिमोटकः ॥ १४७ ॥

पत्राणि प्रत्येकमेषामेकजीवाश्रितानि वै ।
पुष्पाण्यनेकजीवानि प्रोक्तानि परमर्षिभिः ॥ १४८ ॥

फलेषु च एषामयं विशेषः—

पुष्पफलं कालिंगं तुम्बं चिर्भटमथ त्रपुषसंज्ञम् ।
घोषातकं पटोलं तेन्दूकं चैव तेन्दूषम् ॥ १४९ ॥

एतेषां च— वृन्तगर्भकटाहानामेको जीवः समर्थकः ।
पृथग्जीवानि पत्राणि बीजानि केसराण्यपि ॥१५०॥

વળી પદ્મ, ઉત્પલ, નલિન, સૌગંધિક, સુભગ, કોકનદ, અરવિંદ, શતપત્ર, તથા સહસ્રપત્ર,—આ પુષ્પોના વૃંત તથા સકેસર બાહ્યદળ એકજીવના છે; તથા અન્તર્દળકેસરો અને બીયાં પ્રત્યેક પૃથક્ પૃથક્ એકજીવવાળા છે. ૧૪૪–૧૪૫.

પર્વગ અને તૃણમાં નીચે મુજબ વિશેષ છે:—

દ્રક્કુડી, ઈક્ષુ અને નડ વગેરેના, તથા સર્વજાતિના વાંસના, પર્વ, અક્ષિ અને પરિમોટક—એક જીવના હોય છે. ( અહિં અક્ષિ એટલે ગાંઠ સમજવા; પર્વ એટલે સાંધો, અને પરિમોટ એટલે પર્વ ઉપરનું ચક્રાકાર વેષ્ટન. ) આમને પત્રે પત્રે એક જીવ હોય છે, અને પુષ્પે પુષ્પે અનેક જીવ હોય છે. ૧૪૬–૧૪૮.

એમનાં ફળોમાં નીચે પ્રમાણે વિશેષ છે:—

પુષ્પફળ, કાલિંગ, તુંબ, ચિર્ભટ, ત્રપુષ, ઘોષાતક, પટોળ, તિંદુક અને તેંદુષ—આમના

एतच्च सर्वं अर्थतः क्वचित् पाठतश्च प्रायः प्रज्ञापनागतमेव ॥

श्रीहेमचन्द्रसूरिभिश्च अभिधानचिन्तामणौ इत्युक्तम्—

कुरंटाद्या अग्रबीजा मूलजास्तूत्पलादयः ।
पर्वयोनय इक्ष्वाद्याः स्कन्धजाः सल्लकीमुखाः ॥ १५१ ॥
शाल्यादयो बीजरुहाः संमूर्छजास्तृणादयः ।
स्युर्वनस्पतिकायस्य षडेता मूलजातयः ॥ १५२ ॥

इदमर्थतः प्रथमांगेऽपि दशवैकालिकेऽपि ॥

जीवाभिगमे तु—चतस्रो मुख्यवल्ल्यः स्युः तावच्छताश्च तद्भिदः ।
ख्याता मुख्यलता अष्टौ तावच्छताश्च तद्भिदः ॥ १५३ ॥
नामग्राहं तु ता नोक्ताः प्राक्तनैरपि पंडितैः ।
ततो न तत्र दोषो नः तत्पदव्यनुसारिणाम् ॥ १५४ ॥
त्रयो हरितका याः स्युः जलस्थलोभयोद्भवाः ।
भेदाः शतानि तावन्ति तदवान्तरभेदजाः ॥ १५५ ॥

वृंत, गर्भ अने कटाहनो एक जीव छे, अने पत्र, बीज तथा केसरना पृथक् पृथक् जीव छे. १४९–१५०.

आ भावार्थनुं पन्नवणासूत्रमां कह्युं छे अने ए संबंधी पाठ पण क्वचित् एवा ज छे.

वळी श्री हेमचंद्राचार्यकृत अभिधान चिन्तामणिमां एम कह्युं छे केः— (१) 'कुरंट' वगेरे अग्रबीजवाळां; उत्पळ वगेरे मूळोत्पन्न; (३) शेरडी वगेरे पर्वयोनिक; (४) सल्लकी वगेरे स्कंधथी उत्पन्न थयेला; (५) शाळ आदि बीजोत्पन्न अने (६) तृण वगेरे संमूर्छिम—आ, वनस्पतिकायनी छ मूळ जाति छे. १५१–१५२.

पहेला 'अंग' मां अने 'दशवैकालिक' मां पण ए ज भावार्थनुं कहेलुं छे. पण 'जीवाभिगम' मां तो,

"मुख्य वल्ली चार छे अने एओना चारसो प्रकार छे. मुख्य लता आठ छे अने एना आठसो प्रकार छे" एम कह्युं छे. १५३.

पण एओनां नामठाम पूर्वाचार्योए पण क्यांइ आप्यां नथी माटे एमने पगले चालनारा अमारा जेवाओनो नाम न आपी शकवामां कंइ दोष नथी. १५४.

हवे हरितकी एटले लीलोतरी त्रण प्रकारनी छेः (१) जळोत्पन्न, (२) स्थळोत्पन्न अने (३) जळस्थळ–उभयत्र उत्पन्न थती. आ भेदोना वळी त्रणसो अवान्तर भेदो छे. १५५.

सहस्रं वृन्तबद्धानि वृन्ताकादिफलान्यथ ।
सहस्रं नालबद्धानि हरितेष्वेव तान्यपि ॥ १५६ ॥

किंच मूलत्वक्काष्टनिर्यासपत्रपुष्पफलान्यपि ।
गन्धांगभेदाः सप्तामी जिनैरुक्ता वनस्पतौ ॥ १५७ ॥

मूलमौशीरवालादि त्वक् प्रसिद्धा तजादिका ।
काष्टं च काकतुंडादि निर्यासो घनसारवत् ॥ १५८ ॥

पत्रं तमालपत्रादि प्रियंग्वादिसुमान्यपि ।
कक्कोलैलालवंगादि फले जातिफलाद्यपि ॥१५९॥ युग्मम् ॥

मूलादयस्ते सप्तापि नानावर्णा भवन्त्यतः ।
गुणिताः पंचभिर्वर्णैः पंचत्रिंशत् भवन्ति हि ॥ १६० ॥

दुर्गन्धाभावतः श्रेष्टगन्धेनैकेन ताडिताः ।
ते पंचत्रिंशदेव स्युरेकेन गुणितं हि तत् ॥ १६१ ॥

नानारसाश्च ते सर्वे ततः पंचरसाहताः ।
संजातः शतमेकं ते पंचसप्ततिसंयुतम् ॥ १६२ ॥

---

એક સહસ્ર પ્રકારના વૃંતબદ્ધ વૃન્તાકાદિ ફળો છે તથા એક સહસ્ર પ્રકારના નાળબદ્ધ ફળો છે–એ સર્વનો આ ' હરિતકી ' માં જ સમાવેશ થાય છે. ૧૫૬.

વળી મૂળ, છાલ, કાષ્ટ, રસ, પત્ર, પુષ્પ અને ફળ–એ સાતેને વનસ્પતિના સુગંધવાળા અંગભેદ કહ્યાં છે. ૧૫૭.

જેમકે; મૂળ ખશ તથા વાળા વગેરેના સુગંધિ છે, છાલ તજની સુગંધિ છે, કાષ્ટ કાકતુંડનું અને રસ ઘનસારનો સુગંધિ છે. પત્ર તમાલપત્રનાં સુગન્ધિ છે, પુષ્પો પ્રિયંગુ વગેરેનાં સુગંધિ છે, અને ફળમાં કક્કોલ, એલચી, લવંગ અને જાયફળ વગેરે સુગંધિ છે. ૧૫૮–૧૫૯.

વળી આ મૂળ વગેરે સાતે અંગોના વિવિધ પાંચ વર્ણ–રંગ હોય છે. માટે એઓને પાંચવડે ગુણતાં એઓના ( ૭×૫=૩૫ ) પાંત્રીશ ભેદ થાય છે. ૧૬૦.

એમનામાં દુર્ગંધનો તો અભાવ છે; ફક્ત એક શ્રેષ્ઠ સુગંધજ છે. માટે એ પૂર્વોક્ત પાંત્રીશની સંખ્યાને એક વડે ગુણતાં એટલા જ ભેદ રહ્યા ( વધતા નથી ). ૧૬૧.

વળી એઓમાં નાના પ્રકારના–પાંચ રસ હોય છે માટે એ પાંત્રીશ ભેદ છે એને પાંચ વડે ગુણતાં એકસોને પંચોતેર ભેદ થાય છે. ૧૬૨.

स्पर्शास्तु यद्यप्यष्टापि संभवन्त्येव वस्तुतः ।
तथाप्येषां प्रशस्तत्वात् गृह्यन्ते तेऽपि तादृशाः ॥ १६३ ॥

तल्लघूष्णमृदुस्निग्धैः स्पर्शैरेते चतुर्गुणाः ।
शतानि सप्त जातानि गन्धाङ्गानां दिशानया ॥ १६४ ॥

उक्तं च जीवाभिगमवृत्तौ—

मूलतयकट्ठनिज्झासपत्तपुप्फफलमाइगन्धंगा ।
वण्णादुत्तरभेया गन्धंगसया मुणेयव्वा ॥ १६५ ॥

सूत्रालापश्च—

कति णं भंते गंधंगा। गोयम सत्त गंधंगा। सत्तगंधंगसया। इत्यादि॥

एवं वल्ल्यादिसूत्रालापा अपि वाच्याः ॥

लोकैश्च। शून्यसप्तांकहस्ताश्वसूर्येन्दुवसुवह्नयः ।
एतत्संख्यांकनिर्दिष्टो वनभारः प्रकीर्तितः ॥ १६६ ॥

पाठान्तरे च रामो वसवश्चन्द्रः सूर्यो भूमिस्तथैव च ।
मुनिः शून्यं समादिष्टभारसंख्या निगद्यते ॥ १६७ ॥

---

ખરી રીતે તો રસ આઠ છે, તો પણ પસ્તુત ગંધાંગો પ્રશસ્ત હોવાથી, આ રસો પણ, એના જેવા પ્રશસ્ત છે એટલાજ અર્થાત્ પાંચ જ ગ્રહણ કર્યા છે. ૧૬૩.

વળી લઘુ, ઉષ્ણ, મૃદુ અને સ્નિગ્ધ–એમ ચાર જાતના સ્પર્શો છે. તો આ ચારની સંખ્યાવડે ગુણવાથી ગંધાંગોના ( ૧૭૫×૪=૭૦૦) સાતસો ભેદ એકંદર થયા. ૧૬૪.

આ સંબંધમાં 'જીવાભિગમ' ની વૃત્તિમાં કહ્યું છે કે:—

મૂળ, ત્વચા, કાષ્ટ, નિર્યાસ ( રસ ), પત્ર, પુષ્પ અને ફળ–આટલાં ગંધાંગો છે એના વર્ણ વગેરેનેલઇને ઉત્તરોત્તર ભેદ સો ગંધાંગ એટલે ૧૦૦×૭=૭૦૦ સાતસો થાય. ૧૬૫.

આ સંબંધમાં સૂત્રમાં નીચે પ્રમાણે 'આલાપ' છે:—

ગૌતમગણધર પૂછે છે— હે ભગવંત, ગંધાંગ કેટલા ? એનો શ્રીવીર ઉત્તર આપે છે— હે ગૌતમ, ગંધાંગ સાત છે અને એના એકંદર ભેદો સાતસો છે.

વલ્લી આદિના સંબંધમાં પણ આવા જ 'સૂત્રાલાપ' છે.

વળી વ્યવહારમાં

૩૮૧૧૨૭૨૯૭૦ આટલો વનસ્પતિભાર કહ્યો છે; જો કે પાઠાન્તર પ્રમાણે ૩૮૧૧૨૧૭૦ આટલો કહ્યો છે. ૧૬૬–૧૬૭.

एकैकजातेरेकैकपत्रप्रचयतो भवेत् ।
प्रोक्तसंख्यैर्मणैर्भारस्ते त्वष्टादश भूरुहाम् ॥ १६८ ॥

तथा चत्वारोऽपुष्पका भारा अष्टौ च फलपुष्पिताः ।
स्युर्वल्लीनां च षड् भाराः शेषनागेन भाषितम् ॥ १६९ ॥

इत्यादि उच्यते ॥

इति बादराणां भेदाः ॥ १ ॥

प्रसिद्धाः सप्त याः पृथ्व्यः वसुमत्यष्टमी पुनः ।
ईषत्प्राग्भाराभिधा स्यात्तासु स्वस्थानतोऽष्टसु ॥ १७० ॥
अधोलोके च पातालकलशावलिभित्तिषु ।
भवनेष्वसुरादीनां नारकावसथेषु च ॥ १७१ ॥
ऊर्ध्वलोके विमानेषु विमानप्रस्तटेषु च ।
तिर्यग्लोके च कूटाद्रिप्राग्भारविजयादिषु ॥ १७२ ॥
वक्षस्कारवर्षशैलजगतीवेदिकादिषु ।
द्वारद्वीपसमुद्रेषु पृथिवीकायिकोद्भवः ॥१७३॥ चतुर्भिः कलापकम् ॥

इति पृथ्वीकायस्थानानि ॥

---

દરેક જાતિના અકેક પત્રને એકઠ્ઠા કરતાં, એ કહી એટલી સંખ્યા જેટલા મણ થાય ત્યારે એક ' ભાર ' થાય. એવા અઢાર ' ભાર ' વનસ્પતિ છે. ૧૬૮.

એમાં પુષ્પવિનાની ચાર ભાર છે, ફળપુષ્પવાળી આઠ ભાર છે અને ' વલ્લી ' છ ભાર છે– એમ શેષનાગનું અર્થાત્ ચોક્કસ નિર્ણયપૂર્વક,–વચન છે. ૧૬૯. એમ લોકોક્તિ છે.

આ પ્રમાણે 'બાદર'ના ' ભેદ ' વિષે વિવેચન સંપૂર્ણ. ( પહેલું દ્વાર ).

હવે 'બાદર' પૃથ્વીકાયિકજીવોનાં સ્થાન વિષે.

સાત પૃથ્વીઓ પ્રસિદ્ધ છે તે, અને આઠમી 'ઇષત્પ્રાગ્ભાર' નામની છે–એ આઠે પૃથ્વીઓમાં; અધોલોકમાં પાતાળકળશાઓની ભીંતમાં, અસુર વગેરેના ભવનોમાં અને નારકોના સ્થાનમાં; ઉર્ધ્વલોકમાં વિમાનોમાં તથા વિમાનોના પ્રસ્તટોમાં; તિર્યગ્લોકમાં કૂટપર્વતોમાં, પ્રાગ્ભારવિજય વગેરેમાં, વક્ષસ્કાર પર્વતોમાં, વર્ષ–શૈલ–જગતીનો કોટ–વેદિકા વગેરે દ્વાર–દ્વીપ અને સમુદ્રોમાં 'સ્વસ્થાનતઃ' પૃથ્વીકાયિક જીવોની ઉત્પત્તિ છે. ૧૭૦–૧૭૩.

હવે 'બાદર' અપ્કાયજીવોના સ્થાન વિષે.

स्वस्थानतोऽम्बुकायानां स्थानान्युक्तानि सूरिभिः ।
घनोदधिवलयेषु घनोदधिषु सप्तसु ॥ १७४ ॥

अधः पातालकुम्भेषु भवनेष्वासुरेषु च ।
ऊर्ध्वलोके विमानेषु स्वर्गपुष्करणीषु च ॥ १७५ ॥

तिर्यग्लोके च कूपेषु नदीनदसरस्सु च ।
निर्झरोज्झरवापीषु गर्त्ताकेदारपंक्तिषु ॥ १७६ ॥

जलाशयेषु सर्वेषु शाश्वताशाश्वतेषु च ।
द्वीपेषु च समुद्रेषु बादराप्कायसम्भवः ॥ १७७ ॥ कलापकम् ॥

इति अप्कायस्थानानि ॥

स्वस्थानतोऽग्निकायानां स्थानमाहुर्जिनेश्वराः ।
नरक्षेत्रं द्विपाथोधिसार्धद्वीपद्वयात्मकम् ॥ १७८ ॥

तत्रापि काले युगलिनामग्निः काले च बिलवासिनाम् ।
विदेहेष्वेव सर्वासु कर्मभूषु ततोऽन्यदा ॥ १७९ ॥

किंच ऊर्ध्वाधोलोकयोर्नायं तिर्यग्लोकेऽप्यसौ भवेत् ।
सदा विदेहे भरतैरवतेषु च कर्हिचित् ॥ १८० ॥

ઘનોદધિના વલયોમાં સાત ઘનોદધિમાં, **અધઃ** પાતાળકળશોમાં તથા અસુરોના ભવનોમાં; **ઉર્ધ્વ** વિમાનોમાં તથા સ્વર્ગની પુષ્કરણીઓમાં, **તિર્યક્** કુવાઓમાં, નદી નદ અને તળાવોમાં, ઝરણાવાળી વાવોમાં, ખાઈઓ તથા કયારાઓની હારોમાં; તથા શાશ્વત-અશાશ્વત સર્વ જળાશયોમાં તથા દ્વીપ અને સમુદ્રોમાં 'સ્વસ્થાનતઃ' બાદર અપ્કાયનો સંભવ છે. ૧૭૪-૧૭૭.

હવે બાદર અગ્નિકાય જીવોનાં સ્થાન વિષે.

'સ્વસ્થાનથી' અગ્નિકાયોનું સ્થાન બે સમુદ્ર અને અઢીદ્વીપાત્મક મનુષ્યક્ષેત્ર છે. તેમાં પણ યુગળીયાઓને તથા બિલવાસીઓને અમુક કાળે અગ્નિ હોય છે. વિદેહોમાં હંમેશાં હોય છે તથા સર્વકર્મભૂમિઓમાં કોઇક કાળે હોય છે. ૧૭૮-૧૭૯.

વળી ઉર્ધ્વ અને અધોલોકમાં એ નથી હોતો, તિર્યગ્લોકમાં હોય છે, વિદેહમાં હમ્મેશાં હોય છે, તથા ભરતક્ષેત્ર અને ઐરવતક્ષેત્રમાં તે કોઈક સમયે હોય છે. ૧૮૦.

पाकदाहादिसंतापं तनुते नरकेषु यः ।
स नाग्निः किन्तु तत्तुल्यांस्ते विकुर्वन्ति पुद्गलान् ॥ १८१ ॥

या चोष्णवेदना तेषु श्रूयतेऽत्यन्तदारुणा ।
पृथिव्यादिपुद्गलानां परिणामः स तादृशः ॥ १८२ ॥

तथोक्तम्—

ननु सप्तस्वपि पृथ्वीषु तेजस्कायिकवर्जपृथ्वीकायिकादिस्पर्शो नारकाणां युक्तः तेषां तासु विद्यमानत्वात् । तेजस्कायस्पर्शस्तु कथम् । बादरतेजसां समयक्षेत्रे एव सद्भावात् । सूक्ष्मतेजसां पुनस्तत्र सद्भावेऽपि स्पर्शनेन्द्रियाविषयत्वात् इति ॥ अत्रोच्यते । इह तेजस्कायिकस्येव परमाधार्मिकनिर्मितज्वलनसदृशवस्तुनः स्पर्शः तेजस्कायिकस्पर्शः इति व्याख्येयम् । न तु साक्षात्तेजस्कायिकस्यैव ॥ अथवा भवान्तरानुभूततेजस्कायिकपर्यायपृथिवीकायिकस्पर्शापेक्षया व्याख्येयम् ॥ इति भगवतीशतक १३ उद्देश ४ वृत्तौ ॥

વળી નરકને વિષે જે પાક, દાહ વગેરે દુઃખોનો અનુભવ કરાવે છે તે કંઇ અગ્નિ નથી પણ પરમાધામીઓએ વિકુર્વેલા અગ્નિજેવા પુદ્ગળો છે. અને તે નરકના જીવોને જે ઉષ્ણ વેદના થતી કહેવાય છે તે પૃથ્વી વગેરે પુદ્ગળોનો એવા પ્રકારનો પરિણામ છે. ૧૮૧–૧૮૨.

આ સંબંધમાં ભગવતી સૂત્રના તેરમા શતકના ચોથા ઉદ્દેશની વૃત્તિમાં નીચે પ્રમાણે કહ્યું છે:—

કોઇ માણસ અહિં એવી શંકા ઉપસ્થિત કરે કે " સાતે પૃથ્વીઓમાં નારકીના જીવોને તેજસ્કાય વિના બીજા ત્રણ અર્થાત્ પૃથ્વીકાય–અપ્કાય અને વાયુકાયનો, સ્પર્શ થાય છે એમ કહો છો તે તો યુક્ત છે કેમકે ત્યાં તે ત્રણે વિદ્યમાન છે; પરન્તુ તેઓને તેજસ્કાયનો સ્પર્શ ક્યાંથી–કેવીરીતે થાય ? ન જ થાય. કેમકે બાદર તેજસ્કાયો મનુષ્યક્ષેત્રમાં જ હોય છે, અને સૂક્ષ્મ તેજસ્કાયો ત્યાં છે ખરા પણ તે સ્પર્શેન્દ્રિયનો વિષય નથી. " આ શંકાનું સમાધાન આ પ્રમાણે:— અહીં ' તેજસ્કાય ' માંના ' તેજસ્ ' નો અર્થ ' પરમાધામીકૃત અગ્નિસદૃશ-વસ્તુ ' લેવો. એટલે, ' તેજસ્કાયનો સ્પર્શ '–એનો અર્થ એમ કે–પરમાધામીની નીપજાવેલી અગ્નિસરખી વસ્તુનો સ્પર્શ–જે તેજસ્કાયનો જ જાણે સ્પર્શ હોય એવો લાગે છે. ( સાક્ષાત્ તેજસ્કાયનો સ્પર્શ કરે છે એમ અમારૂં કહેવું નથી ). અથવા ' કોઇ અન્ય ભવમાં અનુભવેલા તેજસ્કાયિકના પર્યાયો સરખો પૃથ્વીકાયિકનો સ્પર્શ ' એમ લેવું.

स्वर्गादौ धूपघटचादि श्रूयते यत्किलागमे ।
तत्तुल्याः पुद्गलास्तेऽपि कृत्रिमाकृ[illegible]काः ॥ १८३ ॥

एतच्च अर्थतः प्रायः तृतीयतुर्योपांगयोरेव ॥

ग्रन्थान्तरेऽपि—

पंचिंदियएगिंदिय उड्ढे य अहे य तिरियलोए य ।
विगलिंदियजीवा पुण तिरियलोए मुणेयव्वा ॥ १८४ ॥

पुढवीआउवणस्सइ बारसकप्पेसु सत्तपुढवी‌सु ।
पुढवी जासिद्धिसिला तेऊ नरखित्ततिरिलोए ॥ १८५ ॥

सुरलोअवाविमज्झे मच्छाइ नत्थि जलयरा जीवा ।
गेविज्जे न हु वावी वाविअभावे जलं नत्थि ॥ १८६ ॥

इति अग्निकायस्थानम् ॥

घनानिलवलयेषु घनानिलेषु सप्तसु ।
तनुवातवलयेषु तनुवातेषु सप्तसु ॥ १८७ ॥

अधोलोके च पातालकुम्भेषु भवनेषु च ।
छिद्रेषु निष्कुटेष्वेवं स्वस्थानं वायुकायिनाम् ॥१८८॥ युग्मम् ॥

---

સ્વર્ગાદિમાં ધુપઘટી વગેરે હોવાનું આગમમાં કહેવાય છે તે પણ આ તૈજસ્કાય સદૃશ કૃત્રિમ તેમજ અકૃત્રિમ પુદ્ગળો છે. ૧૮૩.

આ ભાવાર્થનું ત્રીજા અને ચોથા ઉપાંગમાં જ કહેલું છે.

અન્ય ગ્રન્થમાં પણ કહ્યું છે કેઃ—

પંચેન્દ્રિય અને એકેન્દ્રિય પ્રાણીઓ ઉર્ધ્વ–અધો–અને તિર્યગ્–લોકમાં હોય છે પણ વિકલેન્દ્રિય એટલે બે-ત્રણ અને–ચાર ઇન્દ્રિયોવાળા તો તિર્યગ્લોકમાં જ સમજવા. વળી પૃથ્વીકાય, અપ્કાય અને વનસ્પતિકાય બાર દેવલોકમાં અને સાત પૃથ્વીઓમાં હોય છે. એમાં યે પૃથ્વીકાય યાવત્ સિદ્ધશિલા સુધી હોય છે અને તેઉકાય એટલે તૈજસ્કાય–અગ્નિકાય તિર્યગ્લોકને વિષે મનુષ્યક્ષેત્રમાં હોય છે. વળી દેવલોકની વાવોમાં :મત્સ્યાદિ જળચર જીવો હોતા નથી, ગ્રૈવેયકમાં વાવો હોતી નથી અને વાવોને અભાવે જળ પણ હોય નહિં. ૧૮૪–૧૮૬.

હવે બાદર વાયુકાયજીવોના સ્થાન વિષે.

ઘનવાયુના વલયોને વિષે સાત ઘનવાયુમાં, તનુવાયુના વલયોને વિષે સાત તનુવાયુમાં, અધોલોકને વિષે પાતાળકુંભોમાં, ભવનોમાં, છિદ્રોમાં અને નિષ્કુટોને વિષે વાયુકાયોનું **સ્વસ્થાન** છે. ૧૮૭–૧૮૮.

ऊर्ध्वलोके च कल्पेषु विमानेषु तदालिषु ।
विमानप्रस्तटच्छिद्रनिष्कुटेषु तदुद्भवः ॥ १८९ ॥
तिर्यग्लोके दिक्षु विदिक्ष्वधश्चोर्ध्वं च तज्जनिः ।
जगत्यादिगवाक्षेषु लोकनिष्कुटकेषु च ॥ १९० ॥

इति वायुकायस्थानम् ॥

प्रत्येकः साधारणश्च द्विविधोऽपि वनस्पतिः ।
प्रायोऽप्कायसमः स्थानैः जलाभावे ह्यसौ कुतः ॥ १९१ ॥

इति वनस्पतिस्थानम् ॥

उपपातसमुद्घातनिजस्थानैः भवन्ति हि ।
लोकासंख्यातमे भागे पर्याप्ता बादरा इमे ॥ १९२ ॥

तत्र वायोः तु अयं विशेषः पंचसंग्रहवृत्तौ—

॥ बायरपवणा असंखेज्जेत्ति ॥ लोकस्य यत्किमपि शुषिरं तत्र सर्वत्र पर्याप्तबादरवायवः प्रसर्पन्ति । यत्पुनः अतिनिबिडनिचिततया शुषिरहीनं कनकगिरिमध्यादि तत्र न । तच्च लोकस्यासंख्येयभागमात्रम् । ततः एकमसंख्येयभागं मुक्त्वा शेषेषु सर्वेषु अपि असंख्येयेषु भागेषु वायवो वर्तन्ते । इति ॥

---

ઊર્ધ્વલોકને વિષે સર્વદેવલોકોમાં–વિમાનોમાં અને એમની શ્રેણિઓમાં, વળી વિમાનોના પ્રસ્તટો, છિદ્રો અને નિષ્કુટોમાં આ વાયુકાયજીવોની ઉત્પત્તિ છે. ૧૮૯.

વળી તિર્યગ્લોકને વિષે દિશાઓમાં તેમજ વિદિશાઓમાં, ઉપર તેમજ નીચે, તેમ વળી 'જગતી' આદિકના ગવાક્ષોમાં અને લોકોના ગૃહોદ્યાનોમાં પણ વાયુકાયની ઉત્પત્તિ છે. ૧૯૦.

હવે બાદર વનસ્પતિકાયજીવોના સ્થાન વિષે.

જે અપ્કાયનાં સ્થાનો છે તેજ પ્રત્યેક અને સાધારણ–બન્ને પ્રકારની વનસ્પતિનાં સ્થાનો છે. કારણ કે જ્યાં જળ હોય ત્યાં જ વનસ્પતિ હોય. ૧૯૧. ઈતિ.

આ પર્યાપ્ત બાદર જીવોનાં ઉપપાત, સમુદ્ઘાત અને સ્વસ્થાનો 'લોક' ના અસંખ્યમા ભાગમાં હોય છે. ૧૯૨.

પણ એમાં, વાયુના સંબંધમાં પંચસંગ્રહવૃત્તિમાં વિશેષતા બતાવી છે તે આ પ્રમાણે:– 'લોક' માં જ્યાં જ્યાં પોલાણ છે ત્યાં સર્વત્ર પર્યાપ્ત–બાદર–વાયુનો વિસ્તાર છે. પણ મેરૂપર્વતનો મધ્યભાગ વગેરે જે જે **પ્રદેશ** અત્યન્ત નિબીડ અને નિચિત હોઈને પોલાણ વિનાના હોય ત્યાં તે વાયુનો પ્રચાર નથી. એ **પ્રદેશ** 'લોક' ના અસંખ્યમા ભાગ જેટલો છે, એટલે એટલા એ પ્રદેશ શિવાય બીજી સર્વ જગાએ આ વાયુનો સંચાર છે.

पर्याप्तबादरवनस्पतयः उपपातसमुद्घाताभ्यां सर्वलोकव्यापिनः स्वस्थानतो लोकासंख्येयभागे । इति प्रज्ञापनावृत्तौ ॥

अपर्याप्तास्तु सर्वे स्वस्थानैः पर्याप्तसन्निभाः ।
उपपातसमुद्घातैस्त्वशेषलोकवर्त्तिनः ॥ १९३ ॥

नवरम् । वह्निकायस्त्वपर्याप्तस्तिर्यग्लोकस्य तट्टके ।
उपपातेन निर्दिष्टो द्वयोर्लोककपाटयोः ॥ १९४ ॥

तच्चैवम् ।

आलोकान्तं दीर्घे सार्धद्वीपाम्बुधिद्वयविशाले ।
अधऊर्ध्वं लोकान्तस्पृशी कपाटे उभे कल्प्ये ॥ १९५ ॥

तयोः कपाटयोः तिर्यग्लोकेऽन्त्याम्भोधिसीमनि ।
योजनाष्टादशशतबाहल्ये सर्वतोऽपि हि ॥ १९६ ॥

अपर्याप्तबादराग्नेः स्थानं स्यादुपपाततः ।
तिर्यग्लोकं कपाटस्थमेव केऽप्यत्र मन्वते ॥ १९७ ॥

त्रिधा बादरपर्याप्ताः तेजस्कायिकदेहिनः ।
स्युरेकभविका बद्धायुषश्चाभ्युदितायुषः ॥ १९८ ॥

---

વળી પર્યાપ્ત બાદર વનસ્પતિના ઉપપાત અને સમુદ્ઘાત સર્વલોકને વિષે હોય છે અને એના 'સ્વ'સ્થાન લોકના અસંખ્યમા ભાગમાં હોય છે—એમ પન્નવણાસૂત્રની વૃત્તિના કર્ત્તા કહે છે.

સર્વે ' અપર્યાપ્ત ' નાં સ્વસ્થાન ' પર્યાપ્ત ' ની સરખા જ છે. અને એના ઉપપાત અને સમુદ્ઘાત સર્વલોકમાં હોય છે. ૧૯૩.

અહિં કંઈ **વિશેષતા** છે તે આ પ્રમાણે:—

અપર્યાપ્ત અગ્નિકાય ઉપપાતવડે તિર્યગ્લોકના તટ પર બે લોકરૂપ કપાટમાં રહેલો છે. તે આ પ્રમાણે:—છેક લોકાંત સુધી દીર્ઘ, અઢીદ્વીપસહિત બે સાગરોપમ જેટલા વિસ્તૃત તથા ઉત્તરે અને દક્ષિણ દિશાએ લોકાંતને સ્પર્શ કરતા હોય એવા બે કપાટો કલ્પવા. ૧૯૫.

એ બેઉ કપાટોમાં, તથા—અંતિમ સમુદ્રસુધીના અને સર્વતઃ અઢારશત યોજનની જાડાઈવાળા એવા તિર્યગ્લોકમાં, ઉપપાતથી ' અપર્યાપ્તબાદરઅગ્નિકાય ' નું સ્થાન છે. જો કે કેટલાક એમ કહે છે કે કપાટસ્થ તિર્યગ્લોક જ એનું સ્થાન છે. ૧૯૬–૧૯૭.

બાદરપર્યાપ્ત અગ્નિકાયના જીવના ત્રણ ભેદ છે: (૧) એકભવી (૨) બદ્ધાયુ અને (૩ ઉદિતાયુ. ૧૯૮.

तत्र येऽनन्तरभवे उत्पत्स्यन्तेऽग्निकायिषु ।
अपर्याप्तबादरेषु त एकभविकाः स्मृताः ॥ १९९ ॥
ये तु पूर्वभवसत्कतृतीयांशादिषु ध्रुवम् ।
बद्धस्थूलाऽपर्याप्त्याग्न्यायुष्का बद्धायुषश्च ते ॥ २०० ॥
ये तु पूर्वभवं त्यक्त्वा साक्षादनुभवन्ति वै ।
स्थूलापर्याप्तवह्न्यायुस्ते भवन्त्युदितायुषः ॥ २०१ ॥
तत्रैकभविका बद्धायुषश्च द्रव्यतः किल ।
स्थूलापर्याप्ताग्नयः स्युः भावतस्तूदितायुषः ॥ २०२ ॥
अत्र च द्रव्यतो बादराऽपर्याप्ताग्निभिः न प्रयोजनम् ।
स्थूलापर्याप्ताग्नयो ये भावतः तैः प्रयोजनम् ॥ २०३ ॥
ततश्च यद्यप्युक्तकपाटाभ्यां तिर्यग्लोकाच्च ये बहिः ।
उदितबादरापर्याप्ताग्न्यायुष्का भवन्ति हि ॥ २०४ ॥
तेऽप्युच्यन्त तथात्वेन ऋजुसूत्रनयाश्रयात् ।
तथापि व्यवहारस्य नयस्याश्रयणादिह ॥ २०५ ॥

એમાં જેઓ ભવિષ્યના—અનન્તર ભવમાં અપર્યાપ્તબાદર અગ્નિકાયોને વિષે ઉત્પન્ન થવાના હોય છે તેઓ 'એકભવી' કહેવાય છે. ૧૯૯.

જેઓએ ગતભવના તૃતીયાંશને વિષે બાદર અપર્યાપ્ત અગ્નિકાયનું આયુષ્ય બાંધેલ હોય છે એઓ 'બદ્ધાયુ' કહેવાય છે. ૨૦૦.

વળી જેઓ પૂર્વભવને છોડીને બાદરઅપર્યાપ્તઅગ્નિકાયનું આયુષ્ય અનુભવે છે તે ઉદિતાયુ કહેવાય છે. ૨૦૧.

એ ત્રણેમાં પહેલા અને બીજા પ્રકારવાળા 'દ્રવ્યથી' બાદરઅપર્યાપ્તઅગ્નિકાય છે, અને ત્રીજા પ્રકારવાળા 'ભાવથી' છે. ૨૦૨.

અત્યારે અહિં આપણે 'દ્રવ્યથી' જેઓ બાદરઅપર્યાપ્તઅગ્નિકાયો છે તેમની સાથે કંઇ પ્રયોજન નથી. 'ભાવથી' જેઓ એવા છે એમની સાથે પ્રયોજન છે. ૨૦૩.

અને તેથી, યદ્યપિ પૂર્વોક્ત કપાટથકી અને તિર્યગ્લોકથી બહાર જેઓ ઉદિતબાદર-અપર્યાપ્તઅગ્નિકાયના આયુષ્યવાળા હોય છે તેઓ પણ 'ઋજુસૂત્રનયથી' એ જાતના કહેવાય છે, તોપણ 'વ્યવહારનયથી', જેઓ સ્વસ્થાનસમશ્રેણિવાળા બેઉ કપાટોમાં રહેલા હોય

ये स्वस्थानसमश्रेणिकपाटद्वयसंस्थिताः ।
स्वस्थानानुगते ये च तिर्यग्लोके प्रविष्टकाः ॥ २०६ ॥

ते एव व्यपदिश्यन्तेऽपर्याप्तबादराग्नयः ।
शेषाः कपाटान्तरालस्थिता नैव तथोदिताः॥२०७॥ कलापकम्॥

ये नाद्याप्यागतस्तिर्यग्लोकेऽथवा कपाटयोः ।
ते प्राक्तनभवावस्था एव गण्या मनीषिभिः॥ २०८ ॥

उक्तं च प्रज्ञापनावृत्तौ—

पणयाललक्खपिहुला दुन्नि कवाडा य छद्दिसिं पुट्ठा ।
लोगंते तेसिं तो जे तेउ ते ऊ घिप्पन्ति ॥ २०९ ॥

तत उक्तम्— उववाएणं दोसु कवाडेसु तिरियलोअतट्टे य ॥

पृथ्व्यादिषु चतुर्ष्वेकपर्याप्तनिश्रया मताः ।
असंख्येया अपर्याप्ता जीवा वनस्पतेः पुनः ॥ २१० ॥

पर्याप्तस्य चैकैकस्य पर्याप्ता निश्रया स्मृताः ।
असंख्येयाश्च संख्येया अनन्ता अपि कुत्रचित् ॥२११॥ युग्मम्॥

---

છે તથા જેઓએ સ્વસ્થાનાનુગત તિર્યગ્લોકમાં પ્રવેશ કરેલા હોય છે તેઓ જ એ જાતના કહેવાય છે. કપાટની અંદર રહેલા બાકીના, એવા નથી કહેવાતા. ૨૦૪–૨૦૭.

વળી જેઓ અદ્યાપિપર્યન્ત તિર્યગ્લોકમાં પ્રવેશ પામી શક્યા નથી તેમને તો પૂર્વ ભવની જ અવસ્થા છે એમ સમજી લેવું. ૨૦૮.

આ સંબંધમાં પ્રજ્ઞાપનાસૂત્રની વૃત્તિમાં એમ કહ્યું છે કેઃ—

પીસતાળીશ લક્ષ યોજનના વિસ્તારવાળા બે કપાટ છએ દિશાએ લોકાંત સુધી પહોંચ્યા છે એની અંદર જે અગ્નિકાયજીવો રહેલા છે તે અહિં ગ્રહણ કરવા–સમજવા. ૨૦૯.

અને તેથીજ 'બે કપાટોની અંદર તેમજ તિર્યગ્લોકના તટ પર 'ઉપપાતથી' રહેલા છે' એમ કહ્યું છે.

પૃથ્વી આદિ ચારમાં, અર્થાત્ પૃથ્વી–અપ્–તેજ અને વાયુ–કાયમાં 'એક' પર્યાપ્તની નિશ્રાયે **અસંખ્ય અપર્યાપ્ત** હોય છે; અને વનસ્પતિકાયમાં એક પર્યાપ્તની નિશ્રાએ (૧) અસંખ્ય, (૨) સંખ્યાત અને (૩) અનન્ત એમ ત્રણ જાતના 'અપર્યાપ્ત' હોય છે. ૨૧૦–૨૧૧.

तत्र च संख्यासंख्याता पर्याप्तप्रत्येकतरुनिश्रया ।
अनन्ता एव पर्याप्तसाधारणवनाश्रिताः ॥ २१२ ॥

इति बादराणां स्थानानि ॥ २ ॥

पर्याप्तयस्त्रिचतुरा अपर्याप्तान्यभेदतः ।
प्राणाश्चत्वारोऽङ्गबलश्वासायूंषि त्वगिन्द्रियम् ॥ २१३ ॥

इति पर्याप्तिः ॥ ३ ॥

पृथ्व्यम्बुवह्निमरुतां प्रत्येकं परिकीर्त्तिताः ।
योनिलक्षाः सप्त सप्त सप्तसप्तिसमप्रभैः ॥ २१४ ॥
योनीनां दशलक्षाणि स्युः प्रत्येकमहीरुहाम् ।
साधारणतरूणां च योनिलक्षाश्चतुर्दश ॥ २१५ ॥

इति योनिः ॥ ४ ॥

द्वादश सप्त त्रीणि च सप्ताष्टाविंशतिश्च लक्षाणि ।
कुलकोटीनां पृथ्वीजलाग्न्यनिलभूरुहां क्रमतः ॥ २१६ ॥

અને એમાં પણ **એક** પર્યાપ્તપ્રત્યેકવનસ્પતિકાયની નિશ્રાએ, ' અપર્યાપ્ત ' **સંખ્યાત અને અસંખ્યાત** જેટલા હોય છે; જ્યારે **એક** પર્યાપ્તસાધારણ વનસ્પતિકાયની નિશ્રાએ, તેઓ **અનન્તા** હોય છે. ૨૧૨.

એ પ્રમાણે બાદરોના સ્થાનો વિષે વિવેચન સંપૂર્ણ. (૨).

હવે એમની પર્યાપ્તિઓ વિષે. (૩).

એઓને અર્થાત્ એ બાદર એકેન્દ્રિયોને પર્યાપ્તિઓ ત્રણ કે ચાર હોય છેઃ અપર્યાપ્તને ત્રણ, અને પર્યાપ્તને ચાર. વળી એમને પ્રાણ ચાર છેઃ કાયબળ, શ્વાસોચ્છવાસ, આયુષ્ય અને સ્પર્શેન્દ્રિય. ૨૧૩.

હવે એમની યોનિસંખ્યા વિષે. (૪)

પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય અને વાઉકાય—એ પ્રત્યેકની સાત સાત લાખ યોનિ કહી છે. વળી પ્રત્યેક વનસ્પતિકાયની દશ લાખ, અને સાધારણ વનસ્પતિકાયની ચૌદ લાખ યોનિ કહી છે. ૨૧૪-૨૧૫.

હવે એમની કુળસંખ્યા વિષે. (૫).

પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાય—એ પાંચેની કુલકોટિ અનુક્રમે

एवं च सप्तपंचाशल्लक्षाणि कुलकोटयः ।
एकेन्द्रियाणां जीवानां संग्रहण्यनुसारतः ॥ २१७ ॥

आचारांगवृत्तौ तु—

कुलकोडि सयसहस्सा बत्तीसट्ठट्ठनव य पणवीसा ।
एगिंदियबितिइंदियचउरिंदियहरियकायाणम् ॥ २१८ ॥

अद्धत्तेरसबारसदसदसनव चेव कोडिलक्खाइं ।
जलयरपक्खिचउपयउरभुअपरिसप्पजीवाणं ॥ २१९ ॥

पणवीसं छव्वीसं च सयसहस्साइं नारयसुराणं ।
बारस य सयसहस्सा कुलकोडीणं मणुस्साणं ॥ २२० ॥

एवं द्वीन्द्रियादिष्वपि संग्रहण्यभिप्रायेण वक्ष्यमाणासु कुलकोटिसंख्यासु मतान्तरं अत एवाभ्यूह्यम् ॥

तथा लक्षाणि कुलकोटीनां षोडशोक्तानि तात्त्विकैः ।
केवलं पुष्पजातीनां तृतीयोपांगदेशिभिः ॥ २२१ ॥

तानि चैवम्—

---

બારલાખ, સાતલાખ, ત્રણલાખ, સાતલાખ અને અઠ્યાવીશલાખ છે. આ પ્રમાણે એકંદર સત્તાવન લાખ કુળકોટિ સંગ્રહણીગ્રંથમાં એકેન્દ્રિય જીવોની કહી છે. ૨૧૬–૨૧૭.

પરંતુ આચારાંગસૂત્રમાં કુળકોટિઓ નીચે પ્રમાણે કહી છે:—

એકેન્દ્રિયોની બત્રીશ લાખ, બેઇન્દ્રિયોની આઠ લાખ, તેઇન્દ્રિયોની આઠ લાખ, ચઉરિન્દ્રિયોની નવલાખ અને વનસ્પતિકાયોની પચવીશ લાખ. વળી જળચરોની સાડાબારલાખ, પક્ષીઓની બાર લાખ, ચતુષ્પદોની દશ લાખ, ઉરપરિસર્પોની દશ લાખ અને ભુજપરિસર્પોની નવ લાખ. વળી નારકીઓની પચવીશ લાખ, દેવતાઓની છવ્વીશ લાખ અને મનુષ્યોની ચૌદ લાખ. ૨૧૮–૨૨૦.

આમ મતાન્તર છે. વળી બેઇન્દ્રિયાદિક જીવોની કુલકોટિ (જે હવે પછી કહેશું)—તેન સંખ્યા સંબંધી પણ બેઉમાં મતભેદ છે.

વળી ત્રીજા ઉપાંગમાં તત્વસંબંધી ઉપદેશ છે ત્યાં કેવળ પુષ્પની જાતિઓની જ સોળલાખ કુળકોટી ગણાવી છે. ૨૨૧.

તે આ પ્રમાણે:—

चतस्रो लक्षकोट्योऽम्भोरुहाणां जातिभेदतः ।
कोरिंटकादिजातीनां चतस्रः स्थलजन्मनाम् ॥ २२२ ॥

चतस्रो गुल्मजातीनां जात्यादीनां विशेषतः ।
मधूकादिमहावृक्षजानां तत्संख्यकोटयः ॥ २२३ ॥

इति कुलानि ॥ ५ ॥

मिश्रा सचित्ताऽचित्ता च योनिरेषां भवेत्त्रिधा ।
उष्णाशीतोष्णशीताग्नीन् विना ते ह्युष्णयोनयः ॥ २२४ ॥

पंचाप्येते त्रिनिर्दिष्टा जिनैः संवृतयोनयः ।
उत्पत्तिस्थानमेतेषां स्पष्टं यन्नोपलभ्यते ॥ २२५ ॥

इति योनिसंवृतत्वादि ॥ ६ ॥

द्वाविंशतिः सहस्राणि वर्षाणामोघतो भवेत् ।
पृथ्वीकायस्थितिर्ज्येष्टा विशेषस्तत्र दर्श्यते ॥ २२६ ॥

एकं वर्षसहस्रं स्यात् स्थितिर्ज्येष्टा मृदुक्षितेः ।
द्वादशाब्दसहस्राणि कुमारमृत्तिकास्थितिः ॥ २२७ ॥

चतुर्दश सहस्राणि सिकतायास्तु जीवितम् ।
मनःशिलायाश्चोत्कृष्टं षोडशाब्दसहस्रकाः ॥ २२८ ॥

ચાર લાખ જળરૂહ કમળ જાતિની, ચાર લાખ ભૂમિરૂહ કોરિંટ વગેરેની જાતની, ચાર લાખ જાઈ વગેરે ગુલ્મ જાતિની અને ચાર લાખ મહુડાં વગેરે મ્હોટાં વૃક્ષોનાં પુષ્પોના જાતિની. ૨૨૨-૨૨૩.

હવે એમની યોનિના સંવૃતત્વ આદિ વિષે. (૬).

આ બાદરએકેન્દ્રિયોની યોનિ વળી ત્રણ પ્રકારની છે: (૧) સચિત્ત, (૨) અચિત્ત અને (૩) મિશ્ર. અથવા શીત, ઉષ્ણ અને શીતોષ્ણ. વળી અગ્નિકાય શિવાયના બીજા બધાની ઉષ્ણ યોનિ છે. પાંચે જાતનાની યોનિ વળી સંવૃત છે એમ શ્રી જિનપ્રભુ ભાખી ગયા છે. કેમકે એમનું ઉત્પત્તિસ્થાન સ્પષ્ટ જણાતું નથી. ૨૨૪-૨૨૫.

હવે એમની ભવસ્થિતિ વિષે. (૭)

(૧) પૃથ્વીકાયની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ 'ઓઘથી' એટલે સામટી રીતે બાવીશહજાર વર્ષની છે. ૨૨૬.

પણ છુટક છુટક નીચે પ્રમાણે છે:—

મૃદુ એટલે કોમળ હોય તેની ઉત્કૃષ્ટ એક હજાર વર્ષની; કુમારી માટીની ઉત્કૃષ્ટ બાર

अष्टादशसहस्राणि शर्कराणां गुरुस्थितिः ।
द्वाविंशतिः सहस्राणि स्यात्साश्मादिखरक्षितेः ॥ २२९ ॥

सप्त वर्षसहस्राणि ज्येष्ठा स्यादम्भसां स्थितिः ।
त्रयो वर्षसहस्राश्च मरुतां परमा स्थितिः ॥ २३० ॥

अहोरात्रास्त्रयोऽग्नीनां दशवर्षसहस्रकाः ।
प्रत्येकभूरुहामन्येषां तु सान्तर्मुहूर्त्तकम् ॥ २३१ ॥

ऊनितेऽन्तर्मुहूर्त्ते च स्वस्वोत्कृष्टस्थितेः खलु ।
पंचानामप्यमीषां स्यात् ज्येष्ठा पर्याप्ततास्थितिः ॥ २३२ ॥

अन्तर्मुहूर्त्तं सर्वेषां यतोऽपर्याप्ततास्थितिः ।
अन्तर्मुहूर्त्ते क्षिप्तेऽस्मिन् स्थितयस्ताः स्युरोघतः ॥ २३३ ॥

पंचानामप्यथैतेषां जघन्यतो भवस्थितिः ।
अन्तर्मुहूर्त्तमानैव दृष्टा दृष्टजगत्त्रयैः ॥ २३४ ॥

अपर्याप्तानां पंचानामप्येषां स्यात् भवस्थितिः ।
अन्तर्मुहूर्त्तप्रमिता जघन्या परमापि च ॥ २३५ ॥

હજાર વર્ષની; સિકતા એટલે રેતીની ચૌદ હજાર વર્ષની; મનઃશિલની સોળ હજાર વર્ષની; ગાંગડા જેવી હોય એની અઢાર હજાર વર્ષની; અને નક્કર પત્થર હોય એની બાવીશ હજાર વર્ષની; ઉત્કૃષ્ટ ભવસ્થિતિ છે. ૨૨૭–૨૨૯.

(૨) અપ્કાય એટલે જળ–એની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ સાતહજાર વર્ષની છે, (૩) વાઉકાયની ત્રણ હજાર વર્ષની; અને (૪) અગ્નિની ત્રણ અહોરાત્રીની છે. વળી (૫) પ્રત્યેક–વનસ્પતિકાયની દશ હજાર વર્ષની, અને સાધારણ–વનસ્પતિકાયની અન્તર્મુહૂર્ત્તની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ છે. ૨૩૦–૨૩૧.

તેમની તેમની ઉત્કૃષ્ટ ભવસ્થિતિમાંથી અન્તર્મુહૂર્ત્ત બાદ કરવાથી, આ પાંચેની ઉત્કૃષ્ટ પર્યાપ્તપણાની સ્થિતિ આવી રહે છે. કારણ કે સર્વની અપર્યાપ્ત સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની છે એટલે એની અંદર અન્તર્મુહૂર્ત્ત ભેળવવામાં આવે ત્યારે ઓઘથી તે સ્થિતિ થાય છે. ૨૩૨–૨૩૩.

વળી એ પાંચેની જઘન્ય ભવસ્થિતિ અન્તર્મુહૂર્ત્ત માત્ર જ છે–એમ શ્રી જિનભગવાને જોઇને કહ્યું છે. ૨૩૪.

વળી એ પાંચે 'અપર્યાપ્ત'ની ભવસ્થિતિ જઘન્યતઃ તેમજ ઉત્કૃષ્ટતઃ અન્તર્મુહૂર્ત્તની છે. ૨૩૫

इति भवस्थितिः ॥ ७ ॥

स्थूलक्ष्मादीनां चतुर्णां स्थूलद्वेधवनस्य च ।
सप्ततिः कोटिकोट्योऽम्भोधीनां कायस्थितिः पृथक् ॥ २३६ ॥
ओघतो बादरत्वे सा बादरे च वनस्पतौ ।
उत्सर्पिण्यवसर्पिण्योः यावत्यः ता ब्रवीम्यथ ॥ २३७ ॥
अंगुलासंख्यांशमाननभस्थाभ्रप्रदेशकैः ।
प्रतिक्षणं हृतैर्याः स्युः तावतीः ता विचिन्तय ॥ २३८ ॥
निगोदे त्वोघतः सूक्ष्मबादरत्वाविवक्षया ।
द्वौ पुद्गलपरावर्त्तौ सार्धौ कायस्थितिः भवेत् ॥ २३९ ॥
पर्याप्तत्वे क्ष्मादीनां प्रत्येकं कायसंस्थितिः ।
संख्येयाब्दसहस्रात्मा वह्नेः संख्यदिनात्मिका ॥ २४० ॥

विशेषश्चात्र--पर्याप्तत्वे बादरायाः क्षितेः कायस्थितिर्भवेत् ।
वत्सराणां लक्षमेकं षट्सप्ततिसहस्रयुक् ॥ २४१ ॥

तथाहि । भवेदष्टभवान् यावत् ज्येष्ठायुःस्थितिकायिकः ।
ज्येष्ठायुष्कक्षितित्वेनोत्पद्यमानः पुनः पुनः ॥ २४२ ॥

---

હવે એમની કાયસ્થિતિ વિષે. (૮)

બાદર પૃથ્વીકાય વગેરે ચાર અને બે પ્રકારની બાદર વનસ્પતિ–એ દરેકની કાયસ્થિતિ 'ઓઘથી' શીત્તેર કોટાકોટી સાગરોપમની છે; અને એ ઓઘથી બાદરપણામાં છે. બાદર વનસ્પતિમાં કેટલી હોય તે હવે કહીએ:—૨૩૬–૨૩૭.

એક આંગળના અસંખ્યમા ભાગ જેટલા આકાશમાં રહેલા આકાશપ્રદેશોને સમયે સમયે કાઢતાં જેટલી ઉત્સર્પિણીઅવસર્પિણી થાય તેટલી તે હોય એમ જાણવું. ૨૩૮.

વળી નિગોદમાં તો ઓઘથી સૂક્ષ્મત્વ કે બાદરત્વની વિવક્ષા વિના જ અઢીપુદ્ગળપરાવર્તની કાયસ્થિતિ હોય. ૨૩૯.

તેમ પર્યાપ્તપણામાં પૃથ્વીકાય વગેરે દરેકની, સંખ્યાત–સંખ્યા થઇ શકે એટલા હજાર વર્ષોની કાયસ્થિતિ છે; અને અગ્નિકાયની સંખ્યાત દિવસોની ( કાયસ્થિતિ ) છે. ૨૪૦.

'હવે છુટક છુટક':—પર્યાપ્તપણામાં બાદરપૃથ્વીકાયની સ્થિતિ એકલાખ ઉપર છોંતેર હજાર વર્ષોની છે. તે આ પ્રમાણે:—ઉત્કૃષ્ટ આયુષ્યવાળો પૃથ્વીકાયજીવ યાવત્ આઠ ભવસુધી ઉત્કૃષ્ટ આયુષ્યવાળા પૃથ્વીકાય તરીકે અર્થાત્ એજ યોનિમાં પુનઃ પુનઃ ઉત્પન્ન થાય છે. ૨૪૧–૨૪૨.

यदुक्तं भगवत्याम्—

भवादेसेणं जहण्णेणं दोभवगाहणाइं उक्कोसेणं अट्ठभवगाहणा । इति॥

स्थितिरुत्कर्षतश्चैकभवे प्रोक्ता क्ष्माङ्गिनाम् ।
द्वाविंशतिसहस्राब्दलक्षणा परमर्षिभिः ॥ २४३ ॥

अष्टभिर्गुणने चास्या भवस्येव यथोदितम् ।
षट्सप्ततिवर्षसहस्राधिकं वर्षलक्षकम् ॥ २४४ ॥

षट्पंचाशद्वर्षसहस्राण्येव जलकायिनाम् ।
स्युश्चतुर्विंशतीरात्रिंदिवानि वह्निकायिनाम् ॥२४५॥

स्युश्चतुर्विंशतिर्वर्षसहस्राण्यनिलाङ्गिनाम् ।
अशीतिश्च सहस्राणि वर्षाणां वनकायिनाम् ॥ २४६ ॥

एषु सर्वेषु परमा लब्धपर्याप्तितास्थितिः ।
अन्तर्मुहूर्त्तप्रमिता वच्मि तत्रापि भावनाम् ॥ २४७ ॥

क्ष्माद्यन्यतरत्वेनोत्पद्य यद्यल्पजीवितः ।
असकृत्कोऽप्यपर्याप्त एव याति भवान्तरम् ॥ २४८ ॥

એ સંબંધમાં ભગવતીસૂત્રમાં કહ્યું છે કે :—

'ભવઆદેશ' થી જઘન્ય બે ભવ અને ઉત્કૃષ્ટ આઠ ભવ કરે.

અને એક ભવની પૃથ્વીકાયજીવોની કાયસ્થિતિ ઉત્કૃષ્ટ બાવીશ હજાર વર્ષની છે એમ પૂર્વના ઋષિમુનિઓ કહે છે એટલે એ લેખે આઠ ભવની ૧૭૬ હજાર વર્ષોની થઈ એ સ્પષ્ટ વાત છે. ૨૪૩–૨૪૪.

વળી અપ્કાયજીવોની કાયસ્થિતિ છપ્પન હજાર વર્ષોની, અને અગ્નિકાયજીવોની ચોવીશ દિવસની છે; તેમજ વાયુકાયજીવોની ચોવીશ હજાર વર્ષની, અને વનસ્પતિકાયની એંશી હજાર વર્ષની છે. ૨૪૫–૨૪૬.

વળી પણ એ સર્વમાં લબ્ધિઅપર્યાપ્તપણાની ઉત્કૃષ્ટ સ્થિતિ અન્તર્મુહૂર્તની છે. ૨૪૭. અહિં ભાવના આ પ્રમાણે છે—

કોઈપણ જીવ પૃથ્વીકાય વગેરેની હરકોઈ યોનિમાં ઉત્પન્ન થઈને, અલ્પાયુષી હોઈ, જો વારંવાર અપર્યાપ્ત અવસ્થામાં જ ભવાન્તરમાં જાય, અને એવી રીતના અન્તર્મુહૂર્તવાળા કેટલાક જન્મ લે; તો સર્વ લઘુ અન્તર્મુહૂર્તોનો સરવાળો એક ગુરૂઅન્તર્મુહૂર્ત થાય. વળી

भवांश्च तादृशान् कांश्चित् कुर्यादन्तर्मुहूर्त्तकान् ।
तैर्लघ्वन्तर्मुहूर्त्तैश्च स्याद् गुर्वन्तर्मुहूर्त्तकम् ॥ २४९ ॥
अन्तर्मुहूर्त्तमानाश्च सर्वा एता जघन्यतः ।
प्ररूपिताः श्रुते कायस्थितयः पुरुषोत्तमैः ॥ २५० ॥

इति कायस्थितिः ॥ ८ ॥

औदारिकं सतैजसकार्मणमेतद्वपुस्त्रयं ह्येषाम् ।
मरुतां च वैक्रियाद्यं चतुष्टयं संभवेद्वपुषाम् ॥ २५१ ॥

इति देहाः ॥ ९ ॥

मसूरचन्द्रसंस्थानं बादराणां भुवां वपुः ।
जलानां स्तिबुकाकारं सूच्योघाकृति तेजसाम् ॥ २५२ ॥
मरुतां तद् ध्वजाकारं द्वैधानामपि भूरुहाम् ।
स्युः शरीराण्यनियतसंस्थानानीति तद्विदः ॥ २५३ ॥

इति संस्थानम् ॥ १० ॥

असंख्येयोऽङ्गुलस्यांशः क्ष्मादीनां देहसंमितिः ।
जघन्यादुत्कर्षतश्च स एव हि महान् भवेत् ॥ २५४ ॥

---

આ સર્વ કાયસ્થિતિ જ્ઞાનીઓએ અન્તર્મુહૂર્ત્તની કહી છે તે 'જઘન્યતઃ' એટલે ઓછામાં ઓછી એટલી છે એમ સમજવું. ૨૪૮-૨૫૦.

હવે એમના દેહ વિષે. (૯)

આ પૃથ્વીકાય વગેરેને દેહ એટલે શરીર ત્રણ છે: (૧) ઔદારિક, (૨) તૈજસ અને (૩) કાર્મણ. વાયુકાયને ચાર શરીર છે: આ કહ્યાં એ ત્રણ અને (૪) વૈક્રિય, ૨૫૧.

હવે એમનાં સંસ્થાન વિષે. (૧૦)

બાદર પૃથ્વીકાય જીવોનું શરીર મસૂર અને ચંદ્રમાના આકારનું છે. અપ્કાયોનું સ્તિબુકના આકારનું, અગ્નિકાયોનું સોયના સમૂહના આકારનું અને વાઉકાયોનું ધ્વજાના આકારનું છે. વળી બેઉ પ્રકારનાં વનસ્પતિકાયોનાં શરીરનો આકાર અચોક્સ છે--એમ એના તજ્ઞો કહે છે. ૨૫૨-૨૫૩.

હવે એમના દેહમાન વિષે. (૧૧).

પૃથ્વી, અપ્ અને તેજસ્ કાયનું દેહમાન 'જઘન્ય' એક અંગુલના અસંખ્યમા ભાગ જેટલું છે; અને 'ઉત્કૃષ્ટ' પણ એટલું જ છે, પણ તોયે જઘન્યની અપેક્ષાએ મ્હોટું છે. ૨૫૪.

जघन्यादुत्कर्षतश्च वायोर्यद्वैक्रियं वपुः ।
स्यात्तदप्यंगुलासंख्यभागमात्रावगाहनम् ॥ २५५ ॥

अंगुलासंख्यांशमानं प्रत्येकद्रोर्जघन्यतः ।
उत्कर्षतो योजनानां सहस्रं साधिकं वपुः ॥ २५६ ॥

उत्सेधांगुलनिष्पन्नसहस्रयोजनोन्मिते ।
जलाशये यथोक्तांगाः स्युर्लताकमलादयः ॥ २५७ ॥

प्रमाणांगुलमानेषु यानि वार्धिह्रदादिषु ।
भौमान्येवाब्जानि तानि विरोधः स्यान्मिथोऽन्यथा ॥ २५८ ॥

तद्यथा— उद्वेधः क्व समुद्राणां प्रमाणांगुलजो महान् ।
क्व लघून्यब्जनालानि मितान्यौत्सेधितांगुलैः ॥ २५९ ॥

किंच शाल्यादिधान्यजातीनां स्यान्मूलादिषु सप्तसु ।
धनुःपृथक्त्वप्रमिता गरीयस्यवगाहना ॥ २६० ॥

उत्कृष्टैषां बीजपुष्पफलेषु त्ववगाहना ।
पृथक्त्वमंगुलानां यत् प्रोक्तं पूर्वमहर्षिभिः ॥ २६१ ॥

---

વાયુકાયનું વૈક્રિય શરીર પણ ( પૃથ્વીકાય આદિની જેમ ) જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ એક અંગુલના અસંખ્યમા ભાગ જેટલું છે. ૨૫૫.

એજ પ્રમાણે પ્રત્યેક વનસ્પતિકાયનું શરીર પણ **જઘન્યતઃ** એક અંગુલના અસંખ્યમા ભાગ જેટલું છે. પણ **ઉત્કૃષ્ટતઃ** હજાર યોજનથી કંઇક અધિક છે; કેમકે ઉત્સેધાંગુલને માપે સહસ્રયોજન ઉંડા જળાશયમાં, આ કહ્યા એટલા અંગમાનવાળા કમળ અને લતા આદિ હોય છે. ૨૫૬–૨૫૭.

પ્રમાણઅંગુલના માનવાળા–સમુદ્ર અને દ્રહ વગેરે છે એમાંના કમળો તો ભૌમ છે. કેમકે એમ ન હોય તો પરસ્પર વિરોધ આવે. કેમકે પ્રમાણઅંગુલનિષ્પન્ન સમુદ્રની મહાન ઉંડાઈ ક્યાં ? અને ઉત્સેધાંગુલથી નિષ્પન્ન લઘુ એવાં કમળનાળો ક્યાં ? અર્થાત્ એ બે વચ્ચે મહાન અન્તર છે. ૨૫૮–૨૫૯.

વળી શાળ વગેરે જાતના ધાન્યોના મૂળ વગેરે જે સાત વાનાં છે એની અવગાહના એટલે દેહમાન પૃથકત્વધનુષ્યપ્રમાણ છે; અને એનાં બીજ, પુષ્પ અને ફળની અવગાહના પૃથકત્વઅંગુલપ્રમાણ છે. ૨૬૦–૨૬૧.

मूले कन्दे खंधे तया य साले पवालपत्ते य ।
सत्तसु वि धणुपुहत्तं अंगुलजो पुप्फफलबीए ॥ २६२ ॥

इति भगवती शतक २१ वृत्तौ तत्सूत्रेऽपि ॥

सालि कल अयसि वंसे इक्खु दब्भे अ अब्भ तुलसी य ।
अट्ठे ते दसवग्गा असीति पुण होंति उद्देसा ॥ २६३ ॥

एकैकस्मिन् वर्गे मूलादयो दशदशोद्देशका इत्यर्थः ॥

सर्वेऽमी शालिवज्ज्येष्ठामिहापेक्ष्यावगाहनाम् ।
शाल्यादयोऽमी सर्वेऽब्दपृथक्त्वपरमायुषः ॥ २६४ ॥

किंच । ताले गट्ठि य बहुबीयगा य गुच्छा य गुम्मवल्ली य ।
छ दसवग्गा एए सट्ठिं पुण होंति उद्देसा ॥ २६५ ॥
तालादीनां ज्येष्ठावगाहना मूलकंदकिशलेषु ।
चापपृथक्त्वं पत्रेऽप्येवं कुसुमे तु करपृथक्त्वं सा ॥ २६६ ॥

स्कन्धशाखात्वचासु स्यात् गव्यूतानां पृथक्त्वकम् ।
अंगुलानां पृथक्त्वं च सा भवेत्फलबीजयोः ॥ २६७ ॥

ભગવતીસૂત્રને વિષે અને એના એકવીશમા શતકની વૃત્તિમાં પણ કહ્યું છે કે:—

મૂળ, કંદ, સ્કંધ, ત્વચા, સાલ, પ્રવાલ અને પત્ર—એ સાતેની અવગાહના પૃથકત્વધનુષ્યની છે; અને પુષ્પ, ફળ અને બીજની પૃથકત્વઅંગુલની છે. ૨૬૨.

વળી શાળ, કળ, અતસી, વાંસ, ઇક્ષુ, દર્ભ, અબ્જ અને તુળસી—એ આઠને દશે ગુણવાથી એંશી આવે—એ એંશી 'ઉદ્દેશ' થયા, એનો અર્થ એ કે એકેક વર્ગની અંદર મૂળ વગેરે દશદશ ઉદ્દેશ હોય છે. ૨૬૩.

એ સર્વ અહિં ઉત્કૃષ્ટ અવગાહનાની અપેક્ષાએ શાળ સમાન છે. અને આ શાળ વગેરે સર્વેનું ઉત્કૃષ્ટતઃ પૃથકત્વવર્ષોનું આયુષ્ય છે. ૨૬૪.

વળી તાડ, ગંઠી, બહુબીજ, ગુચ્છ, ગુલ્મ અને વલ્લી—એ છ દશવડે વર્ગીત કરવાથી અર્થાત્ એમને દશે ગુણવાથી સાઠ ઉદ્દેશ થાય છે. ૨૬૫.

આ તાડ વગેરેનાં મૂળ, કંદ અને કિસલયની અવગાહના ઉત્કૃષ્ટતઃ પૃથકત્વધનુષ્યની છે; પત્રોની અવગાહના પણ એ જ પ્રમાણે છે. પણ પુષ્પની પૃથકત્વકરપ્રમાણ છે. ૨૬૬.

એમના સ્કંધ, શાખા અને ત્વચાની અવગાહના પૃથકત્વગવ્યૂતપ્રમાણ છે; અને ફળ તથા બીજની અવગાહના પૃથકત્વઅંગુલ છે. ૨૬૭.

तालादीनां च मूलादिपंचकस्य स्थितिर्गुरुः ।
दशवर्षसहस्राणि लघ्वी चान्तर्मुहूर्त्तिकी ॥ २६८ ॥
प्रवालादिपंचकस्य त्वेषामुत्कर्षतः स्थितिः ।
नव वर्षाणि लघ्वी तु प्राग्वदान्तर्मुहूर्त्तिकी ॥ २६९ ॥

तालादयश्च तालेतमाले इत्यादिगाथायुग्मतः ज्ञेयाः ॥

एकास्थिकबहुबीजकवृक्षाणामाम्रदाडिमादीनाम् ।
मूलादेः दशकस्यावगाहना तालवत्स्थितिश्चापि ॥ २७० ॥
गुच्छानां गुल्मानां स्थितिरुत्कृष्टावगाहना चापि ।
शाल्यादिवदवसेया वल्लीनां स्थितिरपि तथैव ॥ २७१ ॥
वल्लीनां च फलस्यावगाहना स्यात्पृथक्त्वमिह धनुषाम् ।
शेषेषु नवसु मूलादिषु तालप्रभृतिवद् ज्ञेया ॥ २७२ ॥

एवं च अंगुलासंख्यांशमानमेकाक्षाणां जघन्यतः ।
उत्कर्षतोऽङ्गमधिकं योजनानां सहस्रकम् ॥ २७३ ॥

---

વળી એમના મૂળ વગેરે પાંચની ઉત્કૃષ્ટ સ્થિતિ દશહજારવર્ષની છે, અને જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તપ્રમાણ છે. ૨૬૮.

વળી એમના પ્રવાલ વગેરે પાંચની સ્થિતિ ઉત્કૃષ્ટતઃ નવવર્ષની છે, અને જઘન્યતઃ પૂર્વની જેમ અન્તર્મુહૂર્ત્તની છે. ૨૬૯.

અહિં તાડ વગેરે કહ્યાં એ '**ताले तमाले**' ઇત્યાદિક બે ગાથાઓ આગાઉ કહી છે તેમાંથી જાણી લેવા.

હવે, એકબીજવાળાં આમ્રવૃક્ષ વગેરે, તથા બહુબીજવાળાં દાઢમના વૃક્ષ વગેરેનાં મૂળ આદિક દશેની અવગાહના તથા સ્થિતિ તાડની પેઠે સમજવી. ૨૭૦.

વળી ગુચ્છ અને ગુલ્મની ઉત્કૃષ્ટ સ્થિતિ અને અવગાહના, તથા 'વલ્લી'ની સ્થિતિ– એ સૌ શાલપ્રમુખ વૃક્ષોની જેટલી જાણવી. ૨૭૧.

'વલ્લી'નાં ફળની અવગાહના પૃથકત્વધનુષ્યની જાણવી. શેષ મૂળ વગેરે નવની અવગાહના વળી તાડની જેટલી સમજવી. ૨૭૨.

**એવી રીતે વળી એકેન્દ્રિયોના શરીરનું માન જઘન્યથી એક અંગુલના અસંખ્યમા અંશ જેટલું છે, અને ઉત્કૃષ્ટ હજાર યોજનથી કંઈક અધિક છે. ૨૭૩.**

तत्रापि देहः सूक्ष्मनिगोदानामंगुलासंख्यभागकः ।
सूक्ष्मानिलाग्न्यम्बुभुवामसंख्येयगुणः क्रमात् ॥ २७४ ॥

वाय्वादीनां बादराणां ततोऽसंख्यगुणः क्रमात् ।
बादराणां निगोदानामसंख्येयगुणस्ततः ॥ २७५ ॥

स्वस्वस्थाने तु सर्वेषामंगुलासंख्यभागता ।
अंगुलासंख्यभागस्य वैचित्र्यादुपपद्यते ॥ २७६ ॥

पर्याप्तानां बादराणां मरुतां यत्तु वैक्रियम् ।
जघन्यादुत्कर्षतश्च तदप्येतावदेव हि ॥ २७७ ॥

विशेषतश्च। निगोदपवनाग्न्यम्बुभुवः पंचाप्यमी द्विधा ।
सूक्ष्माश्च बादरास्तेऽपि पर्याप्तान्यभिदा द्विधा ॥ २७८ ॥

एवं विंशतिरप्येते जघन्योत्कृष्टभूघना ।
जाताश्चत्वारिंशदेवमथप्रत्येकभूरुहः ॥ २७९ ॥

---

એમાં પણ સૂક્ષ્મનિગોદોનું દેહમાન એક અંગુળના અસંખ્યમા અંશ જેટલું છે; અને એના કરતાં, સૂક્ષ્મ વાઉકાય-અગ્નિકાય-અપ્કાય અને પૃથ્વીકાયના જીવોનું દેહમાન અનુક્રમે અસંખ્યઅસંખ્યગણું છે; અને એના કરતાં બાદરવાયુકાય વગેરેનું વળી અનુક્રમે અસંખ્યઅસંખ્યગણું છે; અને એના કરતાં પણ, બાદરનિગોદોનું દેહમાન અસંખ્યગણું છે. ૨૭૪-૨૭૫.

વળી નિજનિજ સ્થાનમાં તો એઓ સર્વે એકઅંગુલના અસંખ્યમા ભાગ જેવડા છે; કેમકે અંગુલનો અસંખ્યમો ભાગ વિચિત્ર એટલે બહુબહુ પ્રકારનો છે અને એટલે જ એમ ઘટી શકે છે. ૨૭૬.

વળી પર્યાપ્તબાદરવાઉકાયનું જે વૈક્રિય શરીર છે તે યે, 'જઘન્યથી' તેમ 'ઉત્કર્ષથી' એટલું જ છે એટલે કે એક આંગળના અસંખ્યમા ભાગ જેટલું છે. ૨૭૭.

હવે એ સંબંધમાં વિશેષતઃ કહે છેઃ—

નિગોદના જીવ, વાઉકાય, તેઉકાય, અપ્કાય અને પૃથ્વીકાય-એ પાંચે (૧) સૂક્ષ્મ અને (૨) બાદર એમ બે પ્રકારના છે. વળી એના પાછા (૧) પર્યાપ્ત અને (૨) અપર્યાપ્ત એમ બે ઉપભેદ છે. આમ હોવાથી ૫×૨×૨=૨૦ ( વીશ ) ભેદ થયા. એ વીશેના વળી 'જઘન્ય' અને 'ઉત્કૃષ્ટ' કરવાથી ૨૦×૨=૪૦ ચાલીશ ભેદ થયા. ૨૭૮-૨૭૯.

पर्याप्तापर्याप्तहीनोत्कृष्टभूघनभेदतः ।
चतुर्धैवं चतुश्चत्वारिंशदेकेन्द्रियांगिनः ॥ २८० ॥

अथावगाहनास्त्वेषां तारतम्यमितीरितम् ।
पंचमांगैकोनविंशशतोद्देशे तृतीयके ॥ २८१ ॥

अपर्याप्तनिगोदस्य स्यात्सूक्ष्मस्यावगाहना ।
सर्वस्तोका ततोऽष्टानामसंख्येयगुणाः क्रमात् ॥ २८२ ॥

अपर्याप्तानिलाग्न्यम्बुभुवां सूक्ष्मगरीयसां ।
ततोऽपर्याप्तयोः स्थूलानन्तप्रत्येकभूरुहोः ॥ २८३ ॥

असंख्येयगुणे तुल्ये मिथोऽवगाहने लघू ।
ततः सूक्ष्मनिगोदस्य पर्याप्तस्यावगाहना ॥ २८४ ॥

असंख्येयगुणा लघ्वी क्रमात्ततोऽधिकाधिके ।
अपर्याप्तपर्याप्तस्योत्कृष्टे तस्यावगाहने ॥२८५॥ कलापकम् ॥

ततः सूक्ष्मवायुवह्न्यम्भोभुवां स्युर्यथाक्रमम् ।
पर्याप्तानां जघन्यापर्याप्तानां च गरीयसी ॥ २८६ ॥

અથ—હવે પ્રત્યેકવનસ્પતિકાયના પર્યાપ્ત, અપર્યાપ્ત—એમ બે ભેદ, અને બેઉના વળી જઘન્ય અને ઉત્કૃષ્ટ: એટલે એમ ચાર પ્રકાર થયા તે, એ ચાલીશમાં ભેળવવાથી ચુમાળીશ ભેદ એકેન્દ્રિયપ્રાણીઓના થયા. ૨૭૯—૨૮૦.

હવે એમની અવગાહનાના સંબંધમાં તારતમ્ય છે તે પાંચમા અંગના ઓગણીશમા શતકના ત્રીજા ઉદ્દેશને વિષે કહ્યું છે અને તે નીચે પ્રમાણે છે. ૨૮૧.

સૂક્ષ્મઅપર્યાપ્તનિગોદની અવગાહના ( ૧ ) સર્વથી ઓછી છે, અને તે કરતાં,

વળી સૂક્ષ્મ અને બાદર અપર્યાપ્ત વાયુ—અગ્નિ—જળ અને પૃથ્વી—કાયની જઘન્ય અવગાહનાઓ ( ૮ ) અનુક્રમે અસંખ્યઅસંખ્યગણી છે. અને એથી અસંખ્યગણી અને **પરસ્પર તુલ્ય** અપર્યાપ્તબાદર એવા અનંતકાય અને પ્રત્યેક વનસ્પતિકાયની ( ૨ ) છે. વળી એથી અસંખ્યગણી પર્યાપ્ત સૂક્ષ્મનિગોદની જઘન્ય અવગાહના ( ૧ ) છે. અને એ કરતાં અપર્યાપ્તા અને પર્યાપ્તા સૂક્ષ્મનિગોદની ઉત્કૃષ્ટ અવગાહના ( ૨ ) અધિક અધિક સમજવી. ૨૮૨—૨૮૫.

તેથી, સૂક્ષ્મ એવા પૃથ્વી, અપ્, તેઉ અને વાઉકાય **પર્યાપ્ત** હોય તેમની જઘન્ય ( ૪ ), **અપર્યાપ્ત** હોય તેમની ઉત્કૃષ્ટ ( ૪ ), અને ' પર્યાપ્ત ' હોય એવાઓની

पर्याप्तानां तथोत्कृष्टा क्रमेणासंख्यसंगुणा ।
विशेषाभ्यधिका चैव विशेषाभ्यधिका पुनः ॥ २८७ ॥ युग्मम् ॥

एवं स्थूलानिलाग्न्यम्भःपृथ्वीनिगोदिनामपि ।
प्रत्येकं त्रितयी भाव्याऽवगाहनाभिदां क्रमात् ॥ २८८ ॥

इत्येकचत्वारिंशत्स्युः किलावगाहनाभिदः ।
पर्याप्तस्थूलनिगोदज्येष्टावगाहनावधि ॥ २८९ ॥

पर्याप्तप्रत्येकतरोर्लघ्व्यसंख्यगुणा ततः ।
तस्यापर्याप्तस्य गुर्वी स्यादसंख्यगुणा ततः ॥ २९० ॥

ततोऽसंख्यगुणा तस्य पर्याप्तस्यावगाहना ।
सातिरेकं योजनानां सहस्रं सा यतो भवेत् ॥ २९१ ॥

यत्तु श्रीजिनवल्लभसूरिभिः स्वकृतदेहाल्पबहुत्वोद्धारे अपर्याप्तप्रत्येकतरूत्कृष्टावगाहनातः पर्याप्ततरूत्कृष्टावगाहना विशेषाभ्यधिका उक्ता तत् चिन्त्यम् । अंगुलासंख्येयभागमानापर्याप्तप्रत्येकतरूत्कृष्टावगाहनातः सातिरेकयोजनसहस्रमानायाः पर्याप्तप्रत्येकतरूत्कृष्टावगाहनायाः विशेषाधिकत्वस्य असंगतत्वात् भगवतीसूत्रेण सह विरोधाच्च। तथा च तद्ग्रंथः—

ઉત્કૃષ્ટ ( ૪ ) અવગાહના વળી અનુક્રમે અસંખ્યગણી, વિશેષ અધિક અને વિશેષવિશેષ અધિક છે. ૨૮૬–૨૮૭.

એવી જ રીતે ( એટલે કે ' સૂક્ષ્મ ' ના સંબંધમાં કહી તેવી જ રીતે ) ' બાદર ' વાયુકાય–અગ્નિકાય–અપ્કાય, પૃથ્વીકાય અને નિગોદના જીવો–દરેકની પણ અવગાહનાના ભેદોની ત્રિપુટી ભાવવી. (૫×૩=૧૫). એમ પર્યાપ્તબાદર નિગોદોની ઉત્કૃષ્ટી અવગાહના સુધી ગણતાં એકંદર, અવગાહનાના એકતાળીશ ભેદો થયા. ( ૧+૮+૨+૧+૨+૪+૪+૪+૧૫ ). ૨૮૮–૨૮૯.

વળી તે કરતાં પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાયની જઘન્ય અવગાહના ( ૧ ) અસંખ્યગણી છે, અને આ કરતાં વળી અપર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાયની ઉત્કૃષ્ટ અવગાહના ( ૧ ) અસંખ્યગણી છે. ૨૯૦.

એના કરતાં અસંખ્યગણી વળી પર્યાપ્ત પ્રત્યેકવનસ્પતિકાયની ઉત્કૃષ્ટ અવગાહના ( ૧ ) છે કારણ કે એ એક હજાર યોજનથી વધારે છે. ૨૯૧. આમ ૪૧+૧+૧+૧=૪૪ ભેદ થયા.

બીજું; શ્રીજિનવલ્લભસૂરિએ સ્વકર્તૃક ' દેહાલ્પબહુતોદ્ધાર ' ગ્રંથમાં અપર્યાપ્તપ્રત્યેકવનસ્પતિકાયની ઉત્કૃષ્ટ અવગાહના કરતાં, પર્યાપ્તપ્રત્યેકવનસ્પતિકાયની સવિશેષ અવગાહના કહી છે–તે વિચાર કરવા જેવી છે. કેમકે એક અંગુલના અસંખ્યમા ભાગ જેટલી

पत्तेअसरीरबादरवणस्सइकाइयस्स पज्जत्तगस्स जहणिआ ओगाहणा असंखेज्जगुणा । तस्स चेव अपज्जत्तगस्स उक्कोसिआ ओगाहणा असंखिज्जगुणा । तस्स चेव पज्जत्तगस्स उक्कोसिया ओगाहणा असंखिज्जगुणा । इति शतक १९ तृतीयोद्देशके ॥ भावार्थस्तु यंत्रकात् ज्ञेयः ॥

अत्र जीवभेदाः चतुश्चत्वारिंशत् । अवगाहना भेदाश्च त्रिचत्वारिंशदेव । अपर्याप्तबादरनिगोदजघन्यावगाहनाया अपर्याप्तप्रत्येकवनस्पतिजघन्यावगाहनायाश्च मिथस्तुल्यत्वात् ॥ अत एव कोष्टकाः चतुश्चत्वारिंशत् अंकाः त्रिचत्वारिंशदेव । पंचमैकचत्वारिंशयोः कोष्टयोर्दशकस्यैव सद्भावात् । इति ध्येयम् ॥

इति अंगमानम् ॥ ११ ॥

एषां त्रयः समुद्घाता आद्याः स्युर्वेदनादयः ।
क्ष्मादीनां तेऽनिलानां तु चत्वारः स्युः सवैक्रियाः ॥ २९२ ॥

इति समुद्घातः ॥ १२ ॥

---

અપર્યાપ્તપ્રત્યેકવનસ્પતિકાયની ઉત્કૃષ્ટ અવગાહના કરતાં, સહસ્રયોજનથી કંઈક અધિક માનવાળી પર્યાપ્ત પ્રત્યકવનસ્પતિકાયની ઉત્કૃષ્ટ અવગાહના વિશેષ અધિક હોય એ અસંભવિત છે. વળી એમ કહેવાથી ભગવતીસૂત્ર સાથે પણ વિરોધ આવે છે. કારણ કે ભગવતીમાં પણ કહ્યું છે કે :—

' પર્યાપ્ત બાદર–પ્રત્યેક વનસ્પતિકાયની જઘન્ય અવગાહના અસંખ્યગણી છે; અને તે કરતાં એવા જ ' અપર્યાપ્ત ' ની ઉત્કૃષ્ટી અવગાહના અસંખ્યગણી છે. વળી આના કરતાં, એવા જ ' પર્યાપ્ત ' ની ઉત્કૃષ્ટ અવગાહના અસંખ્યગણી છે. આ વાત (ભગવતીના) ઓગણીશમા શતકના ત્રીજા ઉદ્દેશમાં કહી છે. એનો ભાવાર્થ આ સાથે આપેલા યંત્ર પરથી સમજાશે.

યંત્રમાં જીવના ભેદો ચુમાલીશ છે અને અવગાહનાના ભેદ તેંતાળીશ છે–એનું કારણ એ છે કે અપર્યાપ્ત બાદર નિગોદની જઘન્ય અવગાહના અને અપર્યાપ્તપ્રત્યેકવનસ્પતિની જઘન્ય અવગાહના પરસ્પર તુલ્ય છે; અને એમ હોવાથી જ કોષ્ટકો ચુમાળીશ છે અને અંકો તેંતાળીશ છે; ( પાંચમા અને એકતાળીશમા કોષ્ટકમાં ' દશ ' નો આંકડો જ છે. )

એ પ્રમાણે દેહમાનવિષે વર્ણન કર્યું. (૧૧)

હવે ૧૨ મા દ્વાર સમુદ્ઘાત વિષે.

આ પૃથ્વીકાય આદિક જીવોને ' વેદના ' પ્રમુખ પહેલા ત્રણ સમુદ્ઘાત છે, અને વાયુકાયજીવોને એ ત્રણ અને ચોથો ' વૈક્રિય '–એમ ચાર સમુદ્ઘાત હોય છે. ૨૯૨.

बादरक्षितिनीराणि प्रत्येकान्यद्रुमा अपि ।
मृत्वोत्पद्यन्तेऽखिलेषु तिर्यक्ष्वेकेन्द्रियादिषु ॥ २९३ ॥

पंचाक्षेष्वपि तिर्यक्षु गर्भसंमूर्छजन्मसु ।
नरेष्वपि द्विभेदेषु संख्येयायुष्कशालिषु ॥ २९४ ॥ युग्मम् ॥

गच्छतो वह्निवायू तु सर्वेष्वेषु नरान्विना ।
ततः पूर्वे द्विगतयोऽमू त्वेकगतिकौ स्मृतौ ॥ २९५ ॥

इति गतिः ॥ १३ ॥

एकद्वित्रिचतुरक्षाः पंचाक्षाः संख्यजीविनः ।
तिर्यंचो मनुजाश्चैव गर्भसंमूर्छनोद्भवाः ॥ २९६ ॥

अपर्याप्ताश्च पर्याप्ताः सर्वेऽप्येते सुरास्तथा ।
भवनव्यन्तरज्योतिष्काद्यकल्पद्वयोद्भवाः ॥ २९७ ॥

मृत्वा प्रत्येकविटपिबादरक्षितिवारिषु ।
आयान्ति तेषु देवास्तु पर्याप्तेष्वपरेषु न ॥२९८॥त्रिभिर्विशेषकम्॥

હવે એમની ગતિ વિષે. ( તેરમું દ્વાર )

બાદર પૃથ્વીકાય-અપ્કાય તથા પ્રત્યેક અને સાધારણ વનસ્પતિ-આ સર્વ જીવો મૃત્યુબાદ એકેન્દ્રિય આદિ સર્વ **તિર્યંચોને વિષે,** ગર્ભજ તેમજ સંમૂર્છિમ પંચેન્દ્રિય તિર્યંચોને વિષે તથા સંખ્યાત આયુષ્યવાળા બેઉ પ્રકારના **મનુષ્યોને વિષે** ઉત્પન્ન થાય છે. ૨૯૩-૨૯૪.

વળી અગ્નિકાય અને વાયુકાયના જીવો, **મનુષ્યગતિ શિવાય** ઉપર્યોક્ત સર્વગતિમાં જાય છે. આમ હોવાથી પૂર્વોક્ત જીવોની બે ગતિ, અને આમની તો એકજ ગતિ છે. ૨૯૫.

હવે આગતિ વિષે. ( ચોદમું દ્વાર ).

એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય; વળી સંખ્યજીવી ગર્ભજ તેમજ સંમૂર્છિમ પંચેન્દ્રિયતિર્યંચ અને મનુષ્યો સર્વે પર્યાપ્તા અને અપર્યાપ્તા; વળી ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને પહેલા બે દેવલોકના દેવો;—આ સર્વ જીવો મૃત્યુબાદ પ્રત્યેક વનસ્પતિકાયને વિષે તથા બાદર-પૃથ્વીકાય અને-અપ્કાયને વિષે આવે છે. અપવાદ એટલો કે દેવો છે તે એ 'પર્યાપ્ત' જાતિમાં જ આવે છે, 'અપર્યાપ્ત' માં નહિં. ૨૯૬-૨૯૮.

# ‘અવગાહનાઓ’નું યંત્ર. (પૃષ્ઠ ૪૦૦).

ઉત્તરોત્તર એકેકથી અસંખ્યગણી અને વિશેષાધિક આ અવગાહનાઓ જાણવી).






अपर्याप्तेषु त्रिष्वेषु निगोदाग्न्यनिलेषु च ।
उत्पद्यन्ते च पूर्वोक्ताः प्राणिनो निर्जरान्विना ॥ २९९ ॥

निर्जरोत्पत्तियोग्यानामुक्तः प्रत्येकभूरुहाम् ।
विशेषः पंचमांगस्यैकविंशादिशतद्वये ॥ ३०० ॥

शाल्यादिधान्यजातीनां पुष्पे बीजे फलेषु च ।
देव उत्पद्यतेऽन्येषु न मूलादिषु सप्तसु ॥ ३०१ ॥

कोरंटकादिगुल्मानां देवः पुष्पादिषु त्रिषु ।
उत्पद्यते न मूलादिसप्तके किल शालिवत् ॥ ३०२ ॥

इक्षुवाटिकमुख्यानां मूलादिनवके सुरः ।
उत्पद्यते नैव किन्तु स्कन्धे उत्पद्यते परम् ॥ ३०३ ॥

इक्षुवाटिकादयस्त्वमी पंचमांगे प्रायो रूढिगम्याः पर्वकविशेषाः ॥ अह भंते उक्खुवाडियवीरणइक्कडन्नामाससंवत्तसत्तवन्नतिमिरसेसयचोरगतलाण एएसिणं जे जीवा मूलत्ताए वक्कमंति एवं जहेव वंसग्गे तहेव एत्थवि मूलादीया दसउद्देसगा । नवरं । खंधद्देसए देवो उववज्जइ चत्तारिलेसाओ ॥

વળી દેવો શિવાય પૂર્વોક્ત સર્વ પ્રાણીઓ મૃત્યુબાદ અપર્યાપ્ત નિગોદ–અગ્નિકાય અને –વાયુકાય,—આ ત્રણ્ય યોનિમાં આવે છે–ઉત્પન્ન થાય છે. ૨૯૯.

વળી દેવજાતિમાં ઉત્પન્ન થવાની યોગ્યતાવાળા પ્રત્યેકવનસ્પતિકાયનું વિશેષ વર્ણન પાંચમા અંગના એકવીશમા તથા બાવીશમા શતકમાં કહ્યું છે. ૩૦૦.

દેવ મૃત્યુબાદ શાળ વગેરે જાતના ધાન્યોના પુષ્પ–બીજ અને–ફળમાં આવીને ઉત્પન્ન થાય છે; એમનાં શેષ–મૂળ આદિક સાતેમાં ઉત્પન્ન થતા નથી. ૩૦૧.

એ જ પ્રમાણે વળી 'કોરંટક' વગેરે 'ગુલ્મ' ના પુષ્પ, બીજ અને ફળ–એ ત્રણમાં દેવ ઉત્પન્ન થાય છે; એના મૂળ આદિક સાતેમાં નથી ઉત્પન્ન થતા; શાળની પેઠે. ૩૦૨.

ઇક્ષુવાટિકા એટલે શેરડીના વાઢ વગેરેનાં મૂળ આદિક નવમાં દેવ ઉત્પન્ન થતા જ નથી; ફક્ત એઓના સ્કંધને વિષે જ ઉત્પન્ન થાય છે. ૩૦૩.

આ ઇક્ષુવાટિકા આદિકના સંબંધમાં પાંચમા અંગમાં એમ કહ્યું છે કે એ પ્રાયઃ રૂઢિગમ્ય પર્વકવિશેષો છેઃ ઇક્ષુવાટિકા, વીરણ, ઇક્કિડ + + + + + એટલાઓમાં જીવો મૂળરૂપે

तालप्रभृतिवृक्षाणां तथैकास्थिकभूरुहाम् ।
तथैव बहुबीजानां वल्लीनामप्यनेकधा ॥ ३०४ ॥

उत्पद्यते प्रवालादिष्वेव पंचसु निर्जरः ।
न मूलादिपंचकेऽथ नोक्तशेषवनस्पतौ ॥ ३०५ ॥ युग्मम् ॥

तथोक्तम् ।

पत्तपवाले पुप्फे फले य बीए य होइ उववाओ ।
रुक्खेसु सुरगणाणं पसत्थरसवरणगंधेसु ॥

इति भगवतीद्वाविंशशतवृत्तौ ॥

एकसामयिकीसंख्योत्पत्तौ च मरणेऽपि च ।
विज्ञेया सूक्ष्मवन्नास्ति विरहोऽत्रापि सूक्ष्मवत् ॥ ३०६ ॥

इत्यागतिः ॥ १४ ॥

विपद्यानन्तरभवे तिर्यक्पंचाक्षतां गताः ।
सम्यक्त्वं देशविरतिं लभन्ते भूदकद्रुमाः ॥ ३०७ ॥

विपद्यानन्तरभवे प्राप्य गर्भजमर्त्यताम् ।
सम्यक्त्वं विरतिं मोक्षमप्याप्नुवन्ति केचन ॥ ३०८ ॥

---

સંક્રમે છે. એમ હોવાથી, પૂર્વે વાંસના સંબંધમાં કહી ગયા છીએ તેવી જ રીતે અહિં પણ મૂળ આદિક દશ ઉદ્દેશ સમજવા. ફેર એટલો કે સ્કંધદેશની અંદર ચારલેશ્યાયુક્ત દેવ ઉત્પન્ન થાય છે.

વળી તાડપ્રમુખ વૃક્ષોનાં, એકાસ્થિક વૃક્ષોનાં, બહુબીજ વૃક્ષોનાં અને અનેક પ્રકારની વલ્લી –વેલડીઓનાં પ્રવાલઆદિક પાંચ અંગોમાં દેવ ઉત્પન્ન થાય છે. મૂળ આદિક પાંચ અંગોમાં નથી ઉત્પન્ન થતા; તેમ નથી ઉત્પન્ન થતા ઉપર કહ્યા શિવાયની વનસ્પતિમાં. ૩૦૪–૩૦૫.

આ સંબંધમાં શ્રી ભગવતીસૂત્રના બાવીશમા શતકની વૃત્તિમાં કહ્યું છે કે—સુરગણની ઉત્પત્તિ પ્રશસ્ત રસ–વર્ણ–ગંધયુક્ત વૃક્ષોનાં પુષ્પ ફળ અને બીજને વિષે થાય છે.

વળી ( આ 'બાદર' માં ) એક સમયને વિષે થતા જન્મમરણની સંખ્યા 'સૂક્ષ્મ' ની પ્રમાણે જ સમજવી. કેમકે અહિં પણ 'સૂક્ષ્મની' ની પેઠે વિરહ નથી. ૩૦૬.

હવે એમની અનન્તરાપ્તિ વિષે. ( પંદરમું દ્વાર ).

પૃથ્વીકાય, અપ્કાય અને વનસ્પતિકાયના જીવો મૃત્યુ બાદ **અનન્તરભવમાં** તિર્યંચ પંચેન્દ્રિયપણું પામીને દેશવિરતિ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. કેટલાક વળી મૃત્યુબાદ **અનન્તરભવમાં** ગર્ભજ મનુષ્યપણું પામી સર્વવિરતિ સમકિત અને મોક્ષ પણ મેળવે છે. ૩૦૭–૩૦૮.

विपद्यानन्तरभवे न लभन्तेऽग्निवायवः ।
सम्यक्त्वमपि दुष्कर्मतिमिरावृतलोचनाः ॥ ३०९ ॥

इत्यनन्तराप्तिः ॥ १५ ॥

पृथ्व्यम्बुकायिका मुक्तिं यान्त्यनन्तरजन्मनि ।
चत्वार एकसमये षड् वनस्पतिकायिकाः ॥ ३१० ॥

इति समयेसिद्धिः ॥१६ ॥

पृथ्व्यम्बुप्रत्येकतरुष्वाद्यलेश्याचतुष्टयम् ।
आद्यं लेश्यात्रयं साधारणद्रुमाग्निवायुषु ॥ ३११ ॥

चतुर्थलेश्यासम्भवस्तु एवम्—

तेजोलेश्यावतां येषु नाकिनां गतिसंभवः ।
आद्यमन्तर्मुहूर्त्तं स्यात्तेजोलेश्यापि तेषु वै ॥ ३१२ ॥

इति लेश्या ॥ १७ ॥

દુષ્કર્મરૂપી તિમિરથી આવૃત થયેલા છે લોચન જેમનાં એવા અગ્નિકાય અને વાયુકાયના જીવો મૃત્યુ પછી **અન્તરભવમાં** સમકિત સુદ્ધાં પામતા નથી. ૩૦૯.

હવે એમની સમયેસિદ્ધિ વિષે. ( સોળમું દ્વાર ).

પૃથ્વીકાય અને અપ્કાયના જીવો અનન્તરભવમાં **એક સમયે** ચારની સંખ્યામાં **મોક્ષે** જાય છે. વનસ્પતિકાયના જીવો **એક સમયે છ મોક્ષે જાય છે.** ૩૧૦.

હવે એમની લેશ્યા વિષે. (સત્તરમું દ્વાર).

પૃથ્વીકાયના જીવો, અપ્કાયના જીવો તથા પ્રત્યેક વનસ્પતિકાયના જીવોને પહેલી ચાર લેશ્યાઓ હોય છે. અને અગ્નિકાય, વાયુકાય તથા સાધારણ વનસ્પતિકાયના જીવોને પહેલી ત્રણ લેશ્યાઓ હોય છે. ૩૧૧.

અહિં કેટલાકને ચાર લેશ્યાઓ કહી, તો એમાં ચોથીનો સંભવ આવી રીતે સમજવો:—

જેઓને વિષે તેજોલેશ્યાવાળા દેવોની ગતિનો સંભવ હોય એઓને પહેલા અન્તર્મુહૂર્ત્ત સુધી તેજોલેશ્યા પણ હોય. ૩૧૨.

હવે એમની આહારદિશા વિષે. (અઢારમું દ્વાર).

एषां स्थूलक्ष्मादीनामाहारः षड्दिगुद्भवः ।
स्थूलानिलस्य त्रिचतुःपंचदिकुसंभवोऽप्यसौ ॥ ३१३ ॥

इति आहारदिक् ॥ १८ ॥

एकोनविंशतितमादीन्येकादश सूक्ष्मवत् ।
द्वाराणि स्थूलपृथ्व्यादिजीवानां जगुरीश्वराः ॥ ३१४ ॥
आद्यं गुणस्थानमेषु मतं सिद्धान्तिनां मते ।
कर्मग्रंथमते त्वाद्यं तद्द्वयं भूजलद्रुषु ॥ ३१५ ॥
स्युस्तथा स्थूलमरुतां योगाः पंच यतोऽधिकौ ।
एषां वैक्रियतन्मिश्रौ त्रयोऽन्येषां च पूर्ववत् ॥ ३१६ ॥

एवं द्वाराणि १९–३१ ॥

अंगुलासंख्यांशमाना यावन्तोंशा भवन्ति हि ॥
एकस्मिन् प्रतरे सूचीरूपा लोके घनीकृते ॥ ३१७ ॥
तावन्तः पर्याप्ता निगोदप्रत्येकतरुधराश्चापः
स्युः किंचिन्न्यूनावलिघनसमयमितास्त्वनलजीवाः ॥ ३१८ ॥ युग्मम् ॥

---

બાદર–પૃથ્વીકાય પ્રમુખને છ દિશાનો આહાર હોય છે અને બાદર વાયુકાયને તો ત્રણ, ચાર અથવા પાંચ દિશાનો પણ હોય છે. ૩૧૩.

એમના ઓગણીશમાથી તે ઓગણત્રીશમા સુધીના અગ્યાર દ્વારો 'સૂક્ષ્મ' (પૃથ્વીકાય આદિક) ના દ્વારોની પેઠે સમજી લેવાં ૩૧૪.

'ગુણસ્થાન' એમને પહેલું જ હોય છે એમ સિદ્ધાન્તીઓનો મત છે. જ્યારે કર્મગ્રંથના મતે પૃથ્વીકાય, અપકાય તથા વનસ્પતિકાયને પહેલા બે ગુણસ્થાન છે. ૩૧૫.

બાદર વાયુકાયને 'યોગ' પાંચ હોય છે કેમકે એને વૈક્રિય, અને મિશ્રવૈક્રિય એમ બે યોગ અધિક છે. બીજાઓને પૂર્વવત્ ત્રણ યોગ છે. ૩૧૬.

એવી રીતે ૧૯ થી ૩૧ સુધીના તેર દ્વાર વિષે કહ્યું.

હવે એમના 'માન'–'પ્રમાણ' વિષે (બત્રીશમું દ્વાર).

ઘનીભૂત લોકાકાશને વિષે, એક પ્રતરમાં, સૂચીરૂપ, આંગળના અસંખ્યમા ભાગ પ્રમાણ જેટલા અંશો હોય તેટલા પર્યાપ્ત નિગોદ–પ્રત્યેક વનસ્પતિ–પૃથ્વી અને અપ્–કાયના જીવો હોય; અને કંઈક ન્યૂન એવી 'આવલિ' ના જેટલા 'ઘનસમય' હોય તેટલા અગ્નિકાયના જીવો હોય. ૩૧૭–૩૧૮.

अत्र च यद्यपि पूर्वार्धोक्ताश्चत्वारस्तुल्यमानका प्रोक्ताः ।
तदपि यथोत्तरमधिकाः प्रत्येतव्या असंख्यगुणाः ॥ ३१९ ॥

उक्तोऽङ्गुलासंख्यभागो यः सूचीखंडकल्पने ।
तस्यासंख्येयभेदत्वात् घटते सर्वमप्यदः ॥ ३२० ॥

घनीकृतस्य लोकस्यासंख्येयभागवर्त्तिषु ।
असंख्यप्रतरेषु स्युः यावन्तोऽभ्रप्रदेशकाः ॥ ३२१ ॥

तावन्तो बादराः पर्याप्तकाः स्युः वायुकायिकाः ।
इदं प्रज्ञापनावृत्तावाचांगविवृतौ त्विदम् ॥ ३२२ ॥ युग्मम् ॥

सुसंवर्त्तितलोकैकप्रतरासंख्यभागकैः ।
प्रदेशैः प्रमिताः स्थूलापर्याप्तक्ष्माम्बुवायवः ॥ ३२३ ॥

क्षेत्रपल्योपमासंख्यभागप्रदेशसम्मिताः ।
पर्याप्ता बादरहविर्भुजः प्रोक्ताः पुरातनैः ॥ ३२४ ॥

संवर्त्तितचतुरस्रीकृतलोकश्रेण्यसंख्यभागगतैः ।
वियदंशैः पर्याप्तास्तुल्याः प्रत्येकतरुजीवाः ॥ ३२५ ॥

વળી અહિં ઉપરના શ્લોકાર્ધમાં ચાર પર્યાપ્તા કહ્યા તેમને તુલ્યમાનવાળા કહ્યા છે, છતાં એમને ઉત્તરોત્તર અસંખ્યઅસંખ્યગણા સમજવા. સૂચિખંડ કલ્પવામાં અંગુળનો જે અસંખ્યમો ભાગ કહ્યો છે એના ભેદો અસંખ્ય હોવાથી આ સર્વ ઘટી શકે છે. ૩૧૯–૩૨૦.

ઘનરૂપ કરેલા લોકાકાશના અસંખ્યમા ભાગમાં રહેલા અસંખ્ય ' પ્રતરો 'નેવિષે જેટલા આકાશપ્રદેશો હોય તેટલા બાદરપર્યાપ્ત વાયુકાયના જીવો હોય—એમ પ્રજ્ઞાપનાસૂત્રની વૃત્તિમાં કહ્યું છે. પણ આચારાંગના વિવરણમાં એમ કહ્યું છે કે—૩૨૧–૩૨૨.

" સંવર્તિત લોકના એક પ્રતરના અસંખ્યભાગવાળા પ્રદેશો જેટલા, સ્થૂળ–અપર્યાપ્ત–પૃથ્વી, અપ્ અને વાયુ કાયના જીવો છે; અને ક્ષેત્રપલ્યોપમના અસંખ્ય ભાગવાળા પ્રદેશો જેટલા, પર્યાપ્ત–બાદર અગ્નિકાયના જીવો છે. ૩૨૩–૩૨૪.

"વળી સંવર્ત્તિત અને ચોરસ કરેલ લોકશ્રેણિના અસંખ્યમા ભાગમાં રહેલા આકાશપ્રદેશો જેટલા પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિના જીવો છે. ૩૨૫.

संवर्त्तित चतुरस्रीकृतस्य लोकस्य यः प्रतर एकः ।
तदसंख्यभागखांशप्रमिताः पर्याप्तबादरनिगोदाः ॥ ३२६ ॥

अतःपरं तु ग्रंथद्वयेऽपि तुल्यमेव ॥

बादराः स्थावराः सर्वेऽप्येते पर्याप्तकाः पुनः ।
स्युः प्रत्येकमसंख्येयलोकाभ्रांशमिताः खलु ॥ ३२७ ॥

लोकमानाभ्रखंडानामनन्तानां प्रदेशकैः ।
तुल्याः स्थूलानन्तकायजीवाः प्रोक्ता जिनेश्वरैः ॥ ३२८ ॥

इति मानम् ॥ ३२ ॥

पर्याप्ताः बादराः सर्वस्तोकाः पावककायिकाः ।
असंख्येयगुणास्तेभ्यः प्रत्येकधरणीरुहः ॥ ३२९ ॥
असंख्येयगुणास्तेभ्यः स्युर्बादरनिगोदकाः ।
तेभ्यो भूकायिकास्तेभ्यश्चापस्तेभ्यश्च वायवः ॥ ३३० ॥
तेभ्योऽनन्तगुणाः स्थूलाः स्युर्वनस्पतिकायिकाः ।
सामान्यतो बादराश्चाधिकाः पर्याप्तकास्ततः ॥ ३३१ ॥

---

"અને સંવર્ત્તિત તથા ચોરસ કરેલ લોકાકાશનો એક પ્રતર હોય–તે પ્રતરના અસંખ્યભાગ–પ્રમાણુ આકાશપ્રદેશ જેટલા પર્યાપ્ત બાદર નિગોદ છે." ૩૨૬.

આ પછીની વાત બેઉ ગ્રંથમાં સરખી છે.

આ સર્વે પર્યાપ્તબાદર સ્થાવરો દરેક લોકાકાશના અસંખ્યાત અંશો જેટલા છે. ૩૨૭.

વળી બાદર અનંતકાય જીવો લોકપ્રમાણુ અનંતાઆકાશખંડોના પ્રદેશો જેટલા છે–એમ શ્રીજિનનું વચન છે. ૩૨૮.

હવે એમના અલ્પબહુત્વ વિષે. ( તેત્રીશમું દ્વાર ).

પર્યાપ્ત બાદર અગ્નિકાયના જીવો સર્વકરતાં અલ્પ છે. એના કરતાં, પ્રત્યેકવનસ્પતિ-કાયના જીવો અસંખ્યગણુા છે. એના કરતાં અસંખ્યગણુા બાદર નિગોદના જીવો છે. એના કરતાં પૃથ્વીકાયનાં, એના કરતાં અપ્કાયનાં અને એના કરતાં વાયુકાયનાં જીવો અસંખ્યગણુા છે. વળી એના કરતાં બાદર વનસ્પતિકાયના જીવો અનંતગણુા છે; અને આ કરતાં સામાન્યતઃ 'બાદરપર્યાપ્ત' અધિક છે. ૩૨૯–૩૩૧.

स्वस्वजातीयपर्याप्तकेभ्योऽसंख्यगुणाधिकाः ।
अपर्याप्ताः स्वजातीयदेहिनः परिकीर्त्तिताः ॥ ३३२ ॥
यद्बादरस्य पर्याप्तकस्यैकैकस्य निश्रया ।
असंख्येयाः अपर्याप्ताः तज्जातीयाः भवन्ति हि ॥ ३३३ ॥

तथोक्तं प्रज्ञापनायाम् ।

पज्जत्तगनिस्साए अपज्जत्तगा वक्कमन्ति । जत्थ एगो तत्थ नियमा असंखेज्जा॥

इति अल्पबहुत्वम् ॥ ३३ ॥

सर्वस्तोका दक्षिणस्यां भूकाया दिगपेक्षया ।
उदक् प्राक् च ततः प्रत्यक् क्रमात्विशेषतोऽधिकाः ॥ ३३४ ॥

उपपत्तिश्चात्र–

यस्यां दिशि घनं तस्यां बहवः क्षितिकायिकाः ।
यस्यां च शुषिरं तस्यां स्तोका एव भवन्त्यमी ॥ ३३५ ॥
दक्षिणस्यां च नरकनिवासा भवनानि च ।
भूयांसि भवनेशानां प्राचुर्यं शुषिरस्य तत् ॥ ३३६ ॥
अल्पा उदिच्यां नरका भवनानीति तत्र ते ।
घनप्राचुर्यतोऽनल्पाः स्युर्याम्यदिगपेक्षया ॥ ३३७ ॥

---

વળી પોતપોતાની જાતિવાળા ' અપર્યાપ્ત ' સ્વસ્વજાતીય ' પર્યાપ્ત ' કરતાં અસંખ્યગણા છે; કેમકે **દરેક** ' બાદર **પર્યાપ્ત** ' ની નિશ્રાએ **અસંખ્ય** ' બાદર **અપર્યાપ્ત** ' હોય છે. ૩૩૨–૩૩૩.

આ સંબંધમાં પ્રજ્ઞાપનાસૂત્રમાં કહ્યું છે કે—

પર્યાપ્તની નિશ્રાએ એક અપર્યાપ્ત ઉદ્ભવે છે. એટલે જ્યાં ' પર્યાપ્ત ' ' **એક** ' હોય ત્યાં અપર્યાપ્ત ચોક્કસ **અસંખ્ય** હોય છે.

હવે એમના દિગાશ્રી અલ્પબહુત્વ વિષે. ( ૩૪ મું દ્વાર )

દક્ષિણ દિશામાં સર્વથી ઓછા પૃથ્વીકાયજીવો છે. એના કરતાં અનુક્રમે અધિક અધિક ઉત્તરદિશામાં, પૂર્વદિશામાં અને પશ્ચિમ દિશામાં છે. ૩૩૪.

એનું કારણ આ પ્રમાણે :—

જે દિશાઓ ઘન હોય ત્યાં પૃથ્વીકાયના જીવો બહુ હોય અને જ્યાં પોલાણ હોય ત્યાં તે થોડા હોય છે; અને દક્ષિણ દિશામાં નરકાવાસ અને ભુવનપતિના ભવનો ઘણા હોવાથી, ત્યાં

प्राच्यां रविशशिद्वीपसद्भावात् घनभूरिता ।
उत्तरापेक्षया तत्र बहवः क्षितिकायिकाः ॥ ३३८ ॥
प्राक्प्रतीच्योः रविशशिद्वीपसाम्येऽपि गौतमः ।
द्वीपोऽधिकः प्रतीच्यां स्यात्ततस्तेऽत्राधिकाः स्मृताः ॥३३९॥

ननु प्रतीच्यामधिको द्वीपो यथास्ति गौतमः ।
तथात्र सन्त्यधोग्रामाः सहस्रयोजनोण्डताः ॥ ३४० ॥
तत्खातपूरितन्यायात् घनस्य शुषिरस्य च ।
साम्यात् पृथ्वीकायिकानां प्रत्यक् प्रचूरता कथम् ॥३४१॥ युग्मम्॥

अत्र उच्यते—

यथा प्रत्यगधोग्रामास्तथा प्राच्यामपि ध्रुवम् ।
गर्त्तादिसंभवोऽस्त्येव किं च द्वीपोऽपि गौतमः ॥ ३४२ ॥
वक्ष्यमाणोच्छ्रयायामव्यासः प्रक्षिप्यते धिया ।
यद्यधोग्रामशुषिरे तदप्येषोऽतिरिच्यते ॥ ३४३ ॥ युग्मम् ॥

---

ઘણું પોલાણ છે. વળી ઉત્તર દિશામાં નરકાવાસ અને ભવનો થોડાં છે માટે ત્યાં દક્ષિણદિશાની અપેક્ષાએ વિશેષ ઘનતા હોવાથી પૃથ્વીકાયજીવો ઘણા છે. ૩૩૫–૩૩૭.

વળી પૂર્વદિશામાં સૂર્યદ્વીપ અને ચંદ્રદ્વીપ આવેલા હોવાથી, ત્યાં ઉત્તર કરતાં વિશેષ ઘનતા છે માટે ત્યાં એ કરતાં પણ વિશેષ પૃથ્વીકાયજીવો છે. ૩૩૮.

હવે પૂર્વ અને પશ્ચિમ દિશામા સૂર્યદ્વીપ અને ચંદ્રદ્વીપ અગર જો કે સમાન જ છે તો પણ પશ્ચિમમાં ગૌતમદ્વીપ વિશેષ છે, તેથી ત્યાં ઘનતા પણ વિશેષ; એટલે ત્યાં પૃથ્વીકાયો પણ વિશેષ. ૩૩૯.

અહિં એવી શંકા ઉપસ્થિત થાય છે કે—

પશ્ચિમમાં જેમ ગૌતમદ્વીપ વિશેષ છે તેમ ત્યાં સહસ્રયોજન ઊંડા અધોગ્રામ પણ છે માટે **ખાતપૂરિત** ન્યાયે ઘનતા અને પોલાણ સરખાં થયાં. એટલે પછી ત્યાં પૃથ્વીકાયજીવોનું પ્રચુરપણું કેવી રીતે સંભવે ? ૩૪૦–૩૪૧.

**એ શંકાનું સમાધાન આ પ્રમાણે:—**

પશ્ચિમમાં અધોગ્રામ ( નું પોલાણ ) છે તેમ પૂર્વમાં પણ ગર્ત્તાદિકના પોલાણનો સંભવ છે. વળી પણ મ્હોટા વિસ્તારવાળો આ ગૌતમદ્વીપ છે એને જો અધોગ્રામના પોલાણમાં

एवं च घनबाहुल्यात् प्रतीच्यां प्रागपेक्षया ।
पृथ्वीकायिकबाहुल्यं युक्तमेव यथोदितम् ॥ ३४४ ॥

भवन्त्यप्कायिकाः स्तोकाः पश्चिमायां ततः क्रमात् ।
प्राच्यां याम्यामुदीच्यां च विशेषेणाधिकाधिकाः ॥ ३४५ ॥

उपपत्तिश्च अत्र—

प्रतीच्यां गौतमद्वीपस्थाने वारामभावतः ।
सर्वस्तोका जिनैरुक्ता युक्तमेवाम्बुकायिकाः ॥ ३४६ ॥

पूर्वस्यां गौतमद्वीपाभावाद्विशेषतोऽधिकाः ।
दक्षिणस्यां चन्द्रसूर्यद्वीपाभावात्ततोऽधिकाः ॥ ३४७ ॥

उदिच्यां मानससरःसद्भावात्सर्वतोऽधिकाः ।
अस्ति ह्यस्यां तदसंख्ययोजनायतविस्तृतम् ॥ ३४८ ॥

याम्युदीच्योर्वह्निकायाः स्तोकाः प्रायो मिथः समाः ।
अग्न्यारंभकबाहुल्यात् प्राच्यां संख्यगुणाधिकाः ॥ ३४९ ॥

ततः प्रतीच्यामधिका वह्न्याद्यारंभकारिणाम् ।
ग्रामेष्वधोलौकिकेषु बाहुल्याद्धरणीस्पृशाम् ॥ ३५० ॥

ઉપાડીને નાખવામાં આવે તોયે તે વધી જાય છે. એટલે પૂર્વની અપેક્ષાએ પશ્ચિમમાં ' ઘનતા ' વધી, માટે પૃથ્વીકાયિક જીવોનું ત્યાં વિશેષપણું-બાહુલ્ય કહ્યું એ યુક્ત જ છે. ૩૪૨-૩૪૪.

હવે અપ્કાયના જીવો પશ્ચિમ દિશામાં સર્વથી થોડા છે; અને પૂર્વ, દક્ષિણ અને ઉત્તરમાં અનુક્રમે વિશેષ વિશેષ અધિક છે. ૩૪૫.

એનું પણ કારણ છે-તે આ પ્રમાણે:—

પશ્ચિમમાં ગૌતમદ્વીપને સ્થાને જળનો અભાવ હોવાથી, ત્યાં એના ( અપ્કાયના ) જીવ થોડા હોય-એ તો ચોક્કસ વાત છે. વળી પૂર્વમાં ગૌતમદ્વીપ નથી એટલે એટલું ત્યાં જળ વધ્યું તેથી એનાં જીવ પણ વધ્યા. અને દક્ષિણમાં સૂર્યચંદ્ર દ્વીપો નહીં હોવાથી ત્યાં એ ( એમની જગ્યાએ જળ વધ્યું એટલે ) એ જીવ વિશેષ અધિક થયા. તેમ ઉત્તર દિશામાં માનસ સરોવર આવ્યું એટલે ( જળની બહુ જ બહોળતા એટલે ) અપ્કાયના જીવ ત્યાં સર્વથી અધિક. કેમકે માનસ સરોવરનો વિસ્તાર અસંખ્ય યોજનોમાં છે. ૩૪૬-૩૪૮.

હવે અગ્નિકાયના જીવો દક્ષિણ અને ઉત્તર દિશામાં થોડા છે, અને બેઉ દિશામાં સમાન છે. પૂર્વમાં અગ્નિના આરંભકો વિશેષ હોવાથી એ સંખ્યગણા વિશેષ છે. પશ્ચિમમાં વળી એથીયે અધિક છે કારણકે અધોગ્રામમાં અગ્નિ આદિકના આરંભવાળા પ્રાણીઓ અધિક છે. ૩૪૯-૩૫૦.

पूर्वस्यां मरुतः स्तोकास्ततोऽधिकाधिका मताः ।
प्रतीच्यामुत्तरस्यां च दक्षिणस्यां यथाक्रमम् ॥ ३५१ ॥
यस्यां स्यात् शुषिरं भूरि तस्यां स्युर्भूरयोऽनिलाः ।
घनप्राचुर्ये च तेऽल्पास्तच्च प्रागेव भावितम् ॥ ३५२ ॥
स्युर्यदपि खातपूरितयुक्त्या प्रत्यग् धराधिका तदपि ।
प्रत्यगधोग्रामभुवां निम्नत्वाद्वास्तवी शुषिरबहुता ॥ ३५३ ॥
वनानामल्पबहुता भाव्याप्कायिकवद्बुधैः ।
तरूणां ह्यल्पबहुता जलाल्पबहुतानुगा ॥ ३५४ ॥
सामान्यतोऽपि जीवानामल्पता बहुतापि च ।
वनाल्पबहुतापेक्षा ह्यनन्ता एत एव यत् ॥ ३५५ ॥

इति दिगपेक्षयाल्पबहुता ॥ ३४ ॥

कायस्थितिर्या सूक्ष्माणां प्रागुक्ता तन्मितं मतम् ।
सामान्यतो बादराणां बादरत्वे किलान्तरम् ॥ ३५६ ॥
स्थूलक्ष्माम्भोग्निपवनप्रत्येकद्रुषु चान्तरम् ।
अनन्तकालो ज्येष्ठं स्याल्लघु चान्तर्मुहूर्त्तकम् ॥ ३५७ ॥

---

હવે વાયુકાયના જીવો પૂર્વમાં સૌથી અલ્પ છે, અને પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણમાં અનુક્રમે વધતાવધતા છે. જ્યાં પોલાણ ભાગ વિશેષ ત્યાં વાયુકાય વિશેષ હોય એ સ્વાભાવિક છે. અને જ્યાં ઘનતા વિશેષ ત્યાં એ અલ્પ હોય એ ખુલ્લું છે. એ પૂર્વે પણ જણાવી ગયા છીએ. **खातपूरित** ન્યાયની ગણત્રીએ જો કે પશ્ચિમની પૃથ્વી અધિક થાય તો યે ત્યાંના અધોગ્રામની ભૂમિ નીચાણમાં હોવાથી, પોલાણનો ભાગ વાસ્તવિક રીતે ઘણો જ રહે. ( અને તેથી ત્યાં વાયુકાયના જીવો પણ અધિક હોય ). ૩૫૧–૩૫૩.

હવે વનસ્પતિકાયના જીવોનું અલ્પાધિકપણું અપ્કાયના જીવોની પ્રમાણે સમજવું. કારણકે વનસ્પતિ સર્વત્ર જળના પ્રમાણમાં હોય છે. સામાન્યપણે પણ જીવોનું અલ્પાધિકપણું વનસ્પતિકાયના જીવોના અલ્પાધિકપણા ઉપર આધાર રાખે છે કારણકે એકલા વનસ્પતિકાયિક જીવો જ અનન્ત છે. ૩૫૪–૩૫૫.

હવે એમના અન્તર વિષે. ( ૩૫ મું દ્વાર ).

‘ સૂક્ષ્મો ’ ની પૂર્વોક્ત કાયસ્થિતિના જેટલો જ સામાન્યતઃ ‘ બાદરો ’ નો બાદરત્વમાં અન્તર છે. ૩૫૬.

બાદર પૃથ્વી–અપ્–અગ્નિ–વાયુ અને–પ્રત્યેકવનસ્પતિકાયના જીવોને વિષે ઉત્કૃષ્ટ અન્તર અનન્તકાળનું છે; અને જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્તનું છે; કેમકે એઓ અનન્તકાળ

कालं निगोदेषु यत्तेऽनन्तं चान्तर्मुहूर्त्तकम् ।
स्थित्वा स्थूलक्ष्मादिभावं पुनः केचिदवाप्नुयुः ॥ ३५८ ॥

बादरस्य निगोदस्यान्तरमुत्कर्षतो भवेत् ।
कालोऽसंख्यः पृथिव्यादिकायस्थितिमितश्च सः ॥ ३५९ ॥

सामान्यतः स्थूलवनकायत्वेऽप्येतदन्तरम् ।
जघन्यतस्तु सर्वेषामन्तर्मुहूर्त्तमेव तत् ॥ ३६० ॥

इत्यन्तरम् ॥ ३५ ॥

स्वरूपमेकेन्द्रियदेहिनां मया धियाल्पया किंचिदिदं समुध्धृतम् ।
श्रुतादगाधादिव दुग्धवारिधेः जलं स्वचंच्वा शिशुना पतत्रिणा ॥३६१॥

विश्वाश्चर्यदकीर्तिकीर्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्वप्रदीपोपमे
सर्गो निर्गलितार्थसार्थसुभगः पूर्णः सुखं पंचमः ॥ ३६२ ॥

इति पंचमः सर्गः

---

પર્યન્ત અને અન્તર્મુહૂર્તપર્યન્ત નિગોદને વિષે રહીને પુનઃ બાદરપૃથ્વીકાયાદિમાં ઉત્પન્ન થાય છે. ૩૫૭–૩૫૮.

બાદર નિગોદનું ઉત્કૃષ્ટ અન્તર અસંખ્યકાળ છે અને એનું માન પૃથ્વીકાય આદિની સ્થિતિ જેટલું છે. ૩૫૯.

સામાન્યતઃ બાદર વનસ્પતિકાયત્વને વિષે પણ એટલું જ અન્તર છે. જો કે જઘન્ય અન્તર તો સર્વેનું, અન્તર્મુહૂર્ત્તપ્રમાણ છે. ૩૬૦.

જેવી રીતે એક પક્ષીનું બચ્ચું પોતાની ચાંચવડે અગાધસમુદ્રમાંથી જળ ગ્રહણ કરે તેમ મેં મારી અલ્પબુદ્ધિઅનુસાર, અગાધશ્રુતસાગરમાંથી આ એકેન્દ્રિયપ્રાણીઓનું કિંચિત્ સ્વરૂપ ગ્રહણ કરીને કહ્યું છે. ૩૬૧.

જેમની કીર્તિ અખિલ વિશ્વમાં આશ્ચર્ય ઉત્પન્ન કરનારી છે એવા શ્રીમાન્ કીર્તિવિજય ઉપાધ્યાયના અન્તેવાસિ અને, માતા રાજબા અને પિતા તેજપાળના સુપુત્ર વિનયવિજય ઉપાધ્યાયે જે આ, જગતના નિશ્ચિત તત્વોને દીપકની જેમ પ્રકટ કરનાર ગ્રંથ રચ્યો છે તેનો, અંદરથી નીતરતા સારને લીધે સુભગ એવો પાંચમો સર્ગ નિર્વિઘ્ને પૂર્ણ થયો.

પાંચમો સર્ગ સમાપ્ત.

## ॥ अथ षष्ठः सर्गः ॥

विकलान्यसमग्राणि स्युर्येषामिन्द्रियाणि वै ।
विकलेन्द्रियसंज्ञास्ते स्युर्द्वित्रिचतुरिन्द्रियाः ॥ १ ॥

तत्र प्रथमं भेदाः ॥ १ ॥

अन्तर्जा कृमयो द्वेधा कुक्षिपायुसमुद्भवाः ।
विष्टाद्यमेधजाः कीटाः काष्टकीटा घुणाभिधाः ॥ २ ॥

गंडोला अलसा वंशीमुखा मातृवहा अपि ।
जलौकसः पूतरका मेहरा जातका अपि ॥ ३ ॥

नानाशंखाः शंखनकाः कपर्दशुक्तिचन्दनाः ।
इत्याद्या द्वीन्द्रियाः पर्याप्तापर्याप्तया द्विधा ॥ ४ ॥

इति द्वीन्द्रियभेदाः ।

पीपिलिका बहुविधा घृतेल्यश्चौपदेहिकाः ।
लिक्षा मर्कोटका यूका गर्दभा मत्कुणादयः ॥ ५ ॥

---

## સર્ગ છઠ્ઠો.

જે જીવોને ઇન્દ્રિયો 'વિકલ' એટલે ઓછી હોય, પૂરેપૂરી ન હોય એઓ 'વિકલેન્દ્રિય' કહેવાય. એટલે બે ઇન્દ્રિયવાળા, ત્રણઇન્દ્રિયવાળા અને ચારઇન્દ્રિયવાળા જીવો 'વિકલેન્દ્રિય' કહેવાય. ૧.

પ્રથમ, એ વિકલેન્દ્રિય જીવોના 'ભેદ' વિષે. (૧)

કુક્ષિમાં ઉત્પન્ન થનારા, અને ગુદાદ્વારમાં ઉત્પન્ન થનારા–એમ બે પ્રકારના શરીર જ કૃમિઓ; વિષ્ઠા આદિ અમેધ્ય પદાર્થોમાં ઉત્પન્ન થતા કીડા; કાષ્ટમાં ઉત્પન્ન થતા 'ઘુણા' નામના કીડા; ગંડોલા; અળસીયાં; વંશીમુખા; માતૃવહા; જળો; પૂરા; મેહરા; જાતક; નાના પ્રકારના શંખો; શંખલા; કોડી; છીપ; ચંદન વગેરે **બેઇન્દ્રિય** જીવો છે. એ, પર્યાપ્ત અને અપર્યાપ્ત–એમ બે પ્રકારના છે. ૨–૪.

ઘણી જાતની કીડીઓ, ઘીમેલ, ઉદ્ધેહિ, લીંખ, મંકોડા, જૂ, ગદ્ધઇયાં, માંકડ, ગોકળગાય, ઇયળ, સાવા, ગુલ્મી, છાણના કીડા, ચોરકીડા, ધાન્યના કીડા, પાંચેરંગના કંથવા,

इन्द्रगोपेलिका सावा गुल्मीगोमयकीटकाः ।
चौरकीटा धान्यकीटाः पंचवर्णाश्च कुन्थवः ॥ ६ ॥
तृणकाष्टफलाहाराः पत्रवृन्ताशना अपि ।
इत्याद्यास्त्रीन्द्रियाः पर्याप्तापर्याप्ततया द्विधा ॥ ७ ॥

इति त्रीन्द्रियभेदाः ।

वृश्चिका ऊर्णनाभाश्च भ्रमर्यो भ्रमरा अपि ।
कंसार्यो मशकास्तिड्डा मक्षिका मधुमक्षिकाः ॥ ८ ॥
पतंगा झिल्लिका दंशाः खद्योता ढिंकणा अपि ।
रक्तपीतहरित्कृष्णचित्रपक्षाश्च कीटकाः ॥ ९ ॥
नन्द्यावर्ताश्च कपिलडोलाद्याश्चतुरिन्द्रियाः ।
भवन्ति तेऽपि द्विविधाः पर्याप्तान्यतयाखिलाः ॥ १० ॥

इति चतुरिन्द्रियभेदाः ॥

अथ स्थानम् ॥

ऊर्ध्वाधोलोकयोरेकदेशभागे भवन्ति ते ।
तिर्यग्लोके नदीकूपतटाकदीर्घिकादिषु ॥ ११ ॥
द्वीपाम्भोधिषु सर्वेषु तथा नीराश्रयेषु च ।
षोढापि विकलाक्षाणां स्थानान्युक्तानि तात्त्विकैः ॥ १२ ॥

---

तृण–કાષ્ટ તથા–ફળનો આહાર કરનારા તેમજ પાંદડા–અને ડીંટીયાંનો આહાર કરનારા–ઈત્યાદિ **ત્રણઇંદ્રિયોવાળા** જીવ છે. એઓ પણ પર્યાપ્ત અને અપર્યાપ્ત–એમ બે પ્રકારના છે. ૫–૭.

વીંછી, કરોળીઆ, ભમરી, ભમરા, કંસારી, મચ્છર, તીડ, માખી, મધમાખી, પતંગીઆ, જીલ્લકા, ડાંસ, ખદ્યોત, ઢીકણુ, લાલ પીળી લીલી કાળી તથા કાબરચિત્રી પાંખવાળા કીડા, નંદ્યાવર્ત્ત, ખડમાકડી–ઇત્યાદિ **ચારઇન્દ્રિયોવાળા** જીવો છે. એમના પણ પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ બે ભેદ છે. ૮–૧૦.

એમનાં ' સ્થાન ' વિષે ( ૨ ).

છયે પ્રકારના વિકલેન્દ્રિય જીવો ઉર્ધ્વલોક અને અધોલોકના એકદેશભાગની અંદર હોય છે. વળી તિર્યગ્લોકમાં નદી, કુવા, તળાવ, વાવ વગેરેમાં પણ હોય છે, તેમ જ સર્વ દ્વીપો,

उपपातात्समुद्घातान्निजस्थानादपि स्फुटम् ।
असंख्येयतमेभागे ते लोकस्य प्रकीर्तिताः ॥ १३ ॥

**इति स्थानम् ॥ २ ॥**

आहारांगेन्द्रियोच्छ्वासभाषाख्या एषु पंच च ।
पर्याप्तयस्तथा प्राणाः षट्सप्ताष्टौ यथाक्रमम् ॥ १४ ॥
चत्वारः स्थावरोक्तास्ते जिव्हावाग्बलवृद्धितः ।
षड्द्वीन्द्रियेष्वथैकैकेन्द्रियवृद्धिस्ततो द्वयोः ॥ १५ ॥

**इति पर्याप्तयः ॥ ३ ॥**

लक्षद्वयं च योनीनामेषु प्रत्येकमिष्यते ।
लक्षाणि कुलकोटीनां सप्ताष्ट नव च क्रमात् ॥ १६ ॥

**इति योनिसंख्या कुलसंख्या च ॥ ४–५ ॥**

विवृता योनिरेतेषां त्रिविधा सा प्रकीर्तिता ।
सचित्ताचित्तमिश्राख्या भावना तत्र दर्श्यते ॥ १७ ॥

---

સમુદ્રો તથા જળાશયોમાં પણ હોય છે. ઉપપાતથી, સમુદ્‌ઘાતથી અને સ્વસ્થાનથી પણ એઓ લોકના અસંખ્યમા ભાગમાં રહેલા છે. ૧૧–૧૩.

એમની ' પર્યાપ્તિ ' વિષે. ( ૩ ).

એમને પાંચ પર્યાપ્તિ છે : ( ૧ ) આહાર પર્યાપ્ત, ( ૨ ) શરીરપર્યાપ્ત, ( ૩ ) ઇન્દ્રિયપર્યાપ્તિ, ( ૪ ) શ્વાસોચ્છવાસપર્યાપ્તિ અને ( ૫ ) ભાષાપર્યાપ્તિ. વળી પ્રાણ, બે ઇન્દ્રિયોવાળાને છ, ત્રણ ઇન્દ્રિયોવાળાને સાત, અને ચાર ઇન્દ્રિયોવાળાને આઠ હોય છે. ( ' સ્થાવર 'ને છે એ ચાર પ્રાણ, પાંચમો ' જીવ્હા ઇન્દ્રિય, ' અને છઠ્ઠો વચનબળ–એ પ્રમાણે છ પ્રાણ બેઇન્દ્રિયજીવોના. ત્રેઇન્દ્રિયને એક ઇન્દ્રિય વધી એટલે ૬+૧=૭ સાત પ્રાણ; અને ચઉરિન્દ્રિયને વળી એનાથી એક ઇન્દ્રિય વધી, એટલે ૭+૧=૮ પ્રાણ ). ૧૪–૧૫.

એમની ' યોનિસંખ્યા ' તથા ' કુળસંખ્યા ' વિષે. ( ૪–૫ ).

એમની પ્રત્યેકની બે લાખ યોનિઓ છે. અને કુલકોટિ, બેઇન્દ્રિયોની સાત લાખ, ત્રેઇન્દ્રિયોની આઠ લાખ અને ચઉરિન્દ્રિયોની નવ લાખ છે. ૧૬.

એમના ' યોનિસ્વરૂપ ' વિષે. ( ૬ ).

એમની યોનિ વિવૃત્ત હોય છે અને એ સચિત્ત, અચિત્ત અને મિશ્ર એમ ત્રણ પ્રકારની છે: જીવતા બળદ વગેરેના શરીરથી નીકળેલા કીડા વગેરેની સચિત્ત યોનિ છે; અચિત્ત કાષ્ટ

जीवद्गवादिदेहोत्थकृम्यादीनां सचित्तता ।
अचित्तकाष्ठाद्युत्पन्नघुणादीनामचित्तता ॥ १८ ॥
सचित्ताचित्तकाष्ठादिसंजातानां तु मिश्रका ।
उष्णा शीता च शीतोष्णेत्यपि सा त्रिविधा मता ॥ १९ ॥

इति योनिस्वरूपम् ॥ ६ ॥

द्व्यक्षाणां द्वादशाब्दानि भवेज्ज्येष्ठा भवस्थितिः ।
त्र्यक्षाणां पुनरेकोनपंचाशदेव वासराः ॥ २० ॥
षण्मासाश्चतुरक्षाणां जघन्यान्तर्मुहूर्त्तकम् ।
सान्तर्मुहूर्त्तोना त्वेषां स्यात्पर्याप्ततया स्थितिः ॥ २१ ॥

इति भवस्थितिः ॥ ७ ॥

ओघतो विकलाक्षेषु कायस्थितिरुरीकृता ।
संख्येयाब्दसहस्राणि प्रत्येकं च तथा त्रिषु ॥ २२ ॥
पर्याप्तत्वे तु नवरं द्व्यक्षकायस्थितिर्मिता ।
संख्येयान्येव वर्षाणि श्रूयतां तत्र भावना ॥ २३ ॥
भवस्थितिर्द्वीन्द्रियाणामुत्कृष्टा द्वादशाब्दिकी ।
तादृग्निरन्तरकियद्भवादानादसौ भवेत् ॥ २४ ॥

---

વગેરેના કીડાઓની અચિત્ત યોનિ છે; તેમજ સચિત્તઅચિત્ત કાષ્ટ વગેરેના કીડાઓની મિશ્ર યોનિ છે. વળી ઉષ્ણ, શીત, શીતોષ્ણ-એમ પણ ત્રણ પ્રકારની ( યોનિ ) કહી છે. ૧૭-૧૯.

એમની ' ભવસ્થિતિ ' વિષે. ( ૭ ).

બેઇન્દ્રિયોવાળા જીવોની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ બાર વર્ષની, ત્રણઇન્દ્રિયવાળા જીવોની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ ઓગણપચાસ દિવસની, અને ચારઇન્દ્રિયોવાળા જીવોની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ છ માસની છે. જઘન્ય ભવસ્થિતિ તો સર્વવિકલેન્દ્રિયોની અન્તર્મુહૂર્ત્તની છે. વળી એમની પર્યાપ્તપણાની સ્થિતિ અન્તર્મુહૂર્ત્ત ઓછી છે. ૨૦-૨૧.

એમની ' કાયસ્થિતિ ' વિષે. ( ૮ ).

ત્રણે પ્રકારના વિકલેન્દ્રિય જીવોની ઓઘથી કાયસ્થિતિ, પ્રત્યેક પ્રકારમાં તથા ત્રણે પ્રકારમાં સંખ્યાત સહસ્રોવર્ષોની છે. પણ એમાં યે પર્યાપ્ત બેઇન્દ્રિયોની કાયસ્થિતિ સંખ્યાત વર્ષોની જ કહી છે. કારણ કે બેઇન્દ્રિયોની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ બાર વર્ષની છે; અને એવા

एवमग्रेऽपि संख्येयदिनरूपा च पर्याप्तत्रीन्द्रियांगिनाम् ।
पर्याप्तचतुरक्षाणां संख्येयमासरूपिका ॥ २५ ॥

इति कायस्थितिः ॥ ८ ॥

कार्मणं तैजसं चौदारिकमेतत्तनुत्रयम् ।

इति देहाः ॥ ९ ॥

केवलं हुंडसंस्थानमेतेषां परिकीर्तितम् ॥ २६ ॥

इति संस्थानम् ॥ १० ॥

योजनानि द्वादशैषां त्रिगव्यूत्येकयोजनम् ।
क्रमाज्ज्येष्टा तनुर्लघ्व्यंगुलासंख्यलवोन्मिता ॥ २७ ॥

आहुश्च—

बारसजोअण संखो तिकोस गुम्मी य जोअणं भमरो ॥ इति ॥

इति अंगमानम् ॥ ११ ॥

वेदनोत्थः कषायोत्थो मरणान्तिक इत्यपि ।
विकलेन्द्रियजीवानां समुद्घाता अमी त्रयः ॥ २८ ॥

इति समुद्घाताः ॥ १२ ॥

पृथ्व्याद्याः स्थावराः पंच द्वीन्द्रियाद्यास्त्रयः पुनः ।
संख्येयजीविनः पंचेन्द्रियतिर्यग्नरा अपि ॥ २९ ॥

---

ઉપરાઉપર સતત કેટલાક ભવો કરવાથી કાયસ્થિતિ થાય છે. એ જ પ્રમાણે પર્યાપ્ત ત્રેઇન્દ્રિયોની સંખ્યાત દિવસોની, અને પર્યાપ્ત ચઉરિન્દ્રિયોની સંખ્યાત માસની કાયસ્થિતિ છે. ૨૨–૨૫.

એમનાં બીજાં દ્વારો વિષે. ( ૯–૧૨ ).

એમનાં **શરીર** ત્રણ પ્રકારનાં છેઃ કાર્મણ, તૈજસ, ઔદારિક. **સંસ્થાન** કેવળ હુંડક-સંસ્થાન જ છે. **દેહમાન** ઉત્કૃષ્ટતઃ, બેઇન્દ્રિયોનું બાર યોજન, ત્રેઇન્દ્રિયોનું ત્રણ કોસ અને ચઉરિન્દ્રિયોનું એક યોજન છે; જઘન્યતઃ શરીરમાન ત્રણેનું, આંગળના અસંખ્યતમા ભાગ જેટલું છે. એ સંબંધમાં અન્યત્ર દૃષ્ટાન્તમાં કહ્યું છે કે (ઉત્કૃષ્ટતઃ) શંખ બાર યોજનનો, ગુલ્મી ત્રણ કોસની અને ભમરો એક યોજનનો હોય છે. આ વિકલેન્દ્રિય જીવોને **સમુદ્ઘાત** ત્રણ પ્રકારનો હોય છે : (૧) વેદનાથી ઉત્પન્ન થતો; (૨) કષાયથી ઉત્પન્ન થતો, (૩) મરણાન્તિક. ૨૬–૨૮.

એમની 'ગતિ' તથા 'આગતિ' વિષે ( ૧૩–૧૪ ).

પૃથ્વીકાય આદિ **પાંચે** સ્થાવરો; **ત્રણે** વિકલેન્દ્રિયો; તથા સંખ્યાતઆયુષ્યવાળા

**स्थानकेषु दशस्वेषु गच्छन्ति विकलेन्द्रियाः ।**
**दशभ्य एवैतेभ्यश्चोत्पद्यन्ते विकलेन्द्रियाः ॥३०॥ युग्मम् ॥**
**न देवनारकासंख्यजीवतिर्यग्नरेषु च ।**
**एषां गमागमौ तस्मात् द्विगता द्व्यागता इति ॥ ३१ ॥**
**उपपातच्यवनयोर्विरहो द्वीन्द्रियादिषु ।**
**अन्तर्मुहूर्त्तमुत्कृष्टो जघन्यः समयावधिः ॥ ३२॥**
**उत्पद्यन्ते विपद्यन्ते चैकेन समयेन ते ।**
**एको द्वौ वा त्रयः संख्या असंख्या विकलेन्द्रियाः ॥ ३३ ॥**

**इति गतागती ॥ १३–१४ ॥**

**लब्ध्वा नृत्वादिसामग्रीं केचिदासादयन्त्यमी ।**
**यावद्दीक्षां भवे गम्ये न तु मोक्षं स्वभावतः ॥ ३४ ॥**

**इति अनन्तराप्तिः ॥ १५ ॥**

**एकस्मिन् समये सिद्धिर्विकलानां न सम्भवेत् ।**
**ग्रामो नास्ति कुतः सीमा मोक्षो नास्तीति सा कुतः ॥ ३५ ॥**

---

**પંચેન્દ્રિતિર્યંચ** અને **મનુષ્યો**—આ દશ સ્થાનકોની અંદર વિકલેન્દ્રિય જીવોની ગતિ છે, અને એજ દશ સ્થાનકોમાંથી એઓની આગતિ થાય છે. અસંખ્યાત આયુષ્યવાળા તિર્યંચ તથા મનુષ્યોમાં તેઓ જતાયે નથી તેમ ત્યાંથી આવતા યે નથી. દેવતા કે નારકીમાં પણ તેમની ગતિ કે આગતિ છે જ નહિં. માટે એઓને મનુષ્ય અને તિર્યંચની—એમ બે જ ગતિ અને બે જ આગતિ રહી. ૩૦–૩૧.

વિકલેન્દ્રિય જીવોને ઉત્પત્તિ અને ચ્યવનનો વિરહ ઉત્કૃષ્ટત: અન્તર્મુહૂર્ત્તનો, અને જઘન્યત: એક સમયનો કહ્યો છે. ૩૨.

વિકલેન્દ્રિય જીવોની, એકસમયમાં જન્મમરણની સંખ્યા એક, બે, ત્રણ, છેલ્લામાં છેલ્લી સંખ્યાસુધી, અને એથી પણ વિશેષની છે. ૩૩.

હવે એમના ૧૫ મા દ્વારથી ૨૩ મા સુધીના દ્વારો વિષે.

વિકલેન્દ્રિય જીવો મનુષ્યત્વ આદિ સામગ્રીને યોગે **અનન્તરભવમાં** યાવત્ સર્વ-વિરતિરૂપ દીક્ષા પ્રાપ્ત કરી શકે છે, પરંતુ સ્વભાવત: મોક્ષ મેળવી શકતા નથી. ૩૪.

વિકલેન્દ્રિય જીવોનો મોક્ષ જ નથી. એટલે પછી '**એકસમયસિદ્ધિ**' જેવું કાંઇ રહ્યું નહિં. કારણકે ગામ વિના સીમા કેવી ? ૩૫.

**इति एकसमयसिद्धिः ॥ १६ ॥**

**कृष्णा नीला च कापोतीत्येषां लेश्यात्रयं स्मृतम् ।**

**इति लेश्या ॥ १७ ॥**

**त्रसनाड्यन्तरे सत्त्वादाहारः षड्दिगुद्भवः ॥ ३६ ॥**

**इति आहारदिक् ॥ १८ ॥**

**एषां संहननं चैकं सेवार्त्तं परिकीर्तितम् ।**

**इति संहननम् ॥ १९ ॥**

**मानमायाक्रोधलोभा कषाया एषु वर्णिताः ॥ ३७ ॥**

**इति कषायाः ॥ २० ॥**

**आहारप्रमुखाः संज्ञाश्चतस्र एषु दर्शिताः ।**

**इति संज्ञाः ॥ २१ ॥**

**द्व्यक्षाणां स्पर्शनं जीह्वेत्याख्यातमिन्द्रियं द्वयम् ॥ ३८ ॥**

**तत् त्र्यक्षचतुरक्षाणां क्रमाद् घ्राणेक्षणाधिकं ।**

**इति इन्द्रियम् ॥ २२ ॥**

**असत्त्वाद्व्यक्तसंज्ञानां ते निर्दिष्टा असंज्ञिनः ॥ ३९ ॥**

यद्वा **न दीर्घकालिकी नापि दृष्टिवादोपदेशिकी ।**

**स्याद्धेतुवादिकी ह्येषां न तया संज्ञिता पुनः ॥ ४० ॥**

**इति संज्ञिता ॥ २३ ॥**

---

વિકલેન્દ્રિય જીવોને **લેશ્યા** ત્રણ હોય: કૃષ્ણ, નીલા અને કાપોતી. આ જીવો ત્રસનાડીની અંદર હોવાથી એમને **છ દિશાઓનો આહાર** હોય છે. ૩૬.

વિકલેન્દ્રિય જીવોને એક જ 'સેવાર્ત્ત' **સંહનન જ** છે. વળી એઓને ચારે **કષાયો** છે: ક્રોધ, માન, માયા અને લોભ. ૩૭.

વિકલેન્દ્રિય જીવોને આહાર આદિ ચાર **સંજ્ઞાઓ** છે. **ઇન્દ્રિયો**માં, બેન્દ્રિય જીવોને સ્પર્શેન્દ્રિય અને રસનેન્દ્રિય; ત્રેઇન્દ્રિય જીવોને એ બે ને ત્રીજી ઘ્રાણેન્દ્રિય; અને ચઉરિન્દ્રિય જીવોને એ ત્રણ ને ચોથી ચક્ષુરિન્દ્રિય—એ પ્રકારે છે. ૩૮–૩૯.

વિકલેન્દ્રિય જીવોને પ્રકટ સંજ્ઞા નથી તેથી એઓને '**અસંજ્ઞી**' કહ્યા છે. અથવા તો; એમને દીર્ઘકાલિકી કે દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા હોતી નથી, ફક્ત હેતુવાદિકી સંજ્ઞા હોય છે પણ એથી એઓમાં સંજ્ઞિપણું કહેવાય નહિં. ( એટલે એઓને અસંજ્ઞી કહ્યા છે ). ૪૦.

केवलं क्लीबवेदाश्च मिथ्यादृष्टय एव ते ।
सम्यग्दृशो ह्यल्पकालं विद्युज्ज्योतिर्निदर्शनात् ॥ ४१ ॥
सास्वादनाख्यसम्यक्त्वे किंचित् शेषे मृतिं गताः ।
विकलाक्षेषु जायन्ते ये केचित्तदपेक्षया ॥ ४२ ॥
अपर्याप्तदशायां स्युः सम्यग्दृशोऽपि केचन ।
पर्याप्तत्वे तु सर्वेऽपि मिथ्यादृष्टय एव ते ॥ ४३ ॥ युग्मम् ॥

इति वेदः दृष्टिश्च ॥ २४–२५ ॥

मतिश्रुताभिधं ज्ञानद्वयं सम्यग्दृशां भवेत् ।
मत्यज्ञानश्रुताज्ञाने तेषां मिथ्यात्विनां पुनः ॥ ४४ ॥

इति ज्ञानम् ॥ २६ ॥

अचक्षुर्दर्शनोपेता द्वित्र्यक्षाश्चतुरिन्द्रियाः ।
सचक्षुर्दर्शनाचक्षुर्दर्शनाः कथिता जिनैः ॥ ४५ ॥

इति दर्शनम् ॥ २७ ॥

स्युः साकारोपयोगास्ते ज्ञानाज्ञानव्यपेक्षया ।
निराकारोपयोगास्ते दर्शनापेक्षया पुनः ॥ ४६ ॥

હવે એમના ' વેદ ' અને ' દૃષ્ટિ ' વિષે. ( ૨૪–૨૫ ).

વિકલેન્દ્રિય જીવોને કેવળ નપુંસક**વેદ** હોય છે. એઓ વળી મિથ્યા**દૃષ્ટિ** જ છે કેમકે એમને વિદ્યુતની જ્યોતિની જેમ, અલ્પકાળસુધી જ સમ્યક્દૃષ્ટિ રહે છે. ૪૧.

સાસ્વાદન સમકિત કંઇક શેષ રહે ત્યારે મૃત્યુ પામીને જે કોઈ પ્રાણીઓ વિકલેન્દ્રિયમાં ઉત્પન્ન થાય છે એઓની અપેક્ષાએ, અપર્યાપ્ત દશામાં કેટલાક સમ્યગ્દૃષ્ટિ જીવો પણ હોય છે; પણ પર્યાપ્તદશામાં તો સર્વે મિથ્યાદૃષ્ટિ જ હોય છે. ૪૨–૪૩.

હવે, એમનાં ૨૬ મા દ્વારથી ૨૮ મા સુધીના દ્વારો વિષે.

સમ્યક્દૃષ્ટિ વિકલેન્દ્રિયોને મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન–એમ બે **જ્ઞાન** છે. પણ એમનામાં જે મિથ્યાત્વી છે એમને મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન–એમ બે છે. ૪૪.

બેઇન્દ્રિય જીવો અને ત્રેઇન્દ્રિય જીવોને અચક્ષુ**દર્શન** હોય છે; જ્યારે ચઉરિન્દ્રિય જીવોને ચક્ષુદર્શન તેમ અચક્ષુદર્શન બેઉ કહ્યાં છે. ૪૫.

વિકલેન્દ્રિય જીવોને, જ્ઞાન અને અજ્ઞાનની અપેક્ષાએ, સાકાર **ઉપયોગ** હોય છે; જ્યારે દર્શનની અપેક્ષાએ નિરાકાર ઉપયોગ હોય છે. ૪૬.

इति उपयोगाः ॥ २८ ॥

द्विवक्रस्त्रिक्षणान्तश्च संभवत्येषु विग्रहः ।
ततस्तत्रैकसमयं व्यवहारादनाहृतिः ॥ ४७ ॥

निश्चयात्तु द्विसमया स्यादनाहारिता किल ।
विग्रहे विकलाक्षाणामाहारकत्वमन्यदा ॥ ४८ ॥

एते प्रागोजआहारास्ततः पर्याप्तभावतः
लोमाहाराः कावलिकाहारा अपि भवन्त्यमी ॥ ४९ ॥

सचित्ताचित्तमिश्राख्य एषामाहार इष्यते ।
अन्तर्मुहूर्त्तमुत्कृष्टमाहारस्यान्तरं मतम् ॥ ५० ॥

इति आहारः ॥ २९ ॥

पर्याप्तानां गुणस्थानमेतेषामुक्तमादिमम् ।
अपर्याप्तामां तदाद्यं द्वितीयमपि जातुचित् ॥ ५१ ॥

इति गुणाः ॥ ३० ॥

औदारिकः काययोगः तन्मिश्रः कार्मणस्तथा ।
वागसत्यामृषा चेति योगाश्चत्वार एष्वमी ॥ ५२ ॥

---

હવે એમના ' આહાર ' વિષે. ( ૨૯ ).

વિકલેન્દ્રિયોને બેવક્રોવાળો અને ત્રણ સમય પર્યન્તનો ' વિગ્રહ ' સંભવે છે. અને એ વિગ્રહગતિમાં વ્યવહારનયની અપેક્ષાએ એઓ એક સમય અનાહારી રહે છે; પણ નિશ્ચયનયના અપેક્ષાએ બે સમય સુધી અનાહારી રહે છે. અન્યદા એઓ આહારક હોય છે. ૪૭-૪૮.

પહેલા તો એમનો ' ઓજઆહાર ' હોય છે. પણ પછી પર્યાપ્ત ભાવ પામે છે ત્યારે એમને ' લોમઆહાર ' અને ' કવલઆહાર ' પણ હોય છે. ૪૯.

વળી એઓને સચિત્ત, અચિત્ત અને મિશ્ર-એમ ત્રણે આહાર હોય છે. એમને બે આહાર વચ્ચેનું ઉત્કૃષ્ટ અન્તર અન્તર્મુહૂર્ત્તનું છે. ૫૦.

એમના ' ગુણસ્થાન ' અને ' યોગ ' વિષે.

વિકલેન્દ્રિય જીવોમાં જે ' પર્યાપ્ત ' હોય એમને પહેલું **ગુણસ્થાન**, અને જેઓ ' અપર્યાપ્ત ' હોય એમને પહેલું અને કવચિત્ બીજું ગુણસ્થાન પણ હોય છે. ૫૧.

વિકલેન્દ્રિય જીવોને ચાર **યોગ** હોય છે: (૧) ઔદારિક કાયયોગ, (૨) ઔદારિકમિશ્રયોગ, (૩) કાર્મણકાયયોગ અને (૪) અસત્યમૃષાવચનયોગ. ૫૨.

इति योगाः ॥ ३१ ॥

एकस्मिन् प्रतरे सूच्योऽङ्गुलसंख्यांशकायाते ।
तावन्तो द्वित्रिचतुरिन्द्रियाः पर्याप्तकाः पृथक् ॥ ५३ ॥
एकस्मिन् प्रतरे सूच्योङ्गुलासंख्यांशकायति ।
अपर्याप्ता द्वित्रिचतुरक्षास्तावन्त ईरिता ॥ ५४ ॥

उक्तं च— पज्जत्तापज्जत्ता बितिचउ अस्सन्निणो अवहरंति ।
अंगुलसंखासंखप्पएसभइयं पुढो पयरं ॥ ५५ ॥

इति मानम् ॥ ३२ ॥

सर्वस्तोकाः चतुरक्षाः पर्याप्ताः परिकीर्तिताः ।
पर्याप्तद्वीन्द्रियास्तेभ्योऽधिकास्तेभ्यस्त्रिखास्तथा ॥ ५६ ॥
असंख्येयगुणास्तेभ्योऽपर्याप्तचतुरिन्द्रियाः ।
त्रिद्वीन्द्रिया अपर्याप्तास्ततोऽधिकाधिकाः क्रमात् ॥ ५७ ॥

इति अल्पबहुत्वम् ॥ ३३ ॥

---

એમના ' માન ' એટલે પ્રમાણ વિષે. ( ૩૨ ).

એક અંગુલના **સંખ્યાતમા** ભાગ જેટલી લંબાઇવાળા એક પ્રતરની અંદર જેટલી સૂચિઓ હોય તેટલા પૃથક્ પૃથક્ **પર્યાપ્ત,** બેઇન્દ્રિય જીવો, ત્રેઇન્દ્રિય જીવો અને ચઉરિન્દ્રિય જીવો હોય. વળી, એક અંગુલના **અસંખ્યાતમા** ભાગ જેટલી લંબાઇવાળા એક પ્રતરની અંદર જેટલી સૂચિ હોય તેટલા પૃથક્ પૃથક્ **અપર્યાપ્ત** બેઇન્દ્રિય જીવો, ત્રેઇન્દ્રિય જીવો અને ચઉરિન્દ્રિય જીવો હોય. ૫૩–૫૪.

કહ્યું છે કેઃ—

અંગુલના સંખ્યાત અને અસંખ્યાત પ્રદેશોથી ભરેલા પૃથક્ પૃથક્ પ્રતરને પર્યાપ્ત તેમ જ અપર્યાપ્ત બેઇન્દ્રિય જીવો, ત્રેઇન્દ્રિય જીવો, ચતુરિન્દ્રિય જીવો, તથા સંજ્ઞી પંચેન્દ્રિયો અવહરે છે. ૫૫.

હવે એમના ' અલ્પબહુત્વ ' વિષે. ( ૩૩ ).

પર્યાપ્ત ચઉરિન્દ્રિયો સર્વથી થોડા છે, એનાથી ઝાઝા પર્યાપ્ત બેઇન્દ્રિયો છે અને એનાથી પણ ઝાઝા પર્યાપ્ત ત્રેઇન્દ્રિયો છે. ૫૬.

એથી અસંખ્યગણા અપર્યાપ્ત ચઉરિન્દ્રિયો છે, એથી અધિક અપર્યાપ્ત ત્રેઇન્દ્રિયો અને એથી વિશેષ અપર્યાપ્ત બેઇન્દ્રિયો છે. ૫૭.

હવે એમના ' દિગપેક્ષી અલ્પબહુત્વ ' વિષે. ( ૩૪ ).

इमे प्रतीच्यामत्यल्पाः प्राच्यां विशेषतोऽधिकाः ।
दाक्षिणस्यामुत्तरस्यामेभ्योऽधिकाधिकाः क्रमात् ॥ ५८ ॥

अल्पतां बहुतां चानुसरन्त्येतेऽम्बुकायिनाम् ।
प्रायो जलाशयेष्वेषां भूम्नोत्पत्तिः प्रतीयते ॥ ५९ ॥

द्व्यक्षाः पूतरशंखाद्याः स्युः प्रायो बहवो जले ।
शेवालादौ च कुन्थ्वाद्या भृंगाद्याश्चाम्बुजादिषु ॥ ६० ॥

इति दिगपेक्षया अल्पबहुत्वम् ॥ ३४ ॥

अल्पमन्तर्मुहूर्त्तं स्यात् कालोऽनन्तोऽन्तरं महत् ।
वनस्पत्यादिषु स्थित्वा पुनर्विकलताजुषाम् ॥ ६१ ॥

इति अन्तरम् ॥ ३६ ॥

तिर्यंचो मनुजा देवा नारकाश्चेति तात्त्विकैः ।
स्मृता पंचेन्द्रिया जीवाश्चतुर्धा गणधारिभिः ॥ ६२ ॥

त्रिधा पंचाक्षतिर्यंचो जलस्थलखचारिणः ।
अनेकधा भवन्त्येते प्रतिभेदविवक्षया ॥ ६३ ॥

પશ્ચિમદિશામાં બહુ અલ્પ વિકલેન્દ્રિયો છે, પૂર્વમાં એથી અધિક છે; દક્ષિણમાં એથી અધિક અને ઉત્તરમાં વળી એથી યે અધિક છે. એમનું અલ્પત્વ કે બહુત્વ અપ્કાયજીવો પ્રમાણે છે કારણ કે પ્રાયઃ એમની ઉત્પત્તિ ઝાઝી જળાશયોને વિષે જ જણાય છે. પૂરા, શંખલા વગેરે બેઇન્દ્રિય જીવો પ્રાયઃ જળમાં ઘણા હોય છે; કંથવા વગેરે શેવાળમાં બહુ હોય છે; અને ભમરા વગેરે કમળપુષ્પોમાં બહુ હોય છે. ૫૮–૬૦.

હવે એમના ' અન્તર ' વિષે.

એ જીવો વનસ્પતિ વગેરેમાં રહીને પુનઃ વિકલેન્દ્રિયપણું પામે એ બે સ્થિતિ વચ્ચેનું અન્તર જઘન્યતઃ અન્તર્મુહૂર્ત જેટલું, અને ઉત્કૃષ્ટતઃ અનન્તકાળ પ્રમાણ છે. ૬૧.

આ પ્રમાણે સાઠ શ્લોકમાં વિકલેન્દ્રિય જીવોનું સ્વરૂપ સમજાવ્યું.

હવે પંચેન્દ્રિય જીવોના સ્વરૂપ વિષે.

તત્ત્વના જાણનાર ગણધરોએ પંચેન્દ્રિય જીવોના ચાર પ્રકાર કહ્યા છેઃ (૧) તિર્યંચ, (૨) મનુષ્ય, (૩) દેવ અને (૪) નારક. ૬૨.

પંચેન્દ્રિય તિર્યંચોના ત્રણ પ્રકાર છેઃ જળચર, સ્થળચર, ખેચર. વળી એના પણ ઉપભેદો છે. એ જોતાં એઓના અનેક પ્રકાર કહેવાય. ૬૩.

दृष्टा जलचरास्तत्र पंचधा तीर्थपार्थिवैः ।
मत्स्याश्च कच्छपा ग्राहा मकरा शिशुमारकाः ॥ ६४ ॥

तत्रानेकविधा मत्स्याः श्लक्ष्णास्तिमितिमिंगलाः ।
नक्रास्तंडुलमत्स्याश्च रोहिताः कणिकाभिधाः ॥ ६५ ॥

पीठपाठीनशकुलाः सहस्रदंष्ट्रसंज्ञकाः ।
नलमीना उलूपी च प्रोष्टी च मद्गुरा अपि ॥ ६६ ॥

चटाश्चटकराश्चापि पताकातिपतातिकाः ।
सर्वे ते मत्स्यजातीया ये चान्येऽपि तथाविधाः ॥ ६७ ॥

कच्छपा द्विविधा अस्थिकच्छपा मांसकच्छपाः ।
ज्ञेया संज्ञाभिरेताभिः ग्राहाः पंचविधा पुनः ॥ ६८ ॥

॥ दिली, वेढला, सुद्धला, पुलगा, सीसागारा इति ॥

द्विविधा मकराः शोंडा मट्टा इति विभेदतः ।
एकाकाराः शिशुमाराः सर्वेऽमी जलचारिणः ॥ ६९ ॥

**इति जलचराः ॥**

चतुष्पदाः परिसर्पा इति स्थलचरा द्विधा ।
चतुष्पदाश्चतुर्भेदैस्तत्र प्रोक्ता विशारदैः ॥ ७० ॥

---

જળચરના પાંચ પ્રકાર છે: મત્સ્ય, કાચબા, ગ્રાહ, મગર અને શિશુમાર. ૬૪.

એમાં વળી મત્સ્યો પણ અનેક પ્રકારના છે તે આ પ્રમાણે: શ્લક્ષ્ણ, તિમિ, તિમિંગળ, નક્ર, તંદુલ, રોહિત, કણિક, પીઠ, પાઠીન, શકુલ, સહસ્રદંષ્ટ્ર, નલમીન, ઉલૂપી, પ્રોષ્ટી, મદ્ગુર, ચટ, ચટકર, પતાકા, અને અતિપતાતિકા. આ સર્વે તેમજ એવાં બીજાં હોય તે સર્વે પણ મત્સ્યની જાતિઓ છે. ૬૫-૬૭.

કચ્છપ-કાચબા બે પ્રકારના છે: અસ્થિકચ્છપ અને માંસકચ્છપ. ગ્રાહ પાંચ પ્રકારના છે તેનાં નામ:— દિલી, વેઢલા, સુદ્ધલા, પુગલા અને સીસાગરા. ૬૮.

મકર બે જાતના છે: શોંડ અને મટ્ટ. શિશુમાર એક જ જાતના હોય છે. ૬૯.

એ સર્વે 'જળચર' જીવો થયા.

હવે 'સ્થળચર' વિષે.

केचिदेकखुराः केचिद्द्विखुरा अपरे पुनः ।
गंडीपदाश्च सनखपदा अन्ये प्रकीर्त्तिताः ॥ ७१ ॥

अभिन्नाः स्युः खुरा येषां ते स्युरेकखुराभिधाः ।
गर्दभाश्वादयस्ते तु रोमन्थं रचयन्ति न ॥ ७२ ॥

भिन्ना येषां खुरास्तेस्युर्द्विखुरा बहुजातयः ।
महिषा गवया उष्ट्रा वराहछगलैडकाः ॥ ७३ ॥

रुरवः शरभाश्चापि चमरा रोहिषा मृगाः ।
गोकर्णाद्या अमी सर्वे रोमन्थं रचयन्ति वै ॥ ७४ ॥ युग्मम् ॥

स्यात्पद्मकर्णिका गंडी तद्वद्येषां पदाश्च ते ।
हस्तिगंडकखड्गाद्या गंडीपदाः प्रकीर्त्तिताः ॥ ७५ ॥

इति उत्तराध्ययनवृत्तौ ॥

प्रज्ञापनावृत्तौ तु—

गंडी सुवर्णकाराधिकरणस्थानमिति ॥

---

સ્થળચર બે પ્રકારનાં: (૧) ચોપગાં અને (૨) પરિસર્પક. એમાં પણ ચોપગાં ચાર જાતના છે:—(૧) એકખરીવાળા, (૨) બેખરીવાળા, (૩) ગંડીપદા અને (૪) નહોરવાળા. ૭૦–૭૧.

જેઓની ખરી છુટી ન હોતાં એકત્ર સંધાયલી હોય છે એઓ એક ખરીવાળાં કહેવાય. એનું દૃષ્ટાન્ત ગર્દભ વગેરે જેઓ વાગોળતા નથી એ. ૭૨.

જેઓની ખરી ભિન્ન એટલે વચ્ચે ફાટવાળી હોય છે એઓ બે ખરીવાળા કહેવાય. જેમકે પાડા, ગોધા, ઊંટ, ડુક્કર, બકરા, મેંઢા, રૂરૂ, શરભ, ચમર, રોહિષ, મૃગ, ગોકર્ણ વગેરે વાગોળનારા પ્રાણીઓ. ૭૩–૭૪.

ગંડી એટલે પદ્મનું બીજકોશ, અથવા વૃક્ષનું થડ,–એના જેવા જેમના પગ હોય એઓ ગંડીપદ કહેવાય. દૃષ્ટાન્ત તરીકે, હાથી–ગેંડા–ખડ્ગ વગેરે. ૭૫.

'ગંડી' શબ્દનો એ અર્થ ઉત્તરાધ્યયનસૂત્રની વૃત્તિમાં કર્યો છે. પ્રજ્ઞાપનાસૂત્રની વૃત્તિમાં તો 'ગંડી એટલે સોનીની એરણ' એમ કહ્યું છે.[1]

---

૧. વર્તમાન કોષકારો તો ગંડી એટલે વૃક્ષનું થડ કહે છે. 'એરણ' ને માટે તો એઓ 'ગંડુ' શબ્દ કહે છે.

येषां पदा नखैर्दीर्घैः संयुता: स्युः शुनामिव ।
तीर्थकरैस्ते सनखपदा इति निरूपिताः ॥ ७६ ॥

सिंहा व्याघ्रा द्वीपिनश्च तरक्षा ऋक्षका अपि ।
शृगालाः शशकाश्चित्राः श्वानश्चान्ये तथाविधाः ॥ ७७ ॥

इति चतुष्पदाः ॥

भुजोरःपरिसर्पत्वात् परिसर्पा अपि द्विधा ।
तत्रोरःपरिसर्पाश्च चतुर्धा दर्शिता जिनैः ॥ ७८ ॥

अहयोऽजगरा आसालिका महोरगा इति ।
अहयो द्विविधा दर्वीकरा मुकुलिनस्तथा ॥ ७९ ॥

दर्वीकरा फणाभृतो या देहावयवाकृतिः ।
फणाभावोचिता सा स्यात् मुकुलं तद्युताः परे ॥ ८० ॥

दर्वीकरा बहुविधा दृष्टा दृष्टजगत्त्रयैः ।
आशीविषा दृष्टिविषा उग्रभोगविषा अपि ॥ ८१ ॥

---

જેઓને પગે શ્વાનની જેમ દીર્ઘ નખ હોય છે એઓ ' નહોરવાળા ' કહેવાય છે. જેમકે; સિંહ, વાઘ, દીપડા, તરસ, રીંછ, શિયાળ, સસલા, ચિત્તા, શ્વાન, અને એવા બીજા જે હોય તે. ૭૭.

એટલું ચતુષ્પદો વિષે.

હવે સ્થળચરનો બીજો ભેદ ' પરિસર્પક '–તે વિષે.

' પરિસર્પક ' ના બે પ્રકાર છે: (૧) ભુજાથી ચાલનારા અને (૨) પેટે ચાલનારા. પેટે ચાલનારાઓ વળી ચાર જાતના કહ્યા છે: સર્પ, અજગર, આસાલિક અને મહોરગ. એમાં પણ સર્પ બે જાતના આવે છે: દર્વીકર અને મુકુલી. ૭૮–૭૯.

જેમના દેહાવયવની આકૃતિ ફણાવાળી હોય તે દર્વીકર[1]; અને જેમના દેહાવયવની આકૃતિ ફણારહિત હોય એ મુકુલી.[2]. ૮૦.

દર્વીકર એટલે ફણીધર સર્પો ઘણી જાતના હોય છે: આશીવિષ, દૃષ્ટિવિષ, ઉગ્રવિષ,

---

૧. દર્વી=ફણા–ફેણ. ૨. મુકુલ=કળી, ફણાનો અભાવ.

लालाविषास्त्वग्विषाश्च श्वासोच्छ्वासविषा अपि ।
कृष्णसर्पाः स्वेदसर्पाः काकोदरादयोऽपि च ॥ ८२ ॥ युग्मम् ॥

तत्र च आशीर्दंष्ट्रा विषं तस्यां येषामाशीविषा हि ते ।
जम्बूद्वीपमितं देहं विषसात्कर्तुमीश्वराः ॥ ८३ ॥

शक्तेर्विषय एवायं भूतं भवति भावि नो ।
तादृक्शरीरासम्पत्त्या पंचमांगेऽर्थतो ह्यदः ॥ ८४ ॥

घोणसाद्या मुकुलिनः इत्येवमहयो द्विधा ।
एकाकारा अजगरा आसालिकानथ ब्रुवे ॥ ८५ ॥

अन्तर्मनुष्यक्षेत्रस्य केवलं कर्मभूमिषु ।
काले पुनर्युगलिनां विदेहेष्वेव पंचसु ॥ ८६ ॥

चक्र्यर्धचक्रिरामाणां महानृपमहीभृताम् ।
स्कन्धावारनिवेशानां विनाशे समुपस्थिते ॥ ८७ ॥

एवं च नगरग्रामनिगमखेटादीनामुपस्थिते ।
विनाशे तदधः सम्मूर्छन्त्यासालिकसंज्ञकाः ॥ ८८ ॥ विशेषकम् ॥

---

ભોગવિષ, લાલાવિષ, ત્વગ્વિષ, શ્વાસોચ્છ્વાસવિષ, કૃષ્ણસર્પ, સ્વેદસર્પ, કાકોદર વગેરે. ૮૧-૮૨.

આશી એટલે દાઢ, એમાં જેઓને વિષ હોય તે આશીવિષ. એઓમાં જમ્બુદ્વીપપ્રમાણ દેહને પણ વિષમય કરવાનું સામર્થ્ય હોય છે. આતો ફક્ત એઓની શક્તિ જણાવવાને માટે છે. બાકી એવડું શરીરે હોતું નથી, અને એ એવી રીતે કદિ વિષમય થયું નથી, થતું નથી અને થવાનું પણ નહિં. આ ભાવાર્થનું પાંચમા અંગમાં કહ્યું છે. ૮૩-૮૪.

મુકુલી એટલે ફણાવિનાનાનું દૃષ્ટાંત ગોનસ જાતિના સર્પો છે. એ પ્રમાણે બેઊ પ્રકારના સર્પો થયા. પેટે ચાલનારાઓનો બીજો પ્રકાર અજગર. એ એક જ જાતના હોય છે. ૮૫.

હવે ત્રીજો પ્રકાર ' આસાલિક. ' એનું સ્વરૂપ નીચે પ્રમાણેઃ—

મનુષ્યક્ષેત્રની અંદર કેવળ કર્મભૂમિઓને વિષે તેમજ યુગળીઆના સમયમાં, પાંચે મહાવિદેહોમાં, ચક્રવર્તી-વાસુદેવ-તથા બળદેવ જેવા મહાન્ નૃપતિઓની સેનાના નાશને સમયે તેમ જ, નગર-ગામ-નિગમ અને ખેટ વગેરેના વિનાશને વખતે એઓની નીચે આસાલિક નામના સંમૂર્છિમ જન્તુ ઉત્પન્ન થાય છે. એઓ જ્યારે પ્રથમ ઉત્પન્ન થાય ત્યારે એમનું

अंगुलासंख्यभागांगाः प्रथमोत्पन्नका अमी ।
वर्धमानशरीराश्चोत्कर्षाद् द्वादशयोजनाः ॥ ८९ ॥
बाहल्यपृथुलत्वाभ्यां ज्ञेयास्तदनुसारतः ।
अज्ञानिनोऽसंज्ञिनश्च ते मिथ्यादृष्टयो मताः ॥ ९० ॥
उत्पन्ना एव ते नश्यन्त्यन्तर्मुहूर्त्तजीविताः
नष्टेषु तेषु तत्स्थाने गर्त्ता पतति तावती ॥ ९१ ॥
भयंकराथ सा गर्त्ता राक्षसीव बुभुक्षिता ।
क्षिप्रं ग्रसति तत्सर्वं स्कन्धावारपुरादिकम् ॥ ९२ ॥
उक्तं जीवसमासे तु स्युरेते द्वीन्द्रिया इति ।
शरीरोत्कर्षसाधर्म्याद्वेद तत्त्वं तु केवली ॥ ९३ ॥
महोरगा बहुविधा केचिदंगुलदेहकाः ।
तत्पृथक्त्वांगकाः केचिद्वितस्तितनवः परे ॥ ९४ ॥
एवं रत्निकुक्षिचापैर्योजनैस्तच्छतैरपि ।
पृथक्त्ववृद्ध्या यावत्ते सहस्रयोजनांगकाः ॥ ९५ ॥
स्थले जलेऽपि विचरन्त्येते स्थलोद्भवा अपि ।
नरक्षेत्रे न सन्त्येते बाह्यद्वीपसमुद्रगाः ॥ ९६ ॥

---

શરીર માત્ર અંગુળના અસંખ્યાતમા ભાગ જેવડું હોય છે અને પછી વધતું વધતું છેવટ બાર યોજનનું થાય છે અને એમની જાડાઈ–પહોળાઈ પણ પ્રમાણમાં વધી હોય છે. એઓ જ્ઞાન–રહિત, સંજ્ઞારહિત અને મિથ્યાદૃષ્ટિ હોય છે. એઓ ઉત્પન્ન થતાં જ અન્તર્મુહૂર્ત્તની અંદર મૃત્યુ પામે છે અને મૃત્યુ બાદ એ સ્થળે એમના શરીર જેવડી ખાડ પડી જાય છે. એ ખાડ જાણે એક ભયંકર ક્ષુધાતુર રાક્ષસણી હોયની એમ એ સેનાને તથા નગર વગેરેને તુરત ગળી જાય છે. ૮૯–૯૨.

એમને ' જીવસમાસ ' માં તો શરીરના ઉત્કર્ષના સાધર્મ્યને લીધે બેઇન્દ્રિયો કહ્યા છે. તત્વ તો કેવળી જાણે. ૯૩.

ચોથો પ્રકાર ' મહોરગ ' નો. મહોરગો અનેક પ્રકારના છે. કોઇ આંગળ જેવડા; કોઈ પૃથક્ત્વ આંગળ જેવડા; કોઇ વેંત જેવડા; કોઈ પૃથક્ત્વ હાથ જેવડા, કુક્ષિ જેવડા, ધનુષ્ય જેવડા, યોજન જેવડા, સો યોજન જેવડા અને છેક હજાર યોજન જેવડા પણ હોય છે. ૯૪–૯૫.

इति उरःपरिसर्पाः ॥

वक्ष्ये भुजपरिसर्पांस्ते त्वनेकविधाः स्मृताः ।
नकुला सरटा गोधा ब्राह्मणीगृहगोधिकाः ॥ ९७ ॥

छुच्छुंदरीमूषकाश्च हालिनीजाहकादयः ।
एवं स्थलचरा उक्ता उच्यन्ते खचरा अथ ॥ ९८ ॥

ते चतुर्धा लोमचर्मसमुद्गविततच्छदाः ।
तत्र हंसाः कलहंसाः कपोतकेकिवायसाः ॥ ९९ ॥

ढंकाः कंकाश्चक्रवाकाश्चकोरक्रौंचसारसाः ।
कपिंजलाः कुर्कुटाश्च शुकतित्तिरलावकाः ॥ १०० ॥

हारीताः कोकिलाश्चाषाः बकचातकखंजनाः ।
शकुनिचटकागृध्राः सुग्रहश्येनसारिकाः ॥ १०१ ॥

शतपत्रभरद्वाजाः कुम्भकाराश्च टिट्टिभाः ।
दुर्गकौशिकदात्यूहप्रमुखा लोमपक्षिणः ॥ १०२ ॥ कलापकम् ॥

---

એઓ સ્થળપર ઉત્પન્ન થયેલા છતાં સ્થળમાં ને જળમાં–ઉભયત્ર વિચરે છે. મનુષ્યક્ષેત્રમાં એમની ઉત્પત્તિ નથી, પણ બાહ્ય દ્વીપસમુદ્રોમાં છે. ૯૬.

એટલું ‘ ઉરપરિસર્પ ’ એટલે પેટે ચાલનારા સ્થળચરો વિષે.

હવે ‘ ભુજપરિસર્પ ’ એટલે ભુજાઓવડે ચાલનારાઓ પણ અનેક પ્રકારના છેઃ નોળીઆ, સરડા, ગોધા, બ્રાહ્મણી, ગરોળી, છછુંદર, ઉંદર, હાલિની, જાહક વગેરે. ૯૭–૯૮.

આ પ્રમાણે સ્થળચરો વિષે વિવેચન કર્યું.

હવે ‘ ખેચર ’ વિષે.

ખેચર ચાર પ્રકારના છેઃ (૧) લોમપક્ષી, (૨) ચર્મપક્ષી, (૩) સમુદ્‌ગપક્ષી અને (૪) વિતતપક્ષી. ૯૯.

હંસ, કલહંસ, કપોત, મોર, કાગડા, ઢંક, કંક, ચક્રવાક, ચકોર, ક્રૌંચ, સારસ, કપિંજલ, કુકડા, પોપટ, તેતર, લાવરી, હારિત, કોકિલ, ચાષ, બગલાં, ચાતક, ખંજન, સમડી, ચકલાં, ગીધ, સુઘરી, શ્યેન, સારિકા, શતપત્ર, ચંડોળ, કુંભકાર, ટીટીડા, દુર્ગા, ઘુવડ, અને દાત્યૂહ વગેરે ‘ લોમપક્ષી ’ છે. ૧૦૦–૧૦૨.

वल्गुलीचर्मचटिका आटिभारुण्डकाः ।
समुद्रवायसा जीवंजीवाद्याश्चर्मपक्षिणः ॥ १०३ ॥

समुद्गवत्संघटितौ येषामुड्डयनेऽपि हि ।
पक्षौ स्यातां ते समुद्गपक्षिणः परिकीर्त्तिताः ॥ १०४ ॥

अवस्थानेऽपि यत्पक्षौ ततौ ते विततच्छदाः ।
इमौ स्तः पक्षिणां भेदौ द्वौ बाह्यद्वीपवार्धिषु ॥ १०५ ॥

संमूर्छिमा गर्भजाश्चेत्यमी स्युर्द्विविधाः समे ।
विना ये गर्भसामग्रीं जाताः संमूर्छिमाश्च ते ॥ १०६ ॥

तथा गर्भादिसामग्र्या ये जातास्ते हि गर्भजाः ।
आसालिकान्विना संमूर्छिमा एव हि ते ध्रुवम् ॥ १०७ ॥

यत्तु सूत्रकृतांगे आहारपरिज्ञाध्ययने आसालिका गर्भतया उक्ताः ते तत्सदृशनामानो विजातीया एव संभाव्यन्ते । अन्यथा प्रज्ञापनादिभिः सह विरोधापत्तेः ॥

अपर्याप्ताश्च पर्याप्ताः प्रत्येकं द्विविधा इमे ।
एवं पंचाक्षतिर्यंचः सर्वेऽपिस्युश्चतुर्विधाः ॥ १०८ ॥

---

વાગલાં, ચામાચીડીયાં, આટી, ભારંડ, સમુદ્રના કાગડા, અને જીવંજીવ ઇત્યાદિ 'ચર્મપક્ષી' છે. ૧૦૩.

ઉડતી વખતે પણ જેઓની **પક્ષ** એટલે પાંખ **સમુદ્ગ** એટલે દાબડાની જેમ બીડાયલી રહે છે એઓ 'સમુદ્ગપક્ષી' કહેવાય છે. ૧૦૪.

અને સ્થિર રહ્યા છતાં પણ જેઓની પાંખો વિસ્તરેલી હોય છે એઓ 'વિતતપક્ષી' કહેવાય છે.

છેલ્લા બે જાતના પક્ષીઓ મનુષ્યક્ષેત્રની બહારના દ્વીપસમુદ્રોમાં જ છે. ૧૦૫.

આ સર્વે વળી સંમુર્છિમ અને ગર્ભજ–એમ બે પ્રકારના છે. ગર્ભની સામગ્રીવડે ઉત્પન્ન થાય એ 'ગર્ભજ'; અને એવી સામગ્રી વિના ઉત્પન્ન થાય એ 'સંમુર્છિમ'. આસાલિકજાતિ સંમૂર્છિમ છે. તે શિવાયના અન્ય સર્વ ગર્ભજ છે. ૧૦૬–૧૦૭.

'સૂયગડાંગ' ના આહારપરિજ્ઞાઅધ્યયનમાં 'આસાલિકો' ને ગર્ભજ કહ્યા છે-તે આસાલિકો સદૃશનામવાળી કોઇ બીજી જાતિ હશે. એમ ન હોય તો, પ્રજ્ઞાપનાસૂત્રમાં કહ્યું છે એની સાથે વિરોધ આવે.

इति भेदाः ॥ १ ॥

विकलाक्षवदुक्तानि स्थानान्येषां जिनेश्वरैः ।
तत्तत्स्थानविशेषस्तु स्वयं भाव्यो विवेकिभिः ॥ १०९ ॥

इति स्थानानि ॥ २ ॥

पंच पर्याप्तयोऽमीषां पर्याप्तिं मानसीं विना ।
संमूर्छिमानामन्येषां पुनरेता भवन्ति षट् ॥ ११० ॥
असंज्ञिनोऽमनस्का यत्प्रवर्त्तन्तेऽशनादिषु ।
आहारसंज्ञा सा ज्ञेया पर्याप्तिर्न तु मानसी ॥ १११ ॥
अथवाल्पं मनोद्रव्यं वर्त्ततेऽसंज्ञिनामपि ।
प्रवर्त्तन्ते निवर्त्तन्ते तेऽपीष्टानिष्टयोस्ततः ॥ ११२ ॥
संमूर्छिमानां प्राणाः स्युर्नवान्येषां च ते दश ।

इति पर्याप्तयः ॥ ३ ॥

लक्षाश्चतस्रो योनीनामेषां सामान्यतः स्मृताः ॥ ११३ ॥

સંમૂર્છિમ અને ગર્ભજ—એ પ્રત્યેકના વળી 'પર્યાપ્ત' અને 'અપર્યાપ્ત' એમ બે ભેદ છે. એવી રીતે પંચેન્દ્રિયતિર્યંચોના ચાર પ્રકાર થયા. ૧૦૮.

એ પ્રમાણે, શ્લોક ૯૨ થી શ્લોક ૧૦૮ સુધીમાં પંચેન્દ્રિયતિર્યંચોના ભેદ સમજાવ્યા.

હવે એમનાં 'સ્થાન'. ( દ્વાર ૨ જું ).

એમનાં સ્થાન વિકલેન્દ્રિય જીવોની જેવાં કહ્યાં છે. તે તે સ્થાનવિશેષ બુદ્ધિમાનોએ સ્વયં સમજી લેવાં. ૧૦૯.

હવે એમની પર્યાપ્તિ વિષે. ( દ્વાર ૩ જું ).

એ જીવોમાં જે સંમૂર્છિમ છે એઓને મનપર્યાપ્તિ શિવાયની પાંચ પર્યાપ્તિ છે અને જે ગર્ભજ છે એઓને છ પર્યાપ્તિ છે. ૧૧૦.

સંજ્ઞા કે મન એકયેવાનું ન હોવા છતાં પણ એઓની આહાર આદિને વિષે પ્રવૃત્તિ છે એ એઓની આહારસંજ્ઞાને લીધે સમજવું. એ કંઇ મનઃપર્યાપ્તિ ન કહેવાય. અથવા તો અસંજ્ઞિઓને પણ અલ્પ મનોદ્રવ્ય હોય છે એને લીધે, એઓ ઇષ્ટકાર્યને વિષે પ્રવૃત્ત થાય છે અને અનિષ્ટ કાર્યથકી પાછા હઠે છે. વળી સંમૂર્છિમોને પ્રાણ નવ હોય છે, અને ગર્ભજોને દશ હોય છે. ૧૧૧-૧૧૩.

इति योनिसंख्याः ॥ ४ ॥

एवं संमूर्छिमगर्भोद्भवभेदाविवक्षया ।
लक्षाणि कुलकोटीनामेषामित्याहुरीश्वराः ॥ ११४ ॥
अध्यर्धानि द्वादशैव भवन्ति जलचारिणाम् ।
खचराणां द्वादशाथ चतुष्पदांगिनां दश ॥ ११५ ॥
दशैवोरगजीवानां भुजगानां नवेति च ।
एषां सार्धत्रिपंचाशल्लक्षाणि कुलकोटयः ॥ ११६ ॥

इति कुलसंख्या ॥ ५ ॥

विवृता योनिरेतेषां संमूर्छिमशरीरिणाम् ।
गर्भजानां भवत्येषां योनिर्विवृतसंवृता ॥ ११७ ॥
संमूर्छितानां त्रैधेयं सचित्ताचित्तमिश्रका ।
गर्भजानां तु मिश्रैव यदेषां गर्भसम्भवे ॥ ११८ ॥
जीवात्मसात्कृतत्वेन सचित्ते शुक्रशोणिते ।
तत्रोपयुज्यमानाः स्युः अचित्ताः पुद्गलाः परे ॥ ११९ ॥ युग्मम् ॥

---

એમની યોનિસંખ્યા વિષે. ( દ્વાર ૪ થું ).

તિર્યંચ પંચેન્દ્રિયોની યોનિસંખ્યા સાધારણરીતે ચાર લાખ ગણાય છે.

એમની કુળસંખ્યા વિષે. ( દ્વાર ૫ મું ).

શ્રી તીર્થંકરોએ તિર્યંચ પંચેન્દ્રિયોની કુળસંખ્યા, 'સંમૂર્છિમ' કે 'ગર્ભજ' ના ભેદની વિવક્ષાવિના કહી છે, અને તે આ પ્રમાણે કહી છે:—જળચરજીવોની સાડાબાર લાખ, ખેચરજીવોની બારલાખ, ચતુષ્પદોની દશ લાખ, 'ઉરપરિસર્પો' ની દશ લાખ, અને ભુજપરિસર્પોની નવ લાખ—એ પ્રમાણે એકંદર સાડી ત્રેપન લાખ. ૧૧૪–૧૧૬.

હવે એમના યોનિસ્વરૂપ વિષે. ( દ્વાર ૬ ઠું. )

એમનામા જે સંમુર્છિમ છે એમની 'વિવૃત' યોનિ છે. અને જે ગર્ભજ છે એમની 'વિવૃતસંવૃત' યોનિ છે. વળી સંમૂર્છિમોની (૧) સચિત્ત, (૨) અચિત્ત, અને (૩) સચિત્તાચિત્ત—એમ ત્રણ પ્રકારની યોનિ છે; અને ગર્ભજોની ફક્ત 'સચિત્તાચિત્ત' યોનિ છે, કેમકે એમને ગર્ભનો સંભવ હોય છે ત્યારે શુક્ર અને શોણિત સચિત્ત થાય છે ( કેમકે એમાંથી જીવ ઉત્પન્ન થાય છે ) અને એમાં ઉપયોગમાં આવતા અન્ય પુદ્‌ગળો અચિત્ત હોય છે. વળી સંમૂર્છિમોની

संमूर्छिमानां त्रिविधा शीतोष्णमिश्रभेदतः ।
गर्भजानां तिरश्चां तु भवेन्मिश्रैव केवलम् ॥ १२० ॥

इति योनिसंवृतत्वादि ॥ ६ ॥

पूर्वकोटिमितोत्कृष्टा स्थितिः स्याज्जलचारिणाम् ।
चतुष्पदानां चतुरशीतिवर्षसहस्रका ॥ १२१ ॥
वत्सराणां त्रिपंचाशत् सहस्राण्युरगांगिनाम् ।
भुजगानां द्विचत्वारिंशत्सहस्रा स्थितिर्मता ॥ १२२ ॥
खचराणां सहस्राणि द्वासप्ततिः स्थितिर्गुरुः ।
संमूर्छिमानां सर्वेषामित्युत्कृष्टा स्थितिर्भवेत् ॥ १२३ ॥
गर्भजानां पूर्वकोटिरुत्कृष्टा जलचारिणाम् ।
चतुष्पदानामुत्कृष्टा स्थितिः पल्योपमत्रयम् ॥ १२४ ॥
भुजोरःपरिसर्पाणां पूर्वकोटिः स्थितिर्गुरुः ।
खचराणां च पल्यस्यासंख्येयांशो गुरुः स्थितिः ॥ १२५ ॥
गर्भजानां तिरश्चां स्यादोघेनोत्कर्षतः स्थितिः ।
पल्यत्रयं समेषामप्यवरांतर्मुहूर्त्तकम् ॥ १२६ ॥

---

શીત, ઉષ્ણ અને શીતોષ્ણ–એમ ત્રણ જાતની યોનિ છે, અને ગર્ભજની માત્ર શીતોષ્ણ યોનિ છે. ૧૧૭–૧૨૦.

હવે એમની ભવસ્થિતિ વિષે. ( દ્વાર ૭ મું )

આ તિર્યંચપંચેન્દ્રિયોમાં જેઓ જળચર છે એઓની ભવસ્થિતિ ઉત્કૃષ્ટતઃ પૂર્વકોટિ છે, ચતુષ્પદોની ચોરાશી હજારવર્ષ છે, ઉરપરિસર્પની ત્રેપનસહસ્રવર્ષ, ભુજપરિસર્પની બેંતાલીશહજાર વર્ષ અને ખેચરની બ્હોંતેરસહસ્ર વર્ષની છે. આ સર્વ સ્થિતિઓ ઉત્કૃષ્ટતઃ સમજવી, અને સર્વ ' સંમૂર્છિમો ' ની સમજવી. ૧૨૧–૧૨૩.

વળી ( આ તિર્યંચપચેન્દ્રિયોમાં ) જેઓ ગર્ભજ જળચર છે એઓની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ પૂર્વકોટિની, તેવા ચતુષ્પદોની ત્રણ પલ્યોપમની, તેવા ભુજપરિસર્પ તથા ઉરપરિસર્પની પૂર્વકોટિની, અને તેવા ખેચરોની પલ્યોપમના અસંખ્યમા અંશ જેટલી છે. ૧૨૪–૧૨૫.

ગર્ભજ પંચેન્દ્રિયતિર્યંચોની ' ઓઘથી ' ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમની ભવસ્થિતિ છે. સઘળા તિર્યંચપંચેન્દ્રિયોની ભવસ્થિતિ જઘન્યતઃ તો માત્ર અન્તર્મુહૂર્ત્તની જ છે. ૧૨૬.

इति भवस्थितिः ॥ ७ ॥

संमूर्छिमाणां पंचाक्षतिरश्चां कायसंस्थितिः ।
सप्तकं पूर्वकोटीनां तदेवं परिभाव्यते ॥ १२७ ॥

मृत्वा मृत्वाऽसकृत्संमूर्छिमस्तिर्यग् भवेद्यदि ।
तदा सप्तभवान् यावत् पूर्वकोटीमितस्थितीन् ॥ १२८ ॥

यद्यष्टमे भवेप्येष तिर्यग्भवमवाप्नुयात् ।
तदाऽसंख्यायुष्कतिर्यग्गर्भजः स्यात्ततः सुरः ॥ १२९ ॥

कोटयः सप्त पूर्वाणां पल्योपमत्रयान्विताः ।
कायस्थितिर्गर्भजानां तिरश्चां तत्र भावना ॥ १३० ॥

संख्येयायुर्गर्भजेषु तिर्यक्षूत्पद्यतेऽसुमान् ।
उत्कर्षेण सप्तवारान् पूर्वैककोटिजीविषु ॥ १३१ ॥

अष्टम्यां यदि वेलायां तिर्यग्भवमवाप्नुयात् ।
असंख्यायुस्तदा स्यात्तत्स्थितिः पल्यत्रयं गुरुः ॥ १३२ ॥

अत एव श्रुतेऽप्युक्तः—

હવે એમની કાયસ્થિતિ વિષે. ( દ્વાર ૮ મું ).

આ પંચેન્દ્રિયતિર્યંચોમા જે સંમૂર્છિમ છે એઓની કાયસ્થિતિ સાત પૂર્વકોટિની છે. આ રીતે:—મરીમરીને જો વારંવાર સંમૂર્છિમતિર્યંચમાં ઉત્પન્ન થાય તો પૂર્વકોટી પ્રમાણુ કાય-સ્થિતિવાળા યાવત્ સાતભવસુધી થાય. અને જો આઠમે ભવે પણ તિર્યંચમાં ઉત્પન્ન થાય તો તે અસંખ્યાત વર્ષની સ્થિતિવાળો ગર્ભજ તિર્યંચ થાય, અને ત્યારપછી દેવતા થાય. ૧૨૭–૧૨૯.

વળી આ વર્ગમાં જેઓ ગર્ભજ છે એઓની કાયસ્થિતિ ત્રણ પલ્યોપમ ને સાત પૂર્વકો-ટીની છે. તે આ પ્રમાણે:—એક પૂર્વકોટિ જીવનારા, સંખ્યાતઆયુષ્યવાળા ગર્ભજ તિર્યંચોને વિષે, પ્રાણી ઉત્કૃષ્ટત: સાતવાર ઉત્પન્ન થાય છે અને જો આઠમીવાર પણ તિર્યંચનો ભવ પામે તો ત્યાંએ અસંખ્ય આયુષ્યવાળો થાય, અને એની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ પલ્યોપમની હોય. ૧૩૦–૧૩૨.

એટલા માટે સિદ્ધાન્તમાં પણ કહ્યું છે કે—

पंचिंदियकाइमइगओ उक्कोसं जीवो उ संवसे ।
सत्तट्ठभवग्गहणे समयं गोयम मा पमाए ॥ १३३ ॥

अत्र संख्यातायुर्भवापेक्षया सप्त उभयापेक्षया तु अष्टौ इति ॥

पूर्वकोट्यधिकायुस्तु तिर्यक् सोऽसंख्यजीवितः ।
तस्य देवगतित्वेन मृत्वा तिर्यक्षु नोद्भवः ॥ १३४ ॥

अष्टसंवत्सरोत्कृष्टा जघन्यान्तर्मुहूर्त्तिकी ।
गर्भस्थितिस्तिरश्चां स्यात् प्रसवो वा ततो मृतिः ॥ १३५ ॥

संख्याताब्दाधिकं वार्धिसहस्रमोघतो भवेत् ।
पंचेन्द्रियतया कायस्थितिरुत्कर्षतः किल ॥ १३६ ॥

पर्याप्तपंचाक्षतया कायस्थितिर्गरीयसी ।
शतपृथक्त्वमब्धीनां जघन्यान्तर्मुहूर्त्तकम् ॥ १३७ ॥

इति कायस्थितिः ॥ ८ ॥

देहास्त्रयस्तैजसश्च कार्मणौदारिकाविति ।
सांमूर्छानां युग्मिनां च तेऽन्येषां वैक्रियांचिताः ॥ १३८ ॥

---

હે ગૌતમ ! પંચેન્દ્રિય તિર્યંચ વગેરેમાં ગયેલો પ્રાણી ઉત્કૃષ્ટતઃ સાત આઠ ભવ કરે છે, માટે એક સમય પણ પ્રમાદમાં રહેવું નહિં. ૧૩૩.

અહિં સંખ્યાત આયુષ્યવાળા ભવની અપેક્ષાએ સાત ભવ, અને બેઉની અપેક્ષાએ આઠ ભવ કરે છે એમ સમજવું.

જે તિર્યંચનું આયુષ્ય પૂર્વકોટિથી અધિક હોય એ અસંખ્ય આયુષ્યવાળો કહેવાય. તેની તો દેવગતિ હોવાથી તે મૃત્યુ પછી તિર્યંચમાં ન ઉત્પન્ન થાય. ૧૩૪.

તિર્યંચોની ગર્ભસ્થિતિ ઉત્કૃષ્ટતઃ આઠ સંવત્સરની હોય, અને જઘન્યતઃ અન્તર્મુહૂર્ત્તની હોય. ત્યારબાદ એ ગર્ભનો કાંતો પ્રસવ થાય ને કાંતો એનું મૃત્યુ થાય. ૧૩૫.

ઓઘથી બોલતાં એમની સર્વની પંચેન્દ્રિયરૂપે કાયસ્થિતિ ઉત્કૃષ્ટતઃ એક હજાર સાગરોપમ ને સંખ્યાત વર્ષ જેટલી હોય. ૧૩૬.

અને પર્યાપ્તપંચેન્દ્રિયરૂપે એમની કાયસ્થિતિ ઉત્કૃષ્ટતઃ પૃથક્ત્વ સો સાગરોપમની હોય. જઘન્યતઃ અન્તર્મુહૂર્ત્તની હોય. ૧૩૭.

હવે એમના 'દેહ' વિષે. ( દ્વાર ૯ મું ).

સંમૂર્છિમ તિર્યંચ પંચેન્દ્રિયોને અને યુગલીઆઓને ત્રણ શરીર છેઃ તૈજસ, કાર્મણ

इति देहाः ॥ ९ ॥

संमूर्च्छिमानां संस्थानं हुंडमेकं प्रकीर्तितम् ।
गर्भजानां यथायोगं भवन्ति निखिलान्यपि ॥ १३९ ॥

इति संस्थानम् ॥ १० ॥

संमूर्छिमानामुत्कृष्टं शरीरं जलचारिणाम् ।
सहस्रं योजनान्येतन्मत्स्यादीनामपेक्षया ॥ १४० ॥
चतुष्पदानां गव्यूतपृथक्त्वं परिकीर्तितम् ।
भुजगानां खगानां च कोदंडानां पृथक्त्वकम् ॥ १४१ ॥
योजनानां पृथक्त्वं चोरगाणां स्याद्वपुर्गुरु ।
गर्भजानां त्वाश्वराणां संमूर्छिमाम्बुचारिवत् ॥ १४२ ॥
चतुष्पदानां गव्यूतषट्कं भुजगदेहिनाम् ।
गव्यूतानां पृथक्त्वं स्यादुत्कृष्टं खलु भूघनम् ॥ १४३ ॥
तथोरःपरिसर्पाणां सहस्रयोजनं वपुः ।
यतोऽनेकविधा उक्ता एतज्जातौ महोरगाः ॥ १४४ ॥

અને ઔદારિક. ગર્ભજ તિર્યંચ પંચેન્દ્રિયોને એ ત્રણ અને ચોથું વૈક્રિય—એમ ચાર શરીર છે. ૧૩૮.

હવે એમનાં સંસ્થાન વિષે. ( દ્વાર ૧૦ મું ).

'સંમૂર્છિમ' તિર્યંચ પંચેન્દ્રિયોને ફક્ત એક 'હુંડક' સંસ્થાન છે. 'ગર્ભજ'ને જેવો યોગ તે પ્રમાણે સર્વ સંસ્થાનો હોય છે. ૧૩૯.

હવે એમનાં 'દેહમાન' વિષે. ( દ્વાર ૧૧ મું. ).

એમનામાં જે સંમૂર્છિમજળચર છે એઓનું દેહમાન ઉત્કૃષ્ટતઃ એક હજાર યોજન છે. ( આ માન મત્સ્ય વગેરેની અપેક્ષાએ સમજવું ). ૧૪૦.

જે ચતુષ્પદ છે એઓનું ઉત્કૃષ્ટ દેહમાન પૃથકત્વ ગાઉનું છે, ભુજપરિસર્પ તથા ખેચરનું પૃથકત્વ ધનુષ્યોનું છે, 'ઉરગ'નું પૃથકત્વ યોજનોનું છે. ૧૪૧.

હવે ગર્ભજોમાં, જળચર છે એઓનું ઉત્કૃષ્ટતઃ દેહમાન સંમૂર્છિમ જળચર જેટલું છે, ચતુષ્પદોનું છ ગાઉનું છે, ભુજપરિસર્પનું પૃથકત્વ ગાઉનું છે, અને ઉરપરિસર્પનું એક હજાર યોજનનું છે. કેમકે એ જાતિમાં અનેક પ્રકારના 'મહોરગ' છે. કેટલાક અંગુલ જેવડા છે,

अंगुलेन मिताः केचित्तत्पृथक्त्वांगकाः परे ।
केचित्क्रमाद्वर्धमानाः सहस्रयोजनोन्मिताः ॥ १४५ ॥

गर्भजानां खचराणां धनुःपृथक्त्वमेव तत् ।
अंगुलासंख्यांशमानं सर्वेषां तज्जघन्यतः ॥ १४६ ॥

वैक्रियं योजनशतपृथक्त्वप्रमितं गुरु ।
आरम्भेऽङ्गुलसंख्यांशमानं तत्स्याज्जघन्यतः ॥ १४७ ॥

इति देहमानम् ॥ ११ ॥

आद्यास्त्रयः समुद्घाताः संमूर्छिमशरीरिणाम् ।
गर्भजानां तु पंचैते केवल्याहारकौ विना ॥ १४८ ॥

इति समुद्घाताः ॥ १२ ॥

यान्ति संमूर्छिमा नूनं सर्वास्वपि गतिष्वमी ।
तत्रापि नरके यान्तो यान्त्याद्यनरकावधि ॥ १४९ ॥

एकेन्द्रियेषु सर्वेषु तथैव विकलेष्वपि ।
संख्यासंख्यायुर्युतेषु तिर्यक्षु मनुजेषु च ॥ १५० ॥

---

કેટલાક પૃથકત્વ અંગુલ જેવડા છે, અને કેટલાક વધી વધીને અનુક્રમે એક હજાર યોજન પ્રમાણ થાય છે. ૧૪૨–૧૪૫.

'ગર્ભજ ખેચર'નું ઉત્કૃષ્ટ શરીરમાન પૃથકત્વ ધનુષ્યનું છે.

સર્વેનું જઘન્ય શરીર એક અંગુલના અસંખ્યમા અંશ જેવડું છે. ૧૪૬.

પંચેન્દ્રિય તિર્યંચોનું વૈક્રિય શરીર ઉત્કૃષ્ટતઃ સો પૃથકત્વ યોજનોનું હોય; જો કે આરંભમાં તો એ જઘન્યતઃ એક અંગુલના અસંખ્યમા ભાગ જેટલું હોય છે. ૧૪૭.

હવે એમના સમુદ્ઘાત વિષે. ( દ્વાર ૧૨મું ).

'સંમૂર્છિમ' પંચેન્દ્રિતિર્યંચોને પહેલા ત્રણે સમુદ્ઘાત હોય છે. 'ગર્ભજ' ને 'કેવળી' તથા 'આહારક' શિવાયના પાંચ સમુદ્ઘાત હોય છે. ૧૪૮.

હવે એમની 'ગતિ' વિષે. ( દ્વાર ૧૩ મું ).

સંમૂર્છિમ પંચેન્દ્રિતિર્યંચો સર્વ ગતિઓમાં જાય છે. એમાં પણ જો નરકમાં જાય તો પહેલી નરક સુધી જાય છે. ૧૪૯.

એઓ સર્વ એકેન્દ્રિયોમાં અને વિકલેન્દ્રિયોમાં પણ જાય છે, તેમ જ વળી સંખ્યાત–અસંખ્યાત–આયુષ્યવાળા તિર્યંચ અને મનુષ્યોમાં પણ જાય છે. ૧૫૦.

असंख्यायुर्नृतिर्यक्षूत्पद्यमानास्त्वसंज्ञिनः ।
उत्कर्षाद्यान्ति तिर्यंचः पल्यासंख्यांशजीविषु ॥ १५१ ॥

असंज्ञिनो हि तिर्यंचः पल्यासंख्यांशलक्षणम् ।
आयुश्चतुर्विधमपि बध्नन्त्युत्कर्षतः खलु ॥ १५२ ॥

अन्तर्मुहूर्त्तमानं च नृतिरश्चोर्जघन्यतः ।
देवनारकयोर्वर्षसहस्रदशकोन्मितम् ॥ १५३ ॥

तत्रापि देवायुर्ह्रस्वपल्यासंख्यांशसंमितम् ।
नृतिर्यग्नारकायूंष्यसंख्यघ्नानि यथाक्रमम् ॥ १५४ ॥

इदम् अर्थतो भगवतीशतक १ द्वितीयोद्देशके ॥

देवेषूत्पद्यमानाः स्युर्भवनव्यन्तरावधि ।
एतद्योग्यायुषोऽभावान्न ज्योतिष्कादिनाकिषु ॥ १५५ ॥

यान्ति गर्भजतिर्यंचोऽप्येवं गतिचतुष्टये ।
विशेषस्तत्र नरकगतावेष निरूपितः ॥ १५६ ॥

અસંખ્યાત આયુષ્યવાળા મનુષ્ય અને તિર્યંચોમાં ઉત્પન્ન થતા ' અસંજ્ઞીઓ ' ઉત્કૃષ્ટા પલ્યોપમના અસંખ્યાતમા ભાગના આયુષ્યવાળા મનુષ્ય અને તિર્યંચમાં જાય છે કેમકે અસંજ્ઞી તિર્યંચો ઉત્કૃષ્ટતઃ પલ્યોપમના અસંખ્યાતમા ભાગવાળું ચારે પ્રકારનું આયુષ્ય બાંધે છે. ૧૫૧–૧૫૨.

તેઓ જો મનુષ્ય કે તિર્યંચનું આયુષ્ય બાંધે તો જઘન્યતઃ અન્તર્મુહૂર્ત્તનું બાંધે, અને દેવ કે નારકનું આયુષ્ય બાંધે તો દશસહસ્રવર્ષનું બાંધે. એમાં પણ દેવતાનું આયુષ્ય જઘન્યતઃ પલ્યોપમના અસંખ્યમા ભાગ જેટલું હોય, અને મનુષ્ય કે તિર્યંચ કે નારકનું અનુક્રમે અસંખ્યઅસંખ્યગણું હોય. ૧૫૩–૧૫૪.

એ ભાવાર્થનું ભગવતીસૂત્રના પહેલા શતકના બીજા ઉદ્દેશમાં કહેલ છે.

જેઓ દેવગતિ પામે તેઓ ભવનપતિ અને વ્યન્તર સુધીની પામે, પણ જ્યોતિષ્ક આદિની ગતિ પામે નહિં, કેમકે એઓને એને ( એ ગતિને ) યોગ્ય એવું આયુષ્ય હોતું નથી. ૧૫૫.

ગર્ભજ તિર્યંચો પણ એ પ્રમાણે ચારે ગતિમાં જાય છે પણ એમાં નરકગતિના સંબંધમાં નીચે પ્રમાણે વિશેષ જાણવું. ૧૫૬.

सप्तस्वपि क्ष्मासु यान्ति मत्स्याद्या जलचारिणः ।
रौद्रध्यानार्जितमहापाप्मानो हिंसका मिथः ॥ १५७ ॥

चतुष्पदाश्च सिंहाद्याश्चतसृष्वाद्यभूमिषु ।
पंचसूरःपरिसर्पास्तिसृष्वाद्यासु पक्षिणः ॥ १५८ ॥

भुजप्रसर्पा गच्छन्ति प्रथमद्विक्ष्मावधि ।
देवेषु गच्छतामेषां सर्वेषां समता गतौ ॥ १५९ ॥

भवनेशव्यन्तरेषु ज्योतिष्केषु च यान्त्यमी ।
वैमानिकेषु चोत्कर्षादष्टमत्रिदिवावधि ॥ १६० ॥

सुरेषु यान्ति सर्वेऽपि तिर्यंचोऽसंख्यजीविनः ।
निजायुःसमहीनेषु नाधिकस्थितिषु क्वचित् ॥ १६१ ॥

असंख्यजीविखचरा अन्तरद्वीपजा अपि ।
तिर्यक्पंचेन्द्रिया यान्ति भवनव्यन्तरावधि ॥ १६२ ॥

ततः परं यतो नास्ति पल्यासंख्यांशिका स्थितिः ।
न चैवमीशानादग्रे यान्ति केऽप्यमितायुषः १६३ ॥

---

રૌદ્રઆદિ ધ્યાનને લીધે જેઓએ મહાપાપ ઉપાર્જન કર્યાં હોય એવા તથા પરસ્પર હિંસા કરનારા મત્સ્ય વગેરે જળચરો સાતે નરકોમાં જાય છે. સિંહ આદિ ચતુષ્પદો પહેલી ચાર નરકસુધી જાય છે. ઉરપરિસર્પ પાંચ નરક સુધી, પક્ષિઓ ત્રણ નરક સુધી અને ભુજપરિસર્પ બે નરક સુધી જાય છે. ૧૫૭–૧૫૯.

જેઓ દેવગતિ પામે છે એઓ ત્યાં એકસરખી ગતિ પામે છે. એઓ ભવનપતિ, વ્યન્તર અને જ્યોતિષ્કમાં જાય છે; અને વૈમાનિકમાં ઉત્કૃષ્ટ આઠમા દેવલોક સુધી જાય છે. ૧૬૦.

અસંખ્યાત આયુષ્યવાળા તિર્યંચો સર્વે, પોતાના આયુષ્ય જેટલી સ્થિતિવાળું કે એથી ઓછી સ્થિતિવાળું દેવત્વ પ્રાપ્ત કરે છે; પોતાના આયુષ્યથી અધિક સ્થિતિવાળું નહિં. ૧૬૧.

વળી અસંખ્યજીવિ ખેચર, અને અન્તરદ્વીપમાં ઉત્પન્ન થયેલા તિર્યંચપંચેન્દ્રિયો પણ ભવનપતિ અને વ્યન્તર સુધીની ગતિમાં જાય છે; કારણકે એથી આગળ તો પલ્યોપમના અસંખ્યાતમા ભાગવાળી સ્થિતિ જ નથી. એજ પ્રમાણે કોઈપણ અસંખ્યજીવિ ઇશાન-દેવલોકથી આગળ જતા નથી. ૧૬૨–૧૬૩.

इति गतिः ॥ १३ ॥

एकाद्या विकलाद्याश्च तिर्यंचः संज्ञ्यसंज्ञिनः ।
संमूर्छिमेषु तिर्यक्ष्वायान्ति नो देवनारकाः ॥ १६४ ॥

एकद्वित्रिचतुरक्षाः पंचाक्षाः संज्ञ्यसंज्ञिनः ।
भवनव्यन्तरज्योतिःसहस्रारान्तनिर्जराः ॥ १६५ ॥

संमूर्छिमा गर्भजाश्च मनुष्याः सर्वनारकाः ।
गर्भोद्भवेषु तिर्यक्षु जायन्ते कर्मयन्त्रिताः ॥ १६६ ॥ युग्मम् ॥

अन्तर्मुहूर्त्तमुत्कृष्टमुत्पत्तिमरणान्तरम् ।
सांमूर्छानां गर्भजानां द्वादशान्तर्मुहूर्त्तकाः ॥ १६७ ॥

समयप्रमितं ज्ञेयं जघन्यं तद् द्वयोरपि ।
एकसामयिकी संख्या ज्ञेयैषां विकलाक्षवत् ॥ १६८ ॥

इति आगतिः ॥ १४ ॥

लभन्तेऽनन्तरभवे सम्यक्त्वादि शिवावधि ।
ते चैकस्मिन् क्षणे मुक्तिं यान्तो यान्ति दशैव हि ॥ १६९ ॥

---

હવે એમની 'આગતિ' વિષે. (દ્વાર ૧૪ મું).

એકેન્દ્રિયો, બેઇન્દ્રિયો, અને સંજ્ઞિ–તથા અસંજ્ઞિ–તિર્યંચો સમુર્છિમ તિર્યંચોમાં આવે છે. દેવતા કે નારકો એમાં આવતા નથી. ૧૬૪.

એકેન્દ્રિયો, બેઇન્દ્રિયો, ત્રેઇન્દ્રિયો, ચઉરિન્દ્રિયો, સંજ્ઞિ–અસંજ્ઞિ પંચેન્દ્રિયો, ભવનપતિ દેવો, વ્યન્તર દેવો, જ્યોતિષી દેવો, સહસ્રારાંતના દેવો, સંમુર્છિમ તેમજ ગર્ભજ મનુષ્યો, અને સઘળા નારકો–એ બધા કર્મની નિયંત્રણાને લીધે ગર્ભજ તિર્યંચોમાં આવે છે. ૧૬૫–૧૬૬.

સંમૂર્છિમ તિર્યંચોનું ઉત્પત્તિ અને મરણ વચ્ચેનું ઉત્કૃષ્ટ અન્તર અન્તર્મુહૂર્ત્તનું છે; અને ગર્ભજ તિર્યંચોનું, બાર અન્તર્મુહૂર્ત્તનું છે. ૧૬૭.

એ બેઉના સંબંધમાં, જઘન્ય અન્તર એક સમયનું છે. વળી એઓની એક સમય સંબંધી સંખ્યા વિકલેન્દ્રિય પ્રમાણે છે. ૧૬૮.

હવે એમનાં એ પછીના દ્વારો વિષે. ( ૧૫–૨૩ ).

પંચેન્દ્રિયતિર્યંચો **અનન્તરભવમાં** સમકિતથી માંડી મોક્ષસુધી મેળવે છે. વળી **એક સમયમાં** દશ જ મોક્ષે જાય છે. ૧૬૯.

इति अनन्तराप्तिः समयेसिद्धिश्च ॥ १५ ॥ १६ ॥

लेश्यात्रितयमाद्यं स्यात् संमूर्छिमशरीरिणाम् ।
गर्भजानां यथायोगं लेश्याः षडपि कीर्त्तिताः ॥ १७० ॥

इति लेश्याः ॥ १७ ॥

षडप्याहारककुभो द्वयानामन्त्यमेव च ।
सांमूर्छानां संहननमन्येषामखिलान्यपि ॥ १७१ ॥

अत्र च जीवाभिगमाभिप्रायेण संमूर्छिमपंचाक्षतिरश्चामेव एकं संहननं संस्थानं च स्यात् । षष्टकर्मग्रन्थाभिप्रायेण तु षडपि तानि स्युः । इति अर्थतः संग्रहणीबृहद्वृत्तौ ॥

इति आहारदिक् संहननं च ॥ १८ ॥ १९ ॥

सर्वे कषायाः संज्ञाश्च निखिलानीन्द्रियाणि च ।
द्वयानां संमूर्छिमाः स्युरसंज्ञिनः परेन्यथा ॥ १७२ ॥

इति कषायसंज्ञेन्द्रियसंज्ञिताः ॥ २०–२३ ॥

संमूर्छिमेषु तिर्यक्षु स्त्री पुमांश्च न सम्भवेत् ।
केवलं क्लीबवेदास्ते केवलज्ञानिभिर्मताः ॥ १७३ ॥

---

એમનામાં જે 'સંમૂર્છિમો' હોય એઓને પહેલી ત્રણ **લેશ્યા** હોય. 'ગર્ભજો' ને યોગાનુસાર છ યે લેશ્યા હોય. ૧૭૦.

સંમૂર્છિમ તેમજ ગર્ભજ–એઉ પ્રકારના પંચેન્દ્રિયતિર્યંચોને '**આહાર**' છ યે **દિશિ**નો હોય છે.

સંમૂર્છિમોને છેલ્લું–છેવટ્ઠું **સંઘયણ** હોય છે. ગર્ભજને છ યે સંઘયણ હોય છે. ૧૭૧.

જીવાભિગમસૂત્રને અભિપ્રાયે સંમૂર્છિમ તિર્યંચોને એક છેલ્લું જ સંઘયણ અને સંસ્થાન હોય છે. છઠ્ઠા કર્મગ્રંથને મતે તો એ છ યે હોય છે. એ ભાવાર્થનું સંગ્રહણીસૂત્રની બૃહદ્-વૃત્તિમાં કહ્યું છે.

સંમૂર્છિમ તેમ જ ગર્ભ જ–એઉ પ્રકારના પંચેન્દ્રિયતિર્યંચોને સઘળા **કષાયો**, સર્વ **સંજ્ઞાઓ** અને સમસ્ત **ઇન્દ્રિયો** હોય છે. વળી સંમૂર્છિમ **અસંજ્ઞી** હોય છે ત્યારે ગર્ભજ **સંજ્ઞી** હોય છે. ૧૭૨.

હવે એમના વેદ વિષે. ( દ્વાર ૨૪ મું ).

સંમુર્છિમ તિર્યંચોમાં સ્ત્રી કે પુરૂષ હોતા નથી. એઓ નપુંસકવેદી જ હોય છે–એમ કેવળજ્ઞાનીઓ કહી ગયા છે. ૧૭૩.

स्त्रियः पुमांसः क्लीबाश्च तिर्यंचो गर्भजास्त्रिधा ।
पुंभ्यः स्त्रियस्त्रिभीरूपैरधिकास्त्रिगुणास्तथा ॥ १७४ ॥

इति वेदाः ॥ २४ ॥

विकलेन्द्रियवत् दृष्टिद्वयं संमूर्छिमांगिनाम् ।
तिस्रोऽपि दृष्टयोऽन्येषां तत्र सम्यग्दृशो द्विधा ॥ १७५ ॥
केचिद्देशेन विरताः परे त्वविरताश्रयाः ।
अभावः सर्वविरतेस्तेषां भवस्वभावतः ॥ १७६ ॥

इति दृष्टिः ॥ २५ ॥

संमूर्छिमाः स्युर्द्वयज्ञाना द्विज्ञाना अपि केचन ।
द्वित्र्याज्ञाना गर्भजा द्वित्रज्ञाना अपि केचन ॥ १७७ ॥

इति ज्ञानम् ॥ २६ ॥

दर्शनद्वयमाद्यं स्यादुभयेषामपि स्फुटम् ।
अवधिज्ञानभाजां तु गर्भजानां त्रिदर्शनी ॥ १७८ ॥

इति दर्शनम् ॥ २७ ॥

---

ગર્ભજ તિર્યંચોને સ્ત્રી, પુરૂષ અને નપુંસક—એમ ત્રણ્યે વેદ છે. એમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ ત્રણરૂપઅધિક ત્રણગણી છે. ૧૭૪.

હવે એમની દૃષ્ટિ વિષે. ( દ્વાર ૨૫ મું ).

સંમૂર્છિમ પંચેન્દ્રિયતિર્યંચોને વિકલેન્દ્રિયોની પેઠે બે ' દૃષ્ટિ ' હોય છે. ' ગર્ભજ ' ને ત્રણ્યે દૃષ્ટિ હોય છે. એમાં સમ્યક્દૃષ્ટિવાળાઓ બે પ્રકારના છે: કેટલાક ' દેશવિરત ' છે, અન્ય ' અવિરત ' છે. ' સર્વવિરત ' કોઈ નથી. ૧૭૫–૧૭૬.

હવે એમનાં જ્ઞાન અને દર્શન વિષે. ( દ્વાર ૨૬–૨૭ ).

' સંમૂર્છિમ ' પંચેન્દ્રિયતિર્યંચોમાં કેટલાક બે જ્ઞાનયુક્ત તેમ કેટલાક બે અજ્ઞાનયુક્ત છે. ' ગર્ભજો ' માં કેટલાક બે કે ત્રણ જ્ઞાનવાળા છે, જ્યારે કેટલાક બે કે ત્રણ અજ્ઞાનવાળા પણ છે. ૧૭૭.

સંમૂર્છિમ તેમ ગર્ભજ—બેઉ પ્રકારના પંચેન્દ્રિયતિર્યંચોને પ્રથમના બે દર્શનો છે. અવધિજ્ઞાનયુક્ત ગર્ભજતિર્યંચોને ત્રણ દર્શનો હોય છે. ૧૭૮.

હવે એમના ઉપયોગ વિષે. ( દ્વાર ૨૮ મું ).

संमूर्छिमानां चत्वार उपयोगाः प्रकीर्त्तिताः ।
गर्भजानां तु चत्वारः षट् पंचौघान्नवापि ते ॥ १७९ ॥
यदेषां केवलज्ञानं मुक्त्वा केवलदर्शनम् ।
ज्ञानं मनःपर्यवं च सर्वेऽन्ये सम्भवन्ति ते ॥ १८० ॥

इति उपयोगाः ॥ २८ ॥

स्यादनाहारिता त्वेषामेकद्विसमयावधि ।
ओजआदिस्त्रिधाहारः सचित्तादिरपि त्रिधा ॥ १८१ ॥
प्रथमं त्वोजआहारो लोमकावलिकौ ततः ।
अन्तरं द्वौ दिनौ ज्येष्टं लघु चान्तर्मुहूर्त्तकम् ॥ १८२ ॥
ज्येष्टं चैतत्कावलिकाहारस्य स्मृतमन्तरम् ।
स्वाभाविकं त्रिपल्यायुर्युक्ततिर्यगपेक्षया ॥ १८३ ॥

इति आहारः ॥ २९ ॥

गुणस्थानद्वयं संमूर्छिमानां विकलाक्षवत् ।
गर्भजानां पंच तानि प्रथमानि भवन्ति हि ॥ १८४ ॥

સંમૂર્છિમ પંચેન્દ્રિયતિર્યંચોને ચાર ઉપયોગ કહ્યા છે. પણ 'ગર્ભજ' ને ચાર, પાંચ, છ, અને ઓઘથી નવ પણ કહ્યા છે; કેમકે એમને કેવળજ્ઞાન, કેવળદર્શન અને મનઃપર્યવજ્ઞાન–એટલા સિવાયના બાકી સર્વ ઉપયોગો હોય છે. ૧૭૯–૧૮૦.

હવે એમના આહાર વિષે. ( દ્વાર ૨૯ મું ).

પંચેન્દ્રિયતિર્યંચો એક બે સમય અનાહારી રહે છે. એમને 'ઓજઆહાર' વગેરે ત્રણ પ્રકારનો આહાર હોય છે; તેમ 'સચિત્ત આહાર' વગેરે ત્રણ પ્રકારનો આહાર પણ હોય છે. પહેલો ઓજઆહાર હોય છે; પછી લોમઆહાર અને પછી કવળઆહાર હોય છે. આહારનું અન્તર ઉત્કૃષ્ટતઃ બે દિવસોનું, અને જઘન્યતઃ અન્તર્મુહૂર્ત્તનું હોય છે. આ ઉત્કૃષ્ટ અન્તર કહ્યું તે કવળાહારનું સમજવું, અને તે ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા તિર્યંચની અપેક્ષાએ સ્વાભાવિક છે. ૧૮૧–૧૮૩.

હવે એમના ગુણ અને યોગ વિષે. (દ્વાર ૩૦–૩૧).

સંમૂર્છિમ તિર્યંચપંચેન્દ્રિયોને વિકલેન્દ્રિયોની પેઠે બે ગુણસ્થાન છે; જ્યારે 'ગર્ભજ' ને પ્રથમનાં પાંચ ગુણસ્થાન કહ્યાં છે. ૧૮૪.

इति गुणाः ॥ ३० ॥

संमूर्छिमानां चत्वारो योगाः स्युर्विकलाक्षवत्।
आहारकद्वयं मुक्त्वा गर्भजानां त्रयोदश ॥ १८५ ॥

इति योगाः ॥ ३१ ॥

प्रतरासंख्यभागस्थाऽसंख्येयश्रेणिवर्तिभिः ।
नभःप्रदेशैः प्रमितास्तिर्यंचः खचराः स्मृता ॥ १८६ ॥

एवमेव स्थलचरास्तथा जलचरा अपि ।
भवन्ति किन्तु संख्येयगुणाधिकाः क्रमादिमे ॥ १८७ ॥

यदसौ प्रतरासंख्यभागः प्रागुदितः खलु ।
यथाक्रमं श्रुते प्रोक्तो बृहत्तरबृहत्तमः ॥ १८८ ॥

षट्पंचाशांगुलशतद्वयमानानि निश्चितम्।
यावन्ति सूचिखंडानि स्युरेकप्रतरे स्फुटम् ॥ १८९ ॥

तावज्ज्योतिष्कदेवेभ्यः स्युः संख्येयगुणाः क्रमात् ।
तिर्यक्पंचेन्द्रियाः षंढा नभःस्थलाम्बुचारिणः ॥१९०॥ युग्मम्॥

एतत्संमूर्छिमगर्भोत्थानां समुदितं खलु ।
क्लीबानां मानमाभाव्यं श्रुते पृथगनुक्तितः ॥ १९१ ॥

---

સંમૂર્છિમ તિર્યંચપંચેન્દ્રિયોને વિકલેન્દ્રિયોની પેઠે ચાર યોગ હોય છે. જ્યારે 'ગર્ભજ' ને બે આહારકયોગો શિવાયના અન્ય તેર યોગ છે. ૧૮૫.

હવે એમના માન વિષે. (દ્વાર ૩૨ મું).

પ્રતરના અસંખ્યાતમા ભાગમાં રહેલી અસંખ્યાત શ્રેણિઓમાં જેટલા આકાશપ્રદેશો છે તેટલા ખેચર તિર્યંચો છે. સ્થળચરો અને જળચરો પણ તેટલાજ છે, પરન્તુ એઓ અનુક્રમે સંખ્યાતગણા અધિક છે કેમકે આ જે પ્રતરનો અસંખ્યાતમો ભાગ કહ્યો એને સિદ્ધાન્તમાં અનુક્રમે વિશેષવિશેષ મ્હોટો થતો કહ્યો છે. ૧૮૬-૧૮૮.

એક પ્રતરની અંદર બસોછપ્પન અંગુલપ્રમાણ જેટલા સૂચિખંડો હોય તેટલા જ્યોતિષ્કદેવોથી અનુક્રમે સંખ્યાતગણા નપુંસક ખેચર, સ્થળચર અને જળચર હોય છે. આ 'માન' (નપુંસક) સંમૂર્છિમ અને ગર્ભજ-બેઉનું એકત્ર-ભેગું સમજવું. સિદ્ધાન્તમાં પણ બેઉનું ભેગું જ કહ્યું છે, પૃથક્ કહ્યું નથી. ૧૮૯-૧૯૧.

इति मानम् ॥ ३२ ॥

एष्वल्पाः खचरास्तेभ्यः संख्यघ्ना खचरस्त्रियः ।
ताभ्यः स्थलचरास्तेभ्यः संख्यघ्नाः स्युस्तदंगनाः ॥ १९२ ॥

ताभ्यो जलचरास्तेभ्यो जलचर्यस्ततः क्रमात् ।
नपुंसकाः संख्यगुणाः नभःस्थलाम्बुचारिणः ॥ १९३ ॥

एते च संमूर्छिमयुक्ता इति ज्ञेयम् ॥

इति लघ्व्यल्पबहुता ॥ ३३ ॥

स्तोकाः पंचाक्षतिर्यंचः प्रतीच्यां स्युस्ततः क्रमात् ।
प्राच्यां याम्यामुदीच्यां च विशेषतोऽधिकाधिकाः ॥ १९४ ॥

इति दिगपेक्षयाल्पबहुता ॥ ३४ ॥

तिर्यक्पंचेन्द्रियाणां स्यादन्तर्मुहूर्त्तसंमितम् ।
जघन्यमन्तरं ज्येष्टं त्वनन्तकालसम्मितम् ॥ १९५ ॥

एतत् वनस्पतेः कायस्थितिं भुक्त्वा गरीयसीम् ।
पुनः पंचाक्षतिर्यक्त्वं लभमानस्य सम्भवेत् ॥ १९६ ॥

હવે એમના લઘુ અલ્પબહુત્વ વિષે. (દ્વાર ૩૩ મું).

પંચેન્દ્રિયતિર્યંચોમાં સર્વથી થોડા ખેચરો છે, એઓનાં કરતાં સંખ્યગણી ખેચરીઓ છે, એથી સંખ્યગણા સ્થળચરો છે અને એથી યે સંખ્યગણી સ્થળચરીઓ છે. સ્થળચરીઓ કરતાં અનુક્રમે સંખ્યસંખ્યગણા જળચરો, જળચરીઓ, નપુંસક-ખેચરો, નપુંસકસ્થળચરો, અને નપુંસક જળચરો છે. ( આ ત્રણ્યે નપુંસકો સંમૂર્છિમ નપુંસકો સમજવા ). ૧૯૨-૧૯૩.

હવે દિશાને અપેક્ષીને એમના અલ્પબહુત્વ વિષે. (દ્વાર ૩૪ મું).

પંચેન્દ્રિતિર્યંચો પશ્ચિમદિશામાં સર્વથી થોડા છે. એથી અનુક્રમે અધિકઅધિક પૂર્વ, દક્ષિણ અને ઉત્તરદિશામાં છે. ૧૯૪.

હવે એમના અન્તર વિષે. (દ્વાર ૩૫ મું).

પંચેન્દ્રિતિર્યંચોનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્તનું છે; ઉત્કૃષ્ટ અન્તર અનન્તકાળનું છે: વનસ્પતિની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ ભોગવીને ફરી પાછો પ્રાણી પંચેન્દ્રિયતિર્યંચમાં આવે એટલામાં ઉત્કૃષ્ટતઃ અનન્ત કાળ વહી જવો સંભવે છે. ૧૯૫-૧૯૬.

इति अन्तरम् ॥ ३५ ॥

द्व्यक्षादितिर्यक्तनुमत्स्वरूप-
मेवं मयोक्तं किल लेशमात्रम् ।
विशेषविस्ताररसार्थिना तु
सिद्धान्तवारांनिधयोऽवगाह्याः ॥ १९७ ॥

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजःपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्वप्रदीपोपमे
सर्गो निर्गलितार्थसार्थसुभगः षष्ठः समाप्तः सुखम् ॥ १९८ ॥

इति षष्ठः सर्गः ।



---

આ પ્રમાણે અમે બેઇન્દ્રિય આદિ તિર્યંચ પ્રાણીઓનું લેશ સ્વરૂપ કહ્યું છે. જેને વિશેષ વિસ્તાર જાણવાની ઇચ્છા હોય એણે સિદ્ધાન્તરૂપી સમુદ્રનું અવગાહન કરવું. ૧૯૭.

જેમની કીર્તિ શ્રવણ કરીને સકળ વિશ્વ આશ્ચર્યમાં લીન થઇ ગયું છે એવા શ્રીમાન્ કીર્તિવિજય ઉપાધ્યાયના અન્તેવાસી (શિષ્ય), અને માતા-રાજબા તથા પિતા-તેજપાળના પુત્રરત્ન શ્રી વિનયવિજય ઉપાધ્યાયે જે આ-જગતના નિશ્ચિત તત્વોને દીપકની જેમ અજવાળામાં લાવનાર કાવ્યગ્રંથ રચ્યો છે તેનો સુભગઅર્થપરંપરાથી નીતરતો છઠ્ઠો સર્ગ નિર્વિઘ્ને સમાપ્ત થયો. ૧૯૮.

છઠ્ઠો સર્ગ સમાપ્ત.



## अथ सप्तमः सर्गः ।

संमूर्छिमा गर्भजाश्च द्विविधा मनुजा अपि ।
वक्ष्ये संक्षेपतस्तत्र प्रथमं प्रथमानिह ॥ १ ॥

अन्तर्द्वीपेषु षट्पंचाशत्यथो कर्मभूमिषु ।
पंचाधिकासु दशसु त्रिंशत्यकर्मभूमिषु ॥ २ ॥

पुरीषे च प्रश्रवणे श्लेष्मसिंघाणयोरपि ।
वान्ते पित्ते शोणिते च शुक्रे मृतकलेवरे ॥ ३ ॥

पूये स्त्रीपुंससंयोगे शुक्रपुद्गलविच्युतौ ।
पुरनिर्गमने सर्वेष्वपवित्रस्थलेषु च ॥ ४ ॥

स्युर्गर्भजमनुष्याणां सम्बन्धिष्वेषु वस्तुषु ।
समूर्छिमनराः सैकं शतं ते क्षेत्रभेदतः ॥ ५ ॥ कलापकम् ॥

इति भेदाः ॥ १ ॥

## સર્ગ સાતમો.

મનુષ્યોના પણ (૧) સંમૂર્છિમ અને (૨) ગર્ભજ–એમ બે પ્રકાર છે. એમાં પહેલા સંમૂર્છિમનું સંક્ષિપ્ત વર્ણન કરૂં છું. ૧.

(૧) એના ભેદ વિષે.

સંમૂર્છિમ મનુષ્યો (૧) છપ્પન અન્તર્દ્વીપોમાં, (૨) પંદર કર્મભૂમિઓમાં, (૩) ત્રીશ અકર્મભૂમિઓમાં, (૪) વિષ્ટામાં, (૫) મૂત્રમાં, (૬) શ્લેષ્મમાં, (૭) કફમાં, (૮) વમનમાં, (૯) પિત્તમાં, (૧૦) રૂધિરમાં, (૧૧) વીર્યમાં, (૧૨) કલેવરમાં, (૧૩) રસીમાં, (૧૪) સ્રીપુરૂષના સંયોગમાં, (૧૫) શુક્રસ્રાવમાં, (૧૬) નગરની ગટરમાં, તથા (૧૭) સર્વ અપવિત્ર સ્થળોમાં –એવી રીતે ગર્ભજ મનુષ્યોના સંબંધવાળી સર્વ વસ્તુઓમાં હોય છે. એના ક્ષેત્રપરત્વે ૧૦૧ પ્રકાર છે. ૨–૫.

स्थानमेषां द्विपाथोधिसार्धद्वीपद्वयावधि ।
स्थानोत्पादसमुद्घातैः लोकासंख्यांशगा अमी ॥ ६ ॥

इति स्थानम् ॥ २ ॥

आरभ्य पंच पर्याप्तीस्ते म्रियन्तेऽसमाप्य ताः ।
प्राणा भवन्ति सप्ताष्टावेषां वाङ्मनसे विना ॥ ७ ॥
नव प्राणा इति तु संग्रहण्यवचूर्णौ ॥

इति पर्याप्तिः ॥ ३ ॥

संख्या योनिकुलानां च नैषां गर्भजतः पृथक् ।
योनिस्वरूपं त्वेतेषां विज्ञेयं विकलाक्षवत् ॥ ८ ॥

इति द्वारत्रयम् ॥ ४ । ५ । ६ ॥

जघन्योत्कर्षयोरन्तर्मुहूर्त्तं स्यात् भवस्थितिः ।
पृथक्त्वं च मुहूर्त्तानामेषां कायस्थितिर्मता ॥ ९ ॥

इति द्वारद्वयम् ॥ ७ । ८ ॥

आद्या त्रिदेही संस्थानं हुंडं देहोऽङ्गुलस्य च ।
असंख्यांशमितः पूर्वे समुद्घातास्त्रयो मताः ॥ १० ॥

इति द्वारचतुष्टयम् ॥ ९-१२ ॥

---

(२) એ મનુષ્યોનું **સ્થાન** બે સમુદ્ર અને અઢીદ્વીપો સુધીમાં છે. સ્થાન, ઉત્પાદ અને સમુદ્‌ઘાતોને લઈને એ આ લોકના અસંખ્યમા ભાગમાં રહેલા છે. ૬.

(૩) એઓ પાંચ **પર્યાપ્તિ**ઓ આરંભીને, એને પૂરી કર્યા પૂર્વે જ મૃત્યુ પામે છે. એમને વાચા અને મન વિના સાત આઠ પ્રાણ હોય છે. સંગ્રહણીની અવચૂર્ણીમાં એમને વળી નવ પ્રાણ કહ્યા છે. ૭.

એમની (૪) **યોનિસંખ્યા**, અને એમની (૫) **કુળસંખ્યા** 'ગર્ભજો' થી પૃથક્ નથી. એમનું (૬) **યોનિસ્વરૂપ** 'વિકલેન્દ્રિયો' ની સમાન સમજવું. ૮.

એમની (૭) **ભવસ્થિતિ**, જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ, અન્તર્મુહૂર્ત્તની છે; અને (૮) **કાયસ્થિતિ** પૃથક્ત્વ અન્તર્મુહૂર્ત્તની છે. ૯.

એમને (૯) પહેલાં ત્રણ **શરીરો** છે; (૧૦) હુંડક **સંસ્થાન** છે; (૧૧) અંગુલના અસંખ્યમા ભાગ જેવડું **દેહમાન** છે અને (૧૨) પહેલા ત્રણ **સમુદ્‌ઘાત** છે. ૧૦.

एषां गतिर्विकलवत्तथैवागतिरप्यहो ।
किन्त्वमी वह्निवायुभ्यां नागच्छन्ति नरस्वतः ॥ ११ ॥

अष्टचत्वारिंशदेषां नाड्यो जन्मात्ययान्तरम् ।
एकसामयिकी संख्या विज्ञेया विकलाक्षवत् ॥ १२ ॥

इति गत्यागती ॥ १३–१४ ॥

अनन्तराप्तिः समयेसिद्ध्यतां गणनापि च ।
पृथग् न लक्ष्यते ह्येषां सा विज्ञेया बहुश्रुतात् ॥ १३ ॥

इति द्वारद्वयम् ॥ १५–१६ ॥

द्वाराणि लेश्यादीन्यष्टावेतेषां विकलाक्षवत् ।
उक्तानि किन्त्विन्द्रियाणि पंचैतेषां श्रुतानुगैः ॥ १४ ॥

इति द्वाराष्टकम् ॥ १७–२४ ॥

मिथ्यादृशोऽमी एतेषामाद्याज्ञानद्वयं तथा ।
आद्ये द्वे दर्शने तस्मादुपयोगचतुष्टयम् ॥ १५ ॥

इति द्वारचतुष्टयम् ॥ २५–२८ ॥

---

એમની ( ૧૩ ) **ગતિ** અને ( ૧૪ ) **આગતિ**–એઉ વિકલેન્દ્રિયો પ્રમાણે છે. પરન્તુ એઓ અગ્નિકાય, વાયુકાય અને મનુષ્યમાંથી આવતા નથી. એમના જન્મ અને મૃત્યુ વચ્ચેનું અન્તર અડતાળીશ નાડીઓનું છે. એમની એકસામયિકી સંખ્યા વિકલેન્દ્રિયો પ્રમાણે સમજવી. ૧૧–૧૨.

એમની ( ૧૫ ) **અનન્તરાપ્તિ** અને ( ૧૬ ) **સમયસિદ્ધિની** ગણના પૃથક્ જણાતી નથી. એટલે એ બહુશ્રુતો પાસેથી જાણી લેવી. ૧૩.

એમનાં લેશ્યા આદિક આઠ દ્વાર એટલે કે સત્તરમાથી ચોવીશમા સુધીના દ્વાર વિકલેન્દ્રિયો પ્રમાણે છે. પરંતુ જ્ઞાનીઓએ એમને ઇન્દ્રિયો પાંચ કહી છે. ૧૪.

એમની (૨૫) **દૃષ્ટિ** મિથ્યાદૃષ્ટિ છે. એમને **જ્ઞાનમાં** ( ૨૬ ) પ્રથમનાં બે 'અજ્ઞાન' છે; અને ( ૨૭ ) **દર્શનમાં** પહેલાં બે દર્શન છે; અને તેથી, ( ૨૮ ) **ઉપયોગો** એમને ચાર છે. ૧૫.

साकारान्योपयोगाश्चाज्ञानदर्शनवत्तया ।
विकलाक्षवदाहारकृतः कावलिकं विना ॥ १६ ॥

इति आहारः ॥ २९ ॥

आद्यं गुणस्थानमेषामिदं योगत्रयं पुनः ।
औदारिकस्तन्मिश्रश्च कार्मणश्चेति कीर्तितम् ॥ १७ ॥

इति द्वारद्वयम् ॥ ३०–३१ ॥

अंगुलप्रमितक्षेत्रप्रदेशराशिवर्तिनि ।
तृतीयवर्ग लघ्ने वर्गमूले किलादिमे ॥ १८ ॥
यावान् प्रदेशराशिः स्यात् खंडास्ताव. प्रदशकाः ।
यावन्त एकस्यामेकप्रादेशिक्यां स्युरावलौ ॥ १९ ॥
तावन्तः संमूर्छिमा हि मनुजा मनुजोत्तमैः ।
निर्दिष्टा दृष्टविस्पष्टसचराचरविष्टपैः ॥ २० ॥ त्रिभिर्विशेषकम् ॥

इति मानम् ॥ ३२ ॥

द्वाराण्यथोक्तशेषाणि पंचैतेषां मनीषिभिः ।
भाव्यानीह वक्ष्यमाणगर्भोद्भवमनुष्यवत् ॥ २१ ॥

એમને જ્ઞાન અને દર્શન બેઉ હોવાથી એ ઉપયોગો સાકાર અને નિરાકાર બેઉ છે. '**આહાર**' ની વાતમાં એઓ વિકલેન્દ્રિયોને મળતા છે. ફેર એટલો કે એમને 'કવળાહાર' નથી. (૨૯). ૧૬.

એમનું ( ૩૦ ) પહેલું **ગુણસ્થાન** છે. એમને ( ૩૧ ) ત્રણ **યોગ** હોય છે; **ઔદારિક**, મિશ્ર**ઔદારિક** અને કાર્મણ. ૧૭.

હવે એમના '**માન**' વિષે. (૩૨).

અંગુળ પ્રમાણ ક્ષેત્રના પ્રદેશોની રાશિમાં વર્તતા ત્રણવર્ગમૂળ કરેલા એવા પહેલા વર્ગ-મૂળમાં, જેટલો પ્રદેશરાશિ હોય તેટલા પ્રદેશવાળા, એકપ્રદેશી એકશ્રેણિની અંદર જેટલા ખંડ હોય તેટલા સંમૂર્છિમ મનુષ્યો હોય છે એમ શ્રી જિનેશ્વરનું વચન છે. ૧૮–૨૦.

એમના શેષ પાંચ દ્વારો ( ૩૩ થી ૩૭ સુધીના ), ગર્ભજ મનુષ્યો પ્રમાણે જાણવા. ( જે હવે પછી પ્રસંગે કહેશું ). ૨૧.

इति द्वारपंचकम् ॥ ३३-३७ ॥

कर्माकर्मधरान्तर्द्वीपभवा गर्भजा नरास्त्रिविधाः ।
स्युः पंचदशत्रिंशत्षट्पंचाशद्विधाः क्रमतः ॥ २२ ॥

म्लेच्छा आर्या इति द्वेधा मनुजाः कर्मभूमिजाः ।
म्लेच्छाः स्युः शकयवनमुरुंडशबरादयः ॥ २३ ॥

आर्याः पुनर्द्विधाः प्रोक्ता ऋद्धिप्राप्तास्तथापरे ।
ऋद्धिप्राप्तास्तत्र षोढा प्रज्ञप्ताः परमेश्वरैः ॥ २४ ॥

अर्हन्तः सार्वभौमाश्च महैश्वर्यमनोहराः ।
बलदेवा वासुदेवाः स्युर्विद्याधरचारणाः ॥ २५ ॥

अ‍न्‍ ‍ऋ‍ध्या नवविधाः क्षेत्रजातिकुलार्यकाः ।
कर्मशिल्पज्ञानभाषाचारित्रदर्शनार्यकाः ॥ २६ ॥

तत्र च क्षेत्रार्या आर्यदेशोत्थास्ते सार्धा पंचविंशतिः ।
अंगा बंगाः कलिंगाश्च मगधाः कुरुकोशलाः ॥ २७ ॥

---

એ પ્રમાણે સંમૂર્છિમ મનુષ્યોનાં ૩૭ દ્વારો વિષે કહ્યું.

હવે ગર્ભજ મનુષ્યોનાં દ્વારો વિષે.

એમાં પહેલું દ્વાર ભેદ: તે આ પ્રમાણે:—

ગર્ભજ મનુષ્યો ત્રણ પ્રકારના છે: કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલા, અકર્મભૂમિમાં ઉત્પન્ન થયેલા, અને અન્તર્દ્વીપમાં ઉત્પન્ન થયેલા. એ ત્રણેના પાછા અનુક્રમે પંદર, ત્રીશ અને છપ્પન ભેદ છે. ૨૨.

કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો, મ્લેચ્છ અને આર્ય-એમ બે જાતના છે. એમાં શક, યવન, મુરૂંડ અને શબર વગેરે મ્લેચ્છ છે. ૨૩.

આર્યો બે જાતના છે: સમૃદ્ધિવાળા અને સમૃદ્ધિવિનાના. એમાં 'સમૃદ્ધિવાળા' આ છ પ્રકારનાં છે:-મહાન્ ઐશ્વર્યશાલી અર્હંતો, ચક્રવર્તીઓ, બળદેવ, વાસુદેવ, વિદ્યાધર અને ચારણ. ૨૪-૨૫.

વળી 'સમૃદ્ધિ રહિત' ના નવ પ્રકાર કહ્યા છે: ક્ષેત્રઆર્ય, જાતિઆર્ય, કુળઆર્ય, કર્મ-આર્ય, શિલ્પઆર્ય, જ્ઞાનઆર્ય, ભાષાઆર્ય, ચારિત્રઆર્ય અને દર્શનઆર્ય. ૨૬.

એમાં, આર્યદેશમાં ઉત્પન્ન થયા હોય એ 'ક્ષેત્રઆર્ય' કહેવાય છે. એવા આર્યદેશ સાડીપચવીશ છે તે આ પ્રમાણે:—

( ૧ ) અંગ, ( ૨ ) બંગ, ( ૩ ) કલિંગ, ( ૪ ) મગધ, ( ૫ ) કુરૂ, ( ૬ ) કોશલ,

काश्यः कुशार्त्ताः पंचाला विदेहा मलयास्तथा ।
वत्साः सुराष्ट्राः श्याण्डिल्या वराटा वरणास्तथा ॥ २८ ॥
दशार्णा जंगला वेद्यः सिन्धुसौवीरका अपि ।
भंग्यो वृत्ताः सूरसेनाः कुणाला लाटसंज्ञकाः ॥ २९ ॥
केकयार्धमिमे सार्धपंचविंशतिरीरिताः ।
नामानि राजधानीनां ब्रवीम्येषु क्रमादथ ॥ ३० ॥

चम्पा तथा ताम्रलिप्ती स्यात्कांचनपुरं पुरम् ।
राजगृहं गजपुरं साकेतं च वराणसी ॥ ३१ ॥
शौर्यपुरं च कांपिल्यं मिथिला भद्दिलं पुरम् ।
कौशाम्बी च द्वारवती नन्दिवत्साभिधे पुरे ॥ ३२ ॥
अच्छापुरं मृत्तिकावत्यहिच्छत्राभिधा पुरी ।
शुक्तिमती वीतभयं पापा माषपुरं पुरम् ॥ ३३ ॥
मथुरानगरी चैव श्रावस्तीनगरी वरा ।
कोटिवर्षं श्वेताम्बिका राजधान्यः क्रमादिमाः ॥ ३४ ॥

एष्वेवार्हच्चक्रिरामवासुदेवोद्भवो भवेत् ।
आर्यास्तत इमेऽन्ये च तदभावादनार्यकाः ॥ ३५ ॥

---

( ७ ) काशी, ( ८ ) कुशार्त, ( ९ ) पंचाल, ( १० ) विदेह. ( ११ ) मलय, ( १२ ) वत्स, ( १३ ) सुराष्ट्र, ( १४ ) शांडिल्य, ( १५ ) वराड, ( १६ ) वरण, ( १७ ) दशार्ण, ( १८ ) जंगल, ( १९ ) वेदी, ( २० ) सिंधुसौवीर, ( २१ ) भंगी, ( २२ ) वृत्त, ( २३ ) सुरसेन, ( २४ ) कुणाल, ( २५ ) लाट तथा अरधो केकय देश. २७–३०.

હવે એ દેશોની રાજધાનીઓના નામ અનુક્રમે નીચે પ્રમાણે:—

ચંપા, તામ્રલિપ્તી, કાંચનપુર, રાજગૃહ, ગજપુર, સાકેતપુર, વણારસી, શૌર્યપુર, કાંપિલ્યપુર, મિથિલા, ભદ્દિલપુર, કૌશાંબી, દ્વારિકા, નંદિપુર, વત્સપુર, અચ્છાપુર, મૃત્તિકાવતી, અહિચ્છત્રા, શુક્તિમતી, વીતભય, પાવાપુરી, માષપુર, મથુરા, શ્રાવસ્તી, કોટિવર્ષ અને શ્વેતાંબિકા. ૩૧–૩૪.

આ દેશોમાંજ અર્હંત, ચક્રવર્તી, બલદેવ અને વાસુદેવનો જન્મ થાય છે માટે એ આર્યદેશો કહેવાય છે. બાકીના અનાર્ય કહેવાય છે. ૩૫.

सूत्रकृतांगवृत्तौ च अनार्यलक्षणमेवं उक्तम्—

धम्मेत्तिअक्खराइं जे सुवि सुमिणे न सुच्चंति ॥

विज्ञेयास्तत्र जात्यार्या ये प्रशस्तेभ्यजातयः ।
उग्रभोगादिकुलजाः कुलार्यास्ते प्रकीर्त्तिताः ॥ ३६ ॥

कर्मार्याः वास्त्रिकाः सौत्रिकाद्याः कार्पासिकादयः ।
शिल्पार्यास्तु तुन्नकारास्तन्तुवायादयोऽपि च ॥ ३७ ॥

भाषार्या येऽर्धमागध्या भाषन्ते भाषयात्र ते ।
ज्ञानदर्शनचारित्रार्यास्तु ज्ञानादिभिर्युताः ॥ ३८ ॥

अत्र भूयान् विस्तरोऽस्ति स तु प्रज्ञापनादितः ।
विज्ञेयो विबुधैर्नेह प्रोच्यते विस्तृतेर्भयात् ॥ ३९ ॥

इति भेदाः ॥ १ ॥

एषां तिर्यग् नरक्षेत्रावधि जन्मात्ययादिकम् ।
योजनानां दशशतीमधो न परतः पुनः ॥ ४० ॥

इति स्थानम् ॥ २ ॥

'સૂત્રકૃતાંગ' ની વૃત્તિમાં 'અનાર્ય' નું લક્ષણ આ પ્રમાણે છે:—

જેમણે 'ધર્મ' એવા અક્ષરો સ્વપ્નને વિષે પણ સાંભળ્યા નથી તે.

હવે પ્રશસ્ત ઇભ્ય જાતિવાળા છે તે જાતિઆર્યો કહેવાય છે. ઉગ્ર, ભોગ આદિ કુળોમાં જન્મેલા કુલઆર્ય કહેવાય છે. ૩૬.

વળી વસ્ત્રોનો વેપાર કરનારા, સુતરનો વેપાર કરનારા, કપાસનો વેપાર કરનારા વગેરે કર્મઆર્ય કહેવાય છે; તથા દરજી, સાળવી આદિ શિલ્પઆર્યો કહેવાય છે. ૩૭.

જેઓ અર્ધમાગધી ભાષા બોલે છે તેઓ ભાષાઆર્ય કહેવાય છે. વળી જ્ઞાનવાળાઓ જ્ઞાનઆર્ય, દર્શનવાળાઓ દર્શનઆર્ય અને ચારિત્રવાળાઓ ચારિત્રઆર્ય કહેવાય છે. ૩૮.

આ સંબંધમાં ઘણું કહેવાનું છે પણ વિસ્તારના ભયથી કહ્યું નથી માટે તે બુદ્ધિમાનોએ પ્રજ્ઞાપનાસૂત્ર વગેરે ગ્રંથોમાંથી જાણી લેવું. ૩૯.

આ ગર્ભજ મનુષ્યોના **સ્થાન** પરત્વે

એટલું કહેવાનું છે કે એમના જન્મમરણ તિર્યક્લોકમાં મનુષ્યક્ષેત્ર સુધી થાય છે અને અધોલોકમાં એક સહસ્ર યોજન પર્યન્ત થાય છે. એથી આગળ થતાં નથી. ૪૦.

एषां पर्याप्तयः सर्वाः पर्याप्तानां प्रकीर्त्तिताः ।
यथासम्भवमन्येषां प्राणाश्च निखिला अपि ॥ ४१ ॥

इति पर्याप्तयः ॥ ३ ॥

चतुर्दशयोनिलक्षा एषां संमूर्छिमैः सह ।
द्वादश स्युः कुलकोट्यो योनिर्विवृतसंवृता ॥ ४२ ॥
मिश्रा सचित्ताचित्तत्वात् शीतोष्णत्वाच्च सा भवेत् ।
वंशीपत्रा तथा शंखावर्ता कूर्मोन्नतापि च ॥ ४३ ॥

इति द्वारत्रयम् ॥ ४ । ५ । ६ ॥

पल्योपमानां त्रितयमुत्कृष्टैषां भवस्थितिः ।
सा युग्मिनां परेषां तु पूर्वकोटिः प्रकीर्त्तिता ॥ ४४ ॥
जघन्या नरगर्भस्य स्थितिरान्तर्मुहूर्त्तिकी ।
उत्कृष्टा द्वादशाब्दानि विज्ञेया मध्यमाऽपरा ॥ ४५ ॥

એમની પર્યાપ્તિ વિષે.

પર્યાપ્ત ગર્ભજ મનુષ્યોને સર્વ પર્યાપ્તિ કહી છે; અપર્યાપ્ત ગર્ભજ મનુષ્યોને, જેટલી સંભવે એટલી કહી છે. તથા પ્રાણો તો એઓને સઘળા હોય છે. ૪૧.

એમના ચોથા. પાંચમા અને છઠ્ઠા દ્વાર વિષે.

સંમૂર્છિમોની અને આમની ભેગી ચૌદલક્ષ યોનિ છે; જ્યારે કુલકોટિ બાર લક્ષ છે. એમની યોનિ વિવૃતસંવૃત છે. વળી એ 'સચિત્તાચિત્ત' છે અને 'શીતોષ્ણ' છે; એટલે બેઉ રીતે એઓની મિશ્ર યોનિ કહેવાય છે. વળી તેમને વંશીપત્રા, શંખાવર્તા તેમજ કૂર્મોન્નતા એવા ત્રણ પ્રકારમાંથી પણ ત્રણ્યે પ્રકારની યોનિ હોય છે. ૪૨-૪૩.

હવે એમની ભવસ્થિતિ વિષે.

ગર્ભજ મનુષ્યોની ભવસ્થિતિ ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમની છે. પણ આ સ્થિતિ માત્ર યુગલીઆઓની છે; બીજાઓની અર્થાત્ એ શિવાયના મનુષ્યોની ક્રોડપૂર્વોની છે. ૪૪.

મનુષ્યના ગર્ભની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની છે, અને એની ઉત્કૃષ્ટ સ્થિતિ બાર વર્ષની છે. આ શિવાયની વચલી સ્થિતિ 'મધ્યમ' સમજવી. ૪૫.

पित्तादिदूषितः पापी कार्मणादिवशोऽथवा ।
द्वादशाब्दानि गर्भान्तस्तिष्ठेत् सिद्धनृपादिवत् ॥ ४६ ॥

चतुर्विंशतिवर्षा च गर्भकायस्थितिर्नृणाम् ।
उत्कृष्टस्थितिगर्भस्य मृत्वोत्पन्नस्य तत्र सा ॥ ४७ ॥

स्थित्वा द्वादशवर्षाणि गर्भे कश्चिन्महाघवान् ।
विपद्योत्पद्य तत्रैव तावत्तिष्ठत्यसौ यतः ॥ ४८ ॥

**इति भवस्थितिः ॥ ७ ॥**

**इत्यर्थतो भगवतीशतक २ पंचमोद्देशके ॥**

पूर्वाणां कोटयः सप्त तथा पल्योपमत्रयम् ।
भाव्या गर्भजतिर्यग्वदेषां कायस्थितिर्गुरुः ॥ ४९ ॥

**इति कायस्थितिः ॥ ८ ॥**

संख्येयजीविनां देहाः पंचासंख्येयजीविनाम् ।
भवेत् देहत्रयमेव विनाहारकवैक्रिये ॥ ५० ॥

**इति देहाः ॥ ९ ॥**

પિત્ત વગેરે દોષવાળો પાપી અથવા કામણુટુમણુ વગેરેને વશ પ્રાણી સિદ્ધરાજની પેઠે બાર વર્ષ સુધી પણુ ગર્ભમાં રહે છે. ૪૬.

મનુષ્યના ગર્ભની કાયસ્થિતિ ચોવીશ વર્ષની પણુ હોય; પણુ તે, મૃત્યુ પામીને (પુનઃ) ઉત્પન્ન થયેલા ઉત્કૃષ્ટ સ્થિતિવાળા ગર્ભની હોય. ૪૭.

કારણુકે કોઇ મહા પાપી જીવ બાર વર્ષ ગર્ભમાં રહી મૃત્યુ પામીને (પુનઃ) ઉત્પન્ન થાય છે તે તેટલો સમય ત્યાંજ રહે છે. ૪૮.

આ ભાવાર્થનું ભગવતીસૂત્રના બીજા શતકના પાંચમા ઉદ્દેશમાં કહ્યું છે.

એમની કાયસ્થિતિ

ઉત્કર્ષતઃ, ગર્ભજ તિર્યંચોની પેઠે ત્રણુ પલ્યોપમ અને સાતકોટિ પૂર્વની સમજવી. ૪૯.

શરીર

સંખ્યાત આયુષ્યવાળા મનુષ્યોને પાંચ હોય છે. અસંખ્યાત આયુષ્યવાળા મનુષ્યોને, આહારક અને વૈક્રિય એ બે શરીર નથી હોતાં, એટલે ફક્ત ત્રણુ હોય છે. ૫૦

संख्येयजीविनां नृणां संस्थानान्यखिलान्यपि ।
चतुरस्त्रं भवेदेतदसंख्येयायुषां पुनः ॥ ५१ ॥

इति संस्थानम् ॥ १० ॥

शतानि पंच धनुषां वपुः संख्येयजीविनाम् ।
गव्यूतत्रयमन्येषामुत्कर्षेण प्रकीर्त्तितम् ॥ ५२ ॥
जघन्यतोऽङ्गुलासंख्यभागमानमिदं भवेत् ।
उभयेषां तदारम्भकाल एवास्य सम्भवः ॥ ५३ ॥
संख्यायुषां वैक्रियं साधिकैकलक्षयोजनम् ।
उत्कर्षेण जघन्याच्चांगुलसंख्यांशसंमितम् ॥ ५४ ॥
आहारकशरीरं यत् स्यादेषां लब्धिशालिनाम् ।
श्रुतकेवलिनां तत्तु मानतो हस्तसंमितम् ॥ ५५ ॥

इति अंगमानम् ॥ ११ ॥

स्युः सप्तापि समुद्घाता नृणां संख्येयजीविनाम् ।
असंख्येयायुषामाद्यास्त्रय एव भवन्ति ते ॥ ५६ ॥

---

સંસ્થાન

સંખ્યાતઆયુષ્યવાળા મનુષ્યોને સઘળાજ હોય છે; અસંખ્યાતઆયુષ્યવાળાને ફક્ત 'સમચતુરસ્ર' એટલે સમચોરસ હોય છે. ૫૧.

દેહમાન

સંખ્યાતઆયુષ્યવાળા મનુષ્યોનું ઉત્કૃષ્ટ પાંચસો ધનુષ્યનું હોય છે; અસંખ્ય આયુષ્યવાળાઓનું ફક્ત ત્રણ ગાઉનું કહેલું છે. પરંતુ બેઉનું જઘન્ય દેહમાન તો અંગુલના અસંખ્યમા ભાગ જેટલું છે; જે કે એના આરંભકાળેજ સંભવે છે. ૫૨-૫૩.

સંખ્યાત આયુષ્યવાળા મનુષ્યોનું વૈક્રિય શરીર ઉત્કૃષ્ટ એક લક્ષ યોજનથી કંઇક અધિક હોય છે, અને જઘન્યતઃ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું હોય છે. ૫૪.

વળી લબ્ધિવંત શ્રુતકેવળીઓને જે આહારક શરીર હોય છે તે ફક્ત એક હસ્તપ્રમાણ હોય છે. ૫૫.

સમુદ્ઘાત

સંખ્યેયજીવી મનુષ્યોને સાતેસાત પૂરા હોય છે; અસંખ્યઆયુષ્ક મનુષ્યોને પહેલા ત્રણજ હોય છે. ૫૬.

इति समुद्घाताः ॥ १२ ॥

यान्ति सर्वे सुरेष्वेव नरा असंख्यजीविनः ।
निजायुःसमहीनेषु नाधिकस्थितिषु क्वचित् ॥ ५७ ॥

ततोन्तरद्वीपजाता भवनव्यन्तरावधि ।
यान्तीशानदिवं यावत् हरिवर्षादिजास्तु ते ॥ ५८ ॥

सौधर्मान्तं हैमवतहैरण्यवतजा इमे ।
जघन्यापि यदीशानेऽधिकपल्योपमा स्थितिः ॥ ५९ ॥

सर्वसंसारिगतिषु नराः संख्येयजीविनः ।
गच्छन्ति कर्मविगमादेति मुक्तिगतावपि ॥ ६० ॥

तत्र च तीव्ररोषास्तपोमत्तास्तथा बालतपस्विनः ।
द्वैपायनादिवद्वैरपरा यान्त्यसुरेष्वमी ॥ ६१ ॥

जलाग्निझंपासंपातगलपाशविषाशनैः ।
तृट्क्षुदाद्यैर्मृतास्ते स्युर्व्यन्तराः शुभभावतः ॥ ६२ ॥

अविराद्धचारित्राणां जघन्यादाद्यताविषः ।
उत्कर्षेण च सर्वार्थसिद्धः स्याद्विषयो गतेः ॥ ६३ ॥

હવે એમની ગતિ વિષે. ( દ્વાર ૧૩ મું )

અસંખ્યઆયુવાળા સર્વ મનુષ્યો, પોતાના જેટલા જ આયુષ્યવાળા અથવા પોતાના કરતાં ઓછા આયુષ્યવાળા દેવતાઓમાં જાય છે; પોતાના કરતાં અધિક સ્થિતિવાળા દેવોમાં જતા નથી. એમ હોવાથી, અન્તરદ્વીપમાં જન્મેલાઓ ભવનપતિ અને વ્યન્તરો સુધી જાય છે, અને હરિવર્ષ આદિમાં જન્મેલાઓ ઈશાનદેવલોકસુધી જાય છે. વળી હૈમવત અને હિરણ્યવતમાં જન્મેલાઓ સૌધર્મ દેવલોકસુધી જાય છે કારણકે ઇશાનદેવલોકમાં જઘન્યસ્થિતિ પણ પલ્યોપમથી અધિક છે. ૫૭–૫૯.

સંખ્યાતઆયુષ્યવાળા મનુષ્યો સર્વસંસારિગતિમાં જાય છે, અને કર્મરહિત થયે મોક્ષે પણ જાય છે. ૬૦.

પણ એમનામાં જે તીવ્રરોષવાળા, તપશ્ચર્યાને લીધે ઉન્મત્ત તથા બાળ તપસ્વીઓ હોય તે દ્વૈપાયનઋષિની પેઠે શત્રુવટ રાખવાથી અસુરોમાં પણ જન્મ લે છે. ૬૧.

વળી જળમાં પડીને, ઝંપાપાત ખાઇને, અગ્નિમાં પડીને, ગળાફાંસો ખાઇને, વિષપાન કરીને કે ભૂખતરસને લીધે જેઓ મૃત્યુ પામે છે તેઓ, શુભભાવ રહે તો વ્યન્તર થાય છે. ૬૨.

જેઓ ચારિત્ર લઇને વિરાધતા નથી એઓ ઓછામાં ઓછા પહેલે દેવલોકે જાય છે અને વધારેમાં વધારે સર્વાર્થસિદ્ધિએ પણ જાય છે. ૬૩.

विराद्धसंयमानां तु भवनेशाद्यताविषौ ।
क्रमाज्जघन्योत्कर्षाभ्यामेवमग्रेऽपि भाव्यताम् ॥ ६४ ॥

आराद्धदेशविरतेः सौधर्माच्युतताविषौ ।
विराद्धदेशविरतेः भवनज्योतिरालयौ ॥ ६५ ॥

तापसानामपि तथा तावेत्र गतिगोचरौ ।
कांदर्पिकाणां भवनाधिपसौधर्मताविषौ ॥ ६६ ॥

चरकाणां परिव्राजां भवनब्रह्मताविषौ ।
सौधर्मलांतकौ कल्पौ ख्यातौ किल्विषिकांगिनाम् ॥ ६७ ॥

विमानेषूत्पद्यमानापेक्षयेदं यतोऽन्यथा ।
सन्ति किल्विषिका देवा भवनाधिपतिष्वपि ॥ ६८ ॥

आजीविकाभियोगानां भवनाच्युतताविषौ ।
निन्हवानां च भवनेशान्त्यग्रैवेयकौ किल ॥ ६९ ॥

---

પરંતુ જેઓ ચારિત્ર લઇને વિરાધે છે એઓ જઘન્યત: ભવનપતિમાં અને ઉત્કર્ષત: પહેલા દેવલોકમાં જાય છે. ૬૪.

દેશવિરતિનો આરાધક હોય છે તે જઘન્યત: સૌધર્મ દેવલોકમાં અને ઉત્કૃષ્ટત: અચ્યુત દેવલોકમાં જાય છે. અને દેશવિરતિનો વિરાધક હોય તે જઘન્યત: ભવનપતિમાં અને ઉત્કર્ષત: જ્યોતિષ દેવલોકમાં જાય છે. ૬૫.

વળી તાપસોની પણ એ જ પ્રમાણે ગતિ થાય છે; જ્યારે કાંદર્પિકો જઘન્યત: ભવનપતિમાં અને ઉત્કર્ષત: સૌધર્મ દેવલોકે જાય છે. ૬૬.

ચરકપરિવ્રાજકો જઘન્યત: ભવનપતિમાં અને ઉત્કર્ષત: બ્રહ્મદેવલોકમાં જાય છે; અને કિલ્વિષિ જીવો જઘન્યથી સૌધર્મદેવલોકે અને ઉત્કર્ષથી લાંતક દેવલોકે જાય છે. આ જે કહ્યું એ, વિમાનોને વિષે જેઓ ઉત્પન્ન થાય છે એઓની અપેક્ષાએ કહ્યું છે; કારણ કે નહિતર ભવનવિષે પણ 'કિલ્વિષ' દેવો છે. ૬૭–૬૮.

આજીવિકા અર્થે વેષ ધારણ કર્યો હોય છે એવાઓને જઘન્યત: ભવનપતિમાં અને ઉત્કર્ષત: અચ્યુતદેવલોકમાં સ્થાન મળે છે. વળી નિન્હવોની ગતિ જઘન્યત: ભવનપતિ સુધી અને ઉત્કર્ષથી અન્તિમ ગ્રૈવેયક સુધી હોય છે. ૬૯.

भव्यानामप्यभव्यानां साधुवेषगुणस्पृशाम् ।
अपि मिथ्यादृशामेष विषयः सत्क्रियाबलात् ॥ ७० ॥
निर्ग्रंथगुणवत्त्वेऽपि ते स्युः मिथ्यादृशो यतः ।
अश्रद्दधन् पदमपि मिथ्यात्वी सूत्रभाषितम् ॥ ७१ ॥

सूत्रलक्षणं चैवमाहुः—

सुत्तं गणहररइयं तहेव पत्तेअबुद्धरइयं च ।
सुअकेवलिणा रइयं अभिन्नदसपुव्विणा रइयं ॥ ७२ ॥

देवेषु गच्छतामेषां स्यादुक्तो गतिगोचरः ।
न त्वेषां गतिरेषैवेत्याशंक्यं मतिशालिभिः ॥ ७३ ॥

कांदर्पिकादिलक्षणं चैवम्—

कंदर्पः परिहासोऽस्ति यस्य कांदर्पिकश्च सः ।
कंदर्पविकथाशंसी तत्प्रशंसोपदेशकृत् ॥ ७४ ॥
नानाहासकलाः कुर्वन् मुखतूर्यांगचेष्टितैः ।
प्रहसन् हासयंश्चान्यान् नानाजीवरुतादिभिः ॥ ७५ ॥ युग्मम् ॥

---

વળી ભવ્ય કે અભવ્ય, સાધુનો વેષ ને સાધુના ગુણવાળો હોય તે ભલે મિથ્યાદૃષ્ટિ હોય તો યે એની સત્ક્રિયાને લઇને એ જ ગતિ પ્રાપ્ત કરે છે. ૭૦.

નિગ્રંથના સર્વ ગુણોએ યુક્ત છતાં મિથ્યાદૃષ્ટિ કહેવાય એનું કારણ એ કે–એક પણ પદમાં જેની અશ્રદ્ધા હોય તે મિથ્યાદૃષ્ટિ સમજવો–એવું સૂત્રનું વચન છે. ૭૧.

'સૂત્ર'નું લક્ષણ આ પ્રમાણે સમજવું:—

ગણધરનું રચેલું હોય, પ્રત્યેકબુદ્ધનું રચેલું હોય, શ્રુતકેવળીનું રચેલું હોય કે પૂરૂં દશપૂર્વધારીએ રચેલું હોય તે સૂત્ર કહેવાય. ૭૨.

'આ બધી ગતિ કહી એ જ ગતિમાં મનુષ્યો સર્વે જાય' એવો મારા કહેવાનો ભાવાર્થ નથી. ભાવાર્થ એમ છે કે જે મનુષ્યો દેવગતિમાં જવાના હોય છે તે એ જાતની દેવગતિમાં જાય છે. ૭૩.

પૂર્વોક્ત 'કાંદર્પિક' આદિનાં લક્ષણો આ પ્રમાણે:—

કંદર્પ એટલે પરિહાસ, એ જેનામાં હોય એ કાંદર્પિક કહેવાય. કંદર્પ એટલે કામસંબંધી વિકથા કરનારો, એની પ્રશંસા અને એનો ઉપદેશ કરનારો, મુખનો અવાજ કે શરીરચેષ્ટાવડે નાના પ્રકારના હાસ્યકુતૂહલ ઉપજાવનારો, પોતે ગંભીર રહીને–મુખ ઠાવકું રાખી નાના પ્રકારના પ્રાણીઓના જેવો અવાજ કરીને બીજાને હસાવનારો 'કાંદર્પિક' કહેવાય. ૭૪–૭૫.

किल्बिषं पापमस्यास्ति स किल्बिषिक उच्यते ।
मायावी ज्ञानसद्धर्माचार्यसाध्वादिनिन्दकः ॥ ७६ ॥
वर्तयेद्यस्तु नटवत् वेषमाजीविकाकृते ।
बाह्योपचारचतुरः स आजीविक उच्यते ॥ ७७ ॥
अभियोगः कार्मणादिस्तत्प्रयोक्ताभियोगिकः ।
द्रव्यानुयोगमंत्रादिः स द्विधा द्रव्यभावतः ॥ ७८ ॥

तथोक्तम्—

दुविहो खलु अभियोगो दव्वे भावे य होइ नायव्वो ।
दव्वंमि होइ जोगा विज्जामंता य भावंमि ॥ ७९ ॥

इति भगवतीवृत्तिप्रथमशतकद्वितीयोद्देशके ॥

व्यवहारेण चारित्रवन्तोऽप्येतेऽचरित्रिणः ।
लभन्त इदृशीः संज्ञा दोषैरेतैर्यथोदितैः ॥ ८० ॥
प्रयान्ति नरकेष्वेव नियमादर्धचक्रिणः ॥
तथैव च गतिर्ज्ञेया प्रत्यर्धचक्रिणामपि ॥ ८१ ॥

'કિલ્વિષ' એટલે પાપ, તે જેનામાં હોય એ કિલ્વિષિક. માયાકપટવાળો અને જ્ઞાન, ધર્મ, સાધુ તથા આચાર્ય વગેરેનો નિન્દક 'કિલ્વિષિક' કહેવાય. ૭૬.

આજીવિકાને અર્થે નટની પેઠે વેષ ભજવે અને બાહ્યોપચારમાં ચતુર હોય એ 'આજીવિક' કહેવાય. ૭૭.

अभियोग એટલે કામણટુમણ, એને કરનારો તે 'આભિયોગિક' કહેવાય. જેમાં પ્રયોગ અને મંત્રજંત્ર કરવા પડે છે એવો આ અભિયોગ બે પ્રકારનો છેઃ (૧) દ્રવ્યથી અને (૨) ભાવથી. ૭૮.

એ સંબંધમાં ભગવતી સૂત્રના પહેલા શતકના બીજા ઉદ્દેશની વૃત્તિમાં કહ્યું છે કે–દ્રવ્યથી અને ભાવથી–એમ બે પ્રકારનો અભિયોગ હોય છે. જેમાં પ્રયોગ કરવા પડે એ 'દ્રવ્યઅભિયોગ'; અને જેમાં વિદ્યામંત્રો સાધવા પડે એ 'ભાવઅભિયોગ'. ૭૯.

એ લોકો વ્યવહારમાં ચારિત્રવાળા છતાં અચારિત્રી કહેવાય છે. એમને એવાં ઉપનામ મળવાનું કારણ એમનાં યથોદિત દોષો છે. ૮૦.

વાસુદેવ નિયમતરીકે નરકે જ જાય છે. પ્રતિવાસુદેવની પણ એ જ ગતિ છે. ૮૧.

चक्रिणो येऽत्यक्तराज्याः प्रयान्ति नरकेषु ते ।
सप्तस्वपि यथाकर्मोत्कृष्टायुस्कतया परम् ॥ ८२ ॥

तथोक्तं भगवतीशतक १२ नवमोद्देशकवृत्तौ चक्रवर्त्तित्वान्तरनिरूपणाधिकारे--

जहण्णेणं सातिरेगं सागरोवमं ति कथम् । अपरित्यक्तसंगाः चक्रवत्तिनो नरकपृथिवीषु उत्पद्यन्ते तासु च यथास्थं उत्कृष्टस्थितयो भवन्ति। ततश्च नरदेवो मृतः प्रथमपृथिव्यामुत्पन्नः तत्र च उत्कृष्टां स्थितिं सागरोपमप्रमाणाम् अनुभूय नरदेवो जायते इत्येवं सागरोपमम् ॥ सातिरेकत्वं च नरदेवभवे चक्ररत्नोत्पत्तेः अर्वाचीनकालेन द्रष्टव्यमिति ॥

श्रीहरिभद्रसूरिकृतदशवैकालिकवृत्तौ हैमवीरचरित्रे नवपदप्रकरणवृत्तौ च चक्रिणः सप्तम्यामेव अत्यक्तराज्या यान्ति इति उक्तम् ॥

त्यक्तराज्यास्तु ये सार्वभौमास्ते यान्ति ताविषम् ।
मुक्तिं वाथ सीरिणोऽपि ध्रुवं स्वर्मुक्तिगामिनः ॥ ८३ ॥

इति मतिः ॥ १३ ॥

---

પણ, રાજ્ય ત્યજ્યું નથી એવા ચક્રવર્ત્તીઓ ઉત્કૃષ્ટઆયુષ્યવાળા હોઇ પોતાના કર્મોને અનુસારે સાતે નરકોમાં જાય છે. ૮૨.

આ સંબંધમાં ભગવતીસૂત્રના બારમા શતકના નવમા ઉદ્દેશમાં ચક્રવર્તીપણાના આંતરાના અધિકારમાં એમ કહ્યું છે કેઃ—

" જઘન્યપણે **સાગરોપમ** થી કંઇક **અધિક** + + + + "—એ કેવી રીતે ? ઉત્તરઃ— "જેમણે રાજ્ય ત્યજ્યું નથી એવા ચક્રવર્તીઓ નારકીમાં જાય છે અને ત્યાં જેવાં પોતાનાં કર્મ એના પ્રમાણમાં ઉત્કૃષ્ટ કાળ પર્યન્ત સ્થિત થઇ રહે છે. " આમ બાબત છે માટે નરદેવ એટલે ચક્રવર્તી મૃત્યુ પામીને પહેલી નારકીમાં ઉત્પન્ન થઇ ત્યાં ઉત્કૃષ્ટ સાગરોપમપ્રમાણ સ્થિતિ ભોગવી પુનઃ ચક્રવર્તી થાય છે. માટે '**સાગરોપમ**' ની સાર્થકતા તો સિદ્ધ થઇ. વળી '**અધિક**' કહ્યું છે તે ચક્રવર્તીના ભવમાં ચક્રરત્નની ઉત્પત્તિ પહેલાનો જે કાળ તે કાળને લક્ષમાં રાખીને કહ્યું છે.

શ્રી હરિભદ્રસૂરિએ કરેલી દશવૈકાલિકસૂત્રની વૃત્તિમાં, હેમાચાર્યકૃત વીરચરિત્રમાં તથા 'નવપદપ્રકરણ' ની વૃત્તિમાં " રાજ્ય નથી છાંડયું એવા ચક્રીઓ સાતમી નારકીએ જ જાય છે " એમ કહ્યું છે.

જેમણે રાજ્યપાટ ત્યજ્યું છે એવા ચક્રવર્તીઓ દેવલોકમાં અથવા મોક્ષમાં જાય છે. એજ પ્રમાણે બળદેવો પણ સ્વર્ગગામી કે મોક્ષગામી હોય છે. ૮૩.

असंख्यायुर्नृतिरश्चः सप्तमक्षितिनारकान्।
वाय्वग्नी च विना सर्वेऽप्युत्पद्यन्ते नृजन्मसु ॥ ८४ ॥

अर्हन्तो वासुदेवाश्च बलदेवाश्च चक्रिणः।
सुरनैरयिकेभ्यः स्युर्नृतिर्यग्भ्यो न कर्हिचित् ॥ ८५ ॥

तत्रापि प्रथमादेव नरकात् जायन्ते चक्रवर्तिणः।
द्वाभ्यामेव हरिबलाः त्रिभ्यः एव च तीर्थपाः ॥ ८६ ॥

चतुर्विधाः सुराश्च्युत्वा भवन्ति बलचक्रिणः।
जिना वैमानिका एव हरयोऽप्यननुत्तराः ॥ ८७ ॥

एवं मनुष्यरत्नानि यानि स्युः पंच चाक्रिणाम्।
तान्यागत्या विभाव्यानि सामान्येन मनुष्यवत् ॥ ८८ ॥

वैमानिकेभ्यश्च यदि भवन्ति तानि तर्हि च।
अनुत्तरसुरान् मुक्त्वाऽन्येभ्यः स्युर्वासुदेववत् ॥ ८९ ॥

---

હવે આ ગર્ભજ મનુષ્યોની 'આગતિ' વિષે. ( દ્વાર ૧૪ મું ).

અસંખ્યઆયુષ્યવાળા મનુષ્યો તથા તિર્યંચો, સાતમી નારકીના જીવ, વાયુકાયના જીવ તથા અગ્નિકાયના જીવ—આટલા શિવાય અન્ય સર્વ પ્રાણીઓ મનુષ્યગતિમાં આવે છે. ૮૪.

વળી અર્હંતો, વાસુદેવો, બળદેવો અને ચક્રવર્ત્તીઓ થાય છે તે દેવતાના અને નારકીના ભવમાંથીજ નીકળીને થાય છે; મનુષ્ય કે તિર્યંચના ભવમાંથી નહિં. ૮૫.

તેમાં પણ ચક્રવર્ત્તીઓ પહેલીજ નારકીમાંથી, વાસુદેવ અને બળદેવ બે નારકીઓમાંથી અને અર્હંત્ 'ત્રણમાંથી નીકળેલા' થાય છે. ૮૬.

ચારે પ્રકારના દેવો ચ્યવીને બળદેવો કે ચક્રવર્ત્તીઓ થાય છે. વૈમાનિક દેવોજ ચ્યવીને જિન થાય છે; અને અનુત્તર વિમાન શિવાયના દેવો જ ચ્યવીને વાસુદેવો થાય છે. ૮૭.

એવીજ રીતે ચક્રવર્તીના પાંચ મનુષ્યરત્નો હોય છે એમની આગતિ સામાન્યપણે મનુષ્યની પ્રમાણે સમજવી. ૮૮.

વળી એઓ જો કદાચ 'વૈમાનિકો' માંથી આવે તો વાસુદેવની પેઠે અનુત્તર વિમાનના દેવોને છોડીને બીજા દેવોમાંથી આવે છે. ૮૯.

मुहूर्त्ता द्वादशोत्कृष्टं समयो लघु चान्तरम् ।
तिर्यग्वदेकसमयसंख्या संमूर्छिमैः सह ॥ ९० ॥

उक्तं च । नानांगिनामपर्याप्तनृत्वेनोत्पत्तिरीरिता ।
उत्कर्षतोऽविच्छेदेन पल्यासंख्यलवावधि ॥ ९१ ॥

अपर्याप्तनरत्वेनोत्पत्तिरेकस्य चांगिनः ।
उत्कर्षतो जघन्याच्चान्तर्मुहूर्त्तं निरन्तरम् ॥ ९२ ॥

इत्यर्थतः पंचसंग्रहे ॥

इति आगतिः ॥ १४ ॥

सम्यक्त्वं देशविरतिं चारित्रं मुक्तिमप्यमी ।
लभन्तेऽनन्तरभवे लब्ध्वा नरभवादिकम् ॥ ९३ ॥

अनन्तरभवे चैते न लभन्ते कदाचन ।
अर्हत्त्वं चक्रवर्तित्वं बलत्वं वासुदेवतां ॥ ९४ ॥

लब्धिष्वष्टाविंशतौ या येषामिह नृजन्मनि ।
संभवन्ति प्रसंगेन दर्श्यन्ते ता यथागमम् ॥ ९५ ॥

એમનું ઉત્કૃષ્ટ અન્તર બાર અન્તર્મુહૂર્ત્તનું છે અને જઘન્ય અન્તર એક સમયનું છે. વળી એમની એકસમયસંખ્યા અને સંમુર્છિમની એકસમયસંખ્યા એકત્ર મળીને તિર્યંચો જેટલી થાય છે. ૯૦.

આના સંબંધમાં પંચસંગ્રહગ્રંથમાં નીચેના ભાવાર્થનું કહ્યું છે:—

અપર્યાપ્તમનુષ્યત્વને લીધે **નાનાપ્રકારના** પ્રાણીઓની સતત ઉત્કૃષ્ટ ઉત્પત્તિ પલ્યોપમના અસંખ્યમા ભાગ સુધી થાય છે. વળી એજ કારણને લઇને **એક** પ્રાણીની સતત ઉત્પત્તિ 'જઘન્યતઃ' તેમજ 'ઉત્કર્ષતઃ' અન્તર્મુહૂર્ત્ત સુધી થાય છે. ૯૧–૯૨.

હવે એમની અનન્તરાપ્તિ વિષે. ( દ્વાર ૧૫ મું ).

આ ગર્ભજ મનુષ્યો અનન્તરભવને વિષે મનુષ્યત્વ આદિ પામીને સમ્યકત્વ, દેશવિરતિ, ચારિત્ર અને મોક્ષ સુદ્ધાં મેળવે છે; પણ કદાપિ અર્હત્, ચક્રવર્તી, બળદેવ કે વાસુદેવ થતા નથી. ૯૩–૯૪.

અઠ્યાવીશ લબ્ધિઓ છે તેમાંથી, મનુષ્યભવમાં જેમને જેમને જેટલી જેટલી સંભવે છે તે પ્રસંગને લઇને આગમમાં કહ્યા પ્રમાણે નીચેની રીતે દર્શાવીએ છીએ. ૯૫.

कफविप्रुष्मलामर्शसर्वौषधिमहर्द्धयः ।
संभिन्नश्रोतोलब्धिश्च विपुलर्जुधियावपि ॥ ९६ ॥

चारणाशीविषावधिसार्वज्ञ्यगणधारिताः ।
चक्रितार्हत्त्वबलताविष्णुत्वं पूर्वधारिता ॥ ९७ ॥

क्षीरमध्वाज्याश्रवाश्च बीजकोष्ठधियौ तथा ।
पदानुसारिता तेजोलेश्याहारकवैक्रिये ॥ ९८ ॥

शीतलेश्याक्षीणमहानसी पुलाकसंज्ञिता ।
इत्यष्टाविंशतिर्भव्यपुंसां सल्लब्धयो मताः ॥ ९९ ॥ कलापकम् ॥

चक्र्यर्हद्विष्णुबलसंभिन्नश्रोतस्त्वपूर्विताः ।
गणभृत्त्वं चारणत्वं पुलाकाहारके अपि ॥ १०० ॥

विना दशामूः स्त्रीष्वन्याः स्युरष्टादशलब्धयः ।
आस्वार्हन्त्यं कदाचिद्यत्तत्त्वाश्चर्यतयोदितम् ॥ १०१ ॥ युग्मम् ॥

दशैताः केवलित्वं च विपुलर्जुधियावपि ।
अभव्यपुंसां नैवैताः संभवन्ति त्रयोदश ॥ १०२ ॥

કફ, થુંક, મળ, આમર્ષ, સર્વૌષધિ, સંભિન્નશ્રોત, વિપુલમતિ, ઋજુમતિ, ચારણ, આશીવિષ, અવધિ, સર્વજ્ઞત્વ, ગણધરત્વ, ચક્રવર્તીત્વ, અર્હત્પણું, બળદેવપણું, વાસુદેવત્વ, પૂર્વધારિત્વ, ક્ષીરમધુઆજ્યઆશ્રવ, બીજધી, કોષ્ટધી, પદાનુસારિતા, તેજોલેશ્યા, આહારક, વૈક્રિય, શીતલેશ્યા, અક્ષીણમહાનસી, અને પુલાક—આવી અઠયાવીશ ઉત્તમ લબ્ધિઓ ભવ્ય પુરૂષોને હોય છે. ૯૬–૯૯.

ઉપરોક્ત અઠયાવીશ લબ્ધિઓમાંની સંભિન્નશ્રોતત્વ, ચારણત્વ, ગણધરત્વ, ચક્રવર્તીત્વ, અર્હત્વ, બળદેવત્વ, વાસુદેવત્વ, પૂર્વધારિત્વ, આહારકત્વ અને પુલાકલબ્ધિ—એ દશ સિવાય શેષ અઢાર રહી એ સ્ત્રીઓમાં હોય છે. કવચિત્ સ્ત્રીને અર્હત્ત્વ પ્રાપ્ત થાય છે પણ એ એક આશ્ચર્ય—અપવાદરૂપ છે. ૧૦૦–૧૦૧.

વળી ઉપરોકત દશ તથા કેવળિત્વ, વિપુલમતિ અને ઋજુમતિ એટલી તેર અભવ્ય પુરૂષોને હોતી નથી. ૧૦૨.

अभव्ययोषितामेताः क्षीराद्याश्रवसंयुताः ।
न स्युश्चतुर्दशैतासां ततो ज्ञेयाश्चतुर्दश ॥ १०३ ॥

इति अनन्तराप्तिः ॥ १५ ॥

अनन्तरभवे चैते प्राप्य मानुष्यकादिकम् ।
सिद्ध्यन्त्येकत्रसमये विंशतिर्नाधिकाः पुनः ॥ १०४ ॥

तत्रापि पुंमनुष्येभ्यो जाता सिद्ध्यन्ति ते दश ।
नारीभ्योऽनन्तरं जाताः क्षणे ह्येकत्र विंशतिः ॥ १०५ ॥

इति समयेसिद्धिः ॥ १६ ॥

लेश्याहारदिशः सर्वा एषां संहननान्यपि ।
सर्वे कषायाः स्युः संज्ञाश्चेन्द्रियाण्यखिलान्यपि ॥ ॥ १०६ ॥

लेश्याश्चतस्रः कृष्णाद्या भवन्त्यसंख्यजीविनाम् ।
एषामाद्यं संहननमेकमेव प्रकीर्तितम् ॥ १०७ ॥

इति द्वारषट्कम् ॥ १७–२२ ॥

सद्भावाद्व्यक्तसंज्ञानामेते संज्ञितया मताः ।
दीर्घकालिक्यादिकानामपि सत्त्वात्तथैव ते ॥ १०८ ॥

---

વળી અભવ્યસ્ત્રીઓને આ તેર તથા ક્ષીર–મધુ–આજ્ય–આશ્રવલબ્ધિ એમ થઈને ચૌદ હોતી નથી. શેષ ચૌદ હોય છે. ૧૦૩.

હવે એમના 'સમયેસિદ્ધિ' દ્વાર વિષે. ( દ્વાર ૧૬ મું ).

આ ગર્ભજ મનુષ્યો અનન્તર ભવમાં મનુષ્યત્વ પ્રાપ્ત કરીને એક સમયમાં ફક્ત વીશની સંખ્યામાં સિદ્ધિ પ્રાપ્ત કરે છે, વિશેષ નહિં. એમાં પણ પુરૂષોમાંથી અનન્તર ભવમાં મનુષ્ય-ભવમાં આવેલા તો **દશ** જ સિદ્ધ થાય છે; સ્ત્રીઓમાંથી અનન્તર ભવમાં મનુષ્યપણું પામેલા હોય તેઓ જ **વીશ** સિદ્ધ થાય. ૧૦૪–૧૦૫.

હવે એમનાં સત્તરથી બાવીશમા દ્વાર વિષે.

ગર્ભજ મનુષ્યોને સર્વ લેશ્યાઓ, સર્વ દિશાનો આહાર, સર્વ સંઘયણ, સર્વે કષાય, સર્વે સંજ્ઞાઓ અને સર્વ ઇન્દ્રિયો હોય છે. અપવાદ: અસંખ્યાતઆયુષ્યવાળાઓને કૃષ્ણ આદિ ચાર જ લેશ્યાઓ હોય છે અને ફક્ત પહેલું સંઘયણ હોય છે. ૧૦૬–૧૦૭.

સંજ્ઞિત દ્વાર. ( ૨૩ મું ).

આ મનુષ્યોને સર્વ સંજ્ઞાઓ વ્યકત હોવાથી એઓ 'સંજ્ઞિત' કહેવાય છે. તેમજ એમને 'દીર્ઘકાલિકી' વગેરે સંજ્ઞાઓ પણ હોવાથી એઓ 'સંજ્ઞિત' કહેવાય છે. ૧૦૮.

इति संज्ञिता ॥ २३ ॥

एतेषु भवतः पुंस्त्रीवेदावसंख्यजीविषु ।
पुंभिस्तुल्याः स्त्रियश्चैषु स्युर्युग्मित्वेन सर्वदा ॥ १०९ ॥
पुंस्त्रीक्लीबास्त्रिधान्ये स्युस्तत्र पुंभ्यः स्त्रियो मताः ।
सप्तविंशत्यतिरिक्ताः सप्तविंशतिसंगुणाः ॥ ११० ॥

गर्भजाः क्लीबास्तु पुमाकारभाजः पुंसु स्त्र्याकारभाजस्तु स्त्रीषु गण्यन्ते इति वृद्धवादः ॥

इति वेदाः ॥ २४ ॥

तिस्रो दृशो ज्ञानाज्ञानदर्शनान्यखिलान्यपि ।
द्वादशेत्युपयोगाः स्युस्त्रिधौजःप्रमुखाहृतिः ॥ १११ ॥
आहारस्य कावलिकस्यान्तरं स्यात्स्वभावजम् ।
ज्येष्टं दिनत्रयं प्राग्वदनाहारकतापि च ॥ ११२ ॥
द्विक्षणाविग्रहगतौ समुद्घाते तु सप्तमे ।
भवत्यनाहारकता तृतीयादिक्षणत्रये ॥ ११३ ॥ युग्मम् ॥

---

હવે એમના 'વેદ' વિષે. (દ્વાર ૨૪ મું).

આ ગર્ભજ મનુષ્યોમાં જેઓ અસંખ્યઆયુષ્યવાળા છે એમને પુરૂષવેદ અને સ્ત્રીવેદ એમ બે વેદ છે. અને એઓ હંમેશાં યુગ્મ હોવાથી, સ્ત્રી અને પુરૂષની સંખ્યા સરખી છે. ૧૦૯.

વળી એમાં જેઓ સંખ્યાત આયુષ્યવાળા છે એઓ સ્ત્રી, પુરૂષ અને નપુંસક–એમ ત્રણ જાતિના છે. એમાં સ્ત્રીઓ પુરૂષ કરતાં સત્યાવીશગણી ઉપરાંત સત્યાવીશ છે. નપુંસકોમાં, જેઓ પુરૂષાકારવાળા હોય તેમને પુરૂષોમાં ગણવા, અને સ્ત્રીઆકારવાળા હોય એમને સ્ત્રીઓમાં ગણવા–એમ વૃદ્ધોનું કહેવું છે. ૧૧૦.

હવે એમના ૨૫ થી ૩૧ સુધીનાં સાત દ્વાર વિષે.

આ ગર્ભજ મનુષ્યોને **દૃષ્ટિઓ** ત્રણ, **જ્ઞાન** અજ્ઞાન સઘળાં, **દર્શનો** પણ બધાંય, **ઉપયોગો** બાર, અને ( આહારમાં ) ઓજસ્ આદિ ત્રણ પ્રકારનો **આહાર** હોય છે. ૧૧૧.

એમને કવળઆહારનો ઉત્કૃષ્ટ સ્વાભાવિક અન્તર ત્રણ દિવસનો હોય છે. એમને અશરીર ગતિમાં પૂર્વવત્ બે ક્ષણ અનાહારકતા પણ હોય છે. ૧૧૨–૧૧૩.

વળી સાતમા સમુદ્ઘાતમાં તૃતીય આદિ ત્રણ ક્ષણ એટલે કે ત્રીજા, ચોથા અને પાંચમા

अयोगित्वे पुनः सा स्यादसंख्यसमयात्मिका ।
गुणस्थानानि निखिलान्येषु योगास्तथाखिलाः ॥ ११४ ॥

इति द्वारसप्तकम् ॥ २५–३१ ॥

गर्भजानां मनुष्याणामथ मानं निरूप्यते ।
एकोनत्रिंशतांकैस्ते मिता जघन्यतोऽपि हि ॥ ११५ ॥

ते च अमी ।

छ ति ति ख पण नव तिग चउ पण तिग नव पंच सग ति तिग चउरो ।
छ दु चउ इग पण दु छ इग अड दु दु नव सग जहन्न नरा ॥११६॥

इति पर्यन्तवर्तिनोंकस्थानात् आरभ्य अंकस्थानसंग्रहः ॥

॥ ७९२२८१६२५१४२६४३३७५९३५४३९५०३३६ ॥

एकं, दस, सयं, सहस्सं, दससहस्सं, लख्खं, दहलख्खं, कोडिं, दह-कोडिं, कोडिसयं, कोडिसहस्सं, दसकोडिसहस्सं, कोडिलख्खं, दहकोडि लख्खं, कोडाकोडि, दहकोडाकोडि, कोडाकोडिसयं, कोडाकोडिसहस्सं, दहकोडाकोडिसहस्सं, कोडाकोडिलख्खं, दहकोडाकोडिलख्खं, कोडाको-डिकोडि, दहकोडाकोडिकोडि, कोडाकोडिकोडिसयं, कोडाकोडिकोडिस-

ક્ષણમાં એઓ અનાહારી હોય છે. વળી અયોગિપણામાં તો તેઓ અસંખ્ય સમયો પર્યન્ત અનાહારી હોય છે. ૧૧૩–૧૧૪.

એમને ગુણસ્થાનો સર્વે એટલે પુરેપુરાં ચૌદ હોય છે; વળી યોગ પણ બધાયે ( ૧૫ ) છે. ૧૧૪.

હવે એમના 'માન'–પ્રમાણ વિષે. ( ૩૨ મું દ્વાર ).

ગર્ભજ મનુષ્યોની સંખ્યા ઓગણત્રીશ આંકડાની છે.

છ, ત્રણ, ત્રણ, શૂન્ય, પાંચ, નવ, ત્રણ, ચાર, પાંચ, ત્રણ, નવ, પાંચ, સાત, ત્રણ, ત્રણ, ચાર, છ, બે, ચાર, એક, પાંચ, બે, છ, એક, આઠ, બે, બે, નવ, સાત–આમને ઉલટાવો. એટલે ૭૯૨૨૮૧૬૨૫૧૪૨૬૪૩૩૭૫૯૩૫૪૩૯૫૦૩૩૬ આ સંખ્યા થશે. એ ગર્ભજ મનુષ્યોની જઘન્ય સંખ્યા છે.

અંકો બોલાય છે તે નીચે પ્રમાણે:—

એકમ્, દશક, સો, હજાર, દશ હજાર, લાખ, દશ લાખ, ક્રોડ, દશક્રોડ, સો ક્રોડ, હજાર

हस्सं, दहकोडाकोडिकोडिसहस्सं, कोडाकोडिकोडिलक्खं, दहकोडाकोडि-कोडिलक्खं, कोडाकोडिकोडिकोडि इत्यादि अंकवाचनप्रकारः ॥

एतेषामेव एकोनत्रिंशतांकस्थानानां पूर्वपुरुषैः पूर्वपूर्वांगैः परिसंख्यानं कृतम् । तद् उपदर्श्यते । तत्र चतुरशीतिलक्षाणि पूर्वांगम् । चतुरशीति-लक्षाः चतुरशीतिलक्षैः गुणयन्ते ततः पूर्वं भवति । तस्य परिमाणं सप्ततिः कोटिलक्षाणि षट्पंचाशत् कोटिसहस्राणि (७०५६००००००००००)। एतेन पूर्वोक्तांकराशेः भागो ह्रियते ततः इदम् आगतम्—

मणुआ णं जहन्नपदे एगारस पूव्वकोडिकोडिओ ।
बावीसकोडिलक्खा कोडिसहस्सा य चुलसीइ ॥ १ ॥
अट्ठेव य कोडिसया पुव्वाण दसुत्तरा तओ हुंति ।
एक्कासीइ लक्खा पंचाणउओ इ सहस्सा य ॥ २ ॥
छप्पन्ना तिन्नि सया पुव्वाणं पुव्ववणिआ अन्ने ।
एत्तो पुव्वंगाइं इमाइं अहिआइं अन्नाइं ॥ ३ ॥
लक्खाइं एगवीसं पुव्वंगाण सयरीसहस्साइं ।
छच्चेवेगूणट्ठा पुव्वंगाणं सया होंति ॥ ४ ॥
तेसीइ सयसहस्सा पन्नासं खलु भवे सहस्सा य ।
तिन्निसया छत्तीसा एवइया अविगला मणुआ ॥ ५ ॥

---

ક્રોડ, દશહજાર ક્રોડ, લાખ ક્રોડ, દશલાખ ક્રોડ, ક્રોડક્રોડ, દશ ક્રોડક્રોડ, સો ક્રોડક્રોડ, હજાર ક્રોડક્રોડ, દશહજાર ક્રોડક્રોડ, લાખ ક્રોડક્રોડ, દશ લાખ ક્રોડક્રોડ, ઇત્યાદિ.

ઉપર કહેલા ઓગણત્રીશ અંકસ્થાનોની રકમના પૂર્વાચાર્યોએ 'પૂર્વ' અને 'પૂર્વાંગ' કાઢ્યા છે. તે આ પ્રમાણેઃ—

'પૂર્વાંગ' એટલે ચોરાશી લાખ. ચોરાશી લાખને ચોરાશી લાખવડે ગુણતાં જે રકમ આવે એ 'પૂર્વ'. એ ગુણાકાર ૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦૦ એટલે શીતેર લાખ અને છપ્પન હજાર ક્રોડ થાય છે. આ પરિમાણવડે પૂર્વોક્ત ઓગણત્રીશ આંકડાની રકમના નીચે પ્રમાણે પૂર્વો અને પૂર્વાંગો આવે છે—

અગ્યાર કોટાકોટી, બાવીશ લાખ કોટી, ચોરાશી હજાર કોટી, આઠસો કોટી, દશ કોટી, એકાશીલાખ, પંચાણુ હજાર ત્રણસોને છપ્પન—એટલા 'પૂર્વ'; એકવીશ લાખ શીતેર હજાર

उत्कर्षेण समुदिता गर्भसंमूर्छजा नराः ।
असंख्येयकालचक्रसमयैः प्रमिता मताः ॥ ११७ ॥

मनुष्या हि उत्कृष्टपदेऽपि श्रेण्यसंख्येयभागगतप्रदेशराशिप्रमाणा लभ्यन्ते इति तु प्रज्ञापनावृत्तौ ॥

इति मानम् ॥ ३२ ॥

गर्भजाः पुरुषाः स्तोकास्ततः संख्यगुणाःस्त्रियः ।
ततोऽसंख्यगुणाः षंढनराः संमूर्छिमैर्युताः ॥ ११८ ॥

इति लघ्व्यल्पबहुता ॥ ३३ ॥

दक्षिणोत्तरयोः स्तोकाः स्युर्मनुष्या मिथः समाः ।
प्राच्यां ततः संख्यगुणाः प्रतीच्यां च ततोऽधिकाः ॥ ११९ ॥
भरतैरवतादीनि क्षेत्राण्यल्पान्यपागुदग् ।
ततः संख्यगुणानि स्युः पूर्वपश्चिमयोर्दिशोः ॥ १२० ॥
किन्त्वधोलौकिकग्रामेष्वनल्पाः स्युर्नरा यतः ।
ततः प्रतीच्यामधिका मनुष्याः प्राच्यपेक्षया ॥ १२१ ॥

---

સાતસોને છ—એટલા 'પૂર્વાંગ'; અને તે ઉપર ત્રાશી લાખ પચાસ હજાર ત્રણસોને છત્રીશ. આટલી જઘન્યતઃ અવિકલ મનુષ્યોની સંખ્યા છે. ૧–૫.

સંમૂર્છિમ અને ગર્ભજ–મનુષ્યોની ભેગી–એકત્ર સંખ્યા ઉત્કૃષ્ટ અસંખ્યાતકાળચક્રોના જેટલા 'સમય' થાય તેટલી છે. ૧૧૭.

પન્નવણાસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે–ઉત્કૃષ્ટપદે પણ મનુષ્યો 'શ્રેણિ'ના અસંખ્યમા ભાગમાં રહેલી પ્રદેશરાશિ જેટલા છે.

હવે એમની 'લઘુ અલ્પબહુતા' વિષે. ( ૩૩ મું દ્વાર ).

સૌથી અલ્પ ગર્ભજ પુરૂષો છે. એથી સંખ્યગણી સ્ત્રીઓ છે. એથી અસંખ્યગણા સંમૂર્છિમોસહિત નપુંસકો છે. ૧૧૮.

હવે એમની 'દિગપેક્ષી અલ્પબહુતા' વિષે. ( ૩૪ મું દ્વાર ).

સૌથી અલ્પ મનુષ્યો દક્ષિણ અને ઉત્તરમાં છે અને એ બેઊ સરખા છે. પૂર્વદિશામાં, એ કરતાં સંખ્યાતગણા છે અને એથી વધારે પાશ્ચિમદિશામાં છે. દક્ષિણ અને ઉત્તરમાં ભરત, ઐરવત વગેરે ક્ષેત્રોમાં અલ્પવસ્તી છે અને પૂર્વ તથા પશ્ચિમમાં એથી સંખ્યગણી વસ્તી છે. પણ અધોલોકના ગામોમાં ઘણા મનુષ્યો હોય છે માટે પૂર્વ દિશાની અપેક્ષાએ પશ્ચિમ દિશામાં વિશેષ મનુષ્યો હોય છે. ૧૧૯–૧૨૧.

इति दिगपेक्षयाल्पबहुता ॥ ३४ ॥

अन्तर्मुहूर्त्तमल्पिष्टं मनुष्याणां महान्तरम् ।
कालोऽनन्तः स चोत्कृष्टा कायस्थितिर्वनस्पतेः ॥ १२२ ॥
चक्रित्वे चान्तरं प्रोक्तं साधिकाब्धिमितं लघु ।
ज्येष्टं च पुद्गलपरावर्त्तार्धं पंचमांगके ॥ १२३ ॥

इत्यन्तरम् ॥ ३५ ॥

नृणामिति व्यतिकरा विवृता मयैवम्
सम्यग् विविच्य समयात् स्वगुरुप्रसत्त्या ।
पूर्णापणादिव कणाः कलमौक्तिकानाम्
दीपत्विषात्तवणिजा मणिजातिवेत्रा ॥ १२४ ॥

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रांतिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे
सर्गो निर्गलितार्थसार्थसुभगः पूर्णः सुखं सप्तमः ॥ १२५ ॥

इति ( मनुष्याधिकाररूपः ) सप्तमः सर्गः ।

---

હવે એમના ' અન્તર ' વિષે. ( પાંત્રીશમું દ્વાર ).

મનુષ્યોમાં જઘન્ય અન્તર અન્તર્મુહૂર્ત્ત જેટલું છે; અને ઉત્કૃષ્ટ અંતર અનંતકાળનું છે, અને તે વનસ્પતિની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ જેટલું છે. ચક્રીપણામાં જઘન્ય અંતર એક સાગરોપમથી સહેજ વધુ, અને ઉત્કૃષ્ટ અંતર અર્ધપુદ્ગળપરાવર્તનનું કહ્યું છે. ૧૨૨-૧૨૩.

જાતેજાતના મણિને ઓળખનાર વણિક્ જેમ પૂર્ણ ભરેલી દુકાનમાંથી, દીવાની જ્યોત-વડે, સુંદર સુંદર મોતી વીણીવીણીને લઇ લે તેમ મેં ગુરૂના પ્રસાદથી, સિદ્ધાન્તમાંથી આ મનુષ્યો સંબંધી હકીકત વીણી લઇને સમ્યક્પ્રકારે વર્ણવી છે. ૧૨૪.

ત્રણ જગતના મનુષ્યોને આશ્ચર્યચકિત કરી નાખનારી કીર્ત્તિના ધણી-વાચકેન્દ્ર શ્રી કીર્ત્તિવિજયજીના શિષ્ય, અને માતા-રાજબાઇ તથા પિતા-તેજપાળના કુળદીપક વિનયવિજય ઉપાધ્યાયે, સારી દુનીઆના સત્યપૂર્ણ તત્વોને અજવાળામાં લાવનાર જે આ લોકપ્રકાશ ગ્રંથ રચ્યો છે તેનો, અંદરથી નીસરતા શબ્દાર્થોને લીધે મનોરંજક એવો સાતમો સર્ગ નિર્વિઘ્ને સમાપ્ત થયો. ૧૨૫.

સાતમો સર્ગ સમાપ્ત.

# अथ अष्टमः सर्गः

सुराश्चतुर्धा भवनव्यन्तरज्योतिषा अपि ।
वैमानिका इति प्रोक्तास्तान्प्रभेदैरथ ब्रुवे ॥ १ ॥

दशधा भवनेशाश्चासुरनागसुपर्णकाः ।
विद्युदग्निद्वीपवार्धिदिग्वायुस्तनिता इति ॥ २ ॥

एते च सर्वे कुमारोपपदा इति ज्ञेयम् ॥

परमाधार्मिकाः पंचदशधाः परिकीर्तिताः ।
यथार्थैर्नामभिः ख्याता अम्बप्रभृतयश्च ते ॥ ३ ॥

अम्बाम्बरीषशबलश्यामरौद्रोपरुद्रकाः ।
असिपत्रधनुःकुम्भा महाकालश्च कालकः ॥ ४ ॥

वैतरणो वालुकश्च महाघोषः खरस्वरः ।
एतेऽसुरनिकायान्तर्गताः पंचदशोदिताः ॥ ५ ॥

नीत्वोर्ध्वं पातयत्याद्यो नारकान् खंडशः परः ।
करोति भ्राष्ट्रपाकार्हान् तृतीयोऽन्त्रहृदादिभित् ॥ ६ ॥

## આઠમો સર્ગ.

**ચાર પ્રકારના દેવ** છેઃ (૧) ભવનપતિ, (૨) વ્યન્તર, (૩) જ્યોતિષી અને (૪) વૈમાનિક. એમના વળી ઉપભેદ પણ છે. ૧.

**(૧) ભવનપતિ.** એના દશ ભેદ છે. તે આ પ્રમાણેઃ અસુરકુમાર, નાગકુમાર, સુપર્ણકુમાર, વિદ્યુત્‌કુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, સમુદ્રકુમાર, દિક્‌કુમાર, વાયુકુમાર અને મેઘકુમાર ૨.

અસુરકુમારમાં, પંદર પ્રકારના 'પરમાધામી' દેવ છે—એઓનો સમાવેશ થાય છે. એમનાં નીચે પ્રમાણે યથાર્થ નામ છેઃ—

અમ્બ[1], અમ્બરીષ[2], શબલ[3], શ્યામ[4], રૌદ્ર[5], ઉપરૂદ્ર[6], અસિપત્ર[7], ધનુ[8], કુમ્ભ[9], મહાકાળ[10], કાળ[11], વૈતરણ[12], વાલુક[13], મહાઘોષ[14], અને ખરસ્વર[15]. ૩–૫

પહેલો પરમાધામી નારકોને ઉંચે લઈને પછાડે છે. બીજો એઓના ભઠ્ઠીમાં પકવી

शातनादिकरस्तेषां तुरीयः पंचमः पुनः ।
कुन्तादौ प्रोतकस्तेषां षष्ठोऽङ्गोपांगभंगकृत् ॥ ७ ॥
असयाकारपत्रयुक्तं वनं सृजति सप्तमः ।
धनुर्मुक्तार्धचन्द्रादिबाणैर्विध्यति चाष्टमः ॥ ८ ॥
नवमः पाचकस्तेषां कुम्भादौ दशमः पुनः ।
खण्डयित्वासकृत् श्लक्ष्णमांसखण्डानि खादति ॥ ९ ॥
तान् कण्डवादौ पचत्येकादशश्च द्वादशः सृजेत् ।
नदीं वैतरणीं तप्तरक्तपूयादिपूरिताम् ॥ १० ॥
कदम्बपुष्पाद्याकारवालुकासु पचेत्परः ।
नश्यतस्तान् महाशब्दो निरुणद्धि चतुर्दशः ॥ ११ ॥
आरोप्य शाल्मलीवृक्षं वज्रकंटकभीषणम् ।
खरस्वरः पंचदशः समाकर्षति नारकान् ॥ १२ ॥
परमाधार्मिकास्ते च संचितानन्तपातकाः ।
मृत्वाण्डगोलिकतयोत्पद्यन्तेऽत्यन्तदुःखिताः ॥ १३ ॥
यत्र सिन्धुः प्रविशति नदी लवणवारिधिम् ।
योजनैर्दिशि याम्यायां पंचपंचाशता ततः ॥ १४ ॥

શકાય એવા ટુકડા કરે છે. ત્રીજો એઓનાં આંતરડાં તથા હૃદય આદિને ભેદે છે. ચોથો એમને કાપેકુપે છે. પાંચમો એમને ભાલાં પરોવે છે. છઠ્ઠો એમનાં અંગોપાંગને ભાંગે છે. સાતમો તલવાર જેવા પત્રોનું વન બનાવે છે. આઠમો ધનુષ્યમાંથી છાંડેલાં અર્ધચંદ્રાકાર બાણો વડે એમને વીંધે છે. નવમો એમને પકાવે છે. દશમો એમના પોચા માંસના ટુકડાઓ ખાંડી ખાય છે. અગ્યારમો એઓને કુંડ વગેરેમાં પકાવે છે. બારમો ઉકળતાં રૂધિર–પરૂ વગેરેથી ભરેલી વૈતરણી નદી બનાવે છે. તેરમો કદમ્બપુષ્પ વગેરેના આકારવાળી વેળુમાં એમને ભુંજે છે. ચૌદમો વળી નાસી જવાનો પ્રયત્ન કરનારાઓને હાક મારીને રોકે છે. અને પંદરમો વજ્રના કાંટાઓને લીધે ભયંકર એવા શાલ્મલી વૃક્ષ ઉપર એઓને ચઢાવીને વળતી ખેંચે છે. ૬–૧૨.

આ પરમાધામીઓ આવાં આવાં અનન્ત પાપ સંચિત કરી અત્યન્ત દુઃખમાં મૃત્યુ પામી ' અંડગોલિક ' નીપજે છે. ૧૩. એ હકીકત નીચે પ્રમાણે:—

જ્યાં સિન્ધુનદી લવણસમુદ્રને મળે છે ત્યાંથી દક્ષિણ તરફ પંચાવન યોજન ઉપર આવેલી

अस्ति स्थलं वेदिकान्तः प्रतिसन्तापदायकम् ।
प्रमाणतो योजनानि सार्धानि द्वादशैव तत् ॥ १५ ॥

योजनानि त्रीणि सार्धान्युद्वेधोऽत्र महोदधेः ।
सप्तचत्वारिंशदत्र गुहाः सन्त्यतितामसाः ॥ १६ ॥

आद्यसंहननास्तासु वसन्त्युरुपराक्रमाः ।
नरा जलचरा मद्यमांसस्त्रीभोगलोलुपाः ॥ १७ ॥

दुर्वर्णाः कठिनस्पर्शाः भीषणा घोरदृष्टयः ।
अर्द्धयर्धद्वादशकरदेहाः संख्येयजीविताः॥ १८ ॥

तत्र रत्नद्वीपमस्ति स्थलात् संतापदायकात् ।
वारिधौ योजनैरेकत्रिंशता भूरिमानवम् ॥ १९ ॥

घरट्टान् वाज्रिकांस्तेऽथ मनुष्यास्तन्निवासिनः ।
लिम्पन्ति मद्यैर्मांसैश्च तेषु तानि क्षिपन्ति च ॥ २० ॥

मद्यमांसालाबुपात्रैः प्रपूर्य वहनानि ते ।
गच्छन्ति जलधौ मद्यमांसैस्तान् लोभयन्ति च ॥ २१ ॥

मद्यमांसास्वादलुब्धास्ततस्तदनुपातिनः ॥
निपतन्ति घरट्टेषु क्रमात्ते जलमानुषाः ॥ २२ ॥

---

એક વેદિકાની અંદર સાડાબાર યોજન પ્રમાણ એક ભયાનક સ્થળ છે. ત્યાં સાડાત્રણ યોજન સમુદ્રની ઉંડાઇ છે, અને સડતાળીશ અન્ધકારમય ગુફાઓ છે. એની અંદર પહેલા સંઘયણવાળા, પરાક્રમી, મદ્ય–માંસ અને–સ્ત્રીના લોલુપી જળચર મનુષ્યો રહે છે. એમનો વર્ણ કૃષ્ણ છે, સ્પર્શ કઠિન છે અને દૃષ્ટિ ઘોર ભયાનક છે. સાડાબાર હાથની એમની કાયા છે અને સંખ્યાત વર્ષનું એમનું આયુષ્ય છે. ૧૪–૧૮.

આ સન્તાપદાયક સ્થળથી એકત્રીશ યોજન દૂર, સમુદ્રની વચ્ચે, અનેક મનુષ્યની વસ્તીવાળો રત્નદ્વીપ નામે દ્વીપ છે. ત્યાંના મનુષ્યો પાસે વજ્રની બનાવેલી ઘંટીઓ હોય છે–એ ઘંટીઓને એઓ મદ્ય–માંસવડે લીંપે છે અને તે વસ્તુઓ એમાં નાખે પણ છે. મદ્ય–માંસ ભરેલા તુંબડાઓના વહાણ ભરીને એઓ સમુદ્રમાં જાય છે, અને એ મદ્ય–માંસવડે પેલા જળચર મનુષ્યોને લલચાવે છે. એટલે એ વસ્તુના સ્વાદમાં લુબ્ધ એ જળમનુષ્યો એમની પાછળ પડીને

**मांसानि वह्निपक्वानि जीर्णमद्यानि ते नराः ।**
**यावद्दिनानि द्वित्राणि भुंजानाः सुखमासते ॥ २३ ॥**

**तावद् भटाः सुसन्नद्धाः रत्नद्वीपनिवासिनः ।**
**संयोजितान् घरट्टांस्तान् वेष्टयन्ति समन्ततः ॥ २४ ॥**

**वर्षं यावद्वाहयन्ति घरट्टानतिदुःसहान् ।**
**तथापि तेषामस्थीनि न स्फुटन्ति मनागपि ॥ २५ ॥**

**ते दारुणानि दुःखानि सहमाना दुराशयाः ।**
**प्रपीड्यमाना वर्षेण म्रियन्तेऽत्यन्तदुर्भराः ॥ २६ ॥**

**अथाण्डगोलकांस्तेषां जनास्ते रत्नकांक्षिणः ।**
**चमरीपुच्छवालाग्रैर्गुम्फित्वा कर्णयोर्द्वयोः ॥ २७ ॥**

**निबद्ध्य प्रविशन्त्यब्धौ तानन्ये जलचारिणः ।**
**कुलीरतन्तुमीनाद्याः प्रभवन्ति न बाधितुम् ॥ २८ ॥ युगमम् ॥**

**इति महानिशीथचतुर्थाध्ययनेऽर्थतः ॥**

**पिशाचा भूतयक्षाश्च राक्षसाः किन्नरा अपि ।**
**किंपुरुषा महोरगा गन्धर्वा व्यन्तरा इमे ॥ २९ ॥**

---

ક્રમે ક્રમે એ ઘંટીઓમાં પડે છે. ૧૯–૨૨.

પણ એઓ અગ્નિમાં પકાવેલા માંસને તથા જુના મદ્યને બે ત્રણ દિવસ સુખેથી મઝામાં ખાતા રહે છે એટલામાં તો રત્નદ્વીપવાસી શસ્ત્રસજ્જ સુભટો ત્યાં આવીને તે ઘંટીઓને ચાલતી કરી ચોતરફથી ઘેરી લે છે. ન ફરી શકે એવી હોવા છતાં પણ એને વર્ષદિવસપર્યન્ત ફેરવ્યા કરે છે તોયે પેલાઓના અસ્થિ લેશમાત્ર ભાંગતા નથી. એવા ભયંકર દુઃખોને સહન કરતાં કરતાં એઓ એક વર્ષને અંતે મૃત્યુ પામે છે. ૨૩–૨૬.

પછી રત્નો મેળવવાની ઈચ્છાવાળા તેઓ એઓના અંડગોલકોને ચમરીના પુચ્છના વાળથી ગુંથી બન્ને કાને લટકાવી સમુદ્રમાં પ્રવેશ કરે છે. એમ કરવાથી કુલીરમત્સ્યતંતુ આદિ જળના જીવો એઓને કંઈ હરકત કરી શકતા નથી. ૨૭–૨૮.

એ ભાવાર્થનું 'મહાનિશીથ' ના ચોથા અધ્યયનમાં કહેલું છે.

( ૨ ). દેવોનો **બીજોપ્રકાર** જે **વ્યન્તર** એના આ પ્રમાણે ભેદ છેઃ—પિશાચ, ભૂત યક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરૂષ, મહોરગ અને ગન્ધર્વ. ૨૯.

पिशाचास्तत्र सहजसुरूपाः सौम्यदर्शनाः ।
रत्नाभरणवद्ग्रीवाहस्ताः षोडशधा मताः ॥ ३० ॥
कुष्माण्डाः पटका जोषा अह्निकाः कालका अपि ।
चोक्षाचोक्षमहाकालास्तथा वनपिशाचकाः ॥ ३१ ॥
तूष्णीकास्तालमुखरपिशाचा देहसंज्ञकाः ।
विदेहाश्च महादेहास्तथाधस्तारका इति ॥ ३२ ॥
सुरूपप्रतिरूपातिरूपा भूतोत्तमा इति ।
स्कन्दिकाक्षा महावेगा महास्कन्दिकसंज्ञकाः ॥ ३३ ॥
आकाशकाः प्रतिच्छन्ना भूता नवविधा अमी ।
सौम्याननाः सुरूपाश्च नानाभक्तिविलेपनाः ॥ ३४ ॥
मानोन्मानप्रमाणोपपन्नदेहा विशेषतः ।
रक्तपाणिपादतलतालुजिव्हौष्टपाणिजाः ॥ ३५ ॥
किरीटधारिणो नानारत्नात्मकविभूषणाः ।
यक्षास्त्रयोदशविधा गम्भीराः प्रियदर्शनाः ॥ ३६ ॥
पूर्णमाणिश्वेतहरिसुमनोव्यतिपाकतः ।
भद्राः स्युः सर्वतोभद्राः सुभद्रा अष्टमाः स्मृताः ॥ ३७ ॥

પિશાચોનું સ્વાભાવિક સુંદરરૂપ છે, સૌમ્ય દર્શન છે, અને એઓ કંઠ તથા હસ્તને વિષે રત્નના આભૂષણો પહેરે છે. એઓના સોળ ભેદ છે: કુષ્માંડ, પટક, જોષ, અન્હિક, કાળ, ચોક્ષ, અચોક્ષ, મહાકાળ, વનપિશાચ, તૂષ્ણીક, તાલમુખર, પિશાચ, દેહ, વિદેહ, મહાદેહ તથા અધસ્તારક. ૩૦–૩૨.

ભૂત પણ નવ જાતિના છે: સુરૂપ, પ્રતિરૂપ, અતિરૂપ, ભૂતોત્તમ, સ્કન્દિકાક્ષ, મહાવેગ, મહાસ્કન્દિક, આકાશક અને પ્રતિચ્છન્ન. એઓની સુંદર આકૃતિ છે, ઉત્તમ રૂપ છે, અને એઓ અંગે વિવિધ ભાતના વિલેપન કરે છે. ૩૩–૩૪.

યક્ષો તેર જાતના છે: પૂર્ણભદ્ર, માણિભદ્ર, શ્વેતભદ્ર, હરિભદ્ર, સુમનભદ્ર, વ્યતિપાકભદ્ર, સર્વતોભદ્ર, સુભદ્ર, યક્ષોત્તમ, રૂપયક્ષ, ધનાહાર, ધનાધિપ તથા મનુષ્યયક્ષ. એઓનું શરીર માનોન્માનના પ્રમાણવાળું છે; એમના હાથપગના તળીઆ, તાળુ, જીભ્હા, હોઠ અને નખ

यक्षोत्तमा रूपयक्षा धनाहारा धनाधिपाः ।
मनुष्ययक्षा इत्येवं सर्वेप्येते त्रयोदश ॥ ३८ ॥

करालरक्तलम्बौष्ठास्तपनीयविभूषणाः ।
राक्षसाः सप्तधा प्रोक्तास्तेऽमी भीषणदर्शनाः ॥ ३९ ॥

विघ्ना भीममहाभीमास्तथा राक्षसराक्षसाः ।
परे विनायका ब्रह्मराक्षसा जलराक्षसाः ॥ ४० ॥

मुखेष्वधिकरूपाढ्याः किन्नरा दीप्रमौलयः ।
दशधा किन्नरा रूपशालिनो हृदयंगमाः ॥ ४१ ॥

रतिप्रिया रतिश्रेष्ठाः किंपुरुषा मनोरमाः ।
अनिन्दिताः किंपुरुषोत्तमाश्च किन्नरोत्तमाः ॥ ४२ ॥

मुखोरुबाहूल्यद्रूपाश्चित्रस्रगनुलेपनाः ।
दश किंपुरुषास्ते सत्पुरुषाः पुरुषोत्तमाः ॥ ४३ ॥

यशस्वन्तो महादेवा मरुन्मेरुप्रभा इति ।
महातिपुरुषाः किंच पुरुषाः पुरुषर्षभाः ॥ ४४ ॥

महोरगा दशविधा भुजगा भोगशालिनः ।
महाकाया अतिकाया भास्वन्तः स्कन्धशालिनः ॥ ४५ ॥

લાલ છે; એઓ મસ્તક પર મુકુટ અને અંગે વિવિધ આભૂષણો ધારણ કરે છે. એઓ સ્વભાવે ગંભીર છે અને એમનું દર્શન મનહર છે. ૩૫–૩૮.

રાક્ષસો સાત પ્રકારના છે. વિઘ્ન, ભીમ, મહાભીમ, રાક્ષસરાક્ષસ, વિનાયક, બ્રહ્મરાક્ષસ અને જળરાક્ષસ. એમને વિકરાળ લાલ લટકતા હોઠ હોય છે, અને એઓ સુવર્ણના આભરણ પહેરે છે. ૩૯–૪૦.

કિન્નરો દશ પ્રકારના છે: કિન્નર, રૂપશાલી, હૃદયંગમ, રતિપ્રિય, રતિશ્રેષ્ટ, કિંપુરૂષ, મનોરમ, અનિન્દિત, કિંપુરૂષોત્તમ અને કિન્નરોત્તમ. એમના મુખપ્રમુખ અવયવો અધિક સૌન્દર્યવાન છે અને એઓ તેજે ઝળહળતો મુગટ ધારણ કરે છે. ૪૧–૪૨.

કિંપુરૂષો પણ દશ પ્રકારના છે: સત્પુરૂષ, પુરૂષોત્તમ, યશસ્વાન, મહાદેવ, મરૂત્, મેરૂપ્રભ મહાપુરૂષ, અતિપુરૂષ, પુરૂષ અને પુરૂષઋષભ. એઓ રૂપાળા છે, એમના હાથ અને મુખ મનહર છે, એઓ વિચિત્રપ્રકારની માળા ધારણ કરે છે અને ભાતભાતના વિલેપન કરે છે. ૪૩–૪૪.

એવી રીતે મહોરગના પણ દશ ભેદ છે: ભુજગ, ભોગશાલી, મહાકાય, અતિકાય, ભાસ્વંત,

महेश्वक्षा मेरुकान्ता महावेगा मनोरमाः ।
सर्वेऽप्यमी महावेगा महांगाश्चित्रभूषणाः ॥ ४६ ॥

गन्धर्वा द्वादशविधाः सुस्वराः प्रियदर्शनाः ।
सरूपा मौलिमुकुटधरा हारविभूषणाः ॥ ४७ ॥

हाहाहूहूतुम्बरवो नारदा ऋषिवादिकाः ।
भूतवादिककादम्बा महाकदम्बरैवताः ॥ ४८ ॥

विश्वावसुगीतरतिसद्गीतयशसस्तथा ।
सप्ताशीतिरिमे सर्वे तृतीयांगेऽष्ट ते त्वमी ॥ ४९ ॥

अणपन्नी पणपन्नी इसिवाई भूअवाइए चेव ।
कंदी य महाकंदी कोहंडे चेव पयए य ॥ ५० ॥

तथा अन्नपानवस्त्रवेश्मशय्यापुष्पफलोभये ।
येऽल्पानल्पत्वसरसविरसत्वादिकारकाः ॥ ५१ ॥

अन्नादिजृम्भकास्तेऽष्टौ स्युर्विद्याजृम्भकाः परे ।
ये त्वन्नाद्यविभागेन जृम्भन्तेऽव्यक्तजृम्भकाः ॥ ५२ ॥

---

સ્કન્ધશાલી, મહેશ્વક્ષ, મેરૂકાંત, મહાવેગ અને મનોરમ. એઓ સર્વે મહાવેગવાળા છે, મ્હોટા શરીરવાળા છે અને અંગે ચિત્રવિચિત્ર આભૂષણો ધારણ કરે છે. ૪૫–૪૬.

ગંધર્વો બાર જાતના છે: હાહા, હૂહૂ, તુમ્બરૂ, નારદ, ઋષિવાદક, ભૂતવાદક, કદમ્બ, મહાકદમ્બ, રૈવત, વિશ્વાવસુ,, ગીતરતિ, અને સદ્ગીતયશ. એમનો સુંદર સ્વર છે, પ્રિય દર્શન છે, ઉત્તમ રૂપ છે. એઓ મસ્તકપર મુકુટ અને કંઠે હાર ધારણ કરે છે. ૪૭–૪૯.

આ પ્રમાણે 'વ્યન્તર' જાતિના દેવની ભેદપ્રભેદને લઇને **સત્યાસી** જાતિ થઇ.

વળી ત્રીજા ' અંગ ' ને વિષે જે **આઠ ભેદ** કહ્યા છે તે નીચે પ્રમાણે:—

અણુપન્ની, પણુપન્ની, ઋષિવાદી, ભૂતવાદી, કંદી, મહાકંદી, કુષ્માંડ અને પતગ. ૫૦.

વળી; અન્ન, પાન, વસ્ત્ર, વસતિ, શય્યા, પુષ્પ અને ફળ—આ વસ્તુઓ ખુટતી હોય તો પૂરી કરનારા અને ઓછા રસવાળી હોય તો રસભરી કરનારા એવા એક જાતના દેવ છે. એઓ **જૃંભક જાતિના** દેવ કહેવાય છે. એમના પણ **દશ પ્રકાર છે.** એમાં **આઠ,** અન્નાદિ જૃંભક—અન્ન વગેરેની વૃદ્ધિકરનારા છે; **એક** પ્રકાર વિદ્યાજૃંભકનો છે, અને **એક** પ્રકાર અવ્યક્તજૃંભકનો છે—આમ કુલ દશ પ્રકાર થયા. (અવ્યક્તજૃંભક એટલે વગરવિભાગે વૃદ્ધિ કરનારા. ) ૫૧–૫૨.

**विचित्रचित्रयमकवैताढ्य काञ्चनादिषु ।**
**वसन्ति शैलेषु दशाप्यमी पल्योपमायुषः ॥ ५३ ॥**

**नित्यं प्रमुदिताः क्रीडापराः सुरतसेविनः ।**
**स्वच्छन्दचारित्वादेते जृम्भन्त इति जृम्भकाः ॥ ५४ ॥**

**क्रुद्धानेतांश्च यः पश्येत् सोऽयशोऽनर्थमाप्नुयात् ।**
**तुष्टान् पश्यन् यशोविद्यां विंत्ते वज्रमुनीन्द्रवत् ॥ ५५ ॥**

**शापानुग्रहशीलत्वमेषां शक्तिश्च तादृशी ।**
**अयमर्थः पंचमांगे ज्ञाते प्रोक्तश्चतुर्दशे ॥ ५६ ॥**

**शतं पंचोत्तरं भेदप्रभेदैर्व्यन्तरामराः ।**
**भवन्ति नाना क्रीडाभिः क्रीडन्तः काननादिषु ॥ ५७ ॥**

**ज्योतिष्का पंच चन्द्रार्कग्रहनक्षत्रतारकाः ।**
**द्विधा स्थिराश्चराश्चेति दशभेदा भवन्ति ते ॥ ५८ ॥**

આ દશે જાતિ ચિત્ર, વિચિત્ર, વૈતાઢ્ય અને મેરૂ વગેરે પર્વતોપર વસનારી છે. એમનું પલ્યોપમનું આયુષ્ય છે; એઓ નિત્ય પ્રમુદિત રહે છે, ક્રીડા કર્યા કરે છે અને સુરતસમાગમમાં લીન રહે છે. એમનો સ્વચ્છંદાચાર નિત્ય (**વિ**)**જૃમ્ભ** પામતો ( વધતો વધતો ) હોવાથી એઓ **જૃમ્ભક** કહેવાય છે. ૫૩–૫૪.

એઓ ક્રોધાતુર હોય એવે વખતે, જેને એમનું દર્શન થાય, એ અપયશ અને અનર્થ પામે છે. પણ સંતુષ્ટ હોય એવે વખતે એમનું દર્શન થાય તો, વજ્રમુનિને મળી હતી એવી વિદ્યા અને યશ બેઉ પ્રાપ્ત થાય છે. ૫૫.

એમનામાં શાપદેવાનો અને અનુગ્રહ કરવાનો પણ સ્વભાવ રહેલો છે. કારણકે એમનામાં એ પ્રકારની શક્તિ છે. આવા ભાવાર્થનું પાંચમા અંગના ચોદમા શતકમાં કહેલું છે. ૫૬.

બાગબગીચાઓમાં વિવિધ પ્રકારની ક્રીડા કરવામાં કરવામાં જ તત્પર એવા આ **વ્યન્તરદેવોના** આમ **એકંદર ૧૦૫ ભેદ** થાય છે.

(૩). **દેવોના ત્રીજા પ્રકાર–જ્યોતિષ્ક દેવો** વિષે.

જ્યોતિષ્કો **પાંચ જાતના** છે: સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા. એઓમાં વળી કેટલાક **સ્થિર** અને કેટલાક **ગતિમાન્** છે એટલે એમ ૫×૨=૧૦ દશ જાત થઇ. ૫૮.

(૪). **દેવોના ચોથા** અને છેલ્લા **પ્રકાર વૈમાનિક દેવો** વિષે.

वैमानिका द्विधा कल्पातीतकल्पोपपन्नकाः ।
कल्पोत्पन्ना द्वादशधा ते त्वमी देवलोकजाः ॥ ५९ ॥
सौधर्मेशानसनत्कुमारमाहेन्द्रब्रह्मलांतकजाः ।
शुक्रसहस्रारानतप्राणतजा आरणाच्युतजाः ॥ ६० ॥
आद्यकल्पद्वयाधःस्थास्तृतीयाधस्तना अपि ।
लान्तकत्रिदिवाधःस्थास्त्रिधा किल्बिषिका अमी ॥ ६१ ॥
कल्पातीता द्विधा ग्रैवेयकानुत्तरसम्भवाः ।
स्वामिसेवकभावादिकल्पेन रहिता इमे ॥ ६२ ॥
अधस्तनाधस्तनं च स्यादधस्तनमध्यमम् ।
अधस्तनोपरितनं मध्यमाधस्तनं ततः ॥ ६३ ॥
भवेन्मध्यममध्यं च मध्योपरितनं ततः ।
उपरिस्थाधस्तनं चोपरिस्थमध्यमं पुनः ॥ ६४ ॥
उपरिस्थोपरितनं तज्जा ग्रैवेयकाः सुराः ।
विजयादिविमानोत्थाः पंचधानुत्तरामराः ॥ ६५ ॥

---

વૈમાનિક દેવોના ( ૧ ) કલ્પોપપન્ન અને (૨) કલ્પાતીત–એમ બે ભેદ છે. એમાં પાછા 'કલ્પોપપન્ન' બાર જાતના છે. એ બારના **બાર દેવલોક** છે તે આ પ્રમાણે:—સૌધર્મ, (૨) ઈશાન, (૩) સનત્ કુમાર, (૪) માહેન્દ્ર, (૫) બ્રહ્મ, (૬) લાંતક. (૭) શુક્ર, (૮) સહસ્રાર, (૯) આનત, (૧૦) પ્રાણુત, (૧૧) આરણ અને (૧૨) અચ્યુત. ૫૯–૬૦.

**ત્રણ પ્રકારના 'કિલ્વિષ' દેવો** છે: (૧) પહેલા બે દેવલોકની નીચે રહેલા, (૨) ત્રીજા દેવલોકની નીચે રહેલા અને (૩) ( છઠ્ઠા )લાંતક દેવલોકની નીચે રહેલા. ૬૧.

વળી ઉપર **કલ્પાતીત** દેવો કહ્યા એના બે પ્રકાર છે: (૧) **ગ્રૈવેયકમાં** થયેલા અને (૨) **અનુત્તર વિમાન**માં થયેલા. કલ્પ એટલે ( સ્વામી સેવકભાવરૂપી ) રીતરિવાજ. એ જેમનામાં નથી એ કલ્પાતીત. સ્વામિત્વ કે સેવકત્વ જેવું ત્યાં કાંઈ નથી. ૬૨.

(૧) અધસ્તનાધસ્તન, (૨) અધસ્તનમધ્યમ, (૩) અધસ્તનોપરિતન, (૪) મધ્યમાધસ્તન, (૫) મધ્યમમધ્યમ, (૬) મધ્યમોપરિતન, (૭) ઉપરિસ્થાધસ્તન, (૮) ઉપરિસ્થમધ્યમ અને (૯) ઉપરિસ્થઉપરિતન–એવા નવ ગ્રૈવેયકમાં ઉત્પન્ન થયેલા **નવ જાતના ગ્રૈવેયક દેવો** છે. અને વિજયઆદિક વિમાનોમાં ઉત્પન્ન થયેલા **પાંચ જાતના અનુત્તર દેવો** છે. ૬૩–૬૫.

सारस्वतादित्यवह्निवरुणा गर्दतोयकाः ।
तुषिताव्याबाधाग्नेयरिष्टा लोकान्तिका अमी ॥ ६६ ॥

पर्याप्तापरभेदेन सर्वेऽपि द्विविधा अमी ।
जाताः षट्पंचाशमेवं सुरभेदाः शतत्रयम् ॥ ६७ ॥

पंचमांगे तु द्रव्यदेवा नरदेवा धर्मदेवास्तथा परे ।
देवाधिदेवा ये भावदेवास्ते पंचमा मताः ॥ ६८ ॥

तत्रच—पंचेन्द्रियो नरस्तिर्यक् सम्पादितशुभायतिः ।
उत्पत्स्यते यो देवत्वे द्रव्यदेवः स उच्यते ॥ ६९ ॥

नरदेवाः सार्वभौमा धर्मदेवास्तु साधवः ।
देवाधिदेवा अर्हन्तो भावदेवाः सुरा इमे ॥ ७० ॥

इह भावदेवैः अधिकारः ॥

इति भेदाः ॥ १ ॥

त्रैलोक्येऽपि स्थानमेषां क्षेत्रलोके प्रवक्ष्यते ।
स्थानोत्पादसमुद्घातैर्लोकासंख्यांशगा अमी ॥ ७१ ॥

---

વળી **નવપ્રકારના** '**લોકાંતિક**' દેવા છે: (૧) સારસ્વત, (૨) આદિત્ય, (૩) વન્હિ, (૪) વરૂણુ, (૫) ગર્દતોયક, (૬) તુષિત, (૭) અવ્યાબાધ, (૮) આગ્નેય અને (૯) રિષ્ટ. ૬૬.

એ સર્વ દેવાના વળી (૧) પર્યાપ્ત અને (૨) અપર્યાપ્ત–એમ બે ભેદ છે. એટલેએ કંદર દેવતાના ભેદ ૩૫૬ થયા. [ (૨૫+૧૦૫+૧૦+૩૮)×૨=૩૫૬]. ૬૭.

વળી પાંચમાં 'અંગ' માં પાંચ પ્રકારના દેવ કહ્યા છે: (૧) દ્રવ્યદેવ, (૨) નરદેવ, (૩) ધર્મદેવ, (૪) દેવાધિદેવ અને (૫) ભાવદેવ. ૬૮;

શુભ કર્મ ઉપાર્જન કરેલું હોય અને દેવગતિ મળવાની હોય–એવા પંચેન્દ્રિય મનુષ્ય કે તિર્યંચ 'દ્રવ્યદેવ' કહેવાય છે. ૬૯.

સાર્વભોમ–ચક્રવર્તી રાજા તે 'નરદેવ'; સાધુઓ 'ધર્મદેવ'; અરિહંત 'દેવાધિદેવ'; અને આ વર્ણવી ગયા તે દેવા સર્વ 'ભાવદેવ' છે. આપણે અહિંઆ ભાવદેવોનો અધિકાર છે. ૭૦.

આ પ્રમાણે દેવોના '**ભેદ**' બતાવ્યા. (દ્વાર પહેલું).

હવે એમના '**સ્થાન**' વિષે. (દ્વાર બીજું).

આ દેવોનું સ્થાન ત્રણ્યે લોકને વિષે છે. એ સંબંધી 'ક્ષેત્રલોક' માં વાત કરશું. એઓ વળી સ્થાન, ઉત્પાદ અને સમુદ્ઘાતવડે લોકના અસંખ્યાતમા ભાગમાં રહેલા છે. ૭૧.

इति स्थानम् ॥ २ ॥

पर्याप्तयः षडप्येषां पंचाप्यैकविवक्षया ।
वाक्चेतसोर्दश प्राणा एतेषां परिकीर्त्तिताः ॥ ७२ ॥

इति पर्याप्तिः ॥ ३ ॥

चतस्रो योनिलक्षाः स्युः लक्षाश्च कुलकोटिजाः ।
द्वादशैषामचित्ता स्याद्योनिः शीतोष्णसंवृत्ता ॥ ७३ ॥

इति द्वारत्रयम् ॥ ४ । ५ । ६ ॥

पयोधयस्त्रयस्त्रिंशदुत्कर्षेण भवस्थितिः ।
सहस्राणि दशाब्दानां स्यादेषां सा जघन्यतः ॥ ७४ ॥

इति भवस्थितिः ॥ ७ ॥

कायस्थितिस्त्वेषां भवस्थितिरेव ॥ ८ ॥

देहा [illegible]यस्तैजसं च कार्मणं वैक्रियं तथा ।
संस्थानं चतुरस्रं स्याद्रम्यं पुण्यानुसारतः ॥ ७५ ॥

इति द्वारद्वयम् ॥ ९ । १० ॥

હવે એમના અન્ય અન્ય દ્વારો વિષે.

દેવોને છ '**પર્યાપ્તિ**' છે; પણ મન અને વાણીની ભેગી ગણીએ તો પાંચ કહેવાય. પ્રાણ એમને દશ છે. ૭૨.

વળી એમની '**યોનિસંખ્યા**' ચાર લાખ છે, '**કુળસંખ્યા**' બાર લાખ છે. એમની '**યોનિ**' ( ૧ ) અચિત્ત છે, ( ૨ ) શીતોષ્ણ છે, ( ૩ ) સંવૃત છે. ૭૩.

એમની '**ભવસ્થિતિ**' ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમની છે, અને જઘન્યતઃ દશસહસ્ર વર્ષની છે. ૭૪.

એમની ભવસ્થિતિ ને '**કાયસ્થિતિ**' એક જ છે. એમને ( ૧ ) તૈજસ, ( ૨ ) કાર્મણ, અને ( ૩ ) વૈક્રિય—એમ ત્રણ '**દેહ**' છે. વળી એમના પુણ્યના યોગે એમને રમ્ય સમચોરસ '**સંસ્થાન**' હોય છે. ૭૫.

આ પ્રમાણે દશમા દ્વાર સુધીની હકીકત કહી.

उत्कर्षतः सप्तहस्ताः वपुर्जघन्यतः पुनः ।
अंगुलासंख्यभागः स्यादादौ स्वाभाविकं ह्यदः ॥ ७६ ॥

तत्कृत्रिमं वैक्रियं साधिकैकलक्षयोजनम् ।
ज्येष्टमंगुलसंख्यांशमानमादौ च तल्लघु ॥ ७७ ॥

इति अंगमानम् ॥ ११ ॥

आद्याः पंच समुद्घाताः पंचस्त्वेतेषु यान्त्यमी ।
पर्याप्तगर्भजनरतिर्यक्षु संख्यजीविषु ॥ ७८ ॥

पर्याप्तबादरक्ष्माम्बुप्रत्येकक्षितिजेषु च ।
गर्भजा मनुजाः पंचेन्द्रियास्तिर्यंच एव च ॥ ७९ ॥

संमूर्छिमा गर्भजाश्चागच्छन्त्यमृतभोजिषु ।
विशेषस्त्वत्रोदितः प्राक् क्षेत्रलोकेऽपि वक्ष्यते ॥ ८० ॥

मुहूर्त्तानि द्वादशैषामुत्पत्तिच्यवनान्तरम् ।
सामान्यतः स्यादुत्कृष्टं जघन्यं समयावधि ॥ ८१ ॥

---

હવે એમના ' **દેહમાન** ' વિષે. ( દ્વાર ૧૧ મું. )

દેવનું **સ્વાભાવિક** શરીર ઉત્કૃષ્ટતઃ સાત હાથનું હોય અને જઘન્યતઃ એક અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું હોય–જે એમનું આરંભનું શરીર છે. વળી એમનું **કૃત્રિમ** વૈક્રિય શરીર ઉત્કૃષ્ટતઃ એક લક્ષ્ય યોજનથી સહેજ વધારે હોય, અને જઘન્યતઃ એક અંગુલના સંખ્યાતમા ભાગ જેટલું હોય છે, જે કે પ્રારંભનું જ છે. ૭૬–૭૭.

' **સમુદ્ઘાત** ' એમને પહેલા પાંચ છે. ( એ એમનું બારમું દ્વાર કહ્યું ).

હવે એમની ' **ગતિ** ' અને ' **આગતિ** ' વિષે. ( દ્વાર ૧૩–૧૪ ).

**દેવો** પાંચ ગતિમાં **જાય છે:** ( ૧ ) સંખ્યજીવી પર્યાપ્ત ગર્ભજ મનુષ્યત્વ, ( ૨ ) એ જ પ્રકારનું તિર્યંચત્વ, ( ૩ ) પર્યાપ્ત બાદર પૃથ્વીકાયત્વ, ( ૪ ) પર્યાપ્તબાદર અપ્કાયત્વ અને ( ૫ ) પર્યાપ્ત બાદર પ્રત્યેકવનસ્પતિકાયત્વ. વળી ગર્ભજ મનુષ્યો, તથા સંમૂર્છિમ અને ગર્ભજ પંચેન્દ્રિય તિર્યંચો–એટલા **દેવોને વિષે આવે છે.** આ સંબંધે વિશેષ પૂર્વે કહ્યું છે અને વળી હવે પછી ' ક્ષેત્રલોક ' ના અધિકારમાં કહેશું ૭૮–૮૦.

એમની ઉત્પત્તિ અને ચ્યવનની વચ્ચે ઉત્કૃષ્ટ અન્તર સામાન્યતઃ બાર અન્તર્મુહૂર્તનું છે, અને જઘન્ય અન્તર એક સમયનું છે. ૮૧.

उत्पद्यन्ते च्यवन्तेऽमी एकस्मिन् समये पुनः ।
एको द्वित्राश्च संख्येया असंख्येयाश्च कर्हिचित् ॥ ८२ ॥

इति द्वारत्रयम् ॥ १२ । १३ । १४ ॥

सम्यक्त्वं देशविरतिं चारित्रं मुक्तिमप्यमी ।
लभन्ते लघुकर्माणो विपद्यानन्तरे भवे ॥ ८३ ॥

इति अनन्तराप्तिः ॥ १५ ॥

सिद्ध्यन्त्यनन्तरभवे एकस्मिन् समये त्वमी ।
उत्कर्षतः साष्टशतं विशेषस्त्वेष तत्र च ॥ ८४ ॥

भवनेशा व्यन्तराश्च सर्वे दशदशैव हि ।
तद्देव्यः पंचपंचैव दश ज्योतिष्कनिर्जराः ॥ ८५ ॥

ज्योतिष्कदेव्यश्चैकस्मिन् क्षणे सिद्ध्यन्ति विंशतिः ।
वैमानिकाः साष्टशतं तद्देव्यो विंशतिः पुनः ॥ ८६ ॥

इति समयेसिद्धिः ॥ १६ ॥

लेश्याहारदिशां षट्कं न संहननसम्भवः ।
कषायसंज्ञेन्द्रियाणि सर्वाण्येषां भवन्ति च ॥ ८७ ॥

---

વળી એઓ એક સમયમાં એક, બે, ત્રણ એમ સંખ્યાતા, અને કોઇવાર અસંખ્ય પણ જન્મે છે અને ચ્યવે છે. ૮૨.

હવે '**અનન્તરાપ્તિ**' વિષે. ( ૧૫ મું દ્વાર ).

આ દેવોમાં જે લઘુકર્મી હોય છે એઓ ચ્યવીને અનન્તરભવમાં સમકિત, દેશવિરતિ, ચારિત્ર અને મોક્ષ પણ પામે છે. ૮૩.

હવે '**સમયેસિદ્ધિ**' વિષે. ( ૧૬ મું દ્વાર )

એઓ અનન્તરભવમાં એક સમયે ઉત્કૃષ્ટ એકસોને આઠ સિદ્ધિ પામે છે. ૮૪.

એ વાત વિશેષતઃ આ પ્રમાણે-ભવનપતિ અને વ્યન્તરમાંથી દશ દશ જ સિદ્ધ થાય; એમની દેવીઓ પાંચ પાંચ જ સિદ્ધ થાય. જ્યોતિષ્ક દેવોમાંથી વળી દશ સિદ્ધ થાય; અને એમની દેવીઓ વીશ સિદ્ધ થાય. વૈમાનિક દેવો એકસોને આઠ સિદ્ધ થાય અને એમની દેવીઓ વીશ સિદ્ધ થાય. ૮૫-૮૬.

इति द्वारषट्कम् ॥ १७–२२ ॥

सर्वेऽप्येते संज्ञिनः स्युः पुंस्त्रीवेदयुजः परम् ।
देव्यः सुरेभ्यो द्वात्रिंशद्गुणा द्वात्रिंशताधिकाः ॥ ८८ ॥

इति द्वारद्वयम् ॥ २३–२४ ॥

एषां स्युर्दृष्टयः तिस्र आद्यं ज्ञानत्रयं भवेत् ।
सम्यग्दृशां परेषां तु स्यादज्ञानत्रयं ध्रुवम् ॥ ८९ ॥

इति द्वारद्वयम् ॥ २५–२६ ॥

दर्शनत्रयमाद्यं स्यादेषां सम्यक्त्वशालिनाम् ।
दर्शनद्वयमन्येषामुपयोगो द्विधा ततः ॥ ९० ॥
उपयोगा षडेतेषां ज्ञानदर्शनयोस्त्रयम् ।
सम्यग्दृशां परेषां तु त्र्यज्ञानी द्वे च दर्शने ॥ ९१ ॥

इति द्वारद्वयम् ॥ २७–२८ ॥

एतेषामोजआहारो लोमाहारोऽपि संभवेत् ।
न स्यात्कावलिकः स्यात्तु मनोभक्षणलक्षणः ॥ ९२ ॥

હવે એમના પછી પછીના દ્વારો વિષે.

એમને છ ' **લેશ્યા** ', અને છદિશિ ' **આહાર** ' હોય છે; ' **સંહનન** ' સંભવતું **નથી.** વળી ' **કષાય** ', ' **સંજ્ઞા** ' અને ' **ઇન્દ્રિયો** ' બધાં પૂરેપૂરાં હોય છે. ૮૭.

એઓ સઘળા ' **સંજ્ઞી** ' છે. એમને પુરૂષ અને સ્ત્રી–એમ બે ' **વેદ** ' છે. દેવો કરતાં દેવીઓ બત્રીશગણી ઉપર બત્રીશ છે. ૮૮.

એમને ' **દૃષ્ટિ** ' ત્રણ છે.

જેઓ સમકિતદૃષ્ટિવાળા છે એઓને પ્રથમનાં ત્રણ ' **જ્ઞાન** ' અને ત્રણ ' **દર્શન** ' હોય; જ્યારે એ શિવાયના બીજાઓને ત્રણ અજ્ઞાન અને બે દર્શન હોય. આમ જ્ઞાન અને દર્શન **બેઉ** હોવાથી એમને **ઉપયોગ** પણ ( સાકાર અને નિરાકાર ) **બેઉ** પ્રકારનો છે. વળી સમકિતદૃષ્ટિવાળાઓને **ત્રણ** જ્ઞાન અને **ત્રણ** દર્શન મળીને **છ** ઉપયોગો છે; જ્યારે એ શિવાયનાં બીજાઓને **ત્રણ** અજ્ઞાન અને **બે** દર્શન મળીને **પાંચ** ઉપયોગો છે. ૮૯–૯૧.

અહિં સુધીમાં અઠ્યાવીશમા દ્વાર સુધીની હકીકત આવી ગઇ.

હવે એમના ' **આહાર** ' પરત્વે. ( દ્વાર ૨૯ મું ).

દેવોને ' ઓજ ' અને ' લોમ ' એમ બે આહાર હોય. ' કાવળિક ' **આહાર હોય નહીં; મનથી પ્રાશન** કરવારૂપ કાવલિક આહાર હોય ખરો. ૯૨.

अन्तरं पुनरेतस्य चतुर्थभक्तसंमितम् ।
जघन्यमन्यत्त्वब्दानां त्रयस्त्रिंशत्सहस्रकाः ॥ ९३ ॥

इति आहारः ॥ २९ ॥

गुणस्थानानि चत्वारि योगाश्चैकादशोदिताः ।
औदारिकाहारकाख्यतन्मिश्रांश्च विनाखिलाः ॥ ९४ ॥

इति द्वारद्वयम् ॥ ३०–३१ ॥

प्रतरासंख्यभागस्थासंख्येयश्रेणिवर्त्तिभिः ।
नभःप्रदेशैः प्रमिताः प्रोक्ताः सामान्यतः सुराः ॥ ९५ ॥
क्षेत्रपल्योपमासंख्यभागस्थाभ्रांशसंमिताः ।
देवा अनुत्तरोत्पन्नाः संख्येयास्तत्र पंचमे ॥ ९६ ॥
बृहत्तरक्षेत्रपल्यासंख्यांशाभ्रांशसंमिताः ।
भवन्त्यथोपरितनग्रैवेयकत्रिकामराः ॥ ९७ ॥
मध्यमेऽधस्तनेऽप्येवं त्रिके कल्पेऽच्युतेऽपि च ।
आरणे प्राणते चैवानतेऽपीयन्त एव ते ॥ ९८ ॥

---

એ આહારનું જઘન્યઅન્તર ચોથભક્ત પ્રમાણ છે. ઉત્કૃષ્ટ તો તેત્રીશહજાર વર્ષનું છે. ૯૩.

હવે '**ગુણસ્થાન**' અને '**યોગ**' વિષે. ( દ્વાર ૩૦–૩૧ ).

દેવોને ગુણસ્થાન ચાર હોય છે. વળી ઔદારિક, આહારક, મિશ્રઔદારિક અને મિશ્ર આહારક–આ ચાર શિવાય શેષ સર્વે (૧૧) યોગો છે. ૯૪.

હવે એમના '**માન**'–પ્રમાણ વિષે. ( દ્વાર ૩૨ મું ).

દેવોની સંખ્યા સામાન્યતઃ પ્રતરના અસંખ્યમા ભાગમાં રહેલી અસંખ્ય શ્રેણિઓમાં રહેલા આકાશ પ્રદેશો જેટલી છે. ૯૫.

અનુતરવિમાનમાં ઉત્પન્ન થયેલા દેવો, ક્ષેત્રપલ્યોપમના અસંખ્યમા ભાગમાં રહેલા આકાશ પ્રદેશો જેટલા છે. એમાં પણ, પાંચમામાં સંખ્યાત છે. ૯૬.

વળી, ઉપરના ત્રણ ગ્રૈવેયકોના દેવો, બૃહત્ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલા આકાશપ્રદેશો જેટલા છે. ૯૭.

વળી ગ્રૈવેયકના મધ્યમત્રિકમાં અને અધસ્તનત્રિકમાં તથા અચ્યુત–આરણ–પ્રાણત અને –આનત દેવલોકમાં પણ એટલા જ દેવો છે. પણ ત્યાં પલ્યોપમનો અસંખ્યમો ભાગ ઉત્તરોત્તર

किन्तु पल्यासंख्यभागो बृहत्तरो यथोत्तरम् ।
एकमानमितेष्वेवं स्यात् परेष्वपि भावना ॥ ९९ ॥

सहस्रारमहाशुक्रलांतकब्रह्मवासिनः ।
माहेन्द्रसनत्कुमारदेवाः प्रत्येकमीरिताः ॥ १०० ॥

घनीकृतस्य लोकस्यश्रेण्यसंख्यांशवर्तिभिः ।
नभःप्रदेशैः प्रमिता विशेषोऽत्रापि पूर्ववत् ॥ १०१ ॥ युग्मम् ॥

अंगुलप्रमितक्षेत्रप्रदेशराशिसंगते ।
तृतीयवर्गमूलघ्ने द्वितीयवर्गमूलके ॥ १०२ ॥

यावान् प्रदेशराशिः स्यादेकप्रादेशिकीष्वथ ।
श्रेणीषु तावन्मानासु लोकस्यास्य घनात्मतः ॥ १०३ ॥

नभः प्रदेशा यावन्तस्तावानीशाननाकगः ।
देवदेवीसमुदायो निर्दिष्टः श्रुतपारगैः ॥ १०४ ॥ विशेषकम् ॥

द्वात्रिंशत्तमोंशोऽस्य किंचिदूनश्च यो भवेत् ।
ईशानदेवास्तावन्तः केवलाः कथिताः श्रुते ॥ १०५ ॥

एवं च सौधर्मभवनाधीशव्यन्तरज्योतिषामपि ।
भाव्या स्वस्वसमुदायत्रयस्त्रिंशांशमानता ॥ १०६ ॥

---

વિશેષ વિશેષ મ્હોટો ગણવો. સરખા પ્રમાણવાળા બીજા દેવલોકોમાં પણ એવી જ ભાવના સમજી લેવી. ૯૮–૯૯.

વળી સહસ્રાર, મહાશુક્ર, લાંતક, બ્રહ્મ, માહેન્દ્ર અને સનત્કુમાર—એ દરેક દેવલોકમાં રહેલા દેવોની સંખ્યા ઘનકરેલા લોકની શ્રેણિના અસંખ્યમા ભાગમાં વર્તતા આકાશપ્રદેશો જેટલી છે. અહિં પણ વિશેષ પૂર્વે કહ્યા પ્રમાણે સમજવું. ૧૦૦–૧૦૧.

એક અંગુલ પ્રમાણ ક્ષેત્રપ્રદેશની રાશિમાં રહેલા, અને ત્રીજા વર્ગમૂળથી ગુણાયલા, બીજા-વર્ગમૂળમાં જેટલો પ્રદેશરાશિ હોય તેટલા પ્રમાણવાળી એક પ્રદેશી શ્રેણિઓમાં, ઘનરૂપ કરેલા લોકાકાશના જેટલા આકાશ પ્રદેશો હોય તેટલી ઇશાનદેવલોકમાં રહેલા દેવદેવીઓની સંખ્યા છે. ૧૦૨–૧૦૪.

એમાં કેવળ તેત્રીશમા ભાગનાજ (ઈશાનદેવલોકના) દેવો છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. ૧૦૫.

એજ પ્રમાણે સૌધર્મ, ભવનપતિ, વ્યંતર અને જ્યોતિષ્ક દેવોની સંખ્યા એમના સમુદાયથી તેત્રીશમે હિસ્સે સમજવી. ૧૦૬.

केवलं देवदेवीसमुदाय एव वच्यते—

ईशानतश्च सौधर्मे स्यात् संख्येयगुणाधिकः ।
देवदेवीसमुदायो भवनेशानथ ब्रुवे ॥ १०७ ॥

अंगुलप्रमितक्षेत्रप्रदेशराशिवर्तिनि ।
द्वितीयवर्गमूलघ्ने वर्गमूले किलादिमे ॥ १०८ ॥

यावान् प्रदेशराशिः स्यात्तावन्मानासु पंक्तिषु ।
घनीकृतस्य लोकस्याथैकप्रादेशिकीषु वै ॥ १०९ ॥

नभःप्रदेशा यावन्तस्तावान् पुरुषपुंगवैः ।
देवदेवीसमुदायः ख्यातो भवनवासिनाम् ॥ ११० ॥ विशेषकम् ॥

यावन्ति संख्ययोजनकोटीमानानि दैर्घ्यतः ।
सूचिरूपाणि खंडानि स्युरेकप्रतरे किल ॥ १११ ॥

व्यन्तराणां देवदेवीसमुदायो भवेदियान् ।
ज्योतिष्कदेवदेवीनां प्रमाणमथ कीर्त्यते ॥ ११२ ॥

षट्पंचाशांगुलशतद्वयमाना हि दैर्घ्यतः ।
यावन्त एक प्रतरे सूचिरूपाः स्युरंशकाः ॥ ११३ ॥

ज्योतिष्कदेवदेवीनां तावान् समुदयो भवेत् ।
उक्तं प्रमाणमित्येवमथाल्पबहुतां ब्रुवे ॥ ११४ ॥

માટે હવે દેવદેવીઓની એકત્ર સંખ્યા જ કહીશ. ( તે પરથી દેવીઓની સંખ્યા કાઢીને સમજી લેવી ).

ઇશાનદેવલોકથી માંડી સૌધર્મદેવલોકસુધીમાં દેવદેવીઓની એકત્રસંખ્યા એકબીજાથી સંખ્યાત-સંખ્યાતગણી અધિક છે. ૧૦૭.

વળી ભવનપતિદેવદેવીઓની એકત્રસંખ્યા, એક અંગુલપ્રમાણ ક્ષેત્રપ્રદેશની રાશિમાં રહેલા અને બીજા વર્ગમૂળથા ગુણેલા એવા પહેલાવર્ગમૂળમાં જેટલો પ્રદેશ રાશિ હોય તેટલા માનવાળી એકપ્રદેશી શ્રેણિઓમાં, ઘનરૂપકરેલા લોકાકાશના જેટલા આકાશપ્રદેશો હોય તેટલી છે. ૧૦૮-૧૧૦.

વળી વ્યંતરદેવદેવીઓની એકત્રસંખ્યા, એક પ્રતરની અંદર સંખ્યાત કોટી યોજનની લંબાઈના જેટલા સૂચિરૂપ ખંડો હોય તેટલી છે. ૧૧૧-૧૧૨.

જ્યોતિષિદેવદેવીઓની એકત્રસંખ્યા, એકપ્રતરની અંદર બસોને છપ્પન અંગુળ લાંબા જેટલા સૂચિરૂપ ખંડો હોય તેટલી છે. ૧૧૩-૧૧૪.

इति मानम् ॥ ३२ ॥

स्तोकाः सर्वार्थसिद्धस्था असंख्येयगुणास्ततः ।
शेषा अनुत्तरा देवास्ततः संख्यगुणाः क्रमात् ॥ ११५ ॥
ऊर्ध्वमध्याधःस्थितेस्युर्ग्रैवेयकत्रिकत्रये ।
अच्युते चारणे चैव प्राणते चानतेऽपि च ॥ ११६ ॥ युग्मम् ॥
अधोऽधोग्रैवेयकादावनुत्तराद्यपेक्षया ।
भाव्या विमानबाहुल्याद्देवाः संख्यगुणाः क्रमात् ॥ ११७ ॥
समश्रेणिस्थयोर्यद्यप्यारणाच्युतकल्पयोः ।
विमानसंख्या तुल्यैव तथापि कृष्णपाक्षिकाः ॥ ११८ ॥
उत्पद्यन्ते स्वभावेन दक्षिणस्यां हि भूरयः ।
शुक्लपाक्षिकजीवेभ्यो बहवश्च भवन्ति ते ॥ ११९ ॥
ततोऽच्युतापेक्षया स्युर्निर्जरा आरणेऽधिकाः ।
समश्रेणिस्थितावेवमन्येष्वपि विभाव्यताम् ॥ १२० ॥

शुक्लपाक्षिककृष्णपाक्षिकलक्षणं च एवम्—

---

એ પ્રમાણે 'પ્રમાણ' અર્થાત્ સંખ્યા વિષે સમજવું.

હવે એમના 'લઘુ અલ્પબહુત્વ' વિષે ( દ્વાર ૩૩ મું ).

સર્વાર્થસિદ્ધસ્થ દેવો સૌથી થોડા છે. એના કરતાં, બાકીના અનુત્તર વિમાનના દેવો અસંખ્યગણા છે. અને એથી સંખ્યાતસંખ્યાતગણા અનુક્રમે, ગ્રૈવેયકોના ઉર્ધ્વત્રિક, મધ્યત્રિક અને અધોત્રિક, અચ્યુત દેવલોક, આરણદેવલોક, પ્રાણતદેવલોક અને આનતદેવલોકમાં રહેલા હોય છે. ૧૧૫–૧૧૬.

નીચે નીચેની ગ્રૈવેયક વગેરેમાં, અનુત્તર વગેરેની અપેક્ષાએ વિમાનો બહોળાં હોવાથી, અનુક્રમે સંખ્યાત સંખ્યાતગણા દેવો છે. ૧૧૭.

સમાનશ્રેણિમાં રહેલા આરણ અને અચ્યુત દેવલોકોમાં વિમાન સંખ્યા જો કે સરખીજ છે તોપણ કૃષ્ણપાક્ષિક જીવો સ્વાભાવિકપણે, દક્ષિણદિશામાં બહુ ઉત્પન્ન થાય છે અને શુક્લ-પાક્ષિક જીવો કરતાં એમની સંખ્યા અધિક છે—એ કારણથી અચ્યુત દેવલોકની અપેક્ષાએ આરણ દેવલોકમાં ઘણાદેવો છે. સમશ્રેણિમાં રહેલા અન્ય દેવલોકો વિષે પણ એમજ સમજવું. ૧૧૮–૧૨૦.

શુક્લપાક્ષિક અને કૃષ્ણપાક્ષિક જીવોનું લક્ષણ આ પ્રમાણે છે:—

बहुपापोदयाः क्रूरकर्माणः कृष्णपाक्षिकाः ।
स्युर्दीर्घतरसंसारा भूयांसोऽन्यव्यपेक्षया ॥ १२१ ॥

तथास्वभावात्ते भव्या अपि प्रायः सुरादिषु ।
उत्पद्यन्ते दक्षिणस्यां प्राचुर्येणान्यदिक्षु न ॥ १२२ ॥

तथाहुः— पायमिह कूरकम्मा भवसिद्धिया वि दाहिणिल्लेसु ।
नेरइयतिरियमणुआसुराइठाणेसु गच्छंति ॥ १२३ ॥

जेसिमवड्ढो पुग्गलपरियट्टो सेसओ उ संसारो ।
ते सुक्कपक्खिया खलु अहिए पुण कराहपक्खीओ ॥ १२४ ॥

इति प्रज्ञापनावृत्तौ ॥

आनतेभ्योऽसंख्यगुणाः सहस्रारसुराः स्मृताः ।
महाशुक्रे लान्तके च ब्रह्ममाहेन्द्रयोः क्रमात् ॥ १२५ ॥

सनत्कुमार ईशानेऽप्यसंख्यघ्ना यथोत्तरम् ।
ऐशानेभ्यश्च सौधर्मदेवाः संख्यगुणाधिकाः ॥ १२६ ॥

ननु कृष्णपाक्षिकबाहुल्याद्यथा माहेन्द्रनाकिनः ।
असंख्येयगुणाः प्रोक्ताः सनत्कुमारनाकिनः ॥ १२७ ॥

---

કૃષ્ણપાક્ષિક જીવો શુકલપાક્ષિકોની અપેક્ષાએ બહુ પાપી હોય છે, ક્રૂર હોય છે અને દીર્ઘસંસારી હોય છે. એમના એવા સ્વભાવને લઇનેજ એઓ ભવ્ય છતાં પણ, દક્ષિણ દિશામાં બહોળપણે દેવગતિમાં ઉત્પન્ન થાય છે, બીજી દિશાઓમાં નહિં. ૧૨૧–૧૨૨.

એ વિષે પ્રજ્ઞાપનાસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે—કૃષ્ણપાક્ષિક જીવો ભવ્ય છે તો યે પ્રાયઃ દુષ્ટકર્મી હોવાથી, દેવાદિકની ગતિમાં દક્ષિણ દિશામાંજ ઉત્પન્ન થાય છે. શુકલપાક્ષિક જીવો કે જેઓને અવદ્ગપુદ્ગળપરાવર્ત્તન જેટલો સંસાર બાકી રહેલો હોય છે તેમના કરતાં કૃષ્ણપાક્ષિકો અધિક હોય છે. ૧૨૩–૧૨૪.

આનતદેવલોકના દેવો કરતાં સહસ્રાર દેવલોકના દેવો અસંખ્યગણા છે. મહાશુક્ર, લાંતક, બ્રહ્મ, માહેન્દ્ર, સનત્કુમાર અને ઈશાન—આટલા દેવલોકોના દેવો વળી અનુક્રમે 'આનત' કરતાં અસંખ્યગણા છે. સૌધર્મ દેવલોકના દેવો વળી 'ઇશાન' ના દેવોથી સંખ્યાતગણા છે. ૧૨૫–૧૨૬.

અહિં કોઇ શંકા કરે છે કે—

કૃષ્ણપાક્ષિકો ઘણા છે માટે 'માહેન્દ્ર' ના દેવોથી 'સનત્કુમાર' ના દેવો અસંખ્યા-

विमानानां कृष्णपाक्षिकाणां चाधिक्यतस्तथा ।
ते सौधर्मेऽप्यसंख्यघ्नाः कथं नेशाननाकिनः ॥ १२८ ॥

अत्रोच्यते हि वचनप्रामाण्यादुच्यते तथा ।
विचारगोचरो नास्मादृशामाप्तोदितं वचः ॥ १२९ ॥

तथोक्तं प्रज्ञापनावृत्तौ—

ननु इयं युक्तिः माहेन्द्रसनत्कुमारयोः अपि उक्ता । परं तत्र माहेन्द्रकल्पापेक्षया सनत्कुमारकल्पे देवा असंख्येयगुणा उक्ताः । इह तु सौधर्मे कल्पे संख्येयगुणा उक्ताः॥ तद् एतत् कथम् ॥ उच्यते । वचनप्रामाण्यात् । न च अत्र पाठभ्रमः । यतः अन्यत्रापि उक्तम्—

इसाणे सव्वत्थ वि बत्तीसगुणाउ होन्ति देवीओ ।
संखेज्जा सोहम्मे तओ असंखा भवणवासी ॥ इति ॥

असंख्यघ्नाश्च सौधर्मदेवेभ्यो भवनाधिपाः ।
भवन्ति भवनेशेभ्योऽसंख्यघ्ना व्यन्तराः सुराः ॥ १३० ॥

ज्योतिष्काणां देवदेवीवृन्दः संख्यगुणास्ततः ।
स्वस्वदेवेभ्यश्च देव्यः सर्वाः संख्यगुणाः स्मृताः ॥ १३१ ॥

---

तगणा छे एम कहो छो. तो सौधर्मदेवलोकमां पण विमानो अने कृष्णपाक्षिक देवो छे माटे एओने पण 'इशान'ना देवोथी असंख्यगणा कहेवा जोइए ते केम कहेता नथी? १२७–१२८.

ए शंकानुं समाधान आ प्रमाणे:—अमारे तो शास्त्रनुं वचन प्रमाण छे. आप्तजनोए कह्युं छे ए अमारा जेवाना विचारने अगोचर छे. १२९.

प्रज्ञापनासूत्रनी वृत्तिमां पण कह्युं छे के:—

कोई एवो प्रश्न उठावे के—'माहेन्द्र' अने 'सनत्कुमार'ना संबंधमां पण आ युक्ति कही, पण त्यां तो 'मान्हेद्र'नी अपेक्षाए, 'सनत्कुमार'मां देवो असंख्यगणा कह्या छे; अने अहिं तो 'सौधर्म'मां असंख्यगणा कह्या छे. एम केम? आ प्रश्ननुं निराकरण एम के:—अमे जे कहीए छीए, ते प्रमाणभूत वचन–शास्त्रवचनने अनुसरीने कहीए छीए. वळी अहिं पाठफेरनी पण शंका नथी; कारणके अन्यत्र पण कह्युं छे के—इशानदेवलोकमां तेमज सर्वत्र बत्रीशगणी देवीओ छे, 'सौधर्म'मां संख्यातगणी छे अने 'भुवनपति'मां एथी असंख्यगणी छे.

हवे, सौधर्मदेवलोकना देवो करतां 'भवनपति'ना असंख्यगणा छे, एनाथी व्यन्तर

इति लघ्वी अल्पबहुता ॥ ३३ ॥

पूर्वस्यां च प्रतीच्यां च स्तोका भवनवासिनः ।
उत्तरस्यां दक्षिणस्यामसंख्येयगुणाः क्रमात् ॥ १३२ ॥
प्राक्प्रतीच्योर्हि भवनाल्पत्वास्तोका अमी किल ।
दक्षिणोत्तरयोस्तेषां क्रमाधिक्यादिमेऽधिकाः ॥ १३३ ॥
पूर्वस्यां व्यन्तराः स्तोका विशेषेणाधिकाधिकाः ।
अपरस्यामुत्तरस्यां दक्षिणस्यां यथाक्रमम् ॥ १३४ ॥
व्यन्तराः शुषिरे भूम्ना प्रचरन्ति ततोऽधिकाः ।
साधोग्रामायां प्रतीच्याममी स्युः प्राच्यपेक्षया ॥ १३५ ॥
उदीच्यां दक्षिणस्यां च युक्तमेवाधिकाधिकाः ।
स्वस्थाननगरावासबाहुल्यतो यथाक्रमम् ॥ १३६ ॥
पूर्वस्यां पश्चिमायां च स्तोका ज्योतिष्कनाकिनः ।
दक्षिणस्यामुदीच्यां च स्युः क्रमेणाधिकाधिकाः ॥ १३७ ॥
प्राक्प्रतीच्योश्चन्द्रसूर्यद्वीपेषूद्यानदेशवत् ।
क्रीडास्पदेषु ज्योतिष्काः स्वल्पाः प्रायेण सत्तया ॥ १३८ ॥

દેવો અસંખ્યગણા છે અને એનાથી ' જ્યોતિષી ' દેવદેવીઓ સંખ્યાતગણી છે. વળી સર્વ દેવીઓ પોતપોતાના દેવો કરતાં સંખ્યગણી છે. ૧૩૦–૧૩૧.

હવે એમના '**દિગાશ્રી અલ્પબહુત્વ**' વિષે. ( દ્વાર ૩૪ મું ).

'**ભવનપતિ**' દેવો પૂર્વમાં અને પશ્ચિમમાં સર્વથી થોડા છે; ઉત્તરમાં અને દક્ષિણમાં અનુક્રમે એથી અસંખ્યઅસંખ્યગણા છે. એનું કારણ એ કે પૂર્વપશ્ચિમમાં ભવનો થોડાં છે, અને ઉત્તરદક્ષિણમાં ભવનો અધિક છે. ૧૩૨–૧૩૩.

વ્યન્તરદેવો પૂર્વદિશામાં સર્વથી થોડા છે; અને પશ્ચિમમાં, ઉત્તરમાં અને દક્ષિણમાં અનુક્રમે એથી અધિકઅધિક છે. કારણ એકે એઓ પોલાણમાં ઘણા વિચરે છે માટે અધોગ્રામોવાળી પશ્ચિમમાં એઓ અધિક છે; અને ઉત્તર અને દક્ષિણમાં એમને રહેવાના નગરો ઘણા છે માટે ત્યાંયે એઓ અધિક છે. ૧૩૪–૧૩૬.

જ્યોતિષ્ક દેવો પૂર્વ અને પશ્ચિમમાં સર્વથી થોડા છે; અને દક્ષિણ તથા ઉત્તરમાં અનુક્રમે અધિક અધિક છે. કારણ કે પૂર્વપશ્ચિમમાં એમના ક્રીડાસ્થાનરૂપ ચંદ્રસૂર્યદ્વીપો છે એ ઉદ્યાનના

तेभ्योऽधिका दक्षिणस्यां विमानानां बहुत्वतः ।
तथा कृष्णपाक्षिकाणां बाहुल्येनोपपाततः ॥ १३९ ॥

उदीच्यां मानससरस्येते क्रीडापरायणाः ।
आसते नित्यमेवं स्युर्दक्षिणापेक्षयाधिकाः ॥ १४० ॥

किं च मानसाख्ये सरस्यस्मिन् मत्स्याद्या येऽम्बुचारिणः ।
ते समीपस्थितज्योतिर्विमानादिनिरीक्षणात् ॥ १४१ ॥

उत्पन्नजातिस्मरणाः किंचिदाचर्य च व्रतम् ।
विहितानशनाः कृत्वा निदानं सुखलिप्सया ॥ १४२ ॥

मृत्वा ज्योतिर्विमानेषूत्पद्यन्तोऽन्तिकवर्त्तिषु ।
ततः स्युर्दाक्षिणात्येभ्य उत्तराहा इमेऽधिकाः ॥१४३॥ विशेषकम् ॥

स्युः सौधर्मप्रभृतिषु ताविषेषु चतुर्ष्वपि ।
पूर्वस्यां पश्चिमायां च स्तोका एव सुधाभुजः ॥ १४४ ॥

ततश्चासंख्येयगुणा उत्तरस्यां ततोऽधिकाः ।
दक्षिणस्याममी प्रोक्ताः श्रूयतां तत्र भावना ॥ १४५ ॥

तुल्या दिक्षु चतुर्ष्वेषु विमानाः पंक्तिवर्त्तिनः ।
असंख्ययोजनतताः पुष्पावकीर्णकाः पुनः ॥ १४६ ॥

---

એક ન્હાના ભાગ જેવા છે માટે ત્યાં એ સ્વાભાવિક રીતે થોડાજ હોય. દક્ષિણમાં એથી અધિક– એનું કારણ એ કે ત્યાં ઘણા વિમાનો છે અને વળી કૃષ્ણપાક્ષિક દેવોની ત્યાં ઉત્પત્તિ વિશેષ છે. ઉત્તરમાં વળી એથી અધિક છે એનું કારણ એ કે–ત્યાં જે માનસસરોવર છે તેમાં એઓ હમેશાં ક્રીડા કરતા રહે છે. ૧૩૭–૧૪૦.

આ માનસસરોવરમાં જે મત્સ્યાદિ જળચર જીવો છે તેમને સમીપસ્થ જ્યોતિષ્કવિમાનો જોઇને જાતિસ્મરણ થાય છે એટલે કંઇક વ્રત લઇને અથવા અનશન કરીને સુખી થવાની અપેક્ષાએ નિદાન કરી મૃત્યુબાદ એ સમીપમાં રહેલા વિમાનોમાં ઉત્પન્ન થાય છે. એ કારણને લઇને ઉત્તરમાં એમની સંખ્યા દક્ષિણ કરતાં અધિક છે. ૧૪૧–૧૪૩.

'સૌધર્મ' આદિ ચારે દેવલોકમાં, પૂર્વમાં અને પશ્ચિમમાં થોડા દેવ છે. ઉત્તરમાં એથી અસંખ્યગણા છે, અને દક્ષિણમાં એથી પણ અધિક છે. એમાં ભાવના આ પ્રમાણે:—અસંખ્ય-યોજનના વિસ્તારવાળા પંક્તિબદ્ધ વિમાનો તો ચારે દિશાઓમાં સરખા છે. પરંતુ પુષ્પાવ-કીર્ણવિમાનો દક્ષિણ અને ઉત્તરમાંજ ઘણા છે, પૂર્વપશ્ચિમમાં નહિં. માટે પૂર્વપશ્ચિમની

याम्योदीच्योरेव भूम्ना स्युः पूर्वापरयोस्तु न ।
उदक् ततोऽसंख्यगुणाः प्राचीप्रतीच्यपेक्षया ॥ १४७ ॥

भूम्ना कृष्णपाक्षिकाणां दक्षिणस्यां समुद्भवात् ।
दक्षिणस्यां समधिका उत्तरापेक्षया ततः ॥ १४८ ॥

तथाहुः प्रज्ञापनायाम्—

दिसाणुवाएणं सव्वत्थोवा देवा सोहम्मे कप्पे पुरच्छिमपच्चच्छिमेणं, उत्तरेणं असंखेज्जगुणा, दाहिणेणं विसेसाहिया ॥ अत्र यद्यपि 'विविहा पुप्फकिन्ना तयन्तरे मुत्तु पुव्वदिसिं' इति वचनात् प्राच्यां पुष्पावकीर्णकाभावात् प्रतीच्यां च तन्निषेधाभावात् प्राच्यपेक्षया प्रतीच्यां देवाः अधिकाः वक्तव्याः स्युः तथापि अत्र सूत्रे पूर्वपश्चिमावल्योः उभयतः सर्वापि दक्षिणोत्तरतयैव दिग्विवक्षितेति संभाव्यते इति वृद्धाः । यथा दक्षिणोत्तरार्धलोकाधिपती सौधर्मेशानेन्द्रौ इत्यत्र पूर्वपश्चिमे अपि दक्षिणोत्तरतयैव विवक्षिते । इति ॥

पूर्वोत्तरपश्चिमासु ब्रह्मलोकेऽल्पकाः सुराः ।
ततश्चासंख्येयगुणा दक्षिणस्यां दिशि स्मृताः ॥ १४९ ॥
याम्यां हि बहवः प्रायस्तिर्यंचः कृष्णपाक्षिकाः ।
उत्पद्यन्तेऽन्यासु शुक्लपाक्षिकास्ते किलाल्पकाः ॥ १५० ॥

અપેક્ષાએ ઉત્તરદક્ષિણમાં અસંખ્યાતગણા કહ્યા છે. વળી ઉત્તર કરતાં દક્ષિણનાં અધિક કહ્યાં એનું કારણ એ કે દક્ષિણમાં કૃષ્ણપાક્ષિકદેવોના વિમાનો એ કરતાં ઘણા અધિક છે. ૧૪૪–૧૪૮.

આ સંબંધે પ્રજ્ઞાપના સૂત્રમાં પણ એજ ભાવાર્થનું કહ્યું છે:

દિશાને આશ્રીને કહીએ તો, સૌધર્મદેવલોકમાં, પૂર્વપશ્ચિમમાં સર્વથી થોડા દેવો છે; ઉત્તરમાં એથી અસંખ્યગણા, અને દક્ષિણમાં ઉત્તર કરતાં અધિક છે. અહિયાં, પૂર્વમાં પુષ્પાવકીર્ણોના અભાવને લીધે, અને પશ્ચિમમાં એઓનો નિષેધ કર્યો નથી માટે, પૂર્વની અપેક્ષાએ પશ્ચિમમાં અધિક દેવો કહેવા જોઇતા હતા. પણ આ સૂત્રમાં પૂર્વશ્રેણિ અને પશ્ચિમશ્રેણિ એમ બે શ્રેણિ કહી એટલે સર્વ દિશાઓ દક્ષિણઉત્તરરૂપે જ કહી છે એમ સમજાય છે. જેમકે સૌધર્મ–અને ઇશાન–ઇંદ્રોને દક્ષિણાર્ધ તથા ઉત્તરાર્દ્ધના અધિપતિઓ કહ્યા છે, ત્યાં દક્ષિણાર્ધ અને ઉત્તરાર્દ્ધમાં પૂર્વપશ્ચિમ દિશાઓની જ વિવક્ષા છે.

બ્રહ્મદેવલોકમાં, પૂર્વ–ઉત્તર અને–પશ્ચિમ દિશામાં દેવો થોડા છે, પણ દક્ષિણમાં એથી

एवं च लांतके शुक्रे सहस्रारेऽपि नाकिनः ।
भूयांसो दक्षिणस्यां स्युस्तिसृष्वन्यासु चाल्पकाः ॥ १५१ ॥
आनतादिषु कल्पेषु ततश्चानुत्तरावधि ।
प्रायश्चतुर्दिशमपि समाना एव नाकिनः ॥ १५२ ॥

तथाहुः प्रज्ञापनायाम्—

तेण परं बहुसमोववरणगा समणाउसो इति ॥

इति दिगपेक्षया अल्पबहुता ॥ ३४ ॥

जघन्यतोऽन्तर्मुहूर्त्तं कालोऽनन्तोऽन्तरं गुरु ।
ज्येष्ठकायस्थितिरूपः स च कालो वनस्पतेः ॥ १५३ ॥

इति अन्तरम् ॥ ३५ ॥

इति यदिह मयोक्तं निर्जराणां स्वरूपम्
तद्गुरुसमयवाचां वर्णिकामात्रमेव ।
तदुपहितविशेषात् को ह्यशेषान् विवेक्तुम्
प्रभुरिव नृपकोष्ठागारजाग्रत्कणौघान् ॥ १५४ ॥

---

અસંખ્યગણા છે. કારણ કે દક્ષિણમાં પ્રાય: કૃષ્ણપાક્ષિકોની ઉત્પત્તિ છે અને તેઓ બહોળા છે; અને બીજી દિશાઓમાં શુકલપાક્ષિકોની ઉત્પત્તિ છે અને તેઓ અલ્પ છે. ૧૪૯–૧૫૦.

લાંતક, શુક્ર અને સહસ્રાર દેવલોકોમાં પણ એજ પ્રમાણે, દક્ષિણ દિશામાં ઘણા દેવો છે, બાકીની ત્રણમાં થોડા છે. ૧૫૧.

'આનત' થી તે છેક 'અનુત્તર વિમાન' સુધીના દેવલોકોમાં, પ્રાય: ચારે દિશાઓમાં દેવોની સંખ્યા સરખી છે. ૧૫૨.

પ્રજ્ઞાપનાસૂત્રમાં આ વિષે કહ્યું છે કે—ત્યાર પછી ( ના દેવલોકોમાં ) દેવોની ઉત્પત્તિ પ્રાય: સરખી છે.

હવે એમના '**અન્તર**' વિષે. ( દ્વાર ૩૫ મું ).

દેવોનું જઘન્ય અન્તર અન્તર્મુહૂર્તનું છે, અને ઉત્કૃષ્ટ અનન્તકાળનું છે. આ અનન્ત કાળ–તે વનસ્પતિની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ જેટલો સમજવો. ૧૫૩.

એવી રીતે મેં અહિં દેવતાઓના સ્વરૂપ વિષે વર્ણન કર્યું. પણ તે તો બહોળા સિદ્ધાન્તના વચનોની રેખા માત્ર છે. કારણકે એમાં જે જે વિશિષ્ટતા રહેલી છે એ સર્વેયે

विश्वाश्चर्य- कीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे
सर्गो निर्गलितार्थसार्थसुभगः सौख्येन पूर्णोऽष्टमः ॥ १५५ ॥

इति देवाधिकाररूपः अष्टमः सर्गः ।



વિવિક્તિ કરવાને કોઈ સમર્થ નથી. રાજાના કોઠારમાં રહેલા ધાન્યના કણના ઢગલામાંથી જેટલા જેટલા વિશિષ્ટ હોય તેટલા બધા વીણી લેવાનું સામર્થ્ય હોય પણ કોનામાં ? " ૧૫૪.

સકળ વિશ્વને વિષે જેમની કીર્તિએ આશ્ચર્ય ઉત્પન્ન કર્યું છે એવા શ્રીમદ્કીર્તિવિજય ઉપાધ્યાયના શિષ્ય, અને પિતા શ્રીયુત તેજપાળ તથા માતા રાજબાના સુપુત્ર વિનયવિજય ઉપાધ્યાયે જે આ, જગતના સકળ નિશ્ચિત તત્વોને દીપકની જેમ પ્રકાશમાં લાવનાર, ગ્રંથ રચ્યો છે તેનો, અંદરથી નીગળતા અર્થને લીધે મનોહર એવો આઠમો સર્ગ નિર્વિઘ્ને સમાપ્ત થયો. ૧૫૫.

દેવાધિકારરૂપ આઠમો સર્ગ સમાપ્ત.



# अथ नवमः सर्गः।

अथा नारकाः।

रत्नशर्करावालुकापंकधूमतमःप्रभाः।
महातमःप्रभैतज्जाः सप्तधा नारका मताः ॥ १ ॥
पर्याप्तापरभेदेन चतुर्दश भवन्ति ते।
स्थानोत्पातसमुद्घातैर्लोकासंख्यांशवर्त्तिनः ॥ २ ॥
स्वस्थानतस्त्वधोलोकस्यैकदेशे भवन्त्यमी।
विशेषस्थानयोगस्तु क्षेत्रलोके प्रवक्ष्यते ॥ ३ ॥

इति भेदाः स्थानानि च ॥ १ । २ ॥

पर्याप्तयः षडप्येषां चतस्रो योनिलक्षकाः।
लक्षाणि कुलकोटीनामुक्तानि पंचविंशतिः ॥ ४ ॥

इति द्वारत्रयम् ॥ ३ । ४ । ५ ॥

# સર્ગ નવમો.

( નારકોના સ્વરૂપ વિષે ).

(૧) રત્નપ્રભા, (૨) શર્કરાપ્રભા, (૩) વાલુકાપ્રભા, (૪) પંકપ્રભા, (૫) ધૂમપ્રભા, (૬) તમ:પ્રભા અને (૭) મહાતમ:પ્રભા એ સાત નરકમાં ઉત્પન્ન થતા સાત જાતના નારકો કહ્યા છે. ૧

એ દરેકના પાછા ' પર્યાપ્ત ' અને ' અપર્યાપ્ત '–એમ બે ભેદ હોવાથી, કુલ ચૌદ પ્રકારના નારક થયા. એઓ સ્થાન, ઉત્પાત અને સમુદ્‌ઘાતવડે લોકના અસંખ્યમા ભાગમાં રહેલા છે. એમનું પોતાનું ખરેખરૂં સ્થાન તો અધોલોકનો એક ભાગ છે. બીજા સ્થાનોનો યોગ એમને કેવી રીતે થાય છે તે હવે પછી ' ક્ષેત્રલોક ' માં કહેશું. ૨–૩.

એ પ્રમાણે એમના ' **ભેદ** ' અને ' **સ્થાન** '–એ બે દ્વારો વિષે.

વળી ' **પર્યાપ્તિઓ** ' એમને છ યે છ છે. એમની ' **યોનિસંખ્યા** ' ચાર લાખ છે, અને ' **કુળસંખ્યા** ' પચવીશ લાખ છે. ૪.

એ પ્રમાણે એ ત્રણ દ્વાર વિષે.

स्युः शीतयोनयः केचित् केचित्तथोष्णयोनयः ।
जिनैरुक्ता नैरयिकाः संवृताचित्तयोनयः ॥ ५ ॥

इति योनिसंवृतत्वादि ॥ ६ ॥

दशवर्षसहस्राणि जघन्यैषां भवस्थितिः ।
उत्कृष्टा तु त्रयस्त्रिंशत्सागरोपमसंमिता ॥ ६ ॥

इति भवस्थितिः ॥ ७ ॥

कायस्थितिस्तेषां भवस्थितिरेव ॥ ८ ॥

कायस्थितिस्त्रसत्वे स्याज्जघन्यान्तर्मुहूर्तिकी ।
द्वौ सागरसहस्रौ च कियद्वर्षाधिकौ गुरुः ॥ ७ ॥

देहास्त्रयस्तैजसं च कार्मणं वैक्रियं तथा ।
स्वाभाविककृत्रिमयोर्हुंडं संस्थानमंगयोः ॥ ८ ॥

इति देहाः संस्थानं च ॥ ९ । १० ॥

शतानि पंच धनुषां ज्येष्टा स्वाभाविकी तनुः ।
लघ्व्यंगुलासंख्यभागमानारम्भक्षणे मता ॥ ९ ॥

---

એમનામાં કેટલાક ' **શીતયોનિ** ' છે અને કેટલાક ' **ઉષ્ણયોનિ** ' છે. વળી ' સંવૃત ' અને ' વિવૃત ' એ એમાંથી એમની ' **સંવૃત** ' યોનિ છે. અને ' સચિત્ત ', ' અચિત્ત ' અને સચિત્તાચિત્ત–એ ત્રણ પ્રકારમાંથી એમની ' **અચિત્ત** ' યોનિ છે. ૫.

એમની ' **ભવસ્થિતિ** ' જઘન્યતઃ દશસહસ્રવર્ષની છે. અને ઉત્કર્ષતઃ તેત્રીશસાગરોપમની છે. ૬.

એમની ભવાસ્થતિ છે એજ એમની ' **કાયસ્થિતિ** ' છે. ત્રસપણામાં એમની કાયસ્થિતિ જઘન્યતઃ અન્તર્મુહૂર્તની છે અને ઉત્કર્ષતઃ બે હજાર સાગરોપમથી કંઇક અધિક છે. ૭

એમને તૈજસ, કાર્મણ અને વૈક્રિય–એમ ત્રણ ' **દેહ** ' છે. વળી એમના સ્વાભાવિક અને કૃત્રિમ–બેઉ શરીરોનું ' હુંડક ' ' **સંસ્થાન** ' છે.

એ પ્રમાણે દશમા દ્વાર સુધીની હકીકત કહી.

હવે એમના દેહમાન વિષે. ( દ્વાર ૧૧ મું ).

એમનું સ્વભાવિક **શરીર** ઉત્કૃષ્ટતઃ પાંચસો યોજનનું હોય; અને **જઘન્યતઃ** આરંભસમયે અંગુળના અસંખ્યાતમા ભાગ જેવડું કહ્યું છે. ૯.

स्वस्वस्वाभाविकतनोर्द्विगुणोत्तरवैक्रिया ।
गुर्वी लघ्व्यंगुलसंख्यभागमाना भवेदसौ ॥ १० ॥

इति अंगमानम् ॥ ११ ॥

स्युश्चत्वारः समुद्घाता आद्या एषां गतिः पुनः ।
पर्याप्तगर्भजनरतिरश्चोः संख्यजीविनोः ॥ ११ ॥

इति द्वारद्वयम् ॥ १२ । १३ ॥

नरपंचाक्षतिर्यंचः पर्याप्ताः संख्यजीविनः ।
नारकेषु यान्ति संख्या सामयिक्येषु देववत् ॥ १२ ॥
एषूत्पत्तिच्यवनयोर्मुहूर्त्ता द्वादशान्तरम् ।
उत्कर्षतो जघन्याच्च प्रज्ञप्तं समयात्मकम् ॥ १३ ॥

इति आगतिः ॥ १४ ॥

सामान्यतो नैरयिका लभन्तेऽनन्तरे भवे ।
सम्यक्त्वं देशविरतिं चारित्रं मुक्तिमप्यमी ॥ १४ ॥
विशेषतस्तु क्षेत्रलोके वक्ष्यते ॥

---

એમનું વૈક્રિય શરીર એમના સ્વાભાવિક શરીરથી વધારેમાં વધારે બમણું થઇ શકે છે અને ઓછામાં ઓછું અંગુળના અસંખ્યાતમા ભાગ જેટલું થઇ શકે છે. ૧૦.

હવે ૧૨ મા તથા ૧૩ મા દ્વાર સમુદ્ઘાત અને ગતિ વિષે.

'**સમુદ્ઘાત**' એમને પહેલા ચાર હોય છે. વળી એઓ મૃત્યુબાદ સંખ્યઆયુષ્યવાળા પર્યાપ્તગર્ભજ મનુષ્ય અને તિર્યંચને વિષે જાય છે. ૧૧.

હવે ૧૪ મા દ્વાર 'આગતિ' વિષે.

પર્યાપ્ત અને સંખ્યજીવી મનુષ્ય તથા પંચેન્દ્રિયતિર્યંચો મૃત્યુબાદ અહિં આવે છે. એમનામાં એક સમયની આગતિસંખ્યા દેવ જેટલી છે; ઉત્પત્તિ અને ચ્યવન વચ્ચે ઉત્કૃષ્ટ અન્તર બાર મુહૂર્ત્તોનું છે, અને જઘન્ય અન્તર એક સમયનું છે. ૧૨–૧૩.

હવે એમના 'અનન્તરાપ્તિ' દ્વાર વિષે. ( દ્વાર ૧૫ મું ).

સામાન્યત: નારકીઓ અનન્તર ભવમાં સમ્યક્ત્વ, દેશવિરતિ, ચારિત્ર અને મોક્ષ સુદ્ધ મેળવે છે. આ સંબંધમાં વિશેષ હકીકત 'ક્ષેત્રલોક' માં કહેશું. ૧૪.

इति अनन्तराप्तिः ॥ १५ ॥

सर्वेभ्योऽपि नारकेभ्यो लब्ध्वा नरभवादिकम् ।
यद्येकसमये यान्ति शिवं तर्हि दश ध्रुवम् ॥ १५ ॥

प्रत्येकमाद्यनरकत्रयोद्धृता अमी पुनः ।
सिद्धिं यान्ति दश दश तुर्योद्धृतास्तु पंच ते ॥ १६ ॥

इति समयेसिद्धिः ॥ १६ ॥

लेश्यास्तिस्रो भवन्त्याद्या षडाहारदिशोऽपि च ।
न संहननसद्भावः कषाया निखिला अपि ॥ १७ ॥

इति द्वारचतुष्टयम् ॥ १७–२० ॥

संज्ञा सर्वाश्चेन्द्रियाणि सर्वाण्येषां च संज्ञिता ।
दीर्घकालिक्यादिमत्वाद्व्यक्तसंज्ञतयाऽपि च ॥ १८ ॥

इति द्वारत्रयम् ॥ २१–२३ ॥

एषां वेदः क्लीब एव दृष्टिर्ज्ञानं च दर्शनम् ।
उपयोगा इति द्वारचतुष्कं सुरवन्मतम् ॥ १९ ॥

इति द्वारपंचकम् ॥ २४–२८ ॥

હવે 'સમયેસિદ્ધિ' નામના સોળમા દ્વાર વિષે.

સઘળા સાતે નરકમાંથી નીકળેલા, મનુષ્યભવ વગેરે પામે તો એમનામાંથી એક સમયે ફક્ત દશ સિદ્ધિ મેળવે છે. પ્રત્યેક નરકની જૂદી ગણત્રીએ, પહેલી ત્રણમાંની દરેકમાંથી નીકળેલા દશદશ મોક્ષે જાય છે, અને ચોથીમાંથી નીકળેલા પાંચ સિદ્ધિ પામે છે. ૧૫–૧૬.

હવે એમના બીજા દ્વારો ( ૧૭–૨૩ ) વિષે કહીએ:—

એમને, '**લેશ્યા**' પહેલી ત્રણ છે, '**છદિશિ આહાર**' છે અને '**સંહનન**' ( સંઘયણ ) હોતું નથી. વળી '**કષાયો**' સઘળા હોય છે તેમ '**સંજ્ઞાઓ**' અને '**ઇન્દ્રિયો**' પણ સર્વે હોય છે. વળી એમને 'દીર્ઘકાલિકી' આદિ સંજ્ઞા છે અને એ સંજ્ઞાઓ વ્યક્ત છે માટે એઓ '**સંજ્ઞી**' છે. ૧૭–૧૮.

હવે એમના ૨૪માથી ૨૮ મા સુધીના દ્વારો વિષે.

'**વેદ**' માં, એમને નપુંસકવેદજ હોય છે. વળી એમના '**દૃષ્ટિ**', '**જ્ઞાન**', '**દર્શન**' અને '**ઉપયોગ**' એ ચાર દ્વારો દેવતા પ્રમાણે છે. ૧૯.

ओजोलोमाभिधावेषामाहारावशुभौ भृशम् ।
गुणस्थानानि योगाश्च भवन्त्यमृतभोजिवत् ॥ २० ॥
लोमाहारो द्विधा भोगादनाभोगाच्च तत्र च ।
स्यादादिमोऽन्तर्मुहूर्त्तात् द्वितीयश्च प्रतिक्षणम् ॥ २१ ॥
इति द्वारत्रयम् ॥ २९-३१ ॥
अंगुलप्रमितक्षेत्रप्रदेशराशिवर्तिनि ।
तृतीये वर्गमूलघ्ने प्रथमे वर्गमूलके ॥ २२ ॥
यावान् प्रदेशराशिः स्यात्तावतीषु च पंक्तिषु ।
एकप्रादेशिकीषु स्युर्यावन्तः खप्रदेशकाः ॥ २३ ॥
तावन्तो नारकाः प्रोक्ताः सामान्येन जिनेश्वरैः ।
विशेषतो मानमेषामथ किंचित्प्रतन्यते ॥ २४ ॥ विशेषकम् ॥
अंगुलप्रमितक्षेत्रप्रदेशराशिसंगते ।
तृतीयवर्गमूलघ्ने प्रथमे वर्गमूलके ॥ २५ ॥
यावान् प्रदेशनिकरस्तत्प्रमाणासु पंक्तिषु ।
एकप्रादेशिकीषु स्युर्यावन्तः खप्रदेशकाः ॥ २६ ॥
तावन्तो मानतः प्रोक्ता नारकाः प्रथमक्षितौ ।
शेषासु षट्सु च क्ष्मासु ख्याता नैरयिकांगिनः ॥ २७ ॥

હવે એમના ૨૯ માથી ૩૧ મા સુધીના દ્વારો વિષે.

'**આહાર**' માં એમને બે ઘણા અશુભ આહાર છે: (૧) ઓજઆહાર અને (૨) લોમ-આહાર. આ લોમઆહાર વળી બે પ્રકારના છે: (૧) ભોગથી અને (૨) અનાભોગથી. એમાં પહેલો અન્તર્મુહૂર્ત્તે, અને બીજો સમયેસમયે થાય છે. વળી એમને '**ગુણસ્થાન**' અને '**યોગ**' એઉ વાનાં દેવતા સદૃશ છે. ૨૦-૨૧.

હવે એમના 'પ્રમાણ'-સંખ્યા વિષે. ( દ્વાર ૩૨ મું ).

અંગુલપ્રમાણ ક્ષેત્રપ્રદેશની રાશિમાં રહેલા અને ત્રીજાવર્ગમૂળથી ગુણેલા એવા પ્રથમ વર્ગમૂળમાં જેવડો પ્રદેશરાશિ હોય તેટલી એકપ્રદેશી શ્રેણિઓમાં જેટલા આકાશપ્રદેશો હોય તેટલા **સામાન્યતઃ** નારકો છે એમ જિનેશ્વરોનું વચન છે. ૨૨-૨૪.

એ વિષે **વિશેષતઃ** નીચે પ્રમાણે:—

અંગુલપ્રમાણ ક્ષેત્રપ્રદેશની રાશિમાં રહેલા અને ત્રીજાવર્ગમૂળથી ગુણેલા એવા પહેલા

घनीकृतस्य लोकस्य श्रेण्यसंख्यांशवर्तिभिः ।
नभःप्रदेशैः प्रमिता विशेष एष तत्र च ॥ २८ ॥ कलापकम् ॥

आरभ्य सप्तमक्ष्माया द्वितीयवसुधावधि ।
असंख्येयगुणत्वेन यथोत्तराधिकाधिकाः ॥ २९ ॥

इति मानम् ॥ ३२ ॥

सर्वाल्पाः सप्तमक्ष्मायामसंख्येयगुणास्ततः ।
भवन्ति नारकाः क्ष्मासु षष्ठ्यादिषु यथाक्रमम् ॥ ३० ॥

संज्ञिपंचेन्द्रियतिर्यग्मनुष्याः सप्तमक्षितौ ।
सर्वोत्कृष्टपापकृत उत्पद्यन्तेऽल्पकाश्च ते ॥ ३१ ॥

किंचिद्धीनहीनतरपाप्मानः प्रोद्भवन्ति च ।
षष्ठ्यादिषु ते च भूरिभूरयः स्युर्यथोत्तरम् ॥ ३२ ॥

इति लघ्वी अल्पबहुता ॥ ३३ ॥

सर्वासु नारकाः स्तोकाः पूर्वोत्तरापरोद्भवाः ।
असंख्येयगुणास्तेभ्यो दक्षिणाशासमुद्भवाः ॥ ३३ ॥

पुष्पावकीर्णनरकावासा ह्यल्पा दिशां त्रये ।
ये सन्ति तेऽपि प्रायेण संख्ययोजनविस्तृताः ॥ ३४ ॥

---

વર્ગમૂળમાં જેટલો પ્રદેશરાશિ હોય તેટલા પ્રમાણવાળી એકપ્રદેશી શ્રેણિઓમાં જેટલા આકાશપ્રદેશો હોય તેટલા નારકો **પહેલી નરકમાં** કહ્યા છે. **શેષ છ** નરકોમાં, ઘનકરેલા લોકની શ્રેણિના અસંખ્યમા ભાગમાં જેટલા આકાશપ્રદેશો છે તેટલા છે. વિશેષ એટલું કે–સાતમી નરકથી માંડીને બીજીસુધી એઓ (નારકો) ઉત્તરોત્તર અસંખ્યગણા છે. ૨૫–૨૯.

હવે એમના ' લઘુ અલ્પબહુત્વ ' વિષે. ( દ્વાર ૩૩ મું ).

ઓછામાં ઓછા નારકો સાતમા નરકમાં છે. અને છઠ્ઠાથી પહેલા સુધીના નરકમાં ઉત્તરોત્તર અસંખ્યગણા છે. જેઓએ સૌથી ઉત્કૃષ્ટ પાપ કરેલાં છે એવા સંજ્ઞી પંચેન્દ્રિયતિર્યંચ અને મનુષ્યો સાતમા નરકમાં જાય છે, જો કે એવી સંખ્યા ઘણી અલ્પ છે. જેમનાં એ કરતાં ઉતરતાં ઉતરતાં પાપ છે એઓ છઠ્ઠાથી ઉતરતા ઉતરતા ( પાંચમા, ચોથા વગેરે ) નરકમાં જાય છે. આમની સંખ્યા ઉત્તરોત્તર વધતી વધતી છે. ૩૦–૩૨.

હવે એમના ' દિગાશ્રી અલ્પબહુત્વ ' વિષે. ( દ્વાર ૩૪ મું ).

બધી દિશાઓ કરતાં પૂર્વ, પશ્ચિમ અને ઉત્તરદિશામાં ઓછા નારકો છે. દક્ષિણદિશામાં એ કરતાં અસંખ્યગણા છે. કારણ એ કે એ ત્રણ દિશાઓમાં પુષ્પાવકીર્ણનરકાવાસ થોડા છે

दक्षिणस्यां च पुष्पावकीर्णका बहवः स्मृताः ।
प्रायस्ते सन्त्यसंख्येययोजनायतविस्तृताः ॥ ३५ ॥
किं च—भूम्ना कृष्णपाक्षिकाणां दक्षिणस्यां यदुद्भवः ।
दिक्त्रयापेक्षयैतस्यां भूयांसो नारकास्ततः ॥ ३६ ॥
इति दिगपेक्षयाल्पबहुता ॥ ३४ ॥
वनस्पतिज्येष्ठकायस्थितिमानं किलान्तरम् ।
एषां गरीयो विज्ञेयं लघु चान्तर्मुहूर्त्तकम् ॥ ३७ ॥
इत्यन्तरम् ॥ ३५ ॥
नारकलोकनिरूपणमेवं क्लृप्तमशेषविशेषविमुक्तम् ।
शेषमधोजगदुक्त्यधिकारे किंचिदिहैव विशिष्य च वक्ष्ये ॥३८॥
विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे
संपूर्णो नवमः सुखेन नवमः सर्गो निसर्गोज्ज्वलः ॥ ३९ ॥

इति नवमः सर्गः ।

---

અને જેટલા છે તે પણ વિસ્તારમાં સંખ્યાતયોજન છે; જ્યારે દક્ષિણદિશામાં એ નરકાવાસો ઘણા છે અને એ યે વળી વિસ્તારમાં અસંખ્ય યોજન છે. વળી દક્ષિણદિશામાં કૃષ્ણપાક્ષિક-નારકોની બહુ ઉત્પત્તિ છે. આવા આવા કારણોને લઇને, એ ત્રણ દિશાઓની અપેક્ષાએ ચોથી એટલે દક્ષિણ દિશામાં ઘણા નારકો છે એમ કહ્યું છે. ૩૩–૩૬.

હવે અન્તર સંબંધી. ( દ્વાર ૩૫ મું ).

નારકોમાં અન્તર ઉત્કર્ષતઃ વનસ્પતિની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ જેટલું છે; જ્યારે જઘન્યતઃ તો એ અન્તર્મુહૂર્ત્તનું છે. ૩૭.

આ પ્રમાણે નારકલોકનું સંક્ષિપ્ત વર્ણન કર્યું છે. વિશેષ વર્ણન–નિરૂપણ આ જ ગ્રંથમાં અધોલોકના અધિકારમાં કહેશું. ૩૮.

સકળ જગતને આશ્ચર્યમાં ગરકાવ કરનારી કીર્તિના ધણી કીર્તિવિજય ઉપાધ્યાયના અન્તેવાસી, અને પિતા–તેજપાળ અને માતા–રાજુબાઇના સુપુત્ર, વિનયવિજય ઉપાધ્યાયે જગતના નિશ્ચયભૂત તત્વોને દીપકની જેમ પ્રકાશમાં લાવનાર જે આ ગ્રંથ રચ્યો છે એનો કુદરતી સૌન્દર્યવાળો નવમો સર્ગ નિર્વિઘ્ને સંપૂર્ણ થયો. ૩૯.

નવમો સર્ગ સમાપ્ત.

# अथ दशमः सर्गः ।

इदानीं भवसंवेधः प्रागुद्दिष्टो निरुप्यते ।
तत्र ज्येष्टकनिष्टायुश्चतुर्भंगी प्रपंच्यते ॥ १ ॥

आद्यः प्राच्याग्र्यभवयोर्ज्येष्टमायुर्यदा भवेत् ।
भंगोऽन्यः प्राग्भवे ज्येष्टमल्पिष्टं स्यात्परे भवे ॥ २ ॥

तृतीयः प्राग्भवेऽल्पीयो ज्येष्टमायुर्भवे परे ।
आयुर्लघु द्वयोस्तुर्यो भंगेष्वेषु चतुर्ष्वथ ॥ ३ ॥

संज्ञी नरोऽथवा तिर्यक् षष्ठ्याद्यनरकेषु वै ।
पृथक्पृथक् भवानष्टावुत्कर्षेण प्रपूरयेत् ॥ ४ ॥ युग्मम् ॥

---

## સર્ગ દશમો.

હવે પૂર્વે ઉદ્દેશેલા 'ભવસંવેધ[1]' વિષે નિરૂપણ કરૂં છું. એમાં 'પૂર્વભવનું' અને 'પરભવનું' તથા 'ઉત્કૃષ્ટ' અને 'જઘન્ય'–એવા આયુષ્યના પ્રકારને લઇને ચાર 'વિભેદ' એટલે ભાંગા થાય છે તે કેવી રીતે થાય છે તે વિગતે સમજાવું છું. ૧.

(क) જ્યારે પૂર્વભવનું તથા પરભવનું–એમ બેઉ ભવનું ઉત્કૃષ્ટ આયુષ્ય હોય ત્યારે પહેલો 'વિભેદ' એટલે ભાંગો કહેવાય.

(ख) જ્યારે પૂર્વભવનું ઉત્કૃષ્ટ અને પરભવનું જઘન્ય આયુષ્ય હોય ત્યારે બીજો ભાંગો કહેવાય. ૨.

(ग) જ્યારે પૂર્વભવમાં જઘન્ય અને અગ્રભવમાં ઉત્કૃષ્ટ આયુષ્ય હોય ત્યારે ત્રીજો ભાંગો કહેવાય.

(घ) અને જ્યારે પૂર્વ અને પર–બેઉ ભવમાં જઘન્ય આયુ હોય ત્યારે ચોથો વિભેદ કે ભાંગો કહેવાય. ૩.

એ ચારે ભાંગાઓમાં સંજ્ઞી 'મનુષ્ય કે તિર્યંચ' છઠ્ઠી વગેરે નરકોમાં પૃથક્પૃથક્ ઉત્કૃષ્ટ આઠ ભવ પૂરે છે. ૪.

---

૧ સંસારી જીવોનાં સ્વરૂપનું વર્ણન અમુક સાડત્રીશ દ્વારો વડે કરવામાં આવે છે તેમાંનું આ ('ભવસંવેધ') છત્રીશમું દ્વાર છે. એના અર્થ અને વ્યાખ્યા માટે જુઓ આ ગ્રંથના ત્રીજા સર્ગના શ્લોક ૧૪૧૨–૧૪૧૩. (આ 'ભવસંવેધ'નું સ્વરૂપ આ દશમા સર્ગમાં પહેલા પંચાણુ શ્લોકોમાં છે. ત્યારપછી, ૩૭ મા દ્વાર 'મહા અલ્પબહુત્વ'નું સ્વરૂપ ૯૬ થી ૧૨૪ સુધીના શ્લોકોમાં વર્ણવ્યું છે.)

यथा संज्ञी नरस्तिर्यगुत्पन्नो नरके क्वचित् ।
ततो मृतो मनुष्ये वा तिरश्चि वा ततः पुनः ॥ ५ ॥
तत्रैव नरके भूयो मर्त्ये तिरश्चि वेति सः ।
भवानष्टौ समापूर्य नवमे च भवे ततः ॥ ६ ॥
अवश्यमन्यपर्यायं नरस्तिर्यगवाप्नुयात् ।
वक्ष्यमाणेष्वपि बुधैः कार्यैवं भावना स्वयम् ॥ ७ ॥ विशेषकम् ॥
तथैव भवनेशेषु ज्योतिष्कव्यंतरेष्वपि ।
तिर्यग्नरौ किलाष्टासु सौधर्मप्रभृतिद्युषु ॥ ८ ॥
भवानष्टौ पूरयतो भवौ द्वौ च जघन्यतः ।
इमौ पूरयतः प्रोक्तनारकेषु सुरेषु च ॥ ९ ॥ युग्मम् ॥
जघन्यायुष्टया माघवत्यामुत्पाद्यमानकः ।
तिर्यग् ज्येष्ठायुरन्यो वा भवान् सप्तैव पूरयेत् ॥ १० ॥
तथाहि । संज्ञी पंचेन्द्रियस्तिर्यक् पूर्वकोट्यायुरन्वितः ।
जघन्यायुष्टयोत्पन्नः सप्तम्यां नरकावनौ ॥ ११ ॥

---

જેવી રીતે કે કોઇ સંજ્ઞી મનુષ્ય અથવા તિર્યંચ કોઇ નરકને વિષે ઉત્પન્ન થઇને ત્યાંથી મૃત્યુ પામી મનુષ્યની અથવા તિર્યંચની ગતિમાં જાય , અને ત્યાંથી પુનઃ તેજ નરકમાં આવી ફરીને મનુષ્ય અથવા તિર્યંચની ગતિ પ્રાપ્ત કરે. એવી રીતે આઠ ભવો પૂરીને પછી નવમે ભવે તે મનુષ્ય કે તિર્યંચ અન્ય પર્યાયને પામે છે. વક્ષ્યમાણ ભવસંવેધોમાં પણ વિદ્વાનોએ એવીજ રીતે પોતાની મેળેજ ભાવના જાણી લેવી. ૫-૭.

એવીજ રીતે ભવનપતિમાં, જ્યોતિષ્કમાં અને વ્યન્તરમાં તથા સૌધર્મ વગેરે આઠ દેવલોકમાં, તિર્યંચ અને મનુષ્ય આઠ ભવ પૂરે છે, અને પૂર્વોક્ત નરકગતિ અને દેવગતિમાં જઘન્ય બે ભવ પૂરે છે. ૮-૯

વળી જઘન્ય આયુષ્યત્વથી માઘવતી નરકમાં ઉત્પન્ન થયેલો તિર્યંચ કે બીજો પ્રાણી ઉત્કૃષ્ટ આયુષ્યે કરીને સહિત થાય તો સાતજ ભવ પૂરે છે. ૧૦

તે આ પ્રમાણે:—

કોટિપૂર્વના આયુષ્યવાળો સંજ્ઞી પંચેન્દ્રિ તિર્યંચ સાતમી નરકમાં જઘન્ય આયુષ્યપણાએ કરીને ઉત્પન્ન થઇ, ત્યાંથી નીકળી તિર્યંચમાં આવે તથા ત્યાંથી પાછો

ततश्चोध्धृत्य तिर्यक्षु सप्तम्यां च ततः पुनः ।
तिर्यक्षु च ततः क्ष्मायां सप्तम्यां च ततः पुनः ॥ १२ ॥

तिर्यक्ष्वेव ततश्चासौ नोद्भवेत्सप्तमक्षितौ ।
एवं सप्तभवान् कृत्वाऽष्टमेऽन्यं भवमाप्नुयात् ॥१३॥ विशेषकम् ॥

तिर्यग् ज्येष्ठायुर्जघन्यायुष्कोऽथोत्कृष्टजीविताम् ।
अवाप्नुवन्माघवत्यां भवान् पंचैव पूरयेत् ॥ १४ ॥

उत्पद्यते द्विर्नरके तत्र तिर्यक्षु च त्रिशः ।
ततश्चासौ षष्टभवे नोद्भवेत्सप्तमक्षितौ ॥ १५ ॥

उत्कृष्टायुष्टयाल्पायुष्टया वा सप्तमक्षितौ ।
तिर्यक् ज्येष्ठायुरन्यो वा त्रिभवः स्याज्जघन्यतः ॥ १६ ॥

तत्र तिर्यग्भवौ तु द्वावेकः स्यात्सप्तमक्षितौ ।
माघवत्या नारकाणां तिर्यक्ष्वेव गतिर्यतः ॥ १७ ॥

चतुर्भंग्या नरः संज्ञी सप्तमं नरकं व्रजन् ।
जघन्यादुत्कर्षतोऽपि संपूरयेद्भवद्वयम् ॥ १८ ॥

---

સાતમી નરકમાં જાય; અને ત્યાંથી પાછો તિર્યંચમાં અને ત્યાંથી પુનઃ સાતમી નરકમાં જાય; અને ત્યાંથી પાછો તિર્યંચોમાં જ જાય છે, સાતમી નરકમાં જતો નથી. એવી રીતે સાત ભવો કરીને આઠમે ભવે અન્ય ભવ પામે છે. ૧૧-૧૩.

ઉત્કૃષ્ટ આયુષ્યવાળો અથવા જઘન્ય આયુષ્યવાળો તિર્યંચ માઘવતી નરકમાં ઉત્કૃષ્ટ આયુષ્ય પામી પાંચ જ ભવ પૂરે છે. એ બે વખત નરકમાં અને ત્રણ વખત તિર્યંચમાં ઉત્પન્ન થાય છે. પછી છઠ્ઠા ભવમાં એ સાતમી નરકમાં ઉત્પન્ન થતો નથી. ૧૪-૧૫.

ઉત્કૃષ્ટ આયુષ્યવાળો અથવા જઘન્ય આયુષ્યવાળો તિર્યંચ, ઉત્કૃષ્ટ આયુષ્યત્વ અથવા જઘન્ય આયુષ્યત્વને લઇને જો સાતમી નરકમાં ઉત્પન્ન થાય તો તે જઘન્યતઃ ત્રણ ભવ કરે. એમાં બે ભવ તિર્યંચના થાય અને એક ભવ સાતમી નરકનો થાય કેમકે માઘવતી નરકના નારકીઓની ગતિ તિર્યંચોમાં જ થાય છે. ૧૬-૧૭.

સંજ્ઞી મનુષ્ય ચતુર્ભંગીવડે સાતમી નરકમાં જાય તો જઘન્યતઃ તેમજ ઉત્કૃષ્ટતઃ બે ભવ પૂરે છે. ૧૮.

आनतादिचतुःकल्प्यां सर्वग्रैवेयकेषु च ।
चतुर्भंग्योद्भवन् मर्त्यः सप्तोत्कर्षात् भवान् सृजेत् ॥ १९ ॥

त्रिर्देवेषु चतुस्तत्र समुत्पद्य नरेष्वसौ ।
अवश्यमन्यपर्यायमवाप्नोत्यष्टमे भवे ॥ २० ॥

विजयादिचतुष्के च भवान् पंचैव पूरयेत् ।
त्रीन् भवान् नृषु मध्यौ च द्वौ भवौ विजयादिषु ॥ २१ ॥

जघन्यस्त्वानतादिष्वेतेषु निखिलेष्वपि ।
भवांस्त्रीन्मनुजः संज्ञी समर्थयेत् समुद्भवन् ॥ २२ ॥

यदानतादिदेवानां नृभ्य एवाप्तजन्मनां ।
नरेष्वेवोत्पत्तिरिति जघन्येन भवास्त्रयः ॥ २३ ॥

जघन्याच्चोत्कर्षतोऽपि पंचमेऽनुत्तरे नरः ।
त्रीन्भवान् पूरयेत् मोक्षमवश्यं यात्यसौ ततः ॥ २४ ॥

भवनव्यन्तरज्योतिष्काद्यकल्पद्वयावधि ।
युग्मिनो नरतिर्यंचः पूरयन्ति भवद्वयम् ॥ २५ ॥

'આનત' વગેરે ચાર દેવલોકમાં અને સર્વ ગ્રૈવેયકોમાં ચતુર્ભંગીવડે ઉત્પન્ન થતો મનુષ્ય ઉત્કૃષ્ટ સાત ભવ કરે છે. તેમાં ત્રણ ભવ દેવગતિના કરે છે અને ચાર ભવ મનુષ્યના કરે છે. આઠમે ભવે અવશ્ય અન્ય પર્યાયને પામે છે. ૧૯–૨૦.

'વિજય' આદિ ચારને વિષે ઉત્પન્ન થાય તો પાંચ જ ભવ પૂરે છેઃ એમાં ત્રણ મનુષ્ય-ગતિમાં, અને મધ્યના બે વિજય વગેરેમાં ( પૂરે છે ). ૨૧.

વળી 'આનત' વગેરે સર્વ દેવલોકમાં ઉત્પન્ન થાય તો ત્રણ ભવ પૂરે છે. કેમકે આનત આદિક દેવો મનુષ્યમાંથી જ ઉત્પન્ન થઇ પાછો જન્મ પણ મનુષ્યમાં જ લે છે. અને તેથી એના જઘન્યથી ત્રણ ભવ થાય છે. ૨૨–૨૩.

પાંચમા અનુત્તરવિમાનમાં રહેલો મનુષ્ય જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ પણ ત્રણ ભવ પૂરે છે. પછી તે અવશ્ય મોક્ષે જાય છે. ૨૪.

યુગલિક મનુષ્ય અને તિર્યંચો ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને પહેલા બે દેવલોક

जघन्यादुत्कर्षतोऽपि युग्मिनां यत्सुधाशिषु ।
उत्पन्नानां पुनरपि स्यादुत्पत्तिर्न युग्मिषु ॥ २६ ॥

रत्नप्रभायां भवनाधिपतिव्यन्तरेष्वपि ।
असंज्ञी पर्याप्ततिर्यग् भवयुग्मं समर्थयेत् ॥ २७ ॥

यदस्य नरके स्वर्गे चोत्पन्नस्य ततः पुनः ।
असंज्ञितिर्यक्षूत्पत्तिर्भवे नानन्तरे भवेत् ॥ २८ ॥

भवनव्यन्तरज्योतिःसहस्रारान्तनाकिनः ।
आद्यषड्नरकोत्पन्ननारकाश्च समेऽप्यमी ॥ २९ ॥

उत्पद्यमानाः पर्याप्तसंज्ञितिर्यग्नरेषु वै ।
पूरयन्ति भवानष्ट प्रत्येकं तत्र भावना ॥ ३० ॥ युग्मम् ॥

कश्चिद्भवनपत्यादिश्च्युत्वैकान्तरमुद्भवन् ।
चतुर्वारं हि पर्याप्तसंज्ञी तिर्यग्नरो भवेत् ॥ ३१ ॥

ततः स तिर्यग् मर्त्यो वा नाप्नुयान्नवमे भवे ।
पूर्वोक्तभवनेशादिभावं तादृक्स्वभावतः ॥ ३२ ॥

સુધી એ ભવ પૂરે છે. કેમકે જઘન્યતઃ તેમજ ઉત્કૃષ્ટતઃ યુગલીઆઓની, દેવગતિમાંથી ફરી યુગલીઆમાં ઉત્પત્તિ થતી નથી. ૨૫–૨૬.

અસંજ્ઞી પર્યાપ્ત તિર્યંચ, રત્નપ્રભામાં તેમજ ભવનપતિ અને વ્યન્તરમાં પણ બે ભવ પૂરે છે. કેમકે નરક અને સ્વર્ગમાં ઉત્પન્ન થયેલા હોવાથી, એમની, ત્યાંથી અનન્તરભવમાં પુનઃ અસંજ્ઞી તિર્યંચમાં ઉત્પત્તિ થતી નથી. ૨૭–૨૮.

ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક તથા સહસ્રારદેવલોક સુધીના દેવો, અને પહેલી છ નરકમાં ઉત્પન્ન થયેલા નારકીઓ—એ સર્વ પર્યાપ્તસંજ્ઞી તિર્યંચ અને મનુષ્યમાં ઉત્પન્ન થાય તો દરેક આઠ ભવ પૂરે છે. ૨૯–૩૦.

એમાં ભાવના આ પ્રમાણે છેઃ—કોઇક ભવનપતિ આદિક ચ્યવીને જો એકાંતરે ઉત્પન્ન થાય તો ચારવાર પર્યાપ્તસંજ્ઞી તિર્યંચ અથવા મનુષ્ય થાય. પછી તે તિર્યંચ અથવા મનુષ્ય નવમે ભવે પૂર્વોક્ત ભવનપતિ આદિકનો ભવ પામે નહિં; કેમકે એનો એવો સ્વભાવ છે. ૩૧–૩૨.

संज्ञिपर्याप्ततिर्यक्षु सप्तमक्षितिनारकाः ।
पूरयन्ति भवान् षड् येऽनुत्कृष्टस्थितिशालिनः ॥ ३३ ॥
उत्कृष्टस्थितियुक्तास्तु सप्तमक्षितिनारकाः ।
तेषूत्कर्षाज्जायमानाः स्युश्चतुर्भवपूरकाः ॥ ३४ ॥
आनतादिस्वश्चतुष्कसर्वग्रैवेयकामराः ।
उत्पद्यमाना उत्कर्षान्नृषु षड्भवपूरकाः ॥ ३५ ॥
मनुष्येषूत्पद्यमानाः विजयादिविमानगाः ।
भवांश्चतुर उत्कर्षात् पूरयन्ति निरन्तरम् ॥ ३६ ॥
जघन्यतस्त्वानतादिदेवा द्विभवपूरकाः ।
यतश्च्युतानामेतेषां नोत्पत्तिर्मनुजान्विना ॥ ३७ ॥
उत्कर्षतो जघन्याच्च सुराः सर्वार्थसिद्धिजाः ।
मनुष्येषु समुत्पद्य पूरयन्ति भवद्वयम् ॥ ३८ ॥
भवनव्यन्तरज्योतिःसौधर्मेशाननाकिनः ।
पृथिव्यप्तरुषूत्पद्यमाना द्विभवपूरकाः ॥ ३९ ॥
जघन्यादुत्कर्षतोऽपि भूयोऽप्युत्पत्त्यसम्भवात् ।
तेषां निर्गत्य पृथ्व्यादेर्भवनेशादिनाकिषु ॥ ४० ॥ युग्मम् ॥

અનુત્કૃષ્ટ એટલે જઘન્ય સ્થિતિવાળા સાતમી નારકીના જીવો સંજ્ઞીપર્યાપ્ત તિર્યંચને વિષે છ ભવ પૂરે છે. પણ જેઓ ઉત્કૃષ્ટ સ્થિતિવાળા છે એઓ તો ચાર ભવ પૂરે છે. ૩૩-૩૪.

'આનત' વગેરે ચાર દેવલોકમાં અને સર્વ ગ્રૈવેયકોના દેવો મનુષ્યગતિમાં આવી ઉત્કૃષ્ટતઃ છ ભવ પૂરે છે. ૩૫.

'વિજય' આદિ વિમાનમાં રહેલા દેવો મનુષ્યગતિ પામીને, નિરન્તર ઉત્કૃષ્ટતઃ ચાર ભવ પૂરે છે. ૩૬.

'આનત' વગેરેના દેવો જઘન્યતઃ બે ભવ પૂરે છે; કેમકે ત્યાંથી ચ્યવે ત્યારે એમને મનુષ્યગતિ શિવાય બીજી કોઈ ગતિ નથી. ૩૭.

'સર્વાર્થસિદ્ધ' માં ઉત્પન્ન થયેલા દેવો મનુષ્યમાં ઉત્પન્ન થઇ ઉત્કર્ષતઃ તેમજ જઘન્યતઃ બે ભવ પૂરે છે. ૩૮.

ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક, સૌધર્મ અને ઇશાનદેવલોકના દેવો પૃથ્વી, અપ્ અને

वायुतेजःकाययोस्तु देवानां गत्यसम्भवात् ।
तदीयो भवसंवेधो नात्र प्रोक्तो जिनेश्वरैः ॥ ४१ ॥

असंज्ञिसंज्ञितिर्यंचो नराः संज्ञिन एव च ।
असंख्यायुर्नृतिर्यक्षु पूरयन्ति भवद्वयम् ॥ ४२ ॥

युग्मिनां नृतिरश्चां यद्विपद्यानन्तरे भवे ।
गतिर्दैवगतावेव भगवद्भिर्निरूपिता ॥ ४३ ॥

भूकायिकोऽम्भोऽग्निवायुष्वेकान्तरे परिभ्रमन् ।
भवानसंख्यान् प्रत्येकमनुत्कृष्टस्थितिः सृजेत् ॥ ४४ ॥

एवमम्बुकायिकोऽपि प्रत्येकं क्ष्माग्निवायुषु ।
उत्पद्यमानोऽसंख्येयान् भवानुत्कर्षतः सृजेत् ॥ ४५ ॥

वह्निकायोऽपि पृथ्व्यम्बुकायिष्वेकान्तरं भवान् ।
कुर्यादसंख्याननिलोऽप्येवं पृथ्व्यम्बुवह्निषु ॥ ४६ ॥

तथा क्ष्माम्भोऽग्निमरुतः प्रत्येकं च वनस्पतौ ।
भवानसंख्यान् कुर्वन्ति जायमाना निरन्तरम् ॥ ४७ ॥

વનસ્પતિમાં ઉત્પન્ન થાય તો એ ભવ પૂરે છે; કેમકે પૃથ્વીકાય વગેરેમાંથી નીકળ્યા પછી, એઓની, જઘન્યથી તેમજ ઉત્કર્ષથી પણ, ભવનપતિ આદિ દેવોમાં ઉત્પત્તિ થવાનો સંભવ નથી. ૩૯–૪૦.

વળી વાયુકાયમાં કે અગ્નિકાયમાં દેવોની ગતિ નથી થતી. માટે એનો ભવસંવેધ કહ્યો નથી. ૪૧.

અસંજ્ઞી અને સંજ્ઞી—એમ બેઉ પ્રકારના તિર્યંચો અને ફક્ત સંજ્ઞીજ મનુષ્યો અસંખ્ય-આયુષ્યવાળા મનુષ્ય અને તિર્યંચને વિષે બે ભવ પૂરે છે. કારણ કે યુગ્મી મનુષ્ય અને તિર્યંચોની, મૃત્યુબાદ અનન્તર ભવમાં દેવગતિજ થાય છે એમ ભગવાનનું વચન છે. ૪૨–૪૩.

પૃથ્વીકાયનો જીવ જઘન્ય સ્થિતિમાં એકાંતરે જળ, અગ્નિ અને વાયુકાયમાં પરિભ્રમણ કરતો દરેકની અંદર અસંખ્ય ભવ કરે છે. ૪૪.

એ જ પ્રમાણે અપ્કાયનો જીવ પણ પૃથ્વીકાય, અગ્નિકાય અને વાયુકાય એમ દરેકની અંદર ઉત્પન્ન થયો થકો ઉત્કૃષ્ટતઃ અસંખ્યાત ભવ કરે છે. ૪૫.

તેમજ અગ્નિકાય એકાંતરે પૃથ્વીકાય અને અપ્કાયમાં ભમતો થકો, અને વાયુકાય વળી પૃથ્વીકાય, અપ્કાય અને અગ્નિકાયમાં ભમતો થકો અસંખ્ય ભવ કરે છે. ૪૬.

एवं वनस्पतिरपि पृथिव्यादिचतुष्टये ।
प्रत्येकमुत्पद्यमानः कुर्यादसंख्यकान् भवान् ॥ ४८ ॥
वनस्पतिकायिकेषूत्पद्यमानो वनस्पतिः ।
भवाननन्तान् कुर्वीत निरन्तरं परिभ्रमन् ॥ ४९ ॥
प्रत्येकमुत्पद्यमामाः पृथिव्यादिषु पंचसु ।
भवान् संख्यान् विदधति प्रत्येकं विकलेन्द्रियाः ॥ ५० ॥
प्रत्येकं विकलेष्वेवं पंचभूकायिकादयः ।
प्रत्येकमुत्पद्यमानाः संख्येयभवपूरकाः ॥ ५१ ॥
विकलास्तेषु संख्येयान् सर्वेऽपि विकलेन्द्रिया ।
भवान् विदध्युः प्रत्येकं जायमानाः परस्परम् ॥ ५२ ॥
पूर्वोक्तायुश्चतुर्भंग्यां ज्येष्टायुरुपलक्षिते ।
भंगत्रये भवानष्टौ कुर्युः सर्वे क्ष्मादयः ॥ ५३ ॥
तथाहि । पृथ्वीकायिक उत्कृष्टायुष्क उत्कृष्टजीविषु ।
अप्कायिकेषूत्कर्षेणोद्भवेद्वारचतुष्टयम् ॥ ५४ ॥

---

વળી પૃથ્વીકાય, અપ્કાય, અગ્નિકાય, અને વાયુકાય એ દરેક નિરંતર વનસ્પતિકાયમાં ઉત્પન્ન થતા રહી અસંખ્યાત ભવો કરે છે. ૪૭.

એ જ પ્રમાણે વનસ્પતિકાયનો જીવ પણ પૃથ્વીકાય આદિ ચારેમાંના પ્રત્યેકમાં ઉત્પન્ન થઇ અસંખ્યભવ કરે છે. ૪૮.

વનસ્પતિકાય વળી વનસ્પતિકાયમાં જ ઉત્પન્ન થઇ નિરન્તર પરિભ્રમણ કરતો અનન્ત ભવ કરે છે. ૪૯.

પૃથ્વીકાય આદિ પાંચેમાં ઉત્પન્ન થતો વિકલેન્દ્રિય જીવ સંખ્યાત ભવ કરે છે. ૫૦.

પૃથ્વીકાય આદિ પાંચેમાંનો દરેક પણ વિકલેન્દ્રિયની અંદર ઉત્પન્ન થઇ સંખ્યાત ભવ કરે છે. ૫૧.

સર્વ વિકલેન્દ્રિયો વળી વિકલેન્દ્રિયમાં ઉત્પન્ન થઈ સંખ્યાત ભવો કરે છે. ૫૨.

પૂર્વોક્ત આયુની ચતુર્ભંગીની અંદર ઉત્કૃષ્ટ આયુષ્યવાળા ત્રણ ભાંગામાં પૃથ્વીકાય આદિ જીવો આઠ ભવ કરે છે. ૫૩.

તે આ પ્રમાણે:—

एवमेकान्तरं वारानुत्पद्य चतुरस्ततः ।
अवश्यमन्यपर्यायं लभते नवमे भवे ॥ ५५ ॥

उत्कृष्टायुर्भूमिकायोऽनुत्कृष्टायुष्कवारिषु ।
उत्पद्यमानोऽप्युत्कर्षाद्भवानष्टैव पूरयेत् ॥ ५६ ॥

एवं भूकायिकोऽनुत्कृष्टायुरुत्कृष्टजीविषु ।
उद्भवन्नम्बुषूत्कर्षात् स्यादष्टभवपूरकः ॥ ५७ ॥

अप्कायादिनामपीत्थं विकलानां च भाव्यताम् ।
भवाष्टकात्मा संवेधो ज्येष्टायुर्भंगकत्रये ॥ ५८ ॥

अनुत्कृष्टायुषां स्वेषां स्यादनुत्कृष्टजीविषु ।
संवेधः प्रागुक्त एवासंख्यसंख्यभवात्मकः ॥ ५९ ॥

पृथ्व्यादीनाम् असंख्यभवात्मकः विकलानाम् संख्यभवात्मकः इति ॥

क्ष्मादयो विकलाद्याश्च जघन्यतो भवद्वयम् ।
कुर्युः ज्येष्ठकनिष्ठायुरूपे भंगचतुष्टये ॥ ६० ॥

---

ઉત્કૃષ્ટ આયુષ્યવાળો પૃથ્વીકાય ઉત્કૃષ્ટ આયુષ્યવાળા અપ્કાયની અંદર ઉત્કૃષ્ટત: ચાર વાર ઉત્પન્ન થાય છે. ૫૪

એવી રીતે એકાંતરે ચાર વાર ઉત્પન્ન થઇને ત્યાંથી નવમે ભવે અવશ્ય અન્ય પર્યાય પ્રાપ્ત કરે છે. ૫૫

ઉત્કૃષ્ટઆયુષ્યવાળો પૃથ્વીકાય જઘન્ય આયુષ્યવાળા અપ્કાયની અંદર ઉત્પન્ન થઇને પણ ઉત્કૃષ્ટત: આઠ ભવ પૂરે છે. ૫૬

એજ પ્રમાણે જઘન્ય આયુષ્યવાળો પૃથ્વીકાય ઉત્કૃષ્ટ આયુષ્યવાળા અપ્કાયની અંદર ઉત્પન્ન થઇને ઉત્કૃષ્ટત: આઠ ભવ પૂરે છે. ૫૭

એવી રીતે ઉત્કૃષ્ટ આયુષ્યવાળા ત્રણે ભાંગાની અંદર અપ્કાય વગેરેનો અને વિકલેન્દ્રિયોનો સુદ્ધાં આઠ ભવ સંબંધી ભવસંવેધ જાણી લેવો. ૫૮

વળી જઘન્યઆયુષ્યવાળાઓનો, જઘન્ય આયુષ્યવાળાઓની અંદર, પૂર્વે કહ્યા પ્રમાણે અસંખ્યાત ભવરૂપ તેમજ સંખ્યાત ભવરૂપ ભવસંવેધ હોય છે. ૫૯

એટલે કે પૃથ્વીકાય આદિકનો અસંખ્યાત ભવરૂપ, અને વિકલેન્દ્રિયોનો સંખ્યાત ભવરૂપ ભવસંવેધ હોય છે.

ઉત્કૃષ્ટ અને જઘન્ય આયુરૂપ ચારે ભાંગાઓની અંદર, પૃથ્વીકાય વગેરે અને વિકલેન્દ્રિયો સુદ્ધાં જઘન્યત: બે ભવ કરે છે. ૬૦

युग्मिवर्जाश्च मनुजास्तिर्यंचः संज्ञ्यसंज्ञिनः ।
प्रत्येकं जायमानाः स्युर्मिथोऽष्टभवपूरकाः ॥ ६१ ॥
जघन्योत्कृष्टायुरुत्थचतुर्भंग्यामपि स्फुटम् ।
भवान् कृत्वाष्ट नवमे तेऽन्यं पर्यायमाप्नुयुः ॥ ६२ ॥
तथैव एव पृथ्व्यादिपंचके विकलत्रये ।
जायमानाश्चतुर्भंग्यां कुर्युः प्रत्येकमष्ट तान् ॥ ६३ ॥
तथा क्ष्माद्याः सविकलास्तिर्यत्तु संज्ञ्यसंज्ञिषु ।
नृष्वयुग्मिषु चोत्पद्यमाना भंगचतुष्टये ॥ ६४ ॥
पूरयन्ति भवानष्टौ स च पृथ्व्यादिकोऽसुमान् ।
नरतिर्यग्भवात्तस्मान्न पृथ्व्यादित्वमाप्नुयात् ॥ ६५॥ युग्मम् ॥
जघन्यादुत्कर्षतोऽपि मनुष्याः पवनाग्निषु ।
उत्पद्यमाना द्वावेव पूरयन्ति भवौ खलु ॥ ६६ ॥
यतो हि पवनाग्निभ्य उध्धृतानां शरीरिणाम् ।
अनन्तरभवे नैव नरोत्पत्तिसम्भवः ॥ ६७ ॥

યુગ્મી શિવાયના મનુષ્યો, તથા સંજ્ઞી અને અસંજ્ઞી તિર્યંચો દરેક ઉત્પન્ન થઇને પરસ્પર આઠ ભવ પૂરે છે. ૬૧

જઘન્ય અને ઉત્કૃષ્ટ આયુથી થતી ચોભંગીની અંદર પણ તેઓ આઠ ભવ કરીને નવમે ભવે ચોક્કસ અન્યપર્યાય પામે છે. ૬૨

વળી એઓ દરેક, પૃથ્વીકાય આદિ પાંચમાં તેમજ ત્રણ વિકલેન્દ્રિયોમાં ઉત્પન્ન થયાથકા ચોભંગીની અંદર આઠ ભવ કરે છે. ૬૩

વળી વિકલેન્દ્રિય સહિત પૃથ્વીકાય આદિકો, સંજ્ઞી અને અસંજ્ઞી તિર્યંચોમાં તેમજ યુગ્મી શિવાયના મનુષ્યોમાં ઉત્પન્ન થઇ ચાર ભાંગાઓની અંદર આઠ ભવ પૂરે છે. અને એ પૃથ્વી આદિક જીવ એ મનુષ્ય અને તિર્યંચના ભવથી પૃથ્વીત્વ આદિ પામતો નથી. ૬૪–૬૫

મનુષ્યો વાઉકાય અને અગ્નિકાયને વિષે ઉત્પન્ન થતા થકા ઉત્કૃષ્ટતઃ તેમજ જઘન્યતઃ બેજ ભવ પૂરે છે. કેમકે વાયુકાય અને અગ્નિકાયથી નીકળેલા પ્રાણીઓને અનન્તર ભવમાં મનુષ્યગતિ પામવી અસંભતિ છે. ૬૬–૬૭

यथोक्तानामथ भवसंवेधानां यथागमम् ।
कालमानं विनिश्चेतुमाम्नायोऽयं वितन्यते ॥ ६८ ॥
जघन्यादान्तर्मुहूर्त्तामुत्कर्षात्पूर्वकोटिकाम् ।
स्थितिं बिभ्रद्याति तिर्यग् नरकेष्वखिलेष्वपि ॥ ६९ ॥
तावदायुर्युतेष्वेति तेभ्यो मृत्वापि नारकाः ।
सहस्रारान्तदेवेष्वप्यसौ तादृक्स्थितिर्व्रजेत् ॥ ७० ॥
देवास्तेऽपीदृशायुष्केष्वेष्वायान्ति ततश्च्युताः ।
असंख्यजीवी तिर्यक्तु यातीशानान्तनाकिषु ॥ ७१ ॥
नरो मासपृथक्त्वायुर्घर्मां याति जघन्यतः ।
वंशादिषु क्ष्मासु षट्सु वर्षपृथक्त्वजीवितः ॥ ७२ ॥
ुत्कर्षात्पूर्वकोट्यायुर्यात्यसौ क्ष्मासु सप्तसु ।
आयान्त्युक्तस्थितिष्वेव नृषूक्तनारका अपि ॥ ७३ ॥
ना जघन्यात् मासपृथक्त्वायुरास्वर्द्वयं व्रजेत् ।
ऊर्ध्वं त्वब्दपृथक्त्वायुर्याति यावदनुत्तरान् ॥ ७४ ॥

હવે ઉક્ત ભવસંવેધોનું આગમોક્ત કાળમાન નિશ્ચિત કરવા માટે નીચે પ્રમાણે આમ્નાય કહીએ છીએ:—૬૮

જઘન્ય અન્તર્મુહૂર્ત્તની અને ઉત્કૃષ્ટ ક્રોડપૂર્વની સ્થિતિને ધારણ કરનારો તિર્યંચ સર્વ નરકોમાં જાય છે. ૬૯

એવી સ્થિતિવાળો નારકી ત્યાંથી મૃત્યુ પામીને તેટલા આયુષ્યવાળા સહસ્રાર દેવલોકમાં જાય છે. ૭૦

ત્યાંથી ચ્યવેલા એ દેવો પણ એટલાજ આયુષ્યવાળી દેવગતિ પામે છે. અને અસંખ્ય આયુષ્યવાળો તિર્યંચ તો ઈશાન સુધીના દેવોમાં જાય છે. ૭૧

પૃથકત્વમાસના આયુષ્યવાળો મનુષ્ય જઘન્યતઃ 'ઘમ્મા' નામની નરકને વિષે જાય છે. પૃથકત્વવર્ષના આયુષ્યવાળો વળી વંશાદિક છ નારકીઓમાં જાય છે. ૭૨.

ક્રોડપૂર્વના આયુષ્યવાળો મનુષ્ય ઉત્કૃષ્ટતઃ સાતે નરકોમાં જાય છે. અને એટલા આયુષ્યવાળા નારકો ઉક્તસ્થિતિવાળી મનુષ્યગતિ પ્રાપ્ત કરે છે. ૭૩.

પૃથકત્વમાસના આયુષ્યવાળો મનુષ્ય ઉત્કૃષ્ટ બે દેવલોક સુધી જાય છે અને પૃથકત્વ વર્ષના આયુષ્યવાળો છેક અનુત્તર વિમાન સુધી જાય છે. ૭૪.

उत्कर्षात्तु त्रिपल्यायुः स्वर्द्वयं यावदेति सः ।
ऊर्ध्वं ततः पूर्वकोट्यायुष्क एव स गच्छति ॥ ७५ ॥

तिर्यक् युग्मिनृतिर्यक्षु त्वन्तर्मुहूर्त्तजीवितः ।
गच्छेज्जघन्यतो मासपृथक्त्वायुर्नरः पुनः ॥ ७६ ॥

उत्कर्षतः पूर्वकोटिमानायुष्कावुभावपि ।
असंख्यायुर्नृतिर्यक्षूत्पद्येते नाधिकायुषौ ॥ ७७ ॥

उक्तशेषाणां तु पूर्वापरयोर्भवयोः स्थितिः ।
गुरुर्लघुश्च ज्ञेया तज्ज्येष्ठान्यायुरपेक्षया ॥ ७८ ॥

एवं च विवक्षितभवप्राप्यभवयोः परमां स्थितिम् ।
लघ्वीं वा भवसंख्यां च जघन्यां वा गरीयसीम् ॥ ७९ ॥

स्वयं विभाव्य निष्टंक्यं विवक्षितशरीरिणाम् ।
भवसंवेधकालस्य मानं ज्येष्ठमथावरम् ॥ ८० ॥ युग्मम् ॥

यथा गरिष्ठायुष्कस्य मनुष्यस्यादिमक्षितौ ।
उत्कृष्टायुर्नारकत्वं लभमानस्य चासकृत् ॥ ८१ ॥

ત્રણ પલ્યોપમના આયુષ્યવાળો મનુષ્ય ઉત્કૃષ્ટો બે દેવલોક સુધી જાય છે. એનાથી ઉપર તો ક્રોડપૂર્વનું આયુષ્ય હોય એજ જાય છે. ૭૫.

અન્તર્મુહૂર્ત્તના આયુષ્યવાળો તિર્યંચ, અને જઘન્યતઃ પૃથક્ત્વમાસના આયુષ્યવાળો મનુષ્ય યુગ્મી મનુષ્યની કે તિર્યંચની ગતિ પ્રાપ્ત કરે છે. ૭૬.

વળી ઉત્કૃષ્ટતઃ ક્રોડપૂર્વના આયુષ્યવાળા–એ બેઉને અસંખ્યાત આયુષ્યવાળા મનુષ્યની કે તિર્યંચની ગતિ પ્રાપ્ત થાય છે. એથી અધિક આયુષ્યવાળાની એ ગતિ નથી. ૭૭.

બાકી રહેલાઓની પૂર્વાપર બેઉ ભવોની ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિ એઓના ઉત્કૃષ્ટ અને જઘન્ય આયુષ્યની અપેક્ષાએ જાણવી. ૭૮.

વળી એજ પ્રમાણે વિવક્ષિતભવની અને પ્રાપ્ત થનારા ભવની ઉત્કૃષ્ટ તેમજ જઘન્ય સ્થિતિ, તથા ઉત્કૃષ્ટ તેમજ જઘન્ય ભવસંખ્યા સ્વયં જાણી લઇને, વિવક્ષિત પ્રાણીઓના ભવસંવેધના કાળનું જ્યેષ્ટ તેમજ કનિષ્ટ માન ધારી લેવું. ૭૯–૮૦.

જેમકે, પહેલી નરકમાં ઉત્કૃષ્ટ આયુષ્યવાળું નરકત્વ પામેલા ઉત્કૃષ્ટ–આયુષ્યવાળા મનુ-

उत्कृष्टो भवसंवेधकालः संकलितो भवेत् ।
चतुःपूर्वकोटियुक्तचतुःसागरसंमितः ॥ ८२ ॥ युग्मम् ॥

द्वयोरुत्कृष्टायुषोस्तु संवेधः स्याज्जघन्यतः ।
पूर्वकोटिसमधिकसागरोपमसंमितः ॥ ८३ ॥

उत्कृष्टायुर्नरलघुस्थितिनारकयोः गुरुः ।
सोऽब्दायुतचतुष्काढ्यं पूर्वकोटिचतुष्टयम् ॥ ८४ ॥

उत्कृष्टायुर्नरलघुस्थितिनारकयोः लघुः ।
संवेधोऽब्दायुतयुतपूर्वकोटिमितो मतः ॥ ८५ ॥

जघन्यायुर्नरोत्कृष्टस्थितिनारकयोः गुरुः ।
चतुर्मासपृथक्त्वाढ्यं स स्याद्वार्धिचतुष्टयम् ॥ ८६ ॥

जघन्यायुर्नरोत्कृष्टजीविनारकयोः लघुः ।
एकमासपृथक्त्वाढ्यवार्द्धिमानो भवत्यसौ ॥ ८७ ॥

उत्कृष्टो भवसंवेधो जघन्यजीविनोः द्वयोः ।
चतुर्मासपृथक्त्वाढ्यं वर्षायुतचतुष्टयम् ॥ ८८ ॥

---

ષ્યનો ઉત્કૃષ્ટ ભવસંવેધકાળ ચાર ક્રોડપૂર્વ અને ચાર સાગરોપમનો હોય છે. ૮૧–૮૨.

બન્ને ગતિના ઉત્કૃષ્ટ આયુષ્યવાળાઓનો સંવેધકાળ જઘન્યતઃ એક ક્રોડપૂર્વ અને એક સાગરોપમનો છે. ૮૩.

ઉત્કૃષ્ટ આયુષ્યવાળા મનુષ્ય અને જઘન્યસ્થિતિવાળા નારકનો ઉત્કૃષ્ટ ભવસંવેધકાળ ચારક્રોડપૂર્વ અને ચાળીશહજાર વર્ષનો છે. ૮૪.

ઉત્કૃષ્ટ આયુષ્યવાળા મનુષ્ય અને જઘન્યસ્થિતિવાળા નારકનો જઘન્ય ભવસંવેધકાળ ક્રોડપૂર્વ અને દશહજાર વર્ષનો છે. ૮૫.

જઘન્ય આયુષ્યવાળા મનુષ્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિવાળા નારકનો ઉત્કૃષ્ટ ભવસંવેધકાળ ચાર સાગરોપમ ને પૃથકત્વ ચતુર્માસનો છે. ૮૬.

જઘન્ય આયુષ્યવાળા મનુષ્ય અને ઉત્કૃષ્ટ આયુષ્યવાળા નારકનો જઘન્ય ભવસંવેધકાળ એક સાગરોપમ ને પૃથકત્વ માસનો છે. ૮૭.

બેઉ જઘન્યઆયુષ્યવાળા હોય એઓનો ઉત્કૃષ્ટ ભવસંવેધકાળ ચાલીશ હજાર વર્ષ ને પૃથકત્વ ચતુર્માસનો છે. ૮૮.

जघन्यो भवसंवेधो जघन्यजीविनोः द्वयोः ।
एकमासपृथक्त्वाढ्याः दशवर्षसहस्रकाः ॥ ८९ ॥

यथा वा ज्येष्टायुषस्तिरश्चः प्रोद्भवतः सप्तमक्षितौ ।
जघन्यायुष्टयोत्कृष्टा भवसंवेधसंस्थितिः ॥ ९० ॥
चतुःपूर्वकोटियुक्ताः स्युः [illegible]ः पयोधयः ।
अल्पायुषोऽन्तर्मुहूर्त्तचतुष्टययुजोऽस्य ते ॥ ९१ ॥ युग्मम् ॥

यथा वा ज्येष्टायुषां नृणां ज्येष्टायुष्टया सप्तमक्षितौ ।
ज्येष्टः कालः पूर्वकोट्याढ्यास्त्रयस्त्रिंशदब्धयः ॥ ९२ ॥
जघन्यायुर्नृणामल्पायुष्टया सप्तमक्षितौ ।
जघन्योऽब्दपृथक्त्वाढ्या द्वाविंशतिपयोधयः ॥ ९३ ॥

एवं सर्वेषु भंगेषु सर्वेषामपि देहिनाम् ।
विभाव्यो भवसंवेधकालो गुरुर्लघुः स्वयम् ॥ ९४ ॥
स्याद् भूयान् विस्तर इति नेह व्यक्त्या विविच्यते ।
पंचमांगे चतुर्विंशशतं भाव्यं तदर्थिभिः ॥ ९५ ॥

---

બેઉ જઘન્ય આયુષ્યવાળા હોય એઓનો જઘન્ય ભવસંવેધકાળ દશહજાર વર્ષ ને પૃથક્ત્વમાસનો છે. ૮૯.

જઘન્ય આયુષ્યપણાએ કરીને સાતમી નરકમાં ઉત્પન્ન થતા ઉત્કૃષ્ટ આયુષ્યવાળા તિર્યંચનો ઉત્કૃષ્ટ ભવસંવેધકાળ ચારક્રોડ પૂર્વ ને છાસઠ સાગરોપમનો છે; અને જઘન્ય આયુષ્યવાળાનો ભવસંવેધકાળ એ સંખ્યા ઉપર ચાર અન્તમુહૂર્ત્ત વધારેનો છે. ૯૦-૯૧.

ઉત્કૃષ્ટ આયુષ્યપણાએ કરીને સાતમી નરકમાં ઉત્પન્ન થતા ઉત્કૃષ્ટ આયુષ્યવાળા મનુષ્યનો ઉત્કૃષ્ટ ભવસંવેધકાળ એક ક્રોડ પૂર્વ અને તેત્રીશ સાગરોપમનો છે. ૯૨.

અલ્પઆયુષ્યપણાએ કરીને સાતમી નરકમાં ઉત્પન્ન થતા જઘન્ય આયુષ્યવાળા મનુષ્યનો જઘન્ય ભવસંવેધકાળ બાવીશ સાગરોપમ ને પૃથક્ત્વ વર્ષોનો છે. ૯૩.

એ પ્રમાણે સઘળા ભાંગાને વિષે, સર્વ પ્રાણીઓનો, ઉત્કૃષ્ટ કે જઘન્ય ભવસંવેધકાળ સ્વયમેવ સમજી લેવો. ૯૪.

બહુ વિસ્તાર થઇ જાય માટે અહિં વ્યક્તિપૂર્વક વિવેચન કરતા નથી. માટે જેઓ વિસ્તારના અર્થી હોય એઓએ પાંચમા અંગનું ચોવીશમું શતક જોવું. ૯૫.

**( એ પ્રમાણે 'ભવસંવેધ' પ્રકરણ સંપૂર્ણ. )**

अथाष्टनवतेर्जीवभेदानामुच्यते क्रमात् ।
क्रमप्राप्ताल्पबहुता महाल्पबहुताभिधा ॥ ९६ ॥

गर्भजा मनुजाः स्तोका नार्यः संख्यगुणास्ततः ।
ताभ्यश्च स्थूलपर्याप्ताग्नयोऽनुत्तरनाकिनः ॥ ९७ ॥

क्रमादसंख्यघ्नास्तेभ्यश्चोर्ध्वग्रैवेयकत्रये ।
मध्यत्रयेऽधस्त्रये चाच्युते चैवारणेऽपि च ॥ ९८ ॥

प्राणतेऽथानते स्वर्गे समुत्पन्नाः सुधाशिनः ।
क्रमेण संख्येयगुणाः सप्ताप्येते निरूपिताः ॥ ९९ ॥ युग्मम् ॥

ततो माघवतीजाता मघाजाताश्च नारकाः ।
सहस्रारसुरास्तेभ्यो महाशुक्रसुरास्ततः ॥ १०० ॥

तेभ्योऽरिष्टा नैरयिकास्तेभ्यो लांतकनाकिनः ।
तेभ्योंजनानारकाश्च ब्रह्मलोकसुरास्ततः ॥ १०१ ॥

तेभ्यः शैलानैरयिका माहेन्द्रत्रिदशास्ततः ।
तेभ्यः सनत्कुमारस्था वंशानैरयिकास्ततः ॥ १०२ ॥

तेभ्यः संमुर्छिमनरास्तेभ्यश्चेशाननाकिनः ।
क्रमादसंख्येयगुणाश्चतुर्दशाप्यमी स्मृताः ॥ १०३ ॥ कलापकम् ॥

---

હવે સંસારી જીવોની મહા અલ્પબહુતા વિષે ( દ્વાર ૩૭ મું ).

અહિં, જીવના અઠ્ઠાણું ભેદમાં કયા **અલ્પ** અને કયા **બહુ** છે એ સંબંધી વિવેચન કરે છે. ૯૬.

સૌથી અલ્પ ગર્ભજ મનુષ્યો છે. એનાથી સંખ્યગણી સ્ત્રીઓ છે. અને એનાથી સંખ્યગણા અનુક્રમે સ્થૂલપર્યાપ્ત અગ્નિકાયના જીવો અને અનુત્તર વિમાનના દેવો છે. ૯૭.

એઓથી સંખ્યગણા અનુક્રમે, ત્રણ ઉર્ધ્વગ્રૈવેયકોના, ત્રણ મધ્ય ગ્રૈવેયકોના, ત્રણ અધોગ્રૈવેયકોના, અચ્યુત દેવલોકના, આરણ દેવલોકના, પ્રાણુત દેવલોકના અને આનતદેવલોકના દેવો છે. ૯૮-૯૯.

એઓથી અસંખ્યેયઅસંખ્યેયગણા અનુક્રમે નીચે પ્રમાણેના ચૌદ છે:—

માઘવતીના નારકો, મઘાના નારકો, સહસ્રારના દેવતા, મહાશુક્રના દેવતા, અરિષ્ટાના નારકો, લાંતકના દેવતા, અંજનાના નારકો, બ્રહ્મલોકના દેવતા, શૈલાના નારકો, માહેંદ્રદેવલોકના દેવો, સનતકુમારના દેવો, વંશાના નારકો, સંમૂર્છિમ મનુષ્યો અને ઇશાનદેવલોકના દેવો. ૧૦૦-૧૦૩.

ईशानस्थसुरेभ्यस्तद्देव्यः संख्यगुणास्ततः ।
सौधर्मदेवास्तद्देव्यस्तेभ्यः संख्यगुणाः स्मृताः ॥ १०४ ॥

असंख्येयगुणास्तेभ्यो भवनाधिपनाकिनः ।
भवनाधिपदेव्यश्च तेभ्यः संख्यगुणाधिकाः ॥ १०५ ॥

ताभ्योऽसंख्यगुणाः प्रोक्ताः प्रथमक्षितिनारकाः ।
तेभ्योऽप्यसंख्येयगुणाः पुमांसः पक्षिणः स्मृताः ॥ १०६ ॥

पक्षिण्योऽथ स्थलचरास्तस्त्रियोऽम्बुचरा अपि ।
अम्बुचर्यो व्यन्तराश्च व्यन्तर्यो ज्योतिषामराः ॥ १०७ ॥

ज्योतिष्कदेव्यः खचरक्लीबाः स्थलपयश्चराः ।
नपुंसका एव ततः पर्याप्ताश्चतुरिन्द्रियाः ॥ १०८ ॥

क्रमेण संख्येयगुणा पक्षिण्याद्यास्त्रयोदश ।
ततः पर्याप्तपंचाक्षा अधिकाः संज्ञ्यसंज्ञिनः ॥ १०९ ॥विशेषकम्॥

तेभ्यः पर्याप्तका द्व्यक्षाः पर्याप्तास्त्रीन्द्रियास्ततः ।
क्रमाद्विशेषाभ्यधिकाः प्रज्ञप्ताः परमेश्वरैः ॥ ११० ॥

---

વળી ઇશાન દેવલોકના દેવોથી, એઓની દેવીઓ સંખ્યાતગણી છે. એઓથી સંખ્યાતગણા સૌધર્મના દેવો છે; એઓથી સંખ્યાતગણી એમની દેવીઓ છે. એઓથી અસંખ્યગણા ભવનપતિના દેવો છે અને એઓથી સંખ્યાતગણી એમની દેવીઓ છે. ૧૦૪–૧૦૫.

એથી અસંખ્યગણા પહેલી નરકના નારકો છે અને એથી પણ અસંખ્યગણા નર-પક્ષીઓ છે. ૧૦૬.

વળી પક્ષિણીઓ, સ્થળચરો અને સ્થળચરીઓ, જળચર અને જળચરીઓ, વ્યન્તરો અને વ્યન્તરીઓ, જ્યોતિષીદેવો અને દેવીઓ, નપુંસકવેદી ખેચર–સ્થળચર અને જળચર, અને પર્યાપ્ત ચઉરિન્દ્રિયો—આ તેરે અનુક્રમે સંખ્યાતસંખ્યાતગણા છે. અને એઓથી અધિક સંજ્ઞી અને અસંજ્ઞી પર્યાપ્ત પંચેન્દ્રિયો છે. ૧૦૭–૧૦૯.

એઓથી અધિક પર્યાપ્ત બેઇન્દ્રિયો છે, અને એઓથી વળી અધિક પર્યાપ્ત ત્રેઇન્દ્રિયો છે. ૧૧૦.

तेभ्योऽपर्याप्तपंचाक्षा असंख्येयगुणास्ततः ।
अपर्याप्ताश्चतुस्त्रिद्वीन्द्रियाः स्युरधिकाधिकाः ॥ १११ ॥

तेभ्यः प्रत्येकपर्याप्ता द्रुमाः पर्याप्तकास्ततः ।
निगोदा बादराः स्थूलपृथ्व्यम्बुमरुतोऽपि च ॥ ११२ ॥

स्थूलापर्याप्तका अग्निप्रत्येकद्रुनिगोदकाः ।
पृथ्वीजलवायवश्च सूक्ष्मापर्याप्तवह्नयः ॥ ११३ ॥

पर्याप्तप्रत्येकद्रुमादयो द्वादशाप्यसंख्यगुणाः ।
क्रमतस्ततश्च सूक्ष्मापर्याप्ताः क्ष्माम्बुवायवोऽभ्यधिकाः॥११४॥विशेषकम्।

ततश्च संख्येयगुणाः पर्याप्तसूक्ष्मवह्नयः ।
ततः पर्याप्तसूक्ष्मक्ष्माम्भोऽनिला अधिकाधिकाः ॥ ११५ ॥

असंख्यघ्नास्ततोऽपर्याप्तकसूक्ष्मनिगोदकाः ।
ततः संख्यगुणाः पर्याप्तकाः सूक्ष्मनिगोदकाः ॥ ११६ ॥

क्रमात्ततोऽनन्तगुणाश्चत्वारोऽमी अभव्यकाः ।
भ्रष्टसम्यक्त्वाश्च सिद्धाः स्थूलपर्याप्तभूरुहः ॥ ११७ ॥

એઓથી અપર્યાપ્ત પંચેન્દ્રિયો અસંખ્યગણા છે અને એઓથી અધિકઅધિક અપર્યાપ્ત ચઉરિન્દ્રિયો ત્રેઇન્દ્રિયો અને બેઇન્દ્રિયો છે. ૧૧૧.

એઓથી અસંખ્યઅસંખ્યગણા અનુક્રમે નીચેના બાર છે; પર્યાપ્ત પ્રત્યેક વનસ્પતિકાય, પર્યાપ્ત બાદર નિગોદ, બાદર--પૃથ્વી અપ્ અને વાયુ, સ્થૂળ અપર્યાપ્ત અગ્નિકાય--પ્રત્યેકવનસ્પતિકાય--નિગોદ--પૃથ્વીકાય--અપ્કાય--વાઉકાય, અને સૂક્ષ્મ અપર્યાપ્ત અગ્નિકાય. વળી એઓથી અધિક સૂક્ષ્મઅપર્યાપ્ત એવા પૃથ્વીકાય--અપ્કાય--વાઉકાય છે. ૧૧૨--૧૧૪.

વળી એઓથી સંખ્યાતગણા પર્યાપ્ત સૂક્ષ્મ અગ્નિકાય છે. એઓથી અધિકઅધિક પર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાય--અપ્કાય--વાયુકાય છે. ૧૧૫.

એઓથી અસંખ્યગણા અપર્યાપ્તસૂક્ષ્મ નિગોદ છે અને એઓથી સંખ્યાતગણા પર્યાપ્તસૂક્ષ્મ નિગોદ છે. ૧૧૬.

એથી અનન્ત અનન્તગણા અનુક્રમે અભવ્યો, સમકિતથી પડેલા, સિદ્ધો, અને બાદરપર્યાપ્ત વનસ્પતિ છે. ૧૧૭.

तेभ्यश्च बादराः पर्याप्तकाः स्युरोघतोऽधिकाः ।
स्थूलापर्याप्ततरवस्ततोऽसंख्यगुणाः स्मृताः ॥ ११८ ॥

अपर्याप्ता बादराः स्युस्तेभ्यो विशेषतोऽधिकाः ।
सामान्यतो बादराश्च विशेषाभ्यधिकास्ततः ॥ ११९ ॥

असंख्येयगुणास्तेभ्यो सूक्ष्मापर्याप्तभूरुहः ।
ततः सामान्यतः सूक्ष्मापर्याप्तकाः किलाधिकाः ॥ १२० ॥

स्युः संख्येयगुणास्तेभ्यः सूक्ष्मपर्याप्तभूरुहः ।
इतोऽधिकाधिका ज्ञेया वक्ष्यमाणाश्चतुर्दश ॥ १२१ ॥

सूक्ष्मा पर्याप्तका ओघात् सूक्ष्माः सामान्यतोऽपि च ।
भव्या निगोदिनश्चौघादोघाच्च वनकायिकाः ॥ १२२ ॥

ओघादेकेन्द्रिया ओघात्तिर्यंचश्च ततः पुनः ।
मिथ्यादृशश्चाविरताः सकषायास्ततोऽपि च ॥ १२३ ॥

छद्मस्थाश्च सयोगाश्च संसारिणस्तथौघतः ।
सर्वजीवाश्चेति सार्वैर्महाल्पबहुतोदिता ॥ १२४ ॥ कलापकम् ॥

એઓથી અધિક વળી ઓઘતઃ બાદરપર્યાપ્ત, અને એઓથી પણ અનન્તગણા બાદરઅપર્યાપ્ત વનસ્પતિકાય છે. ૧૧૮.

એઓથી વિશેષ અધિક બાદરઅપર્યાપ્ત, અને એનાથી વિશેષ અધિક 'સામાન્યતઃ બાદર' છે. ૧૧૯.

એનાથી અસંખ્યગણા સૂક્ષ્મઅપર્યાપ્ત વનસ્પતિકાય છે, અને તેનાથી અધિક 'સામાન્યતઃ સૂક્ષ્મઅપર્યાપ્ત' છે. ૧૨૦.

એનાથી સંખ્યગણા સૂક્ષ્મપર્યાપ્ત વનસ્પતિકાય છે. એનાથી અધિકઅધિક નીચેના ચૌદ જાણવાઃ—ઓઘતઃ સૂક્ષ્મપર્યાપ્ત, સામાન્યતઃ સૂક્ષ્મ, ઓઘતઃ ભવ્યો, ઓઘતઃ નિગોદો, ઓઘતઃ વનસ્પતિકાય, ઓઘતઃ એકેન્દ્રિયો, ઓઘતઃ તિર્યંચો, મિથ્યાદષ્ટિ, અવિરતી, કષાયી, છદ્મસ્થ, સયોગી, સંસારી, ઓઘથી સર્વ જીવો. ૧૨૧–૧૨૪.

એ પ્રમાણે સર્વથા પ્રકારે ' મહોટું અલ્પબહુત્વ ' સમજવું.

एवं जीवास्तिकायो यो द्वारैः प्रोक्तः पुरोदितैः ।
द्रव्यक्षेत्रकालभावगुणैः स पञ्चधा भवेत् ॥ १२५ ॥

अनन्तजीवद्रव्यात्मा द्रव्यतोऽसावुदीरितः ।
क्षेत्रतो लोकमात्रोऽसौ सत्त्वात्तेषां जगत्त्रये ॥ १२६ ॥

कालतः शाश्वतो वर्णादिभिः शून्यश्च भावतः ।
उपयोगगुणश्चासौ गुणतः परिकीर्त्तितः ॥ १२७ ॥

निरन्तरं बध्यमानैः स च कर्मकदम्बकैः ।
विसंस्थुलो भवाम्भोधौ बहुधा चेष्टतेऽङ्गभाक् ॥ १२८ ॥

पुद्गलैर्निचिते लोकेऽञ्जनपूर्णसमुद्गवत् ।
मिथ्यात्वप्रमुखैर्भूरिहेतुभिः कर्मपुद्गलान् ॥ १२९ ॥

करोति जीवः संबद्धान् स्वेन क्षीरेण नीरवत् ।
लोहेन वह्निवद्वा यत् तत्कर्मेत्युच्यते जिनैः ॥ १३० ॥ युग्मम् ॥

तच्च कर्म पौद्गलिकं शुभाशुभरसांचितम् ।
न त्वन्यतीर्थिकाभीष्टादृष्टादिवदमूर्त्तकम् ॥ १३१ ॥

---

હવે પૂર્વે (ચોથા સર્ગમાં) સાડત્રીશ દ્વારો વડે જે 'જીવાસ્તિકાય'નું નિરૂપણ કરેલું છે તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ગુણ–આ પાંચ દૃષ્ટિબિન્દુએ પાંચ પ્રકારનો છે. ૧૨૫.

દ્રવ્યના દૃષ્ટિબિન્દુએ એટલે કે 'દ્રવ્યથી' એ અનન્તજીવદ્રવ્યાત્મક છે; 'ક્ષેત્રથી' લોકમાત્રપ્રમાણ છે; કેમકે ત્રણે જગતમાં એનું અસ્તિત્વ છે; 'કાળથી' શાશ્વતો છે; 'ભાવથી' વર્ણાદિક રહિત છે; અને 'ગુણથી' ઉપયોગગુણવાળો છે. ૧૨૬–૧૨૭.

એ જીવ નિરંતર બંધાયા કરતા થોકબંધ કર્મોને લીધે બહુધા અસ્થિરપણે ભવસમુદ્રમાં આથડ્યા કરે છે. ૧૨૮.

અંજનથી ભરેલા ડાબલાની જેમ આ લોક પુદ્ગળોથી ભરેલો છે–તેમાં જીવ, મિથ્યાત્વ આદિક અનેક હેતુઓવડે, કર્મના પુદ્ગળોને ક્ષીરનીરની પેઠે અથવા લોહાગ્નિની પેઠે પોતાની સાથે સંબદ્ધ કરે છે. એ પુદ્ગળોને જિનેશ્વરોએ કર્મ કહ્યાં છે. ૧૨૯–૧૩૦.

એ કર્મ શુભાશુભરસયુક્ત હોઇ પુદ્ગલિક છે. અન્યમતવાળાઓ જે અદૃષ્ટ આદિ માને છે તેના જેવું એ અરૂપી નથી. ૧૩૧.

व्योमादिवदमूर्त्तत्वे त्वस्य विश्वांगिसाक्षिकौ ।
नैतत्कृतानुग्रहोपघातौ संभवतः खलु ॥ १३२ ॥

हेतवः कर्मबन्धे च चत्वारो मूलभेदतः ।
सप्तपंचाशदेते च स्युस्तदुत्तरभेदतः ॥ १३३ ॥

मिथ्यात्वाविरतिकषाययोगसंज्ञाश्च मूलभेदाः स्युः ।
तत्र च पंचविधं स्यान्मिथ्यात्वं तच्च कथितं प्राक् ॥ १३४ ॥

असंयतात्मनां स्यात् द्वादशधाविरतिः खलु ।
षट्कायारंभपंचाक्षचित्तासंवरलक्षणा ॥ १३५ ॥

कषाया नोकषायाश्च प्राक् षोडश नवोदिताः ।
योगास्तथा पंचदश सप्तपंचाशदित्यमी ॥ १३६ ॥

कर्मबन्धः प्रकृत्यात्मा स्थितिरूपो रसात्मकः ।
प्रदेशबन्ध इत्येवं चतुर्भेदः प्रकीर्त्तितः ॥ १३७ ॥

प्रकृतिस्तु स्वभावः स्यात् ज्ञानावृत्यादिकर्मणाम् ।
यथाज्ञानाच्छादनादिः स्थितिः कालविनिश्चयः ॥ १३८ ॥

---

જો એ કર્મને આકાશ વગેરેની પેઠે અરૂપી માનીએ તો એનાથી થતા અનુગ્રહ અને ઉપઘાત–જે સર્વ પ્રાણીઓને પ્રત્યક્ષ છે તે–સંભવી શકે નહિ. ૧૩૨.

કર્મબંધના મૂળ ચાર હેતુઓ છે ( ચાર પ્રકારે કર્મ બંધાય છે ), જો કે ઉત્તરોત્તર તો કર્મબંધમાં સત્તાવન હેતુઓ છે. ૧૩૩.

મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ–એ ચાર મૂળ હેતુઓ છે. આમાં જે 'મિથ્યાત્વ' છે તે પાંચ પ્રકારનું છે–એનું અગાઉ વર્ણન કરી ગયા છીએ. ૧૩૪.

સંયમવિનાના પ્રાણીઓને છકાયના આરંભરૂપ, અને પાંચઇન્દ્રિય તથા છઠ્ઠું મન–એ છના અસંવરરૂપ—એમ બાર પ્રકારની ' અવિરતિ ' હોય છે. ૧૩૫.

સોળ ' કષાય ' છે અને નવ નોકષાય છે–એનું પણ અગાઉ વર્ણન આપી ગયા છીએ. વળી ' યોગ ' પંદર છે. એમ સત્તાવન ઉત્તર હેતુઓ થયા. ૧૩૬.

કર્મબંધ ચાર પ્રકારનો છે: ( ૧ ) પ્રકૃત્યાત્મક ( પ્રકૃતિબંધ ), ( ૨ ) સ્થિતિરૂપ ( સ્થિતિબંધ ), ( ૩ ) રસાત્મક ( રસબંધ ) અને ( ૪ ) પ્રદેશબંધ. ૧૩૭.

જ્ઞાનને આચ્છાદન કરનારા કર્મોનો ( જ્ઞાનાવરણીય કર્મોનો ) જે સ્વભાવ–એનું નામ ' પ્રકૃતિ '. ૧૩૮.

बद्धं विवक्षितं कर्म कर्मत्वेन हि तिष्ठति ।
यावत्कालं स्थितिः सा स्यात् त्यजेत्तत्तां ततः परम् ॥ १३९ ॥

रसो मधुरकट्वादिः सदसत्कर्मणां मतः ।
भवेत् प्रदेशबन्धस्तु दलिकोपचयात्मकः ॥ १४० ॥

यथा हि मोदकः कश्चित् प्रकृत्या वातहृत् भवेत् ।
शुंठ्यादिजन्मा कश्चित्तु पित्तनुज्जीरकादिजः ॥ १४१ ॥

कश्चित्पक्षस्थितिः कश्चिन्मासप्रभृतिकस्थितिः ।
स्यात्कश्चिन्मधुरः कश्चित्तिक्तः कश्चित्कटुस्तथा ॥ १४२ ॥

कश्चित्सेरदलः कश्चित् द्व्यादिसेरदलात्मकः ।
कार्यैवं भावना विज्ञैः प्रकृत्यादिषु कर्मणाम् ॥ १४३ ॥

मूलप्रकृतिभेदेन तच्च कर्माष्टधा मतम् ।
स्यात् ज्ञानावरणीयाख्यं दर्शनावरणीयकम् ॥ १४४ ॥

'સ્થિતિ' એટલે કાળનો નિશ્ચય. કર્મ બાંધ્યું હોય એ અમુક કાળસુધી કર્મત્વરૂપે સત્તામાં રહી પછી એ સ્થિતિને છોડે છે. એ 'અમુક કાળ'–તે સ્થિતિ સમજવી. ૧૩૮–૧૩૯.

હવે 'રસ'. સત્ એટલે શુભ કર્મોનો મધુર રસ કહેવાય છે, અને અસત્ કર્મોનો કડવો કહેવાય.

જીવ ઉપર કર્મનાં દળ એટલે થર ને થર બંધાતા આવે એ 'પ્રદેશ' કહેવાય. ૧૪૦.

આ પ્રકૃતિ, સ્થિતિ, રસ અને પ્રદેશ ( દળ ) ને લઈને, કર્મની એક મોદક સાથે સરખામણી કરવામાં આવે છેઃ—

જેવી રીતે સુંઠ વગેરે નાખીને બનાવેલો લાડુ હોય એની વાયુ દૂર કરવાની પ્રકૃતિ હોય; અને જીરૂં વગેરે નાખીને બનાવેલા લાડુની પિત્ત હરવાની પ્રકૃતિ હોય. એવીજ રીતે કર્મની અમુક પ્રકૃતિ–સ્વભાવ હોય. ૧૪૧.

જેવી રીતે કોઇ લાડુ એક પખવાડીયાની સ્થિતિવાળો એટલે એટલી મુદત રહી શકે એવો હોય ને કોઇ વળી એક માસની પણ સ્થિતિવાળો હોય. એવીજ રીતે કર્મની અમુક સ્થિતિ હોય.

જેવી રીતે કોઇ લાડુ મધુર એટલે ગળ્યો હોય અને કોઈ કડવો પણ હોય. એવીજ રીતે કર્મનો પણ અમુક રસ હોય. ૧૪૨.

જેવી રીતે કોઇ લાડુ એક શેરના દળ ( વજન ) નો હોય ને કોઈ બશેરના દળનો પણ હોય. તેવી રીતે કર્મ પણ ભારે હળવાં હોય. ૧૪૩.

એ કર્મ મૂળ પ્રકૃતિના દૃષ્ટિબિન્દુએ આઠ પ્રકારનાં છેઃ (૧) **જ્ઞાનાવરણીય**, (૨)

**वेदनीयं मोहनीयमायुर्गोत्रं च नाम च ।**
**अन्तरायं चेत्यथैषामुत्तरप्रकृतीर्ब्रुवे ॥ १४५ ॥**

**ज्ञानानि पंचोक्तानि प्राक् यच्च तेषां स्वभावतः ।**
**आच्छादकं पट इव दृशां तत् पंचधा मतम् ॥ १४६ ॥**

**मतिश्रुतावधिज्ञानावरणानि पृथक् पृथक् ।**
**मनःपर्यायावरणं केवलावरणं तथा ॥ १४७ ॥**

**आवृतिश्चक्षुरादीनां दर्शनानां चतुर्विधा ।**
**निद्राः पंचेति नवधा दर्शनावरणं मतम् ॥ १४८ ॥**

**सुखप्रबोधा निद्रा स्यात् सा च दुःखप्रबोधका ।**
**निद्रानिद्रा प्रचला च स्थितस्योर्द्ध्वं स्थितस्य वा ॥ १४९ ॥**

**गच्छतोऽपि जनस्य स्यात्प्रचलाप्रचलाभिधा ॥**
**स्त्यानर्द्धिर्वासुदेवार्धबलाहश्चिन्तितार्थकृत् ॥ १५० ॥**

**દર્શનાવરણીય**, ( ૩ ) **વેદનીય**, ( ૪ ) **મોહનીય**, ( ૫ ) **આયુ**, ( ૬ ) **ગોત્ર**, ( ૭ ) **નામ** અને ( ૮ ) **અન્તરાય**. ૧૪૪–૧૪૫.

વળી એઓની ઉત્તર પ્રકૃતિ આ પ્રમાણે—

પૂર્વે જે પાંચ પ્રકારનાં જ્ઞાન વર્ણવ્યાં છે તે જ્ઞાનોને, ચક્ષુને વસ્ત્રનો કટકો આચ્છાદિત કરે છે તેમ આચ્છાદન કરનાર જે કર્મ તે **જ્ઞાનાવરણીય કર્મ** કહેવાય ૧૪૬.

એ પણ પાંચ પ્રકારનું છે : ( ૧ ) મતિજ્ઞાનાવરણીય, ( ૨ ) શ્રુતજ્ઞાનાવરણીય, ( ૩ ) અવધિજ્ઞાનાવરણીય, ( ૪ ) મનઃપર્યવજ્ઞાનાવરણીય અને ( ૫ ) કેવળજ્ઞાનાવરણીય. ૧૪૭.

વળી ચક્ષુદર્શન વગેરે જે દર્શનો પણ અગાઉ વર્ણવી ગયા છીએ તે દર્શનોને ચાર પ્રકારનાં આવરણ છે, અને પાંચ પ્રકારની નિદ્રા છે. એમ નવ પ્રકાર **દર્શનના આવરણના** થયા. ૧૪૮.

નિદ્રા પાંચ પ્રકારની કહી એ આ રીતે :—( ૧ ) 'નિદ્રા', એટલે સુખેથી જાગ્રત થવાય એવી; ( ૨ ) 'નિદ્રાનિદ્રા', જેમાંથી દુખેથી એટલે માંડમાંડ જાગ્રત થવાય એવી; (૩) 'પ્રચલા' એટલે બેઠાંબેઠાં ઉંઘી જાય કે ઉભાં ઉભાં ઉંઘે એ; ( ૪ ) 'પ્રચલાપ્રચલા' એટલે ચાલતાં ચાલતાં ઉંઘ આવે એ; ( ૫ ) 'સ્ત્યાનર્દ્ધિ' એટલે વાસુદેવનાં અરધા બળ જેટલી અને દિવસના ચિન્તવેલા કાર્યને કરનારી. ૧૪૯–૧૫૦.

स्त्याना संघातीभूता गृद्धिः दिनचिन्तितार्थविषयातिकांक्षा यस्यां सा स्त्यानगृद्धिः इति तु कर्मग्रन्थावचूर्णौ ॥

आद्यसंहननापेक्षमिदमस्यां बलं मतम् ।
अन्यथा तु वर्त्तमानयुवभ्योऽष्टगुणं भवेत् ॥ १५१ ॥

अयं कर्मग्रंथवृत्ताद्यभिप्रायः ॥ जीतकल्पवृत्तौ तु । यदुदये अति- संक्लिष्टपरिणामात् दिनदृष्टमर्थं उत्थाय प्रसाधयति केशवार्धबलश्च जायते । तदनुदयेऽपि च स शेषपुरुषेभ्यः त्रिचतुर्गुणो भवति । इयं च प्रथमसंहनिन एव भवति । इति उक्तमस्ति । इति ज्ञेयम् ॥

दर्शनानां हन्ति लब्धि मूलादाद्यं चतुष्टयम् ।
लब्धां दर्शनलब्धिं द्राक् निद्रा निघ्नन्ति पंच च ॥ १५२ ॥

वेदनीयं द्विधा साताऽसातरूपं प्रकीर्तितम् ।
स्यादिदं मधुदिग्धासिधारालेहनसन्निभम् ॥ १५३ ॥

કર્મગ્રંથની અવચૂરીમાં સ્ત્યાનર્દ્ધિ ( સ્ત્યાન+ઋદ્ધિ ) ને બદલે ' સ્ત્યાનગૃદ્ધિ ' એવા શબ્દો છે. સ્ત્યાન=એકઠી થયેલી. ગૃદ્ધિ=( દિવસે ચિન્તવેલી વાતની ) અત્યન્ત આકાંક્ષા. જે નિદ્રામાં દિવસે ચિન્તવેલા અર્થની અત્યન્ત આકાંક્ષા વર્તાય એવી નિદ્રા તે સ્ત્યાનગૃદ્ધિ નિદ્રા કહેવાય.

આ નિદ્રામાં આટલું બધું બળ કહ્યું તે પહેલા સંઘયણવાળા મનુષ્યની અપેક્ષાએ કહ્યું છે. અન્યથા તો એ વર્તમાનકાળના યુવકોના બળથી આઠગણું સમજવું. ૧૫૧.

આ ' કર્મગ્રંથની વૃત્તિ ' ના અભિપ્રાયે કહ્યું છે. ' જીતકલ્પ ' ની વૃત્તિમાં તો એમ કહ્યું છે કે—જેનો ઉદય થયે, મનુષ્ય અતિસંકિલષ્ટપરિણામથી ઉઠીને દિવસે જોયલું કાર્યમાં મૂકે છે તે સ્ત્યાનર્દ્ધિ નિદ્રા. એ નિદ્રામાં માણસમાં વાસુદેવનું અરધું બળ આવે છે. એ નિદ્રાનો ઉદય ન હોય તો યે એવી નિદ્રાવાળા માણસમાં સાધારણ માણસ કરતાં ત્રણચારગણું બળ આવે છે. આ નિદ્રા પ્રથમ સંઘયણવાળાને જ હોય છે.

પહેલાં ચાર દર્શનાવરણો છે તે દર્શનોની લબ્ધિનો મૂળમાંથી વિનાશ કરે છે, અને પાંચ નિદ્રાઓ છે તે પ્રાપ્ત થયેલી લબ્ધિનો સત્વર નાશ કરે છે. ૧૫૨.

હવે ત્રીજું **વેદનીય** કર્મ. આ કર્મ સાતાવેદનીય અને અસાતાવેદનીય એમ બે પ્રકારે છે. એ મધ ચોપડેલી તલવારના ધારને ચાટવા જઈએ એના જેવું છે. ૧૫૩.

यद्वेद्यते प्रियतया स्रगादियोगात् भवेत्तदिह सातम् ।
यत्कंटकादितोऽप्रियरूपतया वेद्यते त्वसातं तत् ॥ १५४ ॥

यन्मद्यवन्मोहयति जीवं तन्मोहनीयकम् ।
द्विधा दर्शनचारित्रमोहभेदात्तदीरितम् ॥ १५५ ॥

मिथ्यात्वमिश्रसम्यक्त्वभेदात्तत्रादिमं त्रिधा ।
चारित्रमोहनीयं तु पंचविंशतिधा भवेत् ॥ १५६ ॥

कषायाः षोडश नव नोकषायाः पुरोदिताः ।
इत्यष्टाविंशतिविधं मोहनीयमुदीरितम् ॥ १५७ ॥

एति गत्यन्तरं जीवो येनायुस्तच्चतुर्विधम् ।
देवायुश्च नरायुश्च तिर्यङ्नैरयिकायुषी ॥ १५८ ॥

इदं निगडतुल्यं स्यादसमाप्येदमंगभाक् ।
जीवः परभवं गन्तुं न शक्नोति कदापि यत् ॥ १५९ ॥

गूयते शब्द्यते शब्दैर्यस्मादुच्चावचैर्जनः ।
तत् गोत्रकर्म स्यादेतत् द्विधोच्चनीचभेदतः ॥ १६० ॥

પુષ્પની માળા વગેરેના યોગની જેમ જે પ્રિયપણે વેદાય તે સાતાવેદનીય કર્મ અને જે કંટક આદિના યોગની જેમ અપ્રિયપણે વેદાય એ અસાતાવેદનીયકર્મ. ૧૫૪.

ચોથું **મોહનીય** કર્મ. મદ્યની જેમ જીવને મોહ પમાડે એ મોહનીય કર્મ. એના બે પ્રકાર છે : ( ૧ ) દર્શનમોહનીય અને ( ૨ ) ચારિત્રમોહનીય. ૧૫૫.

દર્શનમોહનીય કર્મના વળી ત્રણ પ્રકાર છે : ( ૧ ) મિથ્યાત્વ, ( ૨ ) મિશ્ર અને ( ૩ ) સમ્યક્ત્વ. ચારિત્રમોહનીયના પચીસ ભેદ છે : સોળ કષાય અને નવ નોકષાય. આ પ્રમાણે મોહનીયકર્મના અઠ્ઠાવીશ પ્રકાર થયા. ૧૫૬–૧૫૭.

પાંચમું **આયુકર્મ**. જે કર્મવડે જીવ અન્યગતિમાં જાય એ આયુકર્મ. એ ચાર પ્રકારનું છે: (૧) દેવઆયુષ્ય, (૨) મનુષ્યઆયુષ્ય, (૩) તિર્યંચઆયુષ્ય અને (૪) નરકઆયુષ્ય. ૧૫૮.

આ આયુકર્મ પ્રાણીને બેડી સમાન છે. કારણ કે એ પૂર્ણ કર્યા વિના પ્રાણી કદાપિ અન્ય ભાવમાં જઇ શકતો નથી. ૧૫૯.

છઠ્ઠું **ગોત્રકર્મ**. જેને લીધે લોકો માણસને મ્હોટે નામે કે હલકે–તોછડે નામે બોલાવે છે તે ગોત્રકર્મ. એ ઉંચ ગોત્ર અને નીચ ગોત્ર–એમ બે પ્રકારનું છે. ૧૬૦.

इदं कुलालतुल्यं स्यात् कुलालो हि तथा सृजेत् ।
किंचित् कुम्भादिभाण्डं तत् यथा लोकैः प्रशस्यते ॥ १६१ ॥
किंचिच्च कुत्सिताकारं तथा कुर्यादसौ यथा ।
अक्षिप्तमद्याद्यपि तत् भाण्डं लोकेन निन्द्यते ॥ १६२ ॥
कर्मणापि तथानेन धनरूपोज्झितोऽपि हि ।
उच्चैर्गोत्रतया कश्चित् प्रशस्यः क्रियतेऽसुमान् ॥ १६३ ॥
कश्चिच्च नीचैर्गोत्रत्वात् धनरूपादिमानपि ।
क्रियते कर्मणानेन निन्द्यो नन्दनृपादिवत् ॥ १६४ ॥

गतिजात्यादिपर्यायानुभवं प्रतिदेहिनः ।
नामयति प्रह्वयति यत्तन्नामेति कीर्त्तितम् ॥ १६५ ॥
चित्रकृत्सदृशं चैतत् विचित्राणि सृजेद्यथा ।
चित्राण्येष मिथोऽतुल्यान्येवं नामापि देहिनः ॥ १६६ ॥
द्विचत्वारिंशद्विधं तत् स्थूलभेदविवक्षया ।
स्याद्वा त्रिनवतिविधं त्रियुक्शतविधं तु वा ॥ १६७ ॥
सप्तषष्टिविधं वा स्याद्यथाक्रममथोच्यते ।
विकल्पानां चतुर्णामप्येषां विस्तृतिरागमात् ॥ १६८ ॥

એ વળી કુંભારના ઠામ જેવું છે. કુંભાર કોઇ વાસણ એવું બનાવે છે કે લોકો એની પ્રશંસા કરે છે, અને કોઇ વળી એવું બનાવે છે કે તે મદ્યવાળું નહિં છતાં લોકો એની નિંદા કરે છે. ( તેમ લોકો, ઉંચ ગોત્રી હોય એની પ્રશંસા કરે છે અને નીચ ગોત્રી હોય એની નિંદા કરે છે ). ૧૬૧-૧૬૨.

કોઈ ધનરૂપહીન માણુસ લોકોની પ્રશંસા પામે છે એ એના એવા ઉચ્ચ ગોત્રકર્મને લીધે જ. અને કોઇ ધનવાન, રૂપવાન હોવા છતાં નંદનૃપતિની પેઠે લોકોમાં નિંદાય છે એ એના એવા નીચ ગોત્રકર્મનું જ ફળ છે. ૧૬૩-૧૬૪.

સાતમું **નામકર્મ.** દરેક પ્રાણીના ગતિ, જાતિ આદિ પર્યાયના અનુભવને દાખવનારૂં કર્મ-તે નામકર્મ કહેવાય છે. ૧૬૫.

એ એક ચિતારા જેવું છે. જેમ કોઇ ચિતારો પરસ્પર અતુલ્ય-એક બીજાને મળતાં ન આવે એવાં વિચિત્ર ચિત્રો ચીતરે છે એવી જાતનું આ નામકર્મ છે. ૧૬૬.

આ નામકર્મ છે તે સ્થૂલભેદોની ગણત્રીએ બેંતાળીશ પ્રકારનું છે, અથવા ત્રાણું પ્રકારનું અથવા એકસોને ત્રણ પ્રકારનું અથવા સડસઠ પ્રકારનું છે. ૧૬૭-૧૬૮.

गतिर्जातिर्वपुश्चैवोपांगं बन्धनमेव च ।
संघातनं संहननं संस्थानं वर्ण एव च ॥ १६९ ॥
गन्धो रसश्च स्पर्शश्चानुपूर्वी च नभोगतिः ।
चतुर्दशैता निर्दिष्टाः पिण्डप्रकृतयो जिनैः ॥ १७० ॥

स्युः प्रत्येकप्रकृतयोऽष्टाविंशतिरिमाः पुनः ।
त्रसस्थावरदशके पराघातादि चाष्टकम् ॥ १७१ ॥

त्रसबादरपर्याप्तप्रत्येकस्थिरशुभानि सुभगं च ।
सुस्वरमादेययशोनाम्नी चेत्याद्यदशकं स्यात् ॥ १७२ ॥
स्थावरसूक्ष्मापर्याप्तकानि साधारणास्थिरे अशुभम् ।
दुःस्वरदुर्भगनाम्नी भवत्यनादेयमयशश्च ॥ १७३ ॥

द्वितीयं दशकं चैतत् पराघाताष्टकं त्विदम् ।
पराघातं तथोच्छ्वासातपोद्योताभिधानि च ॥ १७४ ॥
भवत्यगुरुलघ्वाख्यं तीर्थकृन्नामकर्म च ।
निर्माणमुपघातं च द्विचत्वारिंशदित्यमी ॥ १७५ ॥

---

આ બેંતાલીશ, ત્રાણું, એકસોત્રણ, ને સડસઠ પ્રકાર–આ ચારે વિકલ્પો હવે આગમમાં કહ્યા પ્રમાણે વિસ્તૃતપણે કહીએ છીએ.

જિન ભગવાનોએ ચૌદ પિંડપ્રકૃતિ કહી છે: ગતિ, જાતિ, શરીર, ઉપાંગ, બંધન, સંઘાતન, સંહનન, સંસ્થાન, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, આનુપૂર્વી અને વિહાયોગતિ. ૧૬૯–૧૭૦.

વળી અઠ્ઠાવીશ પ્રત્યેક પ્રકૃતિઓ કહી છે: ત્રસ આદિ દશ, સ્થાવર આદિ દશ અને પરાઘાત આદિ આઠ. ૧૭૧.

ત્રસ આદિ દશ આ પ્રમાણે: ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય અને યશ. ૧૭૨.

સ્થાવર આદિ દશ આ પ્રમાણે: સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ, અસ્થિર, અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય અને અપયશ. ૧૭૩.

પરાઘાત આદિ આઠ આ પ્રમાણે: પરાઘાત, ઉચ્છ્વાસ, આતપ, ઉદ્યોત, અગુરૂલઘુ, તીર્થંકર, નિર્માણ, અને ઉપઘાત. ૧૭૪–૧૭૫.

એ પ્રમાણે ૧૪+૨૮ એટલે બેંતાળીશ ભેદ થયા.

चतुर्दशोक्ता गत्याद्याः पिण्डप्रकृतयोऽत्र याः ।
पंचषष्टिः स्युरेवं ताः प्रतिभेदविवक्षया ॥ १७६ ॥

गतिश्चतुर्धा नरकतिर्यङ्नरसुरा इति ।
एकद्वित्रिचतु:पंचेन्द्रियाः पंचेति जातयः ॥ १७७ ॥

देहान्यौदारिकादीनि पंच प्रागुदितानि वै ।
त्रिधांगोपांगानि तेषां विना तैजसकार्मणे ॥ १७८ ॥

तत्रांगानि बाहुपृष्ठोरूरोमूर्धादिकानि वै ।
अंगुल्यादीन्युपांगानि भेदोऽङ्गोपाङ्गयोरयम् ॥ १७९ ॥

नखांगुलीपर्वरेखाप्रमुखान्यपराणि च ।
अंगोपांगानि निर्दिष्टान्युत्कृष्टज्ञानशालिभिः ॥ १८० ॥

औदारिकाद्यंगसक्तपुद्गलानां परस्परम् ।
निबद्धबध्यमानानां सम्बन्धघटकं हि यत् ॥ १८१ ॥

तद् बन्धनं स्वस्वदेहतुल्याख्यं पंचधोदितम् ।
दार्वादिसन्धिघटकजत्वादिसदृशं ह्यदः ॥ १८२ ॥ युग्मम् ॥

---

ઉપર ગતિ વગેરે ચૌદ પિંડપ્રકૃતિઓ કહી એના પણ પાછા પ્રતિભેદો છે એટલે એ વિવક્ષાએ **પાંસઠ** ભેદો થાય છે. તે નીચે પ્રમાણે:— ૧૭૬.

ગતિના **ચાર** પ્રકાર: નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ.

જાતિના **પાંચ** પ્રકાર: એકેન્દ્રિય, બેઇન્દ્રિય, ત્રેઇન્દ્રિય, ચૌરિન્દ્રિય અને પંચેન્દ્રિય. ૧૭૭.

શરીરના **પાંચ** પ્રકાર: ઔદારિક વગેરે પૂર્વે કહેલા છે એ.

અંગોપાંગના **ત્રણ** પ્રકાર: ઔદારિક, વૈક્રિય, આહારક. ૧૭૮.

( બાહુ, પૃષ્ટ, ઊરૂ, હૃદય, મસ્તક વગેરે અંગો કહેવાય છે; અને આંગળીઓ આદિ ઉપાંગ કહેવાય છે. જ્ઞાની પુરૂષોએ નખ, આંગળીના પર્વો વગેરેને પણ ઉપાંગમાં ગણ્યા છે ). ૧૭૯–૧૮૦.

બંધનના **પાંચ** પ્રકાર: ઔદારિક વગેરે અંગોની સાથે આસક્ત, બંધાયેલા અને ચાલુ બંધાયા કરતા પુદ્ગળોનો પરસ્પર સંબંધ ઘટાવનારૂં–તે બંધન કહેવાય છે. એના પાંચ પ્રકાર છે. અને એ, કાષ્ટ આદિના સાંધા મેળવી મેળવીને કરેલી બનાવટ જેવું છે. ૧૮૧–૧૮૨.

औदारिकाद्यंगयोग्यान् संघातयति पुद्गलान् ।
यत्तत् संघातनं पंचविधं बन्धनवत् भवेत् ॥ १८३ ॥

यद्वा पंचदशाख्येयमेवं भवति बन्धनम् ।
औदारिकौदारिकाख्यं बन्धनं प्रथमं भवेत् ॥ १८४ ॥

औदारिकतैजसाख्यं तथौदारिककार्मणम् ।
स्याद्वैक्रियवैक्रियाख्यं तथा वैक्रियतैजसम् ॥ १८५ ॥

वैक्रियकार्मणाख्यं चाहारकाहारकं तथा ।
आहारकतैजसं च तथाहारककार्मणम् ॥ १८६ ॥

औदारिकतैजसकार्मणं बन्धनमीरितम् ।
वैक्रियतैजसकार्मणबन्धनमथापरम् ॥ १८७ ॥

आहारकतैजसकार्मणबन्धनमेव च ।
तैजसतैजसबन्धनं च तैजसकार्मणम् ॥ १८८ ॥

कार्मणकार्मणं चेति स्युः पंचदश तानि हि ।
तत्र पूर्वसंगृहीतैर्यदौदारिकपुद्गलैः ॥ १८९ ॥

गृह्यमाणौदारिकांगपुद्गलानां परस्परम् ।
सम्बन्धकृत्तदौदारिकौदारिकाख्यबन्धनम् ॥ १९० ॥ युग्मम् ॥

---

સંઘાતના **પાંચ** પ્રકાર છે. ઔદારિક આદિ અંગોને યોગ્ય હોય એવા પુદ્ગળોનું સંઘાતન કરનારૂં-તે સંઘાતન કહેવાય. ૧૮૩.

અથવા બંધનના નીચે પ્રમાણે પંદર ભેદ પણ પડે છે:—

( ૧ ) ઔદારિકઔદારિક, ( ૨ ) ઔદારિકતૈજસ, ( ૩ ) ઔદારિકકાર્મણ, ( ૪ ) વૈક્રિય વૈક્રિય, ( ૫ ) વૈક્રિયતૈજસ, ( ૬ ) વૈક્રિયકાર્મણ, ( ૭ ) આહારકઆહારક, ( ૮ ) આહારક તજસ, ( ૯ ) આહારકકાર્મણ, ( ૧૦ ) ઔદારિકતૈજસકાર્મણ, ( ૧૧ ) વૈક્રિયતૈજસ કાર્મણ, ( ૧૨ ) આહારકતૈજસકાર્મણ, ( ૧૩ ) તૈજસતૈજસ, ( ૧૪ ) તૈજસકાર્મણ અને ( ૧૫ ) કાર્મણકાર્મણ. ૧૮૩-૧૮૮.

પહેલા સંઘરી રાખેલા ઔદારિક પુદ્ગળોની સાથે, બીજાં નવાં ગૃહ્યમાણ ઔદારિક પુદ્ગળોનો પરસ્પર સંબંધ ઘટાવી આપે-એ બંધનનું નામ ઔદારિકઔદારિક બંધન. ૧૮૯-૯૦

एवं च औदारिकपुद्गलानां सह तैजसपुद्गलैः ।
सम्बन्धघटकं त्वौदारिकतैजसबन्धनम् ॥ १९१ ॥

औदारिकपुद्गलानां सह कार्मणपुद्गलैः ।
सम्बन्धकृत् भवत्यौदारिककार्मणबन्धनम् ॥ १९२ ॥

भावनैवं वैक्रियवैक्रियादिबन्धनेष्वपि ।
स्वयं विचक्षणैः कार्या दिङ्मात्रं तु प्रदर्शितम् ॥ १९३ ॥

षट्कं संहननानां संस्थानानां षट्कमेत्र च ।
वर्णाः पंच रसाः पंचाष्टौ स्पर्शा गन्धयोर्द्वयम् ॥ १९४ ॥

तत्र वर्णौ नीलकृष्णौ कटुतिक्ताभिधौ रसौ ।
गुरुः खरो रुक्षशीताविति स्पर्शचतुष्टयम् ॥ १९५ ॥

दुर्गन्धश्चेति नवकमशुभं परिकीर्तितम् ।
वर्णगन्धरसस्पर्शाः शेषास्त्वेकादशोत्तमाः ॥ १९६ ॥

आनुपूर्व्यश्चतस्त्रः स्युश्चतुर्गतिसमाभिधाः ।
द्विधा विहायोगतिः स्यात् प्रशस्तेतरभेदतः ॥ १९७ ॥

---

એજ પ્રમાણે ઔદારિક પુદ્ગળોની સાથે તૈજસ પુદગળોનો સંબંધ કરાવી દે એનું નામ ઔદારિક તૈજસ બંધન. ૧૯૧.

ઔદારિક પુદ્ગળોની સાથે કાર્મણ પુદ્ગળોનો સંબંધ કરાવી દે એ બંધન ઔદારિક કાર્મણ બંધન કહેવાય. ૧૯૨.

એજ પ્રમાણે વૈક્રિયવૈક્રિય વગેરે બીજા બન્ધનોને વિષે પણ વિચક્ષણ પુરૂષોએ સ્વયમેવ ભાવના કરી લેવી. અહિં અમે તો માત્ર દિગ્દર્શન કરાવ્યું છે. ૧૯૩.

સંઘયણના છ પ્રકાર છે. સંસ્થાનો પણ છ છે. વર્ણ **પાંચ** છે. રસ **પાંચ** છે. સ્પર્શ **આઠ** છે અને ગંધ **બે** છે. ૧૯૪.

એમાં નીલ અને કૃષ્ણ—એ બે વર્ણ; કટુ અને તીખો—એ બે રસ; ગુરૂ, ખર, રૂક્ષ અને શીત—એ ચાર સ્પર્શ; તથા દુર્ગન્ધ—આટલાં નવ અશુભ **છે**. બાકીના અગ્યાર ( ત્રણ વર્ણ, ત્રણ રસ, ચાર સ્પર્શ, એક ગંધ ) શુભ છે. ૧૯૫–૧૯૬.

આનુપૂર્વી **ચાર** છે: ( ૧ ) નરક, ( ૨ ) તિર્યંચ, ( ૩ ) મનુષ્ય અને (૪) દેવ. વિહાયોગતિ **બે** પ્રકારની છે: પ્રશસ્ત અને અપ્રશસ્ત. ૧૯૭.

एवं भेदाः पंचषष्टिः पिण्डप्रकृतिजाः स्मृताः ।
पंचानामौदारिकादिबन्धनानां विवक्षया ॥ १९८ ॥

सा पंचषष्टिरष्टाविंशत्या प्रकृतिभिः पुरोक्ताभिः ।
प्रत्येकाभिर्युक्ताः स्युः नाम्नः त्रिनवतिः भेदाः ॥ १९९ ॥

बन्धनानां पंचदशभेदत्वे च विवक्षिते ।
स्युः नामकर्मणो भेदाः त्रिभिः समधिकं शतम् ॥ २०० ॥

बन्धसंघातननाम्नामिह पंचदशपंचसंख्यानाम् ।
सह बन्धसजातीयत्वाभ्यां न स्वांगतः पृथग्गणनम् ॥ २०१ ॥

कृष्णादिभेदभिन्नाया वर्णादिविंशतेः पदे ।
सामान्येनैव वर्णादिचतुष्कमिह गृह्यते ॥ २०२ ॥

पूर्वोक्तत्र्युत्तरशतादेषां षट्त्रिंशतस्ततः ।
कृतेऽपसारणे सप्तषष्टिर्भेदा भवन्ति ते ॥ २०३ ॥

बन्धे तथोदये नाम्नः सप्तषष्टिरियं मता ।
षट्विंशतिश्च मोहस्य बन्धे प्रकृतयः स्मृताः ॥ २०४ ॥

એવી રીતે, ઔદારિક વગેરે બંધનો 'પાંચ' ગણતાં નામકર્મના પિંડપ્રકૃતિથી થયેલા એકંદર પાંસઠ પ્રકાર થયા. ૧૯૮.

એ પાંસઠમાં પૂર્વોકત અઠ્ઠાવીશ પ્રત્યેક પ્રકૃતિઓ ભેળવીએ એટલે નામકર્મના ત્રાણું ભેદ થાય. ૧૯૯.

વળી જો ઔદારિક આદિ બન્ધનોના 'પાંચ' ને બદલે 'પંદર' ભેદ ગણાવ્યા છે એ ભેળવીએ તો એકંદર નામકર્મના એકસો ત્રણ ભેદ થાય. ૨૦૦.

પણ પંદર પ્રકારનું બંધન અને પાંચ પ્રકારનું સંઘાતન—એ વીશ નામકર્મોની, બન્ધત્વ અને સજાતીયત્વને લીધે સ્વાંગથી જૂદી ગણના ન હોય. અને વર્ણ, રસ, સ્પર્શ તથા ગંધ—એ ચારના થઇને વીશ ભેદ ગણ્યા છે એની જગ્યાએ, ભેદ વગરના ફકત સામાન્યતઃ ચાર છે એ લઇએ તો વીશ અને સોળ મળીને છત્રીશ ભેદ ઓછા થાય. એટલે એકસો ત્રણમાંથી આ છત્રીશ બાદ કરીએ એટલે સડસઠ ભેદ રહે. ૨૦૧-૨૦૩.

નામકર્મના, બંધ તથા ઉદયમાં આ સડસઠ પ્રકૃતિ કહી છે. અને મોહનીય કર્મના બંધમાં છવીશ પ્રકૃતિઓ કહી છે, ૨૦૪.

सम्यक्त्वमिश्रमोहौ यज्जातु नो बन्धमर्हतः ।
एतौ हि शुद्धार्धशुद्धमिथ्यात्वपुद्गलात्मकौ ॥ २०५ ॥

त्रिपंचाशत् प्रकृतयस्तदेवं शेषकर्मणाम् ।
नाम्नश्च सप्तषष्टिः स्युः शतं विंशं च मीलिताः ॥ २०६ ॥

अधिक्रियन्ते बन्धे ता उदयोदीरणे पुनः ।
सम्यक्त्वमिश्रसहितास्ता द्वाविंशशतं खलु ॥ २०७ ॥

नाम्नस्त्र्याढयं शतं पंचपंचाशत् शेषकर्मणाम् ।
सत्तायामष्टपंचाढ्यमेवं प्रकृतयः शतम् ॥ २०८ ॥

चेत् बन्धनानि पंचैव विवक्ष्यन्ते तदा पुनः ।
अष्टचत्वारिंशशतं सत्तायां कर्मणां भिदः ॥ २०९ ॥

नामकर्मप्रकृतीनामथैतासां निरूप्यते ।
प्रयोजनं गुरुप्रान्ते समीक्ष्य समयोदधिम् ॥ २१० ॥

चतुर्भ्यो गतिनामभ्यः प्राप्तिः स्वस्वगतेर्भवेत् ।
पंचभ्यो जातिनामभ्योऽप्येकद्व्याद्यक्षता भवेत् ॥ २११ ॥

કેમકે સમકિત મોહનીય અને મિશ્રમોહનીય—એ બે કદિ પણ બંધને યોગ્ય હોય નહિં; કારણ કે એ બેઉ શુદ્ધ અને અર્ધશુદ્ધ—એવા મિથ્યાત્વપુદ્ગળરૂપ છે. ( તેથી ૨૮–૨=૨૬ ). **આમ નામ શિવાયના** શેષ કર્મોની ત્રેપન પ્રકૃતિઓ થઇ. અને એની સાથે નામકર્મની સડસઠ પ્રકૃતિ ભેળવીએ એટલે એકંદર એકસો વીશ પ્રકૃતિ થાય છે. ૨૦૫–૨૦૬.

આ ૧૨૦ પ્રકૃતિઓનો **બંધની** અંદર અધિકાર છે. પણ **ઉદય** અને **ઉદીરણા**માં તો સમ્યકત્વ મોહનીય અને મિશ્ર મોહનીય સહિત એઓ એકસો બાવીશ થાય છે. ૨૦૭.

એવી રીતે વળી નામકર્મની ૧૦૩ પ્રકૃતિઓ અને બીજાં કર્મોની ૫૫ પ્રકૃતિઓ મળીને ૧૫૮ પ્રકૃતિઓ સત્તામાં છે. ૨૦૮.

એમાં પણ જો બન્ધન 'પાંચ' જ ગણીએ, તો ૧૪૮ પ્રકૃતિઓ સત્તામાં રહે. ૨૦૯.

હવે ગુરૂસમીપે સિદ્ધાન્તની સમીક્ષા કરી છે તે પ્રમાણે આ નામકર્મપ્રકૃતિઓનું પ્રયોજન સમજાવું છું. ૨૧૦.

ચાર ગતિનામકર્મ છે એનાથી પોતપોતાની ગતિની પ્રાપ્તિ થાય છે.

પાંચ જાતિનામકર્મ છે એનાથી એકેન્દ્રિયત્વ, બેઇન્દ્રિયપણું વગેરેની પ્રાપ્તિ થાય છે. ૨૧૧.

पंचानां वपुषां हेतुः स्याद्वपुर्नाम पंचधा ।
औदारिकवैक्रियाहारकांगोपांगसाधनम् ॥ २१२ ॥

त्रिधांगोपांगनाम स्यात् बन्धनानि च पंचधा ।
स्युः पंचदश वांगानां मिथः सम्बन्धहेतवः ॥ २१३ ॥

असत्सु बन्धनेष्वेषु संघातनामकर्मणा ।
संहतानां पुद्गलानां बन्धो न घटते मिथः ॥ २१४ ॥

सक्तूनां संगृहीतानां यथा पत्रकरादिना ।
घृतादिश्लेषणद्रव्यं विना बन्धो मिथो न हि ॥ २१५ ॥

औदारिकादियोग्यानां स्यात् संघातननाम तु ।
संग्राहकं पुद्गलानां दन्तालीव तृणावलेः ॥ २१६ ॥

षण्णां संहननानां च संस्थानानां च तावताम् ।
तत्तद्विशेषकारीणि स्युर्नामानि तदाख्यया ॥ २१७ ॥

तत्तद्वर्णगन्धरसस्पर्शनिष्पत्तिहेतवः ।
वर्णादिनामकर्माणि विंशतिः स्युः शरीरिणाम् ॥ २१८ ॥

---

પાંચ શરીરનામકર્મ છે એ પાંચ શરીરના હેતુભૂત છે. અને તે ઔદારિક, વૈક્રિય અને આહારક અંગોપાંગોને બક્ષનારા છે. ૨૧૨.

ત્રણ પ્રકારનું અંગોપાંગનામકર્મ, અને પાંચ પ્રકારના અથવા પંદર પ્રકારના બંધન એ બધાં, અંગોના પરસ્પરના સંબંધના હેતુભૂત છે. ૨૧૩.

આ બન્ધનો ન હોય તો સંઘાતનામકર્મવડે સંહરાયલા પુદ્દગળોનો પરસ્પર બંધ ઘટે નહિં; જેવી રીતે કે પત્રકરાદિક વડે સંગૃહીત એવો સાથવો ઘ્રત વગેરે શ્લેષણની વસ્તુ વિના બંધાતો નથી. ૨૧૪–૨૧૫.

સંઘાતનનામકર્મ છે તે ઔદારિક આદિક યોગ્ય પુદ્દગળોને ગ્રહણ કરી લેનારૂં છે; જેવી રીતે દંતાલી તૃણના સમૂહને ગ્રહણ કરી લે છે એમ. ૨૧૬.

છ સંહનનો છે તથા છ સંસ્થાનો છે તેઓનાં નામો જ તેમની વિશિષ્ટતા કહી આપે છે.

પ્રાણીના, વર્ણાદિ વીશ નામકર્મો તે તે વર્ણ, ગંધ, રસ અને સ્પર્શની નિષ્પત્તિના હેતુ છે. ૨૧૮.

द्वित्रिचतुःसमयेन प्रसर्पतां विग्रहेण परलोकम् ।
कूर्परलांगलगोमूत्रिकादिवद्गमनरूपायां ॥ २१९ ॥
स्यादुदय आनुपूर्व्याः वक्रगतौ वृषभरज्जुकल्पायाः ।
स्वस्वगतिसमाभिख्याः चतुर्विधास्ताश्च गतिभेदात् ॥ २२० ॥

गतिर्वृषभवत् श्रेष्ठा सद्विहायोगतेर्भवेत् ।
खरादिवत् सा दुष्टा स्यादसत्खगतिनामतः ॥ २२१ ॥

त्रसा द्वित्रिचतुःपंचेन्द्रिया स्युस्त्रसनामतः ।
स्युः बादरा बादराख्यात् स्थूलपृथ्व्यादयोऽङ्गिनः ॥ २२२ ॥
लब्धिकरणपर्याप्ताः पर्याप्तनामकर्मतः ।
प्रत्येकतनवो जीवाः स्युः प्रत्येकाख्यकर्मणा ॥ २२३ ॥
स्थिरनामोदयाद्दन्तास्थ्यादि स्यात् स्थिरमङ्गिनाम् ।
नाभेरूर्ध्वं च मूर्धादि शुभनामोदयात् शुभम् ॥ २२४ ॥

---

કૂર્પર, લાંગલ અને ગોમુત્રિકાની પેઠે વક્રપણે ( વાંકાચુંકા-આડા અવળા ) ચાલવાથી, જે પ્રાણીઓને પરલોકમાં પહોંચતાં બબ્બે, ત્રણત્રણ કે ચચ્ચાર સમય લાગે છે એઓને રીતસર ચલાવવા એ વૃષભરજ્જુ જેવી આનુપૂર્વીનું કામ છે. જે પ્રાણી જે ગતિમાં જાય તે ગતિનું જે નામ એજ એ પ્રાણીની આનુપૂર્વીનું નામ. એટલે આનુપૂર્વી પણ ચાર પ્રકારની થઇ: નરક આનુપૂર્વી, તિર્યંચ આનુપૂર્વી, મનુષ્ય આનુપૂર્વી અને દેવઆનુપૂર્વી. ૨૧૯-૨૨૦.

પ્રાણીની ( ૧ ) વૃષભ જેવી શ્રેષ્ઠ ગતિ હોય એ 'સદ્‌વિહાયોગતિ નામકર્મ'ને લીધે, અને ( ૨ ) રાસભ વગેરેની જેવી દુષ્ટ ગતિ હોય એ 'અસદ્‌વિહાયોગતિ' નામકર્મને લીધે. ૨૨૧

એટલું નામકર્મની ચૌદ પિંડપ્રકૃતિના પ્રયોજન વિષે.

હવે એની અઠયાવીશ પ્રત્યેકપ્રકૃતિના પ્રયોજન વિષે:—

( ૧ ) બેઇન્દ્રિય-ત્રેઇન્દ્રિય-ચૌરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવો 'ત્રસનામકર્મ'ને લીધે ત્રસ છે.

( ૨ ) સ્થૂલ પૃથ્વીકાય આદિ જીવો બાદર નામકર્મને લીધે બાદર છે. ૨૨૨.

( ૩ ) જીવો લબ્ધિપર્યાપ્ત અને કરણપર્યાપ્ત હોય એ પર્યાપ્ત નામકર્મને લીધે.

( ૪ ) જીવો પ્રત્યેકશરીરી હોય છે એ પ્રત્યેક નામકર્મને લીધે. ૨૨૩.

( ૫ ) પ્રાણીઓના અસ્થિ, દાંત આદિ સ્થિર હોય એ સ્થિર નામકર્મને લીધે સમજવું.

( ૬ ) પ્રાણીનો નાભિની ઉપરનો શીર્ષાદિ ભાગ શુભ હોય એ શુભનામકર્મના ઉદયને લીધે. ૨૨૪.

स्पृष्टो मूर्धादिना ह्यन्यः शुभत्वादेव मोदते ।
अशुभत्वादेव परः स्पृष्टः क्रुध्येत् पदादिना ॥ २२५ ॥
स्यात्प्रियोऽनुपकर्त्तापि लोकानां सुभगोदयात् ।
मनोरमस्वरः प्राणी भवेत्सुस्वरनामतः ॥ २२६ ॥

अयुक्तवाग्प्यादेयवाक् स्यादादेयनामतः ।
यशोनाम्नो यशःकीर्तिः व्याप्नोति भुवि देहिनाम् ॥ २२७ ॥

तत्र च पराक्रमतपस्त्यागाद्युद्भूतयशसा हि यत् ।
कीर्त्तनं श्लाघनं ज्ञेया सा यशःकीर्तिरुत्तमैः ॥ २२८ ॥

यद्वा दानादिजा कीर्तिः पराक्रमकृतं यशः ।
एकदिग्गामिनी कीर्तिः सर्वद्दिग्गामुकं यशः ॥ २२९ ॥

स्थावरः स्यात् स्थावराख्यात् सूक्ष्मः स्यात्सूक्ष्मनामतः ।
अपर्याप्तोऽङ्गी म्रियेतापर्याप्तनामकर्मतः ॥ २३० ॥

---

કેમકે એક પ્રાણી શુભનામકર્મને લીધેજ મુખ, મસ્તક આદિથી પ્રમુદિત થાય છે. અને અન્ય પ્રાણી અશુભનામકર્મને લીધે ચરણાદિકથી ક્રોધ કરે છે. ૨૨૫.

( ૭ ) લોકોપર ઉપકાર ન કરતો હોય છતાં પણ એક માણસ લોકપ્રિય થઇ પડે છે એ એનું સુભગનામકર્મ સમજવું.

( ૮ ) પ્રાણીનો સ્વર મનોહર હોય એ એનું સુસ્વરનામકર્મ સમજવું. ૨૨૬.

( ૯ ) અયુકત બોલનારાના વચન પણ સ્વીકારાય એ એનું આદેયનામકર્મ.

( ૧૦ ) પૃથ્વીમાં કોઇ પ્રાણીની યશકીર્તિ ફેલાય એ એનું યશનામ કર્મ સમજવું. ૨૨૭

( પરાક્રમ, તપ, દાન વગેરેથી લોકોમાં જે પ્રશંસા થાય તેનું નામ યશકીર્તિ. અથવા એમ લેવું કે દાન વગેરેથી થાય તે 'કીર્તિ', અને પરાક્રમથી થાય તે 'યશ.' અથવા થોડા ભાગમાં ગવાય તે કીર્તિ અને સર્વત્ર ગવાય એ યશ—એમ લેવું ). ૨૨૮--૨૨૯.

( ૧૧ ) પ્રાણી સ્થાવર થાય એ એના સ્થાવરનામ કર્મને લીધે,

( ૧૨ ) અને સૂક્ષ્મ થાય એ સૂક્ષ્મનામ કર્મને લીધે.

( ૧૩ ) પ્રાણી સર્વ પર્યાપ્તિ પૂર્ણ કર્યા વિના મૃત્યુ પામે એ એના 'અપર્યાપ્તનામ કર્મને લીધે. ૨૩૦.

साधारणांगः स्यात् साधारणाख्यनामकर्मतः ।
अस्थिरास्थिदन्तजिव्हाकर्णादिः अस्थिरोदयात् ॥ २३१ ॥

नाभेरधोऽशुभं पादादिकं चाशुभनामतः ।
उपकर्त्ताप्यनिष्टः स्याल्लोकानां दुर्भगोदयात् ॥ २३२ ॥

उक्तं च प्रज्ञापनावृत्तौ--

अणुवकए वि बहूणं जो हु पिओ तस्स सुभगनामुदओ।
उवगारकारगो वि हु न रुच्चए दुभगस्सुदए ॥ २३३ ॥

सुभगुदये वि हु कोइ किंचीआसज्ज दुभग्गो जइवि ।
जायइ तद्दोसाओ जहा अभव्वाण तित्थयरो ॥ २३४ ॥

दुष्टानिष्टस्वरो जन्तुर्भवेत् दुःस्वरनामतः ।
युक्तवाग्प्यनादेयवाक्योऽनादेयनामतः ॥ २३५ ॥

---

( ૧૪ ) પ્રાણી સાધારણ શરીરવાળો થાય એ એનું સાધારણનામકર્મ સમજવું.

( ૧૫ ) કોઇના અસ્થિ, દાંત, જીભ, કાન આદિ અસ્થિર થાય ( મોળાં પડે ) એ એનું અસ્થિરનામકર્મ સમજવું. ૨૩૨.

( ૧૬ ) નાભિની હેઠળનો ભાગ–ચરણ આદિ અશુભ હોય એ પ્રાણીનું અશુભ નામકર્મ સમજવું.

( ૧૭ ) ઉપકાર કરતાં છતાં પણ કોઇ આપણને ચાહે નહિં તો સમજવું કે એ આપણું દુર્ભગનામકર્મ. ૨૩૨.

આ સંબંધમાં 'પ્રજ્ઞાપનાવૃત્તિ'માં પણ કથન છે. " એક માણસ કોઇપર ઉપકાર નથી કરતો છતાં પણ સુભગનામકર્મના ઉદયથી ઘણાઓને પ્રિય થઇ પડે છે. બીજો વળી ઉપકાર કરે છે છતાં દુર્ભાગ્યનામ કર્મના ઉદયથી કોઇને ગમતો નથી. વળી એક માણસને સુભગનામકર્મનો ઉદય હોય છતાં એ અમુક માણસોને અરૂચિકર લાગે તેમાં દોષ સામાવાળાનો સમજવો. જેમકે તીર્થંકર પ્રભુ જેવાનાં વચન અભવ્યોને રૂચિકર થતા નથી તેમાં દોષ કોનો ? એ અભવ્યોનો જ. ૨૩૩--૨૩૪.

( ૧૮ ) પ્રાણી દુષ્ટ--અનિષ્ટ--સ્વરવાળો થાય એ દુઃસ્વરનામકર્મ.

( ૧૯ ) યુક્ત બોલનારના વચન પણ સ્વીકૃત ન થાય એમાં એનું અનાદેયનામકર્મ જ કારણભૂત સમજવું. ૨૩૫.

**अयशोऽकीर्तिभाग्जीवोऽयशोनामोदयात् भवेत् ।**
**त्रसस्थावरदशके एवमुक्ते स्वरूपतः ॥ २३६ ॥**

**पराघातोदयात् प्राणी परेषां बलिनामपि ।**
**स्यात् दुर्द्धर्षः सदुच्छ्वासलब्धिश्चोच्छ्वासनामतः ॥ २३७ ॥**

**यतः स्वयमनुष्णोऽपि भवत्युष्णप्रकाशकृत् ।**
**तदातपनामकर्म रविबिम्बमिवाङ्गिनाम् ॥ २३८ ॥**

**उष्णस्पर्शोदयादुष्णस्याग्नेर्या तु प्रकाशिता ।**
**न ह्यातपात्सा किन्तु स्यात्ताद्दग्लोहितवर्णतः ॥ २३९ ॥**

**तदुद्योतनामकर्म यतोऽनुष्णप्रकाशकृत् ।**
**भवति प्राणिनामंगं खद्योतज्योतिरादिवत् ॥ २४० ॥**

**रत्नौषध्यादयोऽप्येवमुद्योतनामकर्मणा ।**
**द्योतन्ते मुनिदेवाश्च विहितोत्तरवैक्रियाः ॥ २४१ ॥**

( २० ) અપયશ અને અપકીર્તિ જ થાય એ પ્રાણીનું અયશનામકર્મ સમજવું. ( એ પ્રમાણે ' ત્રસ ' આદિ દશ, અને ' સ્થાવર ' આદિ દશ નામકર્મોનું પ્રયોજન કહ્યું ). ૨૩૬.

હવે ' પરાઘાત ' આદિ આઠ નામ કર્મોના પ્રયોજન વિષે.

( ૨૧ ) એક પ્રાણીની સામે બીજા બળવંત પ્રાણીઓ પણ ઉભા ન રહી શકે એ એનું પરાઘાતનામકર્મ સમજવું.

( ૨૨ ) એક માણસનો ઉત્તમ ઉચ્છવાસ હોય એ એના ઉચ્છવાસનામકર્મને લીધે.૨૩૭

( ૨૩ ) પ્રાણી પોતે અનુષ્ણ છતાં સામાને સૂર્યબિંબની પેઠે ઉષ્ણ પ્રકાશવાળો લાગે એ એનું આતાપનામકર્મ સમજવું. ૨૩૮.

( અગ્નિમાં જે ઉષ્ણ પ્રકાશ છે તે તેવા પ્રકારના રક્ત વર્ણને લીધે છે. આતાપનામકર્મને લીધે છે એમ ન સમજવું. ) ૨૩૯.

( ૨૪ ) પ્રાણી પોતે અનુષ્ણ છતાં એનું અંગ પતંગીઆની જ્યોતિની જેમ પ્રકાશ કરતું હોય તો તે ઉદ્યોતનામકર્મનો ઉદય સમજવો. ૨૪૦

( રત્નો, ઔષધિઓ અને ઉત્તરવૈક્રિય કરનારા મુનિઓ તથા દેવતાઓ ઉદ્યોતવંત હોય છે-એ આ જ નામકર્મનું પરિણામ છે. ) ૨૪૧.

यतो वपुर्नातिगुरु नातिलघ्वङ्गिनां भवेत् ।
नामकर्मागुरुलघु तदुक्तं युक्तिकोविदैः ॥ २४२ ॥

तद्भवेत्तीर्थकृन्नाम यतस्त्रिजगतोऽपि हि ।
अर्चनीयो भवत्यङ्गी प्रातिहार्याद्यलंकृतः ॥ २४३ ॥

तद्विंशतेः स्थानकानामाराधनान्निकाच्यते ।
भवे तृतीये नृगतावेव सम्यक्त्वशालिना ॥ २४४ ॥

उदयश्च भवत्यस्य केवलोत्पत्त्यनन्तरम् ।
वेद्यते चैतदग्लान्या धर्मोपदेशनादिभिः ॥ २४५ ॥

यथास्थाने नियमनं कुर्यान्निर्माणनाम तु ।
अंगोपांगानां गृहादिकाष्ठानामिव वार्धकिः ॥ २४६ ॥

प्रतिजिह्वादिना स्वीयावयवेनोपहन्यते ।
यतः शरीरी तदुपघातनाम प्रकीर्तितम् ॥ २४७ ॥

भवेद्दानलाभभोगोपभोगवीर्यविघ्नकृत् ।
अन्तरायं पंचविधं कोशाध्यक्षसमं ह्यदः ॥ २४८ ॥

( २५ ) પ્રાણીનું શરીર અતિ ભારે ન હોય તેમ અતિ હળવું પણ ન હોય એ એનું અગુરૂલઘુનામકર્મ સમજવું. ૨૪૨.

૨૬. એક પ્રાણી પ્રાતિહાર્ય વગેરેથી શોભાયમાન અને ત્રણે જગતમાં પૂજનીક થાય એમાં તીર્થંકર નામકર્મ હેતુભૂત સમજવું. ૨૪૩.

( સમ્યકત્વવાન પ્રાણી ત્રીજે ભવે મનુષ્યના ભવમાં જ રહીને વીશસ્થાનકના આરાધનવડે તીર્થંકર નામકર્મ બાંધે છે. એનો ઉદય કેવળજ્ઞાનની ઉત્પત્તિ પછી થાય છે. અને એ પૂર્ણ ઉલ્લાસથી ધર્મોપદેશ વગેરે આપવાથી વેદાય છે.) ૨૪૪–૨૪૫.

૨૭. સુતાર ઘર વિગેરેના કાષ્ટોને યથા સ્થાને ગોઠવી આપે છે તેમ જે કર્મ પ્રાણીના અંગોપાંગોને યથાયોગ્યપણે ગોઠવી આપે છે એ નિર્માણનામકર્મ. ૨૪૬.

૨૮. જેને લીધે પ્રાણીના જિહ્વા આદિ પ્રત્યેક અવયવોનો ઉપઘાત થાય એ ઉપઘાત નામકર્મ. ૨૪૭.

આ પ્રમાણે નામકર્મની અઠયાવીશ પ્રત્યેક પ્રકૃતિનું પ્રયોજન સમજાવ્યું.

એ પ્રમાણે ( સાતમા ) નામકર્મ વિષે વિવેચન સંપૂર્ણ.

હવે આઠમા અને છેલ્લા અન્તરાયકર્મ વિષે.

यथा दित्साढ्ये नृपे न प्राप्नोति धनं जनः ।
प्रातिकूल्यं गते कोशाध्यक्षे केनापि हेतुना ॥ २४९ ॥

अपि जानन् दानफलं वित्ते पात्रे च सत्यपि ।
तथा दातुं न शक्नोति दानान्तरायविघ्नितः ॥२५०॥ युग्मम् ॥

तथैवोपायविज्ञोऽपि कृतयत्नोऽपि नासुमान् ।
हेतोः कुतोऽपि प्राप्नोति लाभं लाभान्तरायतः ॥ २५१ ॥

भोगोपभोगौ प्राप्तावप्यङ्गी भोक्तुं न शक्नुयात् ।
भोगोपभोगान्तरायविघ्नितो मम्मणादिवत् ॥ २५२ ॥

इष्टानिष्टवस्तुलब्धिपरिहारादिषूद्यमम् ।
शक्तोऽपि कर्त्तुं तं कर्त्तुं नेष्टे वीर्यान्तरायतः ॥ २५३ ॥

ज्ञानानां च ज्ञानिनां च गुर्वादीनां तथैव च ।
ज्ञानोपकरणानां चाशातनाद्वेषमत्सरैः ॥ २५४ ॥

(૧) દાનાન્તરાય, (૨) લાભાન્તરાય, (૩) ભોગાન્તરાય, (૪) ઉપભોગાન્તરાય અને (૫) વીર્યાન્તરાય—આમ પાંચ પ્રકારનું અન્તરાયકર્મ છે. એ એક (રાજાના) કોશાધ્યક્ષ–ખજાનચી જેવું છે. ૨૪૮.

જેવી રીતે એક રાજાની તો ઇચ્છા ધન આપવાની હોય પણ એનો કોશાધ્યક્ષ કોઇ કારણસર પ્રતિકુળ થાય તેથી માણસને ધન મળે નહિ; તેમ દાનનું ફળ જાણનારો મનુષ્ય, દ્રવ્ય અને પાત્રનો યોગ હોય છતાં, દાનાન્તરાય કર્મ નડવાથી દાન દઇ શકતો નથી. ૨૪૯–૨૫૦.

એજ પ્રમાણે વળી ઉપાયવિજ્ઞ માણસ પ્રયત્ન કરતાં છતાં કોઇ કારણસર લાભ મેળવી શકે નહિં–એ એના લાભાન્તરાય કર્મનો ઉદય સમજવો. ૨૫૧.

ભોગ અને ઉપભોગ પાસે પડ્યાં હોય છતાં મમ્મણશેઠની પેઠે, પ્રાણી એ ભોગવી શકે નહિં એ એનાં ભોગાન્તરાય અને ઉપભોગાન્તરાય કર્મોના ઉદયને લીધે સમજવું. ૨૫૨.

વળી ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ અને અનિષ્ટ વસ્તુના પરિહારને અર્થે યત્ન કરવાનું સામર્થ્ય હોય છતાં પણ પ્રાણી એ કરી શકતો નથી–ત્યાં એના વીર્યાન્તરાય કર્મનો ઉદય સમજવો. ૨૫૩.

એ પ્રમાણે અન્તરાય કર્મ વિષે વિવેચન કર્યું.

જ્ઞાનની, જ્ઞાનીઓની, ગુરૂ વગેરેની, તેમજ જ્ઞાનના ઉપકરણોની આશાતના, દ્વેષ અને

निन्दोपघातान्तरायैः प्रत्यनीकत्वनिह्नवैः ।
बध्नात्यावरणकर्म ज्ञानदर्शनयोर्भवी ॥ २५५ ॥ युग्मम् ॥

गुर्वादिभक्तिकरुणाकषायविजयादिभिः ।
बध्नाति कर्म साताख्यं दाता सद्धर्मदार्ढ्ययुक् ॥ २५६ ॥

गुर्वादिभक्तिविकलः कषायकलुषाशयः ।
असातावेदनीयं च बध्नाति कृपणोऽसुमान् ॥ २५७ ॥

उन्मार्गदेशको मार्गापलापी साधुनिन्दकः ।
बध्नाति दर्शनमोहं देवादिद्रव्यभक्षकः ॥ २५८ ॥

कषायहास्यविषयादिभिर्बध्नाति देहभृत् ।
कषायनोकषायाख्यं कर्म चारित्रमोहकम् ॥ २५९ ॥

निबध्नाति नारकायुर्महारम्भपरिग्रहः ।
तिर्यगायुः शल्ययुक्तो धूर्त्तश्च जनवंचकः ॥ २६० ॥

नरायुर्मध्यमगुणः प्रकृत्याल्पकषायकः ।
दानादौ रुचिमान् जीवो बध्नाति सरलाशयः ॥ २६१ ॥

મત્સર કરવાથી, નિંદા કરવાથી, ઉપઘાત કરવાથી, અન્તરાય કરવાથી, તથા નિહ્નવપણું કરવાથી પ્રાણી જ્ઞાનાવરણીય તથા દર્શનાવરણીય કર્મ બાંધે છે. ૨૫૪--૨૫૫.

ગુરૂ તરફ ભક્તિભાવને લીધે, દયાને લીધે, તથા કષાયોનો પરાજય કરવાને લીધે, દઢ-ધર્મી દાતા પુરૂષ જે કર્મ બાંધે છે એ સાતાવેદનીય કર્મ. ૨૫૬.

ગુરૂની ભક્તિ કરે નહિ, અને કષાયભર્યા વિચારોમાં લીન રહે એવો પ્રાણી જે કર્મ બાંધે એ અસાતાવેદનીય કર્મ. ૨૫૭.

ઉન્માર્ગનો ઉપદેશક, સન્માર્ગને લોપનારો, સાધુની નિન્દા કરનારો અને દેવદ્રવ્યનું ભક્ષણ કરનારો જે કર્મ બાંધે એ દર્શનમોહનીય કર્મ. ૨૫૮.

કષાય, હાસ્ય અને વિષય આદિ વડે પ્રાણી જે કર્મ બાંધે એ કષાયનોકષાયનામનું ચારિત્રમોહનીય કર્મ સમજવું. ૨૫૯.

મ્હોટા મ્હોટા આરંભ કરનારો અને પરિગ્રહવાળો પુરૂષ નરકનું આયુ બાંધે છે. શલ્યયુક્ત, જનવંચક ધૂર્ત માણસ તિર્યંચનું આયુષ્ય બાંધે છે. ૨૬૦.

જેનામાં સાધારણ ગુણો હોય, પ્રકૃતિથીજ ઓછા કષાય હોય, અને જેને દાના-દિકને વિષે પ્રેમ ઉપજતો હોય એવો સરળસ્વભાવી પ્રાણી મનુષ્યનું આયુ બાંધે છે. ૨૬૧.

चतुर्थादिगुणस्थानवर्त्तिनोऽकामनिर्जराः ।
जीवा बध्नन्ति देवायुस्तथा बालतपस्विनः ॥ २६२ ॥

गुणप्रेक्षी त्यक्तमदोऽध्ययनाध्यापनोद्यतः ।
उच्चं गोत्रमर्हदादिभक्तो नीचमतोऽन्यथा ॥ २६३ ॥

अगौरवश्च सरलः शुभं नामान्यथाशुभम् ।
बध्नाति हिंसको विघ्नमर्हत्पूजादिविघ्नकृत् ॥ २६४ ॥

स्थितिरुत्कर्षतो ज्ञानदर्शनावरणीययोः ।
वेदनीयस्य च त्रिंशदम्भोधिकोटिकोटयः ॥ २६५ ॥

मोहनीयस्य चाब्धीनां सप्ततिः कोटिकोटयः ।
आयुषः स्थितिरुत्कर्षात्त्रयस्त्रिंशत्पयोधयः ॥ २६६ ॥

अबाधाकालरहिता प्रोक्तैषायुर्गुरुस्थितिः ।
तद्युक्तेयं पूर्वकोटीतार्त्तीयीकलयाधिका ॥ २६७ ॥

गोत्रनाम्नोः साम्बुधानां विंशतिः कोटिकोटयः ।
स्थितिर्ज्येष्ठान्तरायस्य स्यात् ज्ञानावरणीयवत् ॥ २६८ ॥

---

ચોથા કે એથી ઉપરના ગુણસ્થાનમાં વર્ત્તતા, નિષ્કામ નિર્જરાવાળા જીવો તેમ જ બાળ તપસ્વીઓ દેવનું આયુ બાંધે છે. ૨૬૨.

ગુણજ્ઞ, નિરહંકારી, સતતઅભ્યાસી અને અધ્યાપક અર્હદ્‌ભક્ત ઉચ્ચ ગોત્ર બાંધે છે. એથી વિપરિત વર્ત્તનવાળો નીચગોત્ર બાંધે છે. ૨૬૩.

મ્હોટાઇ વિનાનો સરલ પ્રાણી શુભનામકર્મ બાંધે છે. એથી વિરૂદ્ધ હોય એ અશુભનામકર્મ બાંધે છે. પ્રભુની પૂજા વગેરેમાં વિઘ્ન કરનારો અન્તરાયકર્મ બાંધે છે. ૨૬૪.

જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને વેદનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ કોટાકોટી સાગરોપમની છે. ૨૬૫.

મોહનીયકર્મની સ્થિતિ ઉત્કર્ષતઃ શીત્તેર કોટાકોટી સાગરોપમની છે. અને આયુકર્મની ઉત્કૃષ્ટ તેત્રીશ સાગરોપમની છે. ૨૬૬.

આયુકર્મની, એ ઉત્કૃષ્ટ સ્થિતિ કહી—તે 'અબાધાકાળ' વિનાની સમજવી. અબાધાકાળ ભેગો ગણીએ તો તે એ કરતાં 'એક તૃતીયાંશ પૂર્વકોટી' અધિક છે. ૨૬૭.

ગોત્રકર્મ અને નામકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ વીશ કોટાકોટી સાગરોપમની છે. અને અન્તરાયકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ જ્ઞાનાવરણીય કર્મ જેટલી છે. ૨૬૮.

स्थितिर्जघन्यतो ज्ञानदर्शनावरणीययोः ।
अन्तर्मुहूर्त्तप्रमिता तत्त्वविद्भिर्निरूपिता ॥ २६९ ॥

कषायप्रत्ययबन्धमाश्रित्याल्पीयसी स्थितिः ।
स्यात् द्वादशमुहूर्त्तात्मा वेदनीयस्य कर्मणः ॥ २७० ॥

उपशान्तक्षीणमोहादिकानां त्वकषायिणाम् ।
योगैकहेतुबद्धस्य वेद्यस्य द्वौ क्षणौ स्थितिः ॥ २७१ ॥

स्थितिर्लघ्व्यन्तर्मुहूर्त्तं मोहनीयस्य कर्मणः ।
आयुषः क्षुल्लकभवप्रमिता सा प्रकीर्त्तिता ॥ २७२ ॥

अष्टाष्टौ च मुहूर्त्तानि गोत्रनाम्नोर्लघुः स्थितिः ।
अन्तर्मुहूर्त्तप्रमिता सान्तरायस्य कर्मणः ॥ २७३ ॥

यावत्कालमनुदयो बद्धस्य यस्य कर्मणः ।
तावानबाधाकालोऽस्य स जघन्येतरो द्विधा ॥ २७४ ॥

अबाधाकाल उत्कृष्टस्त्रयोऽब्दानां सहस्रकाः ।
आद्यकर्मत्रये सुष्ठु निर्दिष्टो दृष्टविष्टपैः ॥ २७५ ॥

---

વળી જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મોની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તપ્રમાણ છે એમ તત્વના જાણકારોએ કહ્યું છે. ૨૬૯.

કષાયપ્રત્યયબંધને આશ્રીને વેદનીયકર્મની જઘન્ય સ્થિતિ બાર મુહૂર્ત્તની છે. ૨૭૦.

'ઉપશાંતમોહ' અને 'ક્ષીણમોહ' વગેરે અકષાય ગુણસ્થાનોમાં, માત્ર યોગહેતુથી બાંધેલા વેદનીય કર્મની સ્થિતિ બે સમયની છે. ૨૭૧.

મોહનીયકર્મની જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની છે. આયુકર્મની જઘન્ય સ્થિતિ ક્ષુલ્લક ભવ જેટલી છે. ૨૭૨.

ગોત્રકર્મના અને નામકર્મની જઘન્ય સ્થિતિ આઠ આઠ મુહૂર્ત્તની છે. અન્તરાયકર્મની જઘન્ય સ્થિતિ એક અન્તર્મુહૂર્ત્તની છે. ૨૭૩.

જે કર્મ બાંધ્યુ હોય એનો જેટલા કાળસુધી અનુદય હોય તેટલો કાળ, એ કર્મનો અબાધાકાળ કહેવાય. એના વળી ઉત્કૃષ્ટ અને જઘન્ય—એમ બે ભેદ છે. ૨૭૪.

પહેલા ત્રણ કર્મનો અબાધાકાળ ઉત્કર્ષતઃ ત્રણ હજાર વર્ષનો કહ્યો છે. મોહનીયકર્મનો

सप्तवर्षसहस्त्राणि मोहनीयस्य कर्मणः ।
पूर्वकोटयास्तृतीयोंशः स भवत्यायुषो गुरुः ॥ २७६ ॥
गोत्रनाम्नोः कर्मणोस्तु द्वे द्वे सोऽब्दसहस्त्रके ।
त्रीण्येवाब्दसहस्त्राणि सोऽन्तरायस्य कर्मणः ॥२७७॥ विशेषकम् ॥
जघन्यतस्त्वबाधाद्धा सर्वेषामपि कर्मणाम् ।
अन्तर्मुहूर्त्तप्रमिता कथिता तत्ववेदिभिः ॥ २७८ ॥
अबाधाकालहीनायां यथास्वं कर्मणां स्थितौ ।
भवेत्कर्मनिषेकस्तत् परिभोगाय देहिनाम् ॥ २७९ ॥
कर्मणां दलिकं यत्र प्रथमे समये बहु ।
द्वितीयसमये हीनं ततो हीनतरं क्रमात् ॥ २८० ॥
एवं या कर्मदलिकरचना क्रियतेऽङ्गिभिः ।
वेदनार्थमसौ कर्मनिषेक इति कीर्त्यते ॥ २८१ ॥ युग्मम् ॥
कर्माण्यमूनि प्रत्येकं प्राणिनामखिलान्यपि ।
भवेऽनादौ तिष्ठतां स्युरनादीनि प्रवाहतः ॥ २८२ ॥
स्वभावतोऽकर्मकाणां जीवानां प्रथमं यदि ।
संयोगः कर्मणामंगीक्रियते समये क्वचित् ॥ २८३ ॥

સાત હજાર વર્ષનો, આયુકર્મનો એક તૃતીયાંશ પૂર્વકોટીનો, ગોત્ર અને નામ કર્મનો બબ્બે હજાર વર્ષનો અને અન્તરાયકર્મનો ત્રણ હજાર વર્ષનો કહ્યો છે. ૨૭૫–૨૭૭.

સર્વ–આઠે કર્મોનો જઘન્ય અબાધાકાળ એક અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે–એમ તત્વવેત્તાઓએ કહ્યું છે. ૨૭૮.

પ્રત્યેક કર્મની અબાધાકાળરહિત સ્થિતિમાં તે તે કર્મનો નિષેક ( નિર્જરા ) થાય છે તે પ્રાણીઓને પરિભોગને અર્થે છે. ૨૭૯.

નિષેક એટલે શું ? કર્મનાં દળ જે પહેલા સમયમાં વધારે હોય, તે બીજા સમયમાં એથી ઓછાં થાય અને એમ અનુક્રમે ઓછાંઓછાં થતાં જાય—એવી રીતે કર્મનાં દળની રચના પ્રાણીઓ વેદવા માટે કરે તે ' નિષેક ' કહેવાય છે. ૨૮૦–૨૮૧.

આ અનાદિ સંસારમાં રહેતા દરેક પ્રાણીને આ સર્વ કર્મો અનાદિ કાળથી જ ચાલ્યાં આવે છે. ૨૮૨.

तदा कर्मक्षयं कृत्वा सिद्धानामपि देहिनाम् ।
पुनः कदाचित्समये कर्मयोगः प्रसज्यते ॥ २८४ ॥ युग्मम् ॥

विश्लेषस्तु भवेज्जीवादनादित्वेऽपि कर्मणाम् ।
ज्ञानादिभिः पावकाद्यैरुपलस्येव कांचनात् ॥ २८५ ॥

नन्वेवमन्तरायाणां पंचानां मूलतः क्षये ।
संजाते किं ददात्यर्हन् सततं लभते च किम् ॥ २८६ ॥

भुङ्क्ते किमुपभुङ्क्ते वा वीर्यं किं वा प्रवर्त्तयेत् ।
न चेत्किंचित्तदा तेषां विघ्नानां किं क्षये फलम् ॥२८७॥ युग्मम् ॥

अत्रोच्यतेऽर्हतः क्षीणनिःशेषघातिकर्मणः ।
गुणः प्रादुर्भवत्येषोऽन्तरायाणां क्षये यतः ॥ २८८ ॥

ददतो लभमानस्य भुंजतो वोपभुंजतः ।
वीर्यं प्रयुंजतो वास्य नान्तरायो भवेत्क्वचित् ॥ २८९ ॥

दानलाभादिकं त्वस्य न सम्भवति सर्वदा ।
तत्तत्कारणसामग्र्यां सत्यां भवति नान्यथा ॥ २९० ॥

જો એમ સ્વીકારીએ કે આ 'સ્વભાવતઃ અકર્મક' જીવોને **અમુક વખતે** કર્મોનો પહેલો સંયોગ થયેલો છે, તો પછી કર્મનો ક્ષય કરીને સિદ્ધ થયેલા પ્રાણીઓને પણ પુનઃ કવચિત્ કર્મનો યોગ થશે એમ સ્વીકારવું પડશે. ૨૮૩--૨૮૪.

વળી કર્મ અનાદિ છતાં પણ, જ્ઞાનાદિક વડે જીવથી છુટાં પડે છે; જેમ અગ્નિ આદિ વડે સુવર્ણથી પત્થર છુટો પડે છે તેમ. ૨૮૫.

અહિં કોઇ એવી શંકા ઉપસ્થિત કરે કે—આવી રીતે પાંચે અન્તરાયકર્મનો મૂળથી ક્ષય થાય છે ત્યારે, અર્હત્ પ્રભુ શું (દાન) આપે છે? કયો લાભ મેળવે છે? શા ભોગોપભોગ ભોગવે છે? અને શું વીર્ય ફેરવે છે? જો એમાંનું કંઇપણ થતું ન હોય તો પછી અન્તરાય કર્મના ક્ષયથી ફળ શું? ૨૮૬--૨૮૭.

એ શંકાના સમાધાનમાં કહેવાનું કે—અર્હત્પ્રભુના સર્વ ઘાતિકર્મો તો ક્ષીણ થયેલા હોય છે એટલે પછી જ્યારે આ અન્તરાય કર્મ પણ ક્ષીણ થયું કે તુરત એમનામાં એવો ગુણ ઉત્પન્ન થાય છે કે દાન દેતાં, લાભ મેળવતાં, ભોગોપભોગ માણતાં અને વીર્ય ફેરવતાં એમને ક્યાંય પણ અન્તરાય થતો નથી. વળી એમને દાન લાભ આદિ કંઇ હંમેશાં સંભવતા નથી કારણ કે એ તો તે તે પ્રકારની સામગ્રીનો સદ્ભાવ હોય તોજ થાય છે, તે શિવાય થતા નથી. ૨૮૮-૨૯૦.

नृद्वयस्यानुपूर्व्यौ जातिः पंचेन्द्रियस्य च ।
उच्चैर्गोत्रं सातवेद्यं देहाः पंच पुरोदिताः ॥ २९१ ॥

अंगोपांगत्रयं संहननं संस्थानमादिमम् ।
वर्णगन्धरसस्पर्शाः श्रेष्टा अगुरुलघ्वपि ॥ २९२ ॥

पराघातमथोच्छ्वासमातपोद्योतनामनी ।
नृदेवतिर्यगायूंषि निर्माणं सन्नभोगतिः ॥ २९३ ॥

तथैव त्रसदशकं तीर्थकृन्नामकर्म च ।
द्विचत्वारिंशदित्येवं पुण्यप्रकृतयो मताः ॥ २९४ ॥ कलापकम् ।

भेदाः पंच नव ज्ञानदर्शनावरणीययोः ।
नीचैर्गोत्रं च मिथ्यात्वमसातवेदनीयकम् ॥ २९५ ॥

नरकस्यानुपूर्वी च गतिरायुरिति त्रयम् ।
तिर्यद्वयस्यानुपूर्व्यौ च कषायाः पंचविंशतिः ॥ २९६ ॥

---

જીવની બેંતાલીશ પુણ્ય પ્રકૃતિઓ છે તે નીચે પ્રમાણે:—

મનુષ્યગતિ, દેવગતિ, મનુષ્યઆનુપૂર્વી, દેવઆનુપૂર્વી, પંચેન્દ્રિયત્વ, ઉચ્ચગોત્ર, સાતાવેદનીયત્વ, પૂર્વોકત પાંચ દેહ, ત્રણ અંગોપાંગ, પહેલું સંઘયણ, પહેલું સંસ્થાન, શ્રેષ્ઠ વર્ણ–ગંધ–રસ–સ્પર્શ, અગુરૂલઘુ શરીર, પરાઘાતત્વ, શ્રેષ્ઠ ઉચ્છ્વાસ, આતપનામકર્મ, ઉદ્યોતનામકર્મ, મનુષ્યનું–દેવનું–અને તિર્યંચનું આયુષ્ય, નિર્માણ, સદ્વિહાયોગતિ, ત્રસ–બાદર–પર્યાપ્ત–પ્રત્યેક–સ્થિર–શુભ–સુભગ–સુસ્વર–આદેય–અને યશ–નામકર્મ તેમજ તીર્થંકરનામકર્મ. ૨૯૨–૨૯૪.

જીવની બ્યાશી પાપપ્રકૃતિ કહી છે તે નીચે પ્રમાણે:—

પાંચ જાતનું જ્ઞાનાવરણીય કર્મ, નવપ્રકારનું દર્શનાવરણીયકર્મ, નીચ ગોત્ર, મિથ્યાત્વ, અસાતાવેદનીયત્વ, નરકની ગતિ, નરકની આનુપૂર્વી, નરકનું આયુષ્ય, તિર્યંચની ગતિ, તિર્યંચની આનુપૂર્વી, પચીશ કષાય, એકેન્દ્રિય–બેઇન્દ્રિય–ત્રેઇન્દ્રિય–ચઉરિન્દ્રિયની જાતિ, અસદ્વિહાયોગતિ, અવકૃષ્ટ વર્ણાદિક, ઉપઘાત નામકર્મ, પહેલા શિવાયના ( પાંચ ) સંસ્થાનો અને ( પાંચ ) સંઘયણ, સ્થાવર–સૂક્ષ્મ–અપર્યાપ્ત–સાધારણ–અસ્થિર–અશુભ–

एकद्वित्रिचतुरक्षजातयोऽसन्नभोगतिः।
अप्रशस्ताश्च वर्णाद्यास्तथोपघातनाम च ॥ २९७

अनाद्यानि पंच संस्थानानि संहननानि च ।
तथा स्थावरदशकमन्तरायाणि पंच च ॥ २९८ ॥

उक्ता द्व्यशीतिरित्येताः पापप्रकृतयो जिनैः ।
न भूयान् विस्तरश्चात्र क्रियते विस्तृतेर्भिया ॥२९९॥ कुलकम् ॥

एतेषु कर्मस्वष्टासु भवत्याद्यं चतुष्टयम् ।
घातिसंज्ञं जीवसक्तज्ञानादिगुणघातकृत् ॥ ३०० ॥

अन्यं चतुष्टयं च स्यात् भवोपग्राहिसंज्ञकम् ।
छद्मस्थानां तथा सर्वविदामप्येतदाभवम् ॥ ३०१ ॥

पारावारा[illegible]ति जिनसमयात् भूरिसारादपारात्
उच्चित्योच्चित्य मुक्ता इव नवसुषमायुक्तिपंक्तीरनेकाः ।
क्लृप्ता जीवस्वरूपप्रकरणरचना योरुमुक्तावलीव
सोत्कंठं कंठपीठे कुरुत कृतधियस्तां चिदुद्‌बोधसिद्ध्यै ॥३०२॥

દુઃસ્વર--દુર્ભગ--અનાદેય--અને અપયશ એટલાં મળીને દશ નામ કર્મ, તથા પાંચ અન્તરાય કર્મ. ૨૯૫--૨૯૯.

બહુ વિસ્તાર થઈ જાય માટે અમે વિશેષ ન કહેતાં આટલુંજ કહ્યું છે.

આઠ કર્મ કહ્યાં એમાં પ્રથમનાં ચાર 'ઘાતિ' કહેવાય છે કેમકે એઓ જીવનાં જ્ઞાન આદિ ગુણોનો ઘાત કરનારાં છે. ૩૦૦.

બીજાં ચાર છે તે '**ભવોપગ્રાહિ**' કહેવાય છે. કેમકે એ છદ્મસ્થોને તેમજ સર્વજ્ઞોને પણ ભવપર્યન્ત હોય છે. ૩૦૧.

એ પ્રમાણે જિનેશ્વરના, અપાર--સારયુક્ત--સમુદ્રસમાન સિદ્ધાન્તમાંથી અનેક નવીન--સુષમ યુક્તિઓને મુક્તાફળોની જેમ વીણીવીણીને આ જીવસ્વરૂપના પ્રકરણની રચનારૂપ માળા તૈયાર કરી છે. એને બુદ્ધિમાન પુરૂષો, જ્ઞાનના પ્રકાશની સિદ્ધિને માટે, ઉત્કંઠા સહિત કંઠને વિષે ધારણ કરો. ૩૦૨.

विश्वाश्चर्यदकीर्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रातिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्वप्रदीपोपमे
सर्गोयं दशमः सुधारससमः पूर्णः सुखेनासमः ॥३०३॥

## इति दशमः सर्गः ।



જેમની કીર્ત્તિ સાંભળીને અખિલ વિશ્વ આશ્ચર્યમાં લીન થઇ ગયું છે એવા શ્રીમદ્ કીર્ત્તિ-વિજય ઉપાધ્યાયના શિષ્ય, અને માતા--રાજશ્રી તથા પિતા—તેજપાળના સુપુત્ર શ્રીવિનય-વિજયજીએ ત્રણ જગતના તત્વને દીપકની જેમ પ્રકાશિત કરનાર જે કાવ્યગ્રંથ રચ્યો છે તેનો આ સુધારસપૂર્ણ દશમો સર્ગ નિર્વિઘ્ને પૂર્ણ થયો. ૩૦૩.

**દશમો સર્ગ સમાપ્ત.**



# अथ एकादशः सर्गः ।

पुद्गलानामस्तिकायमथ किंचित्तनोम्यहम् ।
गुरुश्रीकीर्तिविजयप्रसादप्राप्तधीधनः ॥ १ ॥

द्रव्यक्षेत्रकालभावगुणैरेषोऽपि पंचधा ।
अनन्तद्रव्यरूपोऽसौ द्रव्यतस्तत्र वर्णितः ॥ २ ॥

लोक एवास्य सद्भावात् क्षेत्रतो लोकसंमितः ।
कालतः शाश्वतो वर्णादिभिर्युक्तश्च भावतः ॥ ३ ॥

गुणतो ग्रहणगुणो यतो द्रव्येषु षट्स्वपि ।
भवेत् ग्रहणमस्यैव न परेषां कदाचन ॥ ४ ॥

भेदाश्चत्वार एतेषां प्रज्ञप्ताः परमेश्वरैः ।
स्कन्धा देशाः प्रदेशाश्च परमाणव एव च ॥ ५ ॥

---

# સર્ગ અગ્યારમો.

શ્રીમાન્ કીર્તિવિજય ગુરૂદેવની કૃપાથી બુદ્ધિમાન થયેલો હું હવે પુદ્ગલાસ્તિકાયનું કંઇક સ્વરૂપ કહું છું. ૧.

એના ( પુદ્ગલાસ્તિકાયના ) પણ ( જીવાસ્તિકાયની જેમ ) ( ૧ ) દ્રવ્યને લઇને, ( ૨ ) ક્ષેત્રને લઇને, ( ૩ ) કાળને લઇને, ( ૪ ) ભાવને લઇને અને ( ૫ ) ગુણને લઇને પાંચ પ્રકાર થાય છે. ૨.

પહેલો પ્રકારઃ તે અનન્તદ્રવ્યરૂપ છે. બીજો પ્રકારઃ તે લોકપ્રમાણ છે. કારણ કે એનો સદ્ભાવ–હયાતિ લોકમાં જ છે. ત્રીજો પ્રકારઃ તે શાશ્વત છે. ચોથો પ્રકારઃ એ વર્ણ આદિથી યુક્ત છે. પાંચમો પ્રકારઃ એનામાં ગ્રહણગુણ છે–એ ગ્રહણગુણવાળો છે; કેમકે છયે દ્રવ્યોમાં એનું જ ગ્રહણ કરાય છે, બીજા કોઇનું કદિ પણ ગ્રહણ કરાતું નથી. ૩-૪.

એઓના, જિનભગવાને ચાર ભેદ કહ્યા છે. તે આ પ્રમાણેઃ ( ૧ ) સ્કંધ, ( ૨ ) દેશ, ( ૩ ) પ્રદેશ અને ( ૪ ) પરમાણુ. ૫.

अनन्तभेदाः स्कन्धाः स्युः केचन द्विप्रदेशकाः ।
त्रिप्रदेशादयः संख्यासंख्यानन्तप्रदेशकाः ॥ ६ ॥

सूक्ष्मस्थूलपरिणामाः स्युः प्रत्येकमनन्तकाः ।
एकक्षणाद्यसंख्येयकालान्तस्थितिशालिनः ॥ ७ ॥

द्विप्रदेशादेकोऽनन्तप्रदेशान्तो विवक्षितः ।
स्कन्धसम्बद्धो विभागः स भवेत् देशसंज्ञकः ॥ ८ ॥

निर्विभाज्यो विभागो यः स्कन्धसंबद्ध एव हि ।
परमाणुप्रमाणोऽसौ प्रदेश इति कीर्तितः ॥ ९ ॥

कार्यकारणरूपाः स्युर्द्विप्रदेशादयो यथा ।
द्विप्रदेशो द्वयोरण्वोः कार्यं त्र्यणुककारणम् ॥ १० ॥

परमाणुस्त्वप्रदेशः प्रत्यक्षो ज्ञानचक्षुषाम् ।
कार्यानुमेयोऽकार्यश्च भवेत्कारणमेव सः ॥ ११ ॥

यदाहुः—कारणमेव तदन्त्यं सूक्ष्मो नित्यश्च भवति परमाणुः ।
एकरसवर्णगन्धो द्विस्पर्शः कार्यलिंगश्च ॥ १२ ॥

---

સ્કંધના વળી અનેક ભેદ છેઃ કેટલાકને બે પ્રદેશ છે, કેટલાકને ત્રણ પ્રદેશ છે, કેટલાકને વધતા વધતા સંખ્યાત સુધી પ્રદેશો છે, કેટલાકને અસંખ્ય પ્રદેશો છે અને કેટલાકને વળી અનન્ત પ્રદેશો છે. ૬.

વળી એઓમાંના પ્રત્યેક અનન્ત છે, સૂક્ષ્મ અને સ્થૂલ પરિણામવાળા છે. અને સ્થિતિ, કોઈકોઈની એક ક્ષણની હોય છે, અને કોઈકોઈની એથી વધતી વધતી તે છેક અસંખ્યકાળ સુધાની છે. ૭.

બે પ્રદેશથી તે છેક અનન્તપ્રદેશ સુધીનો સ્કંધબદ્ધ વિભાગ–એનું નામ 'દેશ'. ૮.

અવિભાજ્ય અને માત્ર સ્કંધબદ્ધ–એવો જે પરમાણુપ્રમાણ વિભાગ–એનું નામ 'પ્રદેશ'. ૯.

ઉપર દ્વિપ્રદેશી વગેરે જે સ્કન્ધ કહ્યા છે તે કાર્યરૂપ પણ છે અને ( કોઇના ) કારણરૂપ પણ છેઃ જેમકે 'દ્વિપ્રદેશી' ( સ્કન્ધ ) બે પરમાણુઓનું કાર્ય છે તેમ ત્રણ પરમાણુઓનું કારણ પણ છે. ૧૦.

પરમાણુ અપ્રદેશી છે અને ફક્ત જ્ઞાનચક્ષુને જ ગોચર છે. વળી એ કાર્યાનુમેય છેઃ ( પોતે ) કોઈનું કાર્ય નથી; જો કે એ કોઇનો કારણભૂત તો છે. ૧૧.

( અન્યત્ર ) કહ્યું છે કેઃ—અંત્ય કારણરૂપ જ પરમાણુ છે. એ (પરમાણુ) નિત્ય છે, સૂક્ષ્મ

तत्रापि शीतोष्णस्निग्धरूक्षेषु द्वौ चतुर्ष्वविरोधिनौ ।
स्पर्शौ स्यातां परमाणुष्वपरे न कथंचन ॥ १३ ॥

तथाहुः। परमाण्वादीनामसंख्यातप्रदेशकस्कन्धपर्यन्तानां केषांचिदनन्तप्रादेशिकानामपि स्कन्धानां तथा एकप्रदेशावगाढानां यावत्संख्यातप्रदेशावगाढानां शीतोष्णस्निग्धरूक्षरूपाश्चत्वार एव स्पर्शा इति प्रज्ञापनावृत्तौ ॥

द्रव्यक्षेत्रकालभावैः परमाणुश्चतुर्विधः ।
द्रव्यतोऽणुः पुद्गलाणुश्चतुर्लक्षण एव सः ॥ १४ ॥
अवाह्योऽग्राह्य एवासावभेद्योऽच्छेद्य एव च ।
क्षेत्राणुस्त्वभ्रप्रदेशश्चतुर्लक्षण एव सः ॥ १५ ॥
अप्रदेशोऽविभागश्चामध्योऽनर्ध इति स्मृतः ।
कालाणुः समयाख्यः स्याच्चतुर्लक्षण एव सः ॥ १६ ॥
वर्णगन्धरसस्पर्शैरहितश्चाथ भावतः ।
द्रव्याणुरेव वर्णादिभावप्राधान्यतो मतः ॥ १७ ॥

છે તથા એકરસવાળો, એકવર્ણવાળો અને એકગન્ધવાળો છે; જો કે એને સ્પર્શ બે છે. વળી એ કાર્યના લિંગરૂપ એટલે કે કાર્યાનુમેય છે. ૧૨.

એને બે સ્પર્શો કહ્યા એ, શીત–ઉષ્ણ–સ્નિગ્ધ અને રૂક્ષ–એ ચારમાંના પરસ્પર–અવિરોધી એવા હરકોઇ બે, સમજવા; બીજા નહિં. ૧૩.

શ્રી પન્નવણાસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે:—અસંખ્ય પ્રદેશ, સ્કન્ધ સુધીના પરમાણુઓ વગેરેને; તથા કેટલાક અનન્તપ્રદેશી સ્કન્ધોને; તેમજ એક પ્રદેશના અવગાહવાળાથી માંડીને તે છેક સંખ્યાત પ્રદેશના અવગાહવાળાઓને શીત, ઉષ્ણ, સ્નિગ્ધ અને રૂક્ષ–એમ ચાર જ સ્પર્શ હોય છે.

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ એમ ચારને લઇને, પરમાણુના ચાર પ્રકાર પાડ્યા છે. (૧) દ્રવ્યને લઇને પડેલો જ ( પહેલો ) ભેદ એટલે કે **દ્રવ્યાણુ**–એના ચાર લક્ષણ છે: અવાહ્ય, અગ્રાહ્ય, અભેદ્ય અને અચ્છેદ્ય. ( ૨ ) અભ્રપ્રદેશરૂપ **ક્ષેત્રાણુ**ના પણ ચાર લક્ષણ છે: અપ્રદેશી, અવિભાગી, અમધ્ય અને અનર્ધ. ( ૩ ) સમયાખ્ય **કાળાણુ**ના પણ ચાર લક્ષણ છે. ૧૪–૧૬.

ભાવને લઇને પડેલો, પરમાણુનો ચોથો પ્રકાર **ભાવઆણુ**. એનાં લક્ષણ:–વર્ણરહિતપણું, ગંધરહિતપણું, રસરહિતપણું અને સ્પર્શરહિતપણું. વર્ણાદિક ભાવની પ્રધાનતાને લઇને

भावाणुरथवा सर्वजघन्यश्यामतादिकम् ।
इह प्रयोजनं द्रव्यपरमाणुभिरेव हि ॥ १८ ॥

इति भगवतीशतक २० उद्देश ५ ॥

स नित्यानित्यरूपः स्यात् द्रव्यपर्यायभेदतः ।
तत्र च द्रव्यतो नित्यः परमाणोरनाशतः ॥ १९ ॥

पर्यायतस्त्वनित्योऽसौ यतो वर्णादिपर्यवाः ।
नश्यन्त्येके भवन्त्यन्ये विस्रसादिप्रभावतः ॥ २० ॥

अस्य शाश्वतभावेन केचित् पर्यवनित्यताम् ।
मन्यन्ते तदसद्यस्मात् पंचमांगे स्फुटं श्रुतम् ॥ २१ ॥

परमाणुपुग्गलेणं भंते सासए असासए । गोयम सिअ सासए सिअ असासए ॥ से केणट्ठेणं भंते एवं वुच्चति । गोअम दव्वट्ठयाए सासए पज्जवट्ठयाए असासए । इति ॥

पुद्गलानां दशविधः परिणामोऽथ कथ्यते ।
बन्धनाख्यो गतिनामा संस्थानाख्यस्तथा परः ॥ २२ ॥

દ્રવ્ય–અણુજ અભિમત છે. અથવા ભાવ–અણુ એટલે સર્વમાં જઘન્ય એવું શ્યામત્વ આદિક. આપણે તો અહિં દ્રવ્ય–અણુ ( દ્રવ્ય પરમાણુ ) નીજ વાત છે. ૧૭–૧૮.

એ પ્રમાણેની વાત ભગવતીસૂત્રમાં વીશમાશતકના પાંચમાં ઉદ્દેશમાં કહી છે.

પરમાણુના વળી બે ભેદ પડે: ( ૧ ) ( દ્રવ્યતઃ ) નિત્ય; કેમકે પરમાણુ અવિનાશી છે; ( ૨ ) (પર્યાયતઃ) અનિત્ય; કેમકે વિસ્રસા એટલે પડન, પતન, વિધ્વંસ વગેરેના પ્રભાવથી કેટલાક વર્ણાદિ નાશ પામે છે અને એની જગ્યાએ બીજા ( ઉત્પન્ન ) થાય છે. ૧૯–૨૦.

પરમાણુ શાશ્વત છે માટે (એના) પર્યાયો નિત્ય હોવા જોઇએ–એવું કેટલાકનું કહેવું છે. પણ એ ખરૂં નથી. કારણકે પાંચમા અંગમાં નીચે પ્રમાણે ચોખ્ખો પાઠ છે. ૨૧—

હે ભગવંત, પરમાણુ પુદ્ગળ શાશ્વત છે કે અશાશ્વત ? ( ઉત્તર ) હે ગૌતમ, એ શાશ્વત પણ છે અને અશાશ્વત પણ છે; દ્રવ્યની અપેક્ષાએ–દ્રવ્યલેખે શાશ્વત છે અને પર્યાય લેખે અશાશ્વત છે.

હવે પુદ્ગળોનો **દશ પ્રકારનો પરિણામ** છે તેનાં નામ કહું છું: ( ૧ ) બંધન,

भेदाख्यः परिणामः स्यात् वर्णगन्धरसाभिधाः ।
स्पर्शोऽगुरुलघुः शब्दः परिणामा दशेत्यमी ॥ २३ ॥

स्याद्विस्त्रसाप्रयोगाभ्यां बन्धः पौद्गलिको द्विधा ।
तत्र यो विस्त्रसाबन्धः सोऽपि त्रिविध इष्यते ॥ २४ ॥

बन्धनप्रत्ययः पात्रप्रत्ययः परिणामजः ।
बन्धनप्रत्ययस्तत्र स्कन्धेषु द्व्यणुकादिषु ॥ २५ ॥

भवेद्धि द्व्यणुकादीनां विमात्रस्नैग्ध्यरौक्ष्यतः ।
मिथोबन्धोऽसंख्यकालमुत्कर्षात्समयोऽन्यथा ॥ २६ ॥

यदाहुः । समनिद्धयाए बन्धो न होइ समलुक्खयाए वि न होइ ।
वेमायनिद्धलुक्खत्तणेण बन्धा उ खंधाणं ॥ २७ ॥

विषममात्रानिरूपणार्थं चोच्यते ।

निद्धस्स निद्धेण दुयाहिएण । लुक्खस्स लुक्खेण दुयाहिएण ।
निद्धस्स लुक्खेण उवेति बंधो । जहन्नवज्जो विसमो समो वा ॥२८॥

जीर्णमद्यगुडादीनां भाजने स्त्यानता तु या ।
स पात्रप्रत्ययः संख्यकालो वान्तर्मुहूर्त्तिकः ॥ २९ ॥

( २ ) ગતિ, ( ૩ ) સંસ્થાન, ( ૪ ) ભેદ, ( ૫ ) વર્ણ, ( ૬ ) ગંધ, ( ૭ ) રસ, ( ૮ ) સ્પર્શ, ( ૯ ) અગુરૂલઘુ અને ( ૧૦ ) શબ્દ. ૨૨–૨૩.

એમાં વળી ' બંધ ' ના બે ભેદ છે: ( ૧ ) વિસ્રસાબંધ અને પ્રયોગબંધ. આ વિસ્રસાબંધના વળી ત્રણ ઉપભેદ છે: બંધનપ્રત્યય, પાત્રપ્રત્યય અને પરિણામજ. બંધનપ્રત્યય ( વિસ્રસાબંધ ) દ્વ્યણુકાદિક સ્કંધોમાં હોય છે. વળી વિષમ માત્રાએ સ્નિગ્ધતા અને રૂક્ષતા હોય તો દ્વ્યણુકાદિકોનો પરસ્પર સંબંધ થાય છે. અને તે ઉત્કૃષ્ટત: અસંખ્યકાળનો, અને જઘન્યત: એકસમયનો છે. ૨૪–૨૬.

કહ્યું છે કે સ્નિગ્ધપણાની કે રૂક્ષપણાની **સમ** માત્રા હોય તો બંધ ન થાય; ' બંધ ' થવા માટે તો સ્નિગ્ધતા અને રૂક્ષતાની **વિષમ** માત્રા જોઇએ. ૨૭.

વિષમમાત્રાના નિરૂપણ માટે એમ કહે છે કે:—સ્નિગ્ધે સ્નિગ્ધની કે લુખે લુખાની, સમ કે વિષમ માત્રા (એક બીજાથી) બે વધારે હોય તો જ ' બંધ ' થાય છે. જ્યારે સ્નિગ્ધ અને લુખાની, જઘન્યને વરજીને સમ કે વિષમ માત્રા હોય તો ' બન્ધ ' થાય છે. ૨૮.

એટલું **બંધપ્રત્યય** વિષે કહ્યા પછી હવે **પાત્રપ્રત્યય** વિષે કહેવાનું કે વાસણની અંદર

परिणामप्रत्ययस्तु सोऽभ्रादीनामनेकधा ।
जघन्यश्चैकसमयं षण्मासान् परमः पुनः ॥ ३० ॥

इति विस्रसाबन्धः ॥

अथ प्रयोगबन्धो यः स चैषां स्याच्चतुर्विधः ।
आलापनश्चालीनश्च शारीरतत्प्रयोगकौ ॥ ३१ ॥
तृणकाष्ठादिभाराणां रज्जुवेत्रलतादिभिः ।
संख्यकालान्तर्मुहूर्तौ बन्ध आलापनाभिधः ॥ ३२ ॥
चतुर्धा लीनबन्धस्तु प्रथमः श्लेषणाभिधः ।
समुच्चयोच्चयौ बन्धौ तुर्यः संहननाभिधः ॥ ३३ ॥
यः कुड्यकुट्टिमस्तम्भघटकाष्ठादिवस्तुषु ।
सुधामृत्पंकलाक्षाद्यैर्बन्धः स श्लेषणाभिधः ॥ ३४ ॥
तटाकदीर्घिकावप्रस्तूपदेवकुलादिषु ।
बन्धः सुधादिभिर्यः स्यात् बहूनां स समुच्चयः ॥ ३५ ॥

---

જીર્ણ મદ્ય અથવા ગોળ વગેરેનું સ્ત્યાનપણું રહે છે એ પાત્રપ્રત્યયવિસ્રસાબંધ કહેવાય. એની સ્થિતિ સંખ્યાતકાળની કે અન્તર્મુહૂર્ત્તની છે. ૨૯.

હવે ત્રીજો **પરિણામપ્રત્યય.** મેઘ વગેરેનો 'બંધ' પરિણામપ્રત્યય ( વિસ્રસાબંધ ) છે. એ અનેક પ્રકારનો છે. એનો સ્થિતિકાળ જઘન્ય એકસમય, અને ઉત્કૃષ્ટ છ માસ છે. ૩૦.

એ પ્રમાણે પુદ્દગળોના '**વિસ્રસાબંધ**' નું સ્વરૂપ થયું.

હવે એના બીજા પ્રકાર '**પ્રયોગબંધ**' વિષે.

**પુદ્દગળોનો પ્રયોગબંધ** ચાર પ્રકારનો છેઃ ( ૧ ) આલાપન, ( ૨ ) આલીન, ( ૩ ) શારીર અને ( ૪ ) શરીરપ્રયોગક. ૩૧.

રજ્જુ કે વેત્રલતા વગેરેથી તૃણ કે કાષ્ટના ભારા બાંધવા એ પહેલો 'આલાપનબંધ'. એની ઉત્કૃષ્ટ સ્થિતિ સંખ્યાતકાળની છે, અને જઘન્ય સ્થિતિ અન્તર્મુહૂર્ત્તની છે. ૩૨.

બીજો આલીનબંધ. એના વળી ચાર ભેદ છેઃ શ્લેષણ, સમુચ્ચય, ઉચ્ચય અને ચોથો સંહનન. ૩૩.

દિવાલ, ફરસબંધી, સ્તંભ, ઘટ, કાષ્ટ વગેરેમાં ચુનો, માટી, પંક, લાખ વગેરે એકેકનો બંધ ( અર્થાત્ આ વસ્તુઓ **લગાવવી** ) એ શ્લેષણબંધ કહેવાય. ૩૪.

तृणावकरकाष्ठानां तुषगोमयभस्मनाम् ।
उच्चत्वेन च यो बन्धः स स्यादुच्चयसंज्ञकः ॥ ३६ ॥

द्विधा संहननाख्यस्तु देशसर्वविभेदतः ।
तत्राद्यः शकटांगादौ परः क्षीरोदकादिषु ॥ ३७ ॥

आरभ्यालापनादेषा जघन्योत्कर्षतः स्थितिः ।
अन्तर्मुहूर्त्तसंख्यातकालौ ज्ञेया विचक्षणैः ॥ ३८ ॥

द्विधा शरीरबन्धः स्यादेकः पूर्वप्रयोगजः ।
प्रत्युत्पन्नप्रयोगोत्थः परः सोऽभूतपूर्वकः ॥ ३९ ॥

तत्राद्योऽन्यसमुद्घाते क्षिप्तानां देहतो बहिः ।
तैजसकार्मणाणूनां पुनः संकोचने भवेत् ॥ ४० ॥

समुद्घातान्निवृत्तस्य परः केवलिनोष्टसु ।
स्यात् पंचमे क्षणे तेजःकार्मणाणुसमाहृतौ ॥ ४१ ॥

વળી તળાવ, વાવ, કોટ, સ્તૂપ, દેવમંદિર વગેરેને વિષે ચુનો વગેરે આઝી વસ્તુઓનો બંધ ( એકમાંજ ઘણી વસ્તુઓ લગાવવી ) એ સમુચ્ચયબંધ. ૩૫.

ખડ, કચરો, લાકડાં, ગોમય અને રક્ષા વગેરેનો ઉંચો ઢગલો કર્યો હોય તે 'ઉચ્ચયબંધ'. ૩૬

હવે ( ' આલીન ' નો ) ચોથો પ્રકાર સંહનન બંધ–એના બે ભેદ છે: ગાડાના અંગોનું એકત્ર બંધન એ એકનું દૃષ્ટાન્ત. ક્ષીરમાં પાણીનો બંધ ( પાણી ભેળવવું ) એ બીજા ભેદનું દૃષ્ટાન્ત. ૩૭.

' આલાપન ' બંધની જેમ, ચારે પ્રકારના ' આલીન ' બંધની સ્થિતિ જઘન્ય અન્તર્મુહૂર્ત્તની અને ઉત્કૃષ્ટ સંખ્યાતકાળની છે. ૩૮.

હવે પુદ્ગળોના પ્રયોગબંધનો ત્રીજો પ્રકાર–જે શારીરબંધ–તે વિષે.

એના બે ભેદ છે: ( ૧ ) પૂર્વપ્રયોગથી ઉત્પન્ન થયેલ અને ( ૨ ) ઉત્પન્ન થયેલા પ્રયોગમાંથી ઉત્પન્ન થયેલો–અભૂતપૂર્વ. ૩૯.

શરીરથકી બહાર પ્રક્ષેપેલા તૈજસ અને કાર્મણના પરમાણુઓ અન્ય સમુદ્ઘાતને વિષે પુનઃ સંકોચાય ત્યારે જે શરીરબંધ થાય તે પહેલા પ્રકારનો શરીરબંધ. ૪૦.

અને સમુદ્ઘાતથી નિવૃત્ત થયેલા જિનભગવાનને, આઠમાંથી પાંચમા ક્ષણમાં, તૈજસ અને કાર્મણના પરમાણુઓને હરતાં જે શરીરબંધ થાય તે બીજા પ્રકારનો શરીરબંધ. ૪૧.

आत्मप्रदेशविस्तारे तेजःकार्मणयोरपि ।
विस्तारः संहृतौ तेषां संघातः स्यात्तयोरपि ॥ ४२ ॥

देहप्रयोगबन्धस्तु बहुधौदारिकादिकः ।
स पंचमांगे शतकेऽष्टमे ज्ञेयः सविस्तरः ॥ ४३ ॥

इति बन्धपरिणामः ॥ १ ॥

गतेः परिणतिर्द्वेधा संस्पृशन्त्यस्पृशन्त्यपि ।
द्वयोरयं विशेषस्तु वर्णितस्तत्त्वपारगैः ॥ ४४ ॥

पुद्गलस्यान्तरा वस्त्वन्तरं संस्पृशतो गतिः ।
यासौ भवेत् संस्पृशन्ती द्वितीया स्यात्ततोऽन्यथा ॥ ४५ ॥

अथवा द्विधा गतिपरीमाणो दीर्घान्यगतिभेदतः ।
दीर्घदेशान्तरप्राप्तिहेतुराद्योऽन्यथापरः ॥ ४६ ॥

एकेन समयेनैव पुद्गलः किल गच्छति ।
लोकान्तादन्यलोकान्तं गतेः परिणतेर्बलात् ॥ ४७ ॥

---

આત્મપ્રદેશો વિસ્તૃત થતાં, તૈજસ અને કાર્મણ શરીર પણ વિસ્તૃત થાય છે; અને આત્મપ્રદેશોનો સંહાર થતાં, એ બેઉ શરીરોનો પણ સંઘાત થાય છે. ૪૨.

વળી શરીર પ્રયોગબંધ તો બહુધા ઔદારિક આદિનોજ થાય છે. આ વાત વિસ્તારથી પાંચમા ' અંગ ' ના આઠમા શતકમાં વર્ણવી છે ત્યાંથી જાણી લેવી. ૪૩.

એવી રીતે બંધપરિણામનું સ્વરૂપ સમજાવ્યું. ( ૧ ).

હવે **ગતિપરિણામ** વિષે. ( ૨ ).

( ઉપર પુદ્ગળોનો દશ પ્રકારનો પરિણામ ગણાવ્યો છે તેમાં આ ' ગતિ પરિણામ ' બીજો પ્રકાર છે. ) પુદ્ગળની ગતિ બે પ્રકારની છે: ( ૧ ) સ્પર્શ કરતી અને ( ૨ ) સ્પર્શ ન કરતી. પુદ્ગળને પોતાની ગતિદરમ્યાન વચ્ચે વચ્ચે અન્ય વસ્તુઓનો સ્પર્શ થાય એવી ગતિ તે ' સ્પર્શતી ' ગતિ; અને વચ્ચે કોઈ વસ્તુનો સ્પર્શ ન થાય એવી ગતિ તે ' અસ્પર્શતી ' ગતિ. ૪૪–૪૫.

અથવા, ' દીર્ઘગતિ ' અને ' હ્રસ્વગતિ ' એમ પણ ' ગતિપરીણામ ' ના બે ભેદ થાય. દૂર દેશાન્તર પહોંચવાના હેતુરૂપ—એ પહેલો પ્રકાર; અને એથી ઉલટો—એ બીજો પ્રકાર. ૪૬.

' ગતિપરીણામ ' ને બળે પુદ્ગળ ' લોક ' ને એક છેડેથી બીજે છેડે એકજ સમયમાં જઈ શકે છે. ૪૭.

तथाहुः । परमाणुपुग्गलेणं भंते लोगस्स पुरच्छिमिल्लातो चरिमंताओ पच्चच्छिमिल्लं चरिमंतं एक समयेणं गच्छति दहिणिल्लाओ चरिमंताओ उत्तरिल्लं चरिमंतं उत्तरिल्लाओ चरिमंताओ दाहिणिल्लं चरिमंतं उवरिल्लाओ चरिमंताओ हेठिल्लं चरिमंतं हेठिल्लाओ चरिमंताओ उवरिल्लं चरिमंतं एगेणं समएणं गच्छति हंता गोयमा जाव गच्छति ॥ इति भगवतीसूत्रे शतक १६ उद्देश ८ ॥

इति गतिपरीणामः ॥ २ ॥

परिमंडलं च वृत्तं त्र्यस्रं च चतुरस्रकम् ।
आयतं च रूप्यजीवसंस्थानं पंचधा मतम् ॥ ४८ ॥

मंडलावस्थिताणवोघं बहिः शुषिरमन्तरे ।
वलयस्येव तद् ज्ञेयं संस्थानं परिमंडलम् ॥ ४९ ॥

अन्तःपूर्णं तदेव स्यात् वृत्तं कुलालचक्रवत् ।
त्र्यस्रं शृंगाटवत् कुम्भिकादिवच्चतुरस्रकम् ॥ ५० ॥

आयतं दण्डवत् दीर्घं घनप्रतरभेदतः ।
चत्वारि स्युर्द्विधा संस्थानानि प्रत्येकमादितः ॥ ५१ ॥

ભગવતીસૂત્રના સોળમા શતકના આઠમા ઉદ્દેશમાં શ્રી ગૌતમ પૂછે છે—હે ભગવંત ! લોકના પૂર્વાન્તથી પશ્ચિમાન્તસુધી, દક્ષિણાન્તથી ઉત્તરાન્ત સુધી, ઉત્તરાન્તથી દક્ષિણાન્ત સુધી, ઊર્ધ્વાન્તથી અધઃઅન્તસુધી અને અધઃઅન્તથી ઊર્ધ્વાન્ત સુધી પરમાણુ પુદ્ગળ શું એકજ સમયમાં જાય છે ? ત્યારે ભગવાન્ ઉત્તર આપે છે—હે ગૌતમ, હા, એક સમયમાં સર્વ સ્થળે પહોંચી જાય છે.

હવે '**સંસ્થાન પરીણામ**' વિષે. ( શ્લોક ૪૮ થી ૧૦૬ સુધી ). ( ૩ ).

રૂપી જીવનું **પાંચ** પ્રકારનું સંસ્થાન કહ્યું છેઃ ( ૧ ) પરિમંડળ, ( ૨ ) વૃત્ત, ( ૩ ) ત્રિકોણુ, ( ૪ ) ચતુષ્કોણુ અને ( ૫ ) આયત. ૪૮.

પરમાણુઓનો સમૂહ બહારના ભાગમાં મંડળની પેઠે રહેલ હોય અને વલયની જેમ વચ્ચે પોલાણુ હોય એવા સંસ્થાનને **પરિમંડળ** સંસ્થાન કહે છે. ૪૯.

એમાં જો વળી વચ્ચે કુલાલના ચક્રની જેમ પરમાણુઓથી ભરેલું હોય તો '**વૃત્તસંસ્થાન**' કહેવાય. વળી શીંગોડા જેવું હોય તો '**ત્રિકોણુસંસ્થાન**', કુંભિકા જેવું હોય તો '**ચતુ-**

आयतं तु त्रिधा श्रेणिघनप्रतरभेदतः ।
ओजयुग्मप्रदेशानि द्वेधामूनि विनादिमम् ॥ ५२ ॥

ओजःप्रदेशं प्रतरवृत्तं पंचाणुसम्भवम् ।
पंचाकाशप्रदेशावगाढं च परिकीर्त्तितम् ॥ ५३ ॥

यत्र प्रदेशाश्चत्वारश्चतुर्दिशं प्रतिष्ठिताः ।
एकप्रदेशोऽन्तरू वृत्तप्रतरं तद्यथोदितम् ॥ ५४ ॥

युग्मप्रदेशं प्रतरवृत्तं च द्वादशाणुकम् ।
तावदभ्रांशावगाढं तच्चैवमिह जायते ॥ ५५ ॥

चतुर्ष्वभ्रप्रदेशेषु चत्वारोंशा निरन्तरम् ।
स्थाप्यन्ते रुचकाकारास्तत्परिक्षेपतस्ततः ॥ ५६ ॥

द्वौ द्वौ चतुर्दिशं स्थाप्यौ प्रदेशौ जायते ततः ।
युग्मप्रदेशं प्रतरवृत्तमुक्तं पुरातनैः ॥ ५७ ॥ युग्मम् ॥

---

ચોરસ સંસ્થાન', અને દંડની જેવું આયત-દીર્ઘ હોય તો '**આયતસંસ્થાન**' કહેવાય. ૫૦-૫૧.

પહેલા ચાર પ્રકારના સંસ્થાનોના (૧) ઘન અને (૨) પ્રતર-એમ બબ્બે ભેદ છે; અને પાંચમો પ્રકાર જે 'આયત'-એના (૧) શ્રેણિ, (૨) ઘન અને (૩) પ્રતર-એમ ત્રણ ભેદ છે. ૫૧-૫૨.

'પરિમંડળ' શિવાયના અન્ય ચારે પ્રકારના સંસ્થાનોના વળી 'ઓજપ્રદેશી' અને 'યુગ્મપ્રદેશી' એમ બે ભેદ છે. ૫૨.

'**ઓજપ્રદેશીપ્રતરવૃત્ત**' પાંચ પરમાણુઓનો બનેલો અને પાંચ આકાશપ્રદેશ અવગાહીને રહેલો હોય. ૫૩.

જેમાં ચાર પ્રદેશો ચાર દિશામાં રહેલા હોય અને એક પ્રદેશ વચ્ચે રહેલો હોય એ 'ઓજપ્રદેશી પ્રતરવૃત્ત' કહેવાય છે. ૫૪.

'**યુગ્મપ્રદેશી પ્રતરવૃત્ત**' બારપરમાણુવાળો હોય અને વળી બાર આકાશપ્રદેશોને અવગાહીને રહેલો હોય. ૫૫.

એ આવી રીતે બને: ચાર આકાશ પ્રદેશોની અંદર આંતરાવિના ચાર રૂચકાકાર અંશો સ્થાપવા; અને પછી એમના પરિક્ષેપપૂર્વક ચારે દિશાઓમાં બબ્બે પ્રદેશો સ્થાપવા. ૫૬-૫૭.

सप्ताणुकं सप्तखांशावगाढं च भवेदिह ।
ओजःप्रदेशनिष्पन्नं घनवृत्तं हि तद्यथा ॥ ५८ ॥
पंचप्रदेशे प्रतरवृत्ते किल पुरोदिते ।
अध ऊर्ध्वं च मध्याणोरेकैकोऽणुर्निवेश्यते ॥ ५९ ॥
द्वात्रिंशदणुसंपन्नं तावत्खांशावगाढकम् ।
युग्मप्रदेशं हि घनवृत्तं भवति तद्यथा ॥ ६० ॥
उक्तप्रतरवृत्तस्य द्वादशांशात्मकस्य वै ।
उपरिष्टात् द्वादशान्ये स्थाप्यन्ते परमाणवः ॥ ६१ ॥
ततः पुनर्मध्यमाणुचतुष्कस्याप्युपर्यधः ।
स्थाप्यन्ते किल चत्वारश्चत्वारः परमाणवः ॥ ६२ ॥ युग्मम् ॥
ओजःप्रदेशं प्रतरत्र्यस्रं तु त्रिप्रदेशकम् ।
त्रिप्रदेशावगाढं च तदेवं जायते यथा ॥ ६३ ॥
स्थाप्येते द्वावणू पंक्त्या एकस्याधस्ततः परम् ।
एकोऽणुः स्थाप्यत इति निर्दिष्टं शिष्टदृष्टिभिः ॥ ६४ ॥
युग्मप्रदेशं प्रतरत्र्यस्रं तु षट्प्रदेशकम् ।
षट्प्रदेशावगाढं च तदेवं किल जायते ॥ ६५ ॥

---

સાત પરમાણુઓવાળું અને સાત આકાશપ્રદેશ અવગાહીને રહેલું હોય એ **'ઓજપ્રદેશી ઘનવૃત્ત'** કહેવાય છે. તે, પૂર્વોકત પાંચપ્રદેશી પ્રતરવૃત્તમાં નીચે, ઉંચે અને મધ્યના પરમાણુમાં અકેકો પરમાણુ સ્થાપવાથી થાય છે. ૫૮--૫૯.

**'યુગ્મપ્રદેશી ઘનવૃત્ત'** બત્રીશ પરમાણુઓનો બનેલો અને બત્રીશ આકાશપ્રદેશને અવગાહીને રહેલ હોય. તે, પૂર્વોકત બારઅંશી પ્રતરવૃત્તની ઉપર બીજા બાર પરમાણુ સ્થાપવાથી, અને પછી મધ્યના ચાર પરમાણુઓની ઉપર અને નીચે ચારચાર પરમાણુઓ સ્થાપવાથી થાય છે. ૬૦--૬૨.

જેને ત્રણ પ્રદેશો હોય અને ત્રણ પ્રદેશનો અવગાહ હોય એ **'ઓજપ્રદેશી પ્રતર ત્રિકોણ'** કહેવાય. એ, બે પરમાણુઓને શ્રેણિબંધ સ્થાપી તેમાંના એકની નીચે બીજો એક પરમાણુ સ્થાપવાથી થાય છે. ૬૩--૬૪.

જેને છ પ્રદેશો હોય અને છ પ્રદેશોનો અવગાહ હોય એ **'યુગ્મપ્રદેશી પ્રતર ત્રિકોણ'**

**त्रयः प्रदेशाः स्थाप्यन्ते पंक्त्याणुद्वितयं ततः ।**
**आद्यस्याधो द्वितीयस्य त्वध एको निवेश्यते ॥ ६६ ॥**

**ओजाणुकं घनत्र्यस्रं पंचत्रिंशत्प्रदेशकम् ।**
**पंचत्रिंशत्खप्रदेशावगाढं च भवेद्यथा ॥ ६७ ॥**

**तिर्यक् निरन्तराः पंच स्थाप्यन्ते परमाणवः ।**
**तानधोऽधः क्रमेणैवं स्थाप्यन्ते परमाणवः ॥ ६८ ॥**

**तिर्यगेव हि चत्वारस्त्रयो द्वावेक एव च ।**
**जातोऽयं प्रतरः पंचदशांशः पंचपंक्तिकः ॥ ६९ ॥**

**ततश्चास्योपरि सर्वपंक्तिष्वन्त्यान्त्यमंशकम् ।**
**विमुच्यांशा दश स्थाप्यास्तस्याप्युपरि षट् तथा ॥ ७० ॥**

**इत्थमेव तदुपरि त्रय एकस्ततः पुनः ।**
**उपर्यस्यापीति पंचत्रिंशत्स्युः परमाणवः ॥७१॥ चतुर्भिः कलापकम् ॥**

**युग्मप्रदेशं तु घनत्र्यस्रं चतुःप्रदेशकम् ।**
**चतुर्व्योमांशावगाढं तदप्येवं भवेदिह ॥ ७२ ॥**

**पूर्वोक्ते प्रतरत्र्यस्रे त्रिप्रदेशात्मके किल ।**
**अणोरेकस्योर्ध्वमेकः स्थाप्यते परमाणुकः ॥ ७३ ॥**

---

કહેવાય. એ, શ્રેણિબંધ ત્રણ પ્રદેશોને સ્થાપી, તેમાંના પહેલાની નીચે બે પરમાણુઓ અને બીજાની નીચે એક પરમાણુ સ્થાપવાથી થાય છે. ૬૫-૬૬.

જેને પાંત્રીશ પ્રદેશો હોય અને પાંત્રીશ આકાશપ્રદેશનો અવગાહ હોય એ '**ઓજ પ્રદેશી ત્રિકોણઘન**' કહેવાય. ૬૭.

એ આ પ્રમાણે થાય:—પાંચ પરમાણુઓને આન્તરાવિના તીર્છા સ્થાપવા. પછી એઓની નીચે નીચે અનુક્રમે પરમાણુઓ સ્થાપવા–તે આ રીતે:—તીર્છા ચાર, પછી ત્રણ, પછી બે અને પછી એક. આમ કરવાથી પંદર અંશવાળો પાંચ પંકિતનો પ્રતર થશે. વળી પછી તેની ઉપર, સર્વ પંકિતને વિષે છેલ્લા છેલ્લા અંશો પડતા મૂકી, દશ અંશો સ્થાપવા, અને એની ઉપર વળી છ અંશો સ્થાપવા. વળી એવીજ રીતે એની ઉપર ત્રણ, અને એની ઉપર વળી એક સ્થાપવો. આ પ્રમાણે એ પાંત્રીશ પરમાણુઓથી થાય છે. ૬૮-૭૧.

જેને ચાર પ્રદેશો હોય અને જે ચાર આકાશપ્રદેશોને અવગાહીને રહ્યું હોય એ '**યુગ્મ**

ओजःप्रदेशं प्रतरचतुरस्रं नवांशकम् ।
नवाकाशांशावगाढमित्थं तदपि जायते ॥ ७४ ॥

तिर्यग् निरन्तरं तिस्रः पंक्तयस्त्रिप्रदेशिकाः ।
स्थाप्यन्ते तर्हि जायेत चतुरस्रमयुग्मजम् ॥ ७५ ॥

युग्मप्रदेशं प्रतरचतुरस्रं तु तद् भवेत् ।
चतुरभ्रांशावगाढं चतुःप्रदेशसम्भवम् ॥ ७६ ॥

द्विद्विप्रदेशे द्वे पंक्ती स्थाप्येते तत्र जायते ।
युग्मप्रदेशं प्रतरचतुरस्रं यथोदितम् ॥ ७७ ॥

सप्तविंशत्यणुजातं तावदभ्रांशसंस्थितम् ।
ओजःप्रदेशं हि घनचतुरस्रं भवेदिह ॥ ७८ ॥

नवप्रदेशप्रतरचतुरस्रस्य तस्य वै ।
उपर्यधो नव नव स्थाप्यन्ते परमाणवः ॥ ७९ ॥

अष्टव्योमांशावगाढं स्पष्टमष्टप्रदेशकम् ।
युग्मप्रदेशं तु घनचतुरस्रं भवेद्यथा ॥ ८० ॥

**પ્રદેશી ત્રિકોણઘન** ' કહેવાય છે. તે, પૂર્વોક્ત ત્રણપ્રદેશી ત્રિકોણ-પ્રતરમાં એક પરમાણુની ઉપર એક પરમાણુ સ્થાપવાથી થાય છે. ૭૨--૭૩.

જેને નવ અંશો હોય તથા નવ આકાશપ્રદેશનો અવગાહ હોય એ ' **ઓજપ્રદેશી ચોખુણપ્રતર** ' કહેવાય છે. એ, બીલકુલ અન્તરવિના તીર્છી ત્રણપ્રદેશી ત્રણ શ્રેણિ સ્થાપવાથી થાય છે. ૭૪--૭૫.

જેને ચાર આકાશપ્રદેશોનો અવગાહ હોય અને જે ચાર પ્રદેશોથી થયું હોય એ ' **યુગ્મપ્રદેશી ચોખુણપ્રતર** ' કહેવાય છે. એ, બબ્બે પ્રદેશોવાળી બે શ્રેણિ સ્થાપવાથી થાય છે. ૭૬--૭૭.

જેને સત્યાવીશ આકાશપ્રદેશો હોય અને જે સત્યાવીશ પરમાણુઓથી થયેલું હોય એ ' **ઓજપ્રદેશી ચોરસઘન** ' કહેવાય છે. એ, નવપ્રદેશી ચોરસપ્રતરની ઉપર અને નીચે નવ નવ પરમાણુઓ સ્થાપવાથી થાય છે. ૭૮--૭૯.

જેને આઠ પ્રદેશો હોય અને આઠ આકાશપ્રદેશોનો અવગાહ હોય એ **યુગ્મપ્રદેશી**

चतुःप्रदेशप्रतरचतुरस्रस्य चोपरि ।
चतुःप्रादेशिकोऽन्योऽपि प्रतरः स्थाप्यते किल ॥ ८१ ॥

ओजप्रदेशजं श्रेण्यायतं स्यात्रिप्रदेशजम् ।
त्र्यंशावगाढमणुषु त्रिषु न्यस्तेषु संततम् ॥ ८२ ॥

निरन्तरं स्थापिताभ्यामणुभ्यां द्विप्रदेशजम् ।
युग्मप्रदेशजं श्रेण्यायतं द्व्यभ्रांशसंस्थितम् ॥ ८३ ॥

ओजप्रदेशं प्रतरायतं पंचदशांककम् ।
तावद्व्योमांशावगाढमित्थं तदपि जायते ॥ ८४ ॥

पंक्तित्रयेऽपि स्थाप्यन्ते पंचपंचाणवस्तदा ।
ओजप्रदेशजनितं भवति प्रतरायतम् ॥ ८५ ॥

षट्खांशस्थं षट्प्रदेशं स्याद्युग्मप्रतरायतम् ।
त्रिषु त्रिषु द्वयोः पंक्त्योर्न्यस्ते परमाणुषु ॥ ८६ ॥

पंचचत्वारिंशदंशमोजाणुकं घनायतम् ।
पंचचत्वारिंशदभ्रप्रदेशेषु प्रतिष्ठितम् ॥ ८७ ॥

**ચોરસઘન** ' કહેવાય છે. એ ચાર પ્રદેશી ચોખુણપ્રતરની ઉપર એક બીજો ચાર પ્રદેશી પ્રતર સ્થાપવાથી થાય છે. ૮૦–૮૧.

જેને ત્રણ પ્રદેશો હોય અને ત્રણ આકાશપ્રદેશોનો અવગાહ હોય એ ' **ઓજપ્રદેશી શ્રેણ્યાયત** ' કહેવાય. એ ત્રણ પરમાણુઓ સ્થાપવાથી થાય છે. ૮૨.

જેને બે પ્રદેશો હોય અને જે બે આકાશપ્રદેશોને અવગાહીને રહેલું હોય એ ' **યુગ્મપ્રદેશી શ્રેણ્યાયત** ' કહેવાય. એ બીલકુલ અન્તર વિના બે પરમાણુઓ સ્થાપવાથી થાય છે. ૮૩.

જેને પંદરપ્રદેશો હોય અને પંદર આકાશ પ્રદેશોનો અવગાહ હોય એ ' **ઓજપ્રદેશી પ્રતરાયત** ' કહેવાય છે. એ, ત્રણે શ્રેણિઓમાં પાંચપાંચ પરમાણુઓ સ્થાપવાથી થાય છે. ૮૪–૮૫.

જેને છ પ્રદેશો હોય અને છ આકાશ પ્રદેશોનો અવગાહ હોય એ ' **યુગ્મપ્રદેશી પ્રતરાયત** ' કહેવાય છે. એ, બેઉ શ્રેણિઓમાં ત્રણ ત્રણ પરમાણુઓ સ્થાપવાથી થાય છે. ૮૬

જેને પીસ્તાળીશ પ્રદેશો હોય અને એટલાજ આકાશ પ્રદેશોને અવગાહીને રહેલું હોય

૭૦ મા ફારમમાં ૫૩, ૫૮, ૬૩, ૭૪ અને ૭૮–આ શ્લોકોમાં **ओजः** છપાઇ ગયું છે તે **ओज** વાંચવું. [ **ओज=એકી** ( સંખ્યા ); **युग्म=બેકી** ( સંખ્યા ) ].

तत्र च पूर्वमुक्ते पंचदशप्रदेशप्रतरायते ।
पंचदश पंचदशाणवः स्थाप्या उपर्यधः ॥ ८८ ॥

द्वादशांशं द्वादशाभ्रांशावगाढं घनायतम् ।
युग्मप्रदेशजं ज्ञेयमित्थं तदपि जायते ॥ ८९ ॥

षडंकस्य च प्रतरायतस्योपरि विन्यसेत् ।
षट्प्रदेशांस्ततो युग्मप्रदेशं स्यात् घनायतम् ॥ ९० ॥

विंशत्यभ्रांशावगाढं विंशत्यंशात्मकं भवेत् ।
युग्मप्रदेशं प्रतरपरिमण्डलनामकम् ॥ ९१ ॥

चतुर्दिशं तु चत्वारश्चत्वारः परमाणवः ।
विदिक्षु स्थाप्य एकैको भवेदेवं कृते सति ॥ ९२ ॥

अणूनां विंशतेरेषामुपर्यणुषु विंशतौ ।
स्थापितेषु युग्मजातं स्यात् घनं परिमण्डलम् ॥ ९३ ॥

एतच्चत्वारिंशदंशं तावत्खांशप्रतिष्ठितम् ।
ओजप्रदेशजनितौ त्वत्र भेदौ न संमतौ ॥ ९४ ॥

---

એ '**ઓજપ્રદેશી ઘનાયત**' કહેવાય છે. એ, પૂર્વોક્ત પંદરપ્રદેશી પ્રતરાયતમાં ઉપર તેમજ હેઠળ પંદર પંદર પરમાણુઓ સ્થાપવાથી થાય છે. ૮૭–૮૮.

જેને બાર પ્રદેશો હોય અને બાર આકાશપ્રદેશોનો અવગાહ હોય એ '**યુગ્મપ્રદેશી ઘનાયત**' કહેવાય છે. એ, છ પ્રદેશી પ્રતરાયતની ઉપર છ પ્રદેશો સ્થાપવાથી થાયછે. ૮૯–૯૦.

જેને વીશ પ્રદેશો હોય અને વીશ આકાશપ્રદેશોનો અવગાહ હોય એ '**યુગ્મપ્રદેશી પ્રતરપરિમંડળ**' કહેવાય છે. એ, ચાર દિશાઓમાં ચાર ચાર પરમાણુઓ, અને ચાર ખુણાઓમાં એકેક પરમાણુ સ્થાપવાથી થાય છે. ૯૧–૯૨.

ઉપર પ્રમાણે વીશ પરમાણુઓ સ્થાપી, એ વીશની ઉપર બીજા વીશ પરમાણુઓ સ્થાપવાથી '**યુગ્મપ્રદેશી ઘનપરિમંડળ**' થાય છે. એને ચાલીશ પ્રદેશો હોય છે અને ચાલીશ આકાશપ્રદેશોનો અવગાહ હોય છે.

'પ્રતરપરિમંડળ' અને 'ઘનપરિમંડળ' 'ઓજપ્રદેશી' હોય નહિં. ૯૩–૯૪.

**उक्तप्रदेशन्यूनत्वे सम्भवन्ति न निश्चितम् ।**
**संस्थानानि यथोक्तानि तत इत्थं प्ररूपणा ॥ ९५ ॥**
**यथा पूर्वोक्ततः पंचाणुकप्रतरवृत्ततः ।**
**एकत्रांशे कर्षिते स्यात् समांशं चतुरस्त्रकम् ॥ ९६ ॥**
**एतान्यतीन्द्रियत्वेन नैवातिशयवर्जितैः ।**
**ज्ञेयान्यतः स्थापनाभिः प्रदर्श्यन्ते इमास्तु ताः ॥ ९७ ॥**

ઉપર કહ્યા એ કરતાં ન્યૂન પ્રદેશો હોય તો એ કહ્યા પ્રમાણેના સંસ્થાનો બીલકુલ સંભવતા જ નથી માટે એમ પ્રરૂપણા કરી છે. કેમકે પૂર્વોક્ત પાંચ અણુવાળા પ્રતરવૃત્તમાંથી એક અંશ ઓછો કરીએ છીએ તો સમઅંશવાળું ચોરસ થાય છે. ૯૫-૯૬.

પૂર્વોક્ત સંસ્થાનો સર્વે અતીન્દ્રિય છે. માટે જેમનામાં અતિશયો એટલે અમુક અસાધારણ વિશિષ્ટતાઓ ન હોય એઓ એ જાણી શકે નહિં. એટલાસારૂ એ નીચે પ્રમાણે સ્થાપનાપૂર્વક દર્શાવવામાં આવે છે. ૯૭.

**ઓજપ્રદેશી પ્રતર વૃત્ત પાંચ પરમાણુનું**  **આવું હોય.**

**યુગ્મપ્રદેશી પ્રતર વૃત્ત બાર પરમાણુનું**  **આવું હોય.**

**ઓજપ્રદેશી પ્રતર ત્રિકોણ ત્રણ પરમાણુનું**  **આવું હોય.**

**યુગ્મપ્રદેશી પ્રતર ત્રિકોણ છ પરમાણુનું**  **આવું હોય.**

**ઓજપ્રદેશી પ્રતર ચતુષ્કોણ નવ પરમાણુનું**  **આવું હોય.**

**યુગ્મપ્રદેશી પ્રતર ચતુષ્કોણ ચાર પરમાણુનું**  **આવું હોય.**

**ઓજપ્રદેશી શ્રેણિ-આયત ત્રણ પરમાણુનું**  **આવું હોય.**

**યુગ્મપ્રદેશી શ્રેણિ-આયત બે પરમાણુનું**  **આવું હોય.**

जघन्यानि किलैतानि सर्वाण्युत्कर्षतः पुनः ।
अनन्ताणुस्वरूपाणि मध्यमान्यपराणि तु ॥ ९८ ॥

तथोक्तमुत्तराध्ययननिर्युक्तौ ।

परिमंडले य वट्टे तंसे चउरंस आयए चेव ।
घणपयरपढमवज्जं ओजपएसे य जुम्मे य ॥ ९९ ॥
पंचगबारसगं खलु सत्तगबत्तीसगं च वट्टंमि ।
ति य छक्कगपणतीसा चत्तारि य होंति तंसंमि ॥ १०० ॥

---

ઓજપ્રદેશી પ્રતર આયત પંદર પરમાણુનું  આવું હોય.

યુગ્મપ્રદેશી પ્રતર આયત છ પરમાણુનું  આવું હોય.

ઓજપ્રદેશી ઘન ત્રિકોણ પાંત્રીશ પરમાણુનું     આ પ્રમાણે.

પાંચ આકૃતિઓ અનુક્રમે એકબીજા ઉપર મુકવાથી થાય.

યુગ્મપ્રદેશી પ્રતર પરિમંડળ વીશ પરમાણુનું  આવું હોય.

તે તે સંસ્થાનોના જે પરમાણુઓ કહ્યા તે જઘન્ય સમજવા. ઉત્કૃષ્ટા તો એમના અનન્ત પરમાણુ છે. વળી બીજા મધ્યમ પરમાણુઓવાળા સંસ્થાનો પણ છે. ૯૮.

ઉત્તરાધ્યયનસૂત્રની નિર્યુક્તિમાં કહ્યું છે કે—

પરિમંડળ, વૃત્ત, ત્રિકોણ, ચતુષ્કોણ અને આયત–એમ પાંચ પ્રકારના સંસ્થાનો છે. એમાં પહેલા ચારના 'ઘન' અને 'પ્રતર' એમ બે ભેદ છે, જ્યારે પાંચમાના 'ઘન', 'પ્રતર' અને 'શ્રેણિ' એમ ત્રણ ભેદ છે. વળી એ સંસ્થાનોમાં પહેલા શિવાયના ચાર

**नव चेव तहा चउरो सत्तावीसा य अट्ठ चउरंसे ।**
**तिगदुगपन्नरसेव य छच्चेव य आयए होंति ॥ १०१ ॥**

**पणयालाबारसगं तह चेव य आययंमि संठाणे ।**
**वीसा चत्तालीसा परिमंडल एय संठाणे ॥ १०२ ॥**

**पंचमांगे त्वनित्थंस्थं षष्ठं संस्थानमीरितम् ।**
**पंचभ्योऽपि व्यतिरिक्तं द्व्यादिसंयोगसंभवम् ॥ १०३ ॥**

**संस्थानयोर्द्वयोर्यद्यप्येकद्रव्ये न संभवः ।**
**तथापि भिन्नभिन्नांशे ते स्यातां दर्विकादिवत् ॥ १०४ ॥**

**एषु चाल्पाल्पप्रदेशावगाहीनि स्वभावतः ।**
**भूयांस्यल्पानि भूरिप्रदेशावगाहीनि तानि च ॥ १०५ ॥**

'ઓજપ્રદેશી' અને 'યુગ્મપ્રદેશી' બેઉ છે, જ્યારે પહેલું ફક્ત 'યુગ્મપ્રદેશી' છે. આમ હોવાથી (**क**) 'વૃત્ત' સંસ્થાનના **ચાર** ભેદ થયા અને તે આ પ્રમાણે:-( ૧ ) પાંચપ્રદેશી, ( ૨ ) બારપ્રદેશી, ( ૩ ) સાતપ્રદેશી અને ( ૪ ) બત્રીશપ્રદેશી. (**ख**) 'ત્રિકોણ' સંસ્થાનના પણ **ચાર** ભેદ થયા તે આ પ્રમાણે:-( ૧ ) ત્રણપ્રદેશી, ( ૨ ) છ પ્રદેશી, ( ૩ ) પાંત્રીશપ્રદેશી અને ( ૪ ) ચારપ્રદેશી. (**ग**) 'ચતુષ્કોણ'ના પણ ( ૧ ) નવપ્રદેશી, ( ૨ ) ચારપ્રદેશી, ( ૩ ) સત્યાવીશપ્રદેશી અને ( ૪ ) આઠપ્રદેશી-એમ **ચાર** ભેદ થયા. (**घ**) 'આયત' સંસ્થાનના **છ** ભેદ થાય છે:-( ૧ ) ત્રણપ્રદેશી, ( ૨ ) બેપ્રદેશી, ( ૩ ) પંદરપ્રદેશી, ( ૪ ) છ પ્રદેશી, ( ૫ ) પીસ્તાલીશપ્રદેશી અને ( ૬ ) બારપ્રદેશી. (**ङ**) 'પરિમંડળ' સંસ્થાનના **બે** ભેદ થાય છે અને એમાં એકમાં વીશ અને બીજામાં ચાલીશ પ્રદેશો છે. ૧૦૨.

પાંચમા 'અંગ' માં તો એમ કહ્યું છે કે પાંચેથી વ્યતિરિકત એવું એક છઠ્ઠું સિદ્ધોનું સંસ્થાન છે, અને એ બે કે વિશેષ સંસ્થાનોના સંયોગથી થયેલું છે. ૧૦૩.

અગર જો કે એક દ્રવ્યની અંદર બે સંસ્થાનો સંભવતા નથી તોપણ કડછી વગેરેની જેમ બે ભિન્નભિન્ન અંશોને લઇને એ હોય ખરાં. ૧૦૪.

એમનામાં અલ્પાલ્પ આકાશપ્રદેશોને અવગાહીને રહેલાઓની સંખ્યા ઘણી છે; અને ઘણા આકાશપ્રદેશોને અવગાહીને રહેલાઓની સંખ્યા થોડી છે. ૧૦૫.

संस्थानमायतं षोढा द्विविधं परिमंडलम् ।
चतुर्विधानि शेषाणि संस्थानानीति विंशतिः ॥ १०६ ॥

इति संस्थानपरीणामः ॥ ३ ॥

भेदाख्यः पुद्गलपरीणामो भवति पंचधा ।
खंडप्रतरभेदौ द्वौ चूर्णिकाभेद इत्यपि ॥ १०७ ॥

भेदोऽनुतटिकाभिख्यो भेद उत्करिकाभिधः ।
स्वरूपमप्यथैतेषां यथाश्रुतमथोच्यते ॥ १०८ ॥

लोहखंडादिवत्खंडभेदो भवति निश्चितम् ।
भूर्जपत्राभ्रपटलादिवत् प्रतरसंज्ञितः ॥ १०९ ॥

स भवेच्चूर्णिकाभेदः क्षिप्तमृत्पिण्डवत्किल ।
इक्षुत्वगादिवदनुतटिकाभेद इष्यते ॥ ११० ॥

उत्कीर्यमाणे प्रस्थादौ स स्यादुत्करिकाभिधः ।
तटाकावटवाप्यादिष्वप्येवं भाव्यतामयम् ॥ १११ ॥

द्रव्याणि भिद्यमानानि स्तोकान्युत्करिकाभिदा ।
पश्चानुपूर्व्या शेषाणि स्युरनन्तगुणानि च ॥ ११२ ॥

---

એ પ્રમાણે 'આયત સંસ્થાન' છ પ્રકારનું છે, 'પરિમંડળ સંસ્થાન' બે પ્રકારનું છે, અને શેષ ત્રણ સંસ્થાનો ચચ્ચાર પ્રકારનાં છે—એટલે એકંદર ગણતાં વીશ પ્રકારનાં 'સંસ્થાન' થયાં. ૧૦૬.

એ પ્રમાણે સંસ્થાનપરીણામનું સ્વરૂપ સમજાવ્યું. (૩).

હવે પુદ્ગળના ચોથા પ્રકારના પરિણામ '**ભેદ**' વિષે.

એ 'ભેદ' પાંચ પ્રકારનો છે: ( ૧ ) ખંડભેદ, ( ૨ ) પ્રતરભેદ, ( ૩ ) ચૂર્ણિકાભેદ, ( ૪ ) અનુતટિકાભેદ અને ( ૫ ) ઉત્કરિકાભેદ. ૧૦૭–૧૦૮.

એમનું સ્વરૂપ સિદ્ધાન્તમાં નીચે પ્રમાણે કહ્યું છે:—

ખંડભેદ લોખંડના ટુકડા જેવો હોય છે. પ્રતરભેદ ભૂર્જપત્ર અને અબરખના પડ જેવો હોય છે. ચૂર્ણિકાભેદ મૃત્તિકાનો પિંડ ફેંક્યો હોય એવો હોય છે. અનુતટિકાભેદ ઈક્ષુ ત્વચા વગેરે જેવો હોય છે અને ઉત્કરિકાભેદ પોપડા ઉખેડ્યા જેવો હોય છે. ૧૦૯–૧૧૧.

ઉત્કરિકાભેદવાળાં ઘણાં થોડાં દ્રવ્યો હોય છે. એની પાછળ પાછળના શેષભેદવાળાં દ્રવ્યો એ કરતાં અનુક્રમે અનન્ત અનંતગણાં છે. ૧૧૨.

इति भेदपरीणामः ॥ ४ ॥

वर्णैः परिणतानां तु भेदाः पंच प्ररूपिताः ।
कृष्णनीलारुणपीतशुक्ला इति विभेदतः ॥ ११३ ॥

स्युः कज्जलादिवत्कृष्णा नीला नील्यादिवन्मताः ।
स्युर्हिङ्गुलादिवद्रक्ताः पीताश्च कांचनादिवत् ॥ ११४ ॥

इति वर्णपरीणामः ॥ ५ ॥

शुक्लाः शंखादिवत् गन्धपरिणत्या तु ते द्विधा ।
पुष्पादिवत्सुरभयो दुर्गन्धा लशुनादिवत् ॥ ११५ ॥ युग्मम् ॥

इति गन्धपरीणामः ॥ ६ ॥

रसैः परिणतास्ते तु प्रकारैः पंचभिर्मताः ।
तिक्तकटुकषायाम्लमधुरा इति भेदतः ॥ ११६ ॥

कोशातक्यादिवत्तिक्ताः कटवो नागरादिवत् ।
प्रोक्ता आमकपित्थादिवत् कषायरसांचिताः ॥ ११७ ॥

आम्लाकादिवदम्लाः स्युर्मधुराः शर्करादिवत् ।
स्पर्शैः परिणता येऽपि तेषामष्टौ विधा पुनः ॥ ११८ ॥

---

હવે પુદ્ગળના '**વર્ણપરિણામ**' વિષે. (૫)

વર્ણપરિણામના પાંચ પ્રકાર છે: કૃષ્ણ, નીલ, અરૂણ, પીત અને શુકલ. ૧૧૩.

પુદ્ગળ પરિણમીને કાજળ વગેરે જેવાં કૃષ્ણ થાય, ગળીની જેવાં નીલ થાય, હિંગળોક જેવાં રક્ત થાય, કાંચનની જેવાં પીળાં થાય અને શંખ વગેરેની જેવાં શ્વેત પણ થાય. ૧૧૪-૧૧૫.

હવે છઠ્ઠો પ્રકાર **ગંધપરિણામ**:—

ગંધપરિણતિ બે પ્રકારની છે: (૧) પુદ્ગળો પરિણમીને પુષ્પ વગેરેની જેવા સુગન્ધી થાય અને (૨) લસણુ જેવાં દુર્ગન્ધવાળાં પણ થાય. ૧૧૫.

સાતમો પ્રકાર **રસપરિણામ**:—

રસપરિણામ પાંચ ભેદે છે. તીખો, કડવો, તુરો, ખાટો, મધુરો. તીખો કોશાતકી જેવો; કડવો નાગરાદિક જેવો; તુરો કાચા કોઠા જેવો; ખાટો આંબલી જેવો અને મધુરો સાકર જેવો. ૧૧૬-૧૧૮.

इति रसपरीणामः ॥ ७ ॥

उष्णशीतौ मृदुखरौ स्निग्धरूक्षौ गुरुर्लघुः ।
उष्णस्पर्शास्तत्र वह्न्यादिवत् शीता हिमादिवत् ॥ ११९ ॥
बर्हादिवच्च मृदवः खराश्च प्रस्तरादिवत् ।
स्निग्धा घृतादिवत् ज्ञेया रूक्षा भस्मादिवन्मताः ॥ १२० ॥
गुरुस्पर्शपरिणता वज्रादिवत्प्रकीर्त्तिताः ।
लघुस्पर्शपरिणता अर्कतुलादिवन्मताः ॥ १२१ ॥

इति स्पर्शपरीणामः ॥ ८ ॥

अगुरुलघुपरिणामव्यवस्था चैवम् ।

धूमो लघुरुपलो गुरुः ऊर्ध्वाधोगमनशीलतो ज्ञेयौ ।
गुरुलघुरनिलस्तिर्यग्गमनादाकाशमगुरुलघु ॥ १२२ ॥
व्यवहारतश्चतुर्धा भवन्ति वस्तूनि बादराण्येव ।
निश्चयतश्चागुरुलघु गुरुलघु चेति द्विभेद्येव ॥ १२३ ॥
तत्रापि बादरमष्टस्पर्शी द्रव्यं रूप्येव भवति गुरुलघुकम् ।
अगुरुलघु चतुःस्पर्शी सूक्ष्मं वियदाद्यमूर्त्तमपि ॥ १२४ ॥

---

આઠમો પ્રકાર **સ્પર્શ** પરિણામ:—

સ્પર્શપરિણામ આઠ પ્રકારે છે: ઉષ્ણ, શીત, મૃદુ, કર્કશ, સ્નિગ્ધ, લુખો, ભારે અને હળવો.

પુદ્ગળો પરિણમીને અગ્નિ જેવા ઉષ્ણસ્પર્શી, હિમ જેવા શીતસ્પર્શી, પીંછા જેવાં મૃદુસ્પર્શી, પાષાણ જેવા કર્કશ, ઘૃત વગેરેની જેવા સ્નિગ્ધ, રાખ વગેરે જેવા લુખા, વજ્ર વગેરેની જેવા ભારે અને આકડાના તૂલ જેવાં હળવા સ્પર્શવાળા પણ થાય છે. ૧૧૮-૧૨૧.

હવે પુદ્ગળના **અગુરૂલઘુ પરિણામ** વિષે. ( ૯ )

ધૂમાડો ઉંચે જાય છે માટે 'લઘુ,' અને પત્થર નીચે પડે છે માટે 'ગુરૂ' સમજવો. વાયુની તીર્છી ગતિ છે માટે એ ગુરૂલઘુ છે; વળી આકાશ અગુરૂલઘુ છે. ૧૨૨.

બાદર દ્રવ્યો જ વ્યવહારથી ચાર પ્રકારના છે. પણ નિશ્ચયનયે બેજ પ્રકારના દ્રવ્ય કહે છે: ( ૧ ) ગુરૂલઘુ અને ( ૨ ) અગુરૂલઘુ. ૧૨૩.

એમાં પણ **બાદર અષ્ટસ્પર્શી રૂપી** દ્રવ્યજ ગુરૂલઘુ હોય છે; **સૂક્ષ્મ, ચતુઃસ્પર્શી**

वैक्रियमौदारिकमपि तैजसमाहारकं च गुरुलघुकम् ।
कार्मणमनोवचांसि सोच्छ्वासान्यगुरुलघुकानि ॥ १२५ ॥

तथोक्तम्। निच्छयओ सव्वगुरुं सव्वलहुं वा न विज्जए दव्वम् ।
ववहारओ उ जुज्जइ बायरखंधेसु नणणेसु ॥ १२६ ॥

अगुरुलहु चउफासा अरुविदव्वा य होंति नायव्वा ।
सेसा उ अट्ठफासा गुरुलहुआ निच्छयनयस्स ॥ १२७ ॥

ओरालिय वेउव्विय आहारग तेय गुरुलहू दव्वा ।
कम्मगमणभासाई एयाइं अगुरुलहुआइं ॥ १२८ ॥

इति भगवतीवृत्तौ ॥

इति अगुरुलघुपरीणामः ॥ ९ ॥

वर्णगन्धरसस्पर्शसंस्थानैर्मुख्यभावतः ।
प्रत्येकं चिन्तितैर्भेदाः स्युर्भूयांसोऽत्र ते त्वमी ॥ १२९ ॥

एकस्योज्ज्वलवर्णस्य द्वौ भेदौ गंधभेदतः ।
संस्थानैश्च रसैश्चापि पंच पंच भिदो मताः ॥ १३० ॥

स्पर्शैस्तथाष्ट भेदाः स्युरेवमेकस्य विंशतिः ।
इतीह पंचभिर्वर्णैर्भेदानां शतमाप्यते ॥ १३१ ॥

અને **અરૂપી** આકાશ વગેરે તો અગુરૂલઘુ છે. વૈક્રિય, ઔદારિક, તૈજસ અને આહારક–આ સર્વ ગુરૂલઘુ છે. જ્યારે ઉચ્છવાસયુક્ત કાર્મણ, મન અને વચન એ અગુરૂલઘુ છે. ૧૨૪–૧૨૫.

શ્રી ભગવતીસૂત્રની વૃત્તિમાં કહ્યું છે કે:—નિશ્ચયથી તો કોઇ દ્રવ્ય સર્વથા ગુરૂ કે સર્વથા લઘુ નથી. પરંતુ વ્યવહારથી બાદર સ્કંધોને વિષે તે ઘટે છે. બીજામાં નહિં. ચતુઃસ્પર્શી અરૂપી-દ્રવ્ય અગુરૂલઘુ જાણવાં. શેષ અષ્ટસ્પર્શી દ્રવ્યો નિશ્ચયથી ગુરૂલઘુ છે. ઔદારિક, વૈક્રિય, આહારક અને તૈજસ–દ્રવ્યો ગુરૂલઘુ સમજવાં; અને કાર્મણ દ્રવ્યો તથા મન વચન આદિ અગુરૂલઘુ સમજવાં. ૧૨૬–૧૨૮.

વળી એના, વર્ણ–ગંધ–રસ–સ્પર્શ અને સંસ્થાનને પ્રધાનપણે લઇને વિચાર કરીએ તો, બહુ બહુ ભેદ થાય છે. ૧૨૯.

તે આ પ્રમાણે:—એક ઉજ્વળ વર્ણના પુદ્ગળના જ, ગંધને લઇને બે ભેદ થાય,

संस्थानानां रसानां च प्राधान्येनैवमिष्यते ।
शतं शतं विभेदानां ततो जातं शतत्रयम् ॥ १३२ ॥

सुगन्धीनां पंच पंच भेदा वर्णैरसैस्तथा ।
संस्थानैश्चाष्ट नु स्पर्शैः स्युस्त्रयोविंशतिस्ततः ॥ १३३ ॥

दुर्गन्धानामपीत्थं स्युस्त्रयोविंशतिरेव हि ।
षट्चत्वारिंशदुभययोगे स्युर्गंधजा इति ॥ १३४ ॥

शीतस्पर्शस्यापि भेदौ द्वौ मतौ गन्धभेदतः ।
संस्थानरसवर्णैश्च पंच पंच भिदस्तथा ॥ १३५ ॥

शीतस्याधिकृतत्वेन तत्रोष्णस्य त्वसंभवात् ।
भिदोऽस्य शेषैः स्पर्शैः षट् स्युस्त्रयोविंशतिस्ततः ॥ १३६ ॥

स्पर्शानामेवमष्टानां प्रत्येकं गन्धयोरपि ।
त्रयोविंशतिभेदत्वात् द्विशती त्रिंशदुत्तरा ॥ १३७ ॥

एवमेते पुद्गलानां भेदाः सर्वे प्रकीर्त्तिताः ।
शतानि पंच सत्रिंशान्येवमजीवरूपिणाम् ॥ १३८ ॥

સંસ્થાન તથા રસને લઇને પાંચ પાંચ ભેદ થાય, તેમજ સ્પર્શને લઇને આઠ ભેદ થાય-એટલે કુલ વીશ ભેદ થાય. એટલે પાંચ વર્ણને લઇને ૨૦×૫=૧૦૦ ( એકસો ) ભેદ થાય. એવી જ રીતે સંસ્થાનોના અને સર્વ રસોના પ્રધાનપણાને લઇને પણ સો સો ભેદ થાય. એટલે એકંદર ત્રણસો ભેદ થયા. ૧૩૦-૧૩૨.

વળી સુગન્ધી પુદ્ગળના, વર્ણ-રસ અને સંસ્થાનને લઇને પાંચ પાંચ ભેદ થાય, અને સ્પર્શને લઇને આઠ ભેદ થાય. આ ત્રેવીશ ભેદ થયા. એવી જ રીતે દુર્ગન્ધીના પણ ત્રેવીશ ભેદ થાય. એટલે બેઉ પ્રકારના ભેદોનો સરવાળો ૨૩+૨૩ એટલે ૪૬ થયો. ૧૩૩-૧૩૪.

વળી શીતસ્પર્શવાળાના, ગન્ધપ્રમાણે બે ભેદ તથા સંસ્થાન-રસ અને વર્ણ પ્રમાણે પાંચ પાંચ ભેદ થાય. અહિં શીતસ્પર્શની વાત કરી એમાં ઉષ્ણતાનો તો અસંભવ હોવાથી બાકી છ સ્પર્શ રહ્યા એના છ ભેદ એટલે કુલ ૨+૫+૫+૫+૬=૨૩ ભેદ શીતસ્પર્શવાળાના થયા. અને આઠે સ્પર્શ ગણતાં ૨૩×૮=૧૮૪ ભેદ થયા. એમાં બે પ્રકારના ગંધવાળાના છેંતાળીશ ઉમેરતાં સરવાળે ૨૩૦ થયા. ૧૩૫-૧૩૭.

( અને ઉપર ત્રણસો ભેદ બીજા ગણાવ્યા છે ) એ જોતાં કુલ ૫૩૦ ભેદો અજીવ રૂપી પુદ્ગળોના થયા. ૧૩૮.

अथ दशमः शब्दपरीणामः ।

योऽसौ शब्दपरीणामो द्विधा सोऽपि शुभोऽशुभः ।
पुद्गलानां परीणामा दशाप्येवं निरूपिताः ॥ १३९ ॥

गन्धद्रव्यादिवद्वाता-कूल्येन प्रसर्पणात् ।
तादृशद्रव्यवच्छ्रोत्रोपघातकतयाऽपि च ॥ १४० ॥
ध्वनेः पौद्गलिकत्वं स्याद्यौक्तिकं यत्तु केचन ।
मन्यन्ते व्योमगुणतां तस्य तन्नोपयुज्यते ॥१४१॥ युग्मम् ॥

अस्य व्योमगुणत्वे तु दूरासन्नस्थशब्दयोः ।
श्रवणे न विशेषः स्यात् सर्वगं खलु यन्नभः ॥ १४२ ॥

यथा शब्दस्तथा छायातपोद्योततमांस्यपि ।
सन्ति पौद्गलिकान्येवेत्याहुः श्रीजगदीश्वराः ॥ १४३ ॥

यदादर्शादौ मुखादेः प्रतिबिम्बं निरीक्ष्यते ।
सोऽपि छायापुद्गलानां परिणामो न तु भ्रमः ॥ १४४ ॥

હવે દશમા '**શબ્દપરિણામ**' વિષે.

આ શબ્દપરિણામ પણ (૧) શુભ અને (૨) અશુભ એમ બે પ્રકારનો છે. ૧૩૯.

એ પ્રમાણે પુદ્ગળના દશે 'પરિણામ' નું નિરૂપણ કર્યું.

(૧) ગંધપદાર્થોની પેઠે વાયુના અનુકુળપણાને લઇને ફેલાય છે માટે, તેમજ (૨) તાદૃશ પદાર્થની પેઠે કર્ણ ઉપર ઉપઘાત કરે છે માટે **શબ્દને પુદ્ગલિક** કહેવો એ યોગ્ય જ છે. કેટલાક અન્યદર્શનવાળાઓ એને આકાશગુણવાળો કહે છે–એ યુક્ત નથી. ૧૪૦–૧૪૧.

જો શબ્દને વ્યોમગુણી કહીએ તો નજીકના કે દૂરના શબ્દોને સાંભળવામાં ફેર ન પડવો જોઇએ કેમકે આકાશ સર્વવ્યાપી છે. પણ ફેર તો પડે જ છે માટે એ ( શબ્દ ) વ્યોમ–આકાશ–ગુણી નથી એમ સિદ્ધ થાય છે. ૧૪૨.

શબ્દની પેઠે, **છાયા–તડકો–ઉજાશ** અને **અંધકાર** પણ પૌદ્ગાલક છે એમ **શ્રીજિન-ભગવાન** કહી ગયા છે. ૧૪૩.

દર્પણ વગેરેને વિષે મુખ આદિનું જે પ્રતિબિમ્બ દેખાય છે એપણ **છાયારૂપી પુદ્ગળનું** પરિણામ જ છે, ભ્રમ નથી. કેમકે ભ્રમ તો જ્ઞાનાન્તર બાધ્ય હોય છે અને આ તો એમ જણાતું

भ्रमो ज्ञानान्तरबाह्यः स्यान्नैतत्तु तथेक्ष्यते ।
न च भ्रमः स्यात्सर्वेषां युगपत्पटुचक्षुषाम् ॥ १४५ ॥

सर्वस्थूलपदार्थानां ते छायापुद्गलाः पुनः ।
साक्षादेव प्रतीयन्ते छायादर्शनतः स्फुटाः ॥ १४६ ॥

सर्वं ह्यैन्द्रियकं वस्तु चयापचयधर्मकम् ।
रश्मिवच्च रश्मयस्तु छायापुद्गलसंहतिः ॥ १४७ ॥

तथोक्तं प्रज्ञापनावृत्तौ ।

सर्वमैन्द्रियकं वस्तु स्थूलं चयापचयधर्मकं रश्मिवच्चेति ॥

अवाप्य तादृक्सामग्रीं ते छायापुद्गलाः पुनः ।
विचित्रपरिणामाः स्युः स्वभावेन तथोच्यते ॥ १४८ ॥

यदातपादियुक्ते ते गता वस्तुन्यभास्वरे ।
तदा स्वसम्बन्धिवस्त्वाकाराः स्युः श्यामरूपकाः ॥ १४९ ॥

दृश्यते ह्यातपज्योत्स्नादीपालोकादियोगतः ।
स्थूलद्रव्याकृतिश्छाया भूम्यादौ श्यामरूपिका ॥ १५० ॥

---

નથી. વળી બધા સારી આંખ્યોવાળાને કંઈ એક સામટો ભ્રમ થાય નહિં. વિશેષ વળી, સર્વ સ્થૂલ પદાર્થોની છાયા આપણે જોઇ શકીએ છીએ. માટે એ **છાયા** પુદ્ગળજ છે એમ પ્રતીતિ થાય છે. ૧૪૪-૧૪૬.

વળી સર્વ ઇન્દ્રિયગોચર પદાર્થોનો, કિરણોની પેઠે વધવાઘટવાનો સ્વભાવ જ છે; અને કિરણો છાયાપુદ્ગળોની શ્રેણિ છે. શ્રીપન્નવણામાં પણ કહ્યું છે કે-સર્વ ઇન્દ્રિયગોચર બાદર પદાર્થ રશ્મિની પેઠે વૃદ્ધિહાનિ અનુભવે જ છે.. ૧૪૭.

એ છાયાપુદ્ગળો વળી એવા પ્રકારની સામગ્રી પ્રાપ્ત કરીને સ્વભાવિક રીતે જ વિચિત્ર-પરિણામ પામે છે. ૧૪૮.

એ આ પ્રમાણે:—જ્યારે એ કિરણો આતપ-તડકા-યુક્ત પણ **અભાસ્વર** વસ્તુઓમાં પ્રવેશ કરે છે ત્યારે એઓ પોતાના સમ્બન્ધવાળી વસ્તુઓના આકારવાળા થયા થકા શ્યામ-સ્વરૂપી થાય છે; કેમકે આતપ, જ્યોત્સ્ના, દીપકનો પ્રકાશ વગેરેના યોગથી સ્થૂલપદાર્થની આકૃતિરૂપ છાયા પૃથ્વીપર શ્યામ પડે છે-દેખાય છે. પણ જ્યારે ખડ્ગ તથા દર્પણ વગેરે

यदा तु खड्गादर्शादिभास्वरद्रव्यसंगताः ।
तदा स्युस्ते स्वसंबंधिद्रव्यवर्णाकृतिस्पृशः ॥ १५१ ॥

आदर्शादौ प्रतिच्छाया यत्प्रत्यक्षेण दृश्यते ।
मूलवस्तुसदृग्वर्णाकारादिभिः समन्विता ॥ १५२ ॥

एषां स्वरूपवैचित्र्यं न चैतन्नोपपद्यते ।
सामग्रीसहकारेण नानावस्था हि पुद्गलाः ॥ १५३ ॥

यथा दीपादिसामग्र्या तामसा अपि पुद्गलाः ।
प्रकाशरूपाः स्युर्दीपापगमे तादृशाः पुनः ॥ १५४ ॥

आतपोद्योतयोः पौद्गलिकत्वं तु निर्विवादम् ॥

पुद्गलत्वं तु तमसां शीतस्पर्शतया स्फुटम् ।
नीलं चलत्यन्धकारमित्यादिप्रत्ययादपि ॥ १५५ ॥

याश्चाप्रतीघातिताद्याः परोक्ताः प्रतियुक्तयः ।
तास्तु दीपप्रकाशादिप्रतिबन्धिपराहताः ॥ १५६ ॥

इति उपरम्यते । विस्तरात्तदर्थिना रत्नाकरावतारिकादयो विलोक्याः ॥

---

**ભાસ્વર** પદાર્થોનો સંબંધ થાય છે ત્યારે તે કિરણો પોતાના સંબંધવાળા દ્રવ્યના વર્ણ તથા આકૃતિને ધારણ કરે છે; કેમકે દર્પણ વગેરેમાં મૂળવસ્તુપ્રમાણેના વર્ણ અને આકૃતિવાળી પ્રતિચ્છાયા પ્રત્યક્ષ દેખાય છે. ૧૪૯–૧૫૨.

એઓના સ્વરૂપની આ વિચિત્રતા લેશ પણ અયુક્ત નથી કેમકે સામગ્રીના સહકારથી પુદ્ગળો વિવિધ અવસ્થા પામેજ છે; જેમકે દીપકની હાજરીમાં અંધકારના પુદ્ગળો પણ પ્રકાશરૂપ થાય છે, અને દીવો ગયો કે પાછાં હતાં એવાં ને એવાં થઈ જાય છે. ૧૫૩–૧૫૪.

**તડકો** અને **ઉજાશ** એ બે તો નિઃશંકપણે પુદ્ગળજ છે.

વળી **અંધકાર** એક પૌદ્ગલિક વસ્તુ છે એ તો એના શીતસ્પર્શથી જ ખુલ્લું છે. અથવા શ્યામ અંધકાર ચાલે છે ઇત્યાદિ પ્રત્યયને લઈને પણ એ વાત ચોક્કસ ઠરે છે. ૧૫૫.

અહિં અન્યદર્શનવાળાઓએ અપ્રતિઘાતિત્વ આદિ જે પ્રતિયુક્તિઓ કહેલી છે એનું તો દીપકના પ્રકાશ વગેરેની 'સામી દલીલ' થી ખંડન થઇ જ જાય છે. ૧૫૬.

આ સંબંધમાં વિસ્તાર છે તે જાણવો હોય એણે રત્નાકરાવતારિકા વગેરે ગ્રંથો જોવા.

इति पुद्गलतत्त्वमागमे
गदितं यत्किल तत्त्वदर्शिभिः ।
तदनूदितमत्र मद्गिरा
गुहयेव प्रतिशब्दितस्पृशा ॥ १५७ ॥

विश्वाश्चर्यदकीर्त्तिकीर्त्तिविजयश्रीवाचकेन्द्रान्तिष-
द्राजश्रीतनयोऽतनिष्ट विनयः श्रीतेजपालात्मजः ।
काव्यं यत्किल तत्र निश्चितजगत्तत्त्वप्रदीपोपमे
सर्गो निर्गलितार्थसार्थसुभगः पूर्णोऽयमेकादशः ॥ १५८ ॥

इति एकादशः सर्गः ।

इति श्रीलोकप्रकाशस्यायं प्रथमो द्रव्यलोकप्रकाशः
समाप्तः ॥



---

તત્વદર્શી પુરૂષોએ આગમને વિષે પુદ્ગળતત્વ ઉપર જે વિવેચન કર્યું છે એ વિવેચનને અનુસરીને મેં, શબ્દેશબ્દનો પ્રતિધ્વનિ પાડનારી ગુફા જેવી મારી વાણીમાં સર્વ કાંઇ કહ્યું છે. ૧૫૭.

ત્રણુલોકને આશ્ચર્યચકિત કરનારી કીર્તિના ધણી શ્રીમદ્ કીર્તિવિજયઉપાધ્યાયના અન્તેવાસી તથા પિતા–તેજપાળશેઠ અને માતા–રાજશ્રીના કુલદીપક શ્રી વિનયવિજયે જે આ જગતના નિશ્ચિત તત્વોને દીપકની જેમ અજવાળામાં લાવનાર કાવ્યગ્રંથ રચ્યો છે તેનો, અંદરથો નીકળતા અનેક ઉત્તમ અર્થવાળો અગ્યારમો સર્ગ સંપૂર્ણ થયો. ૧૫૮.

અગ્યારમો સર્ગ સમાપ્ત.

**શ્રી લોકપ્રકાશનો પહેલો ભાગ "દ્રવ્યલોકપ્રકાશ"**
**સમ્પૂર્ણ.**

# शेठ देवचंद लालभाइ जैन पु० फंड तरफथी हाल मळता ग्रंथो.

| અંક | | | મૂલ્ય |
|---|---|---|---|
| ૩૦ | આનંદ કાવ્ય મ૦ મૌક્તિક ૪ થું | .... | ૦-૧૨-૦ |
| ૩૨ | .... .... ૫ મું | .... | ૦-૧૦-૦ |
| ૪૩ | .... .... ૬ ઠું | .... | ૦-૧૨-૦ |
| ૪૮ | શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રવૃત્તિ .... | ... | ૨-૦-૦ |
| ૫૧ | સેનપ્રશ્ન. ( પ્રશ્નોત્તર રત્નાકર. ) .... | .... | ૧-૦-૦ |
| ૫૩ | આવશ્યક ટીપ્પન. .... | ... | ૧-૧૨-૦ |
| ૫૪ | જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ સટીક ઉત્તરાર્ધ. | .... | ૨-૦-૦ |
| ૫૬ | શ્રીપાલચરિત્ર સંસ્કૃત .... | .... | ૦-૧૪-૦ |
| ૫૭ | સુક્તમુક્તાવલી .... .... | .... | ૨-૦-૦ |
| ૫૮ | પ્રવચન સારોદ્ધાર સટીક પૂર્વાર્ધ .... | .... | ૩-૦-૦ |
| ૫૯ | તંદુલવેયાલીય પયન્નો સટીક. .... | .... | ૧-૮-૦ |
| ૬૦ | વિંશતિસ્થાનક ચરિત પદ્યબદ્ધ .... | .... | ૧-૦-૦ |
| ૬૧ | કલ્પસૂત્રસુબોધિકા. .... .... | .... | ૨-૦-૦ |
| ૬૨ | સુબોધા સામાચારી. .... .... | .... | ૦-૮-૦ |
| ૬૩ | શ્રીપાલચરિત્ર પ્રાકૃત સાવચૂર્ણિ .... | .... | ૧-૪-૦ |
| ૬૪ | પ્રવચન સારોદ્ધાર સટીક ઉત્તરાર્દ્ધ | .... | ૪-૦-૦ |
| ૬૫ | શ્રી લોકપ્રકાશ પ્રથમો દ્રવ્યલોક પ્રકાશ મૂલમાત્ર | | ૨-૦-૦ |
| ૬૬ | આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૭ મું | .... | ( પ્રેસમાં) |
| ૬૭ | તત્વાર્થાધિગમસૂત્ર ૫ અધ્યાય-પ્રથમ વિભાગે | | ૬-૦-૦ |
| ૬૮ | શ્રી નવપદ લઘુવૃત્તિ .... | .... | ( પ્રેસમાં) |
| ૬૯ | આનંદ કાવ્ય મહોદધિ મૌ. ૮ મું | .... | ( ,, ) |
| ૭૦ | વિચારરત્નાકર .... .... | .... | ( ,, ) |
| ૭૧ | નવપદ પ્રકરણ .... .... | .... | ( ,, ) |

दे. ला. पु. फंड तथा आ. समितिना क्लार्क

**मास्टर विजयचंद मोहनलाल शाह.**

शेठ दे० ला० जैनधर्मशाळा, गोपीपुरा,

सुरत—SURAT.